# ગ્રંથ સમર્પણ. 966

પરમ પવિત્ર પૂજ્યપાદ,

## ગુરૂવર્યશ્રી ગોપાળજી સ્વામી.

ગચ્છાધિપતિ ગુરૂવર્ય ગોપાળજીસ્વામી જેઓ કે ગીર્વાણ ભાષાના ગૌરવપણાથી, અને આધ્યાત્મ ગુણમાં અગ્રેસરપણાથી, શાન્તિમય, માધ્યસ્થ વૃત્તિથી, પક્ષપાત રહિત ભ્રાતૃભાવ વધારવા, સિદ્ધાંત શ્રેણીથી અમૃતમયિ મધુરી વાણીએ ઉપદેશ દ્વારા શ્રીવીર પરમાત્માની વાણીનો સ્વાદ ચખાડી આ સંસાર સમુદ્રમા ઝોલા ખાતાં નિર્યામિક તરીકે બાંહ્ય ઝાલી બુડતા બાળકનો ઉદ્ધાર કરવા અર્થે સંયમ આપી મને તાર્યો અને અપૂર્વ કૃપા કરી જે જ્ઞાન આપ્યું, તેનો બદલો આ બાળકથી કોઇ રીતે વાળી શકાય તેમ નથી. આપના અપૂર્વ ગુણોને લીધે મારો અંતરાત્મા વારંવાર આકર્ષાતો અને પ્રેરણા કરતો કે જે ઉત્તમ ચીજ આપણને જેના પાસેથી મળેલી હોય, તે ઉત્તમ ચીજ પાછી તેનેજ સમર્પણ કરવામા આવે તો, તેથી આપણે જાણે ઋણમુક્ત થતા હોઇએ. તેમ આપણું અંતઃકરણ કાંઇક અપૂર્વ શાન્તિ મેળવીને પ્રફુલ્લિત થાય છે, તેટલા માટેજ, આ "શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા" ગ્રંથ આપને ભક્તિ પૂર્વક સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

ૐ શાન્તિઃ!

લી. આપનો બાળક,

મુનિ મોહનલાલજી.

# ઉપકાર પત્ર.



આ પુસ્તક ઓછી કિમતે આપવા અને જ્ઞાનનો બહોળો ફેલાવો થવા માટે ભાવિક સદ્ગૃહસ્થોએ, ઘણા ઉત્સાહપૂર્વક રકમો ભરાવી છે. તેઓને હુ ધન્યવાદ આપવાની સાથે કહીશ કે, હજી જૈનસમાજમા એવા ઘણા જ્ઞાનપ્રેમી બંધુઓ છે કે જેઓ પોતાની ન્યાય નીતિથી ઉત્પન્ન કરેલી લક્ષ્મી આવા જ્ઞાન ખાતાઓમા વાપરી લ્હાવો લઇ મનુષ્ય જન્મ સફળ કરે છે

આ ગ્રંથની પ્રસિદ્ધિમાં સહાયક તરીકે એક સદ્ગૃહસ્થે રૂપીયા ૪૦૦) ની રકમ આપી છે અને તેઓ પોતાનું ગામ કે નામ જાહેર કરવા માગતા નથી, તે આત્મજ્ઞાન જીજ્ઞાસુ અને ગુપ્તજ્ઞાનના શોખીન બાંધવ રત્નનો અંતઃકરણપૂર્વક આ સ્થળે ઉપકાર માનવામા આવે છે.

ઓછી કીમતે પુસ્તક આપવા માટે જે જે સદ્ગૃહસ્થોએ મદદ આપી છે, તે તે સદ્ગૃહસ્થોનું નામવાર લીષ્ટ આ નીચે આપવામા આવે છે.

| રૂપીયા. | સદ્ગૃહસ્થોના નામ. | ગામ. |
|---|---|---|
| ૪૦૦ | એક સદ્ગૃહસ્થ તરફથી. ... .. .... | |
| ૨૦૦ | આમરણવાળાં બાઇ છબલબાઇ સુંદરજી હા. દામાણી જમનાદાસ સુંદરજી ... . ... ... | હાલ રાજકોટ |
| ૧૨૫ | શેઠ વર્ધમાન રણછોડભાઇ .... .... .... | ધોલેરાબંદર |
| ૧૦૦ | ગોસળીયા મોહનલાલ ભુરાભાઇ .... .. | ,, |
| ૧૦૧ | દોશી કસ્તુરભાઇ હરચંદ હસ્તે દેવજીભાઇ .... | વઢવાણ કાંપ |
| ૧૦૦ | શાહ ઉજમશી કચરાભાઇ હસ્તે મુળચંદભાઇ ... | વઢવાણ શેહેર |
| ૧૦૦ | બેન સંતોક ફુલચંદભાઈ તેમનાં માતુશ્રીના સ્મરણાર્થે | વઢવાણ શેહેર |
| ૭૫ | શાહ લલ્લુભાઇ નાગજી હા. દલીચંદભાઇ તથા નાથાલાલભાઇ | ધોલેરાબંદર |
| ૫૧ | દોશી ઓઘડ તેજપાળભાઇ .... .... .... | શ્રીપીપળી |
| ૫૧ | શ્રી ભડીયાદના શ્રીસંઘ તરફથી હસ્તે રાયચંદભાઇ | ભડીયાદ |
| ૫૧ | શ્રી અરણીટીંબાના સંઘ તરફથી હસ્તે ત્રિભુવનભાઇ | અરણીટીંબા |

| | | |
|---|---|---|
| ૫૦ | ગાંધી મલુકચંદ જાદવજી તથા ગાંધી સંઘજી કડવાભાઇ | હડમતીયા |
| ૫૦ | શાહ શિવલાલ ભુદરભાઇની ભાર્યા ઝબુભાઇ તરફથી | ધોલેરાબંદર |
| ૩૫ | શાહ રતિલાલ ગુલાબચંદભાઇ ... ... ... | વાલીંડાવાળા |
| ૩૦ | ગાંધી માણેકચંદ જેચંદભાઈ ... ... ... | શ્રી વાંકાનેર |
| ૨૫ | શાહ ત્રીકમલાલ પુરૂષોત્તમભાઈ .... ... | ધોલેરાબંદર |
| ૨૫ | શાહ મોહનલાલ હરજીવન .... .... .... | ,, |
| ૨૫ | શાહ ભુદર નાગજી હસ્તે ભાઈ મણિલાલ ... | ,, |
| ૨૫ | ભાવસાર ઉત્તમચંદ બેચર વેલાણી હસ્તે બાઇ જીવી | ધંધુકા |
| ૨૫ | શ્રી મોજીદડના શ્રી સંઘ તરફથી ... .. | મોજીદડ |
| ૨૫ | શાહ ગણેશ રૂપા હસ્તે અખજીભાઇ ... | ટુવા |
| ૨૫ | સંઘવી હરખચંદ ઓઘડભાઇ ... ... | લીંબલી |
| ૨૫ | સંઘવી મોનજી શ્યામજી ... ... .... | જામનગર |
| ૨૫ | મેતા જગજીવન વેલજી .... .... ... | ટંકારા |
| ૨૫ | મેતા કપુરચંદ ડોસાણી આદિ શ્રીસંઘ હસ્તે અવિચળભાઇ | તીથવા |
| ૨૧ | સંઘવી હરગોવિંદદાસ ભુરાભાઈ ... .... | ધોલેરા બંદર |
| ૨૦ | ગાંધી તલકશી નાનજી .... .... .... | ,, |
| ૧૫ | સંઘવી જેતશી ધનજીભાઇ .... .... | ,, |
| ૧૫ | શેઠ જીવાભાઇ અમરશી ... .... .... | ,, |
| ૧૫ | શાહ લખમીચંદ નાગજી હસ્તે બેન નાથી ... | ,, |
| ૧૫ | એક સુશ્રાવિકા બેન તરફથી ... .... | ,, |
| ૧૫ | શાહ પ્રેમચંદ ઉજમશી હસ્તે બેન મોતી ... | ,, |
| ૧૫ | દોશી મોહનલાલ હેરાભાઇ .... .... | વઢવાણ કેમ્પ |
| ૧૫ | શાહ ઉજમશી દોલાભાઇ ... ... | ખાડીયા |
| ૧૫ | શાહ દેવશી સુંદરજી હસ્તે ભાઇ મણિલાલ પથરના વેપારી | હાલ રામપરડા સ્ટેશન |
| ૧૫ | મેતા સુખલાલ મોનજીભાઇ .... .... | મોરબી |
| ૧૫ | મેતા ઉમિયાશંકર કેશવજી .... ... | ,, |
| ૧૧ | શાહ માણેકચંદ દામોદરભાઇ .... ... | ધોલેરા બંદર |

# ઉપકાર પત્ર.



આ પુસ્તક ઓછી કિમતે આપવા અને જ્ઞાનનો બહોળો ફેલાવો થવા માટે ભાવિક સદ્ગૃહસ્થોએ, ઘણા ઉત્સાહપૂર્વક રકમો ભરાવી છે. તેઓને હુ ધન્યવાદ આપવાની સાથે કહીશ કે, હજી જૈનસમાજમા એવા ઘણા જ્ઞાનપ્રેમી બંધુઓ છે કે જેઓ પોતાની ન્યાય નીતિથી ઉત્પન્ન કરેલી લક્ષ્મી આવા જ્ઞાન ખાતાઓમા વાપરી લ્હાવો લઇ મનુષ્ય જન્મ સફળ કરે છે

આ ગ્રંથની પ્રસિદ્ધિમાં સહાયક તરીકે એક સદ્ગૃહસ્થે રૂપીયા ૪૦૦) ની રકમ આપી છે અને તેઓ પોતાનું ગામ કે નામ જાહેર કરવા માગતા નથી, તે આત્મજ્ઞાન જીજ્ઞાસુ અને ગુપ્તજ્ઞાનના શોખીન બાંધવ રત્નનો અંતઃકરણપૂર્વક આ સ્થળે ઉપકાર માનવામા આવે છે.

ઓછી કીંમતે પુસ્તક આપવા માટે જે જે સદ્ગૃહસ્થોએ મદદ આપી છે, તે તે સદ્ગૃહસ્થોનું નામવાર લીષ્ટ આ નીચે આપવામા આવે છે.

| રૂપીયા. | સદ્ગૃહસ્થોના નામ. | ગામ. |
|---|---|---|
| ૪૦૦ | એક સદ્ગૃહસ્થ તરફથી. ... .. .... | |
| ૨૦૦ | આમરણવાળા ભાઇ છબલભાઇ સુંદરજી હા. દામાણી જમનાદાસ સુંદરજી ... . ... ... | હાલ રાજકોટ |
| ૧૨૫ | શેઠ વર્ધમાન રણછોડભાઇ .. .... .... | ધોલેરાબંદર |
| ૧૦૦ | ગોસળીયા મોહનલાલ ભુરાભાઇ .... .. | ,, |
| ૧૦૧ | દોશી કસ્તુરભાઇ હરચંદ હસ્તે દેવજીભાઇ ... | વઢવાણ કાપ |
| ૧૦૦ | શાહ ઉજમશી કચરાભાઇ હસ્તે મુળચંદભાઇ .... | વઢવાણ શેહેર |
| ૧૦૦ | બેન સંતોક કુલચંદભાઈ તેમનાં માતુશ્રીના સ્મરણાર્થે | વઢવાણ શેહેર |
| ૭૫ | શાહ લલ્લુભાઇ નાગજી હા. દલીચંદભાઇ તથા નાથાલાલભાઇ | ધોલેરાબંદર |
| ૫૧ | દોશી ઓઘડ તેજપાળભાઇ .... .... .... | શ્રીપીપળી |
| ૫૧ | શ્રી ભડીયાદના શ્રીસંઘ તરફથી હસ્તે રાયચંદભાઇ | ભડીયાદ |
| ૫૧ | શ્રી અરણીટીબાના સંઘ તરફથી હસ્તે ત્રિલુવનભાઇ | અરણીટીંબા |

| | | |
|---|---|---|
| ૫૦ | ગાંધી મલુકચંદ જાદવજી તથા ગાંધી સંઘજી કડવાભાઇ | હુડમતીયા |
| ૫૦ | શાહ શિવલાલ ભુદરભાઇની ભાર્યા ઝબુભાઇ તરફથી | ધોલેરાબંદર |
| ૩૫ | શાહ રતિલાલ ગુલાબચંદભાઇ ... ... ... | વાલીડાવાળા |
| ૩૦ | ગાંધી માણેકચંદ જેચંદભાઈ ... ... ... | શ્રી વાકાનેર |
| ૨૫ | શાહ ત્રીકમલાલ પુરૂષોત્તમભાઈ .... ... | ધોલેરાબંદર |
| ૨૫ | શાહ મોહનલાલ હરજીવન .... .... ... | ,, |
| ૨૫ | શાહ ભુદર નાગજી હસ્તે ભાઈ મણિલાલ ... | ,, |
| ૨૫ | ભાવસાર ઉત્તમચંદ બેચર વેલાણી હસ્તે બાઇ જીવી | ધંધુકા |
| ૨૫ | શ્રી મોજીદડના શ્રી સંઘ તરફથી ... . | મોજીદડ |
| ૨૫ | શાહ ગણેશ રૂપા હસ્તે અબજીભાઇ ... | ટુવા |
| ૨૫ | સંઘવી હરખચંદ ઓધડભાઇ ... | લીંબલી |
| ૨૫ | સંઘવી મોનજી શ્યામજી ... ... .... | જામનગર |
| ૨૫ | મેતા જગજીવન વેલજી .. .... ... | ટંકારા |
| ૨૫ | મેતા કપુરચંદ ડોસાણી આદિ શ્રીસંઘ હસ્તે અવિચળભાઇ | તીથવા |
| ૨૧ | સંઘવી હરગોવિંદદાસ ભુરાભાઈ ... . | ધોલેરા બંદર |
| ૨૦ | ગાંધી તલકશી નાનજી .... .... .... | ,, |
| ૧૫ | સંઘવી જેતશી ધનજીભાઇ .... .... | ,, |
| ૧૫ | શેઠ જીવાભાઇ અમરશી .. .... ... | ,, |
| ૧૫ | શાહ લખમીચંદ નાગજી હસ્તે બેન નાથી ... | ,, |
| ૧૫ | એક સુશ્રાવિકા બેન તરફથી ... .... | ,, |
| ૧૫ | શાહ પ્રેમચંદ ઉજમશી હસ્તે બેન મોતી ... | ,, |
| ૧૫ | દોશી મોહનલાલ લેરાભાઇ .... .... | વઢવાણ કેમ્પ |
| ૧૫ | શાહ ઉજમશી દોલાભાઇ ... . | ખાડીયા |
| ૧૫ | શાહ દેવશી સુંદરજી હસ્તે ભાઇ મણિલાલ પથરના વેપારી | હાલ રામપરા સ્ટેશન |
| ૧૫ | મેતા સુખલાલ મોનજીભાઇ .... .... | મોરબી |
| ૧૫ | મેતા ઉમિયાશંકર કેશવજી .... ... | ,, |
| ૧૧ | શાહ માણેકચંદ દામોદરભાઇ .... | ધોલેરા બંદર |

૧૧ શાહ ધનજી લખુભાઇ. .. . ... કંથારીઆ

૧૧ દરબારશ્રી કાળુભા કરણુભાઇ વગેરે .... કંથારીઆ

૧૧ શાહ તલકશી નાગજી .... ... .... મોલેગ ગ૯૨

૧૦ શેઠ ચત્રભુજ ધારશી હસ્તે હીરાભાઇ શેઠ ,,

૧૦ દોશી ગોવિંદજી ઝવેરભાઇ .. ,,

૧૦ ભાવસાર પુરૂષોત્તમ દેવકરણ હસ્તે ભાઇ સાકુ ,,

૧૦ શાહ સુખલાલ માણેકચંદ .. ... વઢવાણ કેમ્પ

૧૦ શાહ બેચર ગોવિંદજી હસ્તે મનસુખભાઇ .. કંથારીઆ

૧૦ શાહ તલકશી મોતીચંદ હસ્તે ભાઇ જગજીવન ,,

૧૦ શાહ રતિલાલ મગનલાલ હસ્તે ભાઇ મોથી ... કંથારીઆ

૧૦ શાહ ખીમચંદ મોતીચંદ હસ્તે તલકશીભાઇ . ,,

૧૦ શાહ તલકશી જેચંદ તથા પ્રેમચંદ પુરૂષોત્તમ ,,

૧૦ ગાંધી મુળચંદ મનસુખભાઇ ... ... .. ખાંડીયા

૧૦ શાહ નારણુલાલ ત્રિભુવન તથા આણંદજી ખીમચંદ. ,,

૧૦ વોરા માણેકચંદ લાલચંદ ... .... રામપરડા સ્ટેશન

૧૦ શ્રી નાયકાના શ્રી સંઘ તરફથી ... .... . નાયકા

૧૦ દોશી વીરચંદ ડોસાભાઇ ... . . .... ... ખાટડી

૧૦ શાહ ઝીણાભાઇ ખીમચંદ તથા જીવરાજ સખીદા તરણેતર-બાબરાસ્થળ

૧૦ ગાંધી નથુ લવજી હસ્તે નરોત્તમભાઇ ધોલેરાવાળા હાલ ચોટીલા

૧૦ શાહ ઠાકરશી મોતીચંદ હસ્તે નીમચંદભાઇ ... ,,

૧૦ પારેખ સોભાગચંદ વીરચંદભાઇ ... .... ... ,,

૧૦ શા. ગોવિંદજી ત્રિકમ ... ... . ... દાણાવાડા

દશથી ઓછી રકમ સ્વીકારવામાં આવી નથી.

સંઘનો સેવક,

**ખીમચંદ ખોડીદાસ ભાવસાર.**



# પ્રસ્તાવના.



આ દેહના નિર્વાહ માટે શ્વાસોચ્છવાસની જેટલી આવશ્યક્તા છે તેટલીજ બલ્કે તેથી પણ અધિક આવશ્યક્તા આધ્યાત્મિક જીવનને ટકાવી રાખવા માટે સમ્યગ્જ્ઞાનની છે. યથાર્થ જ્ઞાન થયા વિના એટલે આત્મ

## વધારાની મદદ.

**ગ્રંથ છપાયા પછી મળેલ રકમો.**

૫૦ સંઘવી પ્રેમચંદ ભુરાભાઇ લીંબડી

૫૧ શેઠ નારાયણદાસ મથુરાદાસ હા. મણિલાલ ભુદરજી મુંબઇ

૨૫ શેઠ ખોડીદાસ અબજી હા. ભાઇ રતિલાલ ઘોલેરાબંદર

## સુધારો.

**નીચેની ભુલો સુધારી લેવા કૃપા કરવી.**

પૃષ્ટ ૬૩ થી ૮૦ સુધી મથાળે ભાગ ૧ લો છે ત્યા ભાગ ૨ જો જોઇએ

પૃષ્ટ ૫૨૧ પંકિત ૨૪ શ્લોક ૧૮ મો છે ત્યા ૧૪ મો જોઇએ.

પ્રકાશક.

આ "શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા" નામનું પુસ્તક ઘણા પ્રયાસથી તૈયાર કરેલ તે મારા જોવામા આવ્યુ. અને તેના વાચન શ્રવણથી મારા હૃદયમાં એવો ભાવ સ્ફૂર્યો કે જો આ અમૂલ્ય પુસ્તક પ્રસિદ્ધિમાં મૂકાય તો જૈન સમાજને અત્યંત ઉપયોગી થઇ પડે. પરતુ પુસ્તક ઘણુ મોટું હોવાથી તેને છપાવતા ઘણુ ખર્ચ થાય અને પડતર કિંમતે વેચતા છતા પણ સમાજના મોટા ભાગને તે કિંમત ભારે પડતી લાગે અને તેથી ખરીદનાં મન અચકાય, પરિણામે તેનો બહોળો ફેલાવો થાય નહિ તો ધારેલી ફળ [illegible] ન આવે. તેથી જો છપાવવાના ખર્ચમા મદદ આપનાર સહાયકો મ[illegible]

તોજ આવું મોટું પુસ્તક પ્રસિદ્ધિમા મૂકી અલ્પ કિમ્મત રાખી તેનો અધિક પ્રચાર કરી શકાય અને જ્ઞાનનો ફેલાવો થઈ શકે

સદ્ભાગ્યે મદદ આપનાર ઉદારચિત ગૃહસ્થો ટુક સમયમાજ મળી આવવાથી આ પુસ્તક છપાવી આપ મહાશયોના કરકમળમાં મૂકવા હું ભાગ્યશાળી થયો છુ. જે મહાનુભાવોએ આ ગ્રથ છપાવવામાં આર્થિક સાહાય્ય કરેલ છે તે સર્વનો હું અત.કરણપૂર્વક આભાર માનુ છુ

તત્ત્વજીજ્ઞાસુ મુનિવરોને તેમજ જૈન લાઈબ્રેરીઓ ( પુસ્તકાલયો ) ને આ ગ્રંથ વિના મૂલ્યે આપવાનું ઠરાવ્યુ છે. તેથી ઘણીખરી નકલોનો એ પ્રકારે સદ્વ્યય થશે. બાકીની પ્રતો પડતર કિમ્મતથી પણ ઘણી ઓછી કિમતે એટલે માત્ર દોઢ રૂપિયામાજ આપવા નકકી કર્યું છે આવી રીતે વિના મૂલ્ય, તથા ઓછી કિમ્મતે આ ગ્રથનો પ્રચાર કરવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું તેનો સઘળો સુયશ અમારા દાનવીર આશ્રયદાતાઓ કે જેમનાં નામ આ પુસ્તકમાં અન્યત્ર પ્રગટ કરેલા છે તેમને ઘટે છે અહિ પ્રસગવશાત્ એ પણ જણાવવાની અગત્ય છે કે આ ગ્રથનું વેચાણ થતા જે કાઈ વધારો રહેશે તેનો ઉપયોગ પણ આવાજ જ્ઞાનપ્રચારના કાર્યમાં કરવામાં આવશે.

આ પુસ્તક બહાર પાડવામા રાજકોટ નિવાસી મારા સાધર્મી બંધુ રા રા **શ્રીયુત ત્રિભુવનભાઇ વાલજી** મહેતાએ ઘણાજ ઉત્સાહપૂર્વક પૂર્ણ પરિશ્રમ લઇ ઘણી મદદ કરી છે તેથી તેઓ સાહેબનો હું પૂર્ણ આભારી થયો છુ ધર્મકાર્યમા તેઓની અપાર ખત અને હાર્દિક લાગણી માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે

પ્રુફ સુધારવામાં **ભાઈશ્રી ઝવેરચદ જાદવજી** કામદારે પોતાના સમયનો પુષ્કળ ભોગ આપી આ ગ્રંથને સર્વાંગસુંદર બનાવવા માટે ઘણો પરિશ્રમ લીધો છે. અને કામ ઘણું સારૂં કરી તેઓએ જૈન ધર્મની અપૂર્વ સેવા બજાવી છે. તે માટે તે ભાઇશ્રીને ધન્યવાદ ઘટે છે અને તેમનો પણ પૂર્ણ આભારી છું.

શ્રી સઘનો સેવક,

**ભાવસાર ખીમચંદ ખોડીદાસ.**



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળાની વિષયાનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## ભાગ ૨ જો.

### ભાગ ૩જો.

## ભાગ ૫મો.

ભાગ ૨ જો.

## ભાગ ૫ મો.

રચી તૈયાર કરવામાં આવેલો તે શ્રીયુત વાડીલાલ મોતીલાલ શાહના જોવામા આવવાથી તેમણે આમાંના કેટલાક બોલને લઇ પુસ્તકાકારે છપાવી તેનો ખૂબ પ્રચાર કર્યો. "હિતશિક્ષા" ની પાંચ આવૃત્તિઓ અને કુલે સાડા-અઢાર હજાર નકલો બહાર પાડી. ત્યારબાદ "સત્ય પ્રકાશ" નામક ગ્રંથ લગભગ પાચસો પાનાનો લખી તૈયાર કરી રાખ્યો છે. તદુપરાત "મુહપત્તિ વિચાર" ના ભાગ બે, "તપ વિચાર" તથા "જૈનોને કયા આલંબનની જરૂર" વગેરે નાના મોટા ગ્રંથો બનાવી તૈયાર કરેલા પણ મુદ્રિત થયેલા નહિ. એવામા સ. ૧૯૭૭ ની સાલમા મારી આખમા મોતીયો આવવા લાગ્યો અને ડૉકટર લોકોનો અભિપ્રાય થયો કે "તમારે હવે બહુ વાચવું લખવું નહિ" તેથી મારા મનમા વિચાર ઉદભવ્યા કે મેં કેટલુક કામ તો આટોપી લીધુ છે, પરતુ જે કામ કરવાનુ છે તે તો તમામ બાકી જ રહી ગયું છે જેમા મારી વીશ વર્ષની બલ્કે એથી પણ અધિક વર્ષની મહેનત રહી છે, બધું લખાણ પેનસીલના અક્ષરથી [illegible]ટા છવાયા કાગળીયા ઉપર પ્રશ્ન કયાંય તો ઉત્તર કયાંય એવી અવ્યવસ્થિત દશામા છે. વળી ઘણા વર્ષ થઇ જવાથી કાગળીયા સડી ગયેલા ફાટી તૂટી ગયેલા અક્ષરો પણ કેટલાક ઉડી ગયેલા, સારી આખવાળાથી પણ વાચી શકાય નહિ તેવા [illegible] અને ઝીણા બારીક આ રીતના આડા અને અવળા લખાયેલા છે તેથી મારા શિવાયના બીજા માણસો તો તેને જૂના કહેલા અને [illegible]. [illegible] ગણી ફાડી તોડી કચરા પટીમા નાખવા શિવાય બીજો કંઈ પણ ઉપયોગ કરેજ નહિ.

તો અનેકાત છે જૈનમતની સ્યાદ્વાદ શૈલિ છે. તે કોઇનો પક્ષ રાખે તેમ નથી. તથાપિ કોઇ એકાંતવાદીને બેસતું ન આવે તેથી ગ્રંથકર્તાને માથે આરોપ મૂકવો તે સત્ય પુરૂષોનો ધર્મ નથી તથાપિ કોઇનું મન દુ.ખાય તો ગ્રંથકર્તા દરેક વાચકવર્ગની ક્ષમા ચાહે છે.

આ ગ્રંથની અંદર દરેક પ્રશ્નોમા કોઇ સૂત્ર ગ્રંથ જૈન તથા જૈનેતરનાં શાસ્ત્રો, પુસ્તકો તથા પેપરોની સાક્ષી સહિત ઘડવામા આવેલ છે, છતા કોઇ કોઇ પ્રશ્નો કોઈ પાના ઉપરથી કે કોઇ કાગળીયા ઉપરથી કે કોઈ નોટમાથી ટાકવામા આવેલ હોય અને તેમા સાખ ન હોય તો તે દોષ ગ્રંથકર્તાને શીર નથી, તથાપિ કોઇના મનને લાગે કે અમુક પ્રશ્નમા અમારા ગ્રંથની કેમ સાખ નથી તો તે પ્રત્યે પણ ક્ષમા માગીએ છીએ.

દાખલા તરીકે દશવૈકાલિક સૂત્રના ૯ મા અધ્યયનના ૩ જા ઉદ્દેશમાં ૧૧ મી ગાથાના પહેલા બે પદમાં કહ્યું છે કે—

गुणेहिं साहु अगुणेहिं साहु, गिण्हाहिं साहु गुणमुञ्चसाहु;

આ બોધપદનો અર્થ ટીકાવાળા કે ભાષાવાળા કે ટબાવાળાથી જેવો જોઇએ તેવો થઇ શકયો નથી. જૈનસૂત્રનાં રહસ્યોને નહી જાણનારા પંચ-કાવ્યી કે ગમે તેવા વ્યાકરણના જાણ પંડિતોથી પણ આ બે પદનો અર્થ કરવો દુર્ધર છે અને વગર વ્યાકરણાદિકના જાણને ગુરૂગમ્યથી અર્થ કરવો જરા પણ કઠણ નથી. એવા એક નહીં પણ અનેક શબ્દો સૂત્રજ્ઞાનના જાણ ગુરૂગમ્યથીજ મેળવી શકાય છે.

માટે શ્રોતાજનોએ કોઈ કોઇ પ્રશ્નોના ઉત્તરમા વ્યાકરણાદિ દોષો જોવામાં આવે અને ગુરૂગમ્યથી થયેલા લખાણ પર આશંકા ઉત્પન્ન થાય તો ન્યાયમાર્ગપર દૃષ્ટિ કરી સત્યતાનો વિચાર કરવો તે વધારે હિતકારક છે.

આ ગ્રંથની અંદર કોઈ દૃષ્ટિદોષથી અથવા લેખિત દોષથી **શ્રોતાઓને** કે વાંચક વર્ગને કાંઇ ફેરફાર જણાય તો હિતદાવે નિવેદન કરશે અથવા તો પોતાનો અભિપ્રાય જણાવશે તો મોટો આભાર માનવા સાથ થયેલી ભૂલને સુધારવામાં આવશે.



# ઉપોદ્ઘાત.

दुर्गतिप्रसृतान् जंतून् यस्माद्धारयते ततः ।
धत्ते चैतान् शुभस्थाने तस्माद्धर्म इति स्मृतः ॥
श्री देवेन्द्रसूरि ॥

દુર્ગતિમા પડંતા જે રાખે છે જીવને ધરી,
ને શુભ ગતિમાં સ્થાપે, તે જ 'ધર્મ' ગણાય છે.*

આવો પ્રબળ અને પવિત્ર તે ધર્મ—સદ્ધર્મ છે. એ સદ્ધર્મની પ્રાપ્તિને માટે આ જગત્માં કોણ મથ્યું નથી ? કોઇ એક માર્ગે અને કોઇ બીજે માર્ગે સદ્ધર્મની પ્રાપ્તિને માટે ફાંફાં મારે છે, કારણકે તે મનુષ્ય જ્ઞાની હોય કે અજ્ઞાની હોય પણ એક યા બીજી રીતે એટલું તો સમજે છે કે સ્વર્ગપ્રાપ્તિમાં સુખ રહેલું છે અને ધર્મ કરીએ તો જ સ્વર્ગપ્રાપ્તિ થાય છે. દુર્ગતિમાં પડનાર જીવોને ધરી રાખીને સદ્ગતિમા પહોંચાડવાનું જે સામર્થ્ય ધર્મમાં રહેલું છે તે સામર્થ્યને યોગે જ આ ધર્મપ્રધાન દેશમા સુજ્ઞ કે અજ્ઞ સર્વ કોઇ સ્વર્ગ અને ધર્મને ઓળખતા રહ્યા છે. શ્રી મહાવીરે ધર્મને ત્રણે કાળમાં ઉત્કૃષ્ટ મગળરૂપ કહ્યો છે धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो અર્થાત્ અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મ ઉત્કૃષ્ટ મંગળરૂપ છે અને ધર્મની એ મંગળરૂપતાના કથનમા પણ ધર્મનું માહાત્મ્ય તેમજ સામર્થ્ય સ્ફુટ થાય છે. ધર્માચરણથી મુક્તિ મળે છે એવું સામાન્ય રીતે મનાય છે. કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીયારણ્યકમાં કહ્યું છે કે धर्मेण पापमपनुदंति । धर्मे सर्वं प्रतिष्ठितं । तस्माद्धर्मं परमं वदन्ति ॥ અર્થાત્ ધર્મથી પાપ ટળે છે, અને ધર્મમાં સર્વ કાંઇ રહ્યું છે, માટે જ ધર્મને સર્વશ્રેષ્ઠ માનવામાં આવે છે. પરંતુ આ પાપનું ટળવું, મુક્તિનું અથવા મોક્ષનું મળવું, એ બધુ શુ છે, તેનું સ્વરૂપ શું છે, એ તો થોડા જ જાણે છે, અને જાણનારાઓમાં પણ થોડા જ એ ધ્યેયબિંદુ તરફ જતા માર્ગે ચાલે છે, ચાલનારામાંના પણ થોડા જ વસ્તુત. પથ કાપવામાં સફળ થાય છે, અને પથ કાપનારાઓમાનાં પણ કોઇક જ ઠેઠ ધ્યેયબિંદુ સુધી પહોંચી શકે છે. ઉત્તરાધ્યયનમા મોક્ષમાર્ગનું સ્વરૂપ દર્શાવતાં જણાવ્યું છે.—

चउकारणसंजुत्त नाणदंसण लक्खणं ।

---

* અનુષ્ટુપ્

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।
एस मग्गेति पन्नत्तो जिणेहिं वरदंसिहिं ॥

અર્થાત્—ચાર કારણ સંયુક્ત જ્ઞાન દર્શનના લક્ષણે કરી સહિત મોક્ષ-માર્ગનું સ્વરૂપ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ જ મોક્ષનો માર્ગ છે એવું શ્રી જિનેશ્વરે કહ્યું છે.

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।
एस मग्गमणुपत्ता जीवा गच्छंति सुगइं ॥

અર્થાત્—જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ માર્ગને પામ્યા એવા જીવો સુગતિમાં-મોક્ષમાં જાય. આ ગાથાઓમાં પહેલાં ચાર કારણ સંયુક્ત જ્ઞાન દર્શનને મોક્ષનો માર્ગ કહ્યો અને પછી ચાર જુદાં જુદાં કારણો કહ્યાં છે. જૈનેતર ધર્મીઓ પણ એ ચાર કારણને માને છે અને જૈનો પણ માને છે. જૈનેતરોની જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની વ્યાખ્યાઓ જૈનોની [illegible] તારેની વ્યાખ્યાઓથી કેટલેક અંશે જૂદી પડે છે અને તેથી એ જૂદા જૂદા પ્રકાર બતાવવામાં આવ્યા છે. જૈનોના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમાં [illegible] સમ્યક્ત્વની અપેક્ષા રહે છે તેથી એ પૃથક્ પૃથક્ પ્રકારો દર્શાવેલા છે.

આ પ્રમાણે સુગતિ પ્રાપ્ત કરવાને તેના માર્ગો જાણવા અને તે આચરવા. તેમાં જે ક્લિષ્ટતા રહેલી છે તેને પાર કરવા માટે મનુષ્યને જીવનમાં અનેક સાધનોની જરૂર પડે છે. મનુષ્ય જીવનમાં અનેક પ્રકારના કર્મો કરે છે તેમાંના કેટલાંક શુભપરિણામદાયી છે અને કેટલાંક અશુભ પરિણામદાયી છે. અનેક મોટા મોટા આત્માઓને પણ અશુભ કર્મે કરીને અશુભ ગતિમાં જઈ કર્મોની નિર્જરા કરવી પડી છે. શ્રી નયસુંદર કહે છે:–

કર્મવિપાક ન કોઈ સખાઈ, નાખે કર્મ મહા ભવખાઈ.
કર્મે ઋષભ વરષ ઉપવાસી, વીરસાંઇ દો ગરભ નિવાસી,
મલ્લી મહિલાવેદ વિકાસી, કર્મે રામ પાંડવ વનવાસી.
નલ નરેન્દ્ર કુબજ સૂઆર અભ્યાસી, હરિચંદ વેચાવીઓ માહિ કાશી,
કર્મે રાવણ ગઢ સાગાસી, કૌરવ સંતતિ કરમે વિણાસી.

આ કર્મો ક્યાં અને શ્રી કૃષ્ણ ગીતામાં नियतं कर्ममाचर એ શબ્દો-વડે કે કર્મો આચરવાનું કહે છે તે કર્મ ક્યાં? એક પ્રકારનાં કર્મો બંધનાં કારણરૂપ બને છે અને બીજા પ્રકારનાં કર્મો નિર્જરાનાં-પાપના નિવારણનાં

કારણુભૂત બને છે. આ બેઉ પ્રકારનાં કર્મો—હેય કર્મોનો અને ઉપાદેય કર્મોનો બોધ જ્યાંસુધી મનુષ્યને થતો નથી ત્યાંસુધી મનુષ્ય એક પ્રકારનાં કર્મો ટાળવાને બીજા પ્રકારનાં કર્મો આચરી શકતો નથી, તેમજ આવતાં કર્મોને અટકાવી શકતો નથી. જ્ઞાન અને દર્શનની આવશ્યકતા તેની પાછળનાં ચારિત્ર તથા તપના આચરણને અર્થે જ છે અને જ્યાંસુધી સદસદ્વસ્તુની માહિતી સદસદ્વિવેકબુદ્ધિવડે પ્રાપ્ત થતી નથી, ત્યાંસુધી તેમાનું કશું મનુષ્ય પોતાના આત્માના હિતાર્થે ગ્રહણ કરી શકતો નથી.

આધુનિક કાળમાં જ્ઞાનપ્રાપ્તિના મુખ્ય સાધનરૂપ સદ્‌ગુરૂ છે. જગતમાં ગુરૂઓમા સદ્‌ગુરૂઓ થોડા છે અને એવા સદ્‌ગુરૂની ઉપલબ્ધિ કરી શકનારા પણ થોડા છે; અને સદ્‌ગુરૂ ઉપલબ્ધ થાય, તોપણ સદ્‌ગુરૂના બોધને ગ્રહણ કરનારા શ્રોતાઓ—શ્રાવકો કેવા છે? વિદ્વાનોએ શ્રાવકોના સાત પ્રકાર પાડયા છે.

એક પ્રકારના શ્રાવકો સીપ સરખા છે. સીપ જેમ મ્હોં ખોલીને દરિયામાં તરે છે અને મેઘના બિંદુઓ વરસે છે તે ઝીલી લે છે એટલે તેમા મોતી પાકે છે, તેમ પહેલા પ્રકારના શ્રાવકો સદ્‌ગુરૂના મુખમાથી પડતા વચનામૃતને ઝીલી લઇને તેને પોતાના હૃદયમા મૂલ્યવાન મોતીની પેઠે જાળવી રાખે છે.

બીજા પ્રકારના શ્રાવકો શ્રીફળ જેવા છે જેમ નાળીયેરી બારે માસ ફળે છે, તેમ શ્રાવક એક વાર ગુરૂવચન સાભળે છે એટલે પછી બારે માસ તે વચનાનુસાર વર્ત્યા કરે છે અને પુણ્યોપાર્જન કરે છે

ત્રીજા પ્રકારના શ્રાવકો નદી જેવા છે. નદીમા વર્ષાઋતુમા જળ બહુ વહે છે પણ વરસાદ ન વરસે તો જળ ઓછું થાય છે, છતા નદીની ભૂમિમાં પુષ્કળ જળ છુપાયલું રહે છે, તેમ સદ્‌ગુરૂના વચનામૃતનો લાભ મળે તો શ્રાવકનો વૈરાગ્ય પરમ સ્વરૂપમા દીપી નીકળે છે પરન્તુ વરસાદ ન હોય તો બહાર સાધારણ દેખાય છે પરન્તુ અંતરમા તો વૈરાગ્ય વસેલો જ હોય છે.

ચોથા પ્રકારના શ્રાવકો સરોવર જેવા છે. સરોવરમા જ્યાસુધી પાણી ભર્યું હોય છે, ત્યાંસુધી જમીન લીલી રહે છે પરન્તુ વરસાદ વિના પાણી સુકાઈ જાય, ત્યારે જમીન પણ સુકાઇને તરડાઇ જાય છે; તેમ શ્રાવકની હૃદયભૂમિ સદ્‌ગુરૂના વચનામૃતના સિંચનથી ભીની રહે છે, પરન્તુ સદ્‌ગુરૂને અભાવે જ્યારે તે ભૂમિ ઉપરનું જળ સુકાઇ જાય છે ત્યારે વૈરાગ્યવાસના પણ ચાલી જાય છે અને હૃદયભૂમિ સુકાઇને તેમાં તીરાડો પડી જાય છે. વરસમાં બે ચાર વાર સદ્‌ગુરૂ વચન સાંભળે ત્યાંસુધી સરોવરના જેવો જળભર્યો અને

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।
एस मग्गेति पन्नचो जिणेहिं वरदंसिहिं ॥

અર્થાત્—ચાર કારણ સંયુક્ત જ્ઞાન દર્શનના લક્ષણે કરી સહિત મોક્ષ-માર્ગનું સ્વરૂપ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ જ મોક્ષનો માર્ગ છે એવું શ્રી જિનેશ્વરે કહ્યું છે.

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा ।
एस मग्गमणुपत्ता जीवा गच्छंति सुगइं ॥

અર્થાત્—જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ માર્ગને પામ્યા એવા જીવો સુગતિમા-મોક્ષમાં જાય. આ ગાથાઓમાં પહેલાં ચાર કારણ સંયુક્ત જ્ઞાન દર્શનને મોક્ષનો માર્ગ કહ્યો અને પછી ચાર જુદાં જુદાં કારણો [illegible] છે. જૈનેતર ધર્મીઓ પણ એ ચાર કારણને માને છે અને જૈનો પણ [illegible] છે. જૈનેતરોની જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની વ્યાખ્યાઓ જૈનોની [illegible]ની વ્યાખ્યાઓથી કેટલેક અંશે જૂદી પડે છે અને તેથી બે જૂદા [illegible] પ્રકાર બતાવવામાં આવ્યા છે. જૈનોના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમાં [illegible]ની અપેક્ષા રહે છે તેથી બે પૃથક્ પૃથક્ પ્રકારો દર્શાવેલા છે.

[illegible] પ્રમાણે સુગતિ પ્રાપ્ત કરવાને તેના માર્ગો જાણવા અને તે [illegible] તેમા જે ક્લિષ્ટતા રહેલી છે તેને પાર કરવા માટે મનુષ્યને [illegible] અનેક સાધનોની જરૂર પડે છે. મનુષ્ય જીવનમાં અનેક પ્રકારના [illegible] છે તેમાના કેટલાંક શુભપરિણામદાયી છે અને કેટલાંક અશુભ [illegible] છે અનેક મોટા મોટા આત્માઓને પણ અશુભ કર્મે કરીને [illegible] જઇ કર્મોની નિર્જરા કરવી પડી છે. શ્રી નયસુંદર કહે છે:-

કર્મવિપાક ન કોઈ સબાઇ, નાખે કર્મ મહા ભવખાઇ.
કર્મે [illegible] વરસ ઉપવાસી, વીરસાંઇ દો ગરભ નિવાસી,
[illegible] મહિલાવેદ વિકાસી, કર્મે રામ પાંડવ વનવાસી.
[illegible] સુઆર અભ્યાસી, હરિશ્ચંદ વેચાવીઓ માહિ કાશી,
કર્મે [illegible] ગઇ સાબાસી, કૌરવ સંતતિ કરમે વિણાસી.

[illegible] કર્મ. કર્મ અને શ્રી કૃષ્ણ ગીતામાં नियतं कर्ममाचर એ શબ્દો-[illegible] કહે છે તે કર્મ કયા? એક પ્રકારનાં કર્મો બંધનાં [illegible] છે અને બીજા પ્રકારના કર્મો નિર્જરાના-પાપના નિવારણનાં

કારણીભૂત બને છે. આ બેઉ પ્રકારનાં કર્મો–હેય કર્મોનો અને ઉપાદેય કર્મોનો બોધ જ્યાંસુધી મનુષ્યને થતો નથી ત્યાંસુધી મનુષ્ય એક પ્રકારનાં કર્મો ટાળવાને બીજા પ્રકારનાં કર્મો આચરી શકતો નથી, તેમજ આવતાં કર્મોને અટકાવી શકતો નથી જ્ઞાન અને દર્શનની આવશ્યકતા તેની પાછળનાં ચારિત્ર તથા તપના આચરણને અર્થે જ છે અને જ્યાંસુધી સદસદ્વસ્તુની માહિતી સદસદ્વિવેકબુદ્ધિવડે પ્રાપ્ત થતી નથી, ત્યાંસુધી તેમાનું કશું મનુષ્ય પોતાના આત્માના હિતાર્થે ગ્રહણ કરી શકતો નથી.

આધુનિક કાળમા જ્ઞાનપ્રાપ્તિના મુખ્ય સાધનરૂપ સદ્ગુરૂ છે. જગતમા ગુરૂઓમા સદ્ગુરૂઓ થોડા છે અને એવા સદ્ગુરૂની ઉપલબ્ધિ કરી શકનારા પણ થોડા છે; અને સદ્ગુરૂ ઉપલબ્ધ થાય, તોપણ સદ્ગુરૂના બોધને ગ્રહણ કરનારા શ્રોતાઓ–શ્રાવકો કેવા છે? વિદ્વાનોએ શ્રાવકોના સાત પ્રકાર પાડયા છે.

એક પ્રકારના શ્રાવકો સીપ સરખા છે. સીપ જેમ મ્હોં ખોલીને દરિયામાં તરે છે અને મેઘના બિંદુઓ વરસે છે તે ઝીલી લે છે એટલે તેમા મોતી પાકે છે, તેમ પહેલા પ્રકારના શ્રાવકો સદ્ગુરૂના મુખમાથી પડતા વચનામૃતને ઝીલી લઇને તેને પોતાના હૃદયમા મૂલ્યવાન મોતીની પેઠે જાળવી રાખે છે.

બીજા પ્રકારના શ્રાવકો શ્રીફળ જેવા છે. જેમ નાળીયેરી બારે માસ ફળે છે, તેમ શ્રાવક એક વાર ગુરૂવચન સાભળે છે એટલે પછી બારે માસ તે વચનાનુસાર વર્ત્યા કરે છે અને પુણ્યોપાર્જન કરે છે

ત્રીજા પ્રકારના શ્રાવકો નદી જેવા છે. નદીમાં વર્ષાઋતુમા જળ બહુ વહે છે પણ વરસાદ ન વરસે તો જળ ઓછું થાય છે, છતા નદીની ભૂમિમા પુષ્કળ જળ છુપાયલું રહે છે, તેમ સદ્ગુરૂના વચનામૃતનો લાભ મળે તો શ્રાવકનો વૈરાગ્ય પરમ સ્વરૂપમાં દીપી નીકળે છે પરન્તુ વરસાદ ન હોય તો બહાર સાધારણ દેખાય છે પરન્તુ અતરમા તો વૈરાગ્ય વસેલો જ હોય છે.

ચોથા પ્રકારના શ્રાવકો સરોવર જેવા છે. સરોવરમા જ્યાસુધી પાણી ભર્યું હોય છે, ત્યાંસુધી જમીન લીલી રહે છે પરન્તુ વરસાદ વિના પાણી સુકાઈ જાય, ત્યારે જમીન પણ સુકાઇને તરડાઇ જાય છે; તેમ શ્રાવકની હૃદયભૂમિ સદ્ગુરૂના વચનામૃતના સિંચનથી ભીની રહે છે, પરન્તુ સદ્ગુરૂને અભાવે જ્યારે તે ભૂમિ ઉપરનું જળ સુકાઇ જાય છે ત્યારે વૈરાગ્યવાસના પણ ચાલી જાય છે અને હૃદયભૂમિ સુકાઇને તેમાં તીરાડો પડી જાય છે. વરસમાં બે ચાર વાર સદ્ગુરૂ વચન સાંભળે ત્યાંસુધી સરોવરના જેવો જળભર્યો અને

ગંભીર શ્રાવક તે જણાય, પરન્તુ સદ્‌ગુરૂનો વિરહ થતાં મન પાછું કલુષિત થઇ જાય.

પાંચમા પ્રકારનો શ્રાવક ગુજરાતની ભૂમિ જેવો છે. ગુજરાતની ભૂમિપર મેઘ પડયા પછી કેટલાક વખતસુધી તેનો સ્નેહ-ભેજ રહ્યા કરે છે અને તેથી તે ભૂમિપરના પાકને પોષણ મળ્યા કરે છે. એ જ રીતે એ પ્રકારના શ્રાવકને સદ્‌ગુરૂના બોધરૂપી જળનો સ્નેહ થોડો વખત રહે છે.

છઠ્ઠા પ્રકારનો શ્રાવક મારવાડની ભૂમિ જેવો છે કે જેમા પાકને માટે રોજ રોજ વરસાદ જોઇએ છે. જો બેચાર દિવસસુધી વરસાદ ન આવે તો પાક સુકાવા લાગે છે કારણકે ત્યાંની ભૂમિમાં ભેજ રહી શકતો નથી, એ રીતે મારવાડની ભૂમિ જેવા શ્રાવકને જ્યાસુધી સદ્‌ગુરૂનો સમાગમ હોય છે ત્યાંસુધી તેનું મન કોમળ રહે છે, પરન્તુ સદ્‌ગુરૂ જાય કે તુરત તેનું મન પૂર્વવત્ કઠોર બની જાય છે. પણ--

સાતમો પર્વત કેરી ટૂંક,
ઘન વૂઠે નવ ઊગે રૂખ!

આવા પત્થરપર પાણી ઢોળતા છતા કશી અસર ન થાય એવા સાતમા પ્રકારના શ્રાવકોએ હોય છે અને તેમને તો જેમ સદ્‌ગુરૂ ઉપયોગી નથી તેમ સદ્‌ગુરૂના વચનામૃતો પણ ઉપયોગી નથી. આ સાત પ્રકારમાંના છેલ્લા ચાર પ્રકારના શ્રાવકોથી આજનો જનસમુદાય બહુ અંશે ભરેલો છે. પહેલા ત્રણ પ્રકારના શ્રાવકો તો કોઇ જ જોવામાં આવે છે. જ્ઞાનપ્રાપ્તિનું સાધન સદ્‌ગુરૂ છે એમ ઉપર કહ્યુ છે પરન્તુ સદ્‌ગુરૂના વચનરૂપી મેઘનો પ્રહાર હમેશાં ચાલુ રહે એવો યોગ ભાગ્યે જ બને છે અને તેથી કોઈ વાર લીલી બનેલી ભૂમિને લાંબો વખત તો સુકામણાં જ વેઠવાં પડે છે. આ કારણથી ભૂમિ સુકાઇ જાય, તરડાઇ જાય કે બહુ તો બે ચાર માસ સ્નેહ રહે, પરન્તુ એવા પ્રકારે મનુષ્યને સત્યજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. સત્યજ્ઞાનની પ્રાપ્તિ વિના સત્ય દર્શનનો તેમજ સત્ય ચારિત્રનો લાભ પણ સંભવિત નથી. સદ્‌ગુરૂની ઉપસ્થિતિને અભાવે સદ્‌ગુરૂનાં વચનામૃતોનો સતત સમાગમ જો બને તો તે પણ ગ્રહણ કરવાલાયક છે, અને તે કારણે આવા તત્ત્વસારરૂપ ગ્રંથો મુમુક્ષુ જીવોના રાતદિવસના સોબતી જેવા થઇ પડે અને સદ્‌ગુરૂને અભાવે તેમાંના વચનામૃતનું પાન શુષ્ક હૃદયભૂમિને હમેશાં સ્નેહવાળી-વૈરાગ્યવાસિત જ રાખીને જીવોને સ્વકલ્યાણને માર્ગે દોરે એ સ્વાભાવિક છે.

જ્ઞાન એકલું શ્રેયઃને સાધી શકતુ નથી. ક્રિયા વિનાનું જ્ઞાન પાંગળું છે, એટલે જ્ઞાનની સાથે ક્રિયાની–કર્મની પણ જરૂર છે. આ કર્મ તે ક્યાં ? શ્રી કૃષ્ણે નિયતં कर्ममाचर એમ કહ્યું છે તે કર્મ, અને ज्ञानक्रियाभ्यां मोक्षः માં જે ક્રિયા કહી છે તે ક્રિયા એ છે કે જેવડે અશુભ કર્મોનો વિલય થાય. જૈન ધર્મ અનેકાંતવાદી છે. તે એક પ્રકારના કર્મોને તોડવાને બીજા પ્રકારનાં કર્મો આદરવાનું પણ કહે છે. આ આદરણીય કર્મો ક્યાં અને ત્યાજ્ય કર્મો કયા તેનો બોધ પ્રાપ્ત કરવાને સદ્‌ગુરૂ અથવા સદ્‌ગુરૂના વચનામૃતના સગ્રહરૂપ આવા ગ્રથો અતિ ઉપયુક્ત છે આ ગ્રંથમા જ્ઞાનનું, દર્શનનું અને ચારિત્રનું–કર્મોને કાપવાને કર્મો કરવાનું કથન વિસ્તારથી જૂદેજૂદે સ્થળે કરવામા આવેલુ છે. ક્રિયા વિનાનું જ્ઞાન પાગળુ છે, તેમજ જ્ઞાન વિનાની ક્રિયા આધળી છે, છતા અજ્ઞાનવશતઃ થએલી શુભ ક્રિયા પણ સ્વલ્પાશે આત્માને હિતકર થાય છે. અજ્ઞાનવશતઃ પણ જેટલો સમય શુભ ક્રિયા કરવામા આવે, તેટલો સમય આત્માની આશ્રવક્રિયા—પાપાગમનની ક્રિયા અટકે છે, તે પણ આત્માને એક મોટો લાભ છે. શુભ વિચાર અને શુભ આચારનો યોગ અત્યુત્તમ છે, પરન્તુ શુભ વિચારની અનુપસ્થિતિમાં શુભ આચાર પણ હિતાવહ તો છે જ. જેઓ શુભ વિચાર ન હોય તો માત્ર શુભ આચારથી શું વળવાનું છે? એમ કહી વિચારની સાથે આચાર પણ અશુભ આદરે છે તેઓ આત્માનું એકાન્ત અકલ્યાણ કરે છે. આ ગ્રંથના એક વિભાગમાં ગ્રથકારે જ્ઞાનવાદી અને ક્રિયાવાદીનું સ્વરૂપ જણાવતાં એકાન્તવાદનો જે શાસ્ત્રસિદ્ધ નિષેધ દર્શાવ્યો છે અને અન્ય વિભાગમા દયા, દાન, પુણ્યાદિ સત્કર્મોના ઉત્થાપકોના એકાન્તવાદનો નિષેધ દર્શાવ્યો છે તે જૈન ધર્મના અનેકાન્તવાદને સારી રીતે પ્રકાશિત કરે છે.

અનેકાન્ત આગમ કહ્યા, એકત વદે અણગાર,
દૂજે અગે વારીયો, એ નહિ તુજ વ્યવહાર. ૧
અનેકાત આગમ કહ્યા, નયનિક્ષેપ પ્રમાણ,
એકાન્તવાદીને કહ્યો, મિથ્યાવાદ અયાણ. ૨
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ, ઉત્સર્ગ ને અપવાદ,
તે જાણ્યાવિણ જે વદે, એકાન્ત મિથ્યાવાદ. ૩

આ ગ્રથમાં પ્રત્યેક પ્રશ્નોત્તરમાં જૈન ધર્મનો અનેકાન્તવાદ દીપી રહ્યો છે અને એ અનેકાન્તવાદની નિષ્પત્તિ માટે શકાની ઉપસ્થિતિ અને તેનુ યોગ્ય રીતે સમાધાન કરવા સારૂ પ્રશ્ન ઉત્પન્ન કરીને તેનો ઉત્તર આપવાની શૈલી ગ્રથકારે યોજી છે. આ શૈલી જુદા જુદા પ્રકારના અને

જુદા જુદા ગુણના શ્રાવકોને માટે તેમના અધિકારને અનુસરીને બોધક થઇ છે. ઉપર કહ્યું તેમ સદ્‌ગુરૂની અનુપસ્થિતિના કાળમાં સદ્‌ગુરૂમાં વચનામૃતના જળવડે પણ હૃદયભૂમિને ભીંજાવી રાખવાની જરૂર છે અને જો તેમ ન કરવામાં આવે તો એ ભૂમિમાં ત્રેહ વધુ વખત ન ટકતાં કાળક્રમે તે શુષ્ક–રણવત્ બની જાય. મુનિમહારાજશ્રી મોહનલાલજી મહારાજે પોતાનું જીવન સંતસમાગમમાં, જ્ઞાનગોષ્ઠિમાં, જ્ઞાનોપાર્જનમાં અને મુમુક્ષુઓને કલ્યાણકારક સદુપદેશ આપવામાં જ ગાળ્યું છે એટલે તેમનો જનતાનો-સમાજનો અનુભવ વિશિષ્ટ પ્રકારનો હોય તે સમજી શકાય તેવું છે. અનેક પ્રકારના, અનેક સ્વભાવના અને અનેક ચિત્ર વિચિત્ર સિદ્ધાન્તના સાધુઓ, બાવાઓ અને યતિઓ, અનેક પ્રકારના શ્રાવકો અને શ્રાવિકાઓ તેમના પરિચયમાં આવ્યાં છે અને તેમણે અનેક પ્રકારના પ્રશ્નો તથા પોતાના હૃદયમાં ઉત્પન્ન થતી શંકાઓ તેમની સમીપે નિવેદન કરી તેના ઉત્તરો તથા સમાધાનો પ્રાપ્ત કર્યાં છે. આ રીતે જૈન તેમજ જૈનેતર સમાજના હૃદયમાં જગતની અનેક ગાંઠો છૂટે અને સંશયોનું છેદન થાય એવા પ્રકારના વિચારોને ગ્રહણ કરી પોતાનો અનુભવ તથા જ્ઞાન તેમણે આ ગ્રંથમાં ઉતાર્યાં છે, એટલે આ ગ્રંથનું વાચન જિજ્ઞાસુઓને મેઘધારાવત્ હૃદયભૂમિને ભીંજવનાર બને તેમ છે અને એ હૃદયભૂમિને સુકાઇ જતી અટકાવે તેમ છે. જગતમાં અપાર જ્ઞાન ભર્યું છે, તેમ મેઘ તો અનેક વેળાએ વરસે છે, પણ જો સીપ પોતાનું મ્હોં ન ખોલે તો મેઘના જળકણ તેના હૃદયમાં પ્રવેશતા નથી અને મોતી પાકતાં પણ નથી, તેમ આવાં વચનામૃતના વાચન, મનન તથા નિદિધ્યાસન વડે જ હૃદયભૂમિ ભીંજાય છે; માટે [illegible] તેના વાચનાદિનો ઉદ્યમ સેવવો જોઇએ. એવો ઉદ્યમ [illegible] સેવવામાં આવે તો જ પછી અર્જુને જેમ શ્રીકૃષ્ણને કહ્યું હતું તેમ જિજ્ઞાસુઓ પરમ સંતોષ સાથે કહે કે भिद्यते हृदयग्रंथी छिद्यन्ते सर्व संशयाः ॥ અને ત્યારે જ સાધુ પુરૂષોએ લોકોના કલ્યાણ માટે ગ્રંથ-લેખનમાં લીધેલા પરિશ્રમની યોગ્ય કદર કરવામાં આવી લેખાય.

[illegible].<br>
અમદાવાદ } ચુનીલાલ વર્ધમાન શાહ.



શ્રીમદ્ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી ગ્રંથમાળા-મણકો ૧ લો.



પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા

## ભાગ ૧ લો.



सुच्चा जाणइ कल्लाणं सुच्चा जाणइ पावगं ।
उभयंपि जाणइ सुच्चा जं सेयं तं समायरे ॥ दशवैकालिक अ. ४.

ભાવાર્થ—આત્મકલ્યાણ ઈચ્છનાર પુરૂષ સિદ્ધાંત સાંભળીને સંયમ પ્રત્યે જાણે છે. તેમજ સિદ્ધાંત શ્રવણ કરીને અસંયમ પ્રત્યે જાણે છે. સિદ્ધાંત સાંભળીને સંયમ અને અસંયમ પાપ એ બે પ્રત્યે પણ જાણે છે. એવી રીતે સિદ્ધાંતશ્રવણથી પુણ્ય, પાપ અને તદુભય જાણીને પછી જે શ્રેય હિતકારી હોય તે આચરે.

जे एगं जाणइ से सव्वं जाणइ ।
जे सव्वं जाणइ से एगं जाणइ ॥ " आचाराङ्ग. "

ભાવાર્થ—જે એક આત્માને જાણે છે તે સર્વ ભાવને જાણે છે, અને જે સર્વ જાણે છે તે એક આત્માને જાણે છે.

---

# जिनवाणी स्तोत्र.

[illegible] जिनेंद्राविख्याता, विशुद्धा प्रबुद्धानना लोकमाता;
[illegible] शंकराणी, नमो देवि वागेश्वरी जैन वाणी. १
[illegible] धर्म्मशाला, मुधातापनिर्नाशनी मेघमाला;
[illegible] मोक्षदानी, नमो देवि वागेश्वरी जैन वाणी. २
[illegible]भिलापा, कथा संस्कृता प्राकृता देशभाषा;
[illegible] राजधानी, नमो देवि वागेश्वरी जैन वाणी. ३
[illegible] अक्षुद्रा, ह्यनेकांतधा स्याद्वादांकमुद्रा;
[illegible] नमो देवि वागेश्वरी जैन वाणी. ४
[illegible] अक्षोभा, श्रुतज्ञानरूपी मतिज्ञानशोभा;
[illegible] मानी, नमो देवि वागेश्वरी जैन वाणी. ५
[illegible] निर्विकारा, विषेवाटिकाखंडनी खड्गधारा;
[illegible] कृपानी, नमो देवि वागेश्वरी जैन वाणी. ६
[illegible] अनंता अनादीश्वरी कर्मनाशा;
[illegible] भवानी, नमो देवि वागेश्वरी जैन वाणी. ७
[illegible] विधानी, जगज्जंतुमित्रा विचित्रावसानी;
[illegible] निदानी. नमो देवि वागेश्वरी जैन वाणी. ८

इति वाङमयाष्टकं ॥

# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.



## ભાગ ૧લો.



પંચ પરમેષ્ટી પદ નમું, ગૈ તમ નમું ગુણધાર;
સમરૂં જીન વાણી સદા, વાધે બુદ્ધિ વિસ્તાર. ૧
પ્રશ્નોત્તરનો પ્રીતથી. નિર્મળ ગ્રંથ નિહાળ;
શોધી સગ્રહ શુદ્ધ કરી, મનહર મોહનમાળ. ૨

પ્રશ્ન ૧.—જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એટલે શું?

ઉત્તર—यथावस्थित तत्त्वानां, संक्षेपाद्विस्तरेणवा; योऽवबोधस्तमत्राहु; सम्यग् ज्ञानमनीषिणः

અર્થ:—ખરેખરાં તત્વોનો સંક્ષેપ અથવા વિસ્તારથી જે બોધ, તેને પંડિતો "સમ્યગ્જ્ઞાન" કહે છે.—

યથાવસ્થિત એટલે નય અને પ્રમાણ સહિત સ્વરૂપવાળા, જે જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બધ તથા મોક્ષ, નામનાં તત્વોનું જે જ્ઞાન તે "સમ્યગજ્ઞાન". કહેવાય. અને તે જ્ઞાન કોઇને ક્ષયોપશમ પ્રમાણે સંક્ષેપથી અને કોઇને વિસ્તારથી હોય છે.

બીજી રીતે-જ્ઞાન એટલે આત્માને યથાતથ્ય જાણવો તે.-તથા જ્ઞાન तत्त्वार्थ संवोधो એટલે સમ્યક્ પ્રકારે તત્વના અર્થનો બોધ થવો તે જ્ઞાન.

સમકિત દૃષ્ટીનું જ્ઞાન તે સમ્યગ્ જ્ઞાન કહેવાય. હવે સમદૃષ્ટી એટલે, સમ નામ સરખી દૃષ્ટી એટલે ઇષ્ટ અને અનિષ્ટ ઉપર સરખી દ્રષ્ટી એટલે ઇષ્ટ ઉપર રાગ નહિ અને અનિષ્ટ ઉપર દ્વેષ નહીં. સુબુદ્ધિ પ્રધાનના ન્યાયે. સાબ જ્ઞાતાજીની- તથા શત્રુ મિત્ર ઉપર સરખી દૃષ્ટીવાળાને સમ્યક્ દૃષ્ટી કહેવાય.-તથા સમ્યક્ પ્રકારે ઉપરની કહેલી દૃષ્ટીએ બાહ્યાભ્યંતર દૃષ્ટિએ દેખવાવાળાને સમ્યગ્ દર્શન કહેવાય.-તથા રાગ દ્વેષ રહિત કાર્યમાં પ્રવર્તન કરનાર સમભાવી આત્માને સમકિત યા સમકતી કહેવાય.

દર્શન કહો કે શ્રદ્ધા કહો કે સમકિત કહો. એ ત્રણ એકજ છે તેના બે ભેદ છે નિશ્ચય ને વ્યવહાર.

જીનોક્ત જીવાદિક નવ પદાર્થ તેને સ્વભાવે એટલે આત્મ ભાવે તથા જાતિસ્મરણાદિકે, અથવા જિનોક્ત ઉપદેશ વડે શુદ્ધ આત્મ ભાવે સર્દહે તેને સમકિત કહ્યું છે. સાખ ઉત્તરાધ્યયનના અઠ્ઠાવીશમા અધ્યયનની.

નિશ્ચયથી જાણે સર્દહે તેનું નિશ્ચય સમકિત અને વ્યવહારથી જાણે સર્દહે તેનું વ્યવહાર સમકિત.

અથવા શુદ્ધ દેવ ગુરૂ ને ધર્મની ઓળખાણ તે વ્યવહાર સમકિત.

અને અનંતાનુબંધીની ચોકડી ને દર્શન મોહનીયની ત્રણ મળી સાત પ્રકૃતિનો ક્ષય ઉપશમ કે ક્ષયોપશમ કરે તે નિશ્ચય સમકિત.

તથા આત્માની યથાતથ્ય પ્રતીતિ તેને પણ દર્શન કહેવામાં આવે છે.

હિંસા રહિઓ ધમ્મો, અઠારસ્સ દોસ વિરહિઓ દેવો;
નિગ્ગંથે પવયણે, સદ્દહણે હોઇ સમ્મત્તં. ૧

જે જ્ઞાને કરીને જાણિયું, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત;
કહ્યું ભગવંતે દર્શન તેહને, જેનું બીજું નામ સમકિત. ૧

હવે ચારિત્ર તે આવતાં કર્મને રોકે તે. નવાં કર્મને ન ગ્રહે તે ચારિત્ર. અથવા કર્મને ચરે તે ચારિત્ર. ચારિત્ર કહો કે સંજમ કહો તે એકજ છે.

તપ તે કર્મને નિર્જરે. કર્મ મળને દૂર કરે. આત્માને શુદ્ધ કરે તે તપ.

જ્ઞાન થકી જાણે સકળ, દરશન શ્રદ્ધા રૂપ;
ચારિત્રથી આવત રૂકે, તપશા ક્ષપન સ્વરૂપ. ૧

સાખ ઉત્તરાધ્યયનના ૨૮મા અધ્યયનની.

પ્રશ્ન ૨.–કેટલાક કહે છે કે સમકિત એટલે જ્ઞાનને સમકિત સહચારી છે. એટલે જ્યાં જ્ઞાન ને સમકિત હોય ત્યાં ચારિત્ર હોયજ છે એમ કહે છે તેનું કેમ?

ઉત્તર.–ઉત્તરાધ્યયનના ૨૮મા અધ્યયનની ૨૯મી ગાથામાં કહ્યું છે કે नत्थि चरित्तं सम्मत्तविहूणं, दंसणे उभइयव्वं; સમકિત વિના ચારિત્ર નહિ અને જ્યાં સમકિત હોય ત્યાં ચારિત્રની ભજના (અર્થાત્ ચારિત્ર હોય અથવા ન હોય.)

પ્રશ્ન ૩.–સમકિત અને ચારિત્ર કોને કહો છો ?

ઉત્તર.–સાત પ્રકૃતિનો ક્ષયોપશમ–ઉપશમ અને ક્ષય કરે તેને સમકિત કહેવામાં આવે છે. સોળ કષાય અને નવ નોકષાયનો ક્ષયોપશમ—ઉપશમ અને ક્ષય કરે તેને ચારિત્ર કહે છે.

પ્રશ્ન ૪.—સાત પ્રકૃતિ કઇ અને પચીશ પ્રકૃતિ કઇ ?

ઉત્તર—અનંતાનુબંધીની ચોકડી ( ક્રોધ, માન, માયા, લોભ ) મિથ્યાત્વ મોહનીય—મિશ્ર મોહનીય, અને સમકિત મોહનીય. એ ૭ પ્રકૃતિ તેમાં ૩ દર્શનાવરણીયની છે. અને ચાર ચારિત્રાવરણીયની છે. તે ૪ અને અપ્રત્યાખ્યાનીની ચોકડી, પ્રત્યાખ્યાનીની ચોકડી, અને સંજલની ચોકડી મળી ૧૬ કષાય અને હાસ્ય ૧, રતી ૨, અરતી ૩, ભય ૪, શોક ૫, દુગંચ્છા ૬, સ્ત્રીવેદ ૭, પુરૂષવેદ ૮, ને નપુસકવેદ ૯, એ ૯ નોકષાય મળી ૨૫, પ્રકૃતિ ચારિત્રાવરણીયની છે. ( એ ૨૮ પ્રકૃતિ મોહનીય કર્મની જાણવી )

પ્રશ્ન ૫.—સમકિતની પ્રાપ્તિને માટે ૭ પ્રકૃતિનો ક્ષયોપશમાદિક કરવો. તેમાં પ્રથમ અનંતાનુબંધીની ચોકડી મુખ્યત્વે કહી છે તો તે ૪નું આવરણ ખસે ત્યારે તો ચારિત્રનો ગુણ પ્રગટ થયો કહેવાય અને અહિયાં તો સમકિતની પ્રાપ્તિમાં કહો છો તેનું શું સમજવું ? અને ૭ પ્રકૃતિનું આવરણ ખસવાથી–એટલે ક્ષયોપશમાદિ થવાથી સમકિતની પ્રાપ્તિ હોય તો ચારિત્ર પણ સાથેજ તેમાં પણ પહેલુંજ ગણવું પડશે.

ઉત્તર—પ્રથમની ચોકડી જો કે કહી છે તો ચારિત્રાવરણીયની પણ સમકિતની પ્રાપ્તિ વિના ( એટલે દર્શનાવરણીયની ત્રિક ખસ્યા વિના ) અનંતાનુબંધીની ચોકડી ખસે તો પણ તે ચારિત્રનો ગુણ પ્રગટ કરી શકતી નથી. કારણ કે ગંઠી ભેદ તો મિથ્યાત્વ મોહનીય ખસે ત્યારે થાય છે તે પહેલાં અનતાનુબધીની ચોકડી ખસે તો પણ વખતે મિથ્યાત્વનો ઉદય હોવાથી તેનું પાછું પડવું થાય છે, તેથી ચારિત્રનો ગુણ અંશમાત્ર પણ થાતો નથી. પરંતુ અનંતાનુબંધીની ચોકડીનો ઉપશમ પ્રથમ પહેલેજ ગુણઠાણે થવા સંભવ છે. તેના બે ભેદ છે. ૧ એકેક જીવ અનતાનુબધીનો ઉપશમ કરી અતો કોડાકોડીની હદ સુધી આવીને પાછુ ફરવું કરે છે. તેનું કારણ દર્શનાવરણીય ત્રિકનો ઉદય હોવાથી એટલે મિથ્યાત્વ મોહનીયના ઉદયથી ઉપશમાવેલી અતાનુબધીની ચોકડીનો ઉદય થાય છે તેથી તે પ્રથમ ગુણસ્થાન છોડી શકતો નથી. પરંતુ ઉપશમાવેલી પ્રકૃતિથી એ ગુણ થયો કે અતો કોડાકોડીની હદમા આવ્યો.

૨ અને બીજો ભેદ, જે જે ચોકડી પ્રથમ ઉપશમ થયેલી હતી અને અંતો કોડાકોડીની હદે આવેલ તેનો પ્રથમ ક્ષયોપશમ ભાવે ક્ષય કરી અંતો કોડાકોડીની હદની અંદર પ્રવેશ કરી મિથ્યાત્વ મોહનીયઆદિ-ત્રિકનો ક્ષયોપશમાદિ કરી સમકિતને પ્રગટ કરે. આ સાત પ્રકૃતિ સમકિતનું ઢાંકણું છે-તેનું આવરણ છે. તે સમકિતને અર્ગલા રૂપે છે અટલે તે દૂર થયે ચારિત્રનું ઢાંકણું ૨૧ પ્રકૃતિનું છે, તેનો ક્ષયોપશમ થાય છે. પરંતુ અનંતાનુબંધીની ચોકડી ચારિત્રાવરણીયની છે. તેથી તે દૂર થયે ચારિત્ર પ્રગટે એમ નથી પણ ચારિત્રને પ્રગટ કરનાર સમકિત છે, તેને મદદગાર રૂપે ગણાય. પણ તેનો વિશેષ ગુણ તો મિથ્યાત્વમાં (પહેલે ગુણસ્થાનકે) થાય. સમકિત વિના પણ પહેલી ચોકડીનો ઉપશમ અથવા ઉદય ઉપશમ થયાં કરે તેથી વ્યવહાર ચારિત્રના ગુણને પ્રગટ કરે, તેથી શુભાશુભ ગતિના ફળને આપે પણ જિનોક્ત ચારિત્રના ગુણ તો મિથ્યાત્વ મોહનીય આદિ ત્રિકનો ક્ષયોપશમ થયેજ થાય છે. માટે પ્રથમ સમકિતનું અને ચારિત્રનું સ્વરૂપ સમજો.

પ્રશ્ન ૬.—સમકિતની પ્રાપ્તિ મોહનીય કર્મના ક્ષયોપશમથી થાય છે કે દર્શનાવરણીયના ક્ષયોપશમથી થાય છે, ?

ઉત્તર—સમકિતની પ્રાપ્તિ તો મોહનીય કર્મના ક્ષયોપશમથી થાય છે. કારણ કે અનંતાનુબંધીની ચોકડી અને દર્શન મોહનીયની ૩ પ્રકૃતિ એ ૭ ના ક્ષયોપશમથી સમકિતની પ્રાપ્તિ છે, તો તે સાતે મોહનીય કર્મની પ્રકૃતિ છે.

પ્રશ્ન ૭.—કોઇ કહે કે-ભગવતી શ. ૯ મું ઉ. ૩૧ મો અસોચાને અધિકારે સમકિતની પ્રાપ્તિ દર્શનાવરણીયના ક્ષયોપશમથી કહેલ છે તે કેમ ?

ઉત્તર—એ ઠેકાણે દર્શનાવરણીય તે બીજું કર્મ લેવું નહીં પણ દર્શન નામ સમકિતને આવરણ કરનાર મિથ્યાત્વ મોહનીયાદિ ત્રણ પ્રકૃતિનો ક્ષયોપશમ થવાથી સમકિતની પ્રાપ્તિ કહી છે.

ટીકામાં પણ એમજ કહ્યુ છે કે- दरिसणावराणिज्जाणंति ॥ इह दर्शनावरणीयं दर्शन मोहनीय मभिगृह्यते बोधः सम्यग्दर्शन पर्यायत्वात् तल्लाभस्य च तत्क्षयोपशमजन्यत्वादिति ॥ પાને ૭૨૦મે.

અને ભાષ્યમાં પણ દર્શનાવરણીય તે દર્શન મોહનીય લેવો એમ કહેલ છે એટલે બીજા કર્મના ક્ષયોપશમથી તો ચક્ષુ દર્શનાદિક ગુણ પ્રગટ થાય છે. ને મોહનીય કર્મના ક્ષયોપશમથી સમકિત અને ચારિત્રના ગુણ

પ્રગટે છે. જેમકે પહેલે ગુણુઠાણે ૭ આત્મા કહ્યા તેમાં દર્શન આત્મા પણ કહેલ છે. તો અહિં દર્શન આત્મા ચક્ષુ, અચક્ષુ અવધિ દર્શન આશ્રી કહેલ છે. પણ સમકિત તો મોહનીય કર્મના ક્ષયોપશમથીજ થાય છે, એ વાત સત્ય છે.

પ્રશ્ન ૮–સમકિત કેટલા અને તેનું સ્વરૂપ શું ?

ઉત્તર–સમકિત ૫, ૧ ક્ષયોપશમ ૨ ઉપશમ ૩ ક્ષાયક ૪ વેદક અને ૫ સાસ્વાદાન એ પાચ સમકિત છે. અને તેનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

સમકિતને આવરણ રૂપ પ્રકૃતિ ૭ છે તે અનંતાનુબંધીનો ચોક ૪ અને દર્શનાવરણીયની ત્રિક ૩ મળી ૭ પ્રકૃતિ સમક્તિનું ઢાંકણ છે માટે દર્શન મોહનીય કહીએ.

ક્ષાયક સમક્તિ–૭ પ્રકૃતિનો ક્ષય કરે તે ક્ષાયક સમ્યકત્વ કહીએ. તે સાઇએ અપજ્જવસિએ, તે સમ્યકત્વની આદિ છે પણ અંત નથી.

ઉપશમ સમ્યકત્વ—તે ૭ પ્રકૃતિ ઉપશમાવે. તેની સ્થિતિ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. પછી કાં મિથ્યાત્વમા જાય, અગર તો ક્ષયોપશમ સમ્યકત્વમાં આવે, પણ સાત પ્રકૃતિનો વર્તમાન કાલમા ઉદય નથી પણ સત્તામાં ૭ પ્રકૃતિ છે. જેમ મેલું પાણી છે પણ કુતક ફળને જોગે મેલ ફાટી હેઠો બેઠો ઉપર નિર્મલ પાણી દેખાય તેમ ઉપશમ ભાવને લીધે ૭ પ્રકૃતિ રૂપ મેલ સત્તામાં છે ઉદયમાં નથી. પણ તેનો પ્રદેશોદય તથા વિપાકોદય અવશ્ય થશે તે ઉપશમ સમકિત કહીએ.

હવે ક્ષયોપશમ સમકિત-તેના ૭ વિકલ્પ છે.

૧ પ્રથમ ભાગે અનંતાનુબંધી ૪ નો ક્ષય; દર્શન મોહનીય ૩ ત્રિકનો ઉપશમ એ પ્રથમ ભાગો.

૨ બીજે અનંતાનુબંધીનો ચોક ૪ મિથ્યાત્વ મોહનીય એ ૫ નો ક્ષય ને બેનો ઉપશમ. એ બીજો ભાગો.

૩ ત્રીજે અનંતાનુબંધીનો ચોક ૪ મિથ્યાત્વ મોહનીય ૫ મિશ્ર મોહનીય ૬ એ ૬ પ્રકૃતિનો ક્ષય ને ૧ નો ઉપશમ. એ ત્રીજો ભાગો એ ક્ષાયક સમકિત આવવાનો માર્ગ જાણવો.

૪ ચોથો અનંતાનુબંધીનો ચોક ૪ મિથ્યાત્વ મોહનીય ૫ મિશ્ર મોહનીય ૬ એ ૬ પ્રકૃતિનો ક્ષય અને સમકિત મોહનીયની સત્તા, એ વેદક સમકિત કહેવાય પણ ભગો ક્ષયોપશમનો છે. એ વેદક, ક્ષાયકને પહેલે સમયે હોય. મનુષ્યમાં લાભે.

૫ પાંચમો અનંતાનુબંધીના ચોક ૪ નો ક્ષય અને મિથ્યાત્વ મો. ૧ મિશ્ર મો. ૨ એ ૨ નો ઉપશમ અને સમકિત મોહનીયનો ઉદય. એ પાંચમો ભાંગો.

( ૬ ) છઠ્ઠો અનંતાનુબંધીનો ચોક ૪ મિથ્યાત્વ મોહનીય ૫, એ ૫ પ્રકૃતિનો ક્ષય, મિશ્ર મોહનીયનો ઉપશમ, સમકિત મોહનીયનો ઉદય, એ છઠ્ઠો ભાંગો.

( ૭ ) સાતમો ભાગો.—અનંતાનુબંધીનો ચોક ૪ મિથ્યાત્વ મોહનીય ૫ મિશ્ર મોહનીય ૬ એ ૬ પ્રકૃતિનો ઉપશમ, સમકિત મોહનીયનો ઉદય એ સાતમો ભાગો. એ ભાગાથી પડવાઇ હોય છે. એ ક્ષયોપશમ સમકિત કહીએ. એ ક્ષયોપશમ સમકિતના ૭ ભાંગા કહ્યા

સાસ્વાદાન સમકિત, ને અનંતાનુબંધીનો ચોક ૪ નો ઉદય, મિથ્યાત્વ મોહનીય ૧, મિશ્ર મોહનીય ૨, એ ૨ નો ઉપશમ, અને સમકિત મોહનીયનો વિશેષ ઉદય. તે સાસ્વાદાન સમકિત કહીએ. એ પણ ક્ષયોપશમ સમકિતનો અંશ જાણવો. તેનો ૮ મો વિકલ્પ ગણ્યો છે.

એ મોહનીય કર્મની ૭ પ્રકૃતિ પાંચ સમકિતને આવરણ કરનારનું સ્વરૂપ કહ્યું.

પ્રશ્ન ૯.—ચારિત્રાવરણીય મોહનીય કર્મની ૨૧ પ્રકૃતિનું સ્વરૂપ શી રીતે ?

ઉત્તર—ચારિત્રને આવરણ કરનાર મોહનીય કર્મની ૨૧ પ્રકૃતિ છે તે ચારિત્રનું ઢાંકણ છે. તે મોહથી યથાખ્યાત ચારિત્ર અવરાય છે. તે ૨૧ પ્રકૃતિ માંહેલી એક પણ પ્રકૃતિ ઉદયમાં હોય તો યથાખ્યાત ચારિત્ર ન હોય. તે યથાખ્યાત ચારિત્રના બે ભેદ: ઉપશમ ૧, ક્ષાયક ૨, જે ઉપશમ યથાખ્યાત ચારિત્ર છે તે ૨૧ પ્રકૃતિ પૂર્વે કહી તે સર્વે ઉપશમ કીધી છે. પછી ૨૧ માહેલી પ્રકૃતિ સત્તામાં છે, તે ઉદયમાન થશે તે ઉપશમ ચારિત્ર ૧૧ મે ગુણઠાણે છે. અને પૂર્વોક્ત ૧૧ પ્રકૃતિ મૂલથીજ ક્ષય કીધી છે. સત્તામાં નથી તે ક્ષાયક ચારિત્ર કહિએ. તે ૧૨ મે જીવઠાણે છે. તો ઉપશમ ચારિત્ર ૧ અને ક્ષાયક ચારિત્ર ૨, એ ૨ યથાખ્યાત ચારિત્રના ભેદ છે. મોહનીય કર્મનો ઉદય નથી તે પણ યથાખ્યાત ચારિત્ર કહિયે.

પ્રશ્ન ૧૦.—હવે ક્ષયોપશમ ચારિત્રનું સ્વરૂપ કેવું હોય ? ક્ષય શું કર્યું ? અને ઉપશમ શું કર્યું ?

ઉત્તર—તેનું સ્વરૂપ એ છે કે, ચારિત્રાવરણીય મોહનીય કર્મની ૨૧ પ્રકૃતિ છે તેના વિકલ્પ ઘણા છે. ૨૧ પ્રકૃતિ માંહેલી કોઇ ક્ષય કીધી હોય, કોઇ ઉપશમ કીધી હોય, કોઇનો ઉદય હોય ( ક્ષયોપશમ સમકિતની પરે ) તે ક્ષયોપશમ ચારિત્ર જાણવું. તે ડોહળા પાણી સમાન ચારિત્ર છે. તે માંહેલી જેટલી મોહનીય કર્મની પ્રકૃતિનો ઉદય છે તેટલો મેલ જાણવો. હવે ૪ ચારિત્રમાં ક્ષયોપશમ ભાવ છે તે સરાગી છે તેટલોજ મેલ છે તે ક્ષયોપશમ ભાવ ચારિત્ર કહીએ તે ક્ષપક શ્રેણીએ ચડતાં ૮ મે ૯ મે ૧૦ મે જીવઠાણે ક્ષયોપશમ ભાવ ચારિત્ર છે હવે ૬ ઠે ૭ મે-ગુણઠાણેથી ક્ષયોપશમ ચારિત્ર હોય તેને અપ્રત્યાખ્યાની ચોકડીનો ક્ષય, શેષ ૧૩ પ્રકૃતિનો ઉપશમ, અને સંજ્વલની ચોકડીનો ઉદય. એણી રીતે ક્ષયોપશમ ચારિત્રના ભાંગા ઘણા છે. તે ક્ષયોપશમ ચારિત્રનું સ્વરૂપ જાણી ભાંગા કરવા.

પ્રશ્ન ૧૧.—અનંતાનુબંધીની ચોકડીનું સ્વરૂપ શું ?

ઉત્તર—અનંત અનુબંધ એટલે અનંત કાળ થયાં થતો આવતો એક પછી એક મોહનીય કર્મના બંધને સાંકળના કડાની પેઠે જોડાયેલો ચાલ્યો આવતો બંધ તે અનંત અનુબંધ કહીએ. એટલે તીવ્ર કષાયની ચોકડી ( ક્રોધ, માન, માયા, લોભ, ) તે અનંતાનુબંધીની ચોકડી કહીએ. આ ચોકડી સમકિતને પ્રાપ્ત થવા દે નહીં.

આ ચોકડી ખસ્યા પહેલાં મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને સમકિત મોહનીયનું બળ મોળું પડતું નથી. તેનો ઉપશમ ક્ષય કે ક્ષયોપશમ થઇ શકતો નથી. અર્થાત્ સમકિતની પ્રાપ્તિને માટે અનંતાનુબંધીની ચોકડી મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, અને સમકિત મોહનીયનું સ્વરૂપ જાણીને તેને દૂર કરવાથી બીજા ચારિત્રાદિક અનેક આત્મિક ગુણો પ્રગટે છે.

પ્રશ્ન ૧૨.—મિથ્યાત્વ મોહનીય, મિશ્ર મોહનીય, અને સમકિત મોહનીયનું સ્વરૂપ શું ?

ઉત્તર—મોહનીય કર્મના બે ભેદ છે, દર્શન મોહનીય ૧ ચારિત્ર મોહનીય ૨. તેમા દર્શન મોહનીય આત્માનું સ્વરૂપ દેખવામા વ્યામોહ ઉપજાવે, અને ચારિત્ર મોહનીય ચારિત્રમાં વ્યામોહ ઉપજાવે, તે દર્શન મોહનીયનાં દલ ગાઢાં થાય તો મિથ્યાત્વ દ્રષ્ટિને ઉજ્વલ થવા ન દે. જેમ એકેન્દ્રયાદિક જીવને મિથ્યાત્વ મોહનીયના દલ ગાઢા છે તેને મિથ્યાત્વ દ્દષ્ટિ અત્યંત મલિન છે. પછી મિથ્યાત્વ મોહનીયની વર્ગણા ઉદય આવે થાય અને કંઇક મિથ્યાત્વની વર્ગણા સત્તામાં છે કંઇક મિથ્યાત્વની વર્ગણા

ઉદયમાં છે તેથી મિથ્થાત્વ દૃષ્ટિ ઉજ્વલ થાય, પણ મિથ્યાત્વ મોહનીયના ઉદયથી શુદ્ધ દેવ ગુરૂ ધર્મની ઓળખાણ થવા ન દે. કુદેવ કુગુરૂ, કુધર્મ વલ્લભ લાગે, શુદ્ધ દેવ ગુરૂ ધર્મથી ઉપરાંઠો રહે તે મિથ્યાત્વ મોહનીય જાણવી. તે મિથ્યાત્વ મોહનીય ક્ષયોપશમ સમ્યકત્વનું આવરણ-ઢાંકણ છે.

અને મિશ્ર મોહનીય તે કોને કહીએ? મિથ્યાત્વ મોહનીયનાં દળ ભોગવનાં થોડા રહ્યા તે વારે એવા પ્રણામ થાય, શુદ્ધ દેવ ગુરૂ ધર્મ ઉપર દ્વેષ પણ નથી, તેમની આસ્તા પણ નથી, અને કુદેવ કુગુરૂ કુધર્મનો અંતરંગ અનુરાગ પણ નથી, ખોટા જુઠા જાણ્યા નથી, તે બેહુની સમજ નથી. તે મિશ્ર મોહનીય કહીએ એવા પ્રણામ અંતર્મુહૂર્ત્ત રહે. મિશ્ર મોહનીય તે ઉપશમ સમકિતનું આવરણ છે, પણ અત્યંત ગાઢું ઢાકણ નથી.

અને સમ્યકત્વ મોહનીય ત્રીજી છે, તે ક્ષાયક સમકિતનું ઢાંકણ છે. પણ મિથ્યાત્વીને સમકિત મોહનીય નથી. સમકિત મોહનીયવાળાને ક્ષયોપશમ સમકિત છે, પણ સમકિત શુદ્ધ હોવા ન દે શંકાદિક દોષ સહિત સમકિત છે. જેમ વૃદ્ધ પુરૂષ લાકડી ગ્રહે પણ ગાઢી પકડી ન જાય પણ હાથમાંથી છોડે નહિ. તેને સમકિતમાં નિ:શંકપણું નહિ. નાણંતરાએ દંસણંતરાએ ચરિત્તંતરાએ ઇત્યાદિક અંતર દેખીને શંકા ઉપજે તે સમકિત માંહે મેલ છે તે કિંચિત્ મેલ રહ્યો છે જેમ નીલ ગુલીનાં ખોમાં વસ્ત્રને ધોયા પછી તેમાં કિંચત્ ઝલકની ઝાય પડે તેમ સમકિતમાં મેલની ઝલક પડે તેહથી સદોષ હોય તે ચલ ૧, મલ. ૨, અગાઢ ૩, તે સમકિત મોહનીય કહેવાય.

અને અજાણ થકા કોઇ કહે કે, દેવ ગુરૂ ધર્મ ઉપર રાગ કરે તે સમકિત મોહનીય કહીએ, તે જુઠા છે. દેવગુરૂ ધર્મપર રાગ તો ૧૦ મા ગુણઠાણા લગી છે અને સમકિત મોહનીય તો ક્ષાયક સમકિત પ્રાપ્ત ન થયું હોય ત્યાંસુધી હોય તે માટે એ વાત ન મળે.

અને કોઇ કહે કે, જે દેવ ગુરૂ ધર્મ સેવતાં ઇહલોક ફલ ઋદ્ધિ, સંતાન, કલત્રાદિ ઇચ્છા ધરાવે, પરલોકનું ફળ સ્વર્ગ સુખાદિ માગે તે સમ્યકત્વ મોહનીય કહીએ; તે વાત પ્રમાણ છે. તે ૧ ચલ, ૨ મલ, ૩ અગાઢ એ માહેલા દોષ જાણવા. જેમ જપ, તપ ઇહલોક પરલોકની આશાએ કરવા તે પણ સમકિત મોહનીયનું સ્વરૂપ જાણવું. એ પણ કિંચિત્ મેલ મિથ્યાત્વ માહેલો છે. પણ ઉજ્વલ ક્ષાયક સમકિત આવવા ન દે. તે માટે સમકિત મોહનીય કહીએ.

સમકિતવંત પ્રાણી, લૌકિક દેવ ગુરૂ કે ધર્મને ધર્મ બુદ્ધિએ કે સ્વાર્થબુદ્ધિએ માનેજ નહિ પણ લોકોત્તર દેવ ગુરૂ કે ધર્મની ઉપાસના સ્વાર્થ બુદ્ધિએ કરે. જેમકે કોઇ સમકિતીને યા તેના સંબંધીને બિમારી હોય તેની શાતિને માટે શાતિનાથ ભગવાનની માળા ફેરવે, કષ્ટીયા આબેલાદિ તપ કરે, દેવ ગુર્વાદિકની માનતા માને કે આમ કરવાથી શાંતિ થશે, દુ:ખ ટળશે, પરંતુ એવી દ્રઢતા ન રહે કે મારાં કરેલાં કર્મ ભોગવ્યા વિના કેમ છૂટે. માટે તેને સમકિત મોહનીયનો ઉદય સમજવો ક્ષાયક સમકિતીને એવી ભ્રમણા ન હોય, પોતાનાં કર્મ ઉદય આવ્યાં જાણે.

પ્રશ્ન ૧૩.—સમ્મત્ત વેયણીજે, મિચ્છત્ત વેયણીજે, સમા મિચ્છત્ત વેયણીજેનો અર્થ શું ?

ઉત્તર—સમકિત મોહનીયના ઉદયે જે મોહનીય કર્મ વેદવામા આવે તે સમ્મત્ત વેયણી ૧ અને મિથ્યાત્વ મોહનીયના ઉદયે જે મોહનીય વેદવામાં આવે તે મિચ્છત્ત વેયણી ૨ અને મિશ્ર ગુણઠાણે જે મોહનીય વેદવામાં આવે તે સમા મિચ્છત્ત વેયણીજે કહીએ. ૩

પન્નવણા સુત્ર છાસઠ હજાર–તેના પદ ૨૩ મે–કર્મ પ્રકૃતિમાં મોહનીય કર્મની પ્રકૃતિમાં કહ્યું છે કે—સમકિત વેદની તે જીન પ્રણિત તત્ત્વની શ્રદ્ધા અંતરગત આત્મિક રૂપ સમ્યકત્વ જાણવું તે સમ્યકત્વ વેદની. તે અહિં સમ્યકત્વ વેદની ને મિથ્યાત્વની પ્રકૃતિ તે અતિચાર સંભવે. તે ઐપશમિક ક્ષાયોપશમિક તે દર્શન મોહનીયને ઉદયે સમ્યકત્વ વેયણી કહીએ. ૧

વળી જીન પ્રણીત તત્ત્વની શ્રદ્ધા ન હોય તે મિથ્યાત્વરૂપ હોય તે મિથ્યાત્વવેદની. ૨

જે મિશ્ર રૂપ તે જીન પ્રણીત તત્વની શ્રદ્ધાને તથા મિથ્યાત્વની શ્રદ્ધાને નિંદે નહિ બન્ને ઉપર રાગ પણ નહી અને દ્વેષ પણ નહિ તે મિશ્ર મોહની-યને ઉદયે, મિશ્ર વેયણી કહીએ ૩ એ પ્રમાણે પ્રકૃતિ દ્વારમાં કહેલ છે.— તથા સ્થિતિ દ્વારમા પણ કહ્યું છે કે:—

જે સમ્યકત્ત્વ મિથ્યાત્વ પુદ્ગળ ગ્રહે તે જીવ કોઇ એક સમ્યકત્વનો ગુણ પણ વિશેષ લાભે તેહના ત્રણ ભેદ કહેવા. તે એમ–

(૧) સર્વ વિશુદ્ધ, (૨) અર્ધ વિશુદ્ધ, (૩) અવિશુદ્ધ તેમા જે સર્વ વિશુદ્ધ છે તેને સમ્યકત્વ વેદનીપણું લાભે ૧ અને જે અર્ધ વિશુદ્ધ છે તેને મિશ્ર વેદનીપણું લાભે ૨ અને અવિશુદ્ધપણે ગ્રહે તે મિથ્યાત્વ વેદનીપણું પામે. ૩ તેહને બંધ સંભવે.

સમ્મત્ત વેયણીજ્જેની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટ ૬૬ સાગરોપમ ઝાઝેરી કહી. મિથ્યાત્વ વેદનીની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત ઉત્કૃષ્ટી ૭૦ ક્રોડા ક્રોડ સાગરોપમની–મિશ્ર વેદનીની સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટિ અંતર્મુહૂર્તની.

ઉપરના ન્યાયથી જણાય છે કે જ્યાંસુધી ક્ષાયક સમકિત ન થાય ત્યાંસુધી સમ્યક્ત્વ વેદની હોય તે દર્શન મોહનીયને ઉદયે હોય. અને જ્યાં સુધી ક્ષાયક જથાખ્યાત ચારિત્ર ન આવે ત્યાંસુધી ચારિત્રાવરણીનો ઉદય કહેવાય પણ દર્શન મોહનીયનો સંબંધ નહિ. દર્શન મોહનીય તો પ્રથમની ત્રણ પ્રકૃતિના ઉદયની છે. અને ત્યાંસુધી તેને મોહનીયનું વેદવાપણું છે. તે ક્ષાયક સમકિત પ્રાપ્ત થયે તેનો નાશ થાય છે. પછે તેનું વેદવા પણું નથી. ઇત્યર્થ.—

પ્રશ્ન ૧૪.—કષાય વેયણીજ્જે–નો કષાય વેયણીજ્જે એટલે શું ?

ઉત્તર—સોળ કષાયની પ્રકૃતિ માહેલી જે કષાયની પ્રકૃતિનો ઉદય થઇને વેદવામાં આવે તે કષાય વેયણીજ્જે–અને નવ નોકષાયની પ્રકૃતિ ઉદયમાં આવીને તે વેદવામાં આવે તે, નોકષાય વેયણીજ્જે કહીએ.

પ્રશ્ન ૧૫—ઉત્તરાધ્યયનના ૨૯ અધ્યયનમા પહેલાજ બોલમાં કહ્યું કે હે ભગવંત સંવેગનું (વૈરાગ્યનું) શું ફળ ? તે વૈરાગ્ય સમકિતના ઘરનો કે મિથ્યાત્વના ઘરનો ?

ઉત્તર—તે પહેલા બોલમા આગળની હકીકત જોતાં તે–વૈરાગ્ય સમકિત પ્રાપ્ત થયા પહેલાનો છે. પણ મિથ્યાત્વના ઘરનો નથી, પરંતુ સમકિતની પ્રાપ્તિ કરવાનો છે.

પ્રશ્ન ૧૬—તે વૈરાગ્યવંતને ગુણઠાણું કયું કહીએ ?

ઉત્તર—ગુણઠાણું તો પહેલું કહેવાય દાખલા તરીકે, જેમ સાસ્વાદાન ગુણઠાણાવાળો સમકિતથી પડેલો અને મિથ્યાત્વને પ્રાપ્ત થયો નથી ત્યાંસુધી સાસ્વાદાન સમકિત કહેવાય છે. તેમ સમકિતને પ્રાપ્ત થવા જોગ પ્રાણીને શમ સંવેગાદિક પાચ કારણ માંહેલું કારણ પ્રગટ થાય પણ જ્યાસુધી સમકિતની પ્રાપ્તિ થઇ નથી ત્યાંસુધી તેનું ગુણઠાણુ તો પહેલુજ કહેવાય.

પ્રશ્ન ૧૭.—પહેલે ગુણઠાણે પરીત સંસાર થાય ખરો ? અને થાય તો કેવી રીતે ને કોણે કર્યો ?

ઉત્તર—સમકિતની પ્રાપ્તિનાં કારણો માંહેલું કારણ મળી આવે તો પરીતસંસારી થાય. મેઘકુમારના જીવે આગલે ભવે હાથીના ભવમાં સસલાની

દયા પાળી તેથી પરીતસંસાર કર્યો અને મનુષ્યનું આઉખું બાંધ્યું એમ જ્ઞાતા સૂત્રમાં કહ્યું છે. તેમજ સુબાહુ કુમારના જીવે સુમુખ ગાથાપતીના ભવે સાધુને દાન દેવાથી ( દાન દેવાની શ્રદ્ધા થવાથી ) પરીતસંસાર કરી મનુષ્યનું આઉખું બાંધ્યું છે સાખ વિપાક સૂત્રની.--એવા સમકિત પ્રાપ્ત થયા પહેલા પાંચ લક્ષણ માંહેલું લક્ષણ મળી આવે તો પરીતસંસાર થવાના દાખલા ઘણા છે. તેમજ વરૂણ નાગ નતુયાના બાળમિત્રને ધર્મની શ્રદ્ધા થવાથી સમકિત વિના પણ બે ભવ મનુષ્યના કરી મોક્ષે જાશે એમ ભગવતીજીમાં કહ્યુ છે. માટે શમ ૧ સંવેગ ૨ નિર્વેગ ૩ અનુકંપા ૪ ને આસ્તા ૫ એ ૫ સમકિતને પ્રાપ્ત થવાનાં આગમચેતીનાં લક્ષણ છે. એકાદ ભવને આંતરે અવશ્ય સમકિતની પ્રાપ્તિ થાશે. પણ વર્તમાને તો મિથ્યાત્વ ગુણઠાણું કહેવાય.

પ્રશ્ન ૧૮.—મેઘકુમારના જીવને હાથીના ભવમાં સસલાની દયા પાળવાથી, નહિ પ્રાપ્ત થયેલુ એવું સમકિતરત્ન પ્રાપ્ત થયું અને તેથી પરીતસસાર કર્યો ને મનુષ્યનુ આઉખું બાંધ્યુ એમ સાંભળીએ છીએ તેનું કેમ ?

ઉત્તર—જ્ઞાતા સૂત્રમાં તે વાત છે. પણ સમકિતરત્ન પ્રાપ્ત થયું એમ નથી. ત્યાતો એમ કહ્યું છે કે—

अलद्धेणं सम्मत्तरएणं, लद्धेणं पाणाणुकंपयाएत्र ४ संसारं परित्तं करेह मणुसाउयं निबंधह.

એટલે સમકિતરત્ન લાધ્યું નથી, પણ લાધ્યું છે પ્રાણી ભૂત, જીવ, સત્વની અનુકંપા—દયા તેણે કરીને પરીતસંસાર કર્યો અને મનુષ્યનુ આઉખું બાંધ્યું. એ વાત પ્રમાણ છે કારણ કે, જો સમકિત પ્રાપ્ત થયું હોય તો સમકિતમાં મનુષ્યના આઉખાનો બંધ પડે નહિ. ભગવતીજીમા શતક ૩૦ મે સમોસરણના અધિકારે કહ્યુ છે કે—સમકિતી મનુષ્ય તિર્યંચ એક દેવતાનુંજ આઉખું બાંધે, અને નારકી દેવતા એક મનુષ્યનુંજ આઉખું બાધે. એ લેખે હાથીના ભવમા પરીતસંસાર કર્યો અને મનુષ્યનુ આઉખું બાંધ્યું તે સમકિતમાં નહિ, પણ સમકિત પ્રાપ્ત કરનારી અનુકંપા—દયા પ્રગટ થવાથી એ ગુણ પ્રગટ થયો અને મેઘકુમારના ભવમા સમકિતની પ્રાપ્તિ થઇ.

ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનમાં કહેલા પહેલા બોલમા સંવેગવતને ધર્મની શ્રદ્ધા ઉત્પન્ન થાય તે પણ પાંચ લક્ષણ માહેલું એક લક્ષણ છે. અને સમકિતની પ્રાપ્તિ તો અનતાનુબંધીની ચોકડીનો ક્ષય થયા બાદ દર્શન મોહનીયની ત્રિકનો ક્ષયોપશમ થયે થાય છે.

પ્રશ્ન ૧૯.—પહેલા બોલમાં સમકિત પ્રાપ્ત થયું તે ઉપશમ, ક્ષયોપશમ, કે ક્ષાયક?

ઉત્તર—કોઇ ક્ષયોપશમ કહે છે ને કોઇ ક્ષાયક પણ કહે છે. ક્ષયોપશમના કહેવાવાળા ક્ષાયક સમકિત ૮ મે ગુણઠાણે માને છે અને સમવાયાંગના ૨૧ મા સમવાયની સાખ આપે છે.

અને ક્ષાયકના માનવાવાળા ૪ થે ગુણઠાણેથી ક્ષાયક માને છે તે આ ચાલતા અધિકારનીજ સાખ આપે છે. એટલે ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનના પહેલાજ બોલના ન્યાયે તથા કર્મગ્રંથના ન્યાયે ક્ષાયક સમકિત ચોથે ગુણઠાણે થાય છે.

હવે આઠમે ગુણઠાણે ક્ષાયક સમકિત કહ્યું છે તે સમવાયાંગજીમાં કહ્યું છે કે—નિયટ્ટીબાદર ગુણઠાણે ૭ પ્રકૃતિનો ક્ષય કરે તેને ૨૧ પ્રકૃતિ સત્તામાં રહે. આ ઉપરથી ૭ મા ગુણઠાણા સુધી ક્ષયોપશમ સમકિત માને છે તે આઠમેથી ક્ષાયક સમકિત માને છે.

અને ચોથે ગુણઠાણેથી ક્ષાયક માનવાવાળા કહે છે કે—ઉ. ના ૨૯ મા અધ્યયનમા જે સવેગ તથા પ્રધાન ધર્મની શ્રદ્ધા થઇ તે સમકિત પામ્યા પહેલા માર્ગાનુસારીમા થઇ અને ત્યાર પછી અનતાનુબધીની ચોકડીનો ક્ષય કર્યો પછે દર્શનાવરણીયની ત્રિકને ખપાવી તે પાઠ આ પ્રમાણે છે.

संवेगेणं भंते जीवे किं जणयइ? સવેગ—વૈરાગ્યે કરી હે પૂજ્ય? જીવ શું ઉપજાવે? એ પ્રશ્ન—ભગવત ઉત્તર કહે છે.—संवेगेणअणुत्तरंधम्मसद्धंजणयई સવેગે કરી પ્રધાન ધર્મની શ્રદ્ધા ઉપરાજે अणुत्तराएधम्मसद्धाएसंवेगं हव्वमागच्छई પ્રધાન ધર્મની શ્રદ્ધાએ મુકિત અભિલાષરૂપ વૈરાગ્ય શીઘ્ર પામે. अणंताणुबंधी कोह माण माया लोभे खवेई સમકિત ઘાતી અનતાનુબધી ક્રોધ, માન, માયા, લોભ ખપાવે णवं च कम्मं न बंधई નવા કર્મ ન બધે तप्पच्चयंच અનતાનુબધીને ઉદય જે મિથ્યાત્વ હતું તે मिच्छत्तविसोहिंकाउण મિથ્યાત્વને ટાળીને दंसणाराहए भवई સમકિતનો આરાધક થાય. दंसण विसोहिए विसुद्धाए સમકિત અતિ નિર્મળ કરીને ક્ષાયક સમકિત પામેલો જીવ अत्थेगइए तेणेव भवग्गहणेणं सिज्झई એકેક ભવ્ય જીવ તેજ ભવ ગ્રહણ કરીને મોક્ષે તેહીજ ભવે સીઝે. सोहिएणं विसुद्धाए तच्चं भवग्गहणं नाइक्कमइ १— વિશેષ નિર્મળ અને શુદ્ધ થયેલા સમકિતે કરી ત્રીજો ભવ તો ઉલ્લંઘેજ નહિ ૧

આ ઉપરના પાઠથી ચોથે ગુણઠાણે ક્ષાયક સમકિત સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૨૦.—ચોથે ગુણઠાણે ક્ષાયક સમકિત માનીએ તો તેજ ભવે મોક્ષ કેમ જાય ?

ઉત્તર—તેજ ભવે મોક્ષ જવાવાળા જીવને ચોથે ગુણઠાણે ક્ષાયક સમકિત પ્રગટ થયું હોય, ને ચોથેથી છઠે સાતમે ને આઠમે ગુણઠાણે ક્ષાયક ભાવે ચડતા ચારિત્રાવરણીયની પ્રકૃતિયોને ખપાવતા ક્ષપક શ્રેણીએ ચડી ૯ મે ૧૦ મે ગુણઠાણે થઇ ૧૨ મે ગુણઠાણે મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિનો ક્ષય કરી જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાય કર્મનો સાથે ક્ષય કરી અર્થાત્ ૪ ઘનઘાતી કર્મનો ક્ષય કરી કેવળ જ્ઞાન કેવળ દર્શન પ્રગટ કરી ૧૩ મે ગુણઠાણે પ્રવર્ત્તે અને છેવટે ૧૪ મે ગુણઠાણે બાકીનાંજ કર્મ (વેદની આઉખું નામ ને ગોત્ર) નો ક્ષય કરી મોક્ષગતિને પામે. તે તેણેજ ભવગહણેણં સિજ્ઝઇ કહેવાય. તેના બે વર્ગ છે ૧ એક સ્વલિંગી પ્રવર્તન ચારિત્રવત. અને બીજા ભાવ ચારિત્રવાળા ગૃહલિંગી ચોથે ગુણઠાણે ક્ષાયક સમકિત ક્ષાયક ભાવ પ્રગટ કરી ચડતે ગુણઠાણે પરિણામની ધારાએ પ્રકૃતિઓનો ક્ષય કરી કેવળ જ્ઞાન પ્રગટ કરે ભરત મહારાજાની પેરે. અને તેમજ મરૂ દેવા ભગવતીના ન્યાયે તાત્કાલિક મોક્ષ ફળને પણ મેળવે.

અને ચોથે ગુણઠાણે ક્ષાયક સમકિતી કાળ કરે તો ત્રીજે ભવે અવશ્ય મોક્ષ જાય.

આ પાઠના અર્થમાં કોઇ કોઇ તાણી ખેંચીને ક્ષયોપશમ સમકિત તથા ઉપશમ સમકિતનો અર્થ કરે છે તે પોતાની શ્રદ્ધાનાં ખેંચાણને લઇને જણાય છે પણ મૂળ પાઠમા તો ક્ષાયક સમકિત ખુલ્લી રીતે સમજાય છે. અને ટીકાકાર પણ એમજ કહે છે કે—

सम्यक्त्वस्य निर्मलया विशुद्धया तृतीयं पुनर्भव ग्रहणं नातिक्रामति इत्यनेन शुद्ध क्षायक सम्यक्त्वान् भव त्रय मध्ये मोक्षं व्रजत्येव।

એ ચોથા ગુણઠાણા આશ્રી કહેલ છે. મૂળ પાઠમાં પણ અનંતાનુબંધીની ચોકડી અને મિથ્યાત્વ મોહનીય તથા સમકિત મોહનીય ( મિશ્ર મોહનીય બેના અંતરભેદમાં લેવી ) એ પ્રકૃતિઓનાજ ક્ષયનો અધિકાર છે. તેથી ચોથા ગુણઠાણે ક્ષાયક સમકિત પ્રાપ્ત થાય એમ સૂત્ર પાઠ સૂચવે છે.

પ્રશ્ન ૨૧.—કેટલાક ઉપશમ તથા ક્ષયોપશમ સમકિત આશ્રી ત્રણ ભવ કરવાનું કહે છે તો ક્ષાયક સમકિત ત્રણ ભવ કરે એવો કોઇ દાખલો છે ?

ઉત્તર—દાખલો તો ઉત્તરાધ્યયનમા ૨૯ મા અધ્યયનનો કહ્યો છે તે અને વિશેષ વિચાર કરતાં કદાપિ ક્ષયોપશમ તથા ઉપશમ સમકિત આશ્રી ૩ ભવ માનીયે તોપણ તે મળે નહિ. કેમકે તેને માટે તો ઉત્કૃષ્ટો દેશેઉણો અર્ધ પુદ્ગળનો કાળ કહ્યો છે. એટલે ઉપશમ સમકિત તથા ક્ષયોપશમ સમકિતવાળા અર્ધ પુદ્ગળ ઉલંઘે નહિ એમ સૂત્રથી જણાય છે. કેમકે તે સમકિતથી પડવાનો સંભવ છે. કદાપિ તે સમકિત ટકી રહે તો ૧૫ ભવમાં મોક્ષની પ્રાપ્તિ (ક્ષયોપશમવાળાને) કહી છે. સાખ વિપાક સુત્રની સુબાહુ કુમારના ભવની. અને ઉપશમ આશ્રી ત્રણ ભવ કહીયે તો ૧૧ મે ગુણઠાણે ક્ષાયક સમકિત નહિ માનવાવાળાને વાંધો આવશે, કારણ કે ઉત્તરાધ્યયનમાં ૭ સાતે પ્રકૃતિનો ક્ષય થયો કહ્યો છે. માટે ૧૧ મે ગુણઠાણે ૨૮ પ્રકૃતિના ઉપશાંતને લઇને કાળ આશ્રી ત્રણ ભવ માનવાને વાંધો આવે નહિ પણ પડે તો છેવટે અર્ધ પુદ્ગળનો ભરૂસો રહે. માટે ૨૯ મા અધ્યયનમાં કહેલ ત્રીજો ભવ ઉલંઘે નહિ તે ક્ષાયક સમકિત માટેજ ઠરે છે. અને ટીકાકાર પણ મૂળ પાઠનેજ લઇને કહે છે.

તેમજ ભગવતીજી સતક ૮ મે-ઉદ્દેશે ૧૦ મે-દર્શનની જઘન્ય મધ્યમ ને ઉત્કૃષ્ટી આરાધના કહી છે તેમાં ઉત્કૃષ્ટી આરાધનાવાળાને એક ભવ, તથા બે ભવ કહ્યા છે. અને કલ્પ (દેવલોક) ની ગતિ પણ કહી છે. એ આશ્રી ક્ષાયક સમકિતવાળો કાંતો તેજ ભવે મોક્ષ જાય અને દેવલોક જાય તો બીજો ભવ મનુષ્યનો કરી મોક્ષ જાય એટલે મનુષ્ય ને દેવતાના મળી ત્રીજો ભવ ઉલંઘે નહિ એમ ક્ષાયક સમકિત આશ્રી કહેલ છે. એટલે કલ્પ દેવલોકમાં જાવાવાળા ચોથા પાચમા ગુણઠાણા આશ્રી અને તેની સાથે ઉત્કૃષ્ટી ચારિત્રની આરાધના કરી હોય તો કાં તો તેજ ભવે મોક્ષ જાય. તથા કલ્પ તથા કલ્પાતીતમાં પણ જાય. છેવટે ત્રીજો ભવ તો ઉલંઘેજ નહીં.

પ્રશ્ન ૨૨.—અગીઆરમે ગુણઠાણે ક્ષાયક સમકિત લાભે કે નહિ? અને લાભે તો કેવી રીતે?

ઉત્તર—મોહનીય બે પ્રકારની છે. એક દર્શન મોહનીય અને બીજી ચારિત્ર મોહનીય. એ બેની મળી અઠાવીશ પ્રકૃતિ છે તે માંહેલી ૭ પ્રકૃતિનો ક્ષય કરી બાકીની પ્રકૃતિનો ઉપશમ કરી અગીઆરમે ગુણઠાણે જાય. એટલે સમકિતને આવરણ કરનારી પ્રકૃતિઓનો ક્ષય કર્યા પછી ચારિત્રને આવરણ કરનારી પ્રકૃતિઓને ઉપશમાવી ઉપશમ શ્રેણીએ ચડી અગ્યારમે ગુણઠાણે જાય.

પ્રશ્ન ૨૩—અગીયારમે ગુણઠાણેથી પડી કોઇ પહેલે ગુણઠાણે જાય તેને ક્ષય થયેલી પ્રકૃતિનો ઉદય કેવી રીતે થાય ?

ઉત્તર—અઠાવીશ પ્રકૃતિને ઉપશમાવેલો પડે તો તેને પહેલે ગુણઠાણે જવાવાળાને પ્રકૃતિઓનો ઉદય થાય. પણ ક્ષાયક સમકિતવાળો ચોથાથી નીચે પડે નહિ. મરે તોપણ ચોથા ગુણઠાણે તો રહેજ. એટલે પડે તો ચોથા કે આઠમા ગુણઠાણે અટકે અથવા આઠમેથી ક્ષપકશ્રેણીએ ચડવું હોય તોપણ ચડે.

પ્રશ્ન ૨૪.—અગ્યારમે ગુણઠાણે સાત પ્રકૃતિનો ક્ષય અને ૨૧ પ્રકૃતિનો ઉપશમ કહીએ તો ક્ષયોપશમ સમકિત કરે અને અગ્યારમુ તો ઉપશમ ગુણઠાણું કહેવાય છે માટે શું સમજવું ?

ઉત્તર—અગ્યારમુ ગુણઠાણુ કહેવામાં આવે છે તે વિશેષે કરીને તો ચારિત્રાવરણીયની પ્રકૃતિનો ઉપશમ હોવાથી કહેવાય છે. દર્શનાવરણીયની પ્રકૃતિનો તો ક્ષય હોય અથવા ઉપશમ હોય, એમાંથી એક હોય, એટલે વખતે ક્ષાયક સમકિત હોય અથવા વખતે ઉપશમ સમકિત હોય. પણ ક્ષયોપશમ સમકિત તો નજ હોય. કનીરામજી મહારાજના પ્રશ્નોત્તરમા કહ્યુ છે કે—ક્ષાયક સમકિતમાં ગુણઠાણા ૧૧ છે પહેલા ત્રણ નહિ. એ લેખે ૧૧ મે ગુણઠાણે ક્ષાયક સમકિત હોય ખરૂં. અને ઉપશમ સમકિત પણ હોય પણ ક્ષયોપશમ સમકિત તો નજ હોય.

પ્રશ્ન ૨૫—ક્ષાયક સમકિતી ઉપશમશ્રેણીયે ચડયો થકો અગ્યારમે ગુણઠાણે જઇ કાળ કરે કે નહી ?

ઉત્તર—અગ્યારમે ગુણઠાણે ઘણા વિકલ્પ થાય છે પેહલા વિકલ્પે—અગ્યારમું ગુણઠાણુ ઉપશાત મોહનુ છે તો મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિને ઉપશમાવે ત્યારે ૧૧ મે ગુણઠાણે આવે ને કાળ કરે ત્યારે પણ ઉપશમ ભાવે કાળ કરે ત્યારે તેને ઉપશમ સમકિત હોય. પરંતુ બીજે વિકલ્પે–ક્ષાયક સમકિતની ઉપશમ શ્રેણીએ ચડયો થકો ૧૧ મે ગુણઠાણે જઇ પાછો પડે તો તે ૧૦ માથી ૯ મે આવી ૮ મેથી ક્ષપક શ્રેણીએ ચડે તો ૯–૧૦ મે થઇ ૧૨ મે ગુણઠાણે જાય. ત્રીજે વિકલ્પે–૮ માથી પડે તો ચોથે અટકે—ચોથે વિકલ્પે–૧૧ મે ગુણઠાણે ક્ષાયક સમકિતમાં મરે તો સર્વાર્થસિદ્ધમાં ઉપજે, તે ત્રીજો ભવ ઓલંઘે નહી. સાખ ઉત. ૨૯ મા અ. ની

પ્રશ્ન ૨૬—અનુત્તર વિમાનના દેવતાને ઉપશમ મોહી કહ્યા છે તે કેમ?

ઉત્તર—૨૮ મોહનીય કર્મની પ્રકૃતિને ઉપશમાવે તે ઉપશમમોહી કહેવાય. અને ચારિત્રાવરણીની ૨૧ પ્રકૃતિને ઉપશમાવી કાળ કરી અનુત્તર વિમાને ઉપજે તે પણ ઉપશમમોહી કહેવાય. એમ સંભવે છે. તત્ત્વ કેવલી ગમ્ય.

પ્રશ્ન ૨૭—ક્ષયોપશમ સમકિતમાં કેટલીક પ્રકૃતિનો ક્ષય થાય અને કેટલીકનો ઉપશમ હોય ને કેટલીકનો ઉદય હોય પણ ક્ષય થયેલી પ્રકૃતિ પાછી ઉદયમાં કેવી રીતે આવે?

ઉત્તર—પ્રકૃતિયોનો ક્ષય બે પ્રકારે થાય છે. એક ક્ષાયકભાવનો ક્ષય, અને બીજો ક્ષયોપશમભાવનો ક્ષય. તેમાં ક્ષાયક ભાવનો ક્ષય તે ભસ્મીભૂત થાય છે. એટલે જેમ કોલસાની શ્વેત રાખ થાય છે તેની અગ્નિ થાય નહિ તે પાછી સળગે નહિ. તેમ ક્ષાયક સમકિતવાળાની જે પ્રકૃતિયો ક્ષય થઇ હોય તે પાછી ઉદયમાં આવતી નથી. અને ક્ષયોપશમભાવનો ક્ષય થયો હોય તે લાકડાના બળેલા કોયલારૂપ છે. તે અગ્નિ સંસ્કારે પાછા પ્રજ્વલિત થાય છે. તેમ ક્ષયોપશમ સમકિતવાળાની જે પ્રકૃતિયો ક્ષય થયેલી હોય તે પ્રકૃતિ ઉદયભાવથી પાછી પ્રગટ થાય છે. એટલે ક્ષયોપશમ સમકિતવાળાને પડવાનો સંભવ છે, અને પહેલે ગુણઠાણે પણ જાય છે.

ક્ષાયક સમકિત અપડીવાઇ છે, એટલે ક્ષાયક સમકિતવાળો કદિ ભવ કરે તો પણ તે સમકિત મુકે નહિ. ઇત્યર્થ.

પ્રશ્ન ૨૮—ક્ષાયક સમકિતવાળો ભવ કેવી રીતે કરે? ક્ષાયક સમકિત તો આઠમે ગુણઠાણે પ્રાપ્ત થાય છે ને તે ક્ષપક શ્રેણીએ ચડી તેજ ભવે મોક્ષ જાય છે. ક્ષાયક સમકિતવાળાને ભવ હોતો નથી એમ સાંભળ્યું છે તે કેમ?

ઉત્તર—ક્ષાયક સમકિતવાળો ઉત્કૃષ્ટા ત્રણ ભવ કરે છે એમ ભગવતીજી તથા ઉતરાધ્યયન સૂત્રથી નિર્ણય થાય છે. ક્ષાયક સમકિત ચોથે ગુણઠાણે પણ થાય છે. ચોથે ક્ષાયક સમકિત પ્રગટ ન થયું હોય અને તેજ ભવે મોક્ષ જવાવાળો જીવ હોય તેને આઠમે ગુણઠાણે ક્ષાયક સમકિત થાય અને પછી ક્ષપકશ્રેણીએ ચડે એ વાત ખરી છે.

પ્રશ્ન ૨૯—ક્ષાયક સમકિત ચોથે ગુણઠાણે કેટલાક માને છે અને કેટલાક માનતા નથી, કારણ કે ચોથે ગુણઠાણે ક્ષાયકભાવ નથી અને આઠમે ગુણઠાણે ક્ષાયકભાવ છે માટે ક્ષાયકસમકિત આઠમે ગુણઠાણેજ હોય તેમ કેટલાકનું માનવું છે તે કેમ?

ઉત્તર—મોટા ગુણઠાણામાં ચોથે ગુણઠાણે ક્ષાયકભાવ કહ્યો છે. માટે ચોથે ગુણઠાણે ૭ પ્રકૃતિનો ક્ષય થાય છે તે આશ્રી જેટલો ક્ષય તેટલો ક્ષાયકભાવ જાણવો. આઠમે ગુણઠાણે ક્ષાયકભાવ ગવેષે છે તે પણ ૭ પ્રકૃતિના ક્ષય આશ્રીજ છે. આઠમું ગુણઠાણું પ્રાપ્ત થયા પહેલાં ૭ પ્રકૃતિનો સર્વથા ક્ષય થયો નથી એવો જીવ આઠમે ગુણઠાણે ક્ષપકશ્રેણિએ ચડવાવાળો હોય તે પ્રથમ ૭ પ્રકૃતિનો ક્ષય કરે તેને ૨૧ પ્રકૃતિ સત્તામા હોય એમ સમવાયાગ સૂત્રમાં કહ્યું છે, તેને પણ ક્ષાયકભાવ હોય. અને સર્વથા ક્ષાયકભાવ તો બારમા ગુણઠાણેજ હોય છે

પ્રશ્ન ૩૦—૧૧ મે ગુણઠાણે લોભનો ઉદય નથી તેમ બીજી પ્રકૃતિનો પણ ઉદય નથી ગુણઠાણુ તો ઉપશમનું છે, તો કોઇ પણ પ્રકૃતિના ઉદય વિના પડે કેવી રીતે ?

ઉત્તર—ત્યાં એકે પ્રકૃતિનો ઉદય નથી એટલે ૧૧ મે ગુણઠાણે મોહનીય કર્મનો ઉદય નથી એમ પન્નવણાજીમાં કર્મપ્રકૃતિ પદમાં કહ્યું છે. માટે ૧૧ મે ગુણઠાણે કેટલાક સૂક્ષ્મ લોભનો ઉદય માને છે અને તેથી પડવા પણ માને છે તે વાત સભવતી નથી, કારણ કે—ભગવતીજીના શતક ૨૫ મે-ઉદ્દેશે ૬ ઠ્ઠે નિગ્રથ નિયઠામા અવઠિય ને વર્ધમાન બે પ્રણામ કહ્યા છે. હાયમાન પ્રણામ નથી તે આશ્રી ૧૧ મે ગુણઠાણે પડવું નથી. પણ તેનું કારણ એમ જણાય છે કે—૧૧ મે ગુણઠાણે મરે તો અનુત્તર વિમાને જાય. અને મરે નહિ તો અંતર્મુહૂર્તની સ્થિતિ ભોગવી અવશ્ય પડે એટલે અતર્મુહૂર્તની સ્થિતિ પૂરી થતાં છેલ્લે સમયને અંતે દશમા ગુણઠાણાને પહેલે સમય સૂક્ષ્મ લોભનો ઉદય થતાંજ પડવાપણું થયું ગણાય.

પ્રશ્ન ૩૧—ગઠીભેદ થવાનો કાળ, આઉખા કર્મ વરજીને સાત કર્મનો સ્થિતિ કાળ, એક કોડા કોડ સાગરોપમની અંદરનો કહ્યો છે—અને જીવને સમકિત પામવાનો કાળ અર્ધપુદ્દગલની અંદરનો કહ્યો તે કેમ ?

ઉત્તર—પ્રથમ, સમકિત પામવાને અતો કોડાકોડી સાગરોપમ કહ્યો છે તે ગ્રથને મતે કહ્યા છે અને સૂત્રને મતે તો શુકલ પક્ષી, પ્રથમ સમકિત પામે ત્યારથી ગણાય છે અને શુકલ પક્ષી અર્દ્ધપુદગલ સંસાર બાકાત રહે ત્યાથી ઉત્કૃષ્ટે ભાગે ગણાય છે એટલે ભગવતીજીના ૨૬ મા શતકમા આઉખા કર્મમા બધ આશ્રી શુકલ પક્ષી અને સમકિતને ચારે ભાગા સરખા કહ્યા છે તેથી સમકિત પામીને પડેલાને ફરી સમકિત પામવાને અર્દ્ધપુદગલની અદરનો કાળ જણાય છે. એટલે સમકિત પામીને પડેલો ઉત્કૃષ્ટો અર્દ્ધપુદગલ પર્યટન કરે પણ અર્દ્ધપુદગલે સમકિત પામીને

મોક્ષ જાય. માટે પ્રથમ સમકિત પામવાનો ઉત્કૃષ્ટો કાળ અર્દ્ધપુદ્ગલનો જણાય છે. પણ આઉખા કર્મ વરજીને સાત કર્મની સ્થિતિ અંતો કોડાકોડ એટલે એક કોડાકોડ સાગરોપમની અંદર તે વખતે હોય એટલે ગંઠી ભેદ થયો એમ પણ કહેવાય.

પ્રશ્ન ૩૧—જાતિસ્મરણ જ્ઞાન સમકિતીને થાય કે મિથ્યાત્વીને પણ થાય ખરૂં ?

ઉત્તર—બન્નેને થાય, મેઘકુમારને આગલે હાથીના ભવે જાતિ સ્મરણ જ્ઞાન થયું તે મિથ્યાદષ્ટિપણામાં થયું, અને મેઘકુમારને દીક્ષા લીધા પછી જાતિસ્મરણ થયું તે સમકિતપણામાં થયું. સાખ જ્ઞાતાજી સૂત્રની પરંતુ જાતિ સ્મરણવાળાને સમકિતની પ્રાપ્તિ થવાનો સંભવ છે. કારણ કે તે મતિજ્ઞાનનો ભેદ છે માટે, અને અન્ય મતના શાસ્ત્રોમાં પણ જાતિ સ્મરણ કહ્યું છે.

પ્રશ્ન ૩૩—જાતિસ્મરણ જ્ઞાનવાળો પોતાની જાતિ જાણે તેમ બીજાની જાતિ જાણે કે કેમ ?

ઉત્તર—જાણે સહચારી સંજ્ઞીના ભવ કરેલા જાણે સાખ ઉત્તરાધ્યયન ૧૮ અધ્યયનની.

પ્રશ્ન ૩૪—જાતિસ્મરણ જ્ઞાનવાળો ઉત્કૃષ્ટા કેટલા ભવ જાણે ?

ઉત્તર—સંજ્ઞી પંચેદ્રિયના આગલા નવસેં ભવ જાણે એટલે પૂર્વે સંજ્ઞી પંચેદ્રિયના લગતા નવસેં ભવ કર્યા હોય તે સર્વ ભવ જાણે પણ વચ્ચે અ-સંજ્ઞીનો ભવ કર્યો હોય તો ત્યાં ગાંઠ પડે તે પહેલાના ભવ જાણે નહિ, માટે લગતા ઉત્કૃષ્ટા નવસે ભવ જાણે

પ્રશ્ન ૩૫—જુગલીયામા સમકિત કેટલામા લાભે ?

ઉત્તર—ભગવતીજીના ૨૪ મા શતકમાં કહ્યું છે કે—વૈમાનિકમા પહેલા બીજા દેવલોક સુધી જઘન્ય એક પલ્યોપમ ઉત્કૃષ્ટા ત્રણ પલ્યોપમવાળા જાય તે સમકિત દષ્ટી તથા મિથ્યા દષ્ટિવાળા જાય તે મનુષ્ય તિર્યંચ બન્ને આશ્રી કહ્યું છે, એ લેખે ૩૦ અકર્મ ભૂમિના પર્યાપ્તામાં સમકિત લાભે.

પ્રશ્ન ૩૬—સમકિત તથા કેવળજ્ઞાન પ્રાપ્ત થતાં, આઠ કર્મમાં પહેલું કયું કર્મ માર્ગ આપે ?

ઉત્તર—કેટલાક જ્ઞાનાવરણીય કર્મ કહે છે, કેટલાક અંતરાય કર્મ કહે છે (વીર્ય શકિત ફેરવવા આશ્રી),—અને કેટલાક મોહનીય કર્મ કહે છે. તેમાં પણ મોહનીય સિવાયના બીજાં કર્મ દેશથી માર્ગ આપે છે ને મોહનીય

કર્મ સર્વથા માર્ગ આપે છે. અનંતાનુબંધી તથા મિથ્યાત્વ મોહનીયનો ક્ષય થયેથી સમકિતની પ્રાપ્તિ થાય છે. એટલે મોહનીય કર્મની ૭ પ્રકૃતિનો ક્ષય ક્ષયોપશમ કે ઉપશમ થયે સમકિત પ્રાપ્ત થાય છે. કેવળજ્ઞાનની પ્રાપ્તિમાં પણ પહેલું મોહનીય કર્મ સર્વથા ખસે છે. વળી સર્વ કર્મમાં મોહનીય કર્મ રાજા સમાન કહેલ છે

આચારાગના અધ્યયન ત્રીજે-ઉદ્દેશે ૨ જે બાળબોધમા નીચે પ્રમાણે ગાથા કહી છે.

नायगमी विणस्सति, जहा सेणा विणस्सइ,
एवंकम्म विणस्सति, मोहणीजेखयंगए १

તેમજ ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનના ૭૧ મા બોલમાં પણ પ્રથમ મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ ખપ્યા પછી જ્ઞાનાવરણીયની ૫, દર્શનાવરણીયની ૯, અંતરાયની ૫ પ્રકૃતિ एए तिन्निविकम्मसेजुगवंखवेई એ ત્રણે કર્મના અંશ સાથે ખપાવે, तओपछाअणतअणुत्तरंजावकेवलवरनाणदंसणंउप्पाडेई. તિવાર પછી અનંતુ પ્રધાન જાવત્ કેવળ પ્રધાન જ્ઞાન દર્શન ઉપરાજે.

એમ કેટલાક ન્યાય જોતાં સમકિત તથા કેવળ જ્ઞાનની પ્રાપ્તિ થતાં પહેલું મોહનીય કર્મ માર્ગ આપે છે. મોહનીરૂપ કેફ ઉતરે તોજ દેવગુરૂ ધર્મ વગેરે શુદ્ધ ભાવના પ્રગટ થાય અર્થાત્ પ્રથમ મોહનીય કર્મ ખસે ત્યારેજ સમકિત અને કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય.

પ્રશ્ન ૩૯—સમકિતની પ્રથમ પ્રાપ્તિ, મનુષ્યના ભવમાજ હોય કે અનેરી ગતિમા પણ હોય ખરી ?

ઉત્તર—કેટલાક કહે છે કે—ભગવતીજીના શતક ૧૩ મે ઉદ્દેશે ૧ લે સાતમી નરકમા સમકિત દ્રષ્ટી તથા મિથ્યા દ્રષ્ટી આશ્રી અવિરહીયા કહ્યા છે. ને સમામિથ્યાદ્રષ્ટિ આશ્રી વિરહીયા એહુ કહ્યા છે. તે આશ્રી મનુષ્ય વિના બીજી ગતિમા સમકિતની ઉત્પતિ સંભવે છે. પણ ભગવતીજીના ૨૯ મા શતકમા શુકલ પક્ષી અને સમકિતના આઉખા કર્મના ૪ ભાંગાનો વિચાર કરતા સમકિતની પ્રથમ પ્રાપ્તિ મનુષ્યના ભવમા ઠરે છે પતીત થયેલા અર્ધ પુદ્ગલીને બીજી ગતિમા પ્રાપ્ત થવા આશ્રી પ્રથમ ગણાય પરંતુ ક્ષાયક સમકિતની ઉત્પતિ તો મનુષ્યમાજ સંભવે છે. તત્ત્વ કેવલીગમ્ય.

પ્રશ્ન ૩૮—જ્ઞાનને સાકાર ઉપયોગ અને દર્શનને અણાકાર ઉપયોગ કહ્યો તેનું શું કારણ ?

ઉત્તર—જે ચક્ષુ દર્શને તથા અવધિ દર્શને તથા કેવળ દર્શને જોવામા આવે છે તે તો પ્રત્યક્ષ તદ્રૂપ જોવામા આવે છે, પણ જ્ઞાનનો સાકાર ઉપયોગ કહ્યો તેનું કારણ જ્ઞાન પરોક્ષ છે. જેમકે શ્રુત જ્ઞાનથી દેવલોકાદિ તદ્રૂપ જાણવામાં આવે છે તે સાકાર ઉપયોગ કહેવાય, પણ તે પ્રમાણે દર્શનના ઉપયોગે જોવામાં આવતું નથી; માટે દર્શનનો મણાકાર ઉપયોગ કહ્યો તે પરોક્ષ પદાર્થને માટે લેવું.

પ્રશ્ન ૩૯—નંદીજીમા મતિજ્ઞાનના ભેદમાં દ્રવ્યથી જાણે પણ દેખે નહિ, ને શ્રુત જ્ઞાનવાળો દ્રવ્યથી સર્વ દ્રવ્ય જાણે ને દેખે એમ કહ્યું.—અને ભગવતી શતક ૮ મે—ઉદ્દેશે ૨ જે—કહ્યું છે કે—મતિ શ્રુત બેઉ જ્ઞાનવાળો દ્રવ્યથી જાણે દેખે તે કેમ?

ઉત્તર—મતિજ્ઞાનનો ગુણ જાણવાનોજ છે, મતિજ્ઞાનવાળો ધર્માસ્તિ પ્રમુખ સર્વ દ્રવ્ય જાણે પણ દેખે નહિ. ને શ્રુતજ્ઞાન જાણે દેખે. તેનું કારણ કે શ્રુતજ્ઞાનના અક્ષર શ્રુત ને અનક્ષરશ્રુત બે ભેદ કહ્યા છે. તો અક્ષરશ્રુત તે દેખવાથી જ્ઞાન થાય, ને અનક્ષરશ્રુત તે જાણવાથી જ્ઞાન થાય. તથા શ્રુતજ્ઞાનથી ચૌદ રાજલોકનું સ્વરૂપ જાણે, પરંતુ ચિત્રામણ કરી લોકનું સ્વરૂપ બતાવે તો તદ્રૂપ દેખવા જેવું જ્ઞાન થાય તે આશ્રી નંદીજીના ટીકાકારે શ્રુતજ્ઞાનીને જાણવું દેખવું કહ્યું છે.

અને ભગવતીજીમાં બન્ને જ્ઞાનમા જાણવું દેખવું કહ્યું તેનું કારણ કે જ્યાં મતિજ્ઞાન ત્યા શ્રુતજ્ઞાન ને જ્યાં શ્રુતજ્ઞાન ત્યા મતિજ્ઞાન બેઉ અરસ પરસ સાથેજ છે તે આશ્રીને, તથા મતિજ્ઞાનના ૪ ભેદ અવગ્રહ ૧, ઈહા ૨, અવાય ૩, ધારણા ૪ એ ૪ બોલમાં પ્રથમના બે બોલ દર્શનના ઉપયોગના છે. અને ઉપરના બે બોલ જ્ઞાનના ઉપયોગના છે. માટે મતિજ્ઞાની જાણે દેખે વળી સામાન્ય જ્ઞાન તે દર્શન ઉપયોગે ને વિશેષ જ્ઞાન તે જ્ઞાન ઉપયોગે છે. માટે મતિશ્રુતમાં સામાન્ય ને વિશેષ બન્ને ઉપયોગ છે.

પ્રશ્ન ૪૦—કૃષ્ણ પક્ષી કોણ કહેવાય?

ઉત્તર—જેને સમકિતની પ્રાપ્તિ થઇ નથી, અને અર્દ્ધપુદ્ગલ ઉપરનો કાળ જેને કહ્યા હોય તે જીવ કૃષ્ણ પક્ષી કહેવાય.

પ્રશ્ન ૪૧—શુકલ પક્ષી ક્યારે કહેવાય?

ઉત્તર—જે જીવ અર્દ્ધપુદ્ગલમાં આવે અને સમકિતની પ્રાપ્તિ થાય તે જીવ શુકલ પક્ષી કહેવાય.

પ્રશ્ન ૪૨—જે જીવ અર્ધપુદ્ગલમા આવે ને સમકિતની પ્રાપ્તિ થઇ ન હોય, તે જીવ શુકલ પક્ષીમા ગણાય કે નહિ ?

ઉત્તર—સમકિતની પ્રાપ્તિ વિના શુકલ પક્ષીમાં ગણાય નહિ પણ કૃષ્ણપક્ષીમાંથી શુકલ પક્ષી થતા અવશ્ય સમકિતની પ્રાપ્તિ તો હોવીજ જોઇએ એમ સંભવે છે. એટલે સમકિતની પ્રાપ્તિ થાય તોજ તે જીવ અર્દ્ધ-પુદ્ગલમાં આવ્યો ગણાય અને શુકલપક્ષી પણ તેજ જીવ કહેવાય.

પ્રશ્ન ૪૩—સમકિત તો પાચ કહ્યા છે તેમાથી કયા સમકિતની પ્રાપ્તિ થયેથી શુકલપક્ષીમા ગણાય ?

ઉત્તર—એવો ખુલાસો સૂત્રમા નથી-પણ અપેક્ષાએ કહી શકાય કે સમકિતના પડવાઇને ઉત્કૃષ્ટો પરિભ્રમણનો સંસારનો કાળ અર્દ્ધપુદ્ગલનો કહ્યો છે. એ ઉપરથી એમ જણાય છે કે શુકલપક્ષી જીવ અર્દ્ધપુદ્ગલમા ગણાય. અને તે પ્રથમ સમકિત પામેલો હોવો જોઇએ, સાખ ભગવતીની. પચીસમા શતકના ૬ ઠા ૭ મા ઉદ્દેશામા સંજયા નિયંઠાના અધિકારે જથાખ્યાત ચારિત્રનું તથા નિયંઠાનું ઉત્કૃષ્ટું આંતરૂં અર્દ્ધપુદ્ગલનુ કહ્યુ છે તે ઉપશમ સમકિતથી પડવા આશ્રી કહેલ છે. માટે શુકલ પક્ષી થયેલો ઉપશમ સમકિત પામીને પડે તો અર્દ્ધપુદ્ગલમા ઉત્કૃષ્ટે ભાંગે ગણાય

બીજો દાખલો, સમામિથ્યાત્વ દૃષ્ટિમા મિશ્ર ગુણઠાણે આવેલો જીવ તેને મિશ્ર સમકિત કહેવાય છે. એટલે મિથ્યાત્વને સમકિતનું મિશ્ર પણું જેને થાય છે. તે જીવ અંતર્મુહૂર્ત્ત રહીને કદિ મિથ્યાત્વ ગુણઠાણે જાય, પણ અંતર્મુહૂર્ત્તમા મિશ્રપણાનુ જેટલુ સમકિત ફરસ્યુ તેણે શુ ગુણ કર્યા ? તેના ઉત્તરમા ભગવતે કહ્યુ કે તે જીવ કૃષ્ણપક્ષી હતો તે શુકલપક્ષી થયો અર્દ્ધપુદ્ગલ કાળ ભોગવવો રહ્યો એટલે તે જીવ અર્દ્ધપુદ્ગલમા મોક્ષ જાશે વગેરે ગુણઠાણામા કહેલ છે એ ઉપરથી પણ એમ જણાય છે કે કૃષ્ણ પક્ષીમાંથી શુકલપક્ષી થયેલાને પ્રથમ તેજ ભવમા સમકિતની પ્રાપ્તિનો સંભવ રહે છે.

વળી ત્રીજો દાખલો, ભગવતીજીના ૯ મા શતકના ૩૧ મા ઉદ્દેશામાં અશોચ્યા કેવલીના અધિકારમા કેટલાક કહે છે કે તે આ ભવનો અશોચ્યો હોય, તો પૂર્વે કોઇ વખતે વીતરાગ ધર્મ સાંભળ્યો હોવો જોઇએ અને તેને અર્દ્ધપુદ્ગલમા પણ કોઇ વખત સમકિતની પ્રાપ્તિ હોવી જોઇએ, ઘણે કાળે આ ભવમા (પ્રથમ સમયમા) અશોચ્ચો હોવા છતાં સમકિત પામી કેવળી થઇ મોક્ષ જાય.

વળી કોઇનું એમ પણ કહેવું છે કે કૃષ્ણપક્ષીમાંથી શુકલપક્ષી થાય તે જીવને સમકિત પણ પહેલુજ પ્રાપ્ત થાય. એટલે જે ભવમા પહેલું સમકિત પ્રાપ્ત થાય તે જીવ તેજ ભવે મોક્ષ જાય નહિ, સાખ ભગવતીજીના ૨૬ મા શતકના પહેલા ઉદ્દેશાની. કૃષ્ણ પક્ષીને આઉખા કર્મના બંધ આશ્રી ચાર માંહેલા ૧–૩ એ બે ભાંગા કહ્યા છે. એટલે પહેલે ભાંગે પૂર્વે આઉખું બાંધ્યું—વર્તમાને બાંધે છે–ને આગામી કાળે બાંધશે તેના ૪ વિકલ્પ થાય છે.

૧ પહેલો વિકલ્પ—અભવી કૃષ્ણપક્ષી

૨ બીજો વિકલ્પ—દૂરભવી–ત્રણ કાળમા મોક્ષ નહિ જાનારા ભવી કૃષ્ણપક્ષી.

૩ ત્રીજો વિકલ્પ—અર્દ્ધપુદ્‌ગલ ઉપરાંતના ભવી કૃષ્ણપક્ષી

૪ ચોથો વિકલ્પ—અર્દ્ધપુદ્‌ગલને નજીક આવેલા ૩ ભવની હદમાં (અંદરના) કૃષ્ણપક્ષી.

અને ૩ જે ભાગે, પૂર્વે આઉખું બાંધ્યુ—વર્તમાને નથી બાંધતો અને આગમીયે કાળે બાધશે.

પ્રશ્ન ૪૪—આગમીયે કાળે આઉખું બાધે તો વર્તમાને તો અવશ્ય બંધ હોવો જોઇએ. તો પછી પહેલા ભાંગામાં ને ત્રીજા ભાંગામા તફાવત શાનો રહે ?

ઉત્તર—પહેલે ભાગે તો વર્ત્તમાને પણ કૃષ્ણપક્ષીમાં બંધ પડે છે અને આગમિયે કાળે પણ કૃષ્ણપક્ષીમાંજ બંધ પડશે.—અને ત્રીજે ભાગે ગતકાળમાં બધ પડયો તે કૃષ્ણપક્ષીમાં અને વર્ત્તમાને પુછયા સમય કૃષ્ણ પક્ષી છે પણ પુછયા સમયે આઉખાનો બધ કાળ નથી, ઉત્તર કાળે આઉખું બાંધશે. ગત કાળમાં અને પુછયા સમય કૃષ્ણપક્ષીનો ભાંગો લેવો, અને ત્યાર પછી શુકલ પક્ષી થઇ આઉખું બાંધે અને આવતે કાળે પણ બાંધશે. આ ઉપરથી સમકિતની પ્રાપ્તિ કોઇ માને છે. તથા તે અર્દ્ધપુદ્‌ગલની અંદરનો જીવ છે માટે આવતે કાળે પણ આઉખુ બાંધશે એમ કેટલાકનું કહેવું છે–અને કેટલાક એમ પણ કહે છે કે–પહેલો ને ૩ જો ભાંગો ત્રણે કાળનો કૃષ્ણપક્ષીનોજ છે. અને વર્ત્તમાન સમયે (પુછયા સમય) આઉખાના બંધનો કાળ નથી–કાંતો પૂર્વે બાંધ્યું હોય કે પુછયા સમયના ઉત્તર કાળે બાંધશે પણ ત્રણે કાળ કૃષ્ણપક્ષીમા ૨ બીજા ને ૪ થા ભાંગાની ના કહી તે ઉપરથી ત્રણે કાળના કૃષ્ણપક્ષીનાજ જણાય છે.

પ્રશ્ન ૪૫—કૃષ્ણપક્ષીમાથી શુકલપક્ષી થાવાવાળાને તે વખતે સમકિત હોય કે નહિ ?

ઉત્તર—સમકિત પ્રાપ્ત થાય તેજ શુકલપક્ષી ગણાય. પછી ભલે પડે ને ઉત્કૃષ્ટો અર્દ્ધપુદ્ગલ સસારમા રહે પણ કોઇ કાળે સમકિત પ્રાપ્ત નહિ થયેલુ તે પ્રાપ્ત થાય અને શુકલપક્ષી કહેવાય

પ્રશ્ન ૪૬—પહેલુ સમકિત પ્રાપ્ત થાય તે જીવ તેજ ભવે મોક્ષ જાય ખરો કે કેમ ?

ઉત્તર—કેટલાક એમ કહે છે કે–અશોચ્યા કેવલીએ કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં પૂર્વે કોઇ કાળે કેવલી પરૂપ્યો ધર્મ સાંભળ્યો હતોજ નહિ, છતા અન્ય મતની કરણી કરતા સરલપણાને લઇને વિભગજ્ઞાન પ્રગટ થયું અને તેથી વીતરાગ ધર્મ વિનાના સારંભી ને સપરિગ્રહી, અને વીતરાગ ધર્મ નિરારંભીને નિષ્પરિગ્રહી ધર્મ દીઠો. તેથી વીતરાગ ધર્મની શ્રદ્ધા થઇ તેથી મિથ્યાત્વમાથી સમકિત થયું અને વિભગમાથી અવધિ થયું તે પણ વૃદ્ધિગામીનુ હોવાથી કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. એ અપેક્ષાએ સમકિત પામી તેજ ભવે મોક્ષ જાય. સાખ ભગવતીજીના શતક ૯ મા ઉદ્દેશા ૩૧ માની.

અને બીજો દાખલો, ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનના પહેલાજ બોલનો. પ્રથમ વૈરાગ્ય પ્રાપ્ત થવાથી અનુત્તર ધર્મની શ્રદ્ધા થાય, અને તે શ્રદ્ધાથી શીઘ્ર વૈરાગ્ય પામે અને અનતાનુબંધીની ચોકડીને ખપાવે, મિથ્યાત્વને ટાળી, અતિશય સમકિત નિર્મળ કરી અર્થાત્ ક્ષાયક સમકિત પામી કોઇ જીવ તેજ ભવે મોક્ષ જાય, અને ત્રીજો ભવ તો ઉલ્લંઘે નહિ એમ કહ્યું છે. માટે પ્રથમ સમકિત પામી તેજ ભવે મોક્ષ જાય એમ સંભવે છે.

પ્રથમ ઉપશમ કે ક્ષયોપશમ સમકિત પામીને પડવાને ઉત્કૃષ્ટો અર્દ્ધ-પુદ્ગલ પરાવર્તન કાળ કહ્યો છે. તો તેથી ઉપરાંતનો સમકિત પામવાનો કે પડી ફેર સમકિત પામવાનો કાળ નથી. તેથી એમ જણાય છે કે કોઇ જીવ સમકિત પામી તેજ ભવે મોક્ષ જાય અને પડે તો અર્દ્ધપુદ્ગલમા પણ સામગ્રી મળ્યે મોક્ષ જાય—ભગવતીજીના ૨૫ મા શતકના ૬—૭ મા ઉદ્દેશામા પાચ ચારિત્ર અને પાચે પહેલા નિયંઠાના પડવાને ઉત્કૃષ્ટો કાળ અર્દ્ધ-પુદ્ગલ પરાવર્તનનો કહ્યો છે તે ઉપરથી એમ જણાય છે કે શુકલપક્ષમાં પ્રવેશ કરતા સમકિત નહિ તો પણ પ્રથમ પ્રાપ્ત થયેલો ને ફરી પડેલો પણ અર્દ્ધપુદ્ગલમા મોક્ષ જાય.

શુકલ પક્ષી--અને સમકિતને-આઉખાના બંધ આશ્રી ૪ ભાંગા કહ્યા છે તે આ પ્રમાણે છે.

૧ પૂર્વે આઉખુ બાંધ્યું—વર્ત્તમાને બાંધે છે. આવતા કાળે બાંધશે તે અર્દ્ધપુદ્ગલમા આવેલા આશ્રી તથા સમકિતના પડવાઇ આશ્રી.

૨ પૂર્વે આઉખુ બાંધ્યું—વર્ત્તમાને બાંધે છે-ને આવતા કાલે નહિ બાંધે, તે આવતા ભવમા મોક્ષ જવા આશ્રી.

૩ પૂર્વે આઉખુ બાંધ્યુ—વર્ત્તમાને નથી બાંધતો—આગમીય કાળે બાંધશે. તે વર્તમાને પુછયા સમય આઉખાનો બંધ કાળ નથી તે ભવમાં પૂર્વે બંધ પડી ગયો છે અથવા ઉત્તર કાળે બાધશે. માટે વર્ત્તમાને પુછયા સમય આઉખું નથી બાધનો કહ્યું આવતા ભવમાં આઉખું બાંધે તો વર્ત્તમાને તો બાંધ્યું હોવુંજ જોઇએ. માટે પુછયા સમયથી ત્રીજા ભવથી માંડી મોક્ષ જવું હોય તો જાય.

૪ પૂર્વે આઉખું બાંધ્યું-વર્ત્તમાને નથી બાંધતો-આગમીય કાળે પણ નહિ બાંધે તે શુકલપક્ષી તથા સમકિત પામ્યાના તદ્ભવે મોક્ષ જવા આશ્રી ક્ષપક શ્રેણીવાળો.

ભગવતીજીના ૨૬ મા શતકમાં કહેલા ઉપરના ચોથા ભાંગાના ન્યાયે જે જીવ પહેલું સમકિત પામે તે જીવ તેજ ભવે મોક્ષ જાય ખરો એમ સંભવે છે.

અને એક પક્ષ એમ પણ કહે છે કે—જે અશોચો કહ્યો છે તે આ ભવનો અશોચો છે. પૂર્વે કોઈ કાળે ધર્મ સાંભળેલો હોવો જોઇએ, માટે પૂર્વે શુકલ પક્ષી થઇ સમકિત પામેલો પણ સમકિતથી પડી અર્દ્ધપુદ્ગલમાં કેટલેક કાળે અશોચો હોવા છતાં સામગ્રી મળી આવવાથી અશોચો કેવલી થયો, અને મોક્ષ ગયો. અને ભગવતીજીના ૨૬ મા શતકમાં પણ કહ્યું છે કે મનુષ્યમા સમકિત આશ્રી (સમકિતમાં) મતિ, શ્રુત, અવધિ, મન:પર્યવ જ્ઞાનમાં ત્રણ કાળ સંબંધી આઉખાના બંધમાં ૧-૩-૪ થો ભાંગો લાભે. એક બીજો ભાગો ન લાભે. કારણ કે ઉપર કહેલા બોલની ગતિ તો દેવલોકનીજ હોય છે, માટે બીજો ભાગો તો પૂર્વે આઉખુ બાંધ્યું-વર્ત્તમાને બાંધે છે-અને આગમિય કાળે નહિ બાંધે. એ બીજો ભાંગો ઉપરના બોલમાં લાભતો નથી એમ કહ્યું છે. તેનું કારણ કે તેની ગતિ દેવલોકની છે માટે, અને ૧ લા, ૩ જા, ૪ થા ભાંગાનો વિચાર કરતાં ત્રણે ભાંગે ગત કાળે સમકિતમાં આઉખા કર્મનો બંધ સભવે છે. તેથી એમ જણાય છે કે સમકિત પામ્યા તેજ ભવે મોક્ષ ન જાય. એ બીજો પક્ષ.

એમ બન્ને પક્ષનો વિચાર કરતાં મનુષ્યના ભવમાં સમકિત પ્રથમ પામેલો તેજ ભવે મોક્ષ જાય એ પક્ષ બલવાન જણાય છે. શુકલપક્ષીને તથા સમકિતીને પૂર્વે આઉખાનો બંધ કહ્યો છે તે કૃષ્ણપક્ષી તથા મિથ્યાત્વમા તે બંધ પડેલો પણ હોય તેમ મનઃપર્યવમાં પહેલે, ત્રીજે, ને ચોથે ભાગે ગત કાળ આશ્રી આઉખાનો બંધ કહ્યો તો ગત ભવમા તો મનઃપર્યવ હતું નહિ હોય તો દેવતાનો બંધ પડે. માટે શુકલપક્ષી—સમકિત—મતિ શ્રુત, અવધિ, મન.પર્યવ જ્ઞાન પ્રથમ પ્રાપ્ત થયા પહેલાં ગત કાળમા તેમાં બંધ ન હોય અને જ્યારે મનુષ્યના ભવમા પ્રથમ પ્રાપ્ત થાય એવો જીવ વખતે તેજ ભવે પણ મોક્ષ જાય એમ સંભવે છે. તત્ત્વ કેવલીગમ્ય

પ્રશ્ન ૪૭—શુકલ પક્ષી અને સમકિતીને માટે કેટલાક બંધી શતકનો ૪ થો ભાંગો મેળવતાં કહે છે કે-પૂર્વે શુકલ પક્ષી તથા સમકિતી હતા કારણ કે જે બોલની પૃચ્છા છે તે બોલમાં ચારે ભાગા બેસાડવા, પણ ભૂમિકા ફરવી ન જોઇએ. માટે તે ભવે તે જીવ મોક્ષે જાય નહિ. આગલે ભવે સમકિત પામી શુકલ પક્ષી થયો તેની પૃચ્છામા ગયે ભવે આઉખુ બાંધ્યું વર્તમાને બાંધતો નથી અને આગલે ભવે બાંધશે નહ, એમ સમજવું. આ પ્રમાણે કેટલાકનું બોલવું થાય છે એટલે શુકલપક્ષી અને સમકિતી એ બન્ને બોલવાળા જે ભવમા પ્રાપ્ત થયેલા હોય તેજ ભવે મોક્ષ જાય નહિ એમ કેટલાકનું કહેવું છે તે કેમ ?

ઉત્તર—ભલે કોઇ જીવ ગત ભવની પૃચ્છા વાળો હોય તો તેના માટે વાંધો નથી. પણ તેજ ભવની પૃચ્છા હોય તો તેના માટે શું સમજવું ? કોઇ જીવ કૃષ્ણ પક્ષી હતો તે સમકિત પામી શુકલ પક્ષી થયો તેજ સમયની કોઇએ પૃચ્છા કરી કે-આને ચોથો ભાગો કેવી રીતે લાગે ? તેને ચોથો ભાગો લભાડતાં શુકલ પક્ષીને કૃષ્ણ પક્ષીમા અને સમકિતીને મિથ્યાત્વમાં આઉખાનો બંધ થયો હોય એમ કહેવુ પડશે તેની પ્રથમ ભૂમિ કૃષ્ણ પક્ષીની તથા મિથ્યાત્વની હતી તથી પૂર્વે આઉખું બાંધ્યુ અને તેજ ભવે મોક્ષ જવાવાળો છે. માટે વર્તમાને બાંધતો નથી અને આગામી કાલે બાંધશે નહિ. એ વાત સિદ્ધ થઇ

પ્રશ્ન ૪૮—ત્યારે કોઇ કહે કે-સમકિતી અને શુકલ પક્ષીને પ્રથમ સમયે ચોથો ભાગો લભાડતા પૂર્વે સમકિતમાં જ આઉખાનો બંધ હોય. કારણ કે જેની પૃચ્છા હોય તેની ભૂમિકા ફરવી ન જોઇએ જેમકે જે જે ભાંગા લાગતા હોય તેને તેજ ભૂમિના લાગતા ભાંગા ભૂમિ ફરવીને ન લ. ૮૮.૧૬૬૧.

ઉત્તર—આ સંબંધીમાં લાંબો ડોળ નહિ કરતાં પ્રશ્નકાર એક જે બોલના ભાંગાનો ભૂમિ સાબીત રાખી ખુલાસો કરી આપશે એટલે બસ છે. ભગવતીજીના ૨૬ મા શતકમાં શુકલ પક્ષી સમ્યક્‌દ્રષ્ટિ અને મિથ્યાદ્રષ્ટિમાં આયુષ્યના બંધ સંબંધી ચારે ભાંગા કહ્યા છે. તો મિથ્યા દ્રષ્ટિ ચારે ભાગે સાબીત રાખી બીજો અને ચોથો ભાંગો ભૂમિકા સહિત સમજાવો એટલે બસ છે.

જો મિથ્યાદષ્ટિના ચારે ભાગે મિથ્યાદષ્ટિપણું સાબીત રાખી એજ ભૂમિમાં બીજો અને ચોથો ભાંગો લભાડો તો સમકિતીને માટે પણ ચારે ભાગા લગાડતા ચોથે ભાંગે પૂર્વે સમકિતમા આઉખાનો બંધ પડવો સાબીત થવા સાથ જે ભવે સમકિત પામે તેજ ભવે મોક્ષ નજ જાય એમ નિશ્ચય થાય. પણ જો મિથ્યાત્વની ભૂમિકા પાછળથી ફરસે તો સમકિતની ભૂમિકા તથા શુકલ પક્ષીની ભૂમિકા આગલા ભવની એટલે ગત ભવની અવશ્ય ફેરવવી પડશે. અને જો સમકિતની આગલી ભૂમિકા ફરે તો જે ભવે સમકિત પામે તેજ ભવે મોક્ષ જાય એમ ચોથો ભાગો જણાવે છે.

એટલે જે ભવમા સમકિત પ્રાપ્ત થયું તે ભવના આઉખાનો બંધ મિથ્યાદષ્ટિમાં પડેલો હતો તે આશ્રી પૂર્વે આઉખું બાંધ્યું, વર્તમાને નથી બાંધતો, અને આગમીય કાળે નહિ બાંધે. એજ ભવમાં મોક્ષ જવું છે માટે. એટલે જે ભવમાં સમકિત પામે તેજ ભવમા મોક્ષ જાય એમ ભગવતીજીના બંધી શતકથી સિદ્ધ થાય છે.

વળી મિશ્રદ્રષ્ટિમા આઉખાના બંધ આશ્રી ત્રીજો અને ચોથો ભાગો લાભે એમ ભગવતીજીમા કહ્યું છે. તો ત્રીજો ભાગો—પૂર્વે આઉખું બાંધ્યું, વર્તમાને નથી બાંધતો અને આગમિય કાળે બાંધશે, એ ત્રીજો ભાગો.

અને ચોથે ભાંગે—પૂર્વે બાંધ્યું, વર્તમાને નથી બાંધતો અને આગમિય કાળે પણ નહિ બાંધે એ ચોથો ભાગો. આ બે ભાગા મિશ્રદષ્ટિની ભૂમિકા સાબીત રાખી કેવી રીતે લાગુ થાય? મિશ્રદષ્ટિમાં આઉખાનો બંધ છે નહિ, બન્ને ભાગે પૂર્વે આઉખાનો બંધ કા તો સમકિત દષ્ટિમાં કે કાં તો મિથ્યાત્વ દષ્ટિમા કર્યો હોય. ત્રીજા ભાગામાં વર્તમાને મિશ્રદષ્ટિમા આઉખાનો બંધ ન હોય તે તો ઠીક પણ આવતે કાળે આઉખાનો બંધ કહ્યો તે મિશ્રદષ્ટિની ભૂમિ સાબીત રાખવાવાળા કેવી રીતે લાગુ કરશે? મિશ્રદષ્ટિમાં આઉખાનો બંધ છે નહિ. માટે ભૂમિકા બદલવી પડશે. કાંતો સમકિતમાં કે કાંતો મિથ્યાત્વમાં આઉખાનો બંધ કરશે તોજ તે ભાગો લાગુ થાશે. આવા કેટલાક દાખલાથી સિદ્ધ થાય છે કે—શુકલ પક્ષી અને સમકિત દષ્ટિમાં

ચાર ભાંગા આઉખાના બંધ સંબંધી કહ્યા, તેમાં બન્નેને ગત-કાળ આશ્રી પૂર્વ ભવે કૃષ્ણ પક્ષી અને મિથ્યાદૃષ્ટિમાજ બંધ પડેલો સાબીત થાય છે. એ ઉપરથી ભૂમિકા પણ ફરી જાય છે અને જે ભવમાં શુક્લ પક્ષી થાય, જે ભવમાં સમકિત પ્રાપ્ત થાય તેજ ભવે કોઇ કોઇ જીવ મોક્ષ પણ જાય એ વાત ઘણા સૂત્રના ન્યાયથી સાબીત થાય છે.

પ્રશ્ન ૪૯—મોક્ષ પ્રાપ્ત થવાવાળાને ક્ષાયક સમકિત હોવું જોઇએ, અને આગળના લખાણમાં એમ આવ્યું છે કે-જે જીવને સાત કર્મની સ્થિતિ અંતોકોડાકોડમા આવે તે જીવને પ્રથમ ઉપશમ સમકિત થાય તો ઉપશમ સમકિતમા મરે તો દેવગતિમાજ જાય પણ મોક્ષ જાય નહિ તેનું કેમ?

ઉત્તર—તે વાત ઠીક છે, પણ ઉપશમ સમકિતની સ્થિતિ અંતર્મુહૂર્ત્તની કહી છે એટલે ઉપશમ સમકિત અંતર્મુહૂર્તજ રહે પછી કાતો ક્ષયોપશમ સમકિતમાં જાય કે કાતો ક્ષાયક સમકિતમા જાય અને કાંતો પડે કે કાંતો મરે એ ચારમાથી એક વાત સાબીત થાય હવે ઉપશમમાંથી ક્ષાયકમાં ગયો અને તેજ ભવે જ્ઞાન દર્શન અને ચારિત્રની ઉત્કૃષ્ટી આરાધના કરે તો તે જીવ, તેજ ભવે મોક્ષ જાય તે નિ:સંશય છે

પ્રશ્ન ૫૦—કેટલાક કહે છે કે-જે જીવ કૃષ્ણ પક્ષી ટળી શુક્લ પક્ષી થયો તે અર્ધપુદ્ગલ સંસાર અવશ્ય ભોગવે અર્થાત્ અર્ધપુદ્ગલ સંસારમાં અવશ્ય રહે. એટલે જેને અર્ધપુદ્ગલ કાળ ભોગવવો રહ્યો હોય તે જીવ, શુક્લ પક્ષી કહેવાય, તેનું કેમ?

ઉત્તર—એ તો ઉત્કૃષ્ટા કાળની વાત છે. કે-જે જીવ શુક્લ પક્ષી થયો તેને હવે ઘણામા ઘણો કાળ સંસારમા રહેવું હોય તો તે અર્ધપુદ્ગલ રહે તે તો સમકિતથી પડેલાને માટે એટલે પડવાઇને માટે કહેલ છે પણ જે ભવે શુક્લ પક્ષી થયો તેજ ભવે સમકિતની ઉત્કૃષ્ટી આરાધના કરી શકે તો [illegible] શતકમા શુક્લ પક્ષી અને સમકિત દૃષ્ટિના કહેલા બોલ [illegible] તેજ ભવે મોક્ષ જાય અને મધ્યમ આરાધના કરે તો [illegible] ભવે [illegible] જઘન્ય આરાધના કરે તો છેવટ પંદર ભવે મોક્ષ જાય. અને પડવાઇ થાય તો છેવટ અર્ધપુદ્ગલમા પણ ગમે ત્યારે મોક્ષ જાય. પણ અર્ધપુદ્ગલ સંસાર ભોગવે એમ કહી શકાય નહિ

પ્રશ્ન ૫૧—અંતોકોડાકોડી [illegible] અંતોકોડાકોડીમા ઘણો તફાવત છે, તેનું કેમ?

ઉત્તર—અર્ધપુદ્‌ગલમાં અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળ વીતી જાય અને અંતોકોડાકોડી તો કોડાકોડ સાગરોપમ એટલે કરોડનું કરોડ ગુણા કરે તેનું નામ કોડાકોડ કહેવાય, એટલે સાત કર્મની પ્રકૃતિ એક કોડાકોડ સાગરોપમની અંદરની સ્થિતિમાં આવે તેને અંતો કોડાકોડ કહીએ. તવા જીવને સમકિતની પ્રાપ્તિ થઇ શકે. એથી ઉપરાંતની સ્થિતિના કર્મવાળાને સમકિતની પ્રાપ્તિ થવાનો સંભવ નથી.

પ્રશ્ન પ૨.—શુકલપક્ષી અને સમકિતની પ્રાપ્તિ થયા પછી ઉત્કૃષ્ટો કાલ સંસારનો અર્ધ પુદ્‌ગલનો કહ્યો અને અહિંયાં સમકિતની પ્રાપ્ત થયા બાદ અંતો કોડા કાડનો કાલ કહ્યો; તેનું શી રીતે સમજવું?

ઉત્તર—અર્ધ પુદ્‌ગલ કહ્યો તે તો જીવને સંસારમાં રહેવાનો કાલ કહ્યો અને અંતો કોડાકોડી કાલ કહ્યો તે તો કર્મની સ્થિતિનો કાલ કહ્યો. એટલે શુકલપક્ષીનો ઉત્કૃષ્ટો કાલ અર્ધ પુદ્‌ગલ એટલે સમકિતથી પડેલા જીવને ઘણામા ઘણો કાલ સંસારમાં અર્ધ પુદ્‌ગલ રહેવાની હદ કહી, એટલે તે હદની અંદર સામગ્રી મળ્યે ગમે ત્યારે મોક્ષ જાય. પણ અર્ધ પુદ્‌ગલથી વધારે સંસારમા રહે નહીં. પરંતુ તે જીવને સાત કર્મના (આઉખા કર્મ વરજીને) બંધ પડે તો એક કોડા કોડ સાગરોપમની અંદરની સ્થિતિનો બંધ પડે. જેમ જેમ મોક્ષની નજીકનો કાલ આવતો જાય તેમ તેમ સાત કર્મના સ્થિતિનો બંધ ઓછો ઓછો થતા જાય. મોક્ષ જવાની હદની ઉપરાંત કર્મની સ્થિતિનો બંધ પડે નહી, એજ અર્ધ પુદ્‌ગલ અને અંતો કોડનો તફાવત જાણવો.

પ્રશ્ન પ૩.—અવધિજ્ઞાન ઉત્પન્ન થનારને અનેક ભેદે ઉત્પન્ન થાય છે. તેને આત્મ પ્રદેશથી આવરણ કેવી રીતે ખસ્યું? કારણ કે નંદીજીમાં અંતગત અવધિ, મધ્યગત અવધિ ઈત્યાદિક ભેદ કહ્યા છે. કેટલાક આગળ દેખે ને પાછળ ન દેખે, કેટલાક પાછળ દેખે ને આગળ ન દેખે, કેટલાક ઉંચુ દેખે ને નીચું ન દેખે, કેટલાક નીચુ દેખે, ને ઉંચું ન દેખે, એમ કેટલાક જમણે પાસે દેખે ને ડાબે પાસે ન દેખે, કેટલાક ડાબે પાસે દેખે ને જમણે પાસે ન દેખે. હવે જ્યારે તે પ્રમાણે દેખે ત્યારે તેના આત્મ પ્રદેશ કેવી રીતના નિર્મલ થાય? સર્વ આત્મ પ્રદેશે તે કર્મની નિર્જરા થઇ કે જે દિશાએ દીઠું તેજ દિશાના આત્મપ્રદેશ નિર્મલ થયા કહેવાય?

ઉત્તર—શ્રી નંદીજીની ટીકામાં એક આચાર્ય એમ કહે છે કે—જે દિશે અવધિ જ્ઞાનીએ ભાળ્યું તેજ દિશિના આત્મ પ્રદેશ નિર્મલ થયા. બીજા

આચાર્ય એમ કહે છે કે, જે જે ભેદે અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે તેને તે તે ભેદના ક્ષયોપશમ થાય છે. પણ તે સબંધી કર્મની નિર્જરા તો સર્વ આત્મપ્રદેશેજ હોય છે. પણ ઉદારિક શરીરનું આવરણ તો જેવું દેખવાનું ક્ષયોપશમ થયું હોય તેવુંજ તૂટે

કેવલીને સર્વાંગે આવરણ તૂટે અને બાકીના જ્ઞાનવાળાને શરીર સંબધી, ઇંદ્રિયો સંબધી જેવો જેવો ક્ષયોપશમ ગત ભવ સબંધી થયો હોય તેવું તેવું આવરણ તૂટે. એટલે આત્મ પ્રદેશે આવરેલા પરમાણુઓ જેટલે જેટલે અંશે સર્વ પ્રદેશે દૂર થાય તેટલા તેટલા અંશે સર્વ આત્મ પ્રદેશ ઉજ્વલતાને પામે ચોરીયા ફાનસના પ્રકાશવત્ અંદર સર્વ પ્રકાશ બહાર એક દેશે. એટલે કોઇને અવધિ એક બાપ ખુલ્લી થવા જેવું હોય કોઇને બે બાપ, કોઇને ત્રણ બાપ અને કોઇને ચારે બાપે પ્રકાશ થવા જેવું હોય અને કોઇ સર્વ દિશી પણ દેખે તેવુ પણ અવધિ હોય અર્થાત્ જેવુ આવરણ તૂટે તેવુ અવધિ હોય.

પ્રશ્ન ૫૪.—આત્મપ્રદેશ દરેક ઠેકાણે સંકલિત અસંખ્યાતા છે, છતાં જ્યાં લાગ્યુ હોય ત્યા વધારે વેદના થાય છે તેનુ શુ કારણ?

ઉત્તર—જે પ્રદેશે વેદના વધારે હોય તે મુખ્ય પણે વદે છે, અને બાકીના ગૌણપણે વેદે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ બાહ્ય અને અભ્યંતર પરિણમતા પરમાણુ જે ક્ષેત્રે વેદનારૂપે ઉદયમા આવે ત્યા એકઠા થઇ ત્યાં તે રૂપે પરિણમે, અને ત્યા જેવા પ્રકારનો બંધ હોય તે ઉદયમા આવે. પરમાણુઓ માથામા એકઠા થાય તો ત્યા માથાના દુખવાને આકારે પરિણમે છે, આંખમા આંખની વેદનાના આકારે પરિણમે છે, (એમ શ્રીમદ્ રાજચંદ્ર પાને ૫૪૨ મે કહ્યુ છે.)

પ્રશ્ન ૫૫—અવધિ જ્ઞાન લઇને જીવ નરકે જાય કે કેમ? અને જાય તો ઠાણાંગજીમા કહ્યુ છે કે નરકે જનારા જીવને અનંતાનુબંધીની ચોકડીમા મરવાપણુ હોય, એટલે તે ચોકડીમા મરી જીવ નરકે જાય તો તે ચોકડીના ઉદયમા અવધિજ્ઞાન કેવી રીતે હોય?

ઉત્તર—ભગવતીજી શતક ૮ મે-ઉદ્દેશે ૨ જે કહ્યુ છે કે [illegible] ત્રણ જ્ઞાનની નિયમા, [illegible] નરકે [illegible] વાળા જીવને (વાટે વહેતા) ત્રણ જ્ઞાન (મતિ, શ્રુત અને અવધિ) ની નિયમા હોય. સંજ્ઞી પંચેન્દ્રિય [illegible], અને [illegible]

તિર્યંચ અસંજ્ઞી પંચેંદ્રિય આશ્રી અને ત્રણ અજ્ઞાન (મતિ-શ્રુત ને વિભંગ) હોય તો, સંજ્ઞી પંચેંદ્રિય મનુષ્ય તિર્યંચ આશ્રી હોય. એ પ્રમાણે કહ્યું છે.

પ્રશ્ન ૫૬.—નરકગતિમાં ત્રણ જ્ઞાન કહ્યાં તે અહિંથી લઇને જાય કે વાટે વહેતાં પ્રાપ્ત થાય?

ઉત્તર—કોઇ અહિંથી લઇને જાય, અને કોઇને વાટે વહેતાં એટલે અહિંથી ચવ્યા પછી નરકગતિના (વાટે વહેતાના) પહેલા સમય ઉત્પન્ન થાય એટલે કોઇ જીવને અહિંયાં મરવા પહેલાં અવધિ જ્ઞાન પ્રાપ્ત થયું હોય તે સાથે લઇને જાય અને કોઇ જીવ સમકિતી છે મતિ શ્રુત જ્ઞાનવાળો છે ને તેને મરીને નરકે જવું છે, તે અહિંથી ચવીને નરક ગતિને પ્રાપ્ત થતાંજ પહેલે સમય અવધિજ્ઞાનની પ્રાપ્તિ થાય એટલે વાટે વહેતાં ત્રણ જ્ઞાન કહેવાય.

પ્રશ્ન ૫૭—ઠાણાંગ સૂત્રમાં ૫ મે ઠાણે ૨ જે ૩ જે ઉદ્દેશે કહ્યું છે કે અનંતાનુબંધીની ચોકડીમાં જીવ મરી નરકે જાય. તો અનંતાનુબંધીના ઉદયમાં સમકિત કયાથી હોય? અને સમકિત હોય નહિ તો ત્રણ જ્ઞાન કેવી રીતે હોય?

ઉત્તર—અનંતાનુબંધીના ઉદયથી ક્ષયોપશમ સમકિતથી પડે એટલે પડતા સમકિતવાળો સાસ્વાદાન સમકિતનો ધણી કહેવાય. જ્યાં સુધી સાસ્વાદાન સમકિત રહે ત્યાં સુધી ત્રણ જ્ઞાન પણ રહે, એટલે સાસ્વાદાન સમકિતની સ્થિતિ ૬ આવલિકા ને ૭ સમયની છે, અને નરક ગતિનો જીવ વાટે વહેતાં એક બે સમય રહે. માટે નરકમાં ઉત્પન્ન થયા પછી સાસ્વાદાન સમકિતની સ્થિતિ પુરી થયે ૩ જ્ઞાનનો નાશ થાય, અને મિથ્યાત્વભાવને પામે. પછી સમકિતની પ્રાપ્ત થયે ૩ જ્ઞાન પણ પ્રાપ્ત થવાં હોય તો થાય.

અનંતાનુબંધીની ચોકડીના ઉદયથી સમકિતની હાની થઇ એટલે સમકિતથી પડયો પણ સાસ્વાદાન સમકિતને લઇને ત્રણ જ્ઞાન રહ્યાં, અને સાસ્વાદાન સમકિતમાં ૩ જ્ઞાન લાભે એમ પણ કહ્યું છે. એમ કોઇનું કહેવું છે.

અને કોઇ એમ પણ કહે છે કે—મિથ્યાત્વી અને સમકિતીને નરકે જવાવાળાને અનંતાનુબંધીની ચોકડીના ઉદયમાં તફાવત હોય છે. મિથ્યાત્વીને તીવ્ર ઉદય હોય છે, અને સમકિતીને મંદ ઉદય હોય છે. તેથી મરવા પહેલાં ત્રણ જ્ઞાનવાળાનું જ્ઞાન નાશ થતું નથી. કિંચિત્ સમકિતનું ડોળાપણું થાય પણ તીવ્ર ઉદય નહિ હોવાથી પડવાપણું થતું નથી, અને ૩ જ્ઞાન લઇને મરવાપણું થાય અને ભવ પર્યંત ત્રણે જ્ઞાન રહે.

પ્રશ્ન ૫૮—નરકે જવાવાળાને વાટે વહેતાં પહેલે સમય અવધિજ્ઞાનની પ્રાપ્તિ કેમ થાય ?

ઉત્તર—એવો ગતિનો સ્વભાવ છે. ભવ પ્રત્યયી ૩ જ્ઞાન કે ૩ અજ્ઞાન તો અવશ્ય હોયજ. માટે વાટે વહેતાં ૩ જ્ઞાન સહિતજ હોય, અને દેવતામાં પણ જવાવાળાને દેવગતિ આશ્રી પણ ૩ જ્ઞાનની નિયમા અને ૩ અજ્ઞાનની ભજના કહી છે (એટલે બે અથવા ૩ અજ્ઞાન હોય) હવે દેવગતિમાં જવાવાળા જુગલીયા છે તેને બે જ્ઞાન ને બે અજ્ઞાન જીવિત પર્યંતનાં હોય છે. પણ તે ત્યાથી ચવ્યા દેવલોકમા જતા દેવગતિના પહેલેજ સમયે અવધિજ્ઞાન કે વિભંગજ્ઞાન ઉપજે. એ ન્યાયે નારકીનું પણ જાણવું સાખ બાણુવાળા ભગવતીજીના છાપેલ પાને ૫૬૪ મે.

પ્રશ્ન ૫૯—નારકી તથા દેવતામાથી અવધિજ્ઞાન લઇને આવનાર એક તીર્થંકરજ હોય કે અનેરા પણ હોય ?

ઉત્તર—જેટલી આગતિ તીર્થંકર મહારાજની કહી છે તેટલાજ બોલનો નીકળ્યો અવધિજ્ઞાન લઇને મનુષ્ય ભવમા આવે. તે આશ્રી તીર્થંકર જ ઠરે. પરંતુ અવધિ જ્ઞાનની સ્થિતિ ઉત્કૃષ્ટી ૬૬ સાગરની કહી છે. તે જોતા તીર્થંકર સિવાય બીજા પણ અવધિજ્ઞાન લઇને આવે એમ જણાવે છે. તીર્થંકર અનુત્તર વિમાનમાથી અવધિ લઇને આવે તો તેઓ તેજ ભવમાં મોક્ષ જનાર છે. માટે ૩૩ સાગર ઝાઝેરૂ અવધિ થયુ. તીર્થંકર આશ્રી અને અનુત્તર વિમાનના ૩૩ સાગરના ઉપરા ઉપર લગતા બે ભવ કરવા આશ્રી ૬૬ સાગરની સ્થિતિ કહી છે. તે આશ્રી અનેરાને અવધિ લઇને આવવું સિદ્ધ થાય છે—વળી અવધિદર્શનની સ્થિતિ બે છાસઠ સાગરની કહી છે. તેમા એક ભવ નવગ્રૈવેયકનો ૩૧ સાગરનો (વિભંગનો) પુરો કરી અંતસમયે અવધિ લઇ મનુષ્યમાં આવે ત્યા વિભંગ ભોગવી વિભંગમા મરી પહેલે દેવલોકે બે સાગરની સ્થિતિએ વિભંગમા ઉપજે, પાછો અવધિમા મરીને મનુષ્યના ભવમા અવધિ ભોગવીને અવધિમા મરીને ત્રણવાર બારમા દેવલોકે ૬૬ સાગર ભોગવીને મનુષ્યમા વિભંગમા મરીને ગાનની નરકે ૩૩ સાગરોપમ વિભંગના ગણતાં ૧૩૨ સાગર અવધિ દર્શનના પુરા થયા એટલે ૬૬ સાગર ઝાઝેરા અવધિના મળી ૧૩૨ સાગર ઝાઝેરી અવધિદર્શનની સ્થિતિ કહી.

અને પન્નવણા પદ ૧૮ મે અવધિજ્ઞાનની સ્થિતિ ૬૬ સાગર ઝાઝેરી કહી છે. અને વિભંગ જ્ઞાનની સ્થિતિ ૩૩ સાગર ઝાઝેરી કહી છે—અને અવધિ દર્શનની સ્થિતિ બે ૬૬ સાગરની (૧૩૨ સાગરની) ઝાઝેરી કહી છે.

હવે અવધિજ્ઞાનની સ્થિતિ ૬૬ સાગર ઝાઝેરી કહી તે કાંતો ચાર અનુત્તર વિમાનમાં ઉત્કૃષ્ટી ૩૩ તેત્રીશ સાગરોપમની સ્થિતિએ બે વાર ઉપજી મોક્ષ જાય. અથવા ૩ વાર બારમા દેવલોકે ૨૨ બાવીશ સાગરની સ્થિતિએ ઉત્પન્ન થાય, અને મનુષ્યના ભવમાં અવધિ લઇને આવવા આશ્રી ૬૬ સાગર ઝાઝેરી અવધિજ્ઞાનની સ્થિતિ કહી.

અને વિભંગની સ્થિતિ ૩૩ સાગર ઝાઝેરી કહી તે અહિંથી લઇને નરકમાં જવા આશ્રી પણ ત્યાંથી લઇને મનુષ્યમાં આવે નહિ, અને તિર્યંચમાં આવે તોપણ વિભંગ લઇને ન આવે, એટલે વિભંગનો ૩૩ સાગરનો ભવ કરી, વચ્ચે અવશ્ય અંતર પડે, માટે તેત્રીશ સાગર કહેલ છે.

અને અવધિ દર્શનની બે ૬૬ સાગર ઝાઝેરી સ્થિતિ કહી તે અવધિ જ્ઞાન અને વિભંગના સંલગ્ન ભવ કરવા આશ્રી પૂર્વે કહેલ છે તે પ્રમાણે આગળ પાછળના ૬૬ સાગર વિભંગના અને વચલા ૬૬ સાગર દેવતાના અવધિના ગણતાં મનુષ્યના સહિત ૧૩૨ સાગર ઝાઝેરી સ્થિતિ અવધિ દર્શનની કહી.

એ લેખે તીર્થંકર વિના અનેરા પણ નરક તથા દેવતામાંથી અવધિ જ્ઞાન લઇ આવવા સંભવ છે.

પ્રશ્ન ૬૦—વિભંગ જ્ઞાન અને અવધિ જ્ઞાનમાં શો તફાવત સમજવો ?

ઉત્તર—વિભંગ જ્ઞાનવાળો અવળું જાણે દેખે, અને અવધિ જ્ઞાનવાળો સવળું જાણે દેખે. ભગવતીજી શ. ૩ ઉ ૬ મા કહ્યું છે કે—વિભંગવાળો રાજગ્રહીનું રૂપ વિકુર્વે અને એમ જાણે જે એ વણારસીનું રૂપ છે. તથા નારકીના સ્વરૂપને મનુષ્ય માને, તથા અવધિજ્ઞાની અસંખ્યાતા દ્વીપ સમુદ્ર જાણે દેખે, અને વિભંગવાળો ઉત્કૃષ્ટો સાત દ્વીપ અને સાત સમુદ્રનેજ લોક માને, એ ઉપરાંત લોક માને નહિ, શિવરાજ રૂષિના ન્યાયે. એમ અવધિ જ્ઞાનવાળો માને નહિ. અવધિ જ્ઞાનવાળો જેવું હોય તેવુંજ જાણે દેખે. રાજગ્રહીને રાજગ્રહી રૂપે અને વણારસીને વણારસી રૂપે અને મનુષ્યને મનુષ્ય રૂપે અને નારકીને નારકી રૂપે તથા અસંખ્યાતા દ્વીપ સમુદ્ર માને.

પ્રશ્ન ૬૧—વિભંગ જ્ઞાની દેવતા અવળું જાણે દેખે તે શા ન્યાયે ?

ઉત્તર—દેવતાદિક અવળું જાણે તે શ્રદ્ધા આશ્રી સમજવું. દેવતાદિક સર્વે વિભંગ જ્ઞાનીઓ ખોટી શ્રદ્ધાને લઇને અવળું જાણે.

પ્રશ્ન ૬૨—કોઇ મનુષ્યને ક્ષેત્ર આશ્રી અવધિ જ્ઞાન ઉત્પન્ન થયું તો તે ઠેકાણે ક્ષેત્રબળ સમજવું કે આત્મબળ સમજવું ? જો ક્ષેત્રબળ હોય તો

બીજો પુરૂષ ત્યાં બેસે તો તે પણ ભાળે કે કેમ? અથવા આત્મબળ હોય તો બીજે ઠેકાણે ભાળવું જોઇએ તેનું કેમ?

ઉત્તર—અવધિજ્ઞાન ક્ષયોપશમ ભાવમાં છે, માટે આત્મબળ સમજવું. ક્ષયોપશમ વિના જ્ઞાન નથી. તથા પ્રકારનો ક્ષયોપશમ છે, તેથી તથા પ્રકારે દેખે છે. તોપણ વ્યવહાર નય આશ્રી ક્ષેત્રબળ હોવું જોઇએ પણ નિશ્ચય નયે ક્ષયોપશમ ભાવનુ બળવાનપણુ છે માટે આત્મબળ સમજવુ

પ્રશ્ન ૬૩—વિભંગ જ્ઞાનવાળો સાત દ્વીપ ને સાત સમુદ્ર ભાળે, પરંતુ તેના રાગી દેવતાઓ હોય તે અસખ્યાતા દ્વીપ સમુદ્ર ઉલઘીને આવે તે વિભગ જ્ઞાની ઉપદેશકનો ઉપદેશ કબૂલ કેમ કરે?

ઉત્તર—અન્ય ધર્મના બહુ રૂપિમત છે. કોઇ મતવાળા સાત દ્વીપ ને સાત સમુદ્ર માને છે, કોઇ મત પચાસ ક્રોડ પૃથ્વી માને છે અને કોઇ મત અનત કોટી બ્રહ્માડ માન છે, એમ અનેક મત મતાંતર હોવાને લીધે એમ જણાય છે કે—અસંખ્યાતા દ્વીપ સમુદ્ર ઉલંઘીને આવવાવાળા દેવતાઓનો મત સાત દ્વીપ ને સાત સમુદ્ર માનવાવાળાના પક્ષનો ન હોવો જોઈએ.

પ્રશ્ન ૬૪—પરમાવધિજ્ઞાનવાળો પરમાણુ પુદ્ગલ દેખે કે કેમ?

ઉત્તર—કેટલાક કહે છે કે પરમાવધિવાળો છદ્મસ્થ હોય, અને ઠાણાગ ઠાણે ૫ મે-ઉદ્દેશે ૩ જે તથા ઠાણે ૬ ઠે-ઉ. ૧ લે તથા ભગવતીજીમાં કહ્યું છે કે-છદ્મસ્થ, પરમાણુ પુદ્ગલ સર્વ ભાવે જાણે દેખે નહિ. એટલે જ્ઞાનીના કહેવાથી (સૂત્રજ્ઞાનથી) જાણે પણ દેખે નહિ. પરતુ ભગવતીજીના ૧૮ શતકે-ઉદ્દેશા ૮ મે-છદ્મસ્થથી માંડીને અવધિ જ્ઞાન સુધી કહ્યું છે કે-પરમાણુ પુદ્ગલ કોઇ જાણે પણ દેખે નહિ અને કોઇ જાણે પણ નહિ અને દેખે પણ નહિ, અને પરમઅવધિ માટે નીચે પ્રમાણે કહ્યું છે.

परमाहोहिएणं भंते मणुस्से परमाणु पोग्गलं जं समयं जाणति तं समयं पासति जं समयं पासति तं समयं जाणति? णो तिणट्ठे समट्ठे से केणट्ठेगं भंते एवं वुच्चति परमाहोहिएणं मणुस्से परमाणु पोग्गलं जं समयं जाणइ नो तं समयं पासति जं समय पासति णो तं समयं जाणति गो० सागारे से णाणे भवति अणागारे से दंसणे भवति से तेणट्ठेणं जाव नो तं समयं जाणति एवं जाव अणंत पदेसियं ॥ केवलिणं भंते मणुस्से से जहा परमाहोहिए तहा केवलिवि जाव अणंत पदेसियं, सेवंभंते २ ति. ॥

આ ઉપરના પાઠ ઉપરથી પરમાવધિ જ્ઞાની પરમાણુ પુદ્ગલને જાણે દેખે. ગૌતમ સ્વામીએ કેવળીની પૃચ્છા કરતાં ભગવંતે પરમાવધિની ભળામણ આપી, એટલે કેવળી અને પરમાવધિને જાણવા દેખવામાં સરખા કહ્યા, તે પરમાણુ પુદ્ગલથી માંડી અનંત પ્રદેશી ખંધ આશ્રીને કહેલ છે એ પરમાર્થ:—એટલે જે સમયે જાણે તે સમયે દેખે નહિ અને જે સમય દેખે તે સમય જાણે નહિ, એમ પરમાવધિ અને કેવલીને સરખું કહ્યું. જ્ઞાન સાકાર ઉપયોગે છે ને દર્શન અણાકાર ઉપયોગે છે એક સમયે બે ઉપયોગ હોય નહિ. પરંતુ ઉપયોગ તો બન્નેનો સરખો કહ્યો. આનો પરમાર્થ એ છે કે—પરમાવધિ ભવિષ્યના કેવલી છે, એટલે તે કેવળની હદ બચવે છે. પરમાવધિને પડવું નથી પણ અંતર્મુહૂર્તની હદમાં કેવલ પ્રાપ્ત થવાનું માટે પ્રથમ પરમાણુ પુદ્ગલને દેખીને પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. ઇત્યર્થ:—

પ્રશ્ન ૬૫—પરમાવધિ જ્ઞાન, અને મનઃપર્યવ જ્ઞાનમાં ચડિયાતું કોણ?

ઉત્તર—શ્રીમદ્ રાજચંદ્ર-પ્રથમાવૃત્તિ-પૃષ્ટ પ૨૮ મે બોલ ૧૪ મો—તેમાં કહ્યું છે કે—પરમાવધિ જ્ઞાન, મન:પર્યવ જ્ઞાનથી પણ ચઢી જાય છે; અને તે એક અપવાદ રૂપે છે.

પ્રશ્ન ૬૬—અવધિ જ્ઞાન અને મન:પર્યવ જ્ઞાનમાં શો તફાવત?

ઉત્તર—અવધિજ્ઞાન કરતાં મનઃપર્યવ જ્ઞાન વિશેષ વિશુદ્ધ છે. જેટલાં રૂપી દ્રવ્યોને અવધિ જ્ઞાની જાણે તેના અનંતમા ભાગે મન પણે પરિણમેલા દ્રવ્યોને મન:પર્યવ જ્ઞાની શુદ્ધ રીતે જાણે અવધિજ્ઞાનનો વિષય અંગુલના અસંખ્યાતમા ભાગથી માંડીને સર્વ લોકક્ષેત્ર પર્યંત હોય અને મન:પર્યવ જ્ઞાનવાળાનો વિષય અઢીદ્વીપ સુધીજ હોય અવધિજ્ઞાન સંયત કે અસંયત ચારે ગતિના જીવોને થાય અને મન:પર્યવ જ્ઞાન સંયત (ચારિત્રવાળા) મનુષ્યનેજ થાય, સર્વ રૂપી દ્રવ્ય અને તેના કેટલાક પર્યાયો જાણવાનો અવધિજ્ઞાનનો વિષય છે અને મન:પર્યવ જ્ઞાનનો વિષય સર્વ રૂપી દ્રવ્યના અનંતમા ભાગના દ્રવ્યને એટલે મનોદ્રવ્ય અને તેના પર્યાયને જાણવાના છે.

શ્રીમદ્રાજચંદ્ર-પ્રથમાવૃત્તિ-પૃષ્ટ પ૨૭ મે બોલ ૧૩ મો તેમાં કહ્યું છે કે—અવધિજ્ઞાન અને મન:પર્યવજ્ઞાન વચ્ચે તફાવત (આ માટે ત્રીજી ફુટનોટમાં કહ્યું છે કે) શ્રોતાએ અત્ર નોંધ કરી છે કે, "પહેલા (અવધિજ્ઞાનના કટકા થાય છે હીયમાન ઇત્યાદિ છે. ચોથે ગુણસ્થાનકે પણ હોઇ

શકે; સ્થૂલ છે; એટલે મનના સ્થૂલ પર્યાય જાણી શકે; અને બીજું (મનઃ-પર્યવ) જ્ઞાન સ્વતંત્ર, મનના પર્યાય સબંધી શકિત વિશેષને લઇને એક જૂદા તાલુકાની મફક છે. તે અખંડ છે, અપ્રમત્તનેજ થઇ શકે. ઇત્યાદિ મુખ્ય તફાવત (શ્રીમદે) કહી બતાવ્યો" સંશોધક

પ્રશ્ન ૬૭.—મનઃપર્યવજ્ઞાનના કેટલા ભેદ છે?

ઉત્તર—બે ભેદ છે. ऋजु विपुलमती मनःपर्यायः। મનઃપર્યાયના ૧ ઋજુમતિ અને ૨ વિપુલમતિ એવા બે ભેદ છે.

પ્રશ્ન ૬૮.—બે ભેદમા તફાવત શુ?

ઉત્તર—विशुद्ध्य प्रतिपाताभ्या तद्विशेषः। વિશુદ્ધિ (શુદ્ધતા) અને અપ્રતિપાતીપણું (આવેલું જાય નહિ) અને એક અવિશુદ્ધ પ્રતિપાત (આવેલુ જાય પણ) એ બે કારણથી તે બન્નેમાં ફેર છે અર્થાત્ ઋજુમતિના કરતા વિપુલમતિ વિશેષ શુદ્ધ છે, અને ઋજુમતિ આવેલું જતુ પણ રહે, જ્યારે વિપુલમતિ આવેલુ જાય નહિ (એ પ્રમાણે ત્રણે પ્રશ્ને ઉમાસ્વાતિ કૃત તત્વાર્થાધિગમ સૂત્રમાં કહ્યુ છે.)

પ્રશ્ન ૬૯—મન.પર્યવ જ્ઞાનવાળો કેટલુ જાણે દેખે?

ઉત્તર—દિગબર મતના ભગવતી આરાધનામા પાને ૨૨૦મે કહ્યું છે કે—ઋજુમતિ મન.પર્યવ જ્ઞાનવાળો પોતાના તથા પરના ચિતવન, જીવિત, મરણ, સુખ, દુઃખ, લાભ, અલાભાદિક સર્વ જાણે, જઘન્ય તો પોતાના તથા પરના જીવના દોય તીન ભવ જાણે, ઉત્કૃષ્ટ સાત આઠ ભવ ગતાગતિના જાણે, ઉત્કૃષ્ટ સાત આઠ જોજન માહિ જાણે, બહાર નહિ જાણે.

વિપુલ મતિ મનઃપર્યવ જ્ઞાન, ઉપર પ્રમાણે સર્વ જાણે જઘન્ય તો સાત, આઠ ભવ, ઉત્કૃષ્ટ અસખ્યાત ભવ, તથા સાત આઠ જોજન ઉત્કૃષ્ટ માનુષ્યોત્તર પર્વત માહિ પોતાના વિષય રૂપી પદાર્થને જાણે તથા તથા શ્રી ગોમટસારમાં એમ કહ્યું છે કે–ઉત્કૃષ્ટ પૈતાલીસ લાખ જોજન ચૌડા લબા ઉંચા ક્ષેત્રમેં તિષ્ટતા આપકા વિષય જો રૂપી પદાર્થ તાહિ જાને.

પ્રશ્ન ૭૦—મન પર્યવ જ્ઞાનના સબધમાં નદીજી સૂત્ર શું ફરમાવે છે?

ઉત્તર—સાંભળો, નદીજી સૂત્ર બાબુવાળા છાપેલ પાને ૧૬૩ મે થી કહ્યું છે કે-લબ્ધિવત અપ્રમત્ત સયાતને, સમદૃષ્ટિને જાવત્ મન.પર્યવ જ્ઞાન ઉપજે तं च दुविहं उप्पज्जइ तजहा उज्जुमईय विउलमईय. તે મનઃપર્યવ જ્ઞાન બે

ભેદે ઉપજે તે કહે છે-ઋજુમતી અને વિપુલમતી તેમાં ઋજુમતી તે સામાન્ય સ્વરૂપ જાણે જે આ ઘડો છે એમ જાણે, અને વિપુલમતી તે વિસ્તાર સહિત જાણે જે એ પુરુષે મનમહિ ઘડો ચિંતવ્યો એ દ્રવ્યથી, અને ક્ષેત્ર થકી અમુક નગરાદિકનો નિપજાવ્યો, કાળથકી શીત ઉષ્ણ કાળનો ભાવ થકી સુવર્ણાદિકનો ઘડો છે, તથા જલાદિકે ભર્યો છે ઇત્યાદિક વિસ્તાર સહિત જાણે તે વિપુલમતી. એમ બન્નેના સક્ષેપથી ચાર ચાર ભેદ જાણવા. દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી તેમા ઋજુમતી જ્ઞાનવાળો દ્રવ્યથી અનત પ્રદેશીયા ખંધપણે પરિણમેલા તે પુદ્ગલેને સમુચ્ચય જાણે દેખે. તેમજ વિપુલમતી અઢી આગુલ અધિક દિશા વિદિશી ગકાકારે દેખે, વસ્તુના વિસ્તાર સહિત દેખે, ઋજુમતીની અપેક્ષાએ નિર્મલ દેખે વિશેષથી તિમિર પણા રહિત જાણે દેખે.—ક્ષેત્ર થકી ઋજુમતી, જઘન્યપણે આંગુલનો અસંખ્યાતમો ભાગ દેખે, અને ઉત્કૃષ્ટ નીચો જ્યા લગે આ રત્નપ્રભા પૃથ્વીને વિષે ત્રીછા લોકનો હેઠલો ચર્માંત પ્રદેશ અને અધોલોકનો ઉપરનો ચર્માંત પ્રદેશ તેને ખુડાગ પ્રદેશ કહીએ ત્યાં સુધી દેખે. એટલે મેરૂના આઠ રૂચક પ્રદેશ સમભૂતલ થકી એક ૧૦૦ જોજન નીચે જઇએ ત્યારે આવે અને ત્યથી ૯૦૦ જોજન જઇએ ત્યારે ખુડાગ પ્રતર છે, એટલે સમભૂતલથી ૧૦૦૦ જોજન નીચે અધોગ્રામની વિજય સુધી દેખે. ઉંચું દેખે તો યાવત્ જ્યોતિષ્ય ચક્રનો ઉપરલો તલો ત્યા સુધી એટલે ૯૦૦ જોજન સુધી દેખે, એટલે મનુષ્ય લોકમાં મધ્ય ભાગે ઉપજે તે ૧૦૦૦ જોજન નીચો અને ૯૦૦ જોજન ઉંચું જાણે દેખે, અને અધોગ્રામની વિજયમા એક હજાર જોજન નીચુ જેને મનઃપર્યવ જ્ઞાન ઉપજે તે હેઠલા ખુડાગ પ્રતરથી માંડી ૧૯૦૦ જોજન ઉંચુ જાણે દેખે, અને ત્રીછું દેખે તો અઢીદ્વીપ પ્રમાણ ૪૫૦૦૦૦૦ જોજન પ્રમાણે સજ્ઞી પંચેન્દ્રિના મનેગત ભાવ જાણે દેખે. ઋજુમતી અઢી આંગુલ ઓછું દેખે અને વિપુલમતી અઢી આગુલ અધિકું દેખે યાવત્ નિર્મળ દેખે-કાળ થકી ઋજુમતી જઘન્ય પલ્યોપમના અસંખ્યાતમા ભાગના કાળની આગલી પાછલી વાતના મનોદ્રવ્યની વાર્તા જાણે ઉત્કૃષ્ટ પણ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ મનદ્રવ્ય જાણે તથા અસંખ્યાતમા ભાગના કાળની અતીત વર્ત્તમાન ને અનાગત ત્રણે કાળની વાત સર્વ જાણે દેખે. વિપુલમતી ક્ષેત્રના કાળની નિર્મળ અને અઢી આગુલ અધિક દેખે.

ભાવ થકી ઋજુમતી અનંતા ભાવને જાણે દેખે, પણ કેવલીએ ભાળેલા ભાવને અનંતમે ભાગે જાણે દેખે, અને વિપુલમતીવાળા અઢી

આંગુલ અધિક અને નિર્મળ જાણે દેખે ... પંચે ન્દ્રિયના મનની ચિંતવણા મન.પર્યવ જ્ઞાને કરી જાણે દેખે, એમ કહ્યું ટીકામાં છેવટ કહ્યું છે કે—વિપુલમતી મનુષ્યક્ષેત્ર પૂર્ણ જાણે દેખે, અને ઋજુમતિ તેથી અઢી આંગુલ ઓછું જાણે દેખે. ઇત્યર્થ.

પ્રશ્ન ૭૧—મન પર્યવ જ્ઞાનમા દેખવું કહ્યું તે કેવી રીતે દેખે?

ઉત્તર—અહિંયા દેખવું કહ્યુ તે અનુમાન દેખવું કહીએ જેમ ધૂમ્ર છે તો અગ્નિ છે. એમ જે સન્ની પંચે ન્દ્રિય પયાસા કોઇ મનમાં ચિંતવે તેના મનોગત ભાવના અર્થને પ્રગટ કરે, એ પ્રમાણે નંદી સૂત્રમાં કહ્યું છે. અર્થાત્ સમ્યગ્ જ્ઞાને જાણ્યું તે સમ્યગ્ દર્શને સર્દહે, નિશ્ચય કરે, તદ્રૂપ અચક્ષુ દર્શને દેખવારૂપ થાય. ઇત્યર્થઃ

પ્રશ્ન ૭૨—ઋજુમતી અઢી આંગુલ ઉણું દેખે તે પ્રથમ કે અંતે?

ઉત્તર—કોઇ અઢીદ્વીપને અંતે ઓછુ તથા મતિશ્રુત જ્ઞાનથી પણ જાણે દેખે. જેમ ધર્મઘોષ અણગારે ધર્મરૂચી અણગારને દીઠા તેમ પણ જાણે દેખે. કોઇ કહે મનઃપર્યવનો ઠામ અભ્યંતર કોઠાનો ક્ષેત્ર મૂળનો અઢી આંગુલ ઓછો દેખે. એમ પણ કોઇ કહે છે.

પ્રશ્ન ૭૩—પન્નવણાજીના ૧૭ મા પદમા કહ્યું છે કે—કૃષ્ણ લેશ્યામાં બે, ત્રણ અને ચાર જ્ઞાન લાભે તો મનઃપર્યવ જ્ઞાન શી અપેક્ષાએ લાભે?

ઉત્તર—સાતમે ગુણઠાણે વિશુદ્ધ લેશ્યામાં મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય અને સાતમા ગુણસ્થાનની સ્થિતિ અંતર્મુહૂર્તની છે તે પૂરી થયે છઠ્ઠે ગુણઠાણે પ્રવર્તે છઠ્ઠે ગુણઠાણે એ લેશ્યા છે તો કૃષ્ણ લેશા જ્યારે પ્રવર્તતી હોય ત્યારે મનઃપર્યવ જ્ઞાન હોય તે આશ્રી કહેલ છે.

પ્રશ્ન ૭૪—સ્ત્રીવેદમા જ્ઞાન કેટલાં?

ઉત્તર—ભ૦ શ૦ ૬ ઠ્ઠે—ઉદ્દેશે બીજે—સ્ત્રી વેદમાં પહેલાં ચાર જ્ઞાન કહ્યાં છે.

પ્રશ્ન ૭૫—સ્ત્રીવેદ ૧૪ પૂર્વ જાણે કે નહિ?

ઉત્તર—તે સંભવ નથી. તર્ક—તો પછી મનઃપર્યવ જ્ઞાન કેમ હોય? સમાધાન—મનઃપર્યવ જ્ઞાનવાળા ચૌદ પૂર્વી હોય, તેમ તેથી ઓછા જ્ઞાનવાળા પણ હોય એમ સંભવે છે, પણ સ્ત્રીને તો સૂત્રમા ૧૧ અંગનોજ ભણવાનો વિશેષ અધિકાર ચાલ્યો છે. પણ કોઇ ઠેકાણે ૧૪ પૂર્વનો અધિકાર ચાલ્યો હોય એમ જણાતું નથી.

પ્રશ્ન ૭૬—પરિહાર વિશુદ્ધ ચારિત્ર સ્ત્રીને હોય કે નહિ?

ઉત્તર—ભ૦ શ૦ ૨૫ મે-ઉ૦ ૭ મે-સંજયાના અધિકારે કહ્યું છે કે-સ્ત્રી વેદમાં પરિહાર વિશુદ્ધ ચારિત્ર ન હોય. પરિહાર વિશુદ્ધ ચારિત્રવાળા ને જઘન્ય નવપૂર્વની ૩ જી આચાર વસ્તુ અને ઉત્કૃષ્ટ દેશે ઉણું દશ પૂર્વનું જ્ઞાન હોય એ ઉપરથી પણ એમ થાય છે કે-સ્ત્રીને પરિહાર વિશુદ્ધ ચારિત્ર અને ૧૪ પૂર્વનું જ્ઞાન ન હોય.

પ્રશ્ન ૭૭—ચૌદ પૂર્વધારી પડે કે કેમ?

ઉત્તર—કેટલાક કહે છે કે ચૌદ પૂર્વ દેશે ઉણાવાળા પડે, અને કોઇ એમ પણ કહે છે કે, ચૌદ પૂર્વ પૂરાવાળા પણ પડે. હવે દેશે ઉણા ચૌદ પૂર્વી પડવાવાળા કહે છે કે-'એક દેશે ઉણું' એવું ચૌદ પૂર્વધારીનુ જ્ઞાન તે એક મૂલ વસ્તુના જ્ઞાન શિવાય બીજું બધું જાણનાર થયું; પણ દેહ દેવળમાં રહેલો શાશ્વત પદાર્થ જાણનાર ન થયું. માત્ર મૂલ વસ્તુનું જ્ઞાન ન મળ્યું એટલીજ ઉણપ તેનું ચૌદ પૂર્વનું બાકીનું જ્ઞાન નિષ્ફળ કર્યું, વગેરે શ્રીમદ્ રાજચંદ્ર બીજી આવૃત્તિના પાને ૧૬૩ મે લખ્યું છે-તે 'ચૌદ પૂર્વધારી" કંઇ જ્ઞાને ઉણા એવા-અનંત નિગોદમા લાભે, અને જઘન્ય જ્ઞાનવાળા પણ અધિકમા અધિક પંદર ભવે મોક્ષ જાય એ વાતનું સમાધાન કરવા માટે એ પ્રશ્ન કર્યું છે. ને તેના ઉતરમા ઉપર કહેલી બીના જણાવી છે વગેરે લખાણ છે, પણ તે વાત બંધ બેસતી નથી કેમકે તે એમ લખે છે કે-જે વસ્તુ પ્રાપ્ત કરવા ચૌદ પૂર્વનું જ્ઞાન જિને બોધ્યુ છે, તે વસ્તુ ન મળી તો, પછી ચૌદ પૂર્વનું જ્ઞાન અજ્ઞાન રૂપજ થયું"

એમ કહેતાં સૂત્રને બાધ લાગે છે. દશ પૂર્વના ભણનારને નંદીજી સૂત્રમાં નિયમા સમકિતી કહ્યા છે, અને દશ પૂર્વથી ઉપરાતના નિશ્ચે સમકિતીજ હોય. માટે ચૌદ પૂર્વનુ જ્ઞાન અજ્ઞાનરૂપ કહેવું તે ભારે પડતું વચન સંભવે છે, અને ચૌદ પૂર્વી કે દેશે ઉણા પડે છે તેનો હેતુ તેને સમજાણો હાય એમ જણાતું નથી એમ તેઓના લખાણ ઉપરથી સિદ્ધ થાય છે. મૂલ વસ્તુ જે સમકિત તે તો ચૌદ પૂર્વીને તથા દેશે ઉણાવાળાને તો છેજ. પણ પડવાનું કારણ શું છે તે જાણવું જોઇએ. ભગવતીજી શતક ૨૪ મે-ઉદ્દેશે ૧ લે-બાબુવાળા છાપેલ પાને ૧૫૫૮ મે-ચાર જ્ઞાનવાળો પડી નરકે જાય. તે સૂત્ર પાઠ-મનુષ્યને નરકમાં જવાના અધિકારે કહ્યુ છે કે-

चत्तारि णाणा तिणि अणाणा भयणाए અથ ટીકા-मनुष्याणां-चत्तारि

नाणाइंति ॥ अवध्यादौ प्रति पतिते केषांचिन्नरकेषूपत्तेः ॥ आह च चूर्णिकारः— उहिनाण मणपज्जवणाण आहारय सरीराणि लध्घूण परिसाडित्ता उववज्जइत्ति.

અને ભાષ્યમાં પણ એજ પ્રમાણે કહ્યુ છે. ચૌદ પૂર્વીને ચાર જ્ઞાન હોય છે અને ૪ જ્ઞાનવતને વળતે ૧૪ પૂર્વ પણ હોય છે હવે ૧૪ પૂર્વીને જ્ઞાન વિના પડવું કહે તેને પૂછીએ કે—તો પછી ચાર જ્ઞાનવાળા કેમ પડે? તેને તો સમ્યગ્ જ્ઞાન હતું માટે ૪ જ્ઞાનવાળા કે ૧૪ પૂર્વી જે પડે છે તેનો હેતુ બીજો છે. એટલે તેને એવા કોઇ પ્રકારની શકા પ્રાપ્ત થાય કે તે શંકાનુ સમાધાન ન થતા તેનું આયુષ્ય પૂરૂં થયે શકા સહિત મરવા પણું થાય. અને 'સંકાએ સમ્મત્ત નાસઇ' તે શકાથી સમકિતનો નાશ થાય અને મરીને નરકાદિક ગતિમા જાય.

હવે ૪ જ્ઞાનના ધણી ૧૪ પૂર્વીને આહારક શરીરની લબ્ધિ હોવાથી તેણે શંકાનુ સમાધાન કરવા માટે. વિદેહ ક્ષેત્રમા આહારકનું પુતળું મોકલ્યું તે પાછું નથી આવ્યું તેટલામાં મહત્વશંકા સહિત મરણું થાય તો નરકાદિક ગતિમા ઉપજે.

વળી ૧૪ પૂર્વવાળાને કોઇ પ્રકારની મહત્વશંકા ઉત્પન્ન થઈ તેનો ખુલાસો દ્રષ્ટિવાદમા છે, તેનું જાણપણ નથી ને આહારક લબ્ધિ પણ નથી. બીજેથી શંકા ટળે તેમ નથી. જેથી તેનું સમાધાન ન થતાં શંકામાં મરવું થાય જેથી દર્શન મોહનીયના ઉદયથી પડવાઇ થાય તો તે એવા પ્રકારની શંકા હોય કે તેમા મરવાથી સમકિતનો નાશ થઇ નરકાદિક ગતિમાં ઉત્પન્ન થાય પણ ૪ જ્ઞાનવાળો પડે તે ઋજુમતી મનઃપર્યવ જ્ઞાનવાળો પડે પણ વિપુલમતિ મન.પર્યવ જ્ઞાનવાળો પડે નહિ. એમ ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમ સૂત્રમા કહ્યું છે.

પ્રશ્ન ૭૮—૪ જ્ઞાનવાળા તથા ૧૪ પૂર્વવાળા સમકિતથી પડેલા પણ ચારિત્રના પડેલા ન હોય તે નરકાદિક અશુભ ગતિમા કેમ ઉપજે? દર્શનના વમેલા ચારિત્રવાળા, તથા ચારિત્રના વિરાધકને પણ સૂત્રમા દેવગતિ કહી છે તેનું કેમ? અને નરકગતિમા ઉત્પન્ન થવાના જે ચાર કારણ મહા આરંભીયા પ્રમુખ કહ્યાં છે તે માંહેલા કયા કારણને લઇને નરકગતિમાં ઉપજે?

ઉત્તર—તેને ચાર કારણ માહેલા કારણની કાંઇ જરૂર ન હોય. પરંતુ સમકિતનો નાશ થવાથી અનંતાનુબંધીની ચોકડીનો ઉદય થાય, એટલે પરિણામે સમકિત અને ચારિત્રના પર્યવનો નાશ થાય એટલે નરકગતિનો બધ પડતાં અટકે નહિ. ઠાણુંગ સૂત્રના ચોથે ઠાણે કહ્યું છે કે—અનંતાનુ-

અંધીની ચોકડીના ઉદયે નરકગતિનો બંધ થાય છે, એટલે મહત્વશકાના કારણથી સમકિતનો નાશ થાય, સમકિતથી પડતા જીવને અનંતાનુબંધીના તથા મિથ્યાત્વ મોહનીયના ઉદયથી ચારિત્ર મોહનીયના ઉદયને લીધે સમકિત અને ચારિત્રના ગુણોનો નાશ થાય બન્નેથી પતિત થયેલાને શંકાના સદ્ભાવે ૪ જ્ઞાનના તથા ૧૪ પૂર્વના પડેલાને નરકનિગોદાદિક ગતિની પ્રાપ્તિ થવાનો સંભવ છે. તત્ત્વકેવળીગમ્ય.

પ્રશ્ન ૭૯—આહારક શરીર કોને હોય?

ઉત્તર—પન્નવણાના ગુટકામાં પદ ૨૧ મે કહ્યું છે કે, જંઘાચારણાદિક લબ્ધિની ઋદ્ધિ અપ્રમત્તપણે થઇને પછી પ્રમાદી થાય તેને આહારક શરીર હોય, એમ કહ્યું છે. તથા પ્રવચન સારોદ્ધારમા—ગાથ ૫૯૫ ના બીજા પદમાં કહ્યું છે કે—चउदसपुव्वी करेइ आहारे; ચૌદ પૂર્વનો ધારક મુનિરાજ આહારક શરીર કરે. શેષ શ્રુતના ધરનારને એ આહારક શરીર કરવાની શક્તિ ન હોય, તેથી ચૌદ પૂર્વધરનું ગ્રહણ કર્યું, અને ભગવતીજીના શતક ૨૫ મા ઉદ્દેશે ૬ઠ્ઠે—કહ્યું છે કે—કષાયકુશીલ નિયંઠાવાળાને આહારક શરીર હોય.

પ્રશ્ન ૮૦—આહારક શરીર કરનાર સમકાળે કેટલા હોય?

ઉત્તર—જઘન્ય ૧–૨-૩ હોય, ઉત્કૃષ્ટ (उक्कोसेणं नवसहस्स) નવ હજાર હોય.

પ્રશ્ન—૮૧—એક જીવ કેટલીવાર આહારક શરીર કરે?

ઉત્તર—એક જીવ એક ભવમાં બેવાર આહારક શરીર કરે, અને આખા સંસારમાં ચાર વખત કરે.

પ્રશ્ન ૮૨—એક ભવમાં બેવાર આહારક શરીર કરે તે કેટલા આંતરે કરે?

ઉત્તર—આહારક શરીર એકવાર કર્યું અને વળી ફરી કરવું પડે તો समउं जहन्नमंतरं, उक्कोसेणं तु जावछम्मासा; જઘન્ય એક સમયનું આતરૂં પડે, અને ઉત્કૃષ્ટ ૬ માસનું આંતરૂં પડે (એ ત્રણે પ્રશ્નની સાખ—પન્નવણાના ૧૨ મા શરીરપદની, તથા પ્રવચન સારોદ્ધારમાં ૨૭૩ મા દ્વારની)

પ્રશ્ન ૮૩—સાધુને આહારક શરીર શા માટે કરવું પડે?

ઉત્તર—तित्थयर रिद्धिदंसणंत्थमत्थोवगहणहेउंवा; संसय वुच्छेयत्थं, गमणं जिणपायमूलंमि. ॥ ५८६ ॥ ઇતિ પ્રવચન સારોદ્ધાર—

અર્થ:--સમસ્ત લોકને આશ્ચર્યની ઉપજાવણહાર અષ્ટ મહા પ્રાતિહાર્ય પ્રમુખ શ્રી તીર્થ કરની ઋદ્ધિ તે જોવાને અર્થે આશ્ચર્ય ઉપન્યા થકા અથવા તેવા તેવા નવા અર્થ તેના લેવાને કારણે અથવા કોઈ એક અતિ ગહનાર્થનો સદેહ ઉપન્યે થકે તેનો નિશ્ચય કરવાને અર્થે, કોઇ એક મહા વિદેહનાવાસી શ્રીવીતરાગના ચરણ કમળની આગળ આહારક શરીર કરી પહોચે, પછી ભગવતને દેખી સમસ્ત પોતાનું કાર્ય કીધે છતે વળી તે પૂર્વ પ્રદેશે જે, ઔદારિક શરીર થાપણની પરે મૂકયુ હતુ તે, પોતાના પ્રદેશની જાલીબદ્ધ તેજ અવસ્થાએ થકો માગી લીધેલા ઉપકરણની પરે આહારક શરીર મૂકી મૂલગા પ્રદેશના સમૂહને વિષે પ્રવેશ કરે એના પ્રારભ અને મૂકવાના કાલ સુધી અતર્મુહૂર્ત જાણવું. એમ પ્રવચન સારોદ્ધારમા કહ્યું છે.

પ્રશ્ન ૮૪—આહારક શરીર કોને કહીએ અને તેનો અર્થ શું ?

ઉત્તર—આહ્રિયતે કેના પ્રયોજનના વશ થકી, નવું શરીર નીપજાવીએ તે આહારક કહીયે, તે શરીર જઘન્ય મુંઢા હાથનું અને ઉત્કૃષ્ટ એક હાથનું પુતળું ચૌદ પૂર્વધારી લબ્ધિધર નીપજાવે.

અને દિગંબર મતના " જૈન ગ્રન્થમાલા " માં કહ્યું છે કે—છઠ્ઠા ગુણસ્થાનવર્તી મુનિને તત્ત્વોમા કોઇ શંકા ઉત્પન્ન થવાથી કેવલી અથવા શ્રુત કેવલીના સમીપ જવાને માટે મસ્તકમાથી એક હાથનું પુતળું નીકળે છે, તેને આહારક શરીર કહે છે.

શ્રી ઉમાસ્વાતિ વાચક વિરચિતમ્ " તત્ત્વાર્થાધિગમ સૂત્રમ્ પૃષ્ટ ૩૫ મે કહ્યું છે કે—शुभं विशुद्ध मव्याघाति चाहारकं चतुर्दश पूर्वधरस्यैव ।

શુભ, વિશુદ્ધ, અવ્યાઘાતી (વ્યાઘાત રહિત) અને લબ્ધિ પ્રત્યયિક એવું આહારક શરીર છે, અને તે ચૌદ પૂર્વધરોને જ હોય છે,

શુભ (સારા) પુદ્ગલદ્રવ્ય વડે નિષ્પન્ન અને શુભ પરિણામવાળું માટે શુભ કહ્યું, કોઇક અર્થમાં અત્યંત સૂક્ષ્મ સંદેહ થયો હોય એવા પૂર્વધરો અર્થનો નિશ્ચય કરવા માટે મહાવિદેહાદિ બીજા ક્ષેત્રમા વિરાજમાન ભગવંત પાસે ઔદારિક શરીરે જવાનું અશકય હોવાથી આહારક શરીર કરીને ત્યા જાય, જઇને ભગવતના દર્શન કરી સદેહ દૂર કરીને પાછા આવીને તેનો ત્યાગ કરે—અંતર્મુહૂર્ત લગી આ શરીર રહે છે. થોડા કાળને માટે જે ગ્રહણ કરાય તે આહારક.

પ્રશ્ન ૮૫—આહારક શરીર કરણ વ્યાપાર મધ્યે મરે કે નહિ ?

ઉત્તર—આહારક કરતો ન મરે. ભગવતી મધ્યે આહારક શરીરના દેશબંધની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્તની કહી છે, પણ વૈક્રિયની પરે ૧ સમય કહી નથી, તેથી જાણવું કે આહારક મધ્યે મરે નહિ.

પ્રશ્ન ૮૬—સર્વ પૂર્વધરને આહારક લબ્ધિની નિયમા કે ભજના ?

ઉત્તર—ભજના કોઇને હોય અથવા ન હોય, પૂર્વધરને ઉત્કારિકા લબ્ધિની તો નિયમા છે જે घडाओ घडं सहस्सं अभिनिवट्टिताणं उवदंसेई. ભગવતી મધ્યે કહેલ છે. એટલે એ લબ્ધિ પૂર્વધરનેજ હોય. આહારક લબ્ધિ કોઇને હોય કોઇને ન પણ હોય.

પ્રશ્ન ૮૭—તીર્થંકરને કેવલ જ્ઞાન ઉત્પન્ન થયા પછી પોતે ગોચરી કરવા ગયાનો કોઇ દાખલો છે ?

ઉત્તર—તમામ તીર્થંકરના આહારના દાતાર પ્રથમના દીક્ષા વખતના ચાલ્યા છે. તો ૨૩ તીર્થંકરે તો પહેલું પારણું છદ્મસ્થપણામાં કરેલ છે. અને મલ્લિનાથ ભગવાને દીક્ષા લીધી તેજ દિવસે કેવલ જ્ઞાન ઉત્પન્ન થયું છે. તો કેવલ પદમા અઠમનું પારણું કર્યું. અને સમવાયાંગ સૂત્રમાં તમામ તીર્થંકરના પ્રથમ પારણાના દાતાર ચાલ્યા છે. માટે મલ્લિનાથ ભગવાને કેવલ પદમાં ભિક્ષાચરી કરી એમ નિર્ણય થાય છે.

પ્રશ્ન ૮૮—તીર્થંકર વિનાના સામાન્ય કેવલીએ ભિક્ષાચરી કોઇએ કરી એવો દાખલો છે ?

ઉત્તર—જ્ઞાતાજી સૂત્રમાં તેતલી પ્રધાન પુત્રને કેવલ પ્રવર્જ્યા ઘણો કાળ રહેલ છે ને તેમને શિષ્યાદિ સંપદા ચાલી નથી, માટે તેમની પણ ભિક્ષાચરી કેવલ પદમાં હોય એમ જણાય છે. કેવલ પ્રવર્જ્યા ઘણો કાળ ચાલી તે સૂત્ર પાઠ અધ્યયન ૧૪ મે બાબુવાળા છાપેલ જ્ઞાતા પાને ૧૧૨૬ મે નીચે પ્રમાણે છે.

तएणं तेयलि पुत्ते केवली बहुणि वासाणि केवलि परियागं पाउणेत्ता जाव सिद्धे.

ભાષા—તિવાર પછી (એટલે કનકધ્વજ રાજા તેતલી પુત્ર કેવલી પાસે ધર્મ સાંભળી શ્રાવક ધર્મ અંગીકાર કર્યા પછી) તેતલી પુત્ર કેવલી બહુ ઘણાં વરસ તાંઇ કેવલ જ્ઞાનનો પર્યાય પ્રત્યે પાલીને તાં લગી જાવ સિદ્ધ થયો.

એ અધિકારથી સામાન્ય કેવલી આહાર વહોરવા જાય એમ સંભવે છે.

પ્રશ્ન ૮૯--સામાન્ય કેવલી અથવા અંતગડ કેવલીનો નિર્વાણ મહોત્સવ થાય કે નહિ ?

ઉત્તર—કોઈનો થાય કોઈનો ન થાય. જેણે ઉપસર્ગાદિક સહન કર્યા હોય તેનો થવાનો અધિકાર સૂત્રમાં છે. ગજસુકુમાલનો નિર્વાણ મહોત્સવ થયો છે. તે અંતગડ કેવલી થયા જાણીને આસપાસના વાણવ્યંતર દેવતાએ પુષ્પ પ્રમુખની વૃષ્ટિ કરેલ છે, એમ અંતગડ સૂત્રમાં કહ્યું છે.

તેમજ જ્ઞાતાજી સૂત્રમા અધ્યયન ૧૪ મે તેતલી પુત્ર અણગારનો કેવલ મહોત્સવ આસપાસના વાણવ્યંતર દેવતાએ કર્યો છે

પ્રશ્ન ૯૦—આવતા કાલના ભાવ કેવળી જાણે ખરા પણ દેખે કેવી રીતે ?

ઉત્તર--લોકમાં રહેલા પરમાણુઓ જે જે ભાવે પરિણમવાના હોય તે તે ભાવ કેવલી દેખી શકે છે. એજ કેવલ જ્ઞાન અને દર્શનની ખુબી છે.

પ્રશ્ન ૯૧—કેવલીના પગ હેઠે ઇંડા પ્રમુખ આવવનું કેટલાક કહે છે તે કેમ ?

ઉત્તર—એ વાત ઘટે નહિ પણ ભગવતીજી શતક ૧૮ મે-ઉદ્દેશે ૮ મે-કહ્યું છે કે, ભાવિત આત્મા અણગાર ઇરિયાયે ચાલતાં થકાં પણ કુકડાદિકનાં ઇંડાં પ્રમુખ આવે, તથાપિ તેને ઇરિયાવહી ક્રિયા ભગવંતે કહી છે. એટલે ભાવિત આત્મા અણગાર-૧૧ મા-૧૨ મા-ગુણઠાણાવાળા વીતરાગી છદ્મસ્થ અણગાર શુદ્ધ ઉપયોગીને કષાયના અભાવથી સંપરાય ક્રિયા લાગે નહિ, એક ઇરિયાવહી ક્રિયા કહી.

પ્રશ્ન ૯૨—મુંગા, બહેરા કે આંધળાને કેવલજ્ઞાન ઉત્પન્ન થાય કે નહિ ?

ઉત્તર—કેટલાક કહે છે કે તે ઉદય ભાવમા છે અને કેવલ જ્ઞાન પ્રાપ્ત થવું તે ક્ષાયક ભાવમાં છે, માટે આત્માના ગુણની પ્રાપ્તિમાં ઈંદ્રિયોની ખામીની કાંઇ જરૂર નથી. એટલે ઇંદ્રિયોની ખામી કાંઇ કેવલજ્ઞાનને અટકાવી શકતી નથી.

તથા કોઇ એમ પણ કહે છે કે તે તો નામ કર્મની પ્રકૃતિ છે. માટે શરીર આશ્રિત ઇંદ્રિયો ગમે તે સ્થિતિમાં હોય તે કેવળજ્ઞાનને વિઘ્નકર્તા નથી.

વળી કેટલાક કહે છે કે, મોહનીય કર્મની પ્રકૃતિયો ઉદયમાં હોય તો કેવલજ્ઞાન અટકે છે. બીજા કર્મની પ્રકૃતિયો અટકાવી શકતી નથી.

ઉપરનો બધો વિચાર કરતાં એમ જણાય છે કે-મુંગા, બ્હેરા કે આંધળા તે જ્ઞાનાવરણીય કર્મને ઉદયે થાય છે, સોયાવરણે ૧, સેય વિનાણાવરણે ૨, નેત્તાવરણે ૩, નેત્તવિનાણાવરણે ૪, ઘાણાવરણે ૫, ઘાણવિનાણાવરણે ૬, રસાવરણે ૭ રસવિનાણાવરણે ૮, ફાસાવરણે ૯, ફાસવિનાણાવરણે ૧૦ એ પ્રમાણે ઇંદ્રિયોનું આવરણ તથા ઇંદ્રિયોના વિજ્ઞાનનું આવરણ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી થાય છે. તેમજ ચક્ષુ દર્શનાવરણીય તે ( ચક્ષુ વિના ચાર ઇંદ્રિયોનું આવરણ તે ) પણ દર્શનાવરણીય કર્મના ઉદયે છે.

હવે વિચારો કે, ઘાતી કર્મનો નાશ ૧૨ મા ગુણસ્થાનકે થાય છે. તેમાં પ્રથમ મોહનીય કર્મનો ક્ષય કરી એકી સાથે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ૩ કર્મનો ક્ષય થાય છે. એટલે ચારે કર્મનો ક્ષય થતાંજ તેરમા ગુણસ્થાનના પહેલે સમયે કેવલજ્ઞાન ઉત્પન્ન થાય. દશાશ્રુત સ્કંધ સૂત્રના પાચમા અધ્યયનમા કહ્યું છે કે–जया से णाणावरणं सव्वं होइखयंगयं, तया लोगमलोगंच, जिणो जाणइ केवली ८ जया से दरिसणावरणं, सव्वहोइखयंगयं; तओ लोगमलोगंच जिणो पासइ केवली ॥९॥ અર્થ:—જ્યારે જ્ઞાનાવરણીય કર્મ સર્વથા ક્ષય થાય ત્યારે કેવલજ્ઞાન પ્રાપ્ત થાય અને લોકાલોકને જાણે તે જિન કેવલી હોય ૮. તેમજ જ્યારે દર્શનાવરણીય કર્મની સર્વથા નવે પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે કેવળ દર્શન થાય અને લોકાલોકના સ્વરૂપને દેખે તે જિન કેવલી કહીએ ૯ અહિંયા તો જ્ઞાનાવરણીયની અને દર્શનાવરણીયની સર્વ પ્રકૃતિયોનો ક્ષય થયે કેવલજ્ઞાન અને કેવલદર્શનની પ્રાપ્તિ કહી. તો જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીયનો ક્ષય થતાં તે કર્મનુ આવરણ ખસતાં ઇંદ્રિયોનું આવરણ તૂટવું જોઇએ, અને તે આવરણ તૂટે તો આંધળો દેખતો થવો જોઇએ, મુંગો બોલવો જોઇએ અને બ્હેરાંને સંભળાવું જોઇએ એમ હોય તોજ જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીય કર્મનો સર્વથા ક્ષય થયો કહેવાય. જો કે કેવલજ્ઞાન પ્રાપ્ત થયા પછી તો અનિંદ્રિય છે એટલે તેમને ઇંદ્રિયવડે જ્ઞાનની ( જાણવાની ) જરૂર નથી, પણ તે પહેલા ઇંદ્રિયોનું આવરણ ખસવું જોઇએ. સૂત્રના ન્યાય પ્રમાણે ઇંદ્રિયોના આવરણવાળાને ધર્મની પ્રાપ્તિ થતી નથી તો કેવળજ્ઞાન ક્યાથી પ્રાપ્ત થાય ? દશવૈકાલિક સૂત્રમા કહ્યું છે કે—सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं; સાંભળવાથી કલ્યાણ ને પાપ જાણી શકય છે. વળી ભગવતીજીમાં પણ કહ્યું છે કે–એક પણ આર્ય ધર્મ સાંભળવાથી સ્વર્ગનો કામી, મોક્ષનો કામી,

પુણ્યનો કામી, ધર્મનો કામી થાય છે, તેમજ આચારાંગજીમા પણ કહ્યું છે કે—आया सो विनाया विनाया सो आया એટલે આત્મા તેજ વિજ્ઞાન અને વિજ્ઞાન તેજ આત્મા એટલે વિજ્ઞાનનું આવરણ થાય ત્યારે આત્માને પણ આવરણ થાય. એટલે આત્માને સહચારી ઇંદ્રિયો અને ઇંદ્રિયોના વિજ્ઞાનનું આવરણ થાય તેજ આત્માનું આવરણ કહેવાય. એટલે આત્માના આવરણે ઇંદ્રિયોનું આવરણ અને ઇંદ્રિયોના આવરણે ધર્મનું આવરણ સૂત્રમા કહેલ છે. ૬ા વૈકાલિકમા કહ્યું છે કે—जाविंदिया न हायंति; तावधम्मं समायरे. જ્યાં સુધી ઈંદ્રયોની હાનિ થઇ નથી ત્યા સુધી ધર્મ સમાચરે-ધર્મ કરે. અહિ ઇંદ્રિયની હાનિએ ધર્મની હાનિ કહી, તેમજ વળી ઉત્તરાધ્યયનના ૧૦ મા અધ્યયનમા પણ કહ્યું છે કે-મનુષ્યપણું લાભવું દુર્લભ છતાં મનુષ્યપણું લાભે તો આર્યપણું લાભવું દુર્લભ, અને—लधूण वि आयरियत्तणं, आहिण पंचिंदियाहु दुल्लहा; विगलिंदियाहु दीसई समयं गोयम मा पमायए ११ આર્યપણું લાભે તો સંપૂર્ણ પાંચ ઇંદ્રિયો પામવી નિશ્ચે દુર્લભ, કારણ કે, વિકલેંદ્રિય કે'તાં આંધળા, મુંગા, બ્હેરા પ્રમુખ ઘણા દેખાય છે. તે માટે ઉપરની સામગ્રી સહિત પાંચે ઇંદ્રય અહીણું સંપૂર્ણ મળ્યે ધર્મને વિષે પ્રમાદ કરવો નહિ. તેમજ પાછળી ગાથાઓમાં પણ કહ્યું છે કે—એકેક ઇંદ્રિયની હાનિ પામવે પણ ઉત્તમ ધર્મ જે શ્રુત ધર્મ, સમકિત ધર્મ, ચારિત્ર ધર્મ પામવો દુર્લભ કહ્યો છે.

વળી ભગવતીજીમાં કહ્યું છે કે—सवणे नाणे विनाणे,ઇત્યાદિ નવ બોલની પ્રાપ્તિ કહી છે. એટલે સાંભળવાથી જ્ઞાન થાય છે, જ્ઞાનથી વિજ્ઞાન થાય છે. વિજ્ઞાનથી પચ્ચક્ખાણ થાય છે, ૩ પચ્ચક્ખાણથી સંયમ થાય છે. ૪ સંયમથી અણ આશ્રવ થાય છે ૫, અણ આશ્રવથી તપ થાય છે ૬, તપથી કર્મનો નાશ થાય છે ૭, કર્મની નિર્જરાથી આત્મા અક્રિય થાય છે ૮ અક્રિયથી જીવને સિદ્ધગતિ પ્રાપ્તિ થાય છે ૯, એટલા ગુણ સાંભળવાથી પ્રાપ્ત થાય છે, અને સાંભળવાના આવરણથી જ્ઞાનનું આવરણ થાય, અને જ્ઞાનના આવરણથી વિજ્ઞાનનું આવરણ થાય, અને વિજ્ઞાનના આવરણથી પચ્ચક્ખાણાદિ ૭. બોલની અપ્રાપ્તિ કહી. માટે સાંભળવા વિના જ્ઞાન નહિ અને જ્ઞાન વિના વિજ્ઞાન નહિ અને વિજ્ઞાન વિના જાવત્ કેવલ જ્ઞાન અને સિદ્ધ ગતિ પણ નહિ માટે ઈંદ્રિયો તથા તેના વિજ્ઞાનના આવરણથી કેવલ જ્ઞાનની પ્રાપ્તિ નથી, એમ નિશ્ચય થયું

ઈંદ્રિયોને આવરણ કરનારી પ્રકૃતિ કોઇ ઉદય ભાવમાં કે નામ કર્મમ ગણી, કેવલ જ્ઞાનને ક્ષાયક ભાવમા કહી, કેવલ જ્ઞાનને પ્રાદ કર-

વામા ઉદય ભાવ કે નામ કર્મ આડખીલકર્તા નથી એમ માનીએ તો મનુષ્યગતિ વિના બીજી ગતિમાં તથા પંચેંદ્રિયની જાતિ વિના બીજી જાતિમાં તથા ઉદારિક શરીર વિના બીજા શરીરમાં તથા વજ્રઋષભ નારાચસંઘયણ વિના બીજા સંઘયણમાં કેવલ જ્ઞાનની ઉત્પત્તિ માનવી પડશે, કારણ કે તે પણ ઉદય ભાવ અને નામ કર્મનીજ પ્રકૃતિયો છે. જો એમ ન બને તો ઇંદ્રિયોનું આવરણ હોય ત્યાં સુધી કેવલ જ્ઞાન પ્રાપ્ત થાયજ નહિ.

એટલે કેટલીક પ્રકૃતિયો કેવલ જ્ઞાનને અટકાયત કરનારી હોય, તેમ કેટલીક પ્રકૃતિયો મદદગાર પણ હોય છે, એટલે તેના આવરણે કેવલ જ્ઞાન પણ અટકે.

જેમ મોહનીય કર્મની પ્રકૃતિયો ઉદયમાં હોય તો કેવલ જ્ઞાન અટકે છે, તેમજ જ્ઞાનાવરણીયાદિક આઠે કર્મની પ્રકૃતિયોનો ઉદય તે પણ કેવળ જ્ઞાનને અટકાવી શકે છે. જો કે કેવલ જ્ઞાન પ્રાપ્ત થવું તે આત્માનો ગુણ છે પણ આત્માના ગુણને આવરણ કરનારી આઠે કર્મની પ્રકૃતિયો છે તે આવરણ દૂર થયા વિના કેવલ જ્ઞાન પ્રાપ્ત થાય નહિ એ નિઃસંશય છે. માટે કેવલ જ્ઞાનની પ્રાપ્તિને માટે ઠાણાંગજીના ઠાણે બીજે ઉદ્દેશે ૧ લે—છાપેલ પાને ૪૩ મે કહ્યું છે કે—दोहिंठाणेहिं आया केवली पन्नत्तंधम्मं लभेज्ज सवणयाए तंजहा सोच्चाचेव अभिसमच्चेचेव जाव केवलनाणं उपाडेज्जा.

ભાષા—બે સ્થાનકના જીવ કેવલી ભાષિત ધર્મ પામે. સાંભળવાથી પામે તે કહે છે. સિદ્ધાંત સાંભળવાથી, તે ભાવ સર્દ્દહવાથી ધારવાથી યાવત્ કેવલ જ્ઞાન પર્યંત અગીયારે બોલ પાછલા સર્વ પામે.

તે ૧૧ બોલ એ કે—કેવલી પરૂપ્યો ધર્મ સાંભળે ૧, સમકિત પામે ૨ મુંડ થાય (દીક્ષા લે) ૩ શુદ્ધ શીલ (બ્રહ્મચર્ય) ૪, શુદ્ધ સંયમ ૫, શુદ્ધ સંવર ૬, મતિ જ્ઞાન ૭, શ્રુત જ્ઞાન ૮. અવધિ જ્ઞાન ૯. મનઃપર્યવ જ્ઞાન ૧૦. કેવલ જ્ઞાન ૧૧. એ ૧૧ બોલ સાંભળવાથી પામે. પરંતુ જે સાંભળવાનું આવરણ હોય તો ઉપરોક્ત બોલનું પણ આવરણ હોય. માટે મુગાં બ્હેરાં આંધળાં ને કેવલ જ્ઞાન ઉત્પન્ન ન થાય એ વાત સૂત્રથી સિદ્ધ થાય છે. દાખલા તરીકે; જેમ સ્પર્શેંદ્રિયનું આવરણ જે જન્મ નપુંસક તેને સૂત્રમાં દીક્ષા દેવાની મના છે, તેને કેવલ જ્ઞાન થાય નહિ મોક્ષ નથી. કૃત નપુંસકને બેથી પ્રાપ્તિ છે. માટે જન્મથી જેમ ફરસ ઇંદ્રિયની હાનિથી કેવલ જ્ઞાન અટક્યું, તેમ મુગાં બ્હેરાં આંધળાંઓને પણ કેવલ જ્ઞાન થાય નહિ. જો જન્મ નપુંસકને કેવલજ્ઞાન થાય તો જન્મનાં

મુંગાં બ્હેરાં આંધળાંને થાય અર્થાત્ જન્મની ઇંદ્રિયોની હાનિએ શ્રુત ચારિત્રરૂપ ધર્મની હાનિ અને ચારિત્રની હાનિએ કેવલજ્ઞાનની હાનિ થઇ ચુકી.

પ્રશ્ન ૯૩—દર્શન મોહનીય અને દર્શનાવરણીયમાં શો તફાવત ?

ઉત્તર—દર્શન મોહનીય સમકિતનું આવરણ કરે છે. અને દર્શનાવરણીય ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવલનું આવરણ કરે છે. એટલે દર્શન મોહનીયનું સર્વથા આવરણ ખસે એટલે ક્ષાયક સમકિત થાય, પણ દર્શનાવરણીયનું આવરણ હોય ત્યાંસુધી ચારિત્રના ગુણ પ્રગટે નહિ. એટલે ચક્ષુ દર્શનાવરણીય અચક્ષુ દર્શનાવરણીયના ઉદયે પાંચે ઇદ્રિયનું આવરણ થયું તે જ્ઞાનાવરણીયના ઉદયે થયું. એટલે ઈદ્રિયોના આવરણમાં જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય બંન્ને સહચારી છે. એકના ઉદયે બન્નેનો ઉદય અને એકના ક્ષયોપશમે બન્નેનો ક્ષયોપશમ છે. ઇંદ્રિયોના સંબંધમાં છે. જ્યાસુધી જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીયનો ઉદય હોય ત્યાસુધી કેવલજ્ઞાનનું આવરણ પણ સમજવું. આનો પરમાર્થ એ છે કે—દર્શન મોહનીયનો ક્ષય થયે ક્ષાયક સમકિત પ્રગટે, અને ચારિત્રાવરણીયનો ક્ષય થયે યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય, એટલે બારમું ગુણસ્થાન ફરસે. અને દર્શનાવરણીયનો સર્વથા ક્ષય થાય એટલે કેવળ દર્શન પ્રગટે એટલે જ્ઞાન અને દર્શનને આવરણ થયેલી પ્રકૃતિયો ખસે એટલે કેવળજ્ઞાન અને કેવલ દર્શન પ્રગટે એટલે કેવલને અંતરાય કહો કે આડખીલ કહો કે આવરણ કહો તે દૂર થયે કેવળજ્ઞાન કેવળ દર્શન પ્રગટે. ઇત્યર્થઃ તત્ત્વ કેવલીગમ્ય.

પ્રશ્ન ૯૪.—કિલ્વિષીના નીકળ્યા મોક્ષે જાય કે નહિ ?

ઉત્તર—કિલ્વિષીના નીકળ્યા મોક્ષે જાય નહિ. કારણ કે તે જ્ઞાન, કે વલી ધર્માચાર્ય (ધર્મગુરૂ), સંઘ, અને સાધુ એટલાથી માયા કપટ કરી અવર્ણવાદનો બોલનાર હોય છે, તે કિલ્વિષીપણું પામે છે. તેના માટે ભગવતીજી તથા ઉવવાઇજીમા કહ્યું છે કે કેટલાક જીવ, નારકી તિર્યંચ મનુષ્ય દેવનાના ચત્તારિ પંચ ભવ ગ્રહણ કરી સિદ્ધ થાય અને કેટલાક તો ચાર ગતિમા અનતકાલ પરિભ્રમણ કરે પરભવના વિરાધક કહ્યા છે.

પ્રશ્ન ૯૫—કિલ્વિષીની આગતિમાં જુગલિયાના ૩૦ બોલ કહ્યા છે, એટલે જુગલીયાં મરીને દેવતામા ૧૨૮ બોલમાં જાય છે. ભવનપતિથી માંડી બીજા દેવલોક સુધી તેમાં કિલ્વિષીમાં જુગલિયાની ગતિ કહી છે અને કિલ્વિષીમાં જવાવાળા જ્ઞાન તથા જ્ઞાનીના, કેવલીના, ધર્માચાર્ય (ગુર્વાદિકના), ચતુર્વિધ સંઘના, અને સાધુના, માયા ભાવે અવર્ણવાદ બોલે તે કિલ્વિષીપણું

પામે છે. એમ ઉત્તરાધ્યયનના ૩૬મા અધ્યયનમાં કહ્યું છે. અને દશવૈકાલિકમા પણ કહ્યું છે કે તપનો ચોર, વ્રતનો તથા વચનો ચોર, રૂપનો-વેશનો ચોર, અને આચારનો ચોર હોય તે કિલ્વિષીપણે ઉત્પન્ન થાય છે. તો જુગલીયામાં તે માહેનો ભાવ હોતો નથી તે કિલ્વષી કેમ થાય?

ઉત્તર—કોઈ એમ કહે છે કે જઘાચારણાદિ સાધુને દેખી તેનાં મલીન વસ્ત્રાદિ દેખવાથી તેના અવર્ણવાદ બોલે તેથી કિલ્વિષીપણું પામે.

કોઇ એમ પણ કહે છે કે પૂર્વે ઉપરના બોલ માંહેલા બોલનું સેવન કરી કિલ્વિષીપણાના કર્મનું ઉપાર્જન કરીને જુગલીયાપણે ઉત્પન્ન થયેલ હોય અને છ મહિના આયુના બકાત વખતે આઉખાના બંધ વખતે લબ્ધિધર મુનિની અવહેલણા તથા દ્વેષ કરવાથી તે બંધ પડે છે, ને કિલ્વિષીમાં ઉપજે છે.

ઉપરના બન્ને અભિપ્રાયમાં બાધક આવે છે કે, જુગલિયામાં નિંદા આદિ સ્વભાવ છેજ નહિ, તો દ્વેષાદિ કયાથી ઉત્પન્ન થાય? માટે જુગલિયાના આગલે ભવે તે કર્મ ઉપરાજ્યું હોય અને બંધ વખતે ભદ્રિકાદિક પ્રકૃતિને લીધે જુગલિયાનો બંધ પડયો હોય તે મરીને જુગલિયામા ઉપજે. અને પૂર્વે કિલ્વિષી કર્મ ઉપરાજ્યું છે, તેનો અબાધા કાલ પૂરો થયે પ્રદેશ ઉદયમાં કિલ્વિષીપણાનું કર્મ વેદે છે અને તે કર્મના બલે જુગલિયામાં કિલ્વિષીનો બંધ પડે છે. તે ત્યાં ઉત્પન્ન થયે વિપાકોદયમા ભોગવશે. સાખ જ્ઞાતાજીના ૮મા અધ્યયનની મલ્લિનાથના જીવે પૂર્વે માયા કપટથી સ્ત્રી વેદનું કર્મ ઉપરાજ્યું અને સર્વાર્થસિદ્ધમાં ગયા. અબાધા કાળ પૂરો થયે પ્રદેશ ઉદયમાં તે સ્ત્રી વેદપણાનું કર્મ ભોગવતા તેજ કર્મના બળે સ્ત્રી વેદનું આઉખુ બાંધીને મલ્લિનાથપણે ઉત્પન્ન થયા તે વિપાકોદય ભોગવતા સ્ત્રીએ. તેમ જુગલીયાનું કિલ્વિષીમાં ઉત્પન્ન થવું સમજવું.

પ્રશ્ન [illegible]—પ્રથમ સમય કેવળી, અપ્રથમ સમય કેવળી, ચરમ સમય કેવળી, અને અચરમ સમય કેવળી કોને કહેવા?

ઉત્તર—કેવળ જ્ઞાન પ્રાપ્ત થયાને પહેલો સમય છે તે પ્રથમ સમયના કેવળી ૧, તે સમયથી માંડી ઉપરના તમામ સમયના કેવળી તે અપ્રથમ સમયના કેવળી ૨, ચરમ સમય કેવળીનો ભાંગો નથી૩, અચરમ સમય કેવળી તે તમામ કેવળી લેવા૪ ભગવતીજી શ. ૧૮મે ઉ. ૧ લે કેવળી. ચરમ અચરમ બે ભાંગા લાભવા કહ્યા. તે સજોગી અજોગી

આશ્રી કહ્યા છે. અને સિદ્ધમા એક અચરમનોજ ભાંગો કહ્યે, પણ સમુચ્ચે કેવલીમાં તો ઉપર પ્રમાણે લેવું.

પ્રશ્ન ૯૭--ચૌદમા ગુણસ્થાનકે સલેશીપણું લાભે કે કેમ ?

ઉત્તર—ચૌદમા ગુણસ્થાનકે સલેશીપણું લાભે એમ કોઇ કોઇ ગવેષે છે. તે ચૌદમા ગુણસ્થાનના પહેલા બે સમય સલેશીપણાના સંભવે છે. જ્યાં સુધી ઇરિયાવહી ક્રિયા હોય ત્યા સુધી સલેશીપણુ ગવેષાય, એટલે કેવલના પહેલે સમયે ઇરિયાવહીનો બધ, બીજે સમય વેદવાનો ને બંધનો, ત્રીજે સમય નિર્જરાનો વેદવાનો ને બધનો એમ ૧૩મા ગુણ-ઠાણાનો છેલ્લો સમય ઇરિયાવહીના બંધનો હોય અને ૧૪માનો પહેલો સમય વેદવાનો અને બીજે સમય નિર્જરાનો ત્યા સુધી સલેશીપણુ ગવેષાય, ઉપ-રાત અલેશીપણું.

પ્રશ્ન ૯૮–મુક્તિની ( મોક્ષની ) ઇચ્છા કરવી કે નહી ?

ઉત્તર–કેટલાક કહે છે કે મુક્તિની એટલે મોક્ષની ઇચ્છા કરવી નહિ, નિર્જરાની અને મોક્ષની કરણી નિરાશી ભાવની હોય છે. ઇચ્છા કરવી તે આશી ભાવમા જાય છે. ઉત્તરાધ્યયનના ૨૯મા અધ્યયનમા કહ્યું છે કે ઇચ્છાનો નિરોધ કરવો વગેરે શબ્દોથી મોક્ષની પણ ઇચ્છા કરવી નહિ કારણ કે ઇચ્છા ઉદય ભાવમાં છે, એટલે એ લોભની પ્રકૃતિ છે. ઇચ્છા કહો કે તૃષ્ણા કહો કે લોભ કહો. અને મોક્ષ ક્ષાયક ભાવમા છે. મોક્ષ તો સ્વભાવે થાય છે તેમાં ઇચ્છાની જરૂર નથી, પણ ઇચ્છાને તો ટાળવાની જરૂર છે. આમ કેટલાક બોલે છે, પણ તે વાત ન્યાયપૂર્વક જણાતી નથી. કારણ કે અમુક વસ્તુની ઇચ્છા, અમુક વસ્તુની અભિલાષા, અમુક વસ્તુની આકાક્ષા, અમુક વસ્તુની વાછા, અમુક વસ્તુનો કામી, અમુક વસ્તુનો અર્થી, અને અમુક વસ્તુના હેતે તથા અમુક વસ્તુનો ભાવ, એ બધા શબ્દ એકાર્થી છે. ગમે તા ઇચ્છા કહો કે ગમે તો અભિલાષા કહો કે જાવત્ ગમે તો ભાવ કહો સૂત્રમાં તો મોક્ષનો કામી, મોક્ષનો અર્થી મોક્ષનો ભાવ, મોક્ષના હેતુએ ઇત્યાદિક શબ્દો છે; તેથી કરીને મોક્ષનો અભાવ કહેવાય નહિ જોકે ઇચ્છા બે પ્રકારના ભાવમા પ્રવર્તે છે. તે એક સરાગ ભાવમા પ્રવર્તે છે તે પૌદ્ગલિક સુખની આશામાં પ્રવર્તે છે અને જે ઇચ્છા વીતરાગ ભાવમા પ્રવર્તે છે તે મોક્ષના અર્થમા પ્રવર્તે છે, તે ઇચ્છા નિરાશી ભાવની ગણવી. ભગવતીજીના પહેલા શતકના ૭મા ઉદ્દેશમા કહ્યું છે કે અર્થનો કામી, રાજનો કામી, ભોગનો કામી ગર્ભમાં

રહ્યો થકો જીવ મરે તો નરકમા જાય છે. અને પુણ્યનો કામી, ધર્મનો કામી, સ્વર્ગનો કામી, મોક્ષનો કામી ગર્ભમાં રહ્યો થકો જીવ મરે તો દેવલોકમાં જાય, તો અહિંયાં કામી શબ્દે ઇચ્છા કરે છે. તો જેવી ઇચ્છા તેવું ફલ પ્રાપ્ત થાય છે.

શ્રીમદ્ રાજચંદ્ર, દ્વિતીયાવૃત્તિ સા. ૧૯૭૦ માં છપાયેલ છે તેના પાને ૧૬૬ મે કહ્યું છે કે "વાંછા" "ઇચ્છા" ના અર્થ તરીકે "કામ" શબ્દ વપરાય છે, તેમજ પચેદ્રિયના વિષયના અર્થ તરીકે પણ વપરાય છે.

અહિંયાં કોઇ કહે કે ગર્ભમા રહેલા જીવે મોક્ષની ઇચ્છા કરી છતાં મોક્ષ કેમ ન મળ્યુ ? તેનો ઉત્તર–કેવળ મોક્ષની ઇચ્છાએ કરણી કરનારા સાત લવના આઉખાના અભાવે સર્વાર્થસિદ્ધમાં ગયા, તેમ ગર્ભમાં રહેલો જીવ જો કે મોક્ષનો અભિલાષી છે, પરંતુ તેનાં ઓજાર અધુરાં હોવાને લીધે દેવલોકમા જાય છે, પણ ઇચ્છા તો મોક્ષ જવાની હોય એવા જીવ ઘણુ હોય ખરા.

શ્રીમદ્ રાજચંદ્ર દ્વિતીયાવૃત્ત પાને ૧૩૬ મે કહ્યું છે કે–"જો મુક્તિને ઇચ્છે છે તો સંકલ્પ–વિકલ્પ–રાગદ્વેષને મૂક;"

પાને ૧૩૭ મે કહ્યું છે કે–પરમશાંતિપદને ઇચ્છીએ એજ આપણો સર્વ સમ્મત ધર્મ છે, અને એજ ઇચ્છામા ને ઇચ્છામા તે મળી જશે.

અહિયાં તો પરમશાતિ પદની ઇચ્છા કરવી કહી તે મોક્ષની ઇચ્છા કરી કહેવાય.

પાને ૧૬૮ મે તીર્થંકરે કર્યા પ્રમાણે કરવા ઇચ્છા છે;

પાને ૧૮૪ મે લીટી ૩ માં કહ્યું છે કે–દઢ મોક્ષેચ્છાએ વિચારમાં અપ્રમત્ત રહેવુ, તો માર્ગના પ્રાપ્તિ થઇ બધત્વ ટળે છે.

વળી ભગવતીજી વગેરે સૂત્રમા તીર્થંકરને નમોત્થુણંમા સિદ્ધગઇ નામ ધેયં ઠાણ સંપાવીઉ કામસ્સ કહેલ છે, એટલે સિદ્ધગતિના સ્થાનકને પ્રાપ્ત કરવાના કામી થકા ભગવંત મહાવીર દેવ વિચરે છે, એમ ગણધર દેવે કહ્યુ છે.

આટલા ન્યાયે મુક્તિની (મોક્ષની) ઇચ્છા કરવી સાબીત થાય છે.

પ્રશ્ન ૯૯.––અક્ષરનો અનતમો ભાગ ઉઘાડો કહ્યો છે તે શી રીતે છે ?

ઉત્તર--નંદીજી સૂત્રમાં (બાબુવાળા) છાપેલા પાને ૪૦૫ મે કહ્યું છે કે—

सव्व जीवाणं पियणं अक्खरस्स अणत भागो निच्चुग्घाडिओ जइ पुण सोवि आवरिज्ज तेणं जीवो अजीवत्त पाविज्जा सुठुविमेह समुदएहोए पभाचंद सूराणं.

એનો પરમાર્થ એમ છે કે સર્વ જીવોનો મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન-નો અનંતમો ભાગ નિત્ય સદૈવ કાલે જઘન્ય તો ઉઘાડો રહે. અને જે સર્વ જીવના પ્રદેશ છે તે સર્વ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય આદિ અનંતી વર્ગણા કરીને વીંટાણા છે, તો જે સ્વભાવપણુંજ ચૈતન્યપણું આવરી ન શકે તે ભણી જે જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મ છે તે થકી એક અક્ષર-નો અનંતમો ભાગ જીવ કર્મ થકી ઉઘાડો ઉપરાંત સર્વ જીવને કર્મોએ વીંટયો છે જો વળી તેટલો પણ તે જીવ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, પ્રમુખ આઠ કર્મે કરીને આવરે તો તે જીવપણાથી ફીટી અજીવપણું પામે, એટલે જીવ ફીટીને અજીવ થાય, તે કોની પેઠે તે દૃષ્ટાંત કહે છે. જે આકાશને અતિ ઘણા આભલાને મેહુના સમૂહે કરીને આચ્છાદિત હોય તો પણ ચન્દ્રમા સૂર્યનું તેજ રહે, ઉપર અને નીચે અંધકાર ન થાય, તેમ જીવ ફીટીને અજીવ ન થાય.

એટલે અક્ષર શબ્દે શ્રુતજ્ઞાનનો અનંતમો ભાગ સર્વ જીવને ઉઘાડો છે

પ્રશ્ન ૧૦૦—કેવલજ્ઞાનનો અનંતમો ભાગ શ્રુત જ્ઞાન કહેવાય કે નહિ ?

ઉત્તર—મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ, અને કેવલ એ પાંચે જ્ઞાન જૂદાજ છે ભગવતીજીમા લધીના અધિકારે કેવલજ્ઞાનના અલધીયામાં ચાર જ્ઞાનની ભજના કહી છે, અને કેવલ જ્ઞાનના લધીયામા એક કેવલ જ્ઞાનની નિયમા કહી છે માટે કેવલ જ્ઞાનનો એકજ ભેદ છે, માટે કેવલનો અનંતમો ભાગ શ્રુત જ્ઞાન ન કહેવાય

પ્રશ્ન ૧૦૧—અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડાના અધિકારમાં કહ્યું છે કે—સર્વ આકાશ પ્રદેશને અનંત ગુણા કરતા એક પર્યવ અક્ષર થાય તેનો અનંતમો ભાગ ઉઘાડો છે. તો સર્વ આકાશ પ્રદેશથી અનંત ગુણા પર્યવ તો કેવલના કહેવાય અને કેવલ આવ્યું જાય નહિ, માટે અક્ષર ( નક્ષરોતીતિ અક્ષર: ) ક્ષરે નહિ, માટે અક્ષર એવું કેવલ તેનો અનંતમો ભાગ સમકિતરૂપ પર્યવનો સર્વ જીવને ઉઘાડો છે. તેથી કેવલનો

અનંતમો ભાગ ઉઘાડો માની અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો કહેવાય કે કેમ ?

ઉત્તર—એમ કહેવામાં એક વાંધો ઉઠે છે કે—સર્વ જીવમાં અભવીનો પણ સમાવેશ થાય છે. અભવીને કેવલનો અનંતમો ભાગ ઉઘાડો કહેતાં સમ્યક્ત્વનો વાંધો આવે છે. કેવળનો અનંતમો ભાગ સમકિત કહીએ તો સમકિતના પર્યવ અભવીને છે નહિ. સમવાયાંગ સૂત્રમાં અભવીને દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિમાં સમકિત મોહનીય અને મિશ્ર મોહનીય વરજીને એક મિથ્યાત્વ મોહનીયજ હોય છે એમ કહ્યું છે. માટે સમકિત મોહનીય નહિ તો કેવલનો અનંતમો ભાગ ઉઘાડો કેમ કહેવાય ? અભવીને અજ્ઞાનરૂપ (મલીન) જ્ઞાન હોય, પણ નિર્મલ જ્ઞાન કે દર્શન હોયજ નહિ. માટે અક્ષરનો અનંતમો ભાગ સર્વ જીવને ઉઘાડો કહ્યો છે, તે કેવલજ્ઞાન આશ્રી નહિ, પણ શ્રુત જ્ઞાન આશ્રી કહ્યો છે, અને અભવીનું શ્રુત જ્ઞાન અણાઇએ અપજ્જવસીએ કહેલ છે, તે મતિ શ્રુત અજ્ઞાન આશ્રી કહેલ છે, અર્થાત્ અભવીને સમકિત હોય નહિ અને કેવલનો અનંતમો ભાગ સમકિત કહેવાય પણ નહિ.

પ્રશ્ન ૧૦૨—સંસારી જીવ અને સિદ્ધના જીવમાં શો તફાવત ?

ઉત્તર—સંસારી જીવ કર્મે કરીને લેપાયેલા છે અને સિદ્ધના જીવ કર્મથી મુક્ત થયા છે, એટલે સર્વ કર્મથી રહિત છે.

પ્રશ્ન ૧૦૩—સંસારી જીવના સર્વ આત્મ પ્રદેશ કર્મે કરીને આવર્યા છે કે કોઇ ભાગ ઉઘાડો છે ?

ઉત્તર—નંદીજી સૂત્રમા કહ્યું છે કે, ભવી અભવી સર્વ જીવને અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો છે. એટલે સર્વ આત્મ પ્રદેશે જ્ઞાનાવરણીઆદિક આઠે કર્મની વર્ગણા વીંટાએલી છે. તો પણ જીવનું જીવપણું જાણવાને માટે અક્ષર એવા આત્મ પ્રદેશ (અસંખ્ય આત્મપ્રદેશરૂપ જીવ) તેનો સર્વ પ્રદેશે અનતમો ભાગ સદા ઉઘાડો છે.

પ્રશ્ન ૧૦૪—કોઇ એમ કહે છે કે સસારી જીવના આઠ રૂચક પ્રદેશ ઉઘાડા છે, એટલે આઠ રૂચક પ્રદેશ સદા સર્વદા સ્થિર છે, તે આઠ પ્રદેશ નિરાવરણ છે તેથી તેને કર્મ લાગતાં નથી. કારણ કે જે ચલ પ્રદેશ હોય તેને કર્મ લાગે છે, પણ અચલ પ્રદેશને કર્મ લાગે નહિ, એમ ભગવતીજી સૂત્રે કહ્યુ છે, जे एयइ वेयइ चलइ फंदइ घटइ से बधइ. એવો પાઠ છે તે માટે જે ચલ હોય તે બંધાય અને આઠ પ્રદેશ તો અચલ છે, તેથી

તે આઠ પ્રદેશને બંધ નથી. તથા કાર્યાભ્યાસે પ્રદેશ ભેગા થાય તેથી પ્રદેશના ગુણ પણ ત્યાં તે કાર્ય કરવાને પ્રવર્તે છે. તથા જે દ્રવ્યનો જે ગુણ જે પ્રદેશે હોય તે ગુણ તે પ્રદેશ મુકી અન્ય ક્ષેત્રે જાય નહીં. તથા જીવના આઠ પ્રદેશ સર્વથા નિરાવરણ છે. બીજા પ્રદેશે અક્ષરનો અનંતમો ભાગ ચેતના સર્વદા ઉઘાડી છે. આચારાંગની ટીકા શીલંગાચાર્ય કૃતના લોકવિજયાધ્યયનને પ્રથમ ઉદ્દેશે કહેલ છે. એમ નયચક્રસાર બાલાવબોધમા એ પ્રમાણે કહ્યું છે, તેનું કેમ ?

ઉત્તર—આત્માના આઠ રૂચક પ્રદેશ નિરાવરણ છે, એવો મત ગ્રંથાકારનો છે, સુત્રમા તે વાત જોવામાં આવતી નથી, સુત્રમા તો સર્વ આત્મ પ્રદેશે આઠ કર્મનો બંધ કહ્યો છે. ભગવતીજી શતક ૮ મે–ઉદ્દેશે ૮મે બાબુવાળા છાપેલ પાને ૬૪૧ મે ઇરિયાવહી કર્મના બંધ આશ્રી કહ્યું છે કે णो देसेणं देसं बंधइ, णो देसेणं सव्वं बंधइ, णो सव्वेणं देसंबंधइ, सव्वेणं सव्वं बंधइ. પ્રથમના ૩ ભાંગાની ના કહી અને ચોથે ભાંગે સર્વ આત્માએ (સર્વ આત્મ પ્રદેશે) કરી સર્વ કર્મ બાંધે જીવના તથાવિધ સ્વભાવ થકી એ ઇરિયાવહી બંધ કહ્યો. એટલે ઇરિયાવહી કર્મનો બંધ તે શાતા વેદનીય કર્મનો બંધ ૧૧ મે, ૧૨ મે, ૧૩મે ગુણઠાણે હોય છે, પણ આત્માના સર્વ પ્રદેશે કહ્યો. તેમજ પાને ૬૪૩ મે સંપરાય કર્મના બંધ આશ્રી પણ ઇરિયાવહીની પેરે सव्वेणं सव्वंबंधइ એટલે જેમ ઇર્યાપથિક કર્મ બંધ કહ્યો તેમ અહિં પણ સર્વ આત્માએ (સર્વ આત્મ પ્રદેશે) કરી સર્વ સાંપરાયિક કર્મ બાંધે. અને ત્રણ ભાગે ન બાંધે એમ કહ્યું છે.

સંપરાય ક્રિયાના બંધમાં આઠે કર્મનો બંધ છે, એટલે પહેલા ગુણસ્થાનથી દશમા ગુણસ્થાન સુધી સંપરાય ક્રિયા કહી છે. તો ૧૦ મા ગુણસ્થાન સુધી જે જે કર્મનો બંધ કહ્યો છે, તે તે કર્મ આત્માના સર્વ પ્રદેશે અને કર્મના પણ સર્વ (પ્રદેશ કર્મ, ક્ષેત્ર, સ્થિતિ, અને અનુભાગ) પ્રદેશ જે ગ્રહણ કર્યાં હોય તેણે કરી બંધ થાય છે, તેમજ ભગવતી શતક ૮ મે–ઉદ્દેશે ૧૦ મે કહ્યું છે કે—સર્વ જીવના દરેક આત્મ પ્રદેશ દરેક કર્મની વર્ગણાએ અનંત વર્ગણાએ કરી આવેષ્ટિત પરિવેષ્ટિત દરેક કર્મ નોખા નોખા ભાગે સર્વ પ્રદેશ વીંટાએલા છે. એમ કહ્યુ છે, પણ આઠ રૂચક પ્રદેશ વર્જ્યો નથી.

જો આઠ રૂચક પ્રદેશ અબંધ હોય તો देसेणं सव्वं बंधइ એમ બીજો ભાગો દાખલ કરત. પણ ભગવંતે તો પ્રથમના ત્રણે ભાગા વરજીને

એક ચોથો ભાંગોજ ( સવ્વેણં સવ્વં બંધઇનોજ ) સાબેત રાખ્યો છે. એ ઉપરથી આઠ રૂચક પ્રદેશે કર્મનો બંધ સાબીત થાય છે.

તેમજ ઉત્તરાધ્યનના ૩૩ મા અધ્યયનની ૧૮ મી ગાથામા તો ખુલ્લુ કહ્યું છે કે:—

सव्वं जीवाण कम्मं तु, संगहे छद्दिसागयं,
सव्वेसु वि पएसेसु, सव्वं सव्वेण बद्धगं. १८

છાપેલ ઉત્તરાધ્યયન બાબુવાળા પાને ૯૭૫મેથી ટીકાકાર લખેછે કે– सव्व जीवाणं कम्मतु इत्यादि ટીકા कर्म ज्ञानावरणीयादिकं सर्व जीवाना एकोन्द्रियादीना + + सर्वैरप्यात्म प्रदेशैः सर्वज्ञानावरणादिसर्वेण प्रकृति स्थित्यादिना प्रकारेण बद्धकं अन्योन्यं सम्बन्धतया क्षीरोदकवत् आत्म प्रदेशैः श्लिष्टन्त देवबद्धकं कर्मसंग्रहे योग्यं भवति + + + अत्रदृष्टान्तो यथाग्नि स्वप्रदेश स्थान् प्रायोग्य पुद्गलान् आत्मसात् करोति एवजीवोपिस्वप्रदेशस्थान् कर्म पुद्गलान् आत्मसात् करोति.

અહિંયાં તો સર્વ જીવને જ્ઞાનાવરણાદિક કર્મદલ પુદ્ગલનો બંધ જીવના સર્વ આત્મ પ્રદેશે ક્ષીર નીરની પેરે અથવા લોહપિંડ અગ્નિની પેરે મળી જવાપણું કહ્યુ છે અર્થાત્ સર્વ આત્મ પ્રદેશે કર્મનો સર્વ બંધ કહ્યો છે.

મૂલ ગાથાના અર્થમાં પણ કહ્યું છે કે સર્વ જીવ છ દિશિના કર્મને ગ્રહે છે તે કર્મ જીવના સર્વ પ્રદેશને કર્મના સર્વ પ્રદેશનો બંધ થાય છે.

પ્રશ્ન ૧૦૫–આઠ રૂચક પ્રદેશ આ ( ઉપરની ) ગાથામાં ગવેખ્યા નથી એટલે જૂદા પડયા નથી, પણ આઠ સિવાયના સર્વ પ્રદેશ લેવા, એમ કોઈનુ માનવું છે તે કેમ ?

ઉત્તર–છદ્મસ્થનું કહેલું યથાતથ્ય કહેવાય નહિ, સૂત્રથી નિર્ણય થાય તે સત્ય કહેવાય. માટે એ વાત સૂત્રથી વિરૂદ્ધ છે, કારણ કે ભગવતીજીના બીજા શતકે ૧૦ મે ઉદ્દેશે બાબુવાળા છાપેલ પાને ૨૦૪ મે કહ્યું છે કે એક પ્રદેશ ઉણો હોય ત્યાં સુધી જીવ અથવા જીવનો સર્વ કહેવાય નહિ, પણ જીવનો દેશ કહેવાય. જુઓ ભગવતીજી શતક ૨ જે ઉદ્દેશે ૧૦ મે બાબુવાળા છાપેલ પાને ૨૦૪ મેથી ૨૦૫ મે કહ્યું છે કે:--

एगेभंते! धम्मत्थिकाय पदेसे धम्मत्थि काएत्ति वत्तव्वंसिया ! गोयमा णोइणट्ठे समट्ठे, एवं दोन्निवि तिन्निवि चत्तारि पच छ सत्त अट्ठ नव दस सखेज्जा असंखेज्जा भंते! धम्मत्थिकायप्पदेसाधम्मत्थिकाएत्तिवत्तव्वं सिया? गोयमा? णो इणट्ठे समट्ठे, एगपदेसूणे वियणधम्मात्थिकाएत्ति वत्तव्वं सिया? णो इणट्ठे समट्ठे. से केण ट्ठेणं भंते! एवं वुच्चइ, एगे धम्मात्थिकायपदेसेनोधम्मत्थिकायेत्ति वत्तव्वं सिया, जाव एग पदेसूणे वियणं धम्मात्थिकाए नोधम्मात्थि काएत्ति वत्तव्वं सिया। सेणूणं गोयमा खंडे चक्के सगले चक्के? (ખડ તે ચક્રના કટકા તે ચક્ર કે સગલા ચક્રને ચક્ર કહીએ ?) भगव! नो खंडे चक्के सगले चक्के ગૌતમ કહે હે ભગવંત, ચક્રના ખંડ-કટકા તે ચક્ર નહિ સર્વને ચક્ર કહીયે) एवं छत्तेधम्मे (ધમણુ ચામડાની) दंडे दूसे आउहे मोयए। से तेण ट्ठेणं गोयमा! एवं वुच्चइ एगेधम्मत्थि कायपदेसे णो धम्मात्थिकाएत्ति वत्तव्वं सिया जाव एग पदेसूणे नियणंधम्मात्थि काय नो धम्मात्थिकाएत्ति वत्तव्वं सिया। से किं खाइएण भंते! धम्मत्थि काएत्ति वत्तव्वं सिया? गोयमा! असंखेज्जा धम्मत्थिकाय पदेसा तेसव्वे कसिणापडिपुणा निरवसेसा एक्कगहणगहियाएसणं गोयमा! धम्मत्थिकाएत्ति वत्तव्वं सिया! एवं अहम्मत्थिकाएवि आगासत्थिकाय जीवत्थिकाय पोग्गलत्थि काएवि एवं चेव, नवरं, तिण्हंपि पएसा अणंता भाणियव्वा। सेसं तं चेव।

અહિંયા તો ખુલ્લું કહ્યું છે કે—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય. એ સર્વે એક પ્રદેશે ઉણા હોય ત્યા સુધી તે ધર્માસ્તિકાય જાવત્ પુદ્ગલાસ્તિકાય કહેવાય નહિ. માટે જીવનો એક પ્રદેશ ઉણો હોય ત્યા સુધી જીવ અથવા જીવનો સર્વ કહેવાય નહી.

તેમજ ભગવતીજીના શતક ૧૦ મે-ઉદ્દેશે ૧ લે જીવના ત્રણ ભાગા પાડ્યા છે તે એ રીને કે—સંપૂર્ણ અસખ્યાત પ્રદેશમય જીવ કહેવાય, અને એક પ્રદેશ ઓછો હોય ત્યા સુધી દેશ કહેવાય, અને એકજ પ્રદેશ તે જીવનો પ્રદેશ કહેવાય.

એજ અધિકારે કહ્યું છે કે—એક આકાશ પ્રદેશ ઉપર જીવના કેટલા ભાંગા લાભે? તેના ઉત્તરમા ભગવતે કહ્યું કે-(દશે દિશિમા જીવની પુછાના ઉત્તરમા) સર્વ દિશિમા-જીવ, જીવનો દેશ, જીવનો પ્રદેશ, અને વિદિશિમાં જીવ વરજીને જીવનો દેશ, પ્રદેશ વિદિશિમા એક પ્રદેશની શ્રેણી છે અને

જીવ અસંખ્યાત પ્રદેશ અવગાહન છે, માટે ન સમાય. તેમજ ઉર્ધ્વ દિશિ તથા અધોદિશિ બે પ્રદેશની છે માટે વિદિશિની પેરે જાણવું.

તેમજ ભગવતીજી શતક ૧૬ મે-ઉદ્દેશે ૮ મે-લોકના ચરમાંત આશ્રી જીવની પુછા કરી છે ત્યા પણ વિદિશિની ભલામણ આપી છે.

આ ઉપરથી સર્વ જીવના સર્વ પ્રદેશે કર્મના સર્વ બંધના પાઠ ઉપરથી આઠ રૂચક પ્રદેશ નિરાવરણ ( ઉઘાડા ) ઠરતા નથી, જો આઠ પ્રદેશે કર્મનો બંધ ન થતો હોત તો જીવનો દેશ ભાગ બંધમાં ગણત, પણ અહિયાં જીવનો સર્વ-સર્વ પ્રદેશે કર્મનો સર્વ બંધ કહ્યો છે, માટે સિદ્ધાંત કહે તે સત્ય કહેવાય.

પ્રશ્ન ૧૦૬—તો ભગવતીજીમાં કહ્યું છે કે—जेएग्इ, वेयइ, चलइ, फंदइ, घटइसेबंधइ. એવો પાઠ છે. તે ઉપરથી એમ ઠરે છે કે, જે ચલ હોય તે બંધાય અને આઠ રૂચક પ્રદેશ તો અચલ છે, તેથી તે આઠ પ્રદેશને બંધ નથી, માટે આઠ પ્રદેશ અબંધ ઠરે છે.

ઉત્તર—આખી ભગવતીજીમાં ઉપર લખેલા પાઠ પ્રમાણેનો પાઠ જોવામાં આવતો નથી. પણ સજોગીને બીજા ભાવ પ્રત્યે પ્રણમવા આશ્રી, ભગવતીજીના શતક ૩ જે-ઉદ્દેશે ૩ જે-છાપેલ (બાબુ તરફથી) પાને ૨૯૮ મે કહ્યું છે કે—

जीवेणंभंते! सयासमियं एयइ वेयइ चलइ फंदइ घट्टइ खुप्भइ उदीरइ तंतं भावं परिणमइ ? हंतामंडिय पुत्ता ? जीवेणं सयासमियं एयइजाव तंतंभावं परिणमइ એટલે સજોગી જીવના જોગનો સ્વભાવ એજન વેજન રહેલ છે તે ચલ છે ફુંદના ઘટના પામે છે, ખુભના પામે છે તેની ઉદીરણા પણ થાય છે અને જે ભાવમાં તેની પ્રવર્ત્તના થાય છે તે તે ભાવમા તે પરિણમે છે, એવો જોગનો સ્વભાવ છે, તે ૧૩ મા ગુણસ્થાન સુધી રહેલ છે-અને ૧૪ મું અજોગી ગુણસ્થાન છે ત્યાં એજન વેજનાદિ સ્વભાવ નથી. પરંતુ અહિયાં એજન વેજન ઇત્યાદિ જીવને ઉદ્દેશીને કહ્યું છે તે પ્રમત્ત અને સજોગી આશ્રી બેસવું ઉઠવું સંકોચ વિસ્તાર ઇત્યાદિ ભાવ પ્રત્યે પરિણમવા આશ્રી કહેલ છે. તે પણ આરંભી, સારંભી, સમારંભી આશ્રી કહેલ છે. એટલે એજન વેજન વાળાને આરંભ સારંભને સમારંભે વર્ત્તતાં ઘણાં પ્રાણી, ભૂત, જીવ, સત્વને દુઃખ, શોક જૂરાવણ તિપાવણ, પિટાવણ, પરિતાપપણાને વિષે વર્ત્તે, એમ એજન વેજનાદિના અધિકારમાં કહેલ છે. એ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે એ અધિકાર આઠ રૂચક પ્રદેશ વરજીને બાકીના આત્મ પ્રદેશે એજન

વેજનાદિ છે એવો અધિકાર સૂત્રમા જણાતો નથી, પણ જોગની પ્રવર્ત્તના આશ્રીને કહેલ છે.

પ્રશ્ન ૧૦૭—ગ્રંથવાળા આચારાગનો દાખલો આપે છે, તો તેમા શું કહ્યુ છે ?

ઉત્તર—તેમા એજ કહ્યું છે. સાંભળો આચારાગ સૂત્ર પહેલા શ્રુત સ્કધે-અધ્યયન બીજે-ઉદ્દેશે ૧ લે-શીલગાચાર્ય કૃત ટીકામા પાને ૧૦૩ મે લીટી ૨૨ મે થી લખ્યુ છે કે—

कार्मण योगो विग्रहगतौ केवलि समुद्‌घातेवा तृतीय चतुर्थ पचम समयेष्विति तदनेन पचदश विधेनापि योगेनात्माष्टौ प्रदेशान् विहायोत्तप्त भोजनोदक वदुद्वर्त्तनानैः सर्वेरेवात्म प्रदेशोवात्म प्रदेशावष्टब्धाकाशदेशस्थ कार्मण शरीर योग्यं कर्मदलिक बन्धातितत्प्रयोग कर्मेत्युच्यते उक्त च जावणं एस जीवे एयइ वेयइ चलइ फंदइत्यादि तावणं अट्ठविह बंध एवा छव्विह बंध एवा सत्तविह बंध एवा एगविह बध एवा छविह बध एवा एगविह बंध एवा नाण अबंधएवा.

આ પ્રમાણે ટીકામાં લખ્યું છે તે ૧૫ જોગને આશ્રીને લખ્યુ છે. તેમાં એમ જણાવે છે કે આઠ આત્મ પ્રદેશ વરજી બાકીના સર્વ આત્મ પ્રદેશ કાર્મણ શરીરના યોગે યેજન વેજનાદિ ચલ પ્રદેશે કર્મનો બંધ થાય છે. અને વિગ્રહગતિ તથા કેવલ સમુદ્‌ઘાત વખતે તથા પંદર જોગની પ્રવૃત્તિએ કાર્મણ શરીરના યોગે ચલ પ્રદેશે કર્મના દલનો બંધ થાય છે તે પ્રયોગ કર્મ કહીયે. ઇત્યાદિ અભિપ્રાય ટીકાકારનો જણાય છે અને તેને લઇને બીજા ગ્રથકારો પણ આઠ આત્મ પ્રદેશને અચલ અને અબંધ માને છે. પણ સૂત્રના અભિપ્રાય જોતાં તેમા તફાવત જોવામા આવે છે. પ્રથમ તો ટીકામા લખ્યા પ્રમાણે સૂત્રમાં એકદરે પાઠ જોવામાં આવતો નથી, એટલે તે પાઠ નોખા નોખા અધિકારમાંથી લઇને ટીકામા દાખલ કરેલ હોય એમ જણાય છે. તોપણ સૂત્રમાં કોઇ ઠેકાણે આઠ આત્મ પ્રદેશને અચલ કે અબધ અથવા નિરાવરણ કહ્યા નથી તેનો ખુલાસો પૂર્વે જણાવી ગયા છીએ અને વિશેષ નીચેના દાખલાથી સમજુતીમા આવશે.

ટીકાકાર, અર્થકાર કે ગ્રથકાર પોતપોતાના અભિપ્રાય પ્રમાણે લખે પણ સૂત્રના મૂલ પાઠ ઉપર વધારે આધાર રખાય છે. માટે સૂત્ર કહે તે સત્ય ગણાય.

ભગવતીજી શતક ૧૭મે ઉદ્દેશે ૩જે કહ્યું છે કે એજન વેજન પાચ પ્રકારે કહેલ છે. તે દ્રવ્ય એજના, ક્ષેત્ર એજના, કાલ એજના, ભવ એજના અને ભાવ એજના. તેના પણ એકેક બોલના ચાર ચાર ભેદ ચાર ગતિ આશ્રીને કહેલ છે. તે જે જે ગતિમાં જે જે ભાવે પ્રવર્તે તે જીવને દ્રવ્ય એજનાદિ કહેલ છે. તેમજ ચલના-એજનાનો પ્રગટ સ્વભાવ જણાવવાને ત્રણ પ્રકારે ચલના કહી. તે શરીર ચલના, ઇંદ્રિય ચલના, યોગચલના, શરીરના ઉદારિકાદિ પાંચ, ઇદ્રિયના શ્રોતેદ્રિયાદિ પાચ, અને યોગના મન, વચન, કાયા, તે જે જે ભાવે પ્રવર્તે તે તે ભાવની ચલના કહી છે. એટલે શરીર, ઇદ્રિય અને જોગની ચલના તો આત્મ પ્રદેશને લઇનેજ થાય છે. તેપણ આઠ રૂચક પ્રદેશના એજન વેજનના સ્વભાવથીજ તેને લગતા અસંખ્યાતા પ્રદેશની ચલના થાય એવો સદ્ભાવ છે. તે નીચેના દાખલાથી વિશેષ ખાત્રી થાય છે.

દાખલા તરીકે વૃક્ષનું થડ ચલવાથી તેના સર્વ શાખા પ્રતિશાખા ડાળાં પાંખડાં વગેરે ચલાયમાન થાય છે. બીજો દાખલો—જેમ દીપકના ચલવાથી તેનાં કિરણો પણ ચલાયમાન થાય છે. તેમજ ત્રીજો દાખલો સૂત્રથી જણાવીએ છીએ. સાભળો.

ભગવતી શતક ૨૫મે ઉદ્દેશે ૪થે કહ્યું છે કે જીવ કંપે છે કે નિશ્ચલ છે? (અહિયા જીવ શબ્દે સર્વ આત્મપ્રદેશ લેવા) તેના ઉત્તરમા ભગવંતે કહ્યું કે જીવ કંપે પણ છે ને નિશ્ચલ પણ છે તેમા પ્રથમ સિદ્ધના સંબધમાં પરંપર સિદ્ધ તે નિશ્ચલ છે. અને અનન્તર સિદ્ધ તે કંપે છે. તેપણ દેશથી નહિ પણ સર્વથી કંપે છે. એટલે સિદ્ધ ને સર્વાત્માને સિદ્ધને વિષે ગમન ચકી સર્વ થકીજ કંપપણો છે.

હવે સંસારી જીવના બે ભેદ કહ્યા છે: એક ચૌદમા ગુણુસ્થાનવાળા શૈલેશી અને બીજા અશૈલેશી પ્રતિપન્ન (૧૨ મા ગુણુસ્થાન સુધીના) તેમાં (૧૩ મા ગુણુસ્થાન સુધીના) તેમા ૧૪મા ગુણસ્થાનવાળા નિશ્ચળ છે, અને અશૈલેશી પ્રતિપન્ન યોગ રૂધ્યા નથી તે કંપે છે. તે દેશથી કપે છે અને સર્વથી પણ કંપે છે, એટલે ઇલિકા લટની પેરે ઉત્પત્તિ સ્થાનકે જાય તે દેશથી કપે અને દડાની પેરે આત્મા ઉત્પતિ સ્થાનકે જાય તે સર્વથી કંપે છે.

એમ નારકીથી માડી વૈમાનિક દેવ સુધો વિગ્રહ ગતિ સમાપન્ન તે સર્વ આત્માએ કપે અને અવિગ્રહ ગતિ સમાપન્ન તે દેશથી કપે.

પ્રશ્ન ૧૦૮—સિદ્ધની અને બીજા અવિગ્રહ ગતિએ ઉત્પન્ન થવા વાળા જીવની ઋજુ ગતિ એક સમયનીજ હોય છે, છતાં સિદ્ધના જીવને સર્વથા કંપે કહ્યું છે અને સંસારી જીવને અવિગ્રહ ગતિવાળાને દેશથી કંપે છે એમ કહ્યું તેનું શું કારણ?

ઉત્તર—તેનો પરમાર્થ એમ જણાય છે કે વિગ્રહ ગતિએ કે અવિગ્રહ ગતિએ ઉત્પન્ન થવા વાળા સર્વ આત્મ પ્રદેશે નીકળે છે, માટે સર્વથા કંપાયમાન થાય છે અને ભગવતીજીમા પચીશમા શતકના ૪થા ઉદ્દેશે નારકી આદિ જીવોને અવિગ્રહગતિવાળાને દેશથી કંપવાનું કહ્યું છે, તે ઋજુ ગતિ આશ્રી કહેલ નથી, પણ દેહસ્થ થકા જે મારણાંતિક સમુદ્ઘાતે કરી ઇલિકા ગતિએ ઉત્પત્તિ ક્ષેત્ર સ્પર્શે તે માટે દેશથી કંપવું કહ્યું છે. એમ ટીકામા તથા ભાષ્યમાં પણ કહેલ છે.

આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે જીવને એજન વેજનાદિ કંપવા પણું થાય છે તે મારણાંતિક તથા કેવલ સમુદ્ઘાતાદિકમા આઠ રૂચક પ્રદેશ વરજીને બાકીના આત્મ પ્રદેશ એજન વેજન થાય છે ચલે છે, કંપે છે અને ગતિ આશ્રી તો સર્વ જીવ, વાટે વહેતા સર્વથી કંપે છે એટલે આઠ રૂચક પ્રદેશ સહિત નીકલવાપણું થાય છે માટે. અને બંધ આશ્રી તો જ્યારે જેજે જીવ જે ગતિમાથી નીકળે છે તેનો છેલ્લો સમય, અને જ્યાં ઉત્પન્ન થવું છે ત્યાનો પહેલો સમય ભગવતીજીના પેલા શતકે ૭મે ઉદ્દેશે सव्वेणं सव्व उववज्जइ, सव्वेण सव्वं उवट्टइ, એવો પાઠ છે અને આહાર આશ્રી બન્ને બોલમા सव्वेणं वा देसंआहारेइ, सव्वेणं वा सव्व आहारेइ એ બધા બોલે આત્માનો સર્વ એટલે સર્વ આત્મ પ્રદેશે ચવણ, ઉત્પન્ન અને આહાર કહેલ છે. તો વિચારો કે આઠ રૂચક પ્રદેશે કર્મ ન લાગતા હોય અને સર્વથા નિરાવરણ હોય તો સર્વ આત્મ પ્રદેશે આહાર કેવી રીતે કરે? જીવને માટે (આત્મ પ્રદેશને માટે) देसेणं શબ્દ સૂત્રકારે શા માટે ન મૂકયો? જો આત્માના સર્વ પ્રદેશે કર્મનો બંધ છે તોજ સર્વ પ્રદેશે આહાર કરેછે.

ભગવતીજીના ૮મા શતકે, તથા ઉત્તરાધ્યયનના ૩૩ ના અધ્યયને સર્વ આત્મ પ્રદેશે સર્વ કર્મનો બંધ થાય છે, એમ ખુલ્લું કહ્યુ છે તેનો હેતુ એ છે કે સર્વ આત્મ પ્રદેશે અનાદિ બંધવાળું કાર્મણ શરીરનો બંધ રહેલ છે, એટલે સર્વ આત્મ પ્રદેશે કાર્મણ શરીરના જોગે કરીને સમયે સમયે (શાતા) વેદનીયથી માંડીને સાત આઠ કર્મનો (ક્રિયાવહીનો) બંધ થાય છે. માટે તૈજસ કાર્મણ શરીરનો અભવીને માટે अणादिए अपज्जवसिए

# અથ શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા



## ભાગ ૨ જો.



પ્રશ્ન ૧—આપ્ત પુરૂષ કોણ હોઇ શકે અને તેમના ગુણ કેવા હોય?

ઉત્તર—શ્વેતામ્બર મતના સ્યાદ્વાદમંજરી નામના ગ્રંથમાં આપ્ત પુરૂષની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે.

" आप्तिर्हि रागद्वेषमोहानामैकान्तिक आत्यन्तिकश्च क्षयः । सा येषामस्ति ते खल्वाप्ताः "

અર્થ:—राग, द्वेष और मोह इनका जो एकान्तिक (सर्वथा) तथा आत्यन्तिक अर्थात् फिर उत्पन्न न हो, ऐसे रूपसे नाश है, उसको आप्ति कहते हैं. वह आप्ति जिनके होवे वे आप्त है।

આપ્ત એટલે યથાર્થ વક્તા એવો પણ અર્થ ઉકત ગ્રંથમાં કરવામાં આવ્યો છે.

તથા વળી, દિગમ્બર મતના "ભગવતી આરાધનામા" પાને ૬૦૧–૬૦૨ માં આપ્ત પુરૂષની ઓળખાણ નીચે પ્રમાણે કહી છે.

આપ્તકા સ્વરૂપ ઐસા હૈ. જો ક્ષુધા, તૃષા, જન્મ, જરા, મરણ, રાગ, દ્વેષ, શોક, ભય, વિસ્મય, મદ, મોહ, નિદ્રા, રોગ, અરતિ, ચિંતા, સ્વેદ, ખેદ, યે અઠારહ દોષ રહિત હોય, અર સમસ્ત પદાર્થનિકે ભૂત ભવિષ્યત્ વર્તમાન ત્રિકાલવર્ત્તી સમસ્ત ગુણ પર્યાયનિકું ક્રમરહિત એકૈક કાલ પ્રત્યક્ષ જાનનાં ઐસા સર્વજ્ઞ હોય; બહુરિ પરમ હિત રુપ ઉપદેશકા કર્તા હોય સો આપ્ત અંગીકાર કરના ॥ જાતેં જો રાગી દ્વેષી હોય સો સત્યાર્થ વસ્તુકા રુપ નહીં કહે. અર, જો આપહી કામ, ક્રોધ, મોહ, ક્ષુધા તૃષાદિક દોષ સહિત હોય, સો અન્યકું નિર્દોષ કૈસેં કરે? અર, જાકે ઇન્દ્રિયનિકે આધીન જ્ઞાન હોય અર ક્રમવર્તી હોય સો સમસ્ત પદાર્થનિકૂં અનંતાનંત પર્યાયનિ સહિત કૈસેં જાને? અર દૂરવર્તી સ્વર્ગ નરક મેરૂ કુલાચલાદિનિકૂં અર હૈ ભયે જે ભરતાદિક તથા રામ રાવણાદિક અર સૂક્ષ્મ પરમાણુ આદિક સર્વજ્ઞ વિના કૌન જાને? બહુરિ પરમ હિતોપદેશક વિના જગતકે જીવનિકે ઉપકાર કૈસેં હોય? તાતેં વીતરાગ સર્વજ્ઞ પરમહિતોપદે-

શક વિના આપ્તપણા નહી સંભવે હૈ. જિનકૈ શસ્ત્રાદિક ગ્રહણ કરના તો અસમર્થતા અર ભયભીતપણા પ્રગટ દિખાવે હૈ, અર સ્ત્રીનિકા સંગ વા આભરણાદિક પ્રગટ કામીપણા રાગીપણા દિખાવે હૈ, તિનકૈ આપ્તપણા કદાચિત્ નહિ સંભવે હૈ તાતૈ પરીક્ષા કરિ જાકૈ સર્વજ્ઞતા અર વીતરાગતા અર હિતોપદેશકતા યે તીન ગુણ હોઇ, સો આપ્ત હૈ જાકૈ વીતરાગતાહી હોઇ અર સર્વજ્ઞ પણા નહી હોય તો વીતરાગતા તો ઘટપટાદિક અચેતન દ્રવ્યનિકૈહૂ ક્ષુધા તૃષા રાગ દ્વેષાદિક કે અભાવ તૈ પાઇયે હૈ, તિનકે આપ્ત પણા પ્રાપ્ત હોયવા સર્વજ્ઞત્વ વિશેષણ આપ્તકા નહી હોય તો ઇંદ્રિયનિકે આધીન કિંચિત્ કિંચિત્ મૂર્તિક સ્થૂલ નિકટવર્તી વર્તમાન વસ્તૂકે જાનનેવાલેકે વચનકી પ્રમાણતા હોઇ, સો અલ્પજ્ઞકે કહે વચન પ્રમાણ નહી. તાતૈ અલ્પજ્ઞાનીકે આપ્ત પણા નહીં સંભવે હૈ, તાતૈ વીતરાગ "સર્વજ્ઞ" ઐસા કહ્યા, અર વીતરાગતા અર-સર્વજ્ઞપણા દોય વિશેષણ હી આપ્તકે કહિયે તો વીતરાગ સર્વજ્ઞપણા તો મોક્ષ સ્થાનમે સિદ્ધનિકૈહૂ પાઇયે હૈ, યાતૈ પરમ હિતોપદેશકપણા વિના આપ્તપણા નહિ બને હૈ તાતૈ સર્વજ્ઞતા વીતરાગતા પરમ હિતોપદેશકતા અરહંત હી કે સંભવેહૈ ॥ आप्तस्तु यथार्थ वक्ता ॥

અહિંયા તો સર્વજ્ઞ વીતરાગ પરમ હિતોપદેશક અરિહંત ભગવંતનેજ આપ્ત પુરૂષ કહેલ છે.

પ્રશ્ન ૨.—યુગપ્રધાન પુરૂષ, કેવા ગુણવાળા હોય ? ત્યાગી હોય કે ભોગી પણ હોય ?

ઉત્તર—નંદીજીની થેરાવલિ–સ્થવિરાવલિમાં યુગપ્રધાન પુરૂષ જે કહ્યા છે તે ત્યાગીને કહ્યા છે અને તેમના ગુણો પણ તે ઠેકાણે જણાવ્યા છે. વળી આવા હોય તેને યુગપ્રધાન કહીએ.–

"येषा वस्त्रे न पतन्ति यूका, न देश भङ्गः किलयेषुसत्सु; सकलार्थ वेत्ता-जिन मार्ग दिष्टा, युगप्रधानं मुनयो वदन्ति. ॥१॥

પ્રશ્ન ૩.—કેટલાક કહે છે કે જાણ્યા વિના ક્રિયા કરવી તે નિરર્થક છે. એમ કહી વ્યવહારિક ક્રિયા કરનારને બંધ પાડવામા આવે છે તેનું કેમ ?

ઉત્તર—વ્યવહારિક ક્રિયા કરતાં અટકાવવાનું કોઇ સૂત્રમાં ચાલ્યું નથી. પણ જાણીને એટલે જ્ઞાન સહિત ક્રિયા કરવી તે ફલદાયક છે. અને ભગવતે પણ દશવૈકાલિક સૂત્રમા એજ કહ્યું છે કે, पढमं नाणं तओ दया એટલે પહેલું જ્ઞાન અને પછી દયા. એટલે જેની દયા પાળવી છે તેનું જ્ઞાન તો પ્રથમ થવું જોઇએ. એટલા માટે ભગવતીજીમા કહ્યુ છે કે-જીવ, અજીવ,

કહ્યા છે, તે માંહેલો ભોગ ભોગવવાથી નિર્જરા થાય તે કેટલામો બોલ છે ? કહો.

પ્રશ્ન ૬—ઉપલા ગુણઠાણુવાળા ( ૧૧-૧૨--૧૩મા વાળા ) શાતા વેદનીય કર્મના બંધવાળા જ્ઞાનીઓ આહારાદિ ભોગવતા પણ નિર્જરા કરે છે, માટે “ જ્ઞાનીનો ભોગ નિર્જરાનો હેતુ ” કેમ ન કહેવાય ?

ઉત્તર—એ કોણે ના પાડી? તે વાત તો સૂત્રમાં ખુલ્લી છે કે ૧૧મા, ૧૨મા, ૧૩મા ગુણસ્થાનવાળા ઇરિયાવહી ક્રિયાનો બંધ કરે છે, તે પહેલે સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે. એ પ્રમાણે સમયે સમયે શાતા વેદનીય કર્મનો બંધ કરે છે, અને સમયે સમયે નિર્જરે પણ છે. આટલા માટે “ જ્ઞાનીનો ભોગ સો તો નિર્જરા કો હેતુ ” કહ્યો છે. તે ઉપશમ કષાયી કે ક્ષીણ કષાયી જ્ઞાનીને માટે કહેલ છે. નહિ કે અત્યારના કહેવાતા શુષ્ક જ્ઞાનીઓને માટે એ બોલ હોય. વર્તમાન સમય સામી નજર કરતા, જ્ઞાનને નામે અંતરમાં રહેલી પ્રકૃતિના વિકારો પોષાતા જોવાય છે. સામાયિકાદિ વ્રત પચ્ચક્ખાણ કે ત્યાગ વૈરાગ્યાદિની કશી જરૂર નથી. ગાઓ, વજાઓ અને માલ પાણી ઉડાઓ. આમ કહી જિનેશ્વરના માર્ગમા ન ઇચ્છવા યોગ્ય પોપલીલાઓ ઘુસાડે છે. શ્રીકૃષ્ણ, શ્રેણિક રાજા, અને જનક વિદેહીના નામો આપી, તેના દાખલા આપી યથેચ્છ વિહાર સેવે છે, એટલે પોતાની ઇચ્છા મુજબ વર્તે છે. કાર્યાકાર્ય કે ભોગાભોગનો વિચાર નહિ કરતાં છતાં પોતાનો ભોગ નિર્જરાનો હેતુ પોતે માને તેથી શું વળ્યુ ? એતો દુનિયાને ઠગવાનો જૈનના નામે નવો માર્ગ પંથ તેમા વળી નિર્જરા કે ધર્મ હોયજ ક્યાથી ?

પ્રશ્ન ૭--કેટલાક લોકો કહે છે કે અમને ધ્યાનમાં જે આત્મ દર્શન થાય છે તેજ સમકિત એટલે દર્શન, આત્મસ્વરૂપ તદ્રૂપે જાણ્યુ તે જ્ઞાન અને ધ્યાનમા જે આત્મ સ્વરૂપ જોવામાં આવે છે તેટલે અંશ દર્શન કર્યું ગણાય તેનું કેમ ?

ઉત્તર--તમે આત્મદર્શન કહો છો તે રૂપી છે કે અરૂપી ? જો અરૂપી કહો તો છદ્મસ્થ અરૂપી દેખે નહી, એક કેવલજ્ઞાની સિવાય અરૂપી પદાર્થ દેખે નહીં. અને રૂપી કહો તો આત્મા અરૂપી છે માટે આત્માનું દર્શન કહેવું નહિ.

કેટલાક ચિત્તથી પૌદ્‌ગલિક વસ્તુઓનો પ્રકાશ અનેક પ્રકારનો જોવામાં આવે તેથી સમ્યગ્દર્શન એટલે સમકિત ઠરે નહિ. એવા પૌદ્‌ગલિક વસ્તુના ચમત્કાર તો જૈન મત વિના બીજા લોકો પણ ભાળે છે, પણ તે લોકોને

પૂછીએ કે સમકિત શું ને તે કઈ વસ્તુ છે ને તેનું લક્ષણ શું? તેની કાંઇ પણ ખબર હોતી નથી. ભગવંતે પણ સિદ્ધાંતમાં સમકિતદૃષ્ટી અને મિથ્યા દૃષ્ટી યા સમ્યગ્દર્શન ને મિથ્યાદર્શન બન્ને નોખાં કહ્યાં છે. તમારા મત પ્રમાણે તો તેઓને પણ ધ્યાનારૂઢથી આત્મદર્શન થયું તો તે પણ સમકિતી અને આત્મજ્ઞાની ઠર્યા. તો પછી મિથ્યાદૃષ્ટી યા મિથ્યાદર્શન કોને કહેશો?

દૃષ્ટીથી દેખવું એવો અર્થ કરશો તો મિથ્યાદૃષ્ટી, મિથ્યાદર્શનનો અર્થ જુદોજ કરવો પડશે માટે આ ઠેકાણે દર્શનનો દેખવુંજ એવો અર્થ થતો નથી. પરંતુ અહિં જૈન શાસ્ત્રાનુસારે સમ્યગ્દૃષ્ટી યા સમ્યગ્દર્શન યા સમ્યકત્વ–સમકિત એ સર્વેનો એકજ અર્થ છે, તેમજ મિથ્યાદૃષ્ટિ, મિથ્યાદર્શન અને મિથ્યાત્વ તેનો પણ એકજ અર્થ છે એટલે સમકિત દૃષ્ટી અને મિથ્યા દૃષ્ટી બન્ને પરસ્પર વિરૂદ્ધ છે. સમકિતને માટે ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનમા કહ્યુ છે કે–જીવાદિક નવ પદાર્થને જાણે તે જ્ઞાન, અને તે નવે પદાર્થ શુદ્ધ ભાવે સર્દહે તે સમકિત. એમ ગાથા ૧૫-મીમાં કહ્યુ છે, તેમજ ગાથા ૩૫ મીમા કહ્યું છે કે—

नाणेण जाणई भावे, दंसणेण य सद्दहे;

જ્ઞાને કરીને તત્ત્વાદિ પદાર્થના ભાવને જાણે, અને દર્શને કરી સર્દહે. એટલે જ્ઞાને કરીને જાણવું અને દર્શને કરી સર્દહવું. એટલે સમકિતનો અને દર્શનનો અર્થ એક સર્દહવાનોજ થાય છે તેમજ વિપરીત સર્દહતાં મિથ્યાદર્શન જાણવું.

પ્રશ્ન ૮—કોઇ કહે કે સમકિત વિના (જાણ્યા વિના) કરણી કરવી નહિ એટલે સામાયિક, પોષા, પડિકકમણા વ્રત પચ્ચક્ખાણ પ્રમુખ જાણીને સમકિત સહિતજ કરવું. આનંદઘનજી કહી ગયા છે કે "પહેલુ જાણ પછી કર ક્રિયા, તે અનુભવ સુખના દરીયા"

ઉત્તર—વાત તો ઘણી સારી છે સમકિત સહિત કરણી થાય તે તો શ્રેષ્ટ છે પણ ઘટે સમકિત છે કે નથી તે તો કાઇ જાણતો નથી, પણ જૈન માર્ગાનુસારે કરણી કરે તેમા શું બાધક?

ત્યારે કોઈ કહે કે, સમકિત સહિત કરણી કરતા મોક્ષ ફલ છે અને સમકિત વિના કરણી કરતા બંધનો હેતુ છે ત્યારે તેને કહેવું કે તે ઠીક પણ એવી વાતો કરનારા એમ માને કે આપણને સમકિત નથી માટે કંઇ કરણી કરવી નહી. અથવા કોઈના બોધથી કે કોઇના કહેવાથી જૈન માર્ગાનુસાર સામાયિકાદિક શુભ કરણી બંધ પાડી તથા સાધુપણું કે

શ્રાવકપણાનાં વ્રતો મુકી ઉલટો આરંભ સમારંભાદિક અશુભ ક્રિયામાં પ્રવર્તે ત્યારે તેને શું ગુણ થાય? તે જરા દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરી ઉત્તર આપશો?

વળી તીર્થંકર મહારાજે પણ કોઇ સૂત્રમાં એવો ઉપદેશ કર્યો નથી કે સમકિત વિના (જાણ્યા વિના)ની કરણી કરવી નહીં તેમજ જૈન માર્ગાનુસાર સમકિત રહિત કરણીનો કોઇ ઠેકાણે નિષેધ કર્યો જણાતો નથી. નિષેધ તો ઠારોઠાર આરંભ સમારંભનોજ કર્યો છે. આરંભનો ત્યાગ કરતાં સમકિત હોય યા ન હોય તો પણ તે પ્રાણીને ભગવંતે માર્ગાનુસારી જાણી તેવા પ્રાણીને અંગીકાર કર્યા છે. જુઓ ભગવતીજી સૂત્ર શતક ૧૫ મે ભગવંતે ગોશાલાને અંગીકાર કર્યો. અને સમકિત તો મરણને અંતે પ્રાપ્ત થયું છે. વળી જમાલી પ્રમુખ તેના કેટલાક શિષ્યોને મિથ્યા ભાવ પડિવર્જવું જાણતા છતાં છકાયના આરંભથી બાહીર નીકળતા જાણીને ભગવંતે અંગીકાર કર્યા છે.

માટે અહો ભવ્ય જીવો! સમકિત સહિત કરણી કરતાં જ્ઞાન, દર્શન, ચારિત્ર એ ત્રણે બોલની ઉત્કૃષ્ટે ભાગે આરાધના કરતાં તદ્ભવે મોક્ષનું ફળ કહેલ છે. અને જઘન્ય મધ્યમ ભાંગે તો દેવલોકની ગતિ કહી છે. શાખ, ભગવતી શતક ૮ મે ઉદ્દેશે ૧૦ મે. વળી સમકિત સહિત શ્રાવકની કરણી આરાધવે પણ દેવલોકની ગતિ કહી, તેમજ એક સમકિતની ઉત્કૃષ્ટી આરાધનાથી પણ દેવલોકની ગતિ જણાવી. તેમાં પણ પ્રથમ જો નરકાયુ બાંધ્યું હોય તો સમકિત પ્રાપ્ત થયા પછી પણ નરક ગતિ પ્રાપ્ત થાય. સાખ, શ્રી કૃષ્ણ શ્રેણિક મહારાજની. તેમજ સમકિત રહિત સામાયિકાદિક તથા ચારિત્ર તપાદિકથી પણ દેવલોકની ગતિ નવગ્રૈવેયક સુધી કહી છે. સાખ ભગવતીજીની. તો વિચારો કે સમકિત સહિત અને સમકિત રહિત કરણીના કરવાવાળાને બન્નેને ગતિ સરખીજ કહી. બન્નેની કરણીનું ફળ તો દેવલોકજ હોય છે.

પ્રશ્ન ૯—ત્યારે કોઇ કહે કે સમકિત સહિત કરણીથી મોક્ષ ફલજ છે. કદાપિ દેવલોકોત્પત્તિ થાય તોય પણ થોડા ભવમાં મોક્ષ પ્રાપ્ત થાય. અને સમકિત રહિત કરણીથી તો ફક્ત સંસાર ફલજ છે, કદાપિ કરણીના બળે દેવલોકમાં ઉત્પત્તિ થાય તોપણ સંસાર ઘટયો નહિ. જીવ નિકટભવી થયો નહિ. માટે સમકિત સહિત કરણી કરવી.

ઉત્તર—આ વાત ઠીક છે, પણ સમકિતની ગેરહાજરીએ જૈન માર્ગાનુસારે કરણી કરવી તે શ્રેષ્ટ કે ઠામુકી કરણી નજ કરવી તે શ્રેષ્ટ? જેમ સમ-

ક્તિ વિના ભવ ઘટે નહિ તેમજ શુભ કરણી વિના ગતિ પણ સુધરે નહિ. હવે જ્યારે સમકિત અને કરણી બેયની અપ્રાપ્તિએ નરક તિર્યંચાદિક અશુભ ગતિને પ્રાપ્ત થવું અને તેના અશુભ ફળ ભોગવવાં, તેમ કરવા કરતાં, એકાંત શુભ કરણીથી શુભ ફળની પ્રાપ્તિ થાય અને શુભ ફળ ભોગવવાં તેમા શું નુકશાની છે? તે જરા વિચાર કરવો જોઈએ. દાખલા તરીકે બે રૂપિયાના પગારથી સરકાર દરબારમાં દાખલ થયેલ હોય તો તેને ઉંચે હોદ્દે ચડવાનો સમય કોઇ વખત આવે ખરો. જેમ તામલી તાપસ તથા પુરણ તાપસ વગેરે અકામ નિર્જરાની કરણી કરતા થકા દેવગતિ પામ્યા, તો ત્યાં તીર્થંકરાદિકના જોગે દેવતાના ભવમાં સમકિત પામીને મનુષ્ય થઇને મોક્ષ જશે. તો પછી જૈન માર્ગને અનુસરી કરણી કરવાવાળાને તો નુકશાની હોયજ શાની?

જેમ સમકિત સહિત કરણી કરવાથી મોક્ષ ફળ ઢુંકડું છે તેમજ સમકિત રહિત પણ જૈન માર્ગાનુસારે કરણી કરતાં મોક્ષ ફળ ઢુંકડુંજ છે. સાખ ભગવતીજી શતક ૩૩ મે ઉદ્દેશે ૯ મે વરૂણ નાગ નતુયાનો બાળ મિત્ર (અજ્ઞાન મિત્ર) વરૂણની પેઠે જૈન માર્ગની કરણી કરવાથી, સંથારો કરવાથી ઉત્તમ કુળમાં મનુષ્યપણે ઉત્પન્ન થયો, ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઇ મોક્ષ જશે. વરૂણની સમકિત સહિત કરણીએ તે ૪ પલ્યોપમની સ્થિતિએ દેવતા થયો અને ત્યાંથી ચવી મહાવિદેહમાથી મોક્ષ જશે. અને તેનો મિત્ર તે પહેલાં મોક્ષ જશે. એ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે જૈન માર્ગાનુસાર કરણી પણ મહા ફળદાયક છે.

પ્રશ્ન ૧૦—કેટલાક કહે છે કે સામાયિકમાં મન સ્થિર રહેતું નથી, માટે સામાયિક કરવાથી ઉલટું કર્મ બંધાય છે. જ્યાં ત્યાં મન ફરતું ફરે અને સામાયિક કરવું તે શા કામનું?

ઉત્તર—મન સ્થિર રહે અને સામાયિક કરવું તે તો મહા લાભદાયક છે. પણ મન તો ચપલ છે, તે કદાપિ કાબુમાં ન રહે તેથી સામાયિક ન કરવું તે તો ઠામુકી મુડી ગુમાવવા જેવું છે. બે ઘડી સુધી વચન અને કાયાને કબજામાં રાખવાનો લાભ ઠામુકો નાશ થાય એવું કામ કોણ કરે? જો કે મનની ચપલતાને લઇને મન આડું અવળું દોડયાં કરે તેથી તેની સામાયિકનો ભંગ થવા સંભવ નથી. ભંગ તો મન, વચન કે કાયાએ કરી સાવદ્ય ક્રિયા કરે અથવા કરાવે તો થાય. તેમાં કદાપિ મને કરીને સાવદ્ય કામ કરે એટલે જીવોના વધરૂપ મનમાં સંકલ્પો કરે તો મનથી ભંગ થયો ગણાય; તો પણ વચન અને કાયાથી ભંગ નથી થયો, ત્યાં સુધી

ક્તિ વિના ભવ ઘટે નહિ તેમજ શુભ કરણી વિના ગતિ પણ સુધરે નહિ. હવે જ્યારે સમકિત અને કરણી બેયની અપ્રાપ્તિએ નરક તિર્યંચાદિક અશુભ ગતિને પ્રાપ્ત થવું અને તેના અશુભ ફળ ભોગવવાં, તેમ કરવા કરતાં, એકાંત શુભ કરણીથી શુભ ફળની પ્રાપ્તિ થાય અને શુભ ફળ ભોગવવાં તેમા શું નુકશાની છે? તે જરા વિચાર કરવો જોઈએ. દાખલા તરીકે બે રૂપિયાના પગારથી સરકાર દરબારમાં દાખલ થયેલ હોય તો તેને ઉંચે હોદ્દે ચડવાનો સમય કોઇ વખત આવે ખરો. જેમ તામલી તાપસ તથા પુરણ તાપસ વગેરે અકામ નિર્જરાની કરણી કરતા થકા દેવગતિ પામ્યા, તો ત્યાં તીર્થંકરાદિકના જોગે દેવતાના ભવમાં સમકિત પામીને મનુષ્ય થઇને મોક્ષ જશે. તો પછી જૈન માર્ગને અનુસરી કરણી કરવાવાળાને તો નુકશાની હોયજ શાની?

જેમ સમકિત સહિત કરણી કરવાથી મોક્ષ ફળ ઢુંકડું છે તેમજ સમકિત રહિત પણ જૈન માર્ગાનુસારે કરણી કરતાં મોક્ષ ફળ ઢુંકડુંજ છે. સાખ ભગવતીજી શતક ૩૩ મે ઉદ્દેશે ૯ મે વરૂણ નાગ નતુયાનો બાળ મિત્ર (અજ્ઞાન મિત્ર) વરૂણની પેઠે જૈન માર્ગની કરણી કરવાથી, સંથારો કરવાથી ઉત્તમ કુળમાં મનુષ્યપણે ઉત્પન્ન થયો, ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઇ મોક્ષ જશે. વરૂણની સમકિત સહિત કરણીએ તે ૪ પલ્યોપમની સ્થિતિએ દેવતા થયો અને ત્યાંથી ચવી મહાવિદેહમાથી મોક્ષ જશે. અને તેનો મિત્ર તે પહેલાં મોક્ષ જશે. એ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે જૈન માર્ગાનુસાર કરણી પણ મહા ફળદાયક છે.

પ્રશ્ન ૧૦—કેટલાક કહે છે કે સામાયિકમાં મન સ્થિર રહેતું નથી, માટે સામાયિક કરવાથી ઉલટું કર્મ બંધાય છે. જ્યાં ત્યા મન ફરતું ફરે અને સામાયિક કરવું તે શા કામનું?

ઉત્તર—મન સ્થિર રહે અને સામાયિક કરવું તે તો મહા લાભદાયક છે. પણ મન તો ચપલ છે, તે કદાપિ કાબુમાં ન રહે તેથી સામાયિક ન કરવું તે તો ઠાસુકી સુડી ગુમાવવા જેવું છે. બે ઘડી સુધી વચન અને કાયાને કબજામાં રાખવાનો લાભ ઠાસુકો નાશ થાય એવું કામ કોણ કરે? જો કે મનની ચપલતાને લઇને મન આડું અવળું દોડયા કરે તેથી તેની સામાયિકનો ભંગ થવા સંભવ નથી. ભંગ તો મન, વચન કે કાયાએ કરી સાવદ્ય ક્રિયા કરે અથવા કરાવે તો થાય. તેમાં કદાપિ મને કરીને સાવદ્ય કામ કરે એટલે જીવોના વધરૂપ મનમાં સંકલ્પો કરે તો મનથી ભંગ થયો ગણાય; તો પણ વચન અને કાયાથી ભંગ નથી થયો, ત્યાં સુધી

વિશેષ નુકસાની નથી, પણ સોએ સો ટકાના લાભમાં પાંચ પચીસ ટકાનો લાભ ઓછો થયો, એટલા માટે પોણોસો ટકાનો લાભ જતો કરી એટલો વખત સંસારની ખટપટમાં કે આરંભ સમારંભમાં કે વિષય કષાયમાં કે વિકથામાં કે કોઇની નિંદા કરવામાં કે ખોટી કુથલી કરવામાં અથવા પ્રમાદમાં ગુમાવવાથી કેટલી નુકસાની થઇ તેના હિસાબ ગણાણો નહિ. માત્ર એક મનની ચપલતાનો દોષ મૂકી (આગળ ધરી) સામાયિકાદિ વ્રતનો નિષેધ કરવાનો સરવાળો બંધાણો કે મણમાં ૪૮ શેરની ભૂલરૂપ આખું સાંબેલું વાસીદામાં ચાલ્યું જાય, એને ડહાપણ કઇ જાતનું ગણવું? ડાહ્યો તો તે કહેવાય કે સીધો હિસાબ ગણે, સીધો સરવાળો બાંધે તે એક તરફથી સામાયિકમાં મનની ચપલતાની નુકસાની અને બીજી તરફથી સામાયિક જેટલો વખત છૂટો રહેવાની નુકસાની. તેમાં કઇ નુકસાની વધે? તેમજ બન્ને તરફથી નુકસાનીની એક તરફની ખોટ અને તેની સામે બીજી તરફ સામાયિકમા વચન અને કાયા, વ્રતમાં રહ્યાનો લાભ. તે સર્વનો હિસાબ ગણી તેમા લાભનો વધારો છે કે ખોટનો? તે ડાહ્યા માણસે વિચારવું જોઇએ.

પ્રશ્ન ૧૧—સામાયિકમાં મન, વચન ને કાયા ત્રણે જોગ બાંધવામાં આવે છે; તો પછી મન છૂટું રહે, આડું અવળું જાય અને મનથી સામાયિકનો ભંગ થાય તો ત્રણે જોગનો ભંગ થયો એમ કેમ ન કહેવાય?

ઉત્તર—મન છૂટું રહેવાથી કે આડો અવળો મનનો વિચાર થવાથી કાંઇ સામાયિકનો ભંગ થતો નથી, પણ અતિચાર દોષ લાગે છે, એમ આવશ્યક સૂત્ર જણાવે છે. નવમા સામાયિક વ્રતના અતિચારમાં મન, વચન કે કાયા દુઃપ્રણિધાનમાં એટલે ખોટા વિચારમાં પ્રવર્ત્યા હોય તો તેને અતિચાર દોષ લાગે. તે દોષ તો આલોચના ઇહાપો કે પશ્ચાત્તાપ કરવાથી યા મિચ્છામિ દુક્કડં દેવાથી દૂર થાય છે. તેમાં પણ મનનો દોષ તો માત્ર નવીન કોરા વસ્ત્ર ઉપર ઉડીને પડેલી રજ જેવો છે, કે ખંખેરવાથી તે રજ તરતજ ખરી પડે. તેમ અતિચારનો દોષ પણ તેજ પ્રકારનો છે. તેમાં પણ મનની ચપળતાનો ઘણોજ હળવો છે. દાખલા તરીકે હજાર મણ લાડવાનો ઢગલો પડયો છે તેની પાસે લાડવા ખાવાનાં પચ્ચખાણવાળો મનવડે લાડવા ખાવાનો સંકલ્પ કર્યા કરે, પણ તેના મોઢામાં એક કણી પણ પેસશે નહિ કે તેની બાધાનો ભંગ થાય. પણ લાડવો ઉપાડી મોઢામાં મેલે તો તેની બાધા તેજ વખતે ભાંગી ગણાય, તેમ સામાયિકનું પણ સમજવું. માટે સામાયિકમાં અતિચાર દોષ લાગે તો તેને ટાળી સામાયિકની શુદ્ધિ કરવાનો રસ્તો ભગ-

વંતે સહેલાઇથી બતાવ્યો છે, પણ તેવા દોષના ભયથી સામાયિક કરતાં અટકાવેલ નથી.

પ્રશ્ન ૧૨—કેટલાક એવી વાતો પણ કરે છે કે–અમે તો એવા નિશ્ચયપર આવી ગયા છીએ કે સમકિત સહિત અને મનોવૃત્તિ સ્થિર રહે એવું સામાયિક થાય તોજ કરવું પણ સમકિત વિના દોષવાળું સામાયિક કરવું નહિ. સમકિત વિના અને વ્યવહારિક સામાયિક આદિ ધર્મ કરણી તો આ જીવે અનંતીવાર કરી મેરૂ પર્વત જેટલા ઓઘા મુહુપતિના ઢગલા કર્યા પણ સમકિત વિના આત્માનું કાંઈ વળ્યુ નહીં માટે પ્રથમ સમકિતની પ્રાપ્તિનો ઉપાય કરવો તે શ્રેષ્ઠ છે.

ઉત્તર–તે વાત તો સૌ કોઇ કબુલ કરે, પણ કોઇ એવો હઠાગ્રહ કરે કે મારે તો સાત માળનો બંગલો મળે તોજ તેમા રહેવું. પણ જ્યાં સુધી સાત માળનો બંગલો ન મળે ત્યાં સુધી શું કરવું? તે વિચાર પણ સાથે કરવો જોઇએ. તે નિર્વાહ જોગ જેવું તેવું ઝુંપડુ વીંખી નાખે તો શી દશા થાય? માટે વિચારયુકત માણસે ભલે સાત માળના બંગલાની ઇચ્છા રાખવી, પણ તે મળે ત્યા સુધી ઝુંપડુ તો વિંખવુંજ નહિ. તેમ સમકિત સહિત અને મન સ્થિર રાખી કરણી કરવાનો પ્રયત્ન કરવો, પણ તેમ ન બને ત્યા સુધી કાંઇ કરવુંજ નહિ એ તો અધોગતિમા જવાનો રસ્તો લીધો ગણાય. ઝુંપડાવાળો જ્યા સુધી ઝુપડામા પડયો રહેશે ત્યાં સુધી ટાઢ તડકો વગેરે ઘણા ઉપસર્ગોથી બચી શકશે. માટે બંગલો ન મળે ત્યાં સુધી ઝુપરાને રીપેર કરી સાફસુફ રાખવાની જરૂર પડશે અને તે પ્રમાણે કરશે તોજ સુખી થશે. તેમજ સમકિત સહિત મનોવૃત્તિને સ્થિર કરી કરણી કરવાનીજ ભાવના રાખવી પણ તેમ ન બને ત્યાં સુધી જૈનમાર્ગાનુસારી વ્યવહારિક ક્રિયા મૂકવી નહિ કે જેથી અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ ન થાય. વ્યવહારમાથી નિશ્ચયની પ્રાપ્તિ થવાનો સંભવ છે. સડકે ચાલવાથી વહેલું મોડું પણ નગર ભેગુ થવાશે. માળપર ચડતાં નિસરણીના એક પગથીયેથી બીજે પગથીએ પગ મૂકશે તો પગથીયે પગથીયે માળપર ચડાશે, પણ વ્યવહાર રૂપ નિસરણીને કોરે મૂકી કૂદીને માળપર ચડવા ધારશે તો તે કદી નહિ ચડી શકે. માટે વ્યવહારિક પણ ધર્મ કરણીને વળગી રહેતા નિશ્ચયની પ્રાપ્તિની ભાવના સહિત શુદ્ધ કરણી મેળવવા પ્રયત્ન કરવો એવો સિદ્ધાતનો ન્યાયમાર્ગ છે.

પ્રશ્ન ૧૩—વ્રત લીધા પછી મન સ્થિર ન રહે તો કેમ કરવું?

ઉત્તર—મન ચપળ છે તેને સ્થિર રાખવાનો ઉપાય માત્ર આત્માનો ઉપરોગ જ છે. જો કે ગૌતમ સ્વામી જેવા મહાન્ પુરૂષોને પણ ઉત્તરાધ્યયનના

૨૩ મા અધ્યયનને વિષે, કેશી સ્વામીએ કહ્યું કે—તમારો મન રૂપી દુષ્ટ ઘોડો કેમ વશ રાખી શકયા? ત્યારે ગૌતમ સ્વામીએ પણ એજ ઉત્તર આપ્યો કે મારો મન રૂપી દુષ્ટ ઘોડો દોડયા કરે છે, પણ તેને ધર્મ રૂપી શિક્ષાએ (લગામે) ગ્રહી રાખું છું અને સૂત્ર (શ્રુત) રૂપ રાસડીયે બાંધી રાખું છું, એટલે અગાડી પછાડી બાંધ્યો થકો તે આઘો જઇ શકતો નથી. એમ ગૌતમ સ્વામી જેવા પુરૂષોના મન રૂપી ઘોડાની ચપળતા જણાવી તો પછી બીજાઓને માટે તો કહેવુંજ શું. આનંદઘનજી જેવા પણ કહી ગયા છે કે:—

મન સાધ્યું તેણે સઘળું સાધ્યું, એ વાત નહિ ખોટી;
કોઇ કહે કે મેં મન સાધ્યું, તે વાત છે મોટી.

મનને કબજે રાખવાવાળા ગૌતમ સ્વામી જેવા પુરૂષો આ કાળમાં તો ભાગ્યેજ નીકળે, તેથી સાધુ કે શ્રાવકની ધર્મ કરણીની નાસ્તિ કહી નથી. બનતા પ્રયાસે મનને વશ કરવાનો પ્રયત્ન કરવો, પણ ધર્મની કરણી સામાયિકાદિક બંધ કરવા કોઇ સૂત્રમા જણાવ્યું નથી.

સમકિતના કે મનોવૃત્તિ સ્થિરના અભાવનો દાવો કરનારા, માત્ર ભવસ્થિતિ ઉપર આધાર રાખી આળસુ બનેલા શુષ્કજ્ઞાનીઓ માત્ર વાક્ચાતુરીએ જ્ઞાનની વાતો કરનારા જ્ઞાનવાદીઓ ક્રિયાના કાયર ઘણાએ નજરે જોઇએ છીએ. એવાઓ આવતા ભવને માટે શું માની બેઠા હશે? તે તો તેવાઓના મુખમાંથી નીકળે તે ખરૂં. સત્ય તો તે કે કેવલીએ ભાખ્યું હોય તે ખરૂં.

પ્રશ્ન ૧૪—કેટલાક કહે છે કે અમારાજ મતમાં આત્મજ્ઞાન છે, માટે જેને આત્મજ્ઞાન મેળવવું હોય અને અમારા મતમા ભળવું હોય તેણે પ્રથમ આટલું તો કરવું જોઇએ કે જે મતનાં વ્રત, નિયમ, પચ્ચખાણ ત્યાગ, વૈરાગ્ય, મુહપતિ અને રજોહરણ તથા વેશ વગેરે કોરે મૂકે તેને અમારા મતનું ધારણ પદ કરાવી પછી આત્મજ્ઞાન પામવાનું જ્ઞાન અને સમકિત પ્રાપ્તિનો ઉપાય બતાવીએ છીએ, અને તે પ્રમાણે કેટલાક મુહપતિ રજોહરણ કોરે મૂકીને તે મતનો સ્વીકાર કરે છે; તેનું શું સમજવું?

ઉત્તર—તે પ્રમાણે બોલનારા અને તેવાઓનાં વચનો સ્વીકાર કરનારા કેવી વૃત્તિવાળા હોય? તેનો ખુલાસો ઉપરના પ્રશ્નના ઉત્તરમાં આવી ગયો છે. જેવું પોતાના મનનું બંધારણ હોય તેમ કરવા સૌ કોઇ અધિકારી છે.

શ્રીમહાવીર પરમાત્માના ઘરનું એવું બધારણ હોય એમ જણાતું નથી. કારણ કે શ્રીમહાવીર દેવની પાસે અંબડ સન્યાસી સાતસેં ચેલાઓ સહિત મહાવીરે ઉપદેશેલો ધર્મ અંગીકાર કરવા આવેલ, તેને ભગવંતે એમ કહ્યું નથી કે તારા વ્રત નિયમાદિ તથા તારો વેશ છોડી દે તો તને મારો ધર્મ સંભળાવું યા શ્રાવક ધર્મ અંગીકાર કરાવું એવો આગ્રહ કે બોધ કાંઇ પણ કર્યો નથી. પરંતુ જે તેના સન્યાસપણાનો ત્યાગ અને વેશ હતો તે મોજુદ રાખી શ્રાવકનાં વ્રત અદરાવતા શ્રાવક ધર્મમા તમામ દાખલ કરી દીધું, અને સન્યાસના વેશે શ્રાવક ધર્મ પાળ્યો વગેરે અધિકાર ઉવવાઇ સૂત્રમાં વિસ્તાર સહિત છે

તેમજ ઉત્તરાધ્યયનનું ૨૩ મું અધ્યયન જોતા કેશી સ્વામી ગૌતમ સ્વામી સાથે ભળ્યા ત્યારે ગૌતમ સ્વામીએ એમ જણાવ્યુ નથી કે તમારૂં કોરે મૂકો તો મારૂં અંગીકાર કરાવું. પણ એવો પાઠ છે કે—सुयसील समुक्करिसो પરૂપણા અને આચાર સરખો કર્યો, એટલે શ્રી મહાવીરના સાધુ પ્રમાણે કેશી સ્વામીએ આચાર વ્યવહાર અને જ્ઞાનમાં (પરૂપણામાં) સુધારો કર્યો એવા ઘણા અધિકાર છે. પણ હાલના જમાનામા જૈનમા ઉત્પન્ન થયેલા નવીન માર્ગી પંથની પેઠે તિલાંજલીઓ દેવરાવતા નહિ.

પ્રશ્ન ૧૫—કોઇ કહે કે, ભગવતીજી સૂત્રમા શતક ૧ લે ઉદ્દેશે ૯ મે કહ્યું છે કે—आया सामाइए, आया सामाइयस्स अट्ठे. આત્મા એજ સામાયિક અને આત્મા એજ સામાયિકનો અર્થ છે. માટે અમને આત્મજ્ઞાનીને ખાતાં પીતા, કામકાજ કરતાં અને વિષયાદિ ભોગવતા પણ અમે સામાયિકમાજ છીએ આ પ્રમાણે બોલનારા સાભળીએ છીએ તેનું કેમ ?

ઉત્તર—અરે ભાઈ ! એથીએ પણ અધિક બોલનારા અને આત્મજ્ઞાનીનું નામ ધરાવનારા સાંભળતા આવીએ છીએ હું કેવળી છુ, તીર્થંકર છું, અરિહંત છુ, વીતરાગ છું. વગેરે પોતે પોતાની મેળે માની બેઠેલા યા તો ભાવિક સેવકોએ તેવા પ્રકારનો અધિકાર આપેલો હોય, કે લખ્યું વંચાશે એમ ધારી પુસ્તકોમાં કોઇએ દાખલ કર્યું હોય, પણ તેવા શબ્દો વંચવા સાભળવામા આવ્યા છે ખરા. તો પછી સામાયિક, વ્રત, પચ્ચક્ખાણ, સંયમ, સંવરાદિકના અધિકારી થઇને બેસે તેમા નવાઇ શી ભગવાન બનવુ કોને ખોટુ લાગે, એ તો અનાદિનો જીવનો ઢાલો છે પણ પ્રશ્નકારનુ પ્રશ્ન ખોટું નથી એવા અવાજ તો ઘણા વખત થયા સાભળતા આવીએ છીએ, અને એમ બોલનાર નિડરપણે બોલ્યા પણ કરે છે. તથી એમ માનવાનુ નથી કે

ખાતાં પીતાં કે વિષયાદિક ભોગવતાં જ્ઞાનીને સામાયિકજ હોય છે. તો પછી ભગવંત મહાવીર દેવ જેવાને સંસાર ત્યાગવાની જરૂર પડત નહિ. અત્યારથી કહેવાતા જ્ઞાનીઓથી આ જ્ઞાની બીજાજ સ્વરૂપના હતા, ત્રણ જ્ઞાન સહિત હતા, આત્મ સ્વરૂપની રમણતામા વિશુદ્ધ ઉપયોગે રમનારા હતા, છતાં સંસારનો ત્યાગ કરી જાવજીવ સુધી સાવદ્ય જોગનાં સર્વથા પચ્ચખાણ કરી સામાયિક ચારિત્ર અંગીકાર કર્યું, એ વાત સૂત્ર સાક્ષીએ સૌ કોઇ કબૂલ કરે તેમ છે. તે નકલ નહિ લેતા ઈંદ્રિય સુખના ગૃદ્ધી શાતા શીલિયા સાંસારિક સુખમાં લુબ્ધ બનેલા ગમે તેવી વાકય રચનાઓ કરે, મનમાની ભાષાએ બોલે અને ઇચ્છા પ્રમાણે વર્તે તેથી શું થયું? કર્મની વિચિત્ર ગતિ છે, કોઇ કોઇ ત્યા સુધીના બોલનારા સાભળ્યા છે કે–નારકી, દેવતા, સ્વર્ગ, નર્ક વગેરે બધી ભ્રમણા છે. દુ:ખી જીંદગી ગુજારવી તે નારકી, સુખી જીંદગી ગુજારવી તે દેવતા, અને સુખી પ્રદેશમા વસવું તે સ્વર્ગ અને દુ:ખી પ્રદેશમા વસવું તે નર્ક. ગોરા લોકો દેવતા અને તેની સ્ત્રીઓ તે દેવાંગના; ચોવીશ પખવાડા તે ચોવીશ તીર્થંકર, બાર માસ તે બાર ચક્રવર્તિ, વીશ આંગળાં તે વીશ વિહરમાન, અને જું તે જુગલીયા અને મોવાળા તે કલ્પવૃક્ષ વગેરે કલ્પિત વાતો કરનારા અધ્યાત્મીઓ પણ બોલતા જાણ્યા છે.

પ્રશ્ન ૧૯—જિન નહિ ને જિનનું નામ ધરાવે એટલે તીર્થંકર નહિ ને તીર્થંકરનું નામ ધરાવે, અરિહંત નહિ ને અરિહંતનું નામ ધરાવે, વીતરાગ નહિ ને વીતરાગનું નામ ધરાવે, કેવળી નહિ ને કેવળીનું નામ ધરાવે અર્થાત્ ભગવંત નહિ ને ભગવાનપણુ ધરાવે તેને માટે સૂત્રમાં કાંઇ કહ્યું હશે કે કેમ?

ઉત્તર—હા, સાંભળો, સમવાયાંગ સૂત્ર તથા દશાશ્રુતસ્કંધ સૂત્રમાં મહા મોહનીય કર્મ ઉપરાજવાનાં ત્રીશ સ્થાનક કહ્યા છે. તેમા બોલ ૩૦ મો ગાથા ૩૪ મી તેમા કહ્યું છે કે—

अपस्समाणो पस्सामि, देवे जक्खेय गुज्जगे; अन्नाणि जिणपूयठी, महामोहं पकुवई ॥३४॥

અર્થ.—જે કોઇ અણુદેખતો થકો કહે જે હું દેખું છુ, એટલે અવધિ દર્શને કે કેવળદર્શને અણુ દેખતો થકો કહે જે હું દેખું છુ અર્થાત્ પોતાને વિષે અવધિદર્શન તથા કેવળ દર્શન છે નહિ છતા પોતાને વિષે માને. અથવા દુનિયાને પ્રતીતિ ઉપજાવવા દેવતાને અણુદેખતો થકો કહે જે હું દેવતા દેખુ છુ વૈમાનિક દેવ, જક્ષદેવ (વ્યંતરાદિક), ભવનપતિ દેવ ઇત્યાદિ દેવ

મારી પાસે પ્રગટ થાય છે, હું તેને પ્રત્યક્ષ દેખું છું, ઇત્યાદિ વચનોથી પ્રતીતિ ઉપજાવી પાખંડ ધર્મ ચલાવનારો અજ્ઞાની થકો લોકમાંહે કહે જે હું જિન છું, અરિહંત છું, વીતરાગ છુ, એમ કહી પોતાની પૂજા શ્લાઘા વધારવાનો અર્થી ગોશાલાનીપરે તથા વર્તમાન કાળે પણ એ પ્રમાણે બોલનારા તે મહામોહનીય કર્મ ઉપરાજે, એમ ભગવંત મહાવીર દેવે કહેલ છે.

પ્રશ્ન ૧૭—કોઈ કોઇ દીક્ષા લેવા વાળાને ખોટી શ્રદ્ધા ઠસાવી દીક્ષા લેતા અટકાવે તેનું મન ભાંગી નાખે તથા દીક્ષા લીધેલાને દીક્ષાથી પાડી ભ્રષ્ટ કરે તેવાઓને માટે ભગવતે કાંઇ કહ્યુ છે ખરૂ ?

ઉત્તર—હા, સાંભળો ! દશાશ્રુત સ્કંધમાં અધ્યયન ૯ મે મહા મોહનીય કર્મ બાધવાના ૩૦ સ્થાનક માહેલો બોલ ૧૮ મો ગાથા ૨૧માં તેમાં કહ્યુ છે કે—

उवठ्ठियं पडिविरयं, संजयं सु समाहिय, विटक्कम्म धम्माओ भंसेइ, महामोहं पकुव्वइ ॥१२

અર્થ.—જે કોઇ, પ્રવર્જ્યા લેવા સાવધાન થયો છે તેને દીક્ષા લેવાનું મન ભાગે. વળી સસારથી નિવર્ત્યો સાધુ થયો રૂડી સમાધિવાળો હોય તેને તથા સમવાયગજીમા એજ અધિકારની ગાથાના બીજા પદમાં जेभिक्खु जग जीवाणं; એટલે જે. જે કોઇ ભિક્ષુ જગજીવન અહિંસાદિ ધર્મે જીવે તે જગતના જીવનભૂત એટલે જગત્‌ના જીવને જીવાડે છે, એવા યતિને મુનિને, વિપ્રતારી આડુ અવળુ સમજાવી તથા લાલચમા લોભમાં નાખી તથા બલાત્કારે, ધર્મથી ભ્રષ્ટ કરી મન ફેરવે, તે મહા મોહનીય કર્મ ઉપરાજે કારણુ કે ઘણા લોકોને ધર્મને વિષે શંકા ઉપજાવે માટે ભગવતે કહ્યુ કે ભ્રષ્ટ કરનાર મહા મોહનીય કર્મ બાધે, તેમ સયમથી જાણીને ભ્રષ્ટ થનારને પણ એજ પ્રમાણે મોહનીય કર્મનો બધ સભવે છે

પ્રશ્ન ૧૮—ભગવતીજીમા આઠ આત્મા કહ્યા છે તેમા ચારિત્ર આત્મા કહેલ છે, એટલે ચારિત્ર એ આત્માનો ગુણ છે. વળી ભગવતીજીમા બધકને અધિકારે જીવની ઋદ્ધિમા અનતા ચારિત્રના પર્યવ કહ્યા છે એટલે આત્માનાં અનતા ચારિત્રના પર્યવ કહ્યા છે હવે ચારિત્રના પાંચ ભેદ ભગવતીજીના ૨૫ મા શતકમા સજ્યાને અધિકારે કહ્યા છે તેમાનો પહેલોજ ભેદ કે—જે સામાયિક ચારિત્ર એ નામથી ઓળખાય છે, અને તેની સ્થિતિ જઘન્ય અતર્મુહુર્તની અને ઉત્કૃષ્ટી ક્રોડ પૂર્વમા દેશે ઉણી (નવ વર્ષે ઉણી) કહી છે તેમજ સામાયિક ચારિત્રના બે ભેદ કહ્યા છે એક સર્વ વિરતિનું ચારિત્ર અને

બીજું દેશવિરતિનું ચારિત્ર. સર્વવિરતિનું નવ કોટીએ જાવજીવનું અને દેશવિરતિનું ઓછામાં ઓછું અંતર્મુહૂર્તનું તે ઉપર જ્યાં સુધીનો નિયમ કર્યો હોય અને સાવદ્ય જોગનાં પચ્ચખાણ કર્યાં હોય ત્યાં સુધીનું સામાયિક કરવું તે આત્માથી બને છે, નહિ કે જડથી. જડ પદાર્થ સ્થંભ (થાંભલો) ઘણો અડોલ રહે છે, પણ તેને સામાયિક કહેવાય નહિ. માટે આત્માની પાસે સામાયિકાદિની ઋદ્ધિ રહી છે. તે ચારિત્રાવરણીય કર્મનું આવરણ આત્મપ્રદેશથી ખસે છે ત્યારે આત્માને ચારિત્રનો ગુણ પ્રગટ થાય છે. તેજ સાવદ્ય જોગનાં પચ્ચખાણ કરી શકે છે, તેને પણ ભગવંતે તેજ અધિકારે આત્મા કહેલ છે. માટે આત્મા એજ સામાયિક, અને આત્મા એજ સામાયિકનો અર્થ છે. એટલે અર્થ શબ્દે સૂત્રમાં મોક્ષ કહેલ છે. એટલે ચારિત્ર આત્મા મોક્ષનો હેતુ છે. એટલે ભગવતીજીના પેલા શતકના નવમા ઉદ્દેશે કાલા સવેસી પુત્ર અણગારે ( પાર્શ્વનાથ ભગવાનના સાધુએ ) ભગવંત મહાવીરના સ્થવિર અણગારને સામાયિકાદિક છ પ્રશ્નના પૂછેલા પ્રશ્નમાંના ઉત્તરમાં એક આત્માજ કહેલ છે. એટલે એ સર્વે બોલ આત્માથીજ થાય છે, અને આત્માથીજ એ સર્વ બોલની ક્રિયાવડે કર્મથી આત્માનો મોક્ષ થાય છે. એટલે કર્મથી મૂકાવું થાય છે, માટે આત્મા એજ સામાયિક અને આત્મા એજ સામાયિકનો અર્થ કહેલ છે.

પ્રશ્ન ૧૯—કેટલાક કહે છે કે—જો કે અમે સામાયિક તો કરીએ છીએ. પણ અબંધ ક્રિયા કરીએ છીએ. જો અંતર્મુહૂર્ત (બે ઘડી) નાં પચ્ચખાણ કરી બેસીએ ને મનોવૃત્તિ સ્થિર ન રહે તો બંધ ક્રિયામાં બાધક આવે, અને આ તો વૃત્તિ સ્થિર રહે ત્યા સુધી એટલે જ્યા સુધી આત્મા સમભાવમાં રહે ત્યા સુધી અમો સામાયિક માનીએ છીએ; એમ કેટલાક બોલે છે તેનું કેમ ?

ઉત્તર—એ વાત સૂત્ર સાથે મળતી નથી. સૂત્રમાં બંધ અબંધ ક્રિયાનો ભેદ પાડયો નથી, અને ભગવંતે કોઇ ઠેકાણે એમ જણાવ્યું નથી કે અબંધ ક્રિયા કરવી બંધ ક્રિયા ન કરવી, પણ પોતે બંધ ક્રિયા કરી છે ને બીજાઓને પણ તેવીજ ક્રિયા બતાવી છે. તેમજ ઉપદેશ પણ બંધ ક્રિયાનોજ આપેલ છે, છતાં આ અબંધ ક્રિયાનું પાનું કઇ પોથીનું ખોળી કાઢયું ?

સિદ્ધાંતમાં સાધુ અને શ્રાવકની ક્રિયાની વાત ચાલી છે. ત્યાં તો બંધ ક્રિયાનોજ અધિકાર છે. સાધુને પાંચ મહાવ્રત જાવજીવનાં ચાલ્યાં છે. તેમજ શ્રાવકને પણ સામાયિકનો કાળ ઓછામાં ઓછો અંતર્મુહૂર્ત્તનો બે

ઘડીનો, તથા પોષધ વ્રતનો અહો રાત્રિનો અને પડિમા અંગીકાર કરતા જઘન્ય એક બે ત્રણ દિવસ અને ઉત્કૃષ્ટો જેટલામી પડિમા હોય તેટલા માસનો કાળ દશાશ્રુતસ્કંધ સૂત્ર વગેરેમાં ચાલ્યો છે. તેમજ સાધુની પડિમાનો પણ કાળ તેજ સૂત્રમાં વિધિ સહિત ચાલ્યો છે, તેમજ તપ ક્રિયા પણ કાળ બાંધીને ચાલેલ છે. અને દરેકના પચ્ચખાણની વિધિ પણ ચાલેલ છે, તો તે સર્વ બંધ ક્રિયાજ ગણાય. માટે બંધ ક્રિયાનો નિષેધ કોઇ સૂત્રમાં કર્યો નથી.

પ્રશ્ન ૨૦—અમે પચ્ચખાણ કરવા રૂપ બંધ ક્રિયા કરતા નથી, પણ મનોવૃત્તિને બાંધવા રૂપ (સ્થિર રાખવા રૂપ) તો બંધ ક્રિયા કરીએ છીએ.

ઉત્તર—તે તો ઠીક છે, પણ પચ્ચખાણ વિનાની ક્રિયા વિશેષ ફળદાયક હોય એમ જણાતું નથી કારણ કે સૂત્રમા પાપ અટકાવવાના જ્યા જ્યાં અધિકાર ચાલ્યા છે, ત્યાં તો વ્રત અને પચ્ચખાણનીજ મહત્તા મૂકી છે, પાપને અટકાવવાને ભગવંતે પચ્ચખાણનેજ અધિક પદ આપ્યું છે. ભગવતીજી વગેરે સૂત્રોમાં પણ કહ્યું છે કે—अपडिहए पच्चक्खाय पावकम्मे. એટલે પચ્ચખાણે કરીને પાપ કર્મ હણ્યા નથી, તેને પાપ કર્મનો પ્રવાહ બંધ પડ્યો નથી. માટે આનો અર્થ એ થયો કે પચ્ચખાણેજ પાપકર્મનો નાશ થાય છે, અને ચોથા ગુણસ્થાનવાળા સમકિતી છે, છતાં તે ગુણસ્થાનનું નામ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક કહ્યું છે. તે શાને લઇને કે વ્રત પચ્ચખાણ નહિ હોવાને લઈને. એટલે ચોથે ગુણસ્થાનકે અપચ્ચખાણવત્તિયા ક્રિયા કહી છે. એટલે પહેલાથી માંડી ચોથા ગુણસ્થાનના જીવને પચ્ચખાણ કરવાની વૃત્તિ નહિ હોવાથી ભગવંતે તેને અપચ્ચખાણવત્તિયા ક્રિયા લાગુ કરી છે. અને જ્યારે પચ્ચખાણ કરે ત્યારે તેને પાંચમા ગુણસ્થાનકનો અધિકારી કહ્યો છે. જે જે વસ્તુનાં જેટલા કાળનાં પચ્ચખાણ કરે તેટલો કાળ તે ને વસ્તુના આવતા પાપથી જીવ બચે છે, માટે બંધ ક્રિયા કરવી એમ સૂત્રનું ફરમાન છે.

પ્રશ્ન ૨૧—જે વસ્તુ આંખે ભાળી નથી, કાને સાંભળી નથી, પરિભોગમાં કોઇ વખત લેતો નથી, કોઇ વખત જે ચીજનો વિચાર પણ થતો નથી કે તેનું મન પણ થતું નથી અર્થાત્ સ્વપ્નાંતરમા તે વસ્તુ આવતી નથી તેનું પાપ આપણને ક્યાથી લાગે ?

ઉત્તર—પાપ તો મન વચન કાયાના પરિભોગથી તેની હિંસાથી તેવી ક્રિયા કરવાથી લાગે છે. પણ અવ્રતની ક્રિયાનો જ્યા સુધી પચ્ચખાણ નહી

કર્યાં ત્યાં સુધી લાગવાનો સંભવ છે. સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં કહ્યું છે કે—જ્યાં સુધી જીવે પચ્ચખાણ કર્યા નથી ત્યાં સુધી અપચ્ચખાણની ક્રિયા ચાલી આવે છે. દાખલા તરીકે પચાસ વર્ષ પહેલાંના મનુષ્યો એ જે દેશમા રેલ્વે, મોટર, બલુન, સ્ટીમર પ્રમુખ ભાળી નહોતી અને તેનું નામ પણ કાને સાંભળ્યું નહોતું. તથા ફળદ્રુમની જાત અનેનાસ, ફણસ, વગેરે ( ફ્રુટની ચીજ ) કે જેણે સ્વપ્નામા જાણ્યું નહોતું એવાઓએ વ્રત આદરતી વખતે તે સમયના ચાલતી પ્રવૃત્તિનાં વાહનો તથા ફળની જાતનો આગાર રાખી બાકીનાં પચ્ચખાણ કરેલાં તે અત્યારનાં વિદેશી વાહનો રેલગાડી, મોટર, બલુન, બોટ વગેરે તથા અનેક પ્રકારનાં ફળદ્રુમોની જાતિનો પરિભોગ કરતા અટકે છે એવું નજરે જોઇએ છીએ. અને જેણે પચ્ચખાણ નથી કરેલા તેઓ બધો પરિભોગ કરે છે. માટે ભગવતે કહ્યું છે કે જ્યાં સુધી પચ્ચખાણ નથી કર્યાં ત્યાં સુધી અપચ્ચખાણની અવ્રતની ક્રિયા ચાલી આવે છે. એવા જીવો પાપકર્મથી છૂટયા નથી એમ પણ કહી શકાય. ક્રિયા એ પાપકર્મને આવવાનું નાલું છે, અને વ્રત પચ્ચખાણ તે નાલામાથી આવતા પ્રવાહને અટકાવવાને કપાટ, કમાડ કે ઢાકણું છે, માટે પચ્ચખાણની જરૂર છે. જુગલીયાં ચોથ ભકતે, છઠ ભકતે, અઠમ ભકતે આહાર કરે છે. એમ સૂત્ર પાઠે ચાલેલ છે તેને ઉપવાસ કહ્યા નથી પણ અવ્રતી ને અપચ્ચખાણી કહ્યાં છે. અને ગુણઠાણું પહેલું હોય કે કોઇને ચોથું હોય, પાંચમું તો હોયજ નહિ. સૂત્રમાં મુનિયોને માટે ચઉત્થ ભકત અહાર કરવા વાળાને એક ઉપવાસ, છઠ ભકત વાળાને બે અને અઠમ ભક્ત વાળાને ત્રણ ઉપવાસની સંજ્ઞા આપવામાં આવી છે, તે પચ્ચખાણને લઇને આપવામાં આવી છે. તેમ જુગલીયાને ઉપવાસની સંજ્ઞા આપવામા આવી નથી. તેનું એજ કારણ કે પચ્ચખાણ નથી માટે ઉપવાસ કહેવાય નહિ.

એકેદ્રિય જીવ કાંઇ પણ ચીજ ખાતા નથી, માટે તેને જાવજીવના ઉપવાસ કે ત્યાગ કાંઇપણ કહી શકાય નહિ

નારકી દેવતા કવલ આહાર કરતા નથી. વળી દેવતામા તો જેટલા સાગરોપમનું આઉખું હોય તેટલા હજાર વરસે આહારની ઇચ્છા થાય, પણ ત્યાં સુધી તેનો ત્યાગ કે ઉપવાસ કાંઇ પણ કહેવાય નહિ.

જુગલીયા, નારકી, દેવતા અને એકેંદ્રિય, એ તમામને અવ્રત અને અપચ્ચખાણની ક્રિયા સદાયની ચાલતીજ છે. કોઇપણ પ્રકારની તેને ઇચ્છા ન હોય તોપણ તેને અપચ્ચખાણની ક્રિયા તો જૈન સૂત્રની અપેક્ષાએ લાગુજ છે.

તેમ સર્વ જીવોને માટે જ્યાં સુધી કોઇપણ ચીજનાં પચ્ચખાણ નથી ત્યા સુધી અપચ્ચખાણની (અવ્રતની) ક્રિયા તમામને સમજી લેવી.

પ્રશ્ન ૨૨—કેટલાક જ્ઞાનવાદીઓ એમ કહે છે કે-અમને જ્ઞાનીઓને પચ્ચખાણ કરવાની જરૂર નથી, અમે તો જ્ઞાન વડેજ મોક્ષ મેળવી શકીએ છીએ. તેનું કેમ ?

ઉત્તર—તે વિષે ઉત્તરાધ્યયનના ૬ ઠ્ઠા અધ્યયનની ગાથા ૯ મીથી ૧૩ મી સુધીમા તે વિષે ભગવતે ઘણોજ સારો ખુલાસો કહી બતાવ્યો છે, તે સાંભળો:—

इह मेगे उ मन्नंति, अप्पचक्खाय पावगं;
आयरियं विदित्ताणं, सव्व दुक्खा विमुच्चई—५.

અર્થ:—આ સંસારમા કેટલાક (જ્ઞાનવાદીઓ) એમ માને છે કે, હિંસાદિક પાપકર્મ તજ્યા વિના પણ પોતાના મતના આચાર પાળવાથી અથવા તો જાણવાથી (અથવા તો આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવાથી) જ સર્વ દુ:ખથી મુકત થવાય છે. ૧.

આમાં એમ જણાવે છે કે-પચ્ચખાણ કર્યા વિના જાણ પણા માટે કર્મથી મુકાય એમ જ્ઞાનવાદી કહે છે ૧

भणंता अकरिंताय, बंध मोक्ख पइणिणो;
वायावीरिय मत्तेणं, समासासति अप्पग. १०.

અર્થ:—આ જગત્માં કેટલાક એમ માને છે કે જ્ઞાનથીજ મુકિત છે. ક્રિયાની કાંઇ જરૂર નથી. એવા મનુષ્યો બંધ મોક્ષનાં સાધનનો સ્વીકાર કરવા છતાં તે પ્રમાણે ક્રિયા કરતા નથી, અને માત્ર વચનના આડમ્બરથી પોતાના આત્માને આશ્વાસન આપે છે. ૨.

न चित्ता तायए भासा, कओ विज्जाणुसासणं;
विसन्ना पावकम्मेहि, वाला पडिय माणिणो. ११

અર્થ —(પણ જ્ઞાનનો અહંકાર રાખનાર એમ નથી જાણતા કે) ભાષા જ્ઞાન જીવને નરકે જતો બચાવી શકશે નહિ. વિદ્યા પઠન—(ન્યાય, મીમાંસા વગેરે-તથા વિદ્યા, મંત્ર-તથા અષ્ટ કે શત અવધાનાદિકનું શિખવું તે) માત્ર જીવનું પાપથી રક્ષણ શી રીતે કરી શકે? પાપકર્મને વિષે મચ્યા રહેનાર મૂર્ખ માણસો પાપમાં ઉંડાને ઉંડા ઉતરતા જાય છે, તો પણ પોતાને પંડિત માની બેસે છે. (અર્થાત્ જ્ઞાનવાદી ગર્વ કરી પોતાના આત્માને

પંડિતપણું માને જે અમે જ્ઞાની છીએ, પરંતુ ભગવંતે તેને અજ્ઞાનીજ કહ્યા, અને પાપકર્મ કરવાથી પૂર્વ ભવે કોઇ તેને ત્રાણ શરણ નથી એમ કહ્યું છે.) ૩

જ્ઞાનવાદીઓ ઘણાં ભાગે શરીરે શાતાશીલિયા હોય તેના માટે કહે છે કે--

जे केइ सरीरे सत्ता, वन्नेरूवेय सव्वसो;
मणसा काय वक्केणं, सव्वे ते दुक्ख संभवा. १२

અર્થ:--જે પ્રાણી મન, વચન અને કાયાએ કરીને શરીર, વર્ણ અને રૂપને વિષે આસકત રહે છે તે દુઃખી થાય છે.

(એટલે જ્ઞાનવાદીયો પ્રાયઃ ઇંદ્રિયોને વિષે તથા ધનાદિ પરિગ્રહને વિષે તથા શરીરના સુખાદિકને વિષે આસકત હોવાને કારણે તેને પ્રાયઃ દુઃખના ભોગવણહાર કહ્યા છે.) ૪

હવે પૂર્વોક્ત જ્ઞાનવાદીઓ વ્રત પચ્ચખાણના નિષેધના કરવાવાળાને ફળ બતાવે છે.

आवन्ना दीह मद्धाणं, संसारंमि अणंतए;
तम्हा सव्व दिसं पस्स, अप्पमत्तो परिव्वए. १३

અર્થ:—તેઓ આ અંતરહિત સંસારમાં લાંબે માર્ગે ભવભ્રમણ કરે છે; માટે સાધુએ ગતાગતનું સ્વરૂપ ઓળખીને સંસારમાં પાપકર્મથી દૂર રહીને વિચરવું. ૫.

આ પાંચ ગાથાનો સાર એ છે કે—વ્રત પચ્ચખાણાદિ જિનોક્ત ક્રિયાનો નિષેધ કરનારા જ્ઞાનવાદીઓ માત્ર જ્ઞાનવડેજ મોક્ષ માનનારા અને શાતા સુખના અભિલાષી એવા જીવોને મોક્ષ ફળ મળવાને બદલે આદિ અંતરહિત સંસારને વિષે દ્રવ્ય અને ભાવ દિશિમાં પરિભ્રમણ કરતા તું દેખ એમ ગુરૂએ શિષ્ય પ્રત્યે કહેતાં જણાવ્યું કે—અહો શિષ્ય! પુર્વોક્ત જ્ઞાનવાદી (અક્રિયાવાદી) ને સંસાર પરિભ્રમણનું ફળ જાણી તું પ્રમાદ રહિત સંયમ ધર્મને વિષે પ્રવર્તજે ઇત્યર્થ:—

પ્રશ્ન ૨૩—કેટલાક કહે છે કે, સંયમ તપશ્ચર્યાદિ કરી આત્માને શા માટે દુઃખી કરીયે, આત્માને સુખ દીજે તો સુખ પામીયે, તેનું કેમ?

ઉત્તર—સાભળો, ઠાણાંગજી ઠાણે ૮ મે-આઠ અક્રિયાવાદીના મત કહ્યા છે. તેમાં પાચમો શાતાવાદી તે આત્માને સુખ દીજે તો સુખ પામીયે. પરંતુ અશાતા રૂપ તપ નિયમ બ્રહ્મચર્યાદિક કષ્ટ કરવે સુખ અહિં નહિ તો,

પછી ક્યાથી ? કારણે કાર્ય ભવેત્. શુકલ તતુંનું પટ વણતાં રક્ત પટ ન થાય, નિશ્ચે શુકલજ થાય તેમ અહિ આત્માને સુખ દઈએ તો સુખ મળે. ઇત્યાદિ ભાષાના બોલનારને ભગવતે શાતાવાદી કહ્યા છે. ને અક્રિયાવાદી મિથ્યાત્વી જાણવા. ખુલાસા માટે ટીકા જોઈ નિર્ણય કરજો

પ્રશ્ન ૨૪—સૂત્રમા કહ્યુ છે કે, चरित्तभट्ठा सिज्झंति, समत्तभट्ठा न सिज्झंति.

આ ઉપરથી એમ જણાય છે કે ચારિત્રથી ભ્રષ્ટ થયેલા સિદ્ધ થાય ખરા, પણ સમકિતથી પડેલા સિદ્ધ ન થાય એમ કેટલાએકનું માનવું છે. તે કેમ ?

ઉત્તર—એ માનવું ખોટું છે એ પાઠ મહાનિશીથ સુત્રનો છે એમ જણાય છે. ઉપર કહેલા બે શબ્દનો અર્થ તમારા ઉપર જણાવ્યા પ્રમાણે નથી, એ વાત નિ:સશય છે એવા વાકય શાસ્ત્રમા હોય તો તદ્દન ઉંટડેથીજ ઉધુ મરાય. શાસ્ત્રકાર જે જે શબ્દ મૂકે તેનો દીર્ઘ દૃષ્ટિએ વિચાર કરી ઉચ્ચાર કરવો કે જે શબ્દ બોલતા બાધક આવે નહિ ચારિત્રથી ભ્રષ્ટ થયેલા સિદ્ધ થતા હોય તો ચારિત્ર પાળેજ કોણ ? કદાપિ કોઇ બાળવયમા કે અજ્ઞાન પણે દીક્ષિત થયેલા હોય તેવાઓ આવા વાકય સાભળી સયમથી પતિત થાય તો તેને સયમથી ભ્રષ્ટ થવાનો ડર હોયજ શાનો. અને તેવાઓ તો એમજ માને કે આપણે સમકિત મજબૂત રાખો ચારિત્રની કાઇ જરૂર નથી, એમ માની ચારિત્રથી પતિત થવાનો જરા પણ ડર રાખે નહિ વર્તમાન સમયનો વિચાર કરતા ઉપરોક્ત શબ્દની અસર કેમ જાણે નવીન જૈન માર્ગી પથમાં થઇ હોય એમ જોવામા આવે છે કેટલાક મુહપતિ રજોહરણ કોરે મૂકીને સયમ થકી ભ્રષ્ટ થયેલા અને પોતાના માટે રસોઇઓ બનાવેલી જમનારા સ્ત્રિયોના પરિચયમા વસનારા અને સસારી ક્રિયાનો સ્વીકાર કરનારા સાભળીએ છીએ પણ ચારિત્રથી ભ્રષ્ટ થયેલા, અને સાધુપણું મૂકી નિડરપણે આશ્રવોનુ સેવન કરનારાને સૂત્રમા ખુલ્લી રીતે વિરાધક કહ્યા છે અને આચારાંગ તથા સૂયગડાગજી વગેરે સુત્રોમા ચારિત્રથી ભ્રષ્ટ થયેલાને મહા માઠા ફળ કહ્યાં છે તો પછી સિદ્ધ થવાની એટલે મોક્ષ ફળની તો આશા હોયજ ક્યાથી ?

પ્રશ્ન ૨૫—તો પછી મહાનિશીથ સૂત્રમા ઉપરોક્ત પાઠ હોય તો તેનું શું સમજવુ ?

ઉત્તર—મહાનિશીથ સૂત્ર કેટલાક બત્રીસ સૂત્ર પ્રમાણે માને છે અને કેટલાક નથી પણ માનતા. એ સૂત્રના કર્તાએ તેવા આશયથી કહ્યું હશે.

હોય તેનો અભિપ્રાય તો તેજ જાણી શકે. પણ આપણે એટલું તો જાણી શકીએ કે, ચારિત્રથી ભ્રષ્ટ થયેલા કદિ સિદ્ધ થાય નહિ. અને ભગવંતનું એવું વાક્ય ત્રણ કાળમાં હોય નહિ.

માટે સિદ્ધાંતના ન્યાય પ્રમાણે આ શબ્દનો અર્થ બીજાજ પ્રકારનો છે. સાભળો.

चारित्त भट्ठा सिज्झंति, समत्त भट्ठा न सिज्झंति.

આનો અર્થ એમ થાય છે કે, ચારિત્ર મૂકીને સિદ્ધ થાય, પણ સમકિત મૂકીને સિદ્ધ થાય નહિ. એટલે ચારિત્રની સ્થિતિ ભગવતીજીમાં જઘન્ય અતર્મુહૂર્ત્તની અને ઉત્કૃષ્ટી દેશે ઉણી પૂર્વક્રોડની, અને મોક્ષ જવા વાળાને સમક્તિની સ્થિતિ અંત રહિત કહી છે, એટલે અક્ષય સ્થિતિ કહી છે. તો સિદ્ધ થવા વાળાની ચારિત્રની સ્થિતિ અહિંયાં પૂરી થવાથી તે ચારિત્રને સાથે લઇને જતા નથી અને સમકિત તો સાથેજ લઇને જાય છે. એટલે સિદ્ધના જીવ ચારિત્ર અહિયાં મૂકીને જાય છે. ભઠ્ઠાનો અર્થ ભ્રષ્ટ નહિ પણ સાથે નહિ લઈ જવાનો, એટલે અહિંયાં મૂકીને જવાનો એમ સમજો. યથાખ્યાત ચારિત્ર અને ક્ષાયક સમક્તિ વાળાજ જીવ મોક્ષ ગતિને પ્રાપ્ત થાય છે. અને ભગવતીજીના ૨૫ મા શતકમા સંજયાને અધિકારે જથાખ્યાત ચારિત્રની સ્થિતિ જઘન્ય એક સમયની ને ઉત્કૃષ્ટ દેશે ઉણી પૂર્વક્રોડની કહી છે. અને ક્ષાયક સમક્તિની સ્થિતિ સાઇએ અપર્જ્જવસીયે આદિ સહિત અને અંત રહિત કહેલ છે. માટે ચારિત્ર અહિંયાં મૂકીને અને સમકિત સાથે લઇને જાય તેને "ચરિત્ત ભઠ્ઠા સિજ્ઝંતિ, સમત્ત ભઠ્ઠા ન સિજ્ઝંતિ" કહેલ છે.

પ્રશ્ન ૨૯—કેટલાક કહે છે કે, હાલમાં કોઇ ઠેકાણે સાધુ જોવામાં આવતા નથી. અને ભગવતે જે પ્રમાણે સિદ્ધાંતમા સાધુનો આચાર કહ્યો છે તે પ્રમાણે કોઇ સાધુ ચારિત્ર પાળતા નથી. માટે જ્ઞાન અને સમક્તિ તેજ શ્રેષ્ઠ છે. જ્ઞાન જાણવાથીજ મોક્ષ છે, ચારિત્રની કાઇ જરૂર નથી. ઈત્યાદિક ભાષાના બોલનાર જ્ઞાનવાદીઓ માટે સૂત્ર કાઇ ફરમાવે છે ખરૂં?

ઉત્તર—ઠાણાંગ સૂત્ર ઠાણે ૭ મે સાત પ્રકારની વિકથા કહી છે. તેમાં ચારિત્રની કથા ચારિત્ર ભેદની એટલે ચારિત્રમા ભેદ પાડવાની, યા ચારિત્ર ભેદની એટલે જે ભાષા બોલવાથી ચારિત્રનો નાશ થાય એવી ભાષા, તથા હમણા ચારિત્ર છે નહિ સાધુને પ્રમાદના બહુલપણા થકી અતિચાર ઘણા છે. વળી અતિચારની શુદ્ધિના કરનાર આચાર્ય અને પ્રાયશ્ચિતના લેનાર

જે સાધુ એ બેઉ આજ નથી. અને તીર્થ તે તો જ્ઞાન દર્શને પ્રવર્તે છે. તે માટે જ્ઞાન દર્શનને વિષે યત્ન કરવો. ઈત્યાદિ સાંભળતા ચારિત્રની શ્રદ્ધા જાય, માટે એવી ભાષાના બોલનારની ભાષા ભગવતે વિકથા કહી. અર્થાત્ એવી ભાષાના બોલનારા તે વિકથાના બોલનાર જાણવા. ટીકા જોઇ નિર્ણય કરજો

પ્રશ્ન ૨૭—કેટલાક કહે છે કે. આત્મા કર્મનો કર્તા નથી, તેથી આત્માને પાપ લાગતું નથી તે કેમ?

ઉત્તર—સૂયગડાંગ સૂત્ર, શ્રુતસ્કધ ૧ લે, ઉદ્દેશે ૧૦ મે-ગાથા ૧૬ મીમાં કહ્યું છે કે, જે એમ માને છે કે. આત્મા કર્મનો કર્તા નથી અને અનેરે પુછયા આત્મા તો સદાય મોક્ષ રૂપજ છે એમ કહી આરંભને વિષે પ્રવર્તે અદ્ધી છતા, તેને માટે ભગવતે કહ્યુ કે, તે ધર્મના અજાણને આત્માનો હેતુ જે મોક્ષ તે થકી વિમુખ કે'તાં અવળા છે.

પ્રશ્ન ૨૮—કેટલાક કહે છે કે, કર્મનો કર્ત્તા કર્મ છે, આત્મા નથી. જો આત્મા કર્મનો કર્તા હોય તો સિદ્ધનો આત્મા કર્મ કરે. માટે જીવની સાથે રહેલા કર્મ વડે કરીને કર્મનું લાગવાપણું થાય છે. એટલે કર્મને કર્મ લાગે છે, આત્માને કર્મ લાગતા નથી. તેનુ કેમ?

ઉત્તર—તમારા કહ્યા પ્રમાણે જો આત્માને કર્મ લાગતા નથી તો આત્માને સંસારમા પરિભ્રમણ શા માટે કરવુ પડે? તે તો મોક્ષેજ જવો જોઇએ. મોક્ષ જવાવાળા જીવો તો સર્વથા કર્મના નાશે કરીને સર્વથા કર્મથી મુક્ત થાય છે, ત્યારેજ તે જીવ મોક્ષ પામે છે તે સિવાયના જીવો તો સસારમાં પરિભ્રમણ કરતા આપણે જોઇએ છીએ, તે પરિભ્રમણ કરાવનાર કર્મ એટલે કર્મવડે જીવને પરિભ્રમણ થાય છે તે કર્મનો કર્ત્તા આત્મા નહિ તો બીજો કોણ? માટે એમ માનો કે કર્મનો કર્તા આત્માજ છે અને ઉત્તરાધ્યયનના ૨૦ મા અધ્યયનમા પણ એજ કહ્યુ છે કે, अप्पा कत्ता विकत्ताय, दुहाणय सुहाणय; આત્મા એજ સુખ અને દુખનો કર્ત્તા અને અકર્ત્તા છે, સુખ દુખ તે કર્મને લઇનેજ થાય છે, માટે કર્મનો કર્ત્તા આત્મા છે

પ્રશ્ન ૧૯—આત્માજ કર્મ કરે છે અને આત્મામનેજ કર્મ લાગે છે, એમ જો માનીએ તો સિદ્ધના જીવ પણ આત્મા છે, તો પછી સિદ્ધના જીવને કર્મ કેમ ન લાગે?

ઉત્તર—સિદ્ધના જીવ અકર્મા છે. માટે તેને કર્મ ન લાગે. આચારાંગજીમા કહ્યુ છે કે—अकम्मस्स ववहारो न विज्जति. અકર્મા એટલે સિદ્ધને કર્મ

લાગવાને વ્યવહાર નથી. જેણે મોહનીય આદિ આઠે કર્મનો નાશ કર્યો હોય તેને કર્મ લાગતાં નથી. જેમ બળેલું બીજ ઉગે નહિ તેમ આત્મા સાથે લાગેલાં કર્મ જપ તપાદિ ક્રિયારૂપ અગ્નિએ દગ્ધ થયેલાને આત્મ પ્રદેશથી ખરીને નાશ થયેલા તે ફરીથી આત્માને લાગુ થતાં નથી, વળગી શકતાં નથી, જેમ અગ્નિથી બળેલા કાષ્ટની ખરી પડેલી શ્વેત ભસ્મને ફરીથી અગ્નિ લાગતો નથી, તેમ આત્મ પ્રદેશથી સર્વથા ક્ષય થયેલા કર્મોના પરમાણુઓ ફરીથી ચોટતાં નથી, એ વાત સિદ્ધાતથી સિદ્ધ થાય છે

પ્રશ્ન ૩૦—એ તો સૌ કોઇ કહે છે અને અમારૂં પણ એમજ માનવું છે કે સિદ્ધને કર્મ લાગતાં નથી, પણ કર્મ સહિત જીવ છે, માટે કર્મને કર્મ લાગે છે.

ઉત્તર—કેટલાક, કહેવાતા આત્મવાદીઓ એમ માને છે ખરા કે આત્માને કર્મ લાગતાં નથી, પણ કર્મને કર્મ લાગે છે, આમ બોલવાનો ખરો હેતુ શો છે તે જણાવવો જોઇએ.

પ્રશ્ન ૩૧—આત્મા અરૂપી છે ને કર્મ રૂપી છે, તો અરૂપીને રૂપી કેવી રીતે લાગે? તેનો મેળાપ કેવી રીતે થાય? માટે અમારૂં માનવું એમ છે કે કર્મને કર્મ લાગે છે.

ઉત્તર—જો કર્મને કર્મ લાગતાં હોય તો જીવ વિના કર્મ કોને લાગે? જડને કર્મ લાગતા નથી. જડે જડનો મેળાપ થાય. પુદ્‌ગલે પુદ્‌ગલનું મળવું થાય તો પણ તે પુદ્‌ગલજ કહેવાય છે, તેનો બંધ કહેવાય છે, પણ કર્મ કહેવાતાં નથી. કર્મ તો અઢાર પાપસ્થાનકાદિકના સેવનથી, વિષય કષાયાદિકથી તથા શુભાશુભ કૃત્યો કરવાથી શુભાશુભ યોગના વ્યાપારથી જીવને કર્મ લાગે છે, એમ સૂત્રમાં કહ્યું છે તો તે વ્યાપાર જીવનેજ હોય છે, જડને હોતો નથી. માટે મન, વચન, કાયાના યોગે અને ઇંદ્રિયોના વ્યાપારે તેમજ રાગ દ્વેષની પરિણતિઓ ઇત્યાદિ કારણોમાં આત્માનું તલ્લીનપણું થવાથી, એટલે આઠ કર્મોનો બંધ થવાની જે જે પ્રકૃતિઓ છે તે તે પ્રકૃતિઓને આત્માની વૃત્તિરૂપ પીચકારી વડે ખેંચીને જે પુદ્‌ગલો ગ્રહણ કરવામા આવે છે, તે પુદ્‌ગલોનો આત્મ પ્રદેશ સાથે મેળાપ થાય છે. તે જેમ ક્ષીર નીરની પેરે તથા લોહપિંડ અગ્નિની પેરે એક રૂપે મળી જાય છે તેનું નામ કર્મ કહેવામાં આવે છે. તે કર્મનો કર્તા આત્મા નહિ તો બીજો કોણ? ભગવતીજી સૂત્રમા કહ્યું છે કે—જીવ કર્મનાં પુદ્‌ગલોને ગ્રહણ કરે છે. અને જે પુદ્‌ગલોને જીવ ગ્રહણ કરે છે તે પ્રયોગશા પુદ્‌ગલ કહેવાય છે.

હવે ક્યા જીવો કર્મોને (કર્મોના પુદ્ગલોને) ગ્રહણ કરે છે? જીવ બે પ્રકારના કહ્યા છે. એક સકર્મા અને બીજા અકર્મા. તેમાં અકર્માને કર્મ લાગતાં નથી. અને સકર્મા એટલે જીવ અને કર્મનો અનાદિ બંધ રહ્યો છે તે જીવો સકર્મા કહેવાય છે, તે બંધ કોઇનો કરેલો નથી. જેમ પૃથ્વીમા સુવર્ણ અને માટીનો મેળાપ ક્યારે થયો તેની આદિ નથી તેમ જીવ અને કર્મના મેળાપની આદિ નથી. એવા સકર્મા જીવને શરીર ઇંદ્રિયો અને મન રૂપ પીચકારી વડે આત્મરૂપ હસ્તે કરી કર્મ રૂપ જળનું ખેંચાણ થાય છે એટલે એકલી પીચકારીથી જલનું ખેંચાણ થાય નહિ, એકલા હાથથી પણ જલનું ખેંચાણ થાય નહીં, તેમ આત્મ પ્રદેશ સાથે રહેલા કાર્મણ શરીરના પ્રયોગે અને આત્મવૃત્તિના ખેંચાણે કર્મોનાં પુદ્ગલોને ખેંચીને પુદ્ગલોને આત્મ પ્રદેશ સાથે એક રૂપે મળેલા કાર્મણ શરીરની સાથે તૈજસ શરીર (જઠરા રૂપે રહેલ છે તે) વડે આ-ત્મપ્રદેશ અને કાર્મણ શરીર સાથે એક રૂપે પાચન કરવા રૂપ મેળાપ કરે છે. આનું નામ આત્મા સાથે કર્મનું મળવું યા કર્મનો બંધ કહેવામાં આવે છે. માટે જેનું માનવું એમ છે કે કર્મને કર્મ ગ્રહણ કરે છે તે વાત મિથ્યા છે, સુત્રના ન્યાયે તો આત્માજ કર્મને ગ્રહણ કરે છે. માટે કર્મનો કર્ત્તા આત્મા છે, કર્મ નથી એ વાત સુત્ર ન્યાયે સિદ્ધ છે,

પ્રશ્ન ૩૨—કેટલાક પોતાને વિષે સંયમીપણું માની બીજાને હિસા-બમાં ન ગણે તેનું કેમ?

ઉત્તર—સૂયગડાંગ સુત્ર શ્રુતસ્કંધ પહેલે અધ્યયન ૧૩ મે ગાથા ૮-૯ મીમાં કહ્યુ છે કે જે કોઇ એમ માને જે હુંજ સંયમવંત છું, હુંજ જ્ઞાની છું, પરમાર્થ અજાણતો એમ માને તથા હુંજ તપસ્વી છું. એમ પોતે માનતો બીજાને પૂતળા સરખા ગણી લેખામા ન ગણે તે જેમ મૃગ પાસમાં પડયા દુ:ખ પામે તેમ એકાંત સંસાર માહી ફરી દુ:ખ પામે. ને મદે કરી રાચે તે સર્વજ્ઞના માર્ગનો અજાણ થકોજ પ્રવર્તે. એમ કહ્યું છે.

પ્રશ્ન ૩૩—કેટલાક જ્ઞાનવાદીઓ કહે છે કે—અમારે વ્રત, નિયમ, પચ્ચખાણ કે ત્યાગ કરવાની શી જરૂર? અર્થાત્ અમારે ક્રિયા કરવાની કાંઇ જરૂર નથી. જ્ઞાન વડે અને તમામ સ્વરૂપ જાણીએ છીએ, મોક્ષ કેમ મેળ-વાય છે. તે તો અમારા આત્માને જાણવુંજ છે. માટે ક્રિયાની કાંઇ જરૂર નથી. ક્રિયા તો આંધળી છે. જ્ઞાન વિનાની ક્રિયા મોક્ષ દેવાને [illegible]ની નથી. માટે જ્ઞાનથીજ મોક્ષ મળે છે તે વાત ખરી છે?

ઉત્તર—એ તો એકાંતવાદીનું વાક્ય છે, અનેકાંતવાદી તીર્થંકર મહારાજે તો જ્ઞાન અને ક્રિયા બન્ને મળવાથીજ મોક્ષ કહેલ છે. યથાખ્યાત ચારિત્ર અને ક્ષાયક સમકિત વિના મોક્ષ નથી એમ ભગવતીજી સૂત્રમાં કહ્યું છે. માટે નથી એકલી ક્રિયાથી મોક્ષ કે નથી એકલા જ્ઞાનથી મોક્ષ. જ્ઞાન અને ક્રિયા બન્ને હોય તોજ મોક્ષની પ્રાપ્તિ કહી છે. ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનમાં પહેલીજ ગાથામાં મોક્ષ પ્રાપ્તિના સાધન માટે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર બોલ કહ્યા છે. તેમજ મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે—

हतं ज्ञानं क्रियाहिन, हतं अनाणओ क्रिया; पासंतो पंगुलो ढिठो, ध्याघ्र माणोय अंधलो. १ संजोग सिद्धी सफलं वयत्ति, न हु एग चक्केण रहो पयाण; अंधोय पंगोय समीच लोए, तेर्सि पहुता नगरं पइठा. २ ॥

અર્થ:—એક પુરૂષ જ્ઞાનવાન છે અને ક્રિયા રહિત છે, બીજો પુરૂષ ક્રિયાવાન છે ને જ્ઞાન રહિત છે; એટલે દેખવાવાળો પાંગુલો છે અને ચાલવાવાળો આંધળો છે. તે બન્ને અટવીમા રહેલા છે, તે નગર ભેગા કેમ થઇ શકે ? અર્થાત્ એકાંત પક્ષે ન થઈ શકે. તેમ એકલા જ્ઞાનવાદી તથા એકલા ક્રિયાવાદી મોક્ષ નગરીએ જઇ શકે નહિ. ૧. હવે મોક્ષ નગરીએ કોણ જઇ શકે ? તે જણાવે છે. જ્ઞાની પુરૂષો કહે છે કે–બે વસ્તુનું મળવાપણું થાય તો એટલે બે વસ્તુનો સંજોગ થાય તો સિદ્ધિની સફળતા થાય. દાખલા તરીકે, એક ચક્રે રથ ચાલે નહિ બે અથવા ચાર ચક્ર હોય તો રથ ચાલે. તેમ આંધળો અને પાગળો બન્ને એકઠા મળે અને આંધળાની ખાંધે પાગળો બેસે તો બન્ને નગર ભેગા થાય. તે ન્યાયે જ્ઞાન અને ક્રિયા બન્ને સાથે હોય હોય તોજ મોક્ષ નગરીએ પહોચી શકે. ૨.

જ્ઞાનવાદી, માત્ર એકલા જ્ઞાનનોજ વાદ કરી બેસી રહે તેથી કાંઇ વળવાનું નથી. દાખલા તરીકે, દેખતો પુરૂષ સરોવરના મધ્ય ભાગે રહેલો ચારે તરફના કાંઠા ભાળે તેથી કાંઠે પહોંચી શકે નહી, પણ પગ ચલાવે પગે ચાલે તો કાંઠે પહોચી શકે. તેમ જ્ઞાનવાન મોક્ષનું સ્વરૂપ જાણે તેથી મોક્ષ મળી શકતો નથી. ક્રિયા વિના મોક્ષ પ્રાપ્ત થાય નહિ. શ્રાદ્ધ વિધિ ભાષાંતરમાં પાને ૨૨૫ મે કહ્યું છે કે–ઐષધ માત્ર જાણવાથીજ આરોગ્ય થવાનું નથી, તથા ભક્ષ પદાર્થ પણ કેવળ જોવાથી પેટ ભરાતું નથી, તેમ કેવળ ધર્મોપદેશ સાંભળવાથી પણ પૂરૂં ફળ મળતું નથી. તેમજ કોઇ પુરૂષ તરવાનું જાણતો હોય, તો પણ જો નદીમા પડી શરીરને હલાવે નહિ, તો તે

નદીના પ્રવાહમાં તણાઇ જાય. તેમ જ્ઞાનવાન્ પુરૂષ ધર્મ ક્રિયા ન કરે તો, સંસાર સમુદ્રમાં ફરે.

પ્રશ્ન ૩૪–કેટલાક એમ કહે છે કે સૂત્રના ન્યાયે જ્ઞાન અને ક્રિયાનો મુકાબલો કરતાં ક્રિયાથી જ્ઞાન ચડી જાય છે. ભગવતીજીના ૮ મા શતકમાં ૧૦ મે ઉદ્દેશે કહ્યું છે કે–જ્ઞાનવાન છે અને ક્રિયા નથી તે દેશથી વિરાધક છે ૧ અને જે ક્રિયાવાન છે અને જ્ઞાન નથી તે દેશથી આરાધક છે ૨ ક્રિયા અને જ્ઞાન બંને સંયુક્ત હોય તે સર્વથા આરાધક ૩ અને ક્રિયા કે જ્ઞાન એમાથી એકે ન હોય તે સર્વથા વિરાધક કહેલ છે. ૪ તો ક્રિયાથી જ્ઞાનવાન ચડીઆતો કહ્યો. એકલી ક્રિયાવાળો દેવગતિ આશ્રી દેશથી આરાધક કહ્યો, અને એકલા જ્ઞાનવાળો ( સમક્તિી ) વખતે નરકે જાય તે આશ્રી દેશથી વિરાધક કહ્યો. જે દેશથી આરાધક તે ભવ આશ્રી સર્વથા વિરાધક એટલે ભવ ઘટયો નહિ માટે અને જે દેશથી વિરાધક તે ભવ આશ્રી સર્વથા આરાધક એટલે ભવ ઘટવા આશ્રી કહેલ છે. માટે અમે જ્ઞાનીઓ ભલે ક્રિયાનો સ્વીકાર ન કરીએ તો અમને નુકશાની કેટલી કે માત્ર એક રૂપીયાની ૧૯૨ પાઇમાંની એક પાઇ જેટલી ( વિરાધક પદની ) છે. પણ ૧૯૧ પાઇ જેટલો ( આરાધકપણાનો ) નફો છે. કાગળના આખા ધોળા કાગળમાં એક જરા જટલું શાહીનું ટપકું પડે તેટલુ વિરાધકપણું છે, બાકી જેટલું ધોળાશપણું તેટલું આરાધકપણ્ છે. અને ક્રિયાવાળાને એથી તદ્દન ઉલટુંજ છે. માટે અમે સમ્યગ્ જ્ઞાનનોજ સ્વીકાર કરીએ છીએ તે શું ખોટુ છે!

ઉત્તર—ઉપર કહેલી કેટલીક વાત ભગવતીજી સુત્રમાં છે ખરી, પણ માન્યતામા તફાવત જણાય છે. એજ ઉપર કહેલા અધિકારની શરૂઆતમા ગૌતમ સ્વામીએ અન્યતીર્થીને ઉદ્દેશીને પ્રશ્ન કહેલ છે કે એકેક અન્યતીર્થી જ્ઞાનને શ્રેષ્ટ માને છે. તેનું કેમ? તેના જવાબમા ભગવતે એમ કહ્યું કે એ માનવુ મિથ્યા છે. એમ કહી ભગવંતે ચાર પ્રકારના પુરૂષની વ્યાખ્યા કહી સભળાવી, તે પ્રશ્નકારના કહ્યા મુજબ છે. આ ઉપરથી એમ જણાય છે કે અહિયા ભગવતે બે વર્ગ પાડયા. એક એકાંતવાદીનો અને બીજો અનેકાંતવાદીનો તેમા એકાંતવાદીના બે મત જણાવ્યા એક જ્ઞાનવાદી અને બીજા ક્રિયાવાદી. આ બન્નેને ભગવતે મિથ્યાવાદમા ગણી કાઢયા.

તેમજ સૂયગડાંગજીના છઠ્ઠા અધ્યયનમે પણ કહ્યુ છે કે—

किरियाय किरियं विणइयाणुवायं, अन्नाणियाण पडियच्च ठाणं; से सव्व-व्वायं इति वेदइत्ता, उवट्ठिए संजम दीहरायं ॥२७॥

અર્થ:—ક્રિયાવાદી, અક્રિયાવાદી (જ્ઞાનવાદી) અજ્ઞાનવાદી અને વિનયવાદી. આ ચારે વાદીઓ, પોતપોતાના સ્થાનમાં રહ્યા થકા, તે સર્વ પોતાના વેદ કહેતા શાસ્ત્રનો વિવાદ કરતાં થકાં એમ બોલે જે અમેજ ધર્મને વિષે ઉપસ્થિતા (ઉભા) સાવધાન થયા છીએ એમ માને. પણ ભગવંત મહાવીર દેવ કહે છે કે—તે તે દીર્ઘ રાત્ર યા દીર્ઘ રાહને વિષે પડયા છે. એટલે અજ્ઞાનરૂપ અંધારી અટવીમાં લાંબા પંથને વિષે તે વાદીઓ પડયા છે. તેમજ તે સુત્રના બીજા શ્રુતસ્કંધમા પુંડરિક અધ્યયનમા કહ્યું છે કે—ચારે દિશિમાંથી આવેલા ચારે વાદીઓ સંસારરૂપી પુષ્કરણી વાવમા રહેલા ચક્રવર્ત્યાદિક નાના મોટા રાજાઓ રૂપ પદ્મકમળને ઉધરવા આવતા અધવચ કામ ભોગ રૂપ કાદવમાંજ ખુંતા પડયા છે એ એકાંતવાદીનો મત જણાવ્યો, માટે એકાંત જ્ઞાનવાદી અને ક્રિયાવાદીને માટે તો સંસાર પરિભ્રમણજ ભગવંતે કહેલ છે.

પ્રશ્ન ૩૫—ભગવતીજીના ૩૦ મા શતકમાં ક્રિયાવાદીને સમકિત દૃષ્ટી કહ્યા છે તેનું શું કારણ ?

ઉત્તર—ત્યાં ક્રિયાવાદી આદિ ચારે બોલ કહ્યા છે. તેમાં સમકિત દૃષ્ટીથી માંડી સાધુપણાના સર્વ બોલ ક્રિયાવાદીમાં ગણ્યા છે. તે અનેકાંતવાદીને લઇને ગણ્યા છે. બાકીના ત્રણ ( અક્રિયાવાદી (જ્ઞાનવાદી), અજ્ઞાનવાદી અને વિનયવાદી ) એકાંત પક્ષને લઇને મિથ્યાવાદમાં ગણ્યા છે. તેમજ દશાશ્રુતસ્કંધમાં પણ શ્રાવકની પડિમાના અધિકારે મંડાતા પ્રથમ અક્રિયાવાદી અને પછી ક્રિયાવાદીનો અધિકાર આવેલ છે, તેમાં અક્રિયાવાદીને ચોખ્ખા નાસ્તિકમાંજ ગણ્યા છે. અને ક્રિયાવાદીને ચોખ્ખા સમકિતી અને આસ્તિક કહ્યા છે.

ભગવંતે સ્વીકારેલા સમકિત દૃષ્ટિ તો એવા હોવા જોઇએ કે પોતે ભલે પાળી ન શકે, પણ અનેરાને વ્રત પચ્ચખાણથી પડતા સ્થિર કરે, સંયમ લેનારને ઉપષ્ટંભ આપે—ટેકો આપે શ્રીકૃષ્ણ શ્રેણિકવત , નહિ કે ચાલતા જમાનાના કહેવાતા પોતાની મેળે માની બેઠેલા સમકિતી જ્ઞાનવાદીઓ નાસ્તિકની પેઠે સાધુઓને સંયમથી ભ્રષ્ટ કરનારા, વ્રત પચ્ચખાણથી પાડનારા પોતે ભ્રષ્ટ થઇ બીજાઓને પણ ભ્રષ્ટ બનાવનારા, એવા અક્રિયાવાદીને ભગવંતે સ્વીકારેલા નથી. ભગવંતે તો સમકિત દૃષ્ટિને શ્રમણોપાસકની પ્રવર્જ્યાના પાલક કહ્યા છે. શ્રમણ નામ સાધુ અને ઉપાસક નામ શ્રાવક એ બન્નેની પ્રવર્જ્યાના એટલે સાધુ અને શ્રાવકના પ્રતિપાળના કરનારા, તેના રક્ષણના કરનારા કહ્યા છે. પૂર્વ કર્મના ઉદયે પોતે સાધુ કે શ્રાવકપણાના

વ્રતો પાળી શકતા નથી, તેનો ઓરતો-હ્હાપો પશ્ચાત્તાપ કરે છે, અને મુખે એમ પણ કહે કે મારાથી અંતરાય કર્મના ઉદયે વ્રત પચ્ચખાણાદિ બની શકતાં નથી, પણ તમે કરશો તો તમારા આત્માને મહાલાભ થશે એમ બીજાઓને વ્રત પચ્ચખાણાદિકનો ઉપદેશ આપી પોતાની સફળતા માને છે. માત્ર પોતાને ફરસના નથી, પણ સદ્દહણા પરૂપણા તો શુદ્ધજ હોય, એવાં સમકિત દ્દષ્ટીને ભગવતે જૈન ધર્મના ક્રિયાવાદીમાં ગણ્યા છે શુક્લપક્ષી કહ્યા છે. તેવા જીવો થોડા કાળમાં મોક્ષ જવાવાળા કહ્યા છે એવા અનેકાંતવાદી ક્રિયાવાદી સમકિત દ્દષ્ટિનો ભગવંતે સ્વીકાર કર્યો છે

પ્રશ્ન ૩૬—અભવીના બુઝવેલા મોક્ષ જાય કે નહિ ?

ઉત્તર—કેટલાક કહે છે કે-અભવીને તિન્નાણં તારયાણં નું પદ ન લાભે. કારણ કે પડે તરે નહિ તો બીજાને કયાથી તારે. અને અભવીને સમકિત નહિ તો તેના શિષ્યને પણ સમકિતની સદ્દહણા કયાંથી હોય ? આ પ્રમાણે કોઇ કોઇનું બોલવું થાય છે. તેના જવાબમા એ વાત તો કેવળીગમ્ય છે છદ્મસ્થથી અભવીની ઓળખાણ થઇ શકતી નથી, કે આ જીવ અભવી છે કારણ કે કોઇ ખરાબમા ખરાબ નીચમા નીચ દુનિયાની દ્દષ્ટિએ નહિ કરવા યોગ્ય કામો કરતો હોય અને ભવી હોય. તથા શુદ્ધ સાધુપણામાં શુદ્ધ આચાર પાળતો શુદ્ધ આહારાદિકની ગવેષણા કરતો નિર્દોષ આહાર ભોગવતો સૂત્રમા કહ્યા પ્રમાણે केवल चरिया કેવલ નામ સંપૂર્ણ નિકેવલ એકાંત ચરિયા નામ સાધુપણામા વિચરવુ અર્થાત્ સાધુપણાની જે જે ક્રિયાઓ હોય તેમા કાઇ પણ દોષ નહિ લાગવા દેતાં મરણાંત સુધીમા ચારિત્રની આરાધના કરી આરાધકપણામાં મરી નવગ્રૈવેયક સુધી જાય (ચારિત્રના વિરાધક નવગ્રૈવેયકે જાય નહિ) માત્ર ખામી સમકિતની આવા જીવ ભવી અભવી બન્ને હોય પણ તે ભાવ તો કેવળી જાણે કે આ જીવ ભવી છે કે અભવી છે માટે અભવીને છદ્મસ્થ જાણી શકે નહિ તેમજ અભવી પોતે એમ ન જાણે કે હુ અભવી છુ તેમજ અભવીને એવો વિચાર પણ ન થાય કે હુ ભવી હોઇશ કે અભવી હોઇશ જુઓ આચારાંગ સૂત્રના અધ્યયન પચમાના પચમા ઉદેશાની ટીકામાં કહેલા આચારાંગના આલાવા ન.

અંગનું જ્ઞાન મેળવી શકે. અને તેના બોધથી ઘણા ભવ્ય જીવોનું હૃદય ભેદાય તેવો બોધ પણ આપી શકે કે તે બોધથી ઘણા જીવ વૈરાગ્ય પામી મોક્ષમાં પણ જઇ શકે. જે બોધ અભવી આપે તે કાંઇ તેના ઘરનો નથી, પણ સૂત્રજ્ઞાનના ઘરનો છે. અને સૂત્રજ્ઞાંનની ઉત્કૃષ્ટી આરાધના કરનાર ભવ્ય જીવો હોય; તેથી એમ સંભવે છે કે, અભવીના બુઝવેલા મોક્ષ જાય.

પ્રશ્ન ૩૭—અભવીને તિન્નાણું તારયાણુંનું પદ નથી, માટે તે તરી શકે નહિ તો બીજાને તારી કેમ શકે ?

ઉત્તર—તિન્નાણું તારયાણુંનું પદ તો એક તીર્થંકર મહારાજનેજ લાગુ છે. સૂત્રમાં તીર્થંકર સિવાય બીજા કોઇ પણ સાધુને એ પદ કહેલ નથી. પણ જે જે જીવનું તરવું થાય છે તે તો જ્ઞાન, દર્શન, ચારિત્રની ઉત્કૃષ્ટી આરાધના કરી શકે તેનેજ થાય છે અને તેજ મોક્ષ ફળ મેળવી શકે. તે શક્તિ ભવ્ય જીવને હોય છે, અભવીને એ શક્તિ નથી; તેથી તે તરી ન શકે. પણ તેની પાસે રહેલા જ્ઞાનથી તે જ્ઞાનના ગ્રહણ કરનારા ભવ્ય જીવ તરી શકે એમ સંભવે છે.

પ્રશ્ન ૩૮—અભવીને સમકિત નહિ તો તેના શિષ્યને સમકિત કે તેની સદ્દહણા ક્યાથી હોય ?

ઉત્તર—અભવીને નિશ્ચે સમકિત નથી, પણ ગ્રંથકાર તેને વ્યવહારથી દીપક સમકિત કહે છે. જેમકે રાત્રિ તો અંધારી છે, પણ દીપક મૂકવાથી આખા ઘરમા પ્રકાશ કરે ને પદાર્થ તમામ જોવામાં આવે. તે કોને જોવામાં આવે ? બીજા પુરૂષને, પણ દીપક ધારક જે દીવી તેને તો અંધારૂંજ છે. તેમ દીવી રૂપ અભવી, તેને અજ્ઞાનરૂપ અંધારૂંજ હોય. એટલે પહેલે ગુણ-ઠાણે છતાં સૂત્રજ્ઞાન રૂપ દીપક પ્રગટવે જ્ઞાન, દર્શન, ચારિત્ર, મોક્ષ રૂપ પદાર્થ, બીજા પુરૂષ રૂપ શિષ્યોને દર્શાવ થાય અર્થાત્ અભવી પાસે રહેલું સૂત્રજ્ઞાન તે ભવી જીવને ઉપયોગી થાય, તેને પ્રકાશ કરે, પણ અભવી રૂપ દીવીને તો અજ્ઞાન રૂપ અંધારૂંજ રહે. માટે અભવીના બુઝવ્યા મોક્ષ જાય તેમાં અટકાવ નહિ તો પછી સમકિતનું તો કહેવુંજ શું. ?

ઠાણાંગજી ઠાણે ૪ થે—ઉદ્દેશે-બીજે ચોભંગીમા કહ્યું છે કે ૧ એક, પોતે તરે ને બીજાને તારે. (૨) એક, પોતે તરે ને બીજાને ન તારે. (૩) એક, પોતે ન તરે અને બીજાને તારે. (૪) એક, પોતે ન તરે ને બીજાને ન તારે. આ ચોભંગીમાં પહેલે ભાગે તીર્થંકર ૧, બીજે ભાંગે જિનકલ્પી પડિમાધારી ૨, ત્રીજે ભાંગે અભવી તથા દુર્ભવી; પોતે મોક્ષ ન જાય તેના

બુઝવેલા મોક્ષ જાય ૩ ચોથે ભાગે મિથ્યાદષ્ટી અસંજતી બન્ને પક્ષના પોતે તરે નહિ ને બીજાને તારે નહિ.

અભવીના બુઝવ્યા તેના બોધથી જો ભવી દીક્ષા લે તો સમકિત પણ પામે અને મોક્ષ પણ જાય, એ શક્તિ પોતાના આત્માના ક્ષયોપશમની છે.

પ્રશ્ન ૩૯—અભવી સંયમ આરાધી નવગ્રૈવેયકમાં જાય છે તો તેનાં પચ્ચખાણ કે દુઃપચ્ચખાણ? તેનું મરણ તે પંડિત મરણ કે બાલ મરણ? તેને અકામ નિર્જરા કે સકામ નિર્જરા?

ઉત્તર—અભવી વ્યવહારથી સયમનો આરાધક છે, પણ નિશ્ચયથી જ્ઞાન દર્શનનો આરાધક નથી. માટે જે પચ્ચખાણ છે તે સંયમ છે, માટે વ્યવહારથી તેનાં સુપચ્ચખાણ સમજાય છે, અને સયમધારામા આરાધક પદે (સંથારાદિક કરી) મરે, માટે વ્યવહારથી તેને પંડિતમરણ પણ સભવે. અને નિર્જરા આશ્રી તો અકામ નિર્જરાજ સંભવે છે, કારણકે અભવીને ભવ ઘટવાપણું નથી. સકામ નિર્જરાથી ભવ ઘટે છે, તે સમકિતને લઇને છે. તે ગુણ અભવીમાં નથી, માટે અકામ નિર્જરા સંભવે છે. તત્ત્વકેવળી ગમ્ય.

પ્રશ્ન ૪૦.—પહેલા ગુણઠાણાની નિરવદ્ય કરણી આજ્ઞામાં કે આજ્ઞા બહાર?

ઉત્તર—વીતરાગ ભાષિત કરણી તો આજ્ઞામા સમજાય છે, અને તે બાહીર ત્રણસે ત્રેસઠ પાખંડીના મતની કરણી નિરવદ્ય છતાં પણ તેને દુ.પ્રવર્જ્યા કહી છે, દુપચ્ચખાણ પણ કહ્યા છે, એકાંત બાલ કહ્યા છે તે આશ્રી આજ્ઞા બહાર સમજાય છે.

પ્રશ્ન ૪૧.—કેટલાક કહે છે કે અભવીના ભવી થાય અને ભવીના અભવી થાય તેનું કેમ?

ઉત્તર—એ વાત તદ્દન ખોટી છે, ત્રણ કાળમાં બની નથી બને અને પણ નહિ કે અભવીના ભવી થાય, અને ભવીના અભવી થાય. એ કંઈ કોઇના કર્યા થયા નથી, તેમ કોઇ કાર્ય કર્મ કરવાથી થતા પણ નથી. ભવી અભવી તો સ્વાભાવિક છે. ભગવતીજીના ૧૨મા શતકના બીજે ઉદ્દેશે જયંતિ બાઇએ ભગવંત મહાવીરને પૂછ્યું કે મહારાજ! ભવ્ય જીવ સ્વભાવે કે પરિણામે? ત્યારે ભગવંતે કહ્યું કે હે જયંતી! ભવ્ય જીવ સ્વભાવના ન પરિણામા. એટલે ભવ્ય અને અભવ્ય સ્વભાવેજ છે પરિણામે નહિ, એટલે અમુક કાર્ય કરવાથી ભવ્ય કે અભવ્ય થાય છે એમ નથી પણ [illegible]

તો અનાદિ સિદ્ધ છે. ત્રણ કાળમાં ભવ્ય ટળી અભવી ન થાય અને અભવી ટળી ભવી પણ ન થાય એ અનાદિ વ્યવહાર છે.

પ્રશ્ન ૪૨—અભવી અને ભવીમાં તફાવત શો કે ભવીનો અભવી ન થાય, અને અભવીનો ભવી ન થાય તેનું કારણ શું ?

ઉત્તર—તફાવતમાં કેટલાક એમ કહે છે કે-સિદ્ધના જીવ વિના, બાકીના તમામ જીવના અસંખ્યાતા આત્મપ્રદેશ કર્મે કરી અવરાયેલા છે. તેમાં આઠ રૂચક પ્રદેશ તમામ ભવ્ય જીવના આવરણ રહિત ઉઘાડા છે, અને અભવ્યના આઠે રૂચક પ્રદેશ આવરેલા છે. એમ રૂચક પ્રદેશમાં તફાવત જણાવે છે. પણ તે વાત, કોઇ સૂત્ર પાઠે નથી, તેથી તે વાતને કોઈ કબૂલ કરે અને કોઇ કબૂલ ન પણ કરે.

પ્રશ્ન ૪૩—ભવી, અભવીના, પટાંતર માટે સૂત્રમાં કોઇ એવો ખુલાસો છે કે તે વાત બધા કબુલ કરે ?

ઉત્તર—છે ખરો, સાંભળો, સમવાયાંગમાં ૩૮ મા સમવાયાંગે કહ્યું છે કે-ભવ્ય જીવને મોહનીય કર્મની અઠ્ઠાવીશે પ્રકૃતિયો સત્તામાં રહી છે. અને અભવીને સમકિત મોહનીય તથા મિશ્ર મોહનીય એ બે વરજીને ૨૬ પ્રકૃતિયો સત્તામાં છે. આનો પરમાર્થ એ છે કે દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ કહી છે. તેમાની ભવીને ત્રણે છે ને અભવીને એક મિથ્યાત્વ મોહનીયજ છે. સમકિત મોહનીય અને મિશ્ર મોહનીય એ બે પ્રકૃતિ તો અભવીને મૂળેજ છે નહિ. તો પછી એવો સવાલ ક્યાથી ઉઠે કે દર્શન મોહનીયનું આવરણ ખસે તો સમકિત પ્રગટ થાય. માટે અભવીને સમકિત પ્રાપ્ત થવાની ઋદ્ધિ મૂળથીજ નથી. અને ભવીને તે ઋદ્ધિ છે ભવી અભવીમા આટલો તફાવત સૂત્ર પાઠે કહેલ છે.

વળી નદીજી સૂત્રમાં પણ ભવી અભવીનો તફાવત આ પ્રમાણે વર્ણવ્યો છે કે—भवसिद्धियस्स सुयं साइअं सपज्जवसियं, अभवसिद्धियस्स सुयं अणाइअं अपज्जवसियं. ભવ્ય જીવનું સૂત્રજ્ઞાન આદિ અંત રહિત કહ્યું છે, અને અભવીનું સૂત્રજ્ઞાન અનાદિ અનંત કહ્યું છે. એટલે ભવ્ય જીવના મતિ શ્રુતજ્ઞાનની આદિ હોય છે, અને અંત પણ હોય છે. મતિશ્રુત અજ્ઞાનમાથી મતિશ્રુત જ્ઞાન થાય તે આશ્રી આદિ, અને મતિશ્રુત જ્ઞાનમાથી કેવળ જ્ઞાન થાય તે આશ્રી અંત કહેલ છે અભવીનાં મતિ શ્રુત જ્ઞાન (અજ્ઞાન) ની આદિ અંત છે નહિ જ્યારે પૂછીયે ત્યારે મતિ અને શ્રુત એ બે અજ્ઞાન હોય. પણ પાંચ માંહેનુ એકે જ્ઞાન હોયજ નહિ. અને સૂત્રમાં પણ કહ્યું છે કે અભવીને

ત્રણ અજ્ઞાનની ભજના અને બે અજ્ઞાનની નિયમા અને ભવીને પાંચ જ્ઞાનને ત્રણ અજ્ઞાન એ આઠની ભજના. અર્થાત્ ભવીને ઓછામાં ઓછા કાં બે જ્ઞાન હોય કે, કાં બે અજ્ઞાન હોય. અને અભવીને તો સદાય જ્યારે પૂછો ત્યારે બે અજ્ઞાન તો હોયજ, એમ ભગવતી સૂત્રના ૯મા શતકના બીજે ઉદ્દેશે કહેલ છે. એ ભવી અભવીનો તફાવત સૂત્રના ન્યાયથી કહ્યો.

પ્રશ્ન ૪૪—અભવી કેટલું જ્ઞાન મેળવે? અર્થાત્ અભવીને કેટલું જ્ઞાન હોય?

ઉત્તર—બાબુ તરફથી છપાયેલા નંદીજી સૂત્રના પાને ૩૯૯માં કહ્યું છે કે અભવ્યસિદ્ધીયાનું મતિ શ્રુત અનાદિ અનંત છે અભવ્ય જીવ જો ઉત્કૃષ્ટો ભણે તો ૧૦ પૂર્વ કાંઇ એક ઉણો ભણે તે ઉણો કેમ જાણે તે કહે છે. દશ પૂર્વનો ભણેલો નિશ્ચય સમકિત પામી મોક્ષ જાય. અને પાછો પડે તો શુક્લ પક્ષી થાય અને દેસુણો અર્દ્ધપુદ્ગળ સંસારમા રહે તે નિયમા ભવ્ય જીવજ હોય. અને કૃષ્ણ પક્ષી ભવ્ય જીવ થાય તે ઘણામા ઘણો દશ પૂર્વ ઉણાં ભણે, તે સમકિત ફરસ્યાં વિના પાછો પડે. અને અભવ્ય જીવ છે તે તો સદાય કૃષ્ણપક્ષી મિથ્યાદષ્ટી છે, માટે દશ પૂર્વ પૂરાં ન ભણે, કાઇ એક ઉણાં દશ પૂર્વ ભણે, પાછો પડે, અનાદિ સંસારમાં રહે. એમ નંદીજીની પર્યાયમાં કહેલ છે. અને કેટલાકની એમ પણ માન્યતા છે કે અભવીને અગીયાર અંગનુંજ જ્ઞાન હોય એથી વધારે જ્ઞાન હોય નહિ. પણ સૂત્ર પાઠે ખુલાસો નહિ હોવાથી એ વાત બહુશ્રુતીગમ્ય છે.

પ્રશ્ન ૪૫—કેટલાક કહે છે કે—ચૌદપૂર્વી દેશે ઉણા પડીને નરક નિગોદમા જાય છે. અને તેને માટે એમ જણાવે છે કે—એક દેશે ઉણું એવું ચૌદ પૂર્વધારીનું જ્ઞાન તે એક મૂળ વસ્તુના જ્ઞાન સિવાય બીજું બધું જાણનાર થયું. પણ દેહ દેવળમા રહેલો શાશ્વત પદાર્થ જાણનાર ન થયું. માત્ર મૂળવસ્તુનું જ્ઞાન ન મળ્યું એટલીજ ઉણપે તેનું ચૌદ પૂર્વનું બાકીનું જ્ઞાન નિષ્ફળ કર્યું. વગેરે શ્રીમદ્ રાજચંદ્ર બીજી આવૃત્તિ પાને ૨૬૩ મે લખ્યું છે તો "ચૌદ પૂર્વધારી" કાંઈક જ્ઞાને ઉણા એવા અનંત નિગોદમાં રઝળે, અને જઘન્ય જ્ઞાનવાળા પણ અધિકમા અધિક પંદર ભવે મોક્ષ જાય. અને વળી એમ પણ લખે છે કે—જે વસ્તુ પ્રાપ્ત કરવા ચૌદ પૂર્વનું જ્ઞાન [illegible] સોંપ્યું છે તે વસ્તુ ન મળી તો પછી ચૌદ પૂર્વનું જ્ઞાન અજ્ઞાન રૂપજ છે. આ વાત કેવી છે કે કેમ?

છે. અર્થાત્ દશ પૂર્વથી માંડી ઉપરાંતના ચૌદપૂર્વી સુધીના નિશ્ચે સમકિતીજ હોય એમ નંદીજી સૂત્ર જણાવે છે. એટલે સમશ્રુતના સંબંધમાં અરિહંત ભગવંતના પરૂપેલા દ્વાદશાંગી કે જે–इच्चेअं दुवालसंगं गणिपिडगं चौद्दस पुव्विस्स सम्म सुयं, अभिन्न दस पुव्विस्स सम्म सुयं. तेणं परंभिन्नेसु भयणा, सेत्तं-सम्म सुयं. એ પૂર્વે કહ્યા તે, બાર અંગ રૂપ ગણીની પેટી તે ચૌદ પૂર્વીને સમશ્રુત છે અને અભિન્ન–સંપૂર્ણ દશ પૂર્વીને પણ સમશ્રુત છે. તે સિવાયના નવ પૂર્વ સુધીના જ્ઞાનવાળાને સમશ્રુતની ભજના કહી, એટલે નવ પૂર્વના ભણનારનું શ્રુત તે સમ શ્રુત પણ હોય અને મિથ્યા શ્રુત પણ હોય. કારણ કે, નવ પૂર્વના ભણવાવાળા સમદૃષ્ટિ પણ હોય અને મિથ્યા દૃષ્ટિ પણ હોય, પરંતુ સંપૂર્ણ દશ પૂર્વથી માડી ચૌદ પૂર્વના ભણનાર તો નિયમા સમ દૃષ્ટિજ હોય માટે સમશ્રુતજ કહ્યું. આનો પરમાર્થ એ છે કે–સમકિત દૃષ્ટિનું જ્ઞાન તે સમશ્રુત હોય, અને મિથ્યા દૃષ્ટિનું જ્ઞાન તે મિથ્યાશ્રુત હોય.

નંદીજીમા મિથ્યાશ્રુતના અધિકારે પણ એજ કહ્યું છે કે—

मिच्छ दिट्ठिस्स मिच्छत्तपरिग्गहिआइं मिच्छसुयं, एयाइं चेव सम्मदिट्ठिस्स सम्मत्तपरिग्गहिआइं सम्मसुयं. મિથ્યાશ્રુતનાં જે જે શાસ્ત્રો છે, તે મિથ્યા દૃષ્ટિએ ગ્રહણ કરેલાં માટે મિથ્યાશ્રુત હોય, અને એજ મિથ્યાત્વીનાં શાસ્ત્રો નિશ્ચે સમદૃષ્ટિ જીવ સમ્યકત્વ ભાવે ગ્રહણ કરે તો તેને સમશ્રુત કહીએ.

અહિંયાં તો દશ પૂર્વ તથા ચૌદ પૂર્વના ભણનારને નિયમા સમકિતી કહ્યા છે. વળી તેનું જ્ઞાન સમશ્રુત કહ્યું છે, છતાં ચૌદ પૂર્વનું જ્ઞાન અજ્ઞાન રૂપ કહેવું તે ભારે પડતું વચન છે; એમ કેમ કોઇ નહિ કહે? અર્થાત્ કહેશેજ.

પ્રશ્ન ૪૯—તો પછી દેશે ઉણા ચૌદપૂર્વીનું પડવું કેમ થાય છે?

ઉત્તરઃ—ઉપરના પ્રશ્નમાં કરેલા ખુલાસા પ્રમાણે ચૌદપૂર્વીનું પડવું સાબીત થતું નથી. ચૌદપૂર્વી દેશે ઉણા હોય કે સંપૂર્ણ હોય પણ તેને મૂળ વસ્તુનું જ્ઞાન તો સંપૂર્ણ હોય. વિચારો કે માત્ર સમકિત દૃષ્ટિને મૂળ વસ્તુનું જ્ઞાન હોય તો પછી ચૌદ પૂર્વીને મૂળ વસ્તુનું જ્ઞાન જે આત્મજ્ઞાન એટલે દેહ દેવળમાં રહેલો શાશ્વત પદાર્થ જે આત્મા તેનું જાણવું તે ચૌદ પૂર્વીને નિઃશંક હોય

હવે દેશે ઉણા ચૌદપૂર્વીને જે પડવું થાય છે, તેનો હેતુ તે લખનારને સમજાણો હોય એમ જણાતુ નથી, એમ તેઓના લખાણપરથી સિદ્ધ

થાય છે. મૂળ વસ્તુ જે સમકિત કહો કે આત્મજ્ઞાન કહો તે તો તેમને છેજ. પણ પડવાનું કારણ શું છે તે જાણવું જોઇએ.

ભગવતીજી શતક ૨૪ મે, ઉ. ૧ લે પાને ૧૫૫૯ મે કહ્યું છે કે–ચાર જ્ઞાનવાળો પડી નરકે જાય. એટલે મનુષ્યના દંડકમાં ૪ જ્ઞાન હોય માટે નરકમાં જવાના અધિકારે કહ્યું છે કે—મનુષ્યમાં चत्तारि णाणा तिण्णिअणाणा भयणाए અથટીકા—मनुष्याणं–चत्तारिनाणाइंति ॥ अवध्या दौ प्रतिपतिते केषां चिन्नरकेपूत्पत्तेः ॥ " आहच चूर्णिकारः–उहिनाण मणपज्जवणाण आहारय सरिराणि लद्धुण परिसाडित्ता उववज्जइत्ति. અને ભાષ્યમાં પણ એજ પ્રમાણે કહ્યું છે.

તથા પન્નવણાજીના ૩૬ મા પદમા સમુદ્ઘાત અધિકારે પણ કહ્યુ છે કે–નારકીના જીવે પૂર્વે આહારક શરીર કેટલા કર્યા ? તેના ઉત્તરમાં કહ્યું છે કે–કોઇએ કર્યા કોઇએ નથી કર્યા. જેણે કર્યા તેણે જઘન્ય ૧ અને ઉત્કૃષ્ટાં ૩. એટલે પૂર્વે ૧, ૨, ૩ વાર આહારક શરીર કરેલા નરકમા હોય, અને તે ચૌદ પૂર્વધારી કે ચાર જ્ઞાનવાળા હતા એમ નિશ્ચય થયુ.

ચૌદપૂર્વીને ચાર જ્ઞાન હોય છે, અને ચાર જ્ઞાનવંતને વખતે ૧૪ પૂર્વ પણ હોય છે.

હવે ૧૪ પૂર્વીને જ્ઞાન વિના પડવુ કહે તેને પૂછીએ કે તો પછી ચાર જ્ઞાનવાળો કમ પડે ? તેને તો સમ્યગ્ જ્ઞાન હતુ માટે ચાર જ્ઞાનવાળા કે ચૌદ પૂર્વી જે પડે છે, તેનો હેતુ પ્રશ્નકારે જણાવેલા અભિપ્રાયથી ભિન્ન છે.

પ્રશ્ન ૪૭—તેનો ખરો હેતુ શુ છે તે જણાવશો ?

ઉત્તર—હા સાંભળો, ચાર જ્ઞાનવાળા કે ચૌદ પૂર્વીને કોઇ એવા પ્રકારની શંકા ઉત્પન્ન થાય કે તે શંકાનુ સમાધાન ન થવાથી તેનુ આયુષ્ય પૂર્ણ થયે શંકા સહિત મરણ થાય અને તે શંકા એવા પ્રકારની છે કે–'संकाए सम्मत्त नासई' તે શંકાથી સમકિતનો નાશ થાય, અને તેથી નરકાદિક ગતિમા જાય

વળી ત્રીજું કારણ—ચૌદ પૂર્વવાળાને કોઇ પ્રકારની મહત્વની શંકા ઉત્પન્ન થઇ તેનો ખુલાસો ચૌદ પૂર્વમાં નથી પણ દૃષ્ટિવાદમાં છે, જેથી તેનું સમાધાન ન થતા શંકામાં મરવું થાય, તો તે શંકા એવા પ્રકારની છે કે તેમા મરવાથી સમકિતનો નાશ થઇ નરકાદિક ગતિમાં ઉત્પન્ન થાય.

પ્રશ્ન ૪૮—ચાર જ્ઞાનવાળા તથા ચૌદ પૂર્વી સમકિતથી પડેલા પણ ચારિત્રના પડેલા ન હોય તે નરકાદિ ગતિમાં કેમ ઉપજે? સૂત્રમાં ચારિત્રના વિરાધકને પણ દેવગતિ કહી છે તેનું કેમ? અને નરકગતિમાં ઉત્પન્ન થવાનાં જે ચાર કારણ મહારંભયાએ પ્રમુખ કહ્યાં છે તે માંહેલા કયા કારણને લઇને નરકગતિમાં ઉપજે.

ઉત્તર—તેને તે ચાર કારણ માંહેલા કારણની કાંઇ જરૂર ન હોય. પરંતુ સમકિતનો નાશ થવાથી અનંતાનુબંધીની ચોકડીનો ઉદય થાય એટલે પરિણામથી સમકિત અને ચારિત્રના પર્યવનો નાશ થાય એટલે નરકગતિનો બંધ પડતાં અટકે નહિ. ઠાણાગજી સૂત્રના ચોથે ઠાણે કહ્યું છે કે—અનંતાનુબંધીની ચોકડીના ઉદયે નરકગતિનો બંધ થાય છે. માટે ચાર જ્ઞાન તથા ચૌદ પૂર્વના પડેલા નરકગતિમાં સંભવે, તે ઉપરના કારણથી જણાય છે.

એટલે મહત્વ શંકાના કારણથી સમકિતનો નાશ થાય, સમકિતથી પડતા જીવને અનતાનુબંધીના તથા મિથ્યાત્વ મોહનીયના ઉદયથી ચારિત્ર મોહનીયના ઉદયને લીધે સમકિત અને ચારિત્રના ગુણનો નાશ થાય. અર્થાત્ સમકિત અને ચારિત્ર એ બન્નેથી પતિત થયેલાને શંકાના સદ્ભાવે નરક નિગોદાદિક ગતિની પ્રાપ્તિ થવાનો સંભવ છે તત્ત્વ કેવળીગમ્ય

પ્રશ્ન ૪૯—કેટલાક કહે છે કે—ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન,. એ ચાર દર્શન સૂત્રમા કહ્યાં છે, તેમાં ત્રણ દર્શન તો સૌ કોઇ સમજી શકે તેમ છે, પણ અચક્ષુદર્શનનો અર્થ કોઇ જાણતું હોય એમ જણાતું નથી તેનું કેમ?

ઉત્તર—જેમ ચક્ષુએ કરીને દેખવાથી ચક્ષુદર્શન તેમ અચક્ષુએ કરીને દેખવાથી અચક્ષુદર્શન, એટલે ચક્ષુ વિના બીજી ઇંદ્રિયોથી જે વસ્તુ જાણવામાં આવી તેનો દેખવા જેવો ભાસ થાય જેમકે કોઇ માણસે બૂમ મારી, સાદ પાડ્યો તેને ચક્ષુએ કરી દીઠા નથી. પણ શ્રોતેંદ્રિયથી તેની ભાષા, સાદ કે સ્વર ઉપરથી જણાયું કે ફલાણો સાદ પાડે છે, આ સાદ ફલાણાનો છે, આ સ્વર અમુક માણસનો છે. ભાઇનો છે કે બાઇનો છે. મનુષ્યનો છે કે પશુ પક્ષીનો છે વગેરે તાદૃશ જોવારૂપ જાણવામાં આવ્યું, તે અચક્ષુ-

દર્શન. વળી આપણા વાંસામા કોઇ માણસે અક્ષર લખ્યા તેને આપણે ભાળતા નથી, પણ સ્પર્શ ઇદ્રિયથી જાણવામાં આવ્યું છે કે મારા વાંસામાં કકો કાઢયો. વગેરે દેખવા જેવો ભાસ થાય તે અચક્ષુદર્શન કહેલ છે. વળી અચક્ષુદર્શનનો અર્થ આ રીતે પણ થાય છે, કે જેમ ચક્ષુએ જોઇને નિર્ણય કરવામા આવે છે તેમ બીજી ઇદ્રિયોથી જે બાબત નિર્ણય કરવામા આવે, એટલે વસ્તુને વસ્તુ રૂપે સર્દહવામાં આવે તેને પણ અચક્ષુદર્શન કહેવાય.

પ્રશ્ન ૫૦—આ ઠેકાણે કોઇ એમ કહે છે કે-જેમ ચક્ષુએ કરીને જોવામાં આવે છે તેમ આત્મા આત્માનું દર્શન કરે છે એટલે ચક્ષુ છતાં ચક્ષુએ નહિ પણ આત્મા પોતે આત્માને દેખે તેને અચક્ષુદર્શન કહીએ. તેનું કેમ ?

ઉત્તર—એ વાત સિદ્ધાતના ન્યાયે મળે નહિ કારણ કે-જીવાભિગમ વગેરે સૂત્રોમાં દડકના અધિકારે એ વિષે સારો ખુલાસો કરેલ છે. ચક્ષુદર્શનમા ચૌરિદ્રિયથી માંડી પચેદ્રિયના (નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતાના) મળી કુલ દડક ૧૭ લાભે તે શિવાયના પાચ સ્થાવરમા તથા બે ઇદ્રિય તેઇદ્રિયથી માડી ૨૪ દડકમા અચક્ષુદર્શન હોય એમ કહ્યુ છે.

તે વિષે ઠાણાંગજી ઠાણે ૪ થે ઉદ્દેશે ૪ થે બાબુવાળા છાપેલ પાને ૩૩૫ મે કહ્યુ છે કે —अहवा चउव्विहा सव्व जीवा पन्नत्तातंजहा चक्खुदंसणी अचक्खुदंसणी ओहिदंसणी केवलदंसणी.

टीकाः—चक्षुषः सामान्यार्थ ग्रहण मवग्रेहाल्पदर्शनं चक्षुर्दर्शनं तद्वन्त श्चतुरिन्द्रियादयाऽचक्षुः स्पर्शनादि तद्दर्शनवत एकेन्द्रियादय इति.

પ્રશ્ન ૫૧—મિથ્યાત્વ મોહનીય કોને કહીએ? તેનું લક્ષણ શું?

ઉત્તર—જેના ઉદયથી શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધા ન હોય, તેની ઓળખાણ થવા ન દે તેને મિથ્યાત્વ મોહનીય કહીએ.

પ્રશ્ન ૫૨—મિશ્ર મોહનીય કોને કહીએ અને તેનું લક્ષણ શું?

ઉત્તર—જેના ઉદયથી શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મ અર્થાત્ કેવળી ભાષિત ધર્મ ઉપર રાગ ન હોય તેમ દ્વેષ પણ ન હોય, અને અન્ય મતની શ્રદ્ધા પણ ન હોય, તેને મિશ્ર મોહનીય કહીએ.

પ્રશ્ન ૫૩—સમકિત મોહનીય કોને કહીએ? અને તેનું લક્ષણ શું?

ઉત્તર—દર્શન મોહનીયના ક્ષયોપશમથી શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધા હોય, પરંતુ સમકિત મોહનીયના ઉદયથી સમકિતમાં અતિચાર લગાડે તેને સમકિત મોહનીય કહીએ.

પ્રશ્ન ૫૪—દર્શન મોહનીય કર્મનો બંધ હેતુ કેવી રીતે થાય?

ઉત્તર—દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિમાં બે પ્રકૃતિનો બંધ નથી. એક મિથ્યાત્વ મોહનીયમાં બંધ પડે છે. તેનો હેતુ તે સંસારનો હેતુ, તેનું કારણ જે હિંસાદિક આશ્રવ પાપ કર્મ તેને મોક્ષનો હેતુ કહે, એટલે હિંસા કરી ધર્મ માને તથા એકાત નયે કરી નિઃકેવળ ક્રિયા કષ્ટાનુષ્ટાનથી મોક્ષ પ્રરૂપે. તથા એકાંત નયથી નિઃકેવળ જ્ઞાન માત્રથીજ મોક્ષ કહે, તેમજ એકલા વિનયાદિકથી મોક્ષ કહે ( માર્ગી પંથની પેઠે ) તથા અરિહંત ભાષિત સમ્યગ્જ્ઞાનદર્શન, ચારિત્રરૂપ મોક્ષ માર્ગમાં પ્રવર્તવાવાળા જીવને કુહેતુ–કુયુક્તિ કરીને પૂર્વોકત માર્ગથી ભ્રષ્ટ કરે. તથા તીર્થંકર કેવળીનો અવર્ણવાદ બોલે નિંદા કરે. તથા ભલા સાધુની નિંદા કરે. તથા ચતુર્વિધ સંઘ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો સમુદાય તેના શ્રુતજ્ઞાનની નિંદા અવજ્ઞા હેલના કરે. જિન-શાસનને નિંદે, નિંદાવે. અપજશ કરે, કરાવે. ઇત્યાદિ કારણે મહામિથ્યાત્વ મોહનીય કર્મ બાંધે તે દર્શન મોહનીયનો બંધ હેતુ જાણવો.

પ્રશ્ન ૫૫—ચારિત્ર મોહનીય કર્મનો બંધ હેતુ કેવી રીતે થાય?

ઉત્તર—સંયમીનાં દૂષણ દેખાડે, અસાધુના ગુણ બોલે, કષાયની ઉદીરણા કરે ઇત્યાદિ કારણે જીવ ચારિત્ર મોહનીય કર્મ સમુચ્ચે બાંધે.

પ્રશ્ન ૫૬—શ્રીમદ્ રાજચંદ્ર દ્વિતીય આવૃત્તિ પાને ૧૬૯ મે કહ્યું છે કે–અગિઆરમેથી લથડેલો ઓછામાં ઓછા ત્રણ અને ઘણામાં ઘણા પંદર ભવ કરે એમ અનુભવ થાય. અગિઆરમું એવું છે કે ત્યા પ્રકૃતિઓ

ઉપશમ ભાવમાં હોવાથી મન, વચન, કાયાનો યોગ પ્રબળ-શુભ ભાવમાં વર્તે છે, એથી શાતાનો બંધ થાય છે. અને એ શાતા ઘણું કરીને પાંચ અનુત્તર વિમાનનીજ હોય છે. આનું શું સમજવું ?

ઉત્તર—“અગિઆરમેથી લથડેલો” એ શબ્દ મૂક્યો છે, તો લથડેલાનો અર્થ પડવાનો થાય. અગિઆરમે ગુણઠાણે માત્ર બેજ બોલ લાગુ થાય છે કે કાંતો પડે કે કાંતો મરે. અગિઆરમે ગુણઠાણે મરવાવાળાને લથડયો કે પડયો એવો શબ્દ લાગુ થતો નથી. તથાપિ લથડવાનો અર્થ કોઇ મરવાનો કરે તો તેમના દર્શાવેલા ભવને માટે વાધો નથી પણ ત્યાં શાતાનો બંધ અનુત્તર વિમાનની શાતા માટે લખે છે, તેમા વિચારવા જેવું છે કારણ કે-અગિઆરમે ગુણઠાણે મરવાવાળાની જો કે અનુત્તર વિમાનની ગતિ કહી છે પણ તે ગતિનો બંધ અગિઆરમે ગુણઠાણે પડતો નથી. તે ગુણઠાણે તો આઉખાનો અબંધ છે અનુત્તર વિમાનનો બંધ તો છઠ્ઠે સાતમે ગુણઠાણે પડેલો હોય છે. અને અગિઆરમે ગુણઠાણે શાતા વેદનીયનો જે બંધ પડે છે, તે માત્ર બેજ સમયની સ્થિતિનો પડે છે. પહેલે સમય બાંધે, બીજે સમય વેદે અને ત્રીજે સમય નિર્જરે. શાતા વેદનીય વેદવાનો માત્ર એકજ સમય રહ્યો તે શાતા અનુત્તર વિમાનમાં કેવી રીતે પહોચી શકે ? અને લથડેલાનો અર્થ પડવાનો થાય તો અગિઆરમેથી પડેલા અર્દ્ધપુદ્ગલમા જાય એમ ભગવતીજી વગેરે સૂત્રમા કહ્યુ છે.

પ્રશ્ન ૫૭—અગિઆરમે ગુણઠાણે પહોંચેલાને જો અનુત્તર વિમાનનો બંધ છઠ્ઠે કે સાતમે ગુણઠાણે પડ્યો હોય તો તે અગિઆરમેથી પડેલા અનુત્તર વિમાને કેવી રીતે જઈ શકે ? પડેલાને માટે તો અર્દ્ધપુદ્ગલ જણાવો છો ?

ઉત્તર—અગિઆરમે ગુણઠાણેથી જો પડવું થાય તો તેના બે પ્રકાર છે. એક આઉખું બાંધેલા અને એક આઉખું નહિ બાંધેલા તેમાં આઉખું બાંધેલાનું પડવું થાય તો તે છઠ્ઠે કે સાતમે ગુણઠાણે [illegible] કરે અને અનુત્તર વિમાન જાય અને [illegible]—અનુત્તર વિમાનનું આઉખું બાંધેલાનું અગિઆરમે ગુણઠાણે પડવું થાય તો [illegible]

[illegible]

નીય કર્મની પ્રકૃતિનો ક્ષય કરી કેવળી થાય અને એક અગિઆરમેથી પડેલો પહેલે ગુણઠાણે જઇ ત્યા અનેરી ગતિનું આઉખું બાંધી પડી અર્દ્ધપુદ્ગલમાં પણ જાય.

પ્રશ્ન ૫૮—અગિઆરમે ગુણઠાણે ગયેલાને અનુત્તર વિમાનની શાતાનો બંધ ન હોય તો તે ઉપશમ ગુણઠાણું હોવાથી તેને ઉપશમ ભાવથી મન, વચન, કાયાનો જોગ પ્રબળ-શુભ ભાવમાં વર્તાવ્યો તેનો શો લાભ ?

ઉત્તર--અનંતી નિર્જરા થઇ તે લાભ, એટલે છઠ્ઠે સાતમે ગુણઠાણે અનુત્તર વિમાનના આઉખાનો બંધ કર્યો, અને ઉપશમ શ્રેણીએ ચડી અગિઆરમે ગુણઠાણે ઉપશમ ભાવમાં સંખ્યાતા ( ૩ થી ૧૫ ) ભવ ઉપરાંત સંસારની (ભવની) નિર્જરા કરી એ મહા લાભ થયો.

પ્રશ્ન ૫૯-- અગિઆરમે ગુણસ્થાનકે શાતા વેદનીયના બે સમયની સ્થિતિથી વધારે બંધ ન થાય તેનું શું કારણ ?

ઉત્તર—કર્મનો બંધ થવાની બેજ ક્રિયા છે એક સંપરાયની (ચોવીશ ક્રિયા) બીજી ઇરિયાવહીની. હવે સંપરાય ક્રિયામા સમુચ્ચે આઠે કર્મનો બંધ છે, અને તે ક્રિયા દશમા ગુણઠાણા સુધી કહી છે. ઇરિયાવહી ક્રિયા ૧૧ મે, ૧૨ મે, ૧૩ મે ગુણસ્થાનકેજ હોય છે. તે અશુભ જોગ અને કષાયની તમામ પ્રકૃતિઓના અભાવકે અનુદયને લઇને માત્ર એક હલકામાં હલકી અને પાતળામાં પાતળી, સૂક્ષ્મ બારીક એવી ઇરિયાવહી ક્રિયા કે જેમાં એક શાતાવેદનીય કર્મનોજ બંધ હોય છે. તે પણ માત્ર બેજ સમયની સ્થિતિનો. પહેલે સમયે બાંધે અને બીજે સમયે વેદી લે. એમ શાતાવેદનીયનો બંધ, વેદન ને નિર્જરાનું ત્રણ સમયનું ચક્ર ચૌદમા ગુણસ્થાનના બીજા સમય સુધી ફર્યાજ કરે છે. તો બે સમયથી વધારે શાતાવેદનીયનો બંધ નહિ પડવાનું કારણ એ છે કે જેના જોગ પાતળા તેની ક્રિયા પાતળી, તેના કર્મ પણ પાતળાં અને તેનો બંધ પણ અલ્પસ્થિતિનો અને મંદ. માટે અગિઆરમે ગુણઠાણે શાતાવેદનીયનો બેજ સમયનો બંધ કહ્યો છે.

પ્રશ્ન ૬૦—કેટલાક કહે છે કે-શું જૈનધર્મમાંજ મોક્ષ છે ? અને બીજા ધર્મમાં મોક્ષ નથી ? ૧૫ ભેદે સિદ્ધ થયા તેમાં તો કહ્યું છે કે તીર્થી સિદ્ધયા અને અન્યતીર્થી પણ સિદ્ધયા તેનું કેમ ?

ઉત્તર—જૈન ધર્મના સિદ્ધાંત માનવાવાળા તો તે વાત કબૂલ કરશે નહિ સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં અધ્યયન બીજે-ગૌતમ સ્વામીએ પૃચ્છા કરી છે કે-તત્ત્વને ભેદક મતવાળાને નિર્વાણ થાય? મોક્ષ થાય ?

ત્યારે ભગવંતે કહ્યું છે કે–નિર્વાણ ન થાય–મોક્ષ ન જાય. વગેરે ઘણી બાબત લખી છે. સૂયગડાગ સૂત્ર વાંચવાથી અન્ય ધર્મમા મોક્ષ છે કે નથી અને જૈન ધર્મમા મોક્ષ છે, તેનાં હેતુ કારણો તમામ જણાઇ આવશે.

હવે "તીર્થી સિદ્ધયા, અન્યતીર્થી સિદ્ધયા" તે ખોટું છે. પણ તે ઠેકાણે તો "તીર્થસિદ્ધા અતીર્થસિદ્ધા" એમ કહ્યું છે એનો અર્થ એ છે કે–તીર્થંકરને કેવળ જ્ઞાન ઉત્પન્ન થયા પછી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા રૂપ ચાર તીર્થનું સ્થાપન કર્યા પછી જે સિદ્ધ થયા તેને તીર્થસિદ્ધા કહીએ. અને તીર્થ સ્થાપ્યા પહેલા જે સિદ્ધ થાય–મરૂદેવી માતાવત્–તે અતીર્થસિદ્ધા કહિયે. એવો સૂત્રનો મત છે.

પ્રશ્ન ૬૧—તો પછી અન્યલિંગ તથા ગૃહસ્થલિંગ સિદ્ધા કહ્યા છે તે કેમ?

ઉત્તર—અન્યલિંગને ગૃહસ્થલિંગમા ભાવ ચારિત્ર આવે અને ક્ષપક શ્રેણીએ ચડે તો સુખેથી સિદ્ધ થાય. અન્યલિંગમાં અમોચાનો અધિકાર ભગવતીજીના નવમા શતકના ૩૧ મે ઉદ્દેશે સવિસ્તર ભગવતે કહી બતાવ્યો છે. તેમા ચોકખુ લખ્યુ છે કે–જેણે કેવળીભાષિત વીતરાગ ધર્મ કોઇ વખત સાભળ્યો નથી. એવા કોઇ જીવે અન્ય મતની પ્રવર્જ્યા ગ્રહણ કરી છે ને તે છઠ છઠના પારણા કરતો, આતાપના લેતો, ભદ્રિક અને સરળ સ્વભાવી હોવાથી તેને વિભંગજ્ઞાન ઉત્પન્ન થયુ, અને તેથી તેની દૃષ્ટિ તમામ મત જોવા ઉપર ગઇ. તેમા તમામ મત સારંભીને સપરિગ્રહી જોવામાં આવ્યા, અને એક વીતરાગ ધર્મ નિરારંભીને નિષ્પરિગ્રહી જોયો. તેથી તેની દૃષ્ટિ ત્યાં ઠરી. અને મોક્ષ માર્ગના સાધન રૂપ સત્ય ધર્મ માન્યો. તેથી મિથ્યા દૃષ્ટિમાંથી સમ્યગ્દૃષ્ટિ થઇ અને વિભંગમાંથી અવધિજ્ઞાન થયું, અને પરિણામની ધારા સુધરતી ગઇ તથાવિધિ કર્મનો ક્ષયોપશમ થતો ગયો તેમ તેમ અવધિજ્ઞાન વૃદ્ધિગત થતુ ગયુ અને તેમનાં ક્ષાયક ભાવ, ક્ષાયક સમકિત, યથાખ્યાત ચારિત્ર સંપૂર્ણ કરવુ, શુકલ ધ્યાન, કેવળ જ્ઞાન ને કેવળ દર્શન ઉત્પન્ન થયું. વેષ તો અન્યલિંગનો છે, પણ ભાવ ચારિત્ર પ્રગટ થવાથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને તેજ વેષમા મરી સિદ્ધ થાય તેનું નામ અન્યલિંગ સિદ્ધ કહીએ.

પ્રશ્ન ૬૨—અસોચા કેવળી અન્ય લિંગમાં રહે ત્યાં સુધી આહાર પાણીનું કેમ કરે ?

ઉત્તર—આયુષ્ય થોડું હોય તો આહારાદિક ન કરે અને કેવળ ચર્યાએ વિચરે.

પ્રશ્ન ૬૩—અસોચા કેવળી, ઉપદેશ આપે કે નહિ ?

ઉત્તર—જ્યાં સુધી અન્ય લિંગમાં હોય ત્યાં સુધી ઉપદેશ ન આપે પણ પુછ્યાનો ઉત્તર આપે

પ્રશ્ન ૬૪—અસોચા કેવળીનો અર્થ શું ?

ઉત્તર—પૂર્વે કોઈ વખત કેવળી પરૂપ્યો ધર્મ સાંભળ્યો નથી ને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય તેને અસોચા કહ્યા છે.

પ્રશ્ન ૬૫—પૂર્વે શબ્દ કહ્યો તે આ ભવ આશ્રી પૂર્વે કે આખા સંસાર આશ્રી પૂર્વે કેવળી પરૂપ્યો ધર્મ સાંભળ્યો નથી ?

ઉત્તર—કોઇ આ ભવ આશ્રી કહે છે, ને કોઇ આખા સંસાર આશ્રી કહે છે; પણ વિશેષ બળવાન તો સંસાર આશ્રી ગણાય. કે કોઇ પણ ભવમાં ધર્મ સાંભળ્યો નથી. તથાપિ પૂર્વોકત ( ભગવતીજીમાં કહ્યા ) પ્રકારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ખરૂં.

પ્રશ્ન ૬૬—કેટલાક કહે છે કે આજ પંચમ કાળમાં સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા જોવામાં આવતાં નથી, તેનું કેમ ?

ઉત્તર—ઉપરોકત ભાષાના બોલનાર પ્રત્યે પૂછવું કે-તમે સિદ્ધાંત માનો છો કે કેમ ? જો માનતા હો તો ભગવતીજી શ ૨૦ મે, ઉ. ૮ મે કહ્યુ છે કે, મારૂં શાસન ૨૧ હજાર વર્ષ સુધી ચાલશે તો અહો દેવાનુ પ્રિય ! જો આ કાળે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા નથી તો શાસન કોની ઉપર ચાલશે ? વળી ભગવતીજી શ. ૨૫ મે ઉ. ૬ ઠે તથા સાતમે ભગવંતે પાંચમા આરામાં જન્મ આશ્રી બે સંજયાને ત્રણ નિયંઠા કહ્યા છે. તો પંચમા આરાના છેડા સુધી ભગવંતનું તીર્થ ચાલશે. અને સામાયિક ચારિત્ર તથા છેદોપસ્થાપનીય ચારિત્ર એ બે ચારિત્ર પણ પાંચમા આરાના છેડા સુધી ચાલશે તેમજ બકુશ, પ્રતિસેવના પણ તેની સાથેજ હોય અને હાલ વર્તમાન કાળમાં પણ સંભવે છે. માટે અનાહુત વચન—નહિ બોલવા યોગ્ય વચન અર્થાત્ નાસ્તિકપણાનું વચન બોલી આત્માને શા માટે ભારે કરવો જોઇએ ?

પ્રશ્ન ૬૭—ત્યારે કોઇ કહે કે—હાલ વર્તમાન કાળના સાધુ સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણે વર્તે છે કે કેમ?

ઉત્તર—અહો! દેવાનુપ્રિય! હલુકર્મી જીવ હોય તે તો સિદ્ધાંતમાં કહ્યા પ્રમાણેજ વર્તવાનો કામી હોય. અને આત્માર્થી જૈન મુનિઓ સિદ્ધાંતને અનુસરીનેજ વર્તે, પરંતુ ભગવતીજી શ. ૭ મે ઉ. ૧ લે કહ્યું છે કે—જે પ્રમાણે સૂત્રમાં કહ્યું છે તેજ પ્રમાણે વર્તવાવાળાને ઇરિયાવહી ક્રિયા કહી. અને સૂત્રમાં કહ્યું છે તે પ્રમાણે વર્તી ન શકે તેને માટે સંપરાય ક્રિયા કહી. તો વિચારો કે—આ વાક્ય કોઇ પંચમ કાળનેજ લાગુ નથી, આ તો સર્વ કાળને લાગુ છે. કારણ કે તીર્થંકર છતાં પણ બેય ક્રિયાવાળા મુનિ કહ્યા છે. વળી ઇરિયાવહી ક્રિયાના ધણી તો ૧૧ મા-૧૨ મા અને ૧૩ મા એ ત્રણ ગુણઠાણાવાળા છે, અને સંપરાય ક્રિયાના ધણી અગિયારમાથી નીચલા ગુણઠાણાવાળા છે. અને ભગવતે સાધુપણું છઠ્ઠા ગુણઠાણાથી માંડી ૧૪ સુધી કહેલ છે. વળી ઇરિયાવહી ક્રિયાવાળાને એક યથાખ્યાત ચારિત્રજ હોય. અને સંપરાય ક્રિયાવાળાને નીચલાં ૪ ચારિત્ર હોય. તેમાંના પહેલાં બે ચારિત્ર પાંચમા આરાના છેડા સુધી ભગવતે કહ્યા છે. અને પાંચ ચારિત્રે તથા છએ નિયંઠે ભગવંતે સાધુ કહ્યા છે. માટે આજ પંચમ કાળમાં સાધુ જોવામાં આવતા નથી એવું માનવું ભૂલ ભરેલું છે, એવા વાક્ય આત્માર્થી જીવે કહેવાં નહિ એવા વાક્ય કહેવાવાળાને ભગવંતે દશાશ્રુતસ્કંધ સૂત્રમાં અક્રિયાવાદી કહેલ છે. અને અક્રિયાવાદીને પૂર્વ ભવનું કરેલ ઘણુંજ ભારે કહેલ છે. જોઇને નિર્ણય કરજો.

પ્રશ્ન ૬૮—કેટલાએક, સામ્રત કાળમાં સાધુને અતિચારાદિક દોષ લાગતા દેખીને સાધુપણામાં શંકા ધરે છે ને કહે છે કે, હમણાં સાધુપણું ક્યાં પળે છે? તેનું કેમ?

ઉત્તર—એવી શંકાથી સાધુપણાંની નાસ્તિ કહેવી તે તો અવ્યક્તવાદીનો મત ગણાય. અતિચારાદિ દેખીને [illegible] સાધુપણું ક્યાં પળે છે? એવી ભાષા બોલનારને [illegible] કે—જે એમ કહે તે સાધુ [illegible] શંકા કરે તેને [illegible] સૂત્રમાં [illegible] એમ [illegible]

વળી શ્રીભગવતીજી સુત્રના શ૦ ૨૫ માના ઉ૦ ૭ મામાં છેદોપસ્થાપનીય ચારિત્રનો વિરહકાળ જઘન્ય ૬૩ હજાર વર્ષનો કહ્યો, તે ન્યાયે પાંચમો આરો પૂરો થશે તે દિવસ સુધી સાધુપણું રહેવું જણાય છે. વળી શ્રીભગવતીજી સુત્રના વીશમા શતકના ૮ મા ઉદ્દેશામાં મહાવીર સ્વામી મુક્તિએ ગયા પછી ૨૧ હજાર વર્ષ સુધી સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, એ ચાર તીર્થ ચાલશે તેથી હમણા તો સાધુ છે. ૪.

પ્રશ્ન ૬૯—અહિ કેટલાએક એમ કહે છે કે ભરત ક્ષેત્રમાં સાધુ છે તો ખરા, પણ અહિયાં દેખાતા નથી તેનું કેમ?

ઉત્તર—જો અહિંયાં સાધુ નથી તો શ્રાવક કોના પ્રતિબોધેલા હોય? અને એ પ્રત્યક્ષ આર્ય દેખાય છે કે, અનાર્ય? અનાર્ય છે તો જૈનનાં સુત્રો ક્યાંથી? અનાર્યમાં શ્રાવક કયાંથી? ઉત્તમ જાતિ વાણિયા-બ્રાહ્મણ કયાથી? અને જો આર્ય દેશ છે તો આર્યમા સાધુ કેમ નહિ? બીજા કયા દેશ આર્ય છે? તે દેખાડો. તથા શ્રીબૃહત્કલ્પ સૂત્રમાં સાધુને વિહાર કરવાની દિશા બતાવી છે કે, પૂર્વે અંગદેશ ચંપા નગરી, દક્ષિણે કોશાંબી નગરી, પશ્ચિમે મથુરા નગરી તે સિંધની ધરતી; અને ઉત્તરે સાવથીં નગરી તે લાહોરની ધરતી. એ ધરતી ઉપરાંત જવું નહિ. જાય તો જ્ઞાનાદિ ત્રણનો નાશ થાય. એ ન્યાયે તો આ દેશમાંજ સાધુ છે. બીજે ઠેકાણે નથી. ડાહ્યા હશે તે વિચારી જોશે.

પ્રશ્ન ૭૦—કેટલાક એમ કહે છે કે-સાધુને સૂત્રમાં ત્રીજે પહોરે ગોચરી કરવી કહી છે. તો આ કાળે તે પ્રમાણે જોવામા આવતા નથી તેનું કેમ?

ઉત્તર—સૂત્રમાં ત્રીજે પહોરે ગોચરી કહી છે. તે તો ગૌતમાદિ ઉત્કૃષ્ટી કરણી કરવાવાળાને માટે કહી છે. અને ત્રીજે પહોરે ગોચરી કરવી તે અધિકાઇ છે, પણ પહેલે કે બીજે પહોરે કોઇ ઠેકાણે નિષેધી નથી. ઉત્તરાધ્યયનના ત્રીશમા અધ્યયનમાં ચાર પહોરના ત્રણ ભાગમાં ગોચરી કરવાની કહી છે. શ્રીબૃહત્કલ્પ સૂત્રમાં ચાર આહાર માંહેલો કોઇપણ આહાર પહેલા પહોરનો ચોથા પહોર સુધી રાખવો ન કલ્પે, તો પહેલે પહોરે લાવવાનું તો ઠર્યું. એમ શ્રીનિશીથ સૂત્રના દશમા ઉદ્દેશામાં સાધુને उग्गयवित्तीए अणत्थमिए मण संकप्पे કહ્યું. એટલે સૂર્ય ઉગ્યા પછી અને આથમ્યા પહેલા આહારાદિકની વૃત્તિ કહી. વળી કહ્યું કે આહારાદિક કરતાં કે લેતાં શંકા ઉપજી જે સૂર્ય ઉગ્યો નથી અથવા આથમી ગયો છે, એમ જાણે

તો મુખમાં હોય કે હાથમાં હોય કે પાત્રામાં હોય તે તરતજ પરઠવી દેવું. એમ કહ્યું છે, તો ચારે પહોરે આહાર કરવો કલ્પે. વળી બારમે ઉદ્દેશે કહ્યું કે-જે સાધુ પહેલી પોરસીનો વહોરેલો આહાર ચોથી પોરસી સુધી રાખે તો પ્રાયશ્ચિત. એ લેખે પહેલી પોરસીએ વહોરવું કહ્યુ વળી દશવૈકાલિક સૂત્રના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશામાં ગોચરી લાવ્યા, તેથી ન સરે તો બીજી વાર જવું કહ્યું.--તેમજ શ્રીઉત્તરાધ્યયન સૂત્રના પહેલા અધ્યયનમાં તથા દશવૈકાલિક સૂત્રના પાચમા અધ્યયનના બીજા ઉદ્દેશામાં "કાલેકાલં સમાયરે" જે ગામ નગરમાં જે વખતે ભિક્ષાનો કાળ હોય તે વખતે ગોચરીએ જવાનું કહ્યુ છે.

પ્રશ્ન ૭૧--શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છવીશમા અધ્યયનમાં સાધુની સમાચારીમાં ત્રીજી પોરસીએ ગોચરી કહી છે. તે ઉપરથી એમ જણાય છે કે સાધુને એક વખત જમવું એમ દશવૈકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનથી જણાય છે કે एगं भत्त च भोयणं એક વખત સાધુ ભોજન કરે એમ કહ્યું છે તેનું કેમ ?

ઉત્તર—આ વિષેનો ઉપરના પ્રશ્નના ઉત્તરમાં કેટલોક ખુલાસો થઇ ગયો છે કે સમગ્ર સાધુને માટે એકાંત પક્ષે એવો પ્રતિબંધ નથી કે સર્વ સાધુને ત્રીજે પહોરે ગોચરી કરવી અને એકજ વખત જમવું એક વખત જમતા સંતોષ ન થાય તો સુખેથી બીજી વખત જમે તેની મનાઇ નથી. જ્યાં જે ભૂમિમા ગોચરીનો કાળ હોય તે કાળે ગોચરી કરવાને સૂત્રનું ફરમાન છે. ગૌતમાદિક ત્રીજે પહોરે ગોચરી ગયાનો અધિકાર છે; તો તે એક તો પોતે ઉત્કૃષ્ટી કરણી કરવાવાળા છે, અને બીજી તરફથી એમ પણ જણાય છે કે–તદાકાળે મુનિઓનો વિહાર ઘણા ભાગે પૂર્વની ધરતીમા હોવા સંભવ છે. અને પૂર્વની ધરતીમા આજે પણ ત્રીજે પહોરે ભિક્ષાનો કાળ દેખાય છે. અત્યારે પણ કોઈ કોઇ ક્ષેત્રમાં મુનિઓની ગોચરી મધ્યાહ્ન કાળ પછીની હોય છે, અને કોઇ કોઇ ક્ષેત્રોમાં પહેલા પહોર પછી ભિક્ષાનો કાળ પણ હોય છે. માટે ધોખ માર્ગમા વ્યવહારે બહુલતાએ ત્રીજા પહોરની ભિક્ષા કરતાં પણ સૂત્રકારે પહેલો પહોર નિષેધ્યો નથી. તેમ ત્રીજે પહોરે ભિક્ષાચરીવાળાને બીજી વખત આહાર કરવાનો ભાવ ક્યાથી થાય ? માટે તેને તો એકજ વખત જમવાનો નિયમ હોય. જેને ગોચરીનો નિયમ નહિ તેને આહારનો પણ નિયમ નહિ. આચારાગ સૂત્રમા ઉત્સર્ગ અને અપવાદ બે માર્ગ કહ્યા છે. તેમાં ઉત્કૃષ્ટી કરણી કરવાવાળા ગૌતમાદિક જેવા મુનિઓ તથા જિનકલ્પી સદાય ઉત્સર્ગ માર્ગ આદરે, અને સ્થવિરકલ્પી સામાન્ય સાધુ ઉત્સર્ગ અને અપવાદ બન્ને માર્ગને અવલંબી અવસર દેખે તેમ કરે.

ઉત્તર—દશવૈકાલિક સૂત્ર અધ્યયન પાંચમે, ઉદ્દેશે ૧ લે. ગાથા ૩૮ મી તેમાં કહ્યું છે કે—कवाडंनोपणोल्लिज्जा, उग्गहंसेअजाइया. અવગ્રહ (આજ્ઞા) માગ્યા વિના કમાડ ઉઘાડે નહિ. એ લેખે આજ્ઞા માગી કમાડ ઉઘાડવું કલ્પે.

પ્રશ્ન ૭૪—શ્રમણ સૂત્રના બીજા પાઠમાં ઉગ્ઘાડ કવાડ ઉગ્ઘાડણાએ કહ્યું છે. તેમાં થોડુ અગર ઘણુ ઉઘાડવાની ના પાડી છે તેનું કેમ ?

ઉત્તર—જે ના પાડી છે તે અયોગ્ય–ચણીયારાવાળાં કમાડ ઉઘાડવા આશ્રી ના પાડી હોય એમ સંભવે છે. જો એકાંત પક્ષે કોઇપણ કમાડ ઉઘાડવા નહિ એમ હોય તો પછી આજ્ઞા માગ્યા વિના કમાડ ઉઘાડવું નહિ એ વાકય દશ વૈકાલિક સૂત્રમાં શા માટે મૂકયુ હશે? વળી આચારાગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં ઘરનું બારણું ઢાંકયું હોય તો આજ્ઞા માગી જોઇ પુંજીને ઉઘાડવાનું કહ્યું છે. એ લેખે જે કમાડ ઉઘાડવાની ના કહી છે, તે કમાડ એવા પ્રકારનાં હોવા જોઇએ કે–જે કમાડ ઉઘડતાં અજયણા થાય, એટલે ઘસડાઇને કમાડ ઉઘડે તેવા હોય અથવા ચણીયારાવાળાં હોય, તથા જે કમાડ ઉઘાડતાં પોતાને તથા પરજીવને અથવા તો કમાડની નુકશાની થાય તેવું હોય તો એવાં કમાડને ઉઘાડવાની ના પાડી હોય એમ જણાય છે. બાકીને માટે તો આજ્ઞા માગીને ઉઘાડવાની ગોચરીના સંબંધે મના હોય એમ જણાતું નથી.

હવે કોની આજ્ઞા માગવી ? એ કાંઈ સૂત્રકારે જણાવ્યું નથી, પણ વહેવાર તો એવો હોવો જોઇએ કે–બનતા સુધી ઘરધણીની આજ્ઞાથી ઉઘાડવું જોઇએ. અથવા અગાઉથી ઘરધણીએ આજ્ઞા આપી દીધી હોય તોપણ સાધુને ઉઘાડતા હરકત નહિ. અને અપવાદે જરૂરીયાત કારણે અન્યની આજ્ઞા લઇને ઉઘાડે, પણ આજ્ઞા વિના ઉઘાડીને જવાનો વહેવાર નહિ.

પ્રશ્ન ૭૫—કેટલાક કહે છે કે–સાધુ જ્યાં ઉતર્યા હોય ત્યાં તે મકાનનાં કમાડ ઉઘાડવાં વાસવાં કલ્પે નહિ, એમ કહી ચાર સૂત્રની સાખ આપે છે. તેમાં પહેલી સાખ આવશ્યકની શ્રમણ સૂત્રના બીજા પાઠની, બીજી ઉત્તરાધ્યયન સૂત્રના ૩૫ મા અધ્યયનની જે કમાડવાળા ઘરને સાધુ મને કરીને પ્રાર્થે નહિ–ઇચ્છા કરે નહિ તથા બૃહત્કલ્પ સૂત્રમાં સાધ્વીને ઉઘાડે બારણે રહેવું ન કલ્પે, અને સાધુને ખુલ્લા બારણે રહેવુ કલ્પે.—તેમજ સૂયગડાંગ સૂત્રમા સાધુને ચાર વાના વર્જ્યાં છે. તેમા કમાડ ઉઘાડવાં વાસવા વર્જ્યાં છે તેનુ કેમ ?

ઉત્તર.—આવશ્યકમાનો ખુલાસો ઉપરના પ્રશ્નના ઉત્તરમાં આવી ગયો છે. ઉત્તરાધ્યયનના ૩૫મા અધ્યયનમાં મનોહર ચિત્રામણવાળું ઘર, પુષ્પની માળાઓ વડે ધૂપાદિ સુગંધી દ્રવ્યોએ વાસિત કરેલું, સુગંધના ગરકાવવાળું તથા અનેક પ્રકારના ચિત્રામણોએ સુશોભિત એવાં કપાટ અથવા કમાડ અને ચંદરવા સહિત મકાનને સાધુ મને કરીને પણ પ્રાર્થે નહિ–ઇચ્છા ન કરે. તેનું કારણ અહિં કમાડ વાસવા ઉઘાડવાનો સંબંધ નથી, પણ ઇંદ્રિયોના વિકારને છાડવા માટે વર્જવા કહ્યું છે.—અને બૃહત્ કલ્પમાં જે કહ્યુ છે તે તો સાધ્વી ઉઘાડા બારણે ન રહી શકે અને સાધુને કદિ ખુલ્લાં બારણા હોય તો રહેવાનો વાંધો નહિ પણ ઉઘાડવાં વાસવાં વર્જ્યાં નથી. વળી તેજ ઠેકાણે—સાધ્વીને ચોગાનમાં રસ્તાને માથે ઉતરવાની ના કહી છે. અને સાધુને તેવા ઠેકાણે રહેવા હરકત નહિ, પણ બીજે ન ઉતરવું એવું હોય નહિ તેમ કમાડ માટે સમજવું. સૂયગડાંગ સૂત્રમાં અધ્યયન પહેલે—ઉદ્દેશે બીજે--ગાથા ૧૨મી તેમાં કહ્યુ કે—સાધુ કમાડનાં બાર ઉઘાડે વાસે નહિ, તે જિનકલ્પી આશ્રી સંભવે છે. કારણ કે અહિં સૂના ઘરની વાત છે, માટે.—વળી તેથી બીજી ગાથામા પણ સૂર્ય અસ્ત થયે સમ વિષમ સ્થાનકે રહેવું કહ્યું છે. એ જિનકલ્પીના અભિગ્રહ આશ્રી સંભવે છે. (૧) કમાડ, (૨) ધર્મકથા, (૩) તૃણુ, (૪) કાજો એ ચાર વાનાં જિનકલ્પીને વર્જ્યાં છે. અને સ્થિવર કલ્પી તે ચારે વાનાં સેવે છે તેને કલ્પે છે.

પ્રશ્ન ૭૬:—કમાડ ઉઘાડતાં વાસતાં જીવની હિંસા થવાનો સંભવ છે, માટે સાધુને ઉઘાડવું વાસવુ કેમ કલ્પે? ઉઘાડે વાસે તો પહેલું વ્રત ભાગે, એમ કેટલાક કહે છે તેનું કેમ?

ઉત્તર—જો સાધુને ન કલ્પે તો સાધ્વીને પણ ન કલ્પે. હિંસાનો દોષ તો બન્નેને સરખો છે. શાસ્ત્રકાર એકને બંધ કરે અને એકને છૂટ આપે એમ તો કદી હોય નહિ. એ કાયદો તો સાધુ આર્યાને બન્નેને સરખો છે. જ્યાં હિંસા દોષ હોય ત્યા બન્નેને વર્જવા યોગ્ય છે. સાધુનું વ્રત ભાગે તો સાધ્વીનું વ્રત પણ ભાંગે. સાધ્વીને કાંઇ પહેલા વ્રતમાં આગાર નથી.

ત્યારે કોઈ કહે કે—સાધ્વીજીને તો શીયળના રક્ષણાર્થે કમાડ વસાય જોઈએ, માટે તે કમાડવાળા મકાનનીજ ગવેષણા કરે, અને કમાડ વાસે પણ ખરી. એમ સૂત્રનુ ફરમાન છે સાધ્વીને ઉઘાડે બારણે રહેવું ન કલ્પે. એમ બોલતા અમે કહીએ કે—જો કમાડ ઉઘાડવા વાસવાથી પહેલા વ્રતનો ભંગ થતો હોય તો સાધ્વીને કંઇ ચાર મહાવ્રત નથી કે—તે શીયળના રક્ષણાર્થે ચોથુ વ્રત રાખવાને પહેલું વ્રત ભાંગવું. એવું તો

કદિ હોય નહિ. જો કમાડ ઉઘાડવા વાસવાથી મહાવ્રત ભાંગતું હોય તો આજ્ઞા માગીને ઉઘાડવાનું ફરમાન શા માટે કરે? જો ઉઘાડતાં દોષ નહિ તો વાસતાં પણ દોષ નહિ. સાધ્વીને વાસતા ઉઘાડતા દોષ નહિ તો સાધુને પણ દોષ નહિ. સાધુનું વ્રત ભાગે તો આર્યાજીનું પણ ભાંગે.

આનો પરમાર્થ એ છે કે–સાધુ તો બાગમાં, બગીચામા કે વન વાડીમા ખુલ્લા મકાનમા કે જડયા મકાનમા ગમે તેવા મકાનમા ઉતરી શકે, તેમ સાધ્વીજીને તો વસ્તીવાળા મકાનમાજ પોતાની મર્યાદા જળવાય તેવા મકાનમાજ ઉતરી શકાય.

હવે સાધુજી જો વસ્તીમા ઉતરે તો જે ગૃહસ્થની જગ્યામાં ઉતર્યા હોય તે મકાનના બારણા જો રાત્રિએ બંધ ન કીધા હોય તો કોઇ ચોર પ્રવેશ કરે અને તેના માલ મિલકતને હરી લે તો સાધુ ઉપર આરોપ આવે. સાધુથી કાંઇ બોલી શકાય નહિ અને ચોરની ભ્રાંતિએ સાધુને ઉપસર્ગ થાય. અથવા સરકાર દરબારમાં સાધુને ખડા કરવાનો પ્રસંગ આવે. ઇત્યાદિ ઘણા દોષો ઉત્પન્ન થાય.

તથા મકાનના માલીકને કે રક્ષપાળને વિચાર ઉત્પન્ન થાય કે સાધુએ બાર દીધાં છે કે નહિ એવી શંકાએ રાત્રિએ દીવાબત્તીથી તપાસ કરવા આવે તો સ્નેહકાય તથા અગ્નિકાયનો આરંભ થાય. સાધુએ કદી કમાડ ન વાસ્યાં હોય તો ચોકી પહેરાવાળા બૂમો પાડે, આસપાસનાં માણસો જાગે, ઘણો અસંયમ સેવાય. સાધુ જાગતા બોલે નહિ જાણે કે બોલશું તો કમાડ દેવાં પડશે. એમ માયા સેવવાનો પ્રસંગ આવે. અને કદિ મકાનનો ધણી આવી બહારથી સાચવણું દે તો સાધુને ઉચ્ચાર પાસવણાદિકની બાધાએ સીદાવાપણું થાય, મહારોગની ઉત્પત્તિ થાય. વગેરે ઘણાં વિપરીત કારણો બની આવે. માટે એવી હઠક્રિયા ભગવંતની બતાવેલી કદિ હોયજ નહિ, કે સાધુએ કમાડ ઉઘાડવા વાસવાં નહિ. એ તો જડ ક્રિયાવાદીની શ્રદ્ધા હોય તો ભલે. તેવાઓને માટે તો મસાણ કે ખંડેરો તો ખુલ્લાજ રહેલાં છે, તેને આવી ઉપાધિમાં શા માટે પડવું જોઇએ?

પ્રશ્ન ૭૭—એમ પણ સાંભળીએ છીએ કે કેટલાક સાધુ ઉપાશ્રયનાં કમાડ ઉઘાડતા વાસતા નથી, પણ આરીયા ટાંકાના કમાડ ઉઘાડે વાસે છે. અને કહે છે કે મોટા કમાડ ઉઘાડવાં વાસવા નહિ. પણ નાના કમાડીયાનો તો વાંધો નહિ. તે તો ઉઘાડવા વાસવાં કલ્પે. તેનું કેમ?

ઉત્તર—એ કાયદો તો પોતાના ઘરનો ઘડી કાઢયો હોય એમ જણાય છે. મહાવીરના ઘરનો એવો કાયદો હોય નહિ કે મોટા કમાડમાં દોષ અને નાના કમાડમાં દોષ નહિ. જો દોષ હોય તો બન્નેમાં સરખોજ હોય, અને ન હોય તો એકેમાં નહિ. પણ મોટામાં દોષ માનવાવાળા, અને નાનામા નહિ માનવાળાને પૂછીએ કે-કોઈ જાણીને સર્પ મારે તેનું તો વ્રત ભાગે અને કોઇ આકુટીને કીડી મારે તેનું વ્રત કેમ ન ભાંગે? કોઇ મોટી સ્ત્રીનું સેવન કરે તેનું વ્રત ભાગે અને નાનીનું સેવન કરે તેનું વ્રત કેમ ન ભાગે? અર્થાત્ ભાંગેજ.

જો કે નાનાં કે મોટા કમાડ ઉઘાડવા વાસવામાં દોષનો સંભવ છે. તે તો સાધુ આર્યા બન્નેમાં છે. એકને દોષ લાગે, એકને ન લાગે, એકમાં લાગે, એકમાં ન લાગે એવો સૂત્રકારનો મત હોય નહિ. પણ સાધુ આર્યાના કલ્પમા તફાવત હોય. આર્યાને ખુલ્લા મકાનમા રહેવાનો કલ્પ નહિ, સાધુ ખુલ્લા મકાનમા રહેવું હોય તો રહી શકે, પણ સાધુ કે આર્યાને કમાડ ઉઘાડવા વાસવાનો નિષેધ નથી. હવે કમાડ ઉઘાડતાં વાસતાં કદિ અજાણ પણે કોઈ જીવની વિરાધના થાય તો તેની બન્ને ટંકનાં પ્રતિક્રમણમાં આલોચના કરવાથી તે અતિચારના દોષનું પાપ છૂટી જાય છે. જેમ ગોચરીએ ગયેલાને વખતે કમાડ ઉઘાડતાં દોષ લાગવાના સંભવથી શ્રમણ સૂત્રના બીજા પાઠની આલોચના સાથે ઇરિયાવહી પડિક્કમવાથી તે દોષની નિવૃત્તિ થાય છે, તેમજ ઉપાશ્રયનાં કમાડ નાનાં કે મોટાં ઉઘાડતાં વાસતાં લાગેલા પાપનું નિવર્તન બે ટંકનાં પ્રતિક્રમણથી થઇ જાય છે. કોઇ કમાડ ઉઘાડે વાસે નહિ તેની અધિકાઇ છે, પણ પોતાની અધિકતા જણાવવા અને બીજાને હલકા ગણવા જે કાંઇ કરવામાં આવે તે તો આત્માને નુકસાનનુ ઠેકાણું છે. માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિચાર કરી આચારની શુદ્ધિ કરે તો સ્વ-પરના બન્નેના આત્માનું હિત થાય.

પ્રશ્ન ૭૮—કેટલાક કહે છે કે–જે વાત સૂત્રમાં હોય નહિ અને કલ્પિત કથા, વાર્તા, જોડ, સ્તવન કે ઢાળ વગેરે નવિન બનાવે અને તેની કથા વાર્તા કરે તે વિકથા સમજવી તેનુ કેમ?

ઉત્તર—અત્યારે ઘણા જોડ, સ્તવન, ઢાળ, ચોપાઇ વગેરે કહેવામાં આવે છે, તે ઘણા સાધુઓના નામથી તથા ઘણી સતિઓના નામથી કે જેનાં સૂત્રમા નામ નિશાન પણ હોતાં નથી તેઓનાં સત્ય, શીયળ આદિ ગુણગ્રામ જે કહેવામા આવે તેને વિકથા કહેવી તે તો ઉદ્ધતાઇનું વચન જણાય, પોતાને કથા વાર્તા કહેતા આવડે નહિ, રાસ ઢાળો વાંચતાં આવડે

નહિ, ઢાળોના રાગ જાણે નહિ, અર્થ કરતાં કે સંધી મેળવતાં આવડે નહિ, કંઠ સ્વરના ઠેકાણાં હોય નહિ, તેવાઓને કોઇ કથા વાર્તા કે ઢાળો વાંચવાનું કહે ત્યારે મુંઝાણા થકા પોતાના બચાવ માટે, મને આવડતું નથી એમ નહિ કહેવાના બદલે એ તો વિકથા કહેવાય, એમાં શું સાંભળવું છે, એ કહેનારા અને સાભળનારાને મહાપાપ લાગે છે. મરીને નરકે જાય છે કલ્પિત આપજોડ કથા, વાર્તા કે રાસ ઢાળો સાંભળવામા શું લાભ છે? સૂત્ર સાંભળો, સૂત્ર વાચો કે જેમાં મહાલાભને મહા નિર્જરા રહી છે. આમ કહીને કેટલાકને ભ્રમિત બનાવેલા જોવામાં આવે છે. અને જેમ ફાવે તેમ બોલતા પણ સાંભળીએ છીએ. આમાં જણાતું નથી કે વિકથા કઇ કહેવાય?

પ્રશ્ન ૭૯—જેમા સ્ત્રીઓના શરીરનાં વર્ણન તથા તેના શરીર શણુગારાદિક તથા ખાનપાનની વાતો તથા યુદ્ધસંગ્રામ કે મારપછાડ વગેરે વાતો આવે તે વિકથા કહેવાય?

ઉત્તર—તે તો ઠીક, પણ કેટલાક જડવાદીઓની ભાષા વિકથાથી આગળ વધી જાય તેવી ભાષાને કઇ ભાષામાં ગણવી? તમારી જણાવેલી વિકથા માહેલી બાબતો કદી સૂત્રમાં સવિસ્તર મળી આવે તો તમે તેને શું કહેશો? ત્યારે કોઇ કહે કે–સૂત્રમાં વળી એવી બાબતો હોય ખરીકે? સૂત્રમા તો એકાંત આત્મ કલ્યાણ અને નિર્જરાનીજ બાબત હોય. તેને કહીએ કે સૂત્રમા તો બધી બાબતો છે, નથી શું? સમદૃષ્ટિથી જુઓ તો બધી ખબર પડે. એકાંતવાદીઓ તો ગમે તેમ બોલે તેથી શું વળવાનું? ભગવંતનો માર્ગ તો અનેકાંત છે. પ્રશ્ન વ્યાકરણ સૂત્ર તથા જમ્બુદ્વીપ પન્નતિ સૂત્રમા જુગલીયા જુગલણીનાં તથા સ્ત્રીરત્નનાં નખશીખ સુધી તમામ શરીરની શોભાના વર્ણનો કર્યા છે, અને ભગવતીજી તથા નિરયાવલિકા સૂત્રમાં કોણિક અને ચેડા મહારાજાદિક અઢાર દેશના મહારાજાની લડાઈનો સવિસ્તર હેવાલ છે, કે જેમા એક કરોડને એંસી લાખ માણસનો સંહાર થયાનો મહાજુદ્ધનો અધિકાર છે, કે જેમાં મારો મારો, હણો હણો એવા શબ્દો પણ છે અને જેમાં માસના કર્દમ અને લોહીની નીકો ચાલી વગેરે તમામ બીના લખી છે. અને જ્ઞાતા સૂત્રમાં દ્રૌપદીના સ્વયંવર મંડપમાં મોટા મોટા રાજા રાણાઓ તથા તેનાં ખાનપાન છએ પ્રકારનાં આહારાદિકની તથા દ્રૌપદીના શરીર શણુગારાદિકની અનેક વાતો છે. તો તેમાં તમારી માન્યતા પ્રમાણે સ્ત્રીકથા, ભત્તકથા, દેશકથા અને રાજકથાનો સમાવેશ થાય છે કે નહિ? તે સમદૃષ્ટિથી વિચારજો.

જો તમે આ સૂત્રનાં વાકયોને વિકથામાં ગણુશો તો સૂત્રને દોષિત બનાવનારા ગણાશો, સૂત્રના દ્રોહી કહેવાશો ખાત્રીજ છે કે-જે સાધુઓને દોષિત ગણનારા, સાધુના દ્રોહી હોય તે આવી સૂત્રની વાતો આવતી જાણીને મનમાં એવી આશંકાઓ લાવે કે આવા અધિકાર સૂત્રમા શા માટે નાખ્યા હશે ? પરમાર્થ જાણ્યા વિના સૂત્રના દોષ દેખનારા ઘણાએ હોય છે.

પ્રશ્ન ૮૦—એ તો અમે પ્રથમ કહી ગયા છીએ કે જે વાત સૂત્રમાં ન હોય અને કલ્પિત રચેલ રારાજોડ વગેરેની કથા વાર્તા કરે તેને અમે વિકથા કહીએ છીએ.

ઉત્તર—તો પછી તમારે સૂત્ર વિના બીજો એક પણ અક્ષર બોલવો નજ જોઇએ. જેટલા અક્ષર સૂત્રમાં હોય તેટલાજ બોલવા, વાંચવા કે સાંભળવા. સૂત્રની બહારના અક્ષરો બોલશો તો વિકથામાં ગણાશે કદી એમ કોઇ કહે કે-બધી બાબતો કાઇ સૂત્રમાં ન હોય, પણ સૂત્રને લગતા ગ્રંથો હોય અને ગ્રંથમાંથી કોઇ કોઇ બાબતો મળી આવે અને આપણને યોગ્ય લાગે અને દયા, દાન, સત્ય, શિયળને વિરૂદ્ધ ન પડે તેવી કથા વાર્તા કે જોડ, સ્તવન વગેરે કહેવા સાંભળવામાં વાંધો નથી, પણ આ તો પોતાની જોડી કાઢેલી કલ્પિત વાતોના રાસના રાસ ઉભા કરી સંભળાવે તેની વાતો છે. તેને અમે વિકથા કહીએ છીએ. એમ બોલતા પ્રત્યે કહીએ કે-તમારા કહેવા પ્રમાણે જે વાત સૂત્રમાં નથી તે ગ્રંથમાં કયાંથી આવી ? ગ્રંથવાળાએ પણ પ્રથમ કલ્પિત ઉભી કરી હશે એમ તો તમારે કહેવું પડશે. જો તમે કલ્પિતનો નિષેધ કરતા હો તો તમે જે જે ભાષા બોલો છો તે પણ કલ્પિત છે, તમારી કલ્પના પ્રમાણે બોલોછો, તમે જે પ્રમાણે અને જેટલું બોલોછો તે પ્રમાણે તેવાં વાકય સૂત્રમાં તો નથી. તેમ કોઇ ગ્રંથમાં પણ નથી, તો પછી તમારી ભાષાને વિકથામાં ગણવી કે શામાં ગણવી ? સાધુ આર્યાના અવર્ણ-વાદ, હેલના નિંદાની કુથલીઓ લઇ બેસવાવાળા વિકથાના કહેનારા કેમ ન કહેવાય ? અથાત્ કહેવાયજ. એ પણ સૂત્ર વિરૂદ્ધ અને સૂત્ર બહારનીજ વાત છે વળી તમારી માન્યતા પ્રમાણે તો માત્ર સૂત્રનો પાઠજ તમારે વાચવો કે બોલવો જોઇએ. અર્થ સામું પણ જોવું ન જોઇએ. કારણ કે, ટબામાં ભરેલ અર્થ પણ દરેક આચાર્યે તેની મતિ કલ્પના પ્રમાણે કરેલા હોય છે અને તે ટબાર્થ એક બીજાથી વિરૂદ્ધ પડતા પણ જોઇએ છીએ. ટબાર્થ તમોને [illegible] વિરૂદ્ધ અર્થ કરતા સાભળીએ છીએ, તો તે પણ તમારી કલ્પનાનો અર્થ વિકથા ગણાશે

હવે જોઇએ. સ્તવન કે રાસ વગેરે જે બનાવવામા આવે છે તે સૂત્રના અર્થ બહાર નથી.

પ્રશ્ન ૮૧—જોડ, સ્તવન, કે રાસ વગેરે બનાવવાનું સાધુને ક્યા સૂત્રમાં કહ્યું છે?

ઉત્તર—અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે છતી વસ્તુ ને છતી ઉપમા તથા છતી વસ્તુ અને અછતી ઉપમા અને અછતી વસ્તુ ને છતી ઉપમા તથા અછતી વસ્તુ ને અછતી ઉપમા એ પ્રમાણે કહેલ છે. તો દયા, દાન, સત્ય, શીયળને માટે છતી અછતી ઉપમાઓ આપી તેના દ્રઢાવ માટે ગમે તેવા પ્રકારની કથા વાર્તા કે કવિતા કરી સમજાવે તેમાં દોષ નથી, એમ સૂત્રનો ન્યાય છે.

પ્રશ્ન વ્યાકરણના ચોથા અધ્યયનમાં કહ્યું છે કે—સીતા, પદ્માવતી, દ્રૌપદી વગેરેના કારણોથી ઘણા જણનો ક્ષય. પદ્માવતીના કારણે એક કરોડ ને એંસી લાખ માણસોનો ક્ષય થયો તે વાત ભગવતીજી તથા નિરયાવલિકા સૂત્રમાં છે. પણ સીતા વગેરેનાં કારણો કાંઇ સૂત્રમાં નથી. પણ માત્ર ઉપરના શબ્દ ઉપરથી રામરાસ રચાયો. ઉત્તરાધ્યયનના ૧૮ મા અધ્યયનમા महाबलो रायरिसिं आदाय सिरसासिरं મહાબળ રાજર્ષિએ માથા સાટે મુક્તિ લીધી. આ શબ્દ ઉપરથી મહાબળ મલયાસુંદરીનો રાસ બનાવ્યો—વળી બાવીશમા અધ્યયનમાં—પ્રથમ સૌરીપુર નગર અને સમુદ્રવિજય રાજા કહ્યા—અને તેજ ઠેકાણે દ્વારિકા નગરી અને કૃષ્ણ બળભદ્ર રાજા કહ્યા. તો સૌરીપુરથી દ્વારિકા શા માટે ગયા? અને જરાસંધ સાથે મહા યુદ્ધ કરી ત્રિખંડાધિપતિ શી રીતે થયા? શા માટે યુદ્ધ થયું? વગેરે કાર્ય કારણ કાંઇ પણ બીના સૂત્રમા નથી, પણ સૌરીપુર અને દ્વારિકા વગેરે શબ્દ ઉપરથી આખો ઢાળ સાગર રચાયો. જો કે ગ્રંથોમાં તથા અન્ય મતના શાસ્ત્રોમાં જે જે બીનાઓ જોવામા આવી તેનો સંગ્રહ કરી રાસ રૂપે રચના કરી તેમ સુત્રમાં દયા, દાન, સત્ય, શીયળની ઠોરોઠોર વ્યાખ્યા આવે છે. જેનો મહિમા અથવા સતિઓએ કેવી રીતે શીયળ સાચવ્યાં, તેણે કેવા કેવા ઉપસર્ગો પરિસહ સહન કર્યા, તેણે સત્ય શીયળ કેવી રીતે રાખ્યુ વગેરે સુત્રમા ન હોય પણ ગ્રંથમા કે કથા વાર્તામા કે અન્ય મતના શાસ્ત્રોમાંથી લઇ તેની જોડ કળા કે રાસ બનાવી સત્ય શીયળનું માહાત્મ્ય જણાવે તેમા શું દોષ? જેમ સૂત્રના પાઠ ઉપરથી અર્થના કરવાવાળા અનેક પ્રકારની યુક્તિઓ લગાડી પોતાની બુદ્ધિનો ફેલાવો બતાવે છે. તેમ જોડકળા કે રાસના કરવાવાળા પણ પોતપોતાની બુદ્ધિનો ફેલાવો કરી જૈન ધર્મને દીપાવે છે.

પ્રશ્ન ૮૨—આ સંબંધી કોઇ સૂત્ર કે ગ્રંથનો આધાર છે? હોય તો બતાવો

ઉત્તર—સાંભળો, શ્રીઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીસમા અધ્યયનના અર્થમાં, તથા પ્રવચન સારોદ્ધાર ગ્રંથમાં–તથા સમક્તિના સડસઠ બોલમાં સમકિતના આઠ પ્રભાવકમાં કહ્યું છે કે–કવિતા–જોડકળા કરવાની કળા હોય તો, જોડ, કવિતા કરીને જૈન માર્ગ દીપાવે.—વળી ભગવતીજી વગેરે સૂત્રમાં કહ્યું છે કે, સાધુ "કૂંતિયાવણ ભુયા" સ્વસમય પરસમયના જાણ હોય, એટલે કવિતા, કાવ્યકળા વગેરે તમામના જાણ હોય વળી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં પણ બન્ને શાસ્ત્રના મેળવણહાર કહ્યા છે. ससमय परसमय संघायाणिज्जे भवइ. આપણા સિદ્ધાંત અને અન્ય મતના શાસ્ત્રના સ્વરૂપને જાણીને એક બીજાના ન્યાયના મેળવણહાર હોય. અર્થાત્ તમામ કબૂલ કરે, તમામને રૂચે તેવી રીતે સંધિ મેળવી કાવ્યકળાદિક કરે, એમ ૫૯ મા બોલના પાઠ ઉપરથી જણાય છે. તો આપણી કરેલી કાવ્યકળા કે જોડનો સૂત્રના ન્યાયે દયા, દાન, સત્ય, શીળાદિકના માહાત્મ્યનો શો અટકાવ ?–તથા શ્રી નંદીજી સૂત્રમાં વ્યાકરણ, ભાગવત, પુરાણાદિ મિથ્યાત્વીનાં શાસ્ત્ર કહ્યાં છે. પણ તે સમ્યગ્દૃષ્ટિ ભણે તો ધર્મ શાસ્ત્ર કહ્યાં, તેમ સમદૃષ્ટિથી ઘણા જીવના ઉપકાર માટે સત્ય શીયળાદિકના ન્યાયોને કાવ્યરૂપમાં ગોઠવી રાસ પ્રમુખ બનાવે, અને સાંભળનારાને તેમાંથી વૈરાગ્ય ઉત્પન્ન થાય, હૃદયમા દયા કરૂણા પ્રગટે, સત્ય શીયળનો દ્રઢાવ થાય, કુવ્યસનનો ત્યાગ કરે, સામાયિકાદિક સંવર કરણીમાં વધારો થાય, વ્રતપચ્ચખાણ ત્યાગ વૈરાગ્યાદિકનો વધારો, થવા સાથ ઘણા જીવોના આત્મા નિર્મળ થતા જોઇએ છીએ. તેવા ગુણોને લેખામા નહિ ગણતા દોષ દૃષ્ટિવાળા–આળા ચાંદાના ગોતનાગ ઇર્ષાળુ લોકો કદાપિ કોઇ જોડકળા કે રાસનો નિષેધ કરે અને કહે કે સાધુથી રાસ વંચાયજ નહિ, તે પોતાની અજ્ઞાનતા તથા નિર્બળતા સૂચવે છે અને દયા, દાન, સત્ય, શીલાદિકના દ્રોહી બને છે. અને એ મસે ઘણાઓની નિંદા અવહેલણાદિ કરવાથી આત્માને ભારે કર્મી બનાવે છે. તેવા જીવોની દયા આવે છે કે તે જીવો દોષથી કેમ બચે.

પ્રશ્ન ૩—નિશીય સૂત્રના સત્તરમે ઉદ્દેશે–સાધુને ગાવાનું નિષેધ્યું છે તેનું કેમ ?

ઉત્તર—અહો દેવાનુપ્રિય ! જરા વિચાર કરીને જુઓ કે કેવા પ્રકારનું ગાવુ નિષેધ્યુ છે ત્યાં તો ચોકૂખું કહ્યું છે કે—

जेभिक्खु गाएज्जवा वाएज्जवा णच्चेज्जवा अभिणच्चे हयहिंसियं हत्थि गुलगुलाइं तं उक्किट्ठ सींहणादं करेइ करंतं वा साइज्जइ. २२६.

જે સાધુ, ગાન, ગીત, આલાપ સલાપીને વીણા, માદલ, ઢોલ, તાલાદિક વાજિંત્ર વજાડે, નાચે થેઈ થેઇ કરે, અત્યંત નાચી થેઇ થેઈ કરી ઘોડાની પરે હાસે હંસારવ હણહણાટ કરે, હાથીની પરે ગુલગુલાટ શબ્દ કરે, તે ઉત્કૃષ્ટો સિંહનાદાદિક કરે, કરતાને અનુમોદે તો પ્રાયશ્ચિત કહ્યું

અહિંયાં તો એવા પ્રકારનું ગાવું વરજ્યું છે કે–તેની સાથે વાજીંત્ર, નાચવું, કૂદવું વગેરે કહેલા તમામ બોલ સહિત ગાવાનો નિષેધ કરેલો છે. પણ જોડ, સ્તવન કે રાસ, ઢાળો વગેરે વાંચવા ગાવાનો નિષેધ કર્યો નથી. શ્રીઠાણાગ સૂત્રમાં તથા અનુયોગદ્વાર સૂત્રમાં રૂષીશ્વરને પ્રશસ્ત ગાવું કહ્યું છે. અનુયોગદ્વાર બાબુના છપાવેલ પાને ૩૧૭ મે જુઓ.

सखया पाययाचेव, भणिईओ होति द्दोणिवा सरमंडलमि गिज्जंते, पसत्था इसि भासिआ અહિયા તો કહ્યું છે કે--સંસ્કૃત પ્રાકૃત એ બે ભાષા ભણવી, બોલવી અને સ્વરમંડળમા પ્રશસ્ત ઋષિને ગાવા યોગ્ય હોય તે ગાવું એમ ભગવતે કહ્યું છે

તે માટે સજઝાય, સ્તવન, શ્લોક, દષ્ટાંત કાવ્યકળા, પ્રાસ્તાવિક સવૈયા, છંદ, ચોપાઇ, ચરિત્ર, રાસ, ઢાળ, કથા વગેરે જે જે સિદ્ધાંત શાસ્ત્રથી મળના હોય, જેમાં દયા, દાન, સત્ય, શીયળાદિકનું પોષણ હોય તે તે વાચવા, જોડવા, કહેવા અને ગાવાનો અટકાવ નથી. જે સિદ્ધાંતથી વિરૂદ્ધ હોય જેમા ઉપર કહેલા ગુણોને હાનિકારક હોય કે જે વાંચવાથી આત્માને વિક્રિયા ઉત્પન્ન થાય, અહિતકારી થાય, ધર્મની શ્રદ્ધા ઘટે, આત્માને ઉન્મત્ત બનાવે તેવી જોડકળા સાધુને કહેવી નહિ, જોડવી નહિ, કે સાભળવી નહિ. પણ આત્માને હિતકારી અને ધર્મને પુષ્ટિકારી જોડ કરવાનો કે ગાવાનો નિષેધ નથી.

પ્રશ્ન ૮૪—કેટલાક કહે છે કે, સાધુને લખવું કલ્પે નહિ તેનું કેમ ?

ઉત્તર—શ્રીપ્રશ્નવ્યાકરણ સૂત્રમા સાતમા અધ્યયનમા ( બીજા સવર દ્વારમાં ) કહ્યું છે કે—" जह भणीय तहय कम्मुणा होइ " જેમ સત્ય ભણે, તેમ લખવા વગેરેની ક્રિયા પણ સત્ય કરવી વળી શ્રી નિશીથ સૂત્રના વીશમા ઉદ્દેશામા વિશાખા નામે આચાર્યે નિશીથ સૂત્ર લખ્યું છે એમ કહ્યું વળી શ્રી-આચારાગ સૂત્રનાં સાતમા અધ્યયનમા કહ્યું છે કે દેવર્દ્ધિગણિક્ષમા શ્રમણે શાસ્ત્ર લખ્યા છે તો ગુણના નિધાન જ્ઞાનાદિ સહિત એવા આચાર્યોએ લખ્યું તો બીજા સાધુનો શો વિશેષ ? જો આપણે લખવાનો નિષેધ કરીશું તો ઉપકારી પુરૂષોએ અથાગ મહેનતે મુખપાઠે સૂત્રજ્ઞાન હતું તેને પુસ્તકારૂઢ કરી જૈન ધર્મ અને સાધુ ધર્મને ટકાવી રાખવાનું પરમ સાધન

એવું કરી આપ્યું તેવાજ પુરૂષને દોષિત ઠરાવવા તે તો ઉપકારી પુરૂષનો મહા અપરાધ કર્યો ગણાય.—કારણ કે જેના આધારે આપણે બોલીએ છીએ તેજ વસ્તુના ઉત્પાદક પુરૂષથી પોતાની અધિક્તા જણાવવા જેવું કાંઇ પણ માનવામાં આવે તેજ પોતાનું દંભીપણું સૂચવે છે. પોતાને લખતાં આવડતું ન હોય તેવાઓ કેટલાક પોતાના આચારનો ડોળ બતાવવા કહે કે સાધુને લખવું કલ્પે નહિ, એમ કહી લખનારથી પોતાનું અધિકતાપણું જણાવે, પણ એટલો વિચાર કરે નહિ કે દેવર્દ્ધિક્ષમાશ્રમણે મુખે રહેલા જ્ઞાનને પાના ઉપર કેવી રીતે દાખલ કર્યું હશે ? મૂળપાઠ ઉપરથી ટીકા ટીપ્પણ કેટલા કેટલા કેવી રીતે કર્યા હશે ? ધર્મસિંહ મુનિ જેવાએ સૂત્રમાં મૂળ પાઠ ઉપર ટબા કેવી રીતે ભર્યા હશે ? એ બધું લખ્યા વિના કેવી રીતે થયું હશે ? માટે માનો કે સાધુને લખવાનો નિષેધ નથી.

પ્રશ્ન ૮૫.—કોઇ કહે કે–સૂત્રમાં પાનાં રાખવાં કે લખવાં ચાલ્યાં નથી તેનું કેમ ?

ઉત્તર—આગલા પુરૂષો મહા બુદ્ધિવંત હતા કે જેમને તમામ જ્ઞાન કંઠસ્થ હતું તે પાનાં શામાટે રાખે ? અત્યારે તો અલ્પ બુદ્ધિવાળા જીવો જોવામાં આવે છે શાસ્ત્ર વિના (પાના વિના) કાંઇ ગમ પડે નહિ. તેનોજ આધાર રહ્યો છે. તો અપવાદે રાખવાનો કે લખવાનો નિષેધ નથી. લખવું તે ધર્મની તથા જ્ઞાનની વૃદ્ધિને માટે છે, પણ પરિગ્રહ ખાતે લખતા નથી કે લખી ગયા નથી. દેવધિક્ષમાશ્રમણે જે સૂત્રને પાનાં ઉપર લખ્યાં તે કાંઇ પરિગ્રહની બુદ્ધિએ લખ્યા નહોતાં, પણ આ જૈનધર્મ અને ચારે તીર્થને આ સૂત્રજ્ઞાન આધાર ભૂત થશે–ટેકારૂપ થશે. ઘણા જીવને કલ્યાણકારી હિતકારી થશે એવી બુદ્ધિએ લખેલાં હતા. તોજ તેજ સૂત્રજ્ઞાન અત્યારે મહાવીર દેવના શાસનમા બહુજ ઉપયોગી થઇ પડેલ છે, અને જો એજ પ્રમાણે એજ બુદ્ધિએ પૂર્વાપર લખાતું રહેશે તો પાચમા આરાના છેડા સુધી આજ સૂત્રજ્ઞાનના આધારે ચારે તીર્થનું ટકવાપણું થશે અને તેનાજ ઉપરથી આત્મકલ્યાણની સિદ્ધિ મેળવશે. માટે તેવા ઉપકારી પુરૂષનો ઉપકાર માનવાને બદલે જો અપવાદ મૂકવામાં આવશે તો માનો લેવું કે આત્માને અને કલ્યાણને આકાશ પાતાળ જેટલું છેટું છે. એવી અપકાર બુદ્ધિની મહા નીવડ ગાંઠ વચ્ચે પડેલી સમજજો.

પ્રશ્ન ૮૬–સાધુથી લખી શકાય એવો કોઇ સૂત્રનો આધાર છે ?

ઉત્તર–આધાર તો જણાવી ગયા છીએ કે પૂર્વાચાર્યોએ જેમ ઉપકાર બુદ્ધિએ શાસ્ત્ર લખ્યા તેમ આપણે પણ માત્ર ઉપકાર બુદ્ધિએ

લખતાં દોષ નથી. અને જે પ્રકારે લખવાથી દોષ લાગે છે, તે પણ સૂત્રમાં ચોકખું જણાવી દીધું છે કે હે મુનિયો! તમારે પૃથ્વી ઉપર લખવું નહિ, લખાવવું નહિ કે કોઇ લખતું હોય તો રૂડું પણ જાણવું નહિ, એમ દશવૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમાં કહ્યું છે કે—पुढवीवा × × नालिहिज्जा × × વગેરે એટલે પૃથ્વી ઉપર લખવાનું નિષેધ્યું, પણ બીજા ઉપર લખવું નિષેધ્યું નથી. તેમજ નિશીથ સૂત્રના ઉદ્દેશે ૬ઠ્ઠે-સૂત્ર ૧૩ મું-તેમાં કહ્યું છે કે—

जेभिक्खु माउगामस्स मेहूण वडियाए लेहं लेहइ, लेहं लेहावेइ, लेहं वडियाए बहियागच्छइ गच्छंतं वा साइज्जइ. १२

અર્થ:—જે કોઇ સાધુ માતાના સરીખી ઇંદ્રિ છે તે સ્ત્રીની તેહને મૈથુનને નિમિત્તે, આપણા વિષેનો ભાવ લખે, અનેરા પાસે લખાવે, આપણો અભિપ્રાય લખાવવા નિમિત્તે બહાર જાય, જતાને અનુમોદે તો તેને ચૌમાસિય ગુરૂ પ્રાર્યશ્ચિત કહ્યું.

એ કારણ સિવાય પ્રાયશ્ચિત ચાલ્યું નથી. તો પછી પુસ્તકાદિક લખવામાં દોષ હોયજ કયાથી ?

પ્રશ્ન ૮૭—પુસ્તકના તો ભંડારે ભંડાર ભર્યા જોઇએ છીએ, તો પછી પુસ્તકાદિકનો વિશેષ સંગ્રહ કરવાથી તે પરિગ્રહમાં કેમ ન ગણાય ?

ઉત્તર—પરિગ્રહ રૂપે સંચય કરે તો પરિગ્રહમા ગણાય. ઉપકાર બુદ્ધિએ સંગ્રહ કરે તો પરમાર્થમા ગણાય. દેવર્દ્ધિક્ષમાશ્રમણે ચોરાસી આગમો લખી સંગ્રહ કરી રાખ્યો હતો તે પરિગ્રહની બુદ્ધિએ નહિ, પણ ઉપકાર બુદ્ધિએ પરમાર્થની બુદ્ધિએ પ્રત્યક્ષપણે આપણે અનુભવીએ છીએ. પુસ્તકપાનાંને જો કોઇ પરિગ્રહમાં ગણે તો કોઇની પાસે વિશેષ હશે તો કોઇની પાસે અલ્પ થોડાં પણ હશે તો તે પણ પરિગ્રહમા ગણવાં પડશે. સૂત્ર સિદ્ધાંતની અપેક્ષાએ તો मुच्छा परिग्गहो वुत्तो. મમત્વ કે મૂર્છા ભાવ રાખે તો પરિગ્રહમા છે, પણ ધર્મ ઉપકરણની બુદ્ધિએ, જ્ઞાનની વૃદ્ધિના હેતુએ રાખે તો પરિગ્રહમા ગણાય નહિ.

પ્રશ્ન ૮૮—કેટલાક લોકો પુસ્તક પાના ધર્મ ઉપકરણને પરિગ્રહમાં ગણી સાધુઓ ઉપર આક્ષેપ વચનો મૂકે છે તેનું કેમ ?

ઉત્તર—તે તો આક્ષેપ વચનો મૂકનારને વિચારવાનું છે. પણ આપણે એટલો તો વિચાર કરવો જોઇએ કે જો પુસ્તક પાનાં કે ધર્મોપકરણને પરિગ્રહમા ગણી પોતાની પવિત્રતા જણાવવા બીજા ઉપર આક્ષેપ વચનના પ્રહારો કરીએ કે નિંદાયુકત વાકયો બોલીએ તો પેલા પરિગ્રહ કરતા આ

પરિગ્રહ આત્માને વધારે નુકસાનીવાળો જણાય છે. પેલો બાહ્ય પરિગ્રહ તો અહિંયાંજ પડયો રહેવાનો છે, અને જયાં જશે ત્યાં જ્ઞાનનીજ વૃદ્ધિ કરનારો છે. અને કદાપિ અંત સમયે મૂર્ચ્છા મૂકશે તો પણ મહા લાભદાયક છે. પણ જે નિંદા, ઇર્ષા, ઝેર, વેર, માયા, કપટ અને કષાયાદિક અભ્યંતરના દોષરૂપ પરિગ્રહનો કરેલો સંચય તે તો જીવની સાથેજ આવનારો છે, અને તે એટલી બધી નુકસાની કરનારો છે કે આપણાં કરેલાં તમામ સુકૃતનાં ફલનો નાશ કરી અધોગતિના ફલને આપે છે. માટે પરાયા પરિગ્રહની ખટપટથી અલગા રહી આપણો પોતાનો પરિગ્રહ જે નુકસાની કર્તા છે—હાનિકારક છે, આપણો છૂપો શત્રુ છે, આપણા અભ્યંતરના ધનમાલને લૂંટનાર છે. એવા પરિગ્રહથી અલગા રહીશું તોજ આપણો કરેલો શુભ પ્રયાસ સફલ થશે. દ્રવ્ય અને ભાવ ઉપાધિથી જેટલે જેટલે અંશે આત્મા અલગો રહેશે તેટલે અંશે આત્મા કર્મ બંધનથી પણ અલગો રહેશે અને આત્માને મહાગુણની પ્રાપ્તિ થશે. માટે બીજાની ઉપાધિ આપણને ઉપાધિ રૂપે થાય તેવી ઉપાધિમાં ન પડતાં આત્માના શ્રેયનો વિચાર કરવો તેજ સત્પુરૂષનું કર્તવ્ય છે. સુજ્ઞેષુ કિં બહુના.

પ્રશ્ન ૮૯—કોઇ કહે કે-સાધુ ચશ્મા કેમ રાખે છે? ચશ્મા રાખવા કયા સૂત્રમાં કહ્યું છે?

ઉત્તર—ચશ્મા કયે ઠેકાણે નિષેધ્યાં છે? સૂત્રમાં તો કાચના પાત્રાં નિષેધ્યાં છે. વસ્ત્રનાં, ચર્મનાં વગેરે સત્તર જાતનાં પાત્રા નિષેધ્યાં છે. પણ વસ્ત્ર, કાચ, ચર્મનો અટકાવ કર્યો નથી. ઇહાં કોઇ કહે કે—કાચનાં પાત્ર કેમ હોય? કાચજ નિષેધ્યો છે તેને કહીએ કે—તો વસ્ત્રનાં પાત્ર કેમ હોય? વસ્ત્ર કેમ રાખીએ છીએ? પણ માનો કે કાચનાં પાત્ર હોય છે અને વસ્ત્રનાં પણ પાત્ર હોય છે. કાચના વાટકા થાય છે. કાચના ગ્લાસ થાય છે, કાચનાં અનેક ભાજન બને છે તે પાત્રજ કહેવાય અને વસ્ત્રને પણ કુટીને અનેક પ્રકારના વાસણની જાત બનાવે છે, તે પણ પાત્રજ કહેવાય. તેવાં પાત્ર સાધુને આચારાંગજીના બીજા શ્રુતસ્કંધમાં અકલ્પનિકમાં ગણ્યાં છે. પણ કોઇ ઠેકાણે કાચ કે ચશ્માનો નિષેધ કર્યો નથી. ત્યારે કોઇ કહે કાચનું–ચશ્માનું તો મૂલ્ય ઉપજે વળી તે ધાતુ વસ્તુ છે. તેને કહીએ કે તો વસ્ત્ર પાત્ર પોથીનું શું મૂલ્ય નથી ઉપજતું? મૂલ્ય તો દરેક ચીજનું ઉપજે છે. પણ સાધુને કાંઇ મૂલ્ય ઉપજાવવા જવું નથી. અને કાચને કાંઇ ધાતુમાં ગણ્યો નથી. ત્યારે કોઇ કહે કે–કદાપિ ચશ્માના કાચ ધાતુમાં ન ગણીએ પણ ચશ્માની કમાન, બાણુ, ફ્રેઇમ તો ધાતુની છે તે કેમ

કલ્પે ? તેનો ઉત્તર એ કે-કોઇ કોઇનાં ચશ્મા ધાતુ વિનાનાં નેતર પ્રમુખથી બાધેલા હોય છે, અને તેવું સાધન ન મળે તો પછી જે ચશ્મા આંખને બેઠાં તેની ફ્રેઇમ કદી ધાતુની (સોના રૂપા વિનાની ઉપધાતુની) હોય તો તે ચશ્મા પાઢીહારાં લેવામાં આવે છે. કારણ કે એકલા કાચ કાંઈ આખ આડા રખાતા નથી, માટે ચશ્નાના ધણી થકા રાખવામાં આવે છે, અને તે પણ અપવાદ માર્ગે ન છૂટકે રાખનારા રાખે અને સગવડે બંધાવે તેને કોઇ અટકાયત કરતું નથી.

પ્રશ્ન ૯૦—કોઇ કહે એવાં ચશ્મા રાખવાનું કયા કહ્યું છે ?

ઉત્તર—તે તો કોઇ સૂત્રમાં કહ્યુ નથી, પણ પોથી, પાનાં, શાહી, હીંગળો, લેખણુ, પાટીયાં વગેરે રાખવાં કયા સૂત્રમા કહ્યાં છે ? ત્યારે કોઇ કહે કે—પોથી વિના તો ચાલે નહિ, એ તો જ્ઞાન નિમિત્તે છે. અને આ કાલના સાધુને તો પુસ્તક પાનાનોજ આધાર છે, માટે તેની તો અવશ્ય જરૂર પડેજ તો કહેવું કે—ચશ્મા વિના પણ ન ચાલે, તેની પણ અવશ્ય જરૂર પડે છે. અને તે જ્ઞાન અને દયાના બે કારણે રાખવા પડે છે. જો પોથી પાનાં જ્ઞાન નિમિત્તે રાખશે તો શાહી, હીંગળો, લેખણુ, પાટીયાં અને ચશ્મા એ પણ જ્ઞાન નિમિત્તે રાખવા ઠરશે. તેમા ચશ્મા રાખવાનો એટલો, વિશેષ છે કે—ચશ્માથી બારીક-ઝીણા આખે દેખાય નહિ તેવા જીવોનું રક્ષણુ થાય છે, માટે જેને એવી ખાસ જરૂર હોય તેને તો અવશ્ય ચશ્મા રાખવાની આવશ્યકતા છે, જેમ આખો વાચવાને અને જીવોના રક્ષણુ માટે છે, તેમ ચશ્મા પણ વાંચવાના અને ખાસ જીવના રક્ષણુ માટે છે

જો કે ચશ્મા રાખવાથી અપવાદ માર્ગે કિંચિત્ દોષ લાગવા સભવ છે, પણ પરિણામે લાભ ઘણો છે. આંખોનું રક્ષણુ ચશ્મા છે, માટે આખા શરીરમા પહેલુ આખોનું રક્ષણુ કરવા કહ્યુ છે. જ્ઞાતા સૂત્રમાં મેઘકુમારે આખુ શરીર સાધુની વૈયાવચ્ચ ખાતે ભગવતની હજુરમા અર્પણુ કરી દીધું, પણ બે આખોનુ પોતે રક્ષણુ કરવું એવો આગાર રાખ્યો. એટલે આખા શરીરની દરકાર નહીં કરતા માત્ર આખનુ રક્ષણુ કરવાનુ ઉચિત માન્યુ, કારણુ કે આખા શરીરનો આધાર, જ્ઞાનનો આધાર અને જીવ દયાનો આધાર આખોપર છે, માટે આંખનુ રક્ષણુ કરવાની પહેલી જરૂર છે.

જેમ જ્ઞાનના નિમિત્ત કારણુમા પોથી પાના ઉપયોગી છે, તેમ જ્ઞાન સંબંધીમા ચશ્મા પણુ ઉપયોગી છે. પોથી પાનાં આખોવાળાને ઉપયોગી છે. અને આખોના રક્ષણુ માટે ચશ્મા પણુ ઉપયોગી છે.

પ્રશ્ન ૯૧—આ જૈન ધર્મમાં એક મહાવીર દેવનું શાસન પ્રવર્તે છે, છતાં અનેક મત ભેદ, અનેક ગચ્છ, અનેક સંઘાડા, અનેક સંપ્રદાય, અનેક ટોળાં કેમ જોવામાં આવે છે?

ઉત્તર—જમાનાની કહો કે કાળની કહો કે સમયની બલીહારી છે, સૂત્રના ન્યાય પ્રમાણે અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી ગઇ પણ અનંત કાળે આવેલ આ અવસર્પિણી કાળ કે જેનું નામ સૂત્રમાં હુંડાવસર્પિણી આપી ઓળખાવેલ છે. તેના ૭ સમય ( ૭ આરા ) માંનો આ પાંચમો સમય દુષમના બદલે ઓગાઢ, દુગાઢ, દુષમ સમય કહીને ઠાણુંગ સૂત્રમાં બતાવ્યો છે. તેમજ શ્રીઠાણુંગજીમાં કહેલા દશ અચ્છેરામાંનું દશમું અચ્છેરૂં અસંજતીની પૂજા એ નામનું તથા શ્રી મહાવીર દેવના નિર્વાણ સમય ભષ્મગ્રહનું બેસવું અને ભદ્રબાહુ સ્વામી ચૌદપૂર્વીના વખતમાં ચંદ્રગુપ્ત રાજાને પોષામા સોળ સ્વપ્નાં લાધ્યાં. આટલા સંજોગોને લઇને શ્રી મહાવીર દેવના શાસનની કફોડી સ્થિતિ જોવામાં આવે છે. દુનિયાનાં પ્રાણીઓ જેમ જેના મગજમાં આવે તેમ બોલ્યા કરે. અને બન્યું છે પણ એવું કે—ગચ્છ, વાડા, સંઘાડાની હદ રહી નથી, તેમ જે જેના મગજમાં આવે તેમ પ્રરૂપણા કરતાં સાંભળીએ છીએ અને તેજ પ્રમાણે શ્રી ભગવંત મહાવીર દેવ પણ અગાઉથી કહી ગયા છે. ભગવતીજી શતક પહેલે, ઉદ્દેશે ત્રીજે જણાવે છે કે—જ્ઞાન જ્ઞાનમાં અંતર, દર્શન—દર્શનમાં અંતર, ચારિત્ર—ચારિત્રમાં અંતર, લિંગ—લિંગમાં અંતર, માર્ગ—માર્ગમા અંતર એમ તેર સ્થાનકે સાધુઓ અંતર આરાંકા વેદના થકા જૂદા જૂદા અભિપ્રાયે કાંક્ષા મોહનીય કર્મ વેદતા કહ્યા છે. તે પ્રમાણે આચાર્યના મત અભિપ્રાય પણ જુદા જુદા જોવામાં આવે છે. વળી દશાશ્રુતસ્કંધ સૂત્રમાં કહ્યું છે કે—છ મહિના પહેલાં ટોળું (ગચ્છ) છોડે તો સબલો દોષ લાગે તો ગચ્છ-ટોળાં જૂદાં છે ખરાં. વળી શ્રી બૃહતકલ્પ સૂત્રમાં ધર્મવૃદ્ધિ અધિક દેખે તો સંવિભાગ કરવો, નહીંતો ન કરવો. વળી શ્રી ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનમાં પાંચમા આરામાં આચાર્ય મહારાજ અનેક મતના દેખાડનારા થશે. વળી સોળ સ્વપ્નમાં ત્રીજે સ્વપ્ને ચંદ્ર ચાળણી જેવો દીઠો તેથી આચાર્યની સમાચારી જૂદી જૂદી થશે. સૂત્રમાં પણ ઠામ ઠામ ગચ્છ ટોળાં સંઘાડા જૂદા જૂદા કહ્યા છે. તે માટે એકજ ગચ્છ કે એકજ સંપ્રદાય કે એકજ સંઘાડો કે એકજ ટોળાની કે અમુક સાધુની શ્રદ્ધા, આસ્થા રાખી બાકી કોઇ સાધુ છેજ નહિ એવી ભાષા બોલવી નહિ. ઘણા સાધુ, સાધ્વી, ગુણવંત છે. 'જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટા ગુણે સાધુ કહ્યા છે. શ્રી જ્ઞાતાજી સૂત્રમા બીજના ચંદ્રમાથી પૂનેમના ચંદ્ર સુધીના

ગુણવાળા સાધુ કહ્યા છે. માટે અમુક ગચ્છ, સંઘાડા કે સાધુ ઉપર કાંઈ જૈનનું શાસન હોય નહિ, માટે એકાંતે નહિ ખેંચતાં ઘણા ઘણા ઉત્તમ સાધુઓની પ્રતિત રાખી આત્મ કલ્યાણ સાધવું. આ કાળ એવો છે કે જો દોષ દૃષ્ટિ દૂર કરી ગુણગ્રાહી થઇ હંસની પેરે દૂધ પીતા શિખશે તોજ આત્મકલ્યાણનો રસ્તો મળી આવશે

પ્રશ્ન ૯૨—બીજના ચંદ્રમાથી પૂનમના ચંદ્ર સુધીના ગુણવાળા સાધુ કહ્યા છે. એમ કહ્યું તે તો જ્ઞાનગુણે ચડતા ઉતરતા કહ્યા છે, એટલે કોઇ થોડા ભણેલા હોય કોઇ વધુ ભણેલા હોય, એટલે બીજના ચંદ્રની પેઠે કોઇ થોડો પ્રકાશ કરે, કોઇ પૂનમના ચંદ્રની પેઠે વધુ પ્રકાશ કરે તે જ્ઞાન આશ્રી કહેલ છે. પણ મહાવ્રત ગ્રહણ કરેલાને ચારિત્રના ગુણ તો સરખાજ હોય તેમા બીજના ચંદ્રનો ન્યાય ઘટે નહિ, એમ કેટલાક કહે છે તેનું કેમ?

ઉત્તર—એમ એકાતવાદીનું બોલવું થતું હશે, પણ અનેકાંતવાદી સૂત્રકર્તાનો એવો અભિપ્રાય નથી, એમ સૂત્ર પાઠ ઉપરથી જણાઇ આવે છે. શ્રી જ્ઞાતાજીસૂત્રના દશમા અધ્યયનમા તો ખુલ્લુ કહ્યુ છે કે જેમ બીજના ચંદ્રથી માંડી પૂનમના ચંદ્ર સુધી ચડતી કળા હોય છે, તેમ સાધુ પણ ખંતી મુત્તિ આદિ દશ પ્રકારના યતિ ધર્મે એટલે દશે બોલે બીજના ચંદ્રથી પૂનમના ચંદ્રની કળાની પેઠે ચડતા જાણવા એટલે કોઇ બીજના ચંદ્રની કળા જેવા હોય કે કોઇ ત્રીજ, ચોથ, પાંચમની એમ જાવત્ પૂનમના ચંદ્રની કળાની પેઠે દશે બોલે પૂર્ણ ગુણવંત હોય એમ દરેક બોલમાં ચડતી ઉતરતી કળા હોય છે. અહિંયા કોઇ કહે કે, દશ બોલમાં પાંચ મહાવ્રત આવ્યાં નહિ. તો પાંચ મહાવ્રત બધાને સરખાંજ હોય. કળાની પેઠે હાનિ વૃદ્ધિ હોય નહિ. તેને કહીએ કે—દશ બોલમાં પાંચે મહાવ્રત આવી જાય છે. સંજમે શબ્દ કહ્યો તેમા પાંચે મહાવ્રત આવી ગયાં. સંયમ કહો, કે ચારિત્ર કહો કે પાંચ મહાવ્રત કહો એ બધા એકાર્થવાચી છે વળી ઉપલા પાંચ બોલમાં પાંચે મહાવ્રતનો ખુલ્લી રીતે દેખાવ થાય છે. માટે પાંચ મહાવ્રત, સત્તર ભેદે સંજમ અને પાંચે ચારિત્રમા દરેક બોલે બીજના ચંદ્રથી પૂનમના ચંદ્રની પેરે ચડતી ઉતરતી કળાઓ લેવી કહી છે. ચારિત્રમાં કોઇ સામાયિક ચારિત્રવાળા હોય કે કોઇ છેદોપસ્થાપનીય ચારિત્રવાળા હોય કે કોઇ પરિહાર વિશુદ્ધવાળા કે કોઇ સૂક્ષ્મ સંપરાયવાળા કે કોઇ જથાખ્યાત ચારિત્રવાળા પણ હોય. તે દરેક ચારિત્રમા કળાઓની હાનિવૃદ્ધિ પણ હોયજ. શ્રીભગવતીજી સૂત્રમા સંજમનાં અસંખ્યાતા સ્થાનક કહ્યા છે તે જીવના પરિણામની હાનિવૃદ્ધિ આશ્રી કહ્યા છે. સાધુપણું તો ચારિત્ર

કલ્પે ? તેનો ઉત્તર એ કે–કોઇ કોઇનાં ચશ્મા ધાતુ વિનાનાં નેતર પ્રમુખથી બાંધેલા હોય છે, અને તેવું સાધન ન મળે તો પછી જે ચશ્મા આંખને એઠાં તેની ફ્રેઇમ કદી ધાતુની (સોના રૂપા વિનાની ઉપધાતુની) હોય તો તે ચશ્મા પાઢીહારાં લેવામાં આવે છે. કારણ કે એકલા કાચ કાંઈ આખ આડા રખાતા નથી, માટે ચશ્માના ધણી થકા રાખવામાં આવે છે, અને તે પણ અપવાદ માર્ગે ન છૂટકે રાખનારા રાખે અને સગવડે બંધાવે તેને કોઇ અટકાયત કરતું નથી.

પ્રશ્ન ૯૦—કોઇ કહે એવાં ચશ્મા રાખવાનું કયા કહ્યું છે ?

ઉત્તર—તે તો કોઇ સૂત્રમા કહ્યુ નથી, પણ પોથી, પાનાં, શાહી, હીંગળો, લેખણ, પાટીયાં વગેરે રાખવાં કયા સૂત્રમાં કહ્યાં છે ? ત્યારે કોઈ કહે કે—પોથી વિના તો ચાલે નહિ, એ તો જ્ઞાન નિમિત્તે છે. અને આ કાલના સાધુને તો પુસ્તક પાનાંનોજ આધાર છે, માટે તેની તો અવશ્ય જરૂર પડેજ તો કહેવું કે—ચશ્મા વિના પણ ન ચાલે, તેની પણ અવશ્ય જરૂર પડે છે. અને તે જ્ઞાન અને દયાના બે કારણે રાખવા પડે છે. જો પોથી પાનાં જ્ઞાન નિમિત્તે રાખશે તો શાહી, હીગળો, લેખણ, પાટીયાં અને ચશ્મા એ પણ જ્ઞાન નિમિત્તે રાખવા ઠરશે તેમા ચશ્મા રાખવાનો એટલો, વિશેષ છે કે—ચશ્માથી બારીક-ઝીણા આખે દેખાય નહિ તેવા જીવોનું રક્ષણ થાય છે, માટે જેને એવી ખાસ જરૂર હોય તેને તો અવશ્ય ચશ્મા રાખવાની આવશ્યકતા છે, જેમ આખો વાચવાને અને જીવોના રક્ષણ માટે છે, તેમ ચશ્મા પણ વાંચવાના અને ખાસ જીવના રક્ષણ માટે છે

જો કે ચશ્મા રાખવાથી અપવાદ માર્ગે કિંચિત્ દોષ લાગવા સંભવ છે, પણ પરિણામે લાભ ઘણો છે. આંખોનું રક્ષણ ચશ્મા છે, માટે આખા શરીરમાં પહેલું આખોનું રક્ષણ કરવા કહ્યુ છે જ્ઞાતા સૂત્રમાં મેઘકુમારે આખું શરીર સાધુની વૈયાવચ્ચ ખાતે ભગવંતની હજુરમા અર્પણ કરી દીધું, પણ બે આખોનુ પોતે રક્ષણ કરવું એવો આગાર રાખ્યો. એટલે આખા શરીરની દરકાર નહીં કરતા માત્ર આંખનું રક્ષણ કરવાનું ઉચિત માન્યુ, કારણ કે આખા શરીરનો આધાર, જ્ઞાનનો આધાર અને જીવ દયાનો આધાર આખોપર છે, માટે આંખનું રક્ષણ કરવાની પહેલી જરૂર છે.

જેમ જ્ઞાનના નિમિત્ત કારણમા પોથી પાના ઉપયોગી છે, તેમ જ્ઞાન સંબધીમા ચશ્મા પણ ઉપયોગી છે. પોથી પાના આખોવાળાને ઉપયોગી છે. અને આંખોના રક્ષણ માટે ચશ્મા પણ ઉપયોગી છે.

પ્રશ્ન ૯૧—આ જૈન ધર્મમાં એક મહાવીર દેવનું શાસન પ્રવર્ત્તે છે, છતાં અનેક મત ભેદ, અનેક ગચ્છ, અનેક સંઘાડા, અનેક સંપ્રદાય, અનેક ટોળા કેમ જોવામાં આવે છે ?

ઉત્તર—જમાનાની કહો કે કાળની કહો કે સમયની બલીહારી છે, સૂત્રના ન્યાય પ્રમાણે અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી ગઇ પણ અનંત કાળે આવેલ આ અવસર્પિણી કાળ કે જેનું નામ સૂત્રમાં હુંડાવસર્પિણી આપી ઓળખાવેલ છે. તેના ૭ સમય ( ૭ આરા ) માંનો આ પાંચમો સમય દુષમના બદલે ઓગાઢ, દુગાઢ, દુષમ સમય કહીને ઠાણુંગ સૂત્રમાં બતાવ્યો છે. તેમજ શ્રીઠાણાગજીમા કહેલા દશ અચ્છેરામાંનું દશમું અચ્છેરૂં અસંજતીની પૂજા એ નામનું તથા શ્રી મહાવીર દેવના નિર્વાણ સમય ભષ્મગ્રહનું બેસવું અને ભદ્રબાહુ સ્વામી ચૌદપૂર્વીના વખતમાં ચંદ્રગુપ્ત રાજાને પોષામા સોળ સ્વપ્નાં લાધ્યાં. આટલા સંજોગોને લઇને શ્રી મહાવીર દેવના શાસનની કફોડી સ્થિતિ જોવામાં આવે છે. દુનિયાનાં પ્રાણીઓ જેમ જેના મગજમાં આવે તેમ બોલ્યા કરે. અને બન્યું છે પણ એવું કે–ગચ્છ, વાડા, સંઘાડાની હદ રહી નથી, તેમ જે જેના મગજમાં આવે તેમ પ્રરૂપણા કરતાં સાંભળીએ છીએ અને તેજ પ્રમાણે શ્રી ભગવંત મહાવીર દેવ પણ અગાઉથી કહી ગયા છે. ભગવતીજી શતક પહેલે, ઉદ્દેશે ત્રીજે જણાવે છે કે–જ્ઞાન જ્ઞાનમાં અંતર, દર્શન–દર્શનમાં અંતર, ચારિત્ર–ચારિત્રમાં અંતર, લિંગ–લિંગમાં અંતર, માર્ગ–માર્ગમાં અંતર એમ તેર સ્થાનકે સાધુઓ અંતર આશંકા વેદના થકા જૂદા જૂદા અભિપ્રાયે કાંક્ષા મોહનીય કર્મ વેદતા કહ્યા છે. તે પ્રમાણે આચાર્યના મત અભિપ્રાય પણ જુદા જુદા જોવામાં આવે છે. વળી દશાશ્રુતસ્કંધ સૂત્રમાં કહ્યું છે કે–છ મહિના પહેલાં ટોળું (ગચ્છ) છોડે તો સબલો દોષ લાગે તો ગચ્છ-ટોળાં જૂદાં છે ખરાં. વળી શ્રી બૃહતકલ્પ સૂત્રમાં ધર્મવૃદ્ધિ અધિક દેખે તો સંવિભાગ કરવો, નહીંતો ન કરવો. વળી શ્રી ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનમાં પાંચમા આરામાં આચાર્ય મહારાજ અનેક મતના દેખાડનારા થશે. વળી સોળ સ્વપ્નમા ત્રીજે સ્વપ્ને ચંદ્ર ચાળણી જેવો દીઠો તેથી આચાર્યની સમાચારી જૂદી જૂદી થશે સૂત્રમાં પણ ઠામ ઠામ ગચ્છ ટોળાં સંઘાડા જૂદા જૂદા કહ્યા છે. તે માટે એકજ ગચ્છ કે એકજ સંપ્રદાય કે એકજ સંઘાડો કે એકજ ટોળાની કે અસુક સાધુની શ્રદ્ધા, આસ્થા રાખી બાકી કોઇ સાધુ છેજ નહિ એવી ભાષા બોલવી નહિ. ઘણા સાધુ, સાધ્વી, ગુણવંત છે. 'જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટા ગુણે સાધુ કહ્યા છે. શ્રી જ્ઞાતાજી સૂત્રમા બીજના ચંદ્રમાથી પૂનેમના ચંદ્ર સુધીના

ગુણવાળા સાધુ કહ્યા છે. માટે અમુક ગચ્છ, સંઘાડા કે સાધુ ઉપર કાંઈ જૈનનું શાસન હોય નહિ, માટે એકાંત નહિ ખેંચતાં ઘણા ઘણા ઉત્તમ સાધુઓની પ્રતિત રાખી આત્મ કલ્યાણ સાધવું. આ કાળ એવો છે કે જો દોષ દૃષ્ટિ દૂર કરી ગુણગ્રાહી થઈ હંસની પેરે દૂધ પીતા શિખશે તોજ આત્મકલ્યાણનો રસ્તો મળી આવશે

પ્રશ્ન ૯૨—બીજના ચંદ્રમાથી પૂનમના ચંદ્ર સુધીના ગુણવાળા સાધુ કહ્યા છે. એમ કહ્યું તે તો જ્ઞાનગુણે ચડતા ઉતરતા કહ્યા છે, એટલે કોઈ થોડા ભણેલા હોય કોઈ વધુ ભણેલા હોય, એટલે બીજના ચંદ્રની પેઠે કોઈ થોડો પ્રકાશ કરે, કોઈ પૂનમના ચંદ્રની પેઠે વધુ પ્રકાશ કરે તે જ્ઞાન આશ્રી કહેલ છે. પણ મહાવ્રત ગ્રહણ કરેલાને ચારિત્રના ગુણ તો સરખાજ હોય તેમા બીજના ચંદ્રનો ન્યાય ઘટે નહિ, એમ કેટલાક કહે છે તેનું કેમ?

ઉત્તર—એમ એકાતવાદીનું બોલવું થતુ હશે, પણ અનેકાંતવાદી સૂત્રકર્તાનો એવો અભિપ્રાય નથી, એમ સૂત્ર પાઠ ઉપરથી જણાઈ આવે છે, શ્રી જ્ઞાતાજીસૂત્રના દશમા અધ્યયનમાં તો ખુલ્લું કહ્યું છે કે જેમ બીજના ચંદ્રથી માંડી પૂનમના ચંદ્ર સુધી ચડતી કળા હોય છે, તેમ સાધુ પણ ખતી મુત્તિ આદિ દશ પ્રકારના યતિ ધર્મે એટલે દશે બોલે બીજના ચંદ્રથી પૂનમના ચંદ્રની કળાની પેઠે ચડતા જાણવા એટલે કોઈ બીજના ચંદ્રની કળા જેવા હોય કે કોઈ ત્રીજ, ચોથ, પાંચમની એમ જાવત્ પૂનમના ચદ્રની કળાની પેઠે દશે બોલે પૂર્ણ ગુણવત હોય એમ દરેક બોલમાં ચડતી ઉતરતી કળા હોય છે. અહિયા કોઈ કહે કે, દશ બોલમાં પાંચ મહાવ્રત આવ્યાં નહિ. તો પાંચ મહાવ્રત બધાને સરખાંજ હોય. કળાની પેઠે હાનિ વૃદ્ધિ હોય નહિ. તેને કહીએ કે–દશ બોલમાં પાચે મહાવ્રત આવી જાય છે. સંજમે શબ્દ કહ્યો તેમા પાચે મહાવ્રત આવી ગયાં. સયમ કહો, કે ચારિત્ર કહો કે પાંચ મહાવ્રત કહો એ બધા એકાર્થવાચી છે. વળી ઉપલા પાચ બોલમાં પાચે મહાવ્રતનો ખુલ્લી રીતે દેખાવ થાય છે. માટે પાચ મહાવ્રત, સત્તર ભેદે સજમ અને પાચે ચારિત્રમા દરેક બોલે બીજના ચંદ્રથી પૂનમના ચદ્રની પેરે ચડતી ઉતરતી કળાઓ લેવી કહી છે. ચારિત્રમાં કોઈ સામાયિક ચારિત્રવાળા હોય કે કોઈ છેદોપસ્થાપનીય ચારિત્રવાળા હોય કે કોઈ પરિહાર વિશુદ્ધવાળા કે કોઈ સુક્ષ્મ સપરાયવાળા કે કોઈ જથાખ્યાત ચારિત્રવાળા પણ હોય. તે દરેક ચારિત્રમા કળાઓની હાનિવૃદ્ધિ પણ હોયજ. શ્રીભગવતીજી સૂત્રમાં સંજમના અસંખ્યાતા સ્થાનક કહ્યા છે તે જીવના પરિણામની હાનિવૃદ્ધિ આશ્રી કહ્યાં છે. સાધુપણું તો ચારિત્રનો

૧૬

અભ્યંતર ગુણમાં તથા મોહનીય કર્મની પ્રકૃતિયોના ક્ષયોપશમમાં રહેલ છે. નહિ કે ઉપરના વેશમાં કે વાચાળ પ્રકૃતિમાં હોય છે. માટે એકાંત પક્ષે ખેંચીને પોતાની બડાઇ અને પરની નિંદા કરી શાસ્ત્રના કે સાધુઓના પ્રત્યનિક બનવું નહીં. જે ઓછું પાળશે તેને ઓછો લાભ મળશે અને જે વધુ પાળશે તેને વિશેષ લાભ મળશે, પણ પારકી ખટપટમાં પડી પોતાનું અહિત કરવું નહિ.

પ્રશ્ન ૯૩—કેટલાક કહે છે કે અમારા સંઘાડામાં કે ટોળામાં જેટલા છે. તેટલાજ સાધુ છે, માટે તેની સાથે આહારાદિક બારે પ્રકારનો સંભોગ કરવો. એટલે કરવો તો બારે પ્રકારનો સંભોગ કરવો, નહિ તો એકે પ્રકારનો નહિ તેનું કેમ ?

ઉત્તર—તે તો ગચ્છ ગચ્છનો બાંધો. એટલે જે સંપ્રદાયમાં જેવો બાંધો હોય તે પ્રમાણે તેઓ વર્તવાને હકદાર છે. પણ અમારા સિવાય બીજા સાધુ નથી, અમેજ સાધુ છીએ એવું બોલવું તે તો ઉદ્ધતાઇનુ વચન ગણાય. મહાવીરે કોઇને ઇજારો લખી આપ્યો નથી કે અમુક સઘાડાના કે અમુક ગચ્છના કે અમુક સંપ્રદાયના સાધુ એજ સાધુ છે. બીજા સાધુ નથી એવું મહાવીરનું ફરમાન નથી. પોતે પોતાની મેળે ગમે તેવી છાપ મેળવે દરેક ગચ્છવાળા એમજ માને છે કે અમેજ સાધુ છીએ, અમેજ મહાવીરના ફરમાન પ્રણે વરતીએ છીએ. અમેજ મહાવીરના કેડાયત છીએ અમેજ સમકિતી છીએ. અમેજ શુદ્ધ ચારિત્ર પાળીએ છીએ અને અમેજ સૂત્ર પ્રમાણે વરતીએ છીએ એમ કોણ નથી કહેતુ ? સૌ કોઇ એમજ માને છે, એમજ કહે છે. પોતાનું સ્થાપન અને પરનું ઉત્થાપન એમ ઘટમાળ ચાલ્યાજ કરે છે ત્યાં કાંઇપણ વિચાર કરવા જેવું રહેતું નથી. મહાવીર પરમાત્મા સ્વીકારે તે સત્ય હવે સંભોગ આશ્રી—શ્રી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે-સંભોગી સાધુ આવે તેને અશનાદિકની આમંત્રણા કરવી. અને વિસંભોગી આવે તેને પાટ પાટલા બાજોઠાદિક દેવાં. વળી શ્રી ઉત્તરાધ્યયનના ત્રેવીશમા અધ્યયનમા કેશીકુમાર શ્રમણે શ્રી ગૌતમ સ્વામીને તૃણાદિકની એટલે આસનની આમંત્રણા કરી. તે માટે સઘળા સંભોગની જરૂર નહિ, પણ જેટલો યોગ્ય લાગે તેટલો એક બે ઉત્કૃષ્ટા બાર સુધીનો પણ આમંત્રણ કરે અને એમ માને કે એ પણ સાધુ છે. કેશી સ્વામી અને ગૌતમ સ્વામી વિસંભોગી છે. ભિન્ન આચારી છે, પણ એક બીજાએ એમ માન્યું નથી, કે એ સાધુ નથી.

પ્રશ્ન ૯૪—સાધુ તો સાધુના ગુણે જે હોય તેજ સાધુ કહેવાય. અત્યારે સૂત્રમાં કહેલા ગુણ પ્રમાણે કોઈ સાધુ જોવામાં આવતા નથી, પણ તેથી ઉલટા ગુણવાળા જોવામાં આવે છે; માટે તેને સાધુ કેમ માનવા ?

ઉત્તર—એકાંત પક્ષે કાંઇ કહી શકાય નહિ. ઘણા ઉત્તમ સાધુ હોય છે. પણ હમણા કાળના પ્રભાવે સંઘયણ મંદપણાથી વક્રજડતાઇપણાથી અતિચાર ઘણા લાગતા દેખાય છે, જેથી એકેક નિર્બુદ્ધિ જીવને સાધુ સુઝે નહી. અને મનમા શકા વેદ્યા કરે જે સાધુ હોય તે એટલા દોષ કેમ સેવે ? પણ બિચારા સૂત્રના અજાણ હોવાથી સૂત્રમાં શું કહ્યું છે તે કાઇ જાણે નહિ, અથવા કોઇએ પાચ દશ શબ્દ ધગાવી રાખ્યા હોય કે આવા હોય તે સાધુ કહીએ, બાકી સાધુ માનવા નહીં. પછી બિચારા એજ કકકો ઘુંટયા કરે અને પોતાની બગલમાં રહેલો બચકો કિમતી વસ્તુનો છે એમ માને, પણ ખોલીને જુએ તો જણાઇ આવે કે આ એક જાતની ભ્રમણા છે. સૂત્રકારે એવી ભ્રમણા રાખી નથી, તેમણે તો જેવું જ્ઞાને કરીને જાણ્યું, તેવું દુનિયાના પ્રાણીને જણાવી દીધું શ્રી ભગવતીજી સૂત્રમા પાચ ચારિત્ર અને છ નિયઠા (છ પ્રકારના નિગ્રંથ) કહ્યા છે અને તેને છઠાણવડીયા પણ કહ્યા છે એટલે સંખ્યાતા, અસખ્યાતા અને અનંતા ગુણે હીણા અધિકા કહ્યા છે. તો વિચારો કે સાધુમાં અનત ભાગે હીણા અધિકા ઇત્યાદિ વિકલ્પ કેમ કહ્યા હશે ? તે જરા જ્ઞાન નેત્ર ખોલીને જુઓ. વળી શ્રી ઠાંણાગજી સૂત્રમાં ચાર પ્રકારની પ્રવર્જ્યા કહી "घनसक्कट्टोयसमाणा" ઇત્યાદિ અતચાર રૂપ કચરે કરી સહિત પ્રવર્જ્યા કહી–વળી બકુશ ચારિત્ર, શરીર ઉપકરણ, વિભૂષાને કરવે શુદ્ધ અને અશુદ્ધ ચારિત્ર કહ્યું છે. વળી શ્રી મહાવીર સ્વામીના સાધુને છેદોપસ્થાપનીય ચારિત્ર સાતિચાર (અતિચાર સહિત) છે–વળી ઠાણાગજીના સાતમે ઠાણે છદ્મસ્થના સાત લક્ષણ કહ્યાં છે. તે એ કે–૧ હિંસા કરે, ૨ મૃષા બોલે, ૩ અદત્ત લે, ૪ શબ્દાદિ પાચે ઇંદ્રિયનો સ્વાદ લે ૫ સાવદ્ય જણાવી પોતે સેવે, તથા સદોષ આહાર લે, ૬ પૂજા સત્કાર વાંચ્છે, ૭ જેવું કહે તેવું ન કરે. એ સાત સુલટા લક્ષણ કેવળીના કહ્યા છે. વળી ચોથે ઠાણે ચાર પ્રકારે કેવળજ્ઞાન ન ઉપજે, તે વારંવાર સ્ત્રી કથા, ભક્ત કથા, દેશ કથા, અને રાજ કથા કરે ૧ અશુદ્ધ આહારનુ કરવું તે શુદ્ધ સામુદાણી એષણિક ગૌચરી ન કરે. ૨ કાઉસગ્ગનુ કરવું તેની આત્મા સમ્યક્ ભાવે નહિ. ૩ પાછલી રાત્રિએ ધર્મ જાગરિકા ન કરે. ૪ વળી પાચમા આગાના જીવ વાંકા ને જડ કહ્યા, તેથી પાચ વાના સમજાવવા દોહીલાં કહ્યા છે જુઓ ઠાણાંગ ઠાણે પાંચને ઉદ્દેશે પહેલે

પહેલા છેલ્લા તીર્થંકરના સાધુને વારે પાંચ સ્થાનકે તત્ત્વ દુઃખથી સમજે, વાંકાજડ માટે તે કહે છે. શિષ્યને દુઃખથી કહેવાય, ભેદ ભાવના વિભાગ દુઃખથી સમજે ૨ જીવાજીવનું દેખાડવું તે દુઃખથી ૩ પરિસહાદિક દુઃખથી સહે ૪ આચારનો પાળવો દોહીલો ૫ અને એ પાંચે વચલા બાવીશ તીર્થંકરના સાધુને સોહીલા કહ્યા છે. તથા શ્રી ભગવતીજી સૂત્રના સાતમા શતકમાં સકષાયી સાધુ દશમા ગુણઠાણા સુધી હોય તે સૂત્રને ન્યાયે ન ચાલે. વિપરીત ચાલે છે તે માટે સંપરાય ક્રિયા લાગે છે, સાત આઠ કર્મ બાંધે. વીતરાગ ૧૧ મે ૧૨ મે ૧૩ મે ગુણઠાણે હોય તે સૂત્રને ન્યાયે ચાલે એક શાતા વેદનીય બાંધે, તે માટે બે ઘડી સુધી સૂત્રના ન્યાયે ચાલે તો નિશ્ચે કેવળજ્ઞાન ઉપજે.

આટલા દાખલે સૂત્રમાં કહેલા છદ્મસ્થના તથા પાંચમા આરાના સાધુના ગુણવાળાને તમો સાધુપણે માનશો કે કેમ? જો તે વાત કબૂલ કરશો તો અત્યારના સાધુ પણ પાંચમા આરાની પ્રવૃત્તિનાજ છે. કોઇ ઓછા ગુણવાળા કે કોઇ અધિક ગુણવાળા હોય તેથી કોઇ સાધુ જોવામા આવતા નથી યા કોઇ સાધુ છેજ નહિ, એવી નાસ્તિક ભાષા બોલવી નહિ જો નાસ્તિમાંથી અસ્તિ નીકળી આવશે, કોઇ સાધુ નથી એમ બોલતાં કોઇ સાધુ નીકળી આવશે તો નાસ્તિક ભાષાના બોલવાવાળાની શી દશા થવાની? એ પહેલો વિચાર કરી પછી ભાષા બોલવી, એમ જ્ઞાની પુરૂષો જણાવી ગયા છે.

પ્રશ્ન ૯૫—જ્યા જોઇએ છીએ ત્યાં સાધુ સાધ્વીમાં આપસ આપસમાં કલેશ ઝઘડા વિશેષ જોવામાં આવે છે. તો પછી શ્રાવકમાં શ્રદ્ધા કેવી રીતે રહે?

ઉત્તર—એ વાત ખરી છે. આમા કોનો દોષ કાઢીએ તેમ છે? આપણે તો સમયનોજ દોષ કાઢવો એ ઠીક છે. પણ વર્તમાન સમયનો વિચાર કરતાં કાંઇ બીજુંજ જોવામાં આવે છે. શ્રાવકો સાધુના દોષ જોતા શિખ્યા એજ શાસનની હાનિનું ચિન્હ છે. માવતરના છિદ્ર જોનાર કદિ સુપુત્ર નહિજ કહેવાય. શ્રાવકો કાંઇક સ્વાર્થબુદ્ધિને લઇને સાધુમા મારા તારાનો ભેદ પાડનાર થવાથી સાધુઓમા પણ તે પ્રવૃત્તિ વધતી જતી જોવામા આવે છે. શ્રાવક અને સાધુના રાગ દ્વેષના પ્રતિબંધને લઇને આપસ આપસમા એક બીજાના પક્ષાપક્ષના ખેંચાખેંચથી કલેશ કુસંપાદિકના મૂળ ઉંડાં રોપાતાં જતાં આપણે નજરે જોઇએ છીએ. તે દોષ તો કાળનોજ જણાય છે. એટલે જેવી કાળની પ્રવૃત્તિ, તેને અનુસરીને તે કાળમા તેવાજ પ્રકારના જીવોની ઉત્પત્તિ થાય એમાં શી નવાઇ? જ્ઞાની પુરૂષો અગાઉથી પ્રકાશી ગયા છે.

શ્રી કલ્પ સૂત્રમાં કહ્યું છે કે—પાંચમા આરાના જીવો ક્લેશ કરનારા, ઝગડા કરનારા, અસમાધિ કરનારા, ઉદ્વેગ કરનારા બહુ ભુંડા, "અપ્પ સમણા ભવીસ્સંતી" કહ્યા છે. વળી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમા अप्पकूहे अप्प तु मंतमे કહ્યું તો સાધુમા પણ ક્લેશ કરવાનો સ્વભાવ દેખાય છે, ત્યારે કહ્યું છે.-વળી શ્રી દશાશ્રુતસ્કંધ સૂત્રમા સાધર્મીનો ક્લેશ મટાડવો કહ્યો છે.-વળી સોળ સ્વપ્નમા સાધુ મત્સર ભરેલા થશે એમ પણ કહ્યું છે,-ચૌદમે સ્વપ્ને રત્નની કાન્તિ તેજે કરી હીણી દીઠી. તેને પ્રતાપે ભરત ક્ષેત્રના સાધુ ચારિત્રે કરી હીણા દીઠા. તે ક્લેશ કરવે, અવિનય કરવે એક એકના અવર્ણવાદ બોલશે એમ કહ્યું છે. તો વિચારો કે જ્યારે સાધુ પાચમા આરામાં એવા પ્રકારના થશે ત્યારે શ્રાવક કેવા થશે? તે પણ સાથેજ વિચારવાનું છે. માટે જ શાસ્ત્રકારે જીવ શબ્દ વાપરેલો છે. તો સમજો કે-જેવા સાધુ તેવા શ્રાવક અને જેવા શ્રાવક તેવાજ સાધુ, બન્ને આમન સામન છે. તેમાં પહેલું પદ શ્રાવકનું છે. જેવો શ્રાવકના ઘરનો આહાર તેવી સાધુની બુદ્ધિ. આહાર તેવો ઓડકાર એ કહેવત પ્રમાણે સાધુનું ને શ્રાવકનું સરાગ ભાવે લુટાવા પણું થાય છે. માટે માનો કે સર્વે સાધુ સરખા ક્યાથી હોય? કોઇમા ઘણો કષાય તો કોઇમાં થોડો કષાય. કોઇમા ઘણા ગુણ હોય, તો કોઇમાં થોડા ગુણ હોય, પણ એમાંજ સાધુ છે. એમાજ ગુણવંત છે. એજ ખાણમાથી હીરા પાકવાના છે, હીરાની ખાણ તો એજ છે. કોઇ લાખ રૂપીયાનો હીરો, તો કોઇ પચાસ હજારનો હીરો, તો કોઇ થોડા ઘણા મૂલ્યનો હીરો; પણ સાર એજ કે એ બધા હીરા છે, તેમ થોડા ઘણા ગુણ વાળા પણ સાધુ છે. પણ કોઇ અસાધુ કહ્યા નથી. જેવો ચારિત્રાવરણીય કર્મનો ક્ષયોપશમ તેવો ચારિત્રનો ગુણ. આગળ ચોથા આરામા પણ સર્વે સરખા થયા નથી. પાર્શ્વનાથ ભગવાનની આર્યાએ હાથ પગ ધોયા તેને પણ ગચ્છબહાર કહી નહિ. સુભદ્રાએ છોકરા છોકરીને રમાડયા ખેલાવ્યા તેને પણ અસાધ્વી કહી નહિ તો કોઇ કાંઇક અતિચાર દેખી થોડાક દોષ માટે સાધુને અસાધુ કહે. આર્યાને અનાર્યા કહે. આને સાધુ આર્યા કોણ માને છે! એમ એકાદ સાધુ કે આર્યામાં પોતાની મતિ કલ્પનાએ સાધુપણું કે આર્યાપણુ માની બાકી કોઇ સાધુ આર્યા છેજ નહિ, એવા ભારે વચનના બોલનારા તે દુર્લભબોધી જાણવા.

પ્રશ્ન ૯૬—સૂત્રમાં દુર્લભબોધી કોને કહ્યા છે? અને દુર્લભબોધીના ગુણ શું?

ઉત્તર—સાધુ આર્યાની નિંદાના કરનાર, અપજશ અવર્ણવાદના બોલનારને દુર્લભબોધી કહ્યા છે. તેનો ગુણ એ કે ઘણાં કષ્ટોએ, ઘણા ભવે, ઘણા કાલે પણ સમકિત પામવું મુશ્કેલ અર્થાત્ જેને સમકિત રૂપ ધર્મ પામવો મુશ્કેલ તે દુર્લભબોધી કહેવાય. ત્યારે કોઇ કહે કે—આ વાત મોઢાની છે કે, કોઇ સૂત્રના આધારે કહો છો ? તેને કહીએ કે તમને આવી બાબતનું સૂત્રજ્ઞાન થયું હોય એમ લાગતું નથી, માત્ર સાધુ આર્યાના રોષ જોવાનુંજ તથા નિંદા કરવા વગેરેનુંજ જ્ઞાન મેળવ્યું હોય એમ જણાય છે. તો સાંભળો—ઠાણાંગ સૂત્ર ઠાણે પાચમે ઉદ્દેશે બીજે કહ્યું છે કે–અરિહંત ૧,- અરિહંતનો પરૂપ્યો ધર્મ ૨, આચાર્ય ઉપાધ્યાય ૩, ચતુર્વિધસંઘ સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા ૪, સાધુપણુ પાળી દેવતા થયેલ ૫. એ પાચના અવર્ણવાદના બોલનાર, તેની નિંદાના કરનાર તે દુર્લભબોધીપણાના કર્મને ઉપરાજે. અર્થાત્ તેને સમકિતની પ્રાપ્તિ થાય નહીં.

અહિંયાં સાધુની નિંદા, અવહેલણા, અવર્ણવાદના બોલનારને દુર્લભ બોધી કહ્યા. વળી ઠાણાંગ ઠાણે સાતમે કહ્યું છે કે આ દુષ્મ કાલમાં ગુરૂથી મિથ્યા ભાવે પડીવર્ત્તનારા, મને કરી, વચને કરી દુઃખ દેનારા ઘણાં હશે. વળી ઠાણે પાચમે, સાધુનાં છિદ્ર જોનાર છિદ્રગવેષી એવા સાધુને પારાચિત દોષનો ધણી કહ્યો છે.

વળી સૂયગડાંગ સૂત્ર શ્રુત સ્કંધ ૧લે અધ્યયન ૨જે ઉદ્દેશે ૨જે ગાથા ૨જીમાં કહ્યું છે કે–

जो परिभवई परजणं, संसारं परित्तई चिरं; अदुइ खणियाओ पाविया, इति संखाये मुणिण मज्जइ २.

અર્થ.—હવે પર નિંદાના દોષ કહે છે. જે કોઇ અવિવેકી પુરૂષ અનેરા લોકને પરાભવ કરે એટલે અવહેલના કરે તે પુરૂષ સંસાર માંહે અત્યંત પરિભ્રમણ કરે, અથ જે કારણે પર નિંદા તે એવી પાપણી છે કે, જે સ્વસ્થાનક થકી અધો સ્થાનકે જીવને પાડે એવું જાણીને એટલે પરનિંદાને દોષરૂપ જાણીને સાધુ અનેરાની નિંદા ન કરે.

વળી શ્રી સુયગડાંગ સૂત્રના બીજા શ્રુત સ્કંધના સાતમા અધ્યયનમાં કહ્યું છે કે ગૌતમ સ્વામીએ ઉદક પેઢાલ પુત્રને કહ્યું કે, ચારિત્રિયો પોતે ઘણોજ ગુણવત હોય પણ યથોક્ત શ્રમણ માહણની નિદા કરે, તે પરલોકના વિષે સંયમનો વિરાધક કહ્યો. અને જે યથોક્ત શ્રમણ માહણની સાથે મિત્રતા રાખે તેનાં જ્ઞાનાદિ સફલ કહ્યા, તે આરાધક હોય, તે માટે

સર્વ સાધુની સાથે મિત્ર ભાવ રાખવો. પણ કોઇની નિંદા અવહેલના કરી અવર્ણવાદ બોલી આપણા આત્માને ભારે કરવો નહિ અને દુર્લભબોધી થાવું નહિ.

પ્રશ્ન ૯૭—આ કાળે જ્યાં જોઇએ છીએ ત્યાં જૈન ધર્મમાં સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓમાં એટલે મહાવીરના તીર્થમાં ભારે ડોલાણ થયેલું જોવામાં આવે છે, તોપછી માણસોના ધર્મને વિષે દૃઢ મન કેવી રીતે રહી શકે?

ઉત્તર—માણસોએ સમયનો વિચાર કરવો જોઇએ કે અત્યારે કેવો સમય વર્તે છે. અત્યારે કેવી પ્રકૃતિઓનાં માણસો છે. અત્યારે ધર્મની વૃત્તિ કેવા પ્રકારની ચાલે છે, આપણે શું કરવા ધારીએ છીએ ને કુદરતે શું બની આવે છે, આપણું પોતાનું મન પણ આપણા કાબુમાં નથી, તો આખા સમાજના વિચારો કયાંથી સરખા મળી આવશે? એટલો વિચાર કર્યા વિના સાધુઓ માટે મોટી શંકાઓ વેદવામા આવે છે, પણ સૂત્રમાં કહ્યા પ્રમાણે જ્યારે સાધુ જોવામા નથી આવતા, ત્યારે શ્રાવક કયાથી મળી આવશે? માટે માનો કે જેવા ભુવા તેવા પાવલીયા. અત્યારે ચોથા આરાના સાધુ કે ચોથા આરાના શ્રાવક કયા ગોતવા જઇએ તેમ છે? કયાથી ગોત્યા મળી આવે તેમ છે? માટે આત્માને સંતોષમા લાવી જે જોગ મળ્યો છે તેનાથી નિર્વાહ કરી લેવો, એ અત્યારે સલામતીભરેલું લાગે છે. ઇચ્છા મોક્ષની રાખવી, પણ તે સાધન ન મળે તો ધર્મથી પાછું હઠવું નહિ. દાખલા તરીકે, ઇચ્છા તો દૂધપાક પૂરીની છે, પણ તે ન મળે તો સુકકા ભુકા રોટલાથી પણ નિભાવ કરી લેવો. જે નાવમા બેઠા છીએ તે નાવનાં પાટીયા નહિ તોડતા તેનું રક્ષણ કરશો તો કાંઠે પહોંચાશે, પણ જો ખીલા કાઢી પાટીઆ તોડશો તો સમુદ્રના તળે બેસવા સિવાય બીજો આશરો નથી. ચૌદ પૂર્વધારી ભદ્રબાહુસ્વામીએ ચંદ્રગુપ્ત રાજા પ્રત્યે નવમા સ્વપ્નાના અર્થમાં જણાવ્યુ છે કે-હે રાજન્! નવમા સ્વપ્નાને વિષે તેં ત્રણ દિશાએ સમુદ્ર સુકો દીઠો અને દક્ષિણ દિશાએ ડોહળું પાણી દીઠું તેના પ્રભાવે આ ભરતક્ષેત્રમા ત્રણ દિશાએ કાંઇક ધર્મ રહેશે તે પણ કષાયે કરી તથા ઘણા મતોએ કરી ડોલાએલો ધર્મ રહેશે. એ પ્રમાણે કહ્યું છે. તો તેજ પ્રમાણે નજરે જોઇએ છીએ, અને છે પણ એજ પ્રમાણે

હવે જેમ અટવીને વિષે જેઠ મહિનામાં તૃષાએ કરી પીડાતાં મધ્ય મધ્યાન્હ વખતે જેણે ડોળું પાણી પીધું તે અટવી ઉલ્લંઘીને પાર પામ્યા સુખી

થયા, નિર્મળ પાણી પણ મળ્યું અને જે ડોળા પાણીથી ભડકયા તે તૃષાએ પીડાઇને અટવીમાં મરણ પામ્યા. તેમ કલેશ કષાયે કરી તથા અતિચારે કરી ડોળાં પાણી સરખો ધર્મ છે. તેવો પણ ધર્મ જે કરશે, તેવા ધર્મને વળગી રહેશે તે સુખી થશે. અને દોષદષ્ટી દૂર કરી ચોક્ખો, નિર્મળો ધર્મ કરવા ધારશે તો પણ તેને ચોક્ખો ધર્મ તેમાંથી મળી આવશે. જેણે ડોળા પાણીથી ભડકીને ધર્મ ન કર્યો, સાધુપણું ન સર્દહ્યું તે ઘણા દુ:ખી થશે. પાચમા આરાના છેડા સુધી આજ પ્રમાણે ધર્મની પ્રવૃત્તિ ચાલવાની છે. તે આજ પ્રકારના સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ઉપર ચાલશે. પાચમા આરામા પૂર્વે વિરાધકપણું કર્યું હોય છે એવા જીવો આવી ઉત્પન્ન થાય છે અને તેમાંથી ઘણા જીવો આરાધક થઇને દેવગતિમા જનારા પણ પાંચમા આરાના છેડા સુધી નીકળી આવશે. માટે આત્માને સ્થિર કરીને ડોળમાં નહિ નાખતાં સાધુપણાની શ્રદ્ધા રાખી નિર્મળ એવા જૈન ધર્મનું સેવન કરવું, તેમાંજ આત્માનું કલ્યાણ રહ્યું છે. આ ભાવાર્થ ધર્મને વિષે સ્થિર થવા માટે કહેલ છે, પરંતુ ખપી તો ઉત્કૃષ્ટા પદના થવું.

પ્રશ્ન ૯૮—કેટલાક કહે છે કે—સાધુને કોઇ ઉઘાડા મોઢે બોલી વહોરાવે અથવા આવકાર દે કે પધારો તો તેનું ઘર અસુજતું થાય ત્યાં વહોરાવવું કલ્પે નહિ તેનુ કેમ ?

ઉત્તર—આ વાત કોઇ સૂત્રના આધારથી હોય એમ જણાતું નથી. સૂત્રમાં સાધુને આહાર વર્જવાના ૪૨–૪૭–૯૬ દોષ કહ્યા છે, તેમાં આ આ બોલ જોવામાં આવતો નથી કે-ઉઘાડે મોઢે બોલી વહોરાવે તે કલ્પે નહિ. પણ મ્હોઢેથી ફુંક મારી વ્હોરાવે તો સાધુને કલ્પે નહિ, એમ આચારાંગજી સૂત્ર તથા દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે. માટે એવી પરૂપણા કરવી તે વિપરીત યા અધિકી પરૂપણામાં ગણાય. ત્યારે કોઇ કહે કે—ઉઘાડે મોઢે બોલવાથી અસખ્યાતા વાઉકાયના જીવની હિંસા થાય છે. તો ઉઘાડે મોઢે બોલી વહોરાવે કે પધારો કહે કે બોલે તેમાં અસંખ્યાતા વાઉકાયના જીવ હણાય તેવો આહાર સાધુને લેવો કેમ કલ્પે ? તેને કહીએ કે—તો પછી વહોરાવવા આવતાં પણ હાલવા ચાલવાથી વાઉકાયની હિંસા થાય છે, તો તે પ્રમાણેનો આહાર પણ વહોરાવવો ન જોઇએ. ઉઠબેસ કરતાં, હાલતા, ચાલતાં લાંબો હાથ કરીને વહોરાવતાં અને પાત્રમાં નાખતા તથા ઉષ્ણ, ગરમ પાણી કે આહાર ઇત્યાદિ ઘણાં કારણોથી વાઉકાયની હિંસા થાય છે, માટે તે આહાર પણ ન લેવો જોઇએ. તમારી શ્રદ્ધા પ્રમાણે જે જે કારણે વાઉકાયના જીવ હણાય તેવો આહાર તમારે નહિ વહોરતા તેનું ઘર પણ અપુજતુંજ

કરવું જોઇએ. વળી આહાર વહોરવા જનારે પણ હાથ પગ વડે હાલવા ચાલવાની ક્રિયા કરવી નજ જોઇએ; કારણ કે તેથી પણ વાઉકાયની હિંસા થાય છે આહારના સંબંધમાં વાઉકાયની હિંસાથી બચવાવાળાને માત્ર સંથારા સિવાય બીજો એકે ઉપાય નથી.

પ્રશ્ન ૯૯—ભગવતીજી તથા વિપાક સૂત્રમા મુખ આડું વસ્ત્ર રાખી વહોરાવવાનો અધિકાર ચાલ્યો છે તેનું કેમ ?

ઉત્તર—એ વાત ખરી છે. ભગવતીજીમાં ભગવંત મહાવીર સ્વામીને વિજય ગાથાપતિએ અને સુખવિપાકમાં સુદત્ત અણગારને સુમુખ ગાથાપતિએ આવતા ભાળીને મુખે ઉત્તરાસણ કરીને સાત આઠ પગલા સામા આવીને વંદણા નમસ્કાર કરીને પછી આહારાદિક વહોરાવ્યાનો અધિકાર ચાલ્યો છે. આ ઉપરથી એમ જણાય છે કે તે શ્રાવક નથી, પણ શ્રદ્ધાળુ હોવાથી આ કોઈ મોટા પુરૂષ છે, એમ જાણી તેમનું માહાત્મ્ય જાળવવાને માટે તેણે વિવેક સાચવેલો છે, અને તે પ્રમાણે કોઇ અત્યારે કરે તો તેનો કોઇ નિષેધ કરતું નથી, પણ આ ઉપરના બે દાખલા સિવાય ઘણા મુનિઓને ઘણાએ આહારાદિક વહોરાવ્યાના અધિકાર સૂત્ર પાઠે ચાલ્યા છે, પણ કોઇએ મુખ આડુ વસ્ત્ર કે હાથ રાખી બોલવાનો કે વહોરાવવાનો અધિકાર ચાલ્યો જોવામાં આવતો નથી, અને સાધુએ વહોર્યાનો અધિકાર તો ઠામ ઠામ છે, સાત આઠ પગલા સામા આવી વહોરાવ્યાના અધિકાર પણ છે. અંતગડ સૂત્રમા શ્રીદેવીએ ગૌતમ સ્વામીને સાત આઠ પગલા સામા આવીને વહોરાવ્યુ, તેમજ શીયા અણગારને રેવતી ગાથાપતણીએ પણ સાત આઠ પગલા સામા આવી વહોરાવ્યું, વગેરે ઘણા અધિકાર છે, પણ મુખ આડું વસ્ત્રાદિક રાખવાનો અધિકાર નથી. વળી આચારાગ સૂત્રમા આખું પિંડૈષણા અધ્યયન તથા દશવૈકાલિકનું પાચમું અધ્યયન સાધુને આહાર પાણી વહોરાવવા સંબંધીનુંજ છે, તેમાં આ પ્રકારે હોય તો વહોરવું અને આ પ્રકારે હોય તો ન વહોરવું તેમા મુખે ફુકીને આપે તો હે મુનિ ! તારે લેવુ નહી એમ કહ્યું, પણ એમ તો કોઇ ઠેકાણે કહ્યુ નથી કે ઉઘાડે મુખે બોલી વહોરાવે તો વહોરવું નહિ. તેમજ અતિમુક્ત કુમારે રસ્તામાં ગૌતમ સ્વામીને બોલાવ્યા અને કહ્યુ કે મારા ઘરે વહોરવા ચાલો, હુ તમને જોઇશે તે આપીશ, વગેરે બોલતા મુખ આડું વસ્ત્ર કે હાથ રાખીને બોલ્યાનો કાઇ પણ અધિકાર નથી તેમજ તે બાલવયના કુમારને કેવી રીતે બોલવું કે કેવી રીતે ન બોલવું એવુ વિજ્ઞાન પણ કયાથી હોય ? પણ ગૌતમ સ્વામીને દેખી તેમના ઉપર પ્રેમ આવવાથી ગૌતમ સ્વામીની આગળી ઝાલીને ઘરે તેડી ગયા, પણ

ગૌતમ સ્વામીએ રાણીજીને કહ્યું નહિ કે આ કુમાર ઉઘાડા મુખે બોલી મને અહિં આંગળી પકડી તેડી લાવ્યા તેથી તમારા ઘરે વહોરવું મારે કલ્પે તેમ નથી. પરંતુ ત્યાં વહોર્યા છે. એવો સૂત્ર પાઠ છે. વળી ઘણા સૂત્રોના અધિકાર જોતા સાધુની સાથે વહોરવા સંબંધીમાં દાતારને બોલતાં કોઇએ મુખ આડું વસ્ત્ર કે હાથ રાખી બોલવાનું કહ્યું નથી, તેમ કોઇને ખુલ્લે મુખે બોલતાં અટકાવ્યા પણ નથી, તેમ ખુલ્લે મુખે બોલી વહોરાવતાં કોઇએ આહારાદિક વર્જ્યાં પણ નથી. માટે આ વ્યવહાર કોઇએ પોતાના આચારની અધિકતા જણાવવા માટે અને બીજાની ન્યૂનતા કરવા માટે, બીજાને હલકા પાડવા માટે કલ્પિત ઉભો કર્યો હોય એમ જણાય છે. પણ એટલો વિચાર કર્યો નથી કે–આ ઉપદેશ ધર્મમાં ભેદ પાડવાનો છે. ઘણા લોકોને સાધુના સંબંધમાં ભેદ ભરેલી શંકાઓ ઉત્પન્ન કરનાર છે. એવી ભેદ ભરેલી શંકા ઉત્પન્ન કરનારને કેટલી નુકશાની છે, તેનો કાંઇપણ વિચાર કર્યો હોય એમ જણાતું નથી. દશાશ્રુતસ્કંધમા મહા મોહનીયના અધિકારમાં કહ્યું છે કે—

जे कहाहिगरणाइं, स पउंजे पुणो पुणो; सव्वातित्थाण मेयाणं, महामोहं पकुव्वइ ३० ॥ જે કથા અધિકરણ રૂપ થાય એટલે જે ઉપદેશ વડે પોતાને તથા પરને અધિકરણ કે'તા કર્મબંધનો હેતુ થાય એવી કથા વાર્તા પ્રયુજે કહે. અને સર્વ પ્રકારે તીર્થમા ભેદ પાડે એવો ઉપદેશ કરનાર મહામોહનીય કર્મ બાંધે.

વહોરવતાં ઉઘાડે મ્હોઢે બોલી જવાય અથવા કોઇ ઉઘાડે મોઢે બોલી જાય કે પધારો, તો તેનું ઘર અસુજતું થાય આ વ્યવહાર કોઇપણ ગચ્છ, સમુદાય કે સંપ્રદાયમા તથા સૂત્રમાં જોવામા આવતો નથી. છતાં કોઇ આવા પ્રકારની નવીન કલ્પિત પ્રરૂપણા ઉભી કરી અંદરો અંદર ભેદ પાડવારૂપ શ્રાવકોમાં મોટી શંકા ઉત્પન્ન થાય કે આ કહે છે તે ખરૂં કે આ કહે છે તે ખરૂ ? અથવા તો આ સાધુ સારો આચાર પાળે છે કે ઉઘાડા મોઢે બોલી જવાય તેનું ઘર અસુજતું કરે છે. અને બીજા સાધુ એ પ્રમાણે આચાર પાળતા નથી, માટે એટલી તેમાં ખામી છે. એ પ્રમાણે નિર્દોષમા દોષ જોવાની બુદ્ધિ થવાથી તેના આત્માને કેટલું અહિત થાય ?

સૂત્ર અને ચારિત્ર ધર્મનું એવું બંધારણ છે કે–સાધુઓના આહાર નિહાર ને વિહારમા જેમ સાધુધર્મનું પ્રતિપાલન થાય તેવીજ રીતે વર્તવા ભગવંતે આજ્ઞા ફરમાવી છે, તેમજ દાતારને દાન ગુણમાં અભાવ કે કોઇ જાતની ભેદ ભરેલી શંકા ઉત્પન્ન ન થાય અને પાત્રના ચારિત્ર ધર્મનો મુખે

નિર્વાહ થાય, એવી રીતે સૂત્રના ફરમાન પ્રમાણે પ્રવર્તવું અને ઉપદેશ પણ તેવોજ દેવો અને ભાષા પણ તેવીજ વાપરવી કે જેમાં સ્વપરનું અખંડ હિત જળવાય.

હવે જે વાત સૂત્રમાં નથી અને પોતાની કલ્પનાથી પોતાની વિશેષતા જણાવવાને ચારે તીર્થમા ભેદ ઉત્પન્ન થાય તેવી વર્તણુક કે પ્રરૂપણા કરવાથી કેટલી નુકશાની થાય છે! તેટલો પણ વિચાર નહિ કરનારાને માટે માત્ર દશાશ્રુતસ્કંધનો એકજ ન્યાય બસ છે

પ્રશ્ન ૧૦૦—કેટલાક, સૂત્રની બાબતમા દ્વીપ સમુદ્ર કે નરકની વાત આવે ત્યારે એમ બોલે છે કે–આપણે તે જાણવાની શી જરૂર છે? આત્માને જાણોને! એમ કહી સૂત્રની કેટલીક વાતોને ઉડાવે છે તેનું કેમ?

ઉત્તર—સૂત્ર સબંધીમા કોઇ કોઇ જીવને કોઇ કોઇ બાબતનો અણુગમો થાય છે. એટલે તેવા પ્રકારના વાકય નીકળતા સાંભળીએ છીએ કે સૂત્રમા તો અનેક વાતો છે, આપણે બધી વાતો જાણવાની શી જરૂર છે? જેમા આત્માને જાણવાનું કે જેમા આત્મકલ્યાણ રહ્યુ હોય તેવીજ બાબતો જાણવાની જરૂર છે. આમ બોલવાનો હેતુ માત્ર એજ જણાય છે કે, પોતાની વિદ્વત્તાને રખે ખામી લાગે, સૂત્રમા અનેક વાતો ગહન રહેલી હોય કે જેના ઉત્તર ગુરૂગમ્ય વિના આપી શકાયજ નહિ, તેવા હેતુથી એમ બોલતા સાંભળીએ છીએ, પણ ભગવતે શ્રી ઉત્તરાધ્યયનના અઠ્ઠાવીશમા અધ્યયનમા કહ્યુ છે કે–જ્યારે જીવ અજીવ આદિ નવે પદાર્થ અને ષટદ્રવ્યનું પ્રથમ જાણપણું થાય તે જ્ઞાન, અને તેની શુદ્ધ શ્રદ્ધા થાય તે સમકિત કહેલ છે. તો નવતત્ત્વ અને ષટદ્રવ્યમા ચૌદે રાજ લોકની બીના આવે છે, તે સર્વ જાણવાનું ભગવતનું ફરમાન છે. જો નરકાદિક ગતિને જાણશે તો તેના દુઃખોથી ડરશે, અથવા સંસારમા પરિભ્રમણ કરવાનાં આ ઠેકાણા છે, તેનાથી મુક્ત કેમ થઇએ તેનો ઉપાય મેળવી શકશે, અને નહી જાણે તો તેમા તે ફસાશે. અજ્ઞાત પ્રાણી ફસાય તેવો શાસ્ત્રનો ન્યાય છે દાખલા તરીકે—અભિમન્યુએ ગર્ભમા રહ્યા છ કોઠાનું યુદ્ધ જાણ્યુ હતું તો મહાભારત યુધ્ધમા તે છએ કોઠાથી બચ્યો. છએ કોઠા તોડયા અને સાતમો કોઠો ભલે છોડુનેટ હતો પણ જાણ્યો ન હતો તેથી તેમા તે મરાણો તેમ દ્વીપ સમુદ્ર અને નરકાદિ ગતિઓ માટે જાણવુ જાણશે તો ભવ ફેરાથી બચશે અને નહિ જાણે તો પરિભ્રમણ કરશે, એમ શાસ્ત્ર ફરમાન કરે છે વળી ઝેરનો ખાનાર ઝેર ખાશે નહિ અને કદિ ખાશે તો તેનો ઉપાય મેળવી શકશે, પણ ઝેરને નહિ જાણનારથી ઝેર ખવાઇ જાય તો તેનો ઉપાય મળવો મુશ્કેલ. માટે

ભગવંતે તમામ પદાર્થ જાણવા કહ્યા છે. સ્વ સમય પર સમય જાણવા કહ્યા છે. જાણે તો છાંડે. જો સૂત્ર જ્ઞાન સારી રીતે થાય તો તેમાં જાણવા યોગ્ય, આદરવા યોગ્ય અને છાંડવા યોગ્ય તમામ બાબત જાણી શકાય અને તેમાંથી આત્મજ્ઞાન અને આત્મકલ્યાણનો રસ્તો પણ મળી શકશે.

પ્રશ્ન ૧૦૧—પ્રતિક્રમણમા જે ખામણા કહેવામાં આવે છે, તેનો મૂલ હેતુ શું છે? અને મૂલ હેતુ—આશય આ ખામણાથી સચવાય છે કે કેમ?

ઉત્તર—ખામણાનો મૂલ હેતુ તો ઉત્તરોત્તર દરેક જીવને ખમાવવાનો છે. એટલે અપરાધની માફી માગવાનો છે. તે તો એકજ ગાથાથી તેનું પતવણું થઇ જાય છે. કે—ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવાવિ ખમંતુમે; મિત્તી મે સવ્વ ભુયેસુ, વેર મજ્ઝંન કેણઇ, ૧ છતા જુદી જુદી સંપ્રદાયનાં ખામણા જુદાં જુદાંજ જોવામાં આવે છે, તેનો શો હેતુ હશે.? તે તો કર્તા પુરૂષના હૃદયમાં રહ્યું. પણ આ વિક્ષેપી જમાનામાં તો તે ખામણાં ઘણાં ઠેકાણે અલખામણાંજ થઇ પડયા છે, એ ઉપરથી એમ જણાય છે કે દરેક ગચ્છ સંઘાડાવાળાએ પોતપોતાના વાડાની ઓળખાણનાંજ કેમ જાણે ખામણાં રચ્યાં હોય.

૧. એક સંપ્રદાયવાળા પહેલું અરિહંતનું, બીજું કેવળીતું, ત્રીજું સિદ્ધનું, ચોથું આચાર્ય ઉપાધ્યાય ને ગુર્વાદિકનું અને પાચમું સર્વ સાધુનું.

૨. ત્યારે બીજી સંપ્રદાયવાળા પહેલું અરિહંતનું, બીજું સિદ્ધનું ને ત્રીજું કેવળીનું. બાકી પહેલા પ્રમાણે

૩. ત્રીજી સંપ્રદાયવાળા ૧-૨-૩ જું બીજા પ્રમાણે અને ચોથું આચાર્ય ઉપાધ્યાય ને સર્વ સાધુનું અને પાચમું ગુરૂનું (સંઘાડાના સાધુનું)

૪. ચોથી સંપ્રદાયવાળા નમોકારના પાચ પદનાં પાંચ ખામણાં કહી પાંચમામાં ગુરૂને જુદી વંદણા કરે છે.

એ પ્રમાણે દરેક સંપ્રદાયમાં ખામણાંમા કોઈને કાંઇ તો કોઇને કાંઇ પણ થોડો ઘણો તફાવત જોવામાં આવે છે, એ ઉપરથી એમ જણાય છે કે દરેક સંપ્રદાયની ઓળખાણ માટે ખામણાં રચાયાં હોય તો ના નહિ

છઠ્ઠાં ખામણાં તો બધાને સરખા છે, પણ તફાવત તો માત્ર પ્રથમનાં પાંચ ખામણામાંજ છે. તેમાં વિશેષ તફાવત ચોથા પાંચમા ખામણામાં છે, તેમા પણ વિશેષપણે તો ગુર્વાદિકના નામનીજ મારામારી છે અને એ પકડના કરાવવાવાળા ઘણાભાગે ધર્મગુરૂઓજ હોય છે.

જો કે પડિક્કમણું તો પાપને આલોવવાનું છે. દિવસ રાત્રિમાં અજાણપણે લાગેલા પાપ દોષોનો વિચાર કરી તેને દૂર કરવા દિવસ રાત્રિની બન્ને સંધિમા આત્મા સાથે આલોચના કરવાથી આત્મા નિર્મલ થાય છે એ વાત સત્ય છે. પણ જે ખામણા કહેવામા આવે છે તે તો ઘણે અંશે રાગદ્વેષની પરિણતિથીજ કહેવામા આવતા હોય એમ જણાય છે. જો પ્રતિક્રમણુ કરાવવાવાળો સરલ ને સમદ્રષ્ટિ હોય તો પ્રતિક્રમણનો હેતુ પૂરેપૂરો સચવાય છે, પણ જો કદાગ્રહી રાગદ્વેષની પરિણતિવાળો પક્ષપાતી પ્રતિક્રમણ કરાવવા બેસે તો પ્રતિક્રમણના હેતુના બદલે ઘણા પ્રકારના અહેતુ ઉભા થવાનાં કારણો બની આવે છે, તે આપણે નજરે જોઇએ છીએ. આખું પ્રતિક્રમણ તો પરિપાટીએ કહી ગયો અને સાંભળનારા સાંભળી પણ ગયા, પરંતુ જ્યા ચોથાં કે પાંચમા ખામણાં (ગુરૂના નામનાં) આવ્યા ત્યાં વૃત્તિ ફરી કે અમુક સાધુનું નામ લેવું અને અમુકનું નામ ન લેવું ત્યાં બીજા પક્ષવાળાની પ્રકૃતિયો પણ બદલવા માડે કે જો આપણા ગુરૂનું નામ ન લે તો ઉપાડીને બારીયેથી પડતો મેલવો. કહો ભાઇ! આ એક સંવત્સરી જેવા મહાપર્વમા સેંકડો હજારો માણસો બાર મહિનાનાં પાપોને આલોવવા ભેગા થયેલાના આ વખતમા કેવા અધ્યવસાય બની આવે છે, તે સૌકોઇને અનુભવ તો થયો હશે. અનંતાનુબંધીના ઉદયે એક પક્ષવાળા પોતાનાજ ગુરૂના નામ લઇ બીજાનું નામ ન લે તો બીજા પક્ષવાળાનાં રૂંવાડા ઉંચા થવા સાથ તેજ વખતે અનંતાનુબંધીનો કષાય ઉદય થતાંજ જોત જોતામાં રજોહરણા અને ગુચ્છાની દાંડીઓના તડાકા ફડાકા શરૂ થઇ જવા સાથ મહાકલેશોના ઉંડા બીજો રોપાતા નજરે જોઇએ છીએ, અને તેજ વખતે તે ખામણા અલખામણા ઝેર જેવાં થઇ પડે છે.

જેમ પ્રતિક્રમણનો હેતુ પાપ આલોવવાનો છે, તેમજ ખામણાનો હેતુ તમામ પ્રાણી માત્ર જીવજંતુઓની સાથે થયેલા વેર વિરોધ કે અપરાધ ને વિસરી જઇ, ક્ષમા કરી ક્ષમાપના માગવાનો છે. એટલે ચાલતા વિરોધને દૂર કરી થઇ ગયેલાની માફી માગી હૃદયને નિર્મળ કરવુ એ મૂળ આશય ખામણાનો જાણીને ભવ્યજીવોના હિતના અર્થે આ પ્રથાને પ્રચલિત કરી ખામણા વિષે કાંઇક સુધારો કરવામા આવે તો ઘણા જીવોને કર્મ બંધ વર્તતા અટકે. માટે પ્રથમ તો દરેક સંપ્રદાયના ધર્મ ગુરૂઓ જો મમત્વ ભાવ મૂકી દે અને શ્રાવક, શ્રાવિકાઓના હૃદય નિર્મળ બનાવવાના હેતુએ પંચ પરમેષ્ઠિના (પાંચે પદના) પાંચ ખામણાનો જો પ્રચાર કરે અને શિક્ષણ પણ તેજ પ્રમાણે દેવામાં આવે તો આ ખાતે થતા મોટા કલેશથી ઘણા જીવોને

બચાવવાના મહાલાભની ઉપરાજણથી મહાનિર્જરા પ્રાપ્ત થવા સાથ રત્નત્રયીની આરાધના થવાનો અલભ્ય લાભ મળવાનો એ સરલ રસ્તો છે.

પંચપરમેષ્ટિના ખામણામાં પાંચ પદમા પાંચમા ખામણામાં ગુરૂ પણ આવી જાય છે. ગુરૂનું નામ લેવાથી વિક્ષેપ થવા સંભવ જણાય તો ગુરૂનું નામ હૃદયમાં રાખી જાહેરમાં ગુરૂના નામને દોષ ન આપવો એજ સુશ્રાવકનું કર્તવ્ય છે. ભલે તમે ખામણા ગમે તે પદ્ધતિનાં કહો પણ ગુરૂના નામને દોષિત કરશો નહિ. ગુરૂના નામને કલંકિત કરશો નહિ. તેમજ બીજા સાધુઓ પ્રત્યે વૈર ભાવ જણાવશો નહિ, તોજ તમારૂં પ્રતિ-ક્રમણ શુદ્ધ થયું ગણાશે. અને ખામણાનો જે હેતુ સરલ હૃદયથી માફી માગવાનો અને માફી આપવાનો છે, એટલે કોઈના દુશ્મન થયા હોઇએ તથા કોઇને દુશ્મન બનાવ્યો હોય તે ઝેર હૃદયમાથી કાઢી સર્વ જીવ સાથે મૈત્રી ભાવે વર્તવાને માટે ખામણા છે.

પ્રશ્ન ૧૦૨—ચોથા ગુણઠાણાવાળાને ધર્મ પક્ષમાં કે અધર્મ પક્ષમાં કે મિશ્ર પક્ષમાં કયા પક્ષમા ગણાય ?

ઉત્તર—સૂયગડાંગજીમાં કહ્યા પ્રમાણે તો અવિરતિ અપચ્ચખાણી ને અધર્મ પક્ષમાં ગણ્યા છે. એટલે સર્વ વિરતિને ધર્મ પક્ષમા, દેશ વિરતિને—તથા અન્યમતના ત્યાગીઓને મિશ્ર પક્ષમાં, અને તે સિવાયના તમામ વ્રત પચ્ચખાણાદિ વિનાના અધર્મ પક્ષમા ગણ્યા છે.

પણ જેમ અન્ય મતના ત્યાગીઓનાં વ્રત, નિયમ ત્યાગાદિક મિથ્યા-ત્વને લઇને અધર્મ પક્ષમાં ભેળવ્યા તેમ દેશ વિરતિનો ત્યાગ સમકિત સહિત હોવાથી તેનો અલ્પ આરંભાદિકને હિસાબમાં ન ગણતાં શ્રમણો-પાસકને ધર્મ પક્ષમાં દાખલ કર્યા છે. તેમ ચોથા ગુણઠાણાવાળા અવિરતિ સમકિત દૃષ્ટિ છે, તેને કયા પક્ષમાં દાખલ કરવા ? આ પ્રશ્ન વિચાર કરવા જેવો છે.

ધર્મ પક્ષ અને અધર્મ પક્ષનો મૂલ પાયો સમકિત દૃષ્ટિ અને મિથ્યાત્વ દૃષ્ટિ ઉપર છે. માટે ચોથા ગુણઠાણાવાળા નિશ્ચય નયથી સમ-હોવાને લીધે ધર્મ પક્ષમાં ગણાય અને વ્યવહાર નયથી વ્રત પચ્ચ-ખાણને અભાવે અધર્મપક્ષમાં ગણાય. એટલે ધર્મ, અધર્મ અને મિશ્ર પક્ષ એ ત્રણ પક્ષની અપેક્ષાએ મિશ્રપક્ષમાં ભલે કારણ કે—ચોથા ગુણ-ઠાણાવાળા સમકિત દૃષ્ટિ છે. વળી ચારિત્રાવરણીયની પહેલી ચોકડીને ખપાવી છે, એટલે ચારિત્રનો ગુણ છે. વ્યવહારથી વ્રત પચ્ચખાણાદિ નથી

એટલે સ્પર્શના રૂપે નથી, પણ સર્દહણા પ્રરૂપણા તો શુદ્ધ છે. ત્રણ પાયાની ઘોડીમાં બે પાયા તો મજબૂત છે સૂત્રમાં તેને શ્રમણોપાસકની પ્રવજ્યાનો પાલક કહ્યા છે. દૃઢધર્મી પ્રિયધર્મી વગેરે ઉત્તમ શબ્દોથી બોલાવ્યા છે. નાના રત્નની માળામાં તેમને દાખલ કર્યા છે ચાર તીર્થમા શ્રાવકના તીર્થમાં તે ગણાય છે. અર્થાત્ ભવના કાંઠે રહેલા હોવાથી તીર્થમા ગણાય છે. વગેરે ઘણા ઉત્તમ ગુણો હોવાને લઈને ત્રણ પક્ષ માંહેલા મિશ્ર પક્ષમાં અને બે પક્ષની અપેક્ષાએ ધર્મ પક્ષમા ચોથા ગુણઠાણાવાળા સંભવે છે.

પ્રશ્ન ૧૦૩—ચોથા ગુણઠાણાવાળા પંડિયા, અપંડિયા કે પંડિયા પંડિયા?

ઉત્તર—સમકિત દૃષ્ટિની અપેક્ષાએ પંડિયા અને વ્રત પચ્ચખાણની અપેક્ષાએ અપંડિયા. એટલે તેને ત્રીજે ભાગે પંડિયા પંડિયામાંએ ગણતા વાંધો નથી, એમ જણાય છે.

કોઈ કહે કે એ બોલ તો પાચમા ગુણઠાણવાલાને લાગુ થાય તે ચોથે ગુણઠાણે કેમ ઘટે? તેને કહીએ કે અનંતાનુબંધીની ચોકડી ચારિત્રમોહનીયની ખપાવી, તેથી એટલો અંશ ભાગ ચારિત્રનો ગણાય, એ અપેક્ષાએ મિશ્રમાં ગણ્યું. વળી સમકિતીને એકલા અપંડિયા પણ કહેવાય નહિ, તેમ સૂત્રની અપેક્ષાએ એકલા પંડિયા પણ કહેવાય નહિ માટે શ્રાવકના પેટામા સમકિતી ગણાય. એ અપેક્ષાએ પંડિયા પંડિયા કહેવાય શ્રીકૃષ્ણ શ્રેણિકવત્.

પ્રશ્ન ૧૦૪—ચોથા ગુણઠાણાવાળા સંજયા, અસંજયા કે સંજયા સંજયા?

ઉત્તર—સંજમ ધર્મની અપેક્ષાએ તો અસંજય. કારણકે તેનને સંજમ ધર્મ નથી. પાચ માહેલું એકે ચારિત્ર નથી, માટે અસંજયા.

પ્રશ્ન ૧૦૫—દેવતા પણ ચોથા ગુણઠાણાવાળા છે તેને અસંજયા નહિ કહેતા નો સંજયા કેમ કહ્યા?

ઉત્તર—ભગવતીજીમા કહ્યું છે કે દેવતાને અસંજતી કહેતા કઠોર ભાષા લાગે, માટે નો સંજયા કહેવા એમ કહ્યું છે.

પ્રશ્ન ૧૦૬—ચોથા ગુણઠાણાવાળાને વ્રતી, અવ્રતી કે વ્રતાવ્રતી કોનાં ભણવા?

ઉત્તર—અવ્રતીમાં ગણાય, વ્રત પચ્ચખાણ નથી માટે, પણ ચોથા ગુણઠાણે ત્યાગ વૈરાગ્ય કરી શકે એટલે ફરસના રૂપે વ્રત કે પચ્ચખાણ ન હોય, પણ વૈરાગ્ય ભાવે ત્યાગ વૃત્તિ હોય ખરી. જેમ ભગવંત મહાવીરે સંસારમા ઉપલા બે વર્ષ ત્યાગ વૈરાગ્ય અનુસર્યા તે પચ્ચખાણ રૂપે નહિ, પણ વૃત્તિનિરોધ રૂપે. દશવૈકાલિકના બીજા અધ્યયનની ત્રીજી ગાથાના ન્યાયે ત્યાગી જાણવા.

પ્રશ્ન ૧૦૭—કેટલાક કહે છે કે–અજ્ઞાનપણામાં ખાવું તે રાત્રિભોજન કહેવાય, જ્ઞાનીઓને રાત્રિભોજનનો દોષ લાગતો નથી તેનું કેમ ?

ઉત્તર—એ વાકય જ્ઞાનીઓનું હોય નહિ અનંતજ્ઞાની તીર્થંકર મહારાજે પોતે રાત્રિભોજનના દોષ બતાવ્યા છે, તે તેઓના જાણવામાં નહિ આવ્યા હોય કે શુ ? પોતાના મુનિઓને ફરજ પાડીને કહ્યું છે કે–જે પ્રમાણે તમોને હું પાંચ મહાવ્રતનું પ્રતિપાલન કરવા બતાવું છું, તેજ પ્રમાણે તમારે છઠું રાત્રિભોજનના ત્યાગનું વ્રત તેનું પણ પ્રતિપાલન કરવું. તે પણ એટલે સુધી કે–अथंगयंमि आइच्चे, पुरत्थाय अणुगअे; आहारं माइयं सव्वं, मणसावि न पत्थअे. આદિત્ય એટલે સૂર્ય તે અસ્તાંગત થયે અને પૂર્વ દિશે સૂર્ય ઉગ્યો નથી અર્થાત્ ઉદય થયો નથી તેટલી હદમા આહાર આદિ સર્વ હે મુનિ ! તારે મને કરીને પણ તેની પ્રાર્થના–ઇચ્છા કરવી નહિ. એ દશવૈકાલિકના આઠમા અધ્યયનનું વાકય છે, અને ચોથા અધ્યયનમાં જીવતાં સુધી રાત્રિ ભોજન કરવું નહિ એમ કહ્યું છે.

તો મુનિ તો સદાય જ્ઞાની છે. છતાં રાત્રિભોજન માટે આટલો બધો અંકુશ શા માટે મૂકવો પડયો? તેનો વિચાર પણ સાથે કરવો જોઇએ. જ્ઞાનિઓનું એવું વાકય કદિ હોય નહિ કે, અજ્ઞાનપણામાં ખાવું તે રાત્રિ ભોજન અને જ્ઞાનીઓને રાત્રિ ભોજનનો દોષ લાગતો નથી, એ તો કોઇ અજ્ઞાની કે શ્રદ્ધાહિનનું વાકય હોવું જોઇએ.

પ્રશ્ન ૧૦૮—કોઇ એમ કહે કે–સાધુ દિવસે વહોરેલો આહાર રાત્રે કરે તેમાં શું દોષ ? અને પાંચ માહેલા કયા વ્રતમાં ખામી લાગે ?

ઉત્તર—સાધુ રાત્રિમાં આહાર કરે તો પાંચે મહાવ્રતમાં ખામી લાગે, પ્રથમ તો એ કે–સૂક્ષ્મ ઝીણા ત્રસ સ્થાવર જીવનું જતન ન થાય માટે પહેલા વ્રતમાં ખામી લાગે. ૧ સત્ય ધર્મનો લોપ કર્યો તથા કોઇ પૂછે ત્યારે જૂઠું બોલવું પણ થાય. માટે બીજા વ્રતમાં ખામી લાગે. ૨. તીર્થંકરની આજ્ઞા લોપી, વસ્તુને ગ્રહણ કરતાં ભોગવતાં ત્રીજા વ્રતમાં ખામી લાગે. ૩.

રાત્રિના આહારે કામવિકાર વધવાનો સ્વભાવ છે. માટે ચોથા વ્રતમા ખામી લાગે. ૪. લોલપીપણાથી પુદ્ગલ ગ્રહ્યા તથા રાત્રિભોજનથી મહા કર્મબંધ અને કર્મબંધ તે ભાવ પરિગ્રહ માટે પાંચમા વ્રતમા ખામી ૫. અને દશવૈકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનની ૨૬ મી ગાથામા કહ્યું છે કે–एयं च दोस दट्ठुणं, नायपुत्तेणभासियं; सव्वाहारं न भुज्जंति, निग्गंथा राइभोयणं २६ ॥ એ પુર્વોક્ત દોષ જ્ઞાતપુત્ર એવા મહાવીર દેવ દેખીને કહ્યું છે કે, નિગ્રંથ એવા સાધુઓએ રાત્રિભોજન સર્વથા પ્રકારે કરવું નહિ અર્થાત્ રાત્રિએ કોઇપણ પ્રકારનો આહાર મુનિએ જમવો નહિ એ ભગવતની આજ્ઞા

તથા દશાશ્રુતસ્કંધમા રાત્રિભોજન કરવાવાળાને સબળ (મોટો) દોષ કહેલ છે. તેમજ નિશીથમા રાત્રિભોજન કરવાવાળાને પ્રાયશ્ચિત કહ્યુ છે.

રાત્રિભોજનનો દોષ જે પ્રમાણે સાધુને લાગુ થાય તે પ્રમાણે શ્રાવકને પણ સમજી લેવુ. ભગવંતની આજ્ઞા તો ચારે તીર્થને રાત્રિભોજનના ત્યાગનીજ છે, એમ કદી સમજવું નહિ કે એ તો સાધુને માટેજ કહેલ છે. ભગવતને તો સાધુ ને શ્રાવક બન્ને સરખાજ છે. ત્યાગ–વૈરાગ્યના સંબંધમાં જે વાત સાધુને ઉદ્દેશીને કહી હોય છે તેમા શ્રાવકનો પણ સમાવેશ થઇ જાય છે. દાખલા તરીકે ઉત્તરાધ્યયનના દશમા અધ્યયનમાં દરેક ગાથાએ કહ્યુ છે કે–સમય ગોયમ મા પમાયએ. તો શું એકલા ગૌતમનેજ પ્રમાદ છાંડવો કહ્યો અને બીજા જીવો પ્રમાદ છાડે તો શુ તેને ઓછો લાભ થાય? અહિયા જેમ પ્રમાદ છાડવો સર્વ જીવને લાગુ છે તેમ રાત્રિભોજનનો ત્યાગ કરવાનો લાભ પણ સાધુ, શ્રાવક વગેરે તમામને સરખોજ છે. અને દોષ પણ ઉપર કહ્યા પ્રમાણે તમામને લાગુ છે. માટે શ્રાવકને તો અવશ્ય રાત્રિભોજનનો ત્યાગ હોવોજ જોઇએ.

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાલજી સ્વામી. તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી "પ્રશ્નોત્તર મોહનમાળા" બીજો ભાગ સમાપ્ત ॥

પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.

# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા

## ભાગ ૩ જો.

# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.



## ભાગ ૩ જો.



પ્રશ્ન ૧—શ્રી ઠાણાંગ સૂત્રમાં નવમે ઠાણે નવ પ્રકારે પુણ્ય કહ્યું એટલે પુણ્ય ઉપરાજવાના નવ ભેદ કહ્યા તે નવ કયા? અને કેવી રીતે જીવ પુણ્ય ઉપરાજે તે સવિસ્તર જણાવશો?

ઉત્તર—હા, સાંભળો પહેલું અન્ન પુન્ને-અન્ન આપવાથી પુણ્ય થાય ૧, બીજું પાણ પુન્ને-પાણી આપવાથી પુણ્ય કહ્યું ૨, ત્રીજું લયણ પુન્ને-જગ્યાનું આપવું ૩, ચોથું સયણ પુન્ને-આસન શયનાદિકનું આપવું ૪, પાંચમું વત્થ પુન્ને-શીતકાળે વસ્ત્રનું દેવું ૫, છઠ્ઠું મન પુન્ને-મને કરી પરજીવનું રૂડું ચિંતવવું તથા ગુણવંત જીવને દેખીને હર્ષ આણવો, ધર્મના મનોરથ કરવા, ભગવતી સૂત્રે ગર્ભને અધિકારે ધર્મ મોક્ષની અભિલાષા કરતો દેવતા થાય છે. એમ મને કરીને પણ પુણ્ય ઉપરાજે છે ૬, સાતમું વચન પુન્ને-શાતા સમાધિના વચન બોલે તે પુણ્ય ઉપરાજે ૭, આઠમું કાય પુન્ને-કાયાએ કરી પરજીવને ઉગારવો, હાથીના ભવે સસલો ઉગાર્યો ઇત્યાદિક કાય પુન્ને ૮, નવમું નમસ્કાર પુન્ને-માતા પિતાદિક વડેરા ઉપકારીને નમવારૂપ ૯, એ નવ ભેદ પુન્ય ઉપરાજવાના કહ્યા

પ્રશ્ન ૨—એ નવ પ્રકારના પુન્ય કઇ ગતિમાં ઉપરાજી શકાય?

ઉત્તર—ઘણું કરીને પ્રાયે મનુષ્ય આશ્રી જણાય છે, તે પણ સ્વભાવે પ્રકૃતિના ભદ્રિક, વિનીત, શ્રદ્ધાળુ જીવ હોય છે તે જીવ પુણ્યની ઉપરાજણ કરી શકે છે. તથા બીજા જીવ પણ પ્રાણી ભૂત જીવાદિકની અનુકંપાદિકે કરી શાતા વેદનીયના બંધરૂપ પુણ્ય ઉપરાજે છે, તથા અકામ નિર્જરાથી પણ પુણ્ય ઉપરાજે છે, તેમજ વળી તપ સંયમાદિ ક્રિયાથી પણ સહેજે તીર્થંકરાદિક પદ પામવાની પુણ્ય પ્રકૃતિ નીપજાવી શકે છે.

પ્રશ્ન ૩—પુણ્યથી શો લાભ પ્રાપ્ત થાય છે?

ઉત્તર—પુણ્ય તે આત્માને પવિત્ર કરે, નિર્મળ કરે, સુખીયો કરે, ઉંચી [illegible] વળી [illegible] મેળવે, જેના ફળ જીવને ભોગવવા મીઠા લાગે તેને પુણ્ય [illegible] [illegible] કરી સમજાવે છે. જેમ રોગીને પથ્ય [illegible] [illegible] આહાર કરે તે વારે જીવને રોગીપણું ઘટે,

નિરોગીપણું વધે, તેમ પ્રાણીને પુણ્ય વધે અને પાપ ઘટે ત્યારે જીવને સુખ વધે અને દુઃખ આપદા ઘટે. પુણ્યથી શુભ પ્રકૃતિઓના લાભનું ફળ પ્રાપ્ત થાય છે.

પ્રશ્ન ૪—પાપના સ્થાનક કેટલાં અને તેનો ગુણ શું અને તે કેવાં ફળને આપે ?

ઉત્તર—ઠાણાંગ ઠાણે ૯ મે—પાપના નવ સ્થાનક કહ્યા છે. તે પ્રાણાતિપાત જાવત્ પરિગ્રહ ૫ ક્રોધ, માન, માયા, લોભ ૪ મળી કુલ ૯. અને ભગવતીજી વગેરેમા પાપનાં સ્થાનક ૧૮ કહ્યા છે. તે પ્રાણાતિપાત જાવત્ મિથ્યા દર્શન શલ્ય. હવે પાપ તે આત્માને મેલો કરે, દુખીયો કરે, નીચો નાખે, ધર્મ સામગ્રી તોડે, જેના ફળ આત્માને ભોગવતા કડવા લાગે, રોવું પડે, વહાલાનો વિજોગ દેખવો પડે. એ સર્વ પાપનાં ફલ. તે દૃષ્ટાંતથી જણાવે છે. જેમ અપથ્ય આહાર વધે અને પથ્ય આહાર ઘટે તે વારે રોગીપણું વધે અને નિરોગીપણું ઘટે. તેમ પ્રાણીને પુણ્ય ઘટે અને પાપ વધે ત્યારે દુ.ખ આપદા વધે અને સુખ સંપદા ઘટે. પાપથી અશુભ પ્રકૃતિયોની પ્રાપ્તિનું ફળ મળે છે.

પ્રશ્ન ૫—નિર્જરાનું સ્વરૂપ શુ ? અને તે શુ ગુણ કરે ?

ઉત્તર—નિર્જરા એટલે કર્મનું નિર્જરવું. એટલે રાગ દ્વેષે કરી જે પાપકર્મ જીવે ઉપરાજ્યા છે તે કર્મ દેશથકી ખપાવે પોતાના આત્માને દેશથકી ઉજવળ કરે તે નિર્જરા, તેના બે ભેદ, એક અકામ નિર્જરા, બીજી સકામ નિર્જરા હવે અકામ નિર્જરા તે મિથ્યાત્વીના ઘરની, અજ્ઞાની તાપસાદિક અજ્ઞાન કષ્ટે કરી તથા દ્રવ્ય સંવરે કરી દેવતાદિકની પદવી પામે છે તે અકામ નિર્જરા. તથા પાપે કરી મેલો થઇને નારકી તિર્યંચને વિષે દુ.ખ વેદના ભોગવીને અકામ નિર્જરા કરે છે. તે અકામ નિર્જરાને યોગે કરી ઉજલો થઇને રાજાદિકની સંપદા પામે છે. વળી ત્યા પાપે કરી મેલો થઇને નારકી તિર્યંચના ઘરમાં જઇને માર ખાય છે, એમ ચોવીશે દંડક જીવ અકામ નિર્જરા કરે છે. વસ્ત્રને દૃષ્ટાંતે જેમ વસ્ત્ર વાપરતા મેલું થાય છે, વળી ધોતા ઉજળું થાય છે, તેમ જીવ નર્કાદિકને વિષે દુ:ખ ભોગવીને ઉજળો થાય છે, વળી પાપે કરી મેલો થઇને નારકી પ્રમુખ દુર્ગતિને જાય છે. એ પ્રકારે અકામ નિર્જરા જીવ કરે છે.

પાણીનું આવવું બંધ થાય અને માંહેલું પાણી ઉલેચવે કરી તથા સૂર્યના તાપે કરી અનુક્રમે પાણીનું શોષણ થાય. એ દ્રષ્ટાંતે સાધુ સંવરે કરી નવાં આવતા પાપ કર્મ રોકીને કોડભવનાં સંચ્યાં જે કર્મ તે બારે ભેદે તપે કરી ખપાવે નિર્જરે ઇત્યર્થઃ એટલે અણશણ તથા વૈયાવચ્ચાદિક શુભ યોગે કરી કર્મ ખપાવે તે માટે સમકિતીને શુભ યોગ તે સંવર, એ નિર્જરા સંવર પદાર્થની છે, તે માટે સકામ નિર્જરા.

પ્રશ્ન ૬—સકામ નિર્જરાના બાર ભેદ કયા ? અને તેનું સ્વરૂપ શું ?

ઉત્તર—ઉત્તરાધ્યયનના ૩૦ મા અધ્યયનમાં કહેલા તપસ્યાના બાર ભેદ તેજ નિર્જરાના ભેદ છે. તે એ કે અનશન તપ તે ચોથ, છઠ્ઠ અઠમાદિક, ઉણોદરી તપ તે ઓછું જમવું ૨, વૃત્તિસંક્ષેપ તે વૃત્તિનો સંકોચ કરવો, દ્રવ્યનું માન કરવું ૩, રસ પરિત્યાગ તપ તે આયંબિલાદિકનું કરવું ૪, કાયકલેશ તપ તે તાઢ તડકાની આતાપના લેવી ૫, પ્રતિસંલીનતા તપ તે વરસાદે અંગ ઉપાંગ સંકોચીને રહેવું અર્થાત્ ઝાઝું હરવું ફરવું નહિ, આઘું ભમવું નહિ ૬, એ બાહ્ય તપ જાણવા. હવે છ અભ્યંતર તપ કહે છે. પ્રાયશ્ચિત તપ તે પાપ દોષનું આલોવવું ૧, વિનય તપ તે ગુર્વાદિક વડેરાનો વિનય કરવો ૨, વૈયાવચ્ચ તપ તે સુઝતાં આહાર પાણી આણીને ગુર્વાદિકની વૈયાવચ્ચ કરવી ૩, સજ્ઝાય તપ તે સૂત્ર ભણવું ફેરવવું ઇત્યાદિ પાંચ પ્રકારે સજ્ઝાય કરવી ૪, ધ્યાન તપ તે ધર્મધ્યાન શુક્લ ધ્યાનનું ધ્યાવું ૫, કાઉસગ્ગ તપ તે કાયા ઠામ રાખવી, કાયાની સંભાળ કરવી નહિ, ઉપસર્ગ સહન કરવા ૬, એ છ અભ્યંતર તપ. એ બાર ભેદે તપસ્યાને કરી કર્મનું ખપાવવું તે નિર્જરા કહીએ.

પ્રશ્ન ૭—પુણ્ય અને ધર્મ એક કે જુદા જુદા ?

ઉત્તર—બન્ને જુદા છે. સાખ ઠાણાંગજીના ઠાણે પહેલે પુણ્ય અને ધર્મ બન્ને જુદા કહ્યા છે. તથા ભગવતીજી શતક ૧લે ઉદ્દેશે ૭મે ગર્ભમાં રહ્યો થકો જીવ તથારૂપના શ્રમણ માહણ પાસે એક પણ આર્ય ધર્મ સાંભળીને पुण्णकामए धम्मकामए सग्गकामए मोक्खकामए. પુણ્ય, ધર્મ, સ્વર્ગ અને મોક્ષનો કામી થકો એટલે એ ચાર બોલનો કામી થકો કાળ કરે તો તે દેવલોકે ઉપજે [illegible] પાને એમ કહ્યું છે.

કર્મથી મુકત (મોક્ષ) થવાની કર્મ ક્ષયની પ્રાપ્તિ. પુણ્ય પુદ્દગલથી થાય છે. ધર્મ આત્મિક ગુણથી થાય છે. અર્થાત્ સંવરથી થાય છે, માટે પુણ્ય અને ધર્મ બન્ને જુદા છે.

કોઇ અણુસમજુ અજ્ઞાનતાને લઇને પુણ્ય અને ધર્મને એક માને છે, તેને જૈનશાસ્ત્રનું જ્ઞાન નથી, તેથી તે એમ માને છે. પણ આશ્ચર્ય તો એ છે કે જૈની એવું નામ ધરાવનારા જૈન સૂત્રને અવાર નવાર વાચનારા પુણ્ય અને નિર્જરાને એકજ માનનારા સાંભળીએ છીએ, તેજ મોટા આશ્ચર્યની વાત છે.

પ્રશ્ન ૮—પુણ્ય અને નિર્જરા એક છે કે જુદાં છે?

ઉત્તર—બન્ને જુદાં છે. સાખ ઠાણાંગ સૂત્રના પેલા ઠાણાની તથા નવ તત્ત્વમાં પુણ્ય એ ત્રીજું તત્ત્વ છે, અને નિર્જરા તે સાતમું તત્ત્વ છે. અને ઉત્તરાધ્યયનના અઠ્ઠાવીશમા અધ્યયનમાં પુણ્ય એ ચોથું તત્ત્વ કહ્યું છે, અને નિર્જરાને આઠમું ગણ્યું છે, અને બન્નેનું સ્વરૂપ જુદુંજ છે.

પ્રશ્ન ૯—કેટલાક કહે છે કે-પુણ્ય અને નિર્જરા એકજ છે તેનું કેમ?

ઉત્તર—એ વાત સંભવે નહિ. સૂત્રમાં પુણ્યના નવ ભેદ કહ્યા છે, અને નિર્જરાના બાર ભેદ કહ્યા છે, પુણ્યથી શુભ કર્મનો બંધ થાય છે અને નિર્જરાથી અશુભ કર્મની નિર્જરા થાય છે, સાખ ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનની, વંદણાના ફળની અથવા નિર્જરાથી ઘણા કર્મનો ક્ષય થાય છે, અર્થાત્ નિર્જરાનો ભેદ જે તપસ્યા તેથી ક્રોડો ભવના સંચેલાં કર્મની નિર્જરા થાય, એમ ઉત્તરાધ્યયનના ૩૦ મા અધ્યયનમાં કહ્યું છે. અને નિર્જરા તે મોક્ષનો અંશ છે, અને પુણ્ય તે શુભ કર્મનો બંધ છે. પુણ્ય અને પાપના ( શુભ અને અશુભ કર્મનાં ) પુદ્દગલનો સર્વથા નિર્જરા થવાથી મોક્ષ છે. એ અપેક્ષાએ પુણ્ય અને નિર્જરા જુદાં છે.

પ્રશ્ન ૧૦—નિર્જરા કરતાં પુણ્ય થાય કે કેમ?

શતક ૮મે–ઉદ્દેશે ૬ઠ્ઠે—તથારૂપના શ્રમણ માહણને ફાસુક એષણીય આહારાદિક પ્રતિલાભતા એકાંત નિર્જરા કહી છે, તે અન્નપુણ્ણે ઇત્યાદિક ભેદ છે. એટલે પુણ્ય કહો કે નિર્જરા કહો તે એકજ છે. તેનો જુદો ભેદ પડતો નથી અને તમે જુદા કેમ કહો છો ?

ઉત્તર—શાતા વેદનીય, ઉચ્ચ ગોત્ર, મનુષ્યની ગતિ, દેવતાની ગતિ વગેરે ૪૨ બોલ પુણ્યતત્ત્વના ફલના કહ્યા છે. એટલે નવ પ્રકારના પુણ્ય થી ૪૨ બોલની પ્રાપ્તિ થાય છે, અને નિર્જરાથી તો કર્મની નિર્જરા થાય છે, એટલે બાર પ્રકારના તપનું ફલ નિર્જરા છે, માટે જુદા કહ્યા છે.

પ્રશ્ન ૧૩—શાતા વેદનીય આદિ ૪૨ બોલ પુણ્યના ફલના કહ્યા એમ કોઇ સૂત્રમા જોવામાં આવતું નથી, પણ આહારાદિકનું ફલ સાધુને દેવાથી નિર્જરા થવાનું તો સુત્રમા ખુલ્લું ચાલ્યુ છે, માટે પુણ્ય અને નિર્જરા એકજ છે એમ કેટલાકનું બોલવું થાય છે તે કેમ ?

ઉત્તર—પુણ્ય કહો કે શુભ કર્મ કહો. સૂત્રમાં પુણ્ય પાપને શુભાશુભ કર્મથી બોલાવ્યા છે, શાતા વેદનીય આદિ ૪૨ બોલ શ્રીપન્નવણા સૂત્રમા કર્મપ્રકૃતિ પદમાં શુભકર્મના ફળમા મૂળ પાઠે કહ્યા છે, તે પુણ્ય તત્ત્વનાંજ ફળ છે. સૂત્રમા કહ્યા પ્રમાણે અન્નપુણ્ણે અન્ન દેવું તેજ પુણ્ય કહ્યુ અને તેનું ફળ તે નિર્જરા કહી, માટે પુણ્ય અને નિર્જરા જુદા ઠરે છે, હવે પુણ્યના ફળની નિર્જરા કહી તે તો તથારૂપના શ્રમણોપાસકે તથારૂપના શ્રમણ માહણને અશનાદિક આપવાથી કહેલ છે, અને તો બેતાલીસ બોલમાનો તીર્થંકર ગોત્રનું નામકર્મ ઉપાર્જવાનો બોલ પણ પ્રાપ્ત થાય છે, તે સિવાય અનેરાને દીધાથી અનેરી પ્રકૃતિ (પુણ્યના ફળની) પ્રાપ્ત થાય છે. માટે પુણ્ય અને નિર્જરા જુદા છે

પ્રશ્ન ૧૪—અનેરાને દેવાથી પુણ્ય થાય અને તેથી અનેરી પ્રકૃતિના ફળની પ્રાપ્તિ થાય તેવુ કોઇ સૂત્રમાં જોવામાં આવતું નથી, પણ ભગવતીજીના આઠમા શતકના છઠ્ઠા ઉદ્દેશામા અસંજતી અવ્રતીને આપવાથી એકાંત પાપ કહ્યું છે અને પાપનું ફળ તો કનિષ્ટ કહ્યા છે, એમ કહી અનેરાને આપવાનો નિષેધ કરે છે તેનુ કેમ ?

એક તો ગાઢ મિથ્યાત્વે ગ્રહેલો, અનેક જીવોને ગાઢ મિથ્યાત્વ પકડાવતો, હજારો માણસોના વૃંદમાં બેસી બોધ આપનારો એવો અસંજતી અવ્રતી તેને ધર્મ બુદ્ધિએ કોઇ શ્રાવક આહારાદિક આપે તેને માટે ભગવંતે કહ્યું છે કે તે અશનાદિક દાનથી પુણ્ય કે નિર્જરા નહિ થતાં એકાંત પાપ કર્મ-નોજ બંધ કહ્યો, કારણકે તેણે મિથ્યાત્વની પુષ્ટિ કરી માટે. અથવા બીજા ઘણાઓના મનની ચપલતા થાય કે આવો સમજુ શ્રાવક જે દાન દેતો હશે તે કાઇક લાભદાયક હશે તોજ દેતો હશે, એમ સમજી બીજાઓની વૃત્તિ પણ ખેંચાય અને તેનું પરિણામ એમ પણ આવે કે ઘણા જીવોને સમકિતના પર્યવની હાની થાય. એવાં ઘણાં કારણોને લઇને ભગવંતે એકાત પાપ કહેલ છે.

અને બીજો ભેદ, તથારૂપનો અસંજતી અવ્રતી તે મ્લેચ્છાદિક એકાંત અધર્મનોજ સેવનારો પંચેદ્રિય જીવોના વધથીજ આજીવિકાનો ચલાવનારો એવા મહા અધર્મી જીવોને અશનાદિક દેવાથી એકાંત પાપ કહ્યું, તે તેના અધર્મના કામની પુષ્ટિને માટે આપે તો એકાંત પાપ. પરંતુ અનેરી બુદ્ધિએ અનેરા ભાંગા પ્રાપ્ત થવા સંભવ છે.

પ્રશ્ન ૧૫.—અસંજતી અવ્રતીને આપતાં એકાત પાપ કહ્યું તેમાં વળી ભાંગા શેના ?

ઉત્તર—ભગવંતનો એકાંત માર્ગ નથી, અનેકાંત માર્ગ છે, એકાંત પાપ થવાના જે કારણો હતાં તે તો કહી બતાવ્યાં, પણ તે સિવાયનાં અનેક કારણો હોય છે, તેમા એકાત પાપ કેમ કહેવાય ? માટે તેના ભાગા જાણવાની જરૂર છે.

૧ પહેલે ભાગે, પચેદ્રિય જીવોની અનુકંપાને લઇને પંચેદ્રિયનો વધ બંધ કરાવવા પચેંદ્રિયના ખોરાકને બદલે બીજા ખોરાકની આદત કરાવવા કોઇ શ્રાવક તેને અશનાદિક આપે, તેથી પુણ્ય પ્રકૃતિ બંધાવાનો સંભવ છે.

૨. પચેદ્રિય જીવોના વધક પુરૂષોને, જીવોની દયાને રસ્તે લાવવા મન, વચન, કાયાને પ્રવર્તાવનારને પણ પુણ્ય બંધાય છે

૩ અધર્મી પુરૂષોને અધર્મ કરતા દેખી કોઇ જીવને કમકમાટી છૂટે આનું નામ અનુકંપા કહેવાય છે, એટલે કોઇ જીવને, જે જીવનો વધ થનાર છે તેની અનુકંપા થાય છે, અને કોઇ જીવને વધ થનાર અને વધક બન્નેની અનુકંપા થાય છે, કે અરેરે ! આવા બિચારા જીવો મનુષ્યનો ભવ

પામીને અધર્મ કાર્ય કરી આ ભવ અને પરભવ બન્ને ભવને હારી જાય છે. એવા રૂડા પરિણામવાળાને મનથી પુણ્યબંધ થાય છે. અને વધ થતા જીવોને બચાવવા તન, ધન ને મનથી પ્રયત્ન કરે તેને પણ પુણ્યબંધ થાય છે.

૪. કોઇ અનાથ પ્રાણીને દુ:ખી દેખી તેના ઉપર અનુકંપા આવે તો મન વડે પુણ્ય બંધાય છે, તેને આહારાદિક જેવા પ્રકારનો આપે તેવા પ્રકારનો પુણ્યબંધ થાય છે ગમે તેવો પ્રાણી હોય, પણ તેના ઉપર અનુકંપા આવવાથી જેમ તેના દુ:ખનું નિવારણ થાય તેમ કરતા તેવા પ્રકારનું પુન્ય ઉપરાજે-ઇરાદો અનુકંપાનો હોવો જોઇએ

પ્રશ્ન ૧૬--પુન્યબંધના કાંઇ ભેદ હશે ખરા ?

ઉત્તર—નવ પ્રકારના પુન્યનો સમાવેશ બે પ્રકારમા થાય છે. એક સાવદ્ય પુન્ય, બીજું નિરવદ્ય પુન્ય. નિરવદ્ય પુન્ય તે નિરવદ્ય ધર્મના પાળવા વાળા એકાંત પક્ષે (ઉત્કૃષ્ટ ભાગે) સાધુ મુનિરાજને અશનાદિક આપતાં યાવત્ નવે પ્રકારે પુણ્ય પ્રકૃતિનો બંધ થાય છે તે નિરવદ્ય પુણ્યબંધ કહીએ. તે પુણ્ય નિર્જરાના ઘરનું છે, એટલે અશુભ કર્મની નિર્જરા અને શુભ કર્મનો બંધ કે જેથી ધર્મ નજીક કરે, મોક્ષ સન્મુખ કરે, ઉત્કૃષ્ટો રસ આવે તો તીર્થંકર નામ કર્મની ઉપરાજણ કરે,—મધ્યમ ભાગે પડિમાધારી શ્રમણભૂત શ્રાવકને અશનાદિક આપતા યાવત્ નવે પ્રકારે પુણ્ય પ્રકૃતિનો બંધ થાય છે, તે મધ્યમ રસે થાય તેથી પણ અશુભ કર્મની નિર્જરા અને શુભ કર્મનો બંધ, પણ ભગવતીજીના ૮મા શતકના છઠ્ઠા ઉદ્દેશામા તર શબ્દથી સાધુના દાનથી પડિમાધારી શ્રાવકને દાન દેવાથી ઓછી નિર્જરા થાય આ બન્ને ભાગા નિરવદ્ય પુન્યના છે હવે જઘન્ય ભાગે ચોથા પાંચમા ગુણઠાણા વાળાને અશનાદિક નિરવદ્ય આપવાથી નિરવદ્ય પુન્યબંધ થાય અને સાવદ્ય આપવાથી સાવદ્ય પુન્યબંધ થાય પ્રાણી, ભૂત, જીવ, સત્વ ઉપર મન, વચન, કાયના શુભ યોગથી અનુકંપા આદિ કારણોથી પણ પુન્યબંધ થાય છે, અને અજ્ઞાન તપસ્યા વગેરે કરવાથી પણ પુન્યબંધ થાય છે, સાખ શાખ, પૈઝણી. ઉવવાઇજી, ભગવતીજી શતક ૧૨મુ ઉદ્દેશો ૧ લો.

પ્રશ્ન ૧૭—સાધુને અશનાદિક આપવાથી એમ નવે પ્રકારનાં પુન્ય સાધુનાજ સંબંધે છે, અને ભગવતીજીમા કહેલા શ્રમણ માહણને આહારાદિક આપતાં એકાંત નિર્જરા કહી છે તે ઉપરથી નિર્જરા અને પુન્યનો એકજ ભેદ ઠરે છે, નિર્જરા કહો કે પુન્ય કહો બન્ને એકજ છે, છતાં તમે જુદા જુદા ભેદ કેમ જણાવો છો ?

ઉત્તર—સિદ્ધાંતમા પુન્ય અને નિર્જરા જુદાં જણાવ્યાં છે, માટે અહિંયાં જુદા કહેવામાં આવ્યા છે. પુન્ય નવ પ્રકારે કહેલ છે, તે દાનાદિક દેવાથી થાય છે, અને નિર્જરા બાર પ્રકારની તપશ્ચર્યાથી થાય છે. પુન્ય એ શુભ કર્મનો બંધ છે, અને નિર્જરા એ કર્મનું ખરવાપણું છે. પુન્યને ને નિર્જરાને કાંઇ સંબંધ નથી, પણ પુન્ય વડે કરીને શુભ કર્મના દલથી શાતા વેદનીય આદિ શુભ ફલોની પ્રાપ્તિથી ધર્મની સામગ્રી મળી આવેછે, ને તેને તે દલ સહાયભૂત થાય છે અને સંવર, નિર્જરા અને મોક્ષને પુન્યનાં દલ મદદ આપેછે. એ અપેક્ષાએ પુન્ય બલવાન્ છે. જો કોઇ પુન્યને નિર્જરાનો એક ભેદ માનતા હોય તો એ ભેદ જુદા કહેવાનું શુ કારણ? ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનમાં કહ્યું છે કે—जीवाजीवायबंधोय,पुण्णपावासवोतहा; संवरो निज्जरा मोरक्खो संतिएनहियानव. એ નવ પદાર્થનાં ( નવતત્ત્વનાં ) નામ કહ્યાં. તેનો પરમાર્થ એ છે કે—જીવ અને અજીવ મળીને બંધ થાય છે, શેનો બંધ? પુન્ય અને પાપનો, તે બન્ને આશ્રવ છે, તેને રૂંધવાથી સંવર થાય છે, સંવરથી નિર્જરા થાય ( દેશથી કર્મનો નાશ થાય ), અને સર્વથા કર્મનો નાશ થવો અર્થાત્ સર્વ કર્મથી મુક્ત થવું તે મોક્ષ. તે નવે પદાર્થ જુદા જુદાજ સ્વભાવના છે. તો પુન્ય અને નિર્જરા બન્ને જુદાજ છે, પુન્ય એ દાન દેવાનું ફળ છે. એટલે દાન દેવાથી પુન્ય પ્રકૃતિનો બંધ થાય છે,

પ્રશ્ન ૧૮—જેમ તમે દાન દેવાથી પુન્ય કહો છો તેમ સૂત્રમાં કહ્યા પ્રમાણે સાધુને અશનાદિ દાન દેવાથી એકાંત નિર્જરા કહી છે, માટે અમે પુન્ય અને નિર્જરા એકજ કહીએ છીએ, પાઠ તો ખુલ્લો છે, તેમા તમે શું કહો તેમ છે ?

ઉત્તર—તે તો અમે પણ પૂર્વે કહી ગયા છીએ કે—સાધુને નિર્દોષ દાન આપવાથી એકાંત નિર્જરા કહી છે, તે વાત ખરી છે, પણ એકાંત મોક્ષ તો કહ્યો નથી કે? જે એકાંત નિર્જરા કહી છે તે અશુભ કર્મ ખપાવવા આશ્રી કહી છે, પણ સાથે શુભ કર્મનો બંધ રહ્યો છે, તેને શું કહેશો? તે કાંઇ નિર્જરા નથી, તેમ નિર્જરાનો બંધ પણ નથી. માટે માનો કે એ

પુન્યનોજ બંધ છે, તે બંધ દાનથીજ થાય છે. જે સાધુને દાન દેવું તે ધર્મદાન છે, ધર્મદાનમાં નિર્જરા અને પુન્ય બન્ને રહેલા છે. ભગવતીજી સૂત્રના ૭ મા શતકના પહેલે ઉદ્દેશે કહ્યું છે કે-તથારૂપના શ્રમણ માહણને ફાસુક નિર્દોષ આહારાદિક દેવાવાળો દાતાર સમાધિ ઉપજાવે અને તેનું ફળ પોતે (દાતાર) સમાધિ પામે. તથા ઠાણાંગ ઠાણે ૩ જે-ઉદ્દેશે ૧ લે-તથા ભગવતી શતક પાંચમે-ઉદ્દેશે ૬ ઠ્ઠે કહ્યું છે કે-તથારૂપના શ્રમણ માહણને પ્રાણાતિપાત કર્યા વિના મૃષાવાદ બોલ્યા વિના ફાસુક એષણિક આહારાદિક દેતા દીર્ઘ આઉખું પામે-ઉપરોક્ત બોલ સહિત વંદણા નમસ્કાર કરીને સત્કાર સન્માન સહિત જાવત્ સેવા પર્યુપાસના કરતો મનોજ્ઞ પ્રીતિકારી અશનાદિક આપે તો શુભ અને દીર્ઘ આઉખું બાંધે. એ બધા દાન પુન્યનાજ ફળ છે. તેમજ ભગવંત મહાવીરને વિજય ગાથાપતિએ, તથા શીયા અણગારને (ભગવંત માટે) રેવતી ગાથા પતણીએ, તથા સુદત્ત અણગારને સુમુખ ગાથાપતિએ ફાસુક નિર્દોષ વહોરાવવાથી પરિત સંસાર કર્યો અને દેવતાનું આઉખું બાંધ્યું, તો પરિત સંસાર કર્યો તે નિર્જરા અને દેવતાનું આઉખું બાંધ્યું તે પુન્યનો બંધ. તેમજ મુનિને દાન દેવાથી તીર્થંકર ગોત્રની ઉપરાજણા કરે તે પણ પુન્યબંધનુંજ ફળ જાણવું, અને સંસાર ઘટે તે નિર્જરા જાણવી, એમ નિર્જરા અને પુન્ય એ બન્ને જૂદાંજ છે

પ્રશ્ન ૧૯—ત્યારે કેટલાક કહે છે કે, અમો તો સાધુનેજ દાન દેવામાં નિર્જરા અને પુન્ય માનીએ છીએ. બાકીનાને દાન દેવું તે તો એકાંત પાપજ છે, તેનું કેમ ?

ઉપરાજે છે અને શાતા વેદનીય પુણ્યનું ફળ છે, તે પુન્ય નવ પ્રકારે થાય છે. માટે પ્રાણી, ભૂત, જીવ, સત્વને અનુકંપાની બુદ્ધિએ અશનાદિક દેતાં તથા તેના ઉપર મન, વચન, કાયાના જોગ ભલા (દયાના) પ્રવર્તાવતાં તે અનુકંપા દાનથી પુન્યબંધ અને શાતા વેદનીયના ફળની પ્રાપ્તિ થાય છે.

પ્રશ્ન ૨૧—શ્રી ઠાણાંગ સૂત્રમા નવ પ્રકારનાં પુન્ય કહ્યા, તેમ નવ પ્રકારનાં પુન્યથી શાતા વેદનીય આદિ ૪૨ બોલનાં ફળ પ્રાપ્ત થાય છે. એવો દાખલો સૂત્રની સાક્ષીએ કોઈ મળી આવે તેમ છે ?

ઉત્તર—ઠાણાંગ સૂત્રમાં એવા ઘણા બોલ સંજ્ઞારૂપે કહેલા હોય છે, પણ તેની વિશેષ સમજુતી તો બીજાં સૂત્રોપરથી મળી આવે છે, જીવ અને અજીવ બે મળીને બંધ થાય છે. તે બંધ શાનો થાય છે ? પુન્ય અને પાપનો. એટલે પુન્યબંધ તે શુભ કર્મનાં દલ છે, અને પાપબંધ તે અશુભ કર્મનાં દલ છે. હવે શુભ કર્મના દલ તે શાતાવેદનીય, શુભ આઉખું શુભનામ કર્મ, શુભ ગોત્ર એ શુભકર્મના દલ પુન્યથી થાય છે, અને તેના પ્રતિપક્ષી ચારે બોલનાં દલ પાપકર્મથી થાય છે.

હવે એ ચાર કર્મમાંથી શાતા વેદનીયથી માંડી તીર્થંકર નામ કર્મ સુધીના ૪૨ બોલની પ્રાપ્તિના શ્રીપન્નવણાજીમાં કર્મ પ્રકૃતિ પદમાં મૂલ પાઠે કહ્યા છે, તે નવ પ્રકારે પુણ્ય ઉપરાજવાથી તેનાં શુભ ફલ ૪૨ પ્રકારે ભોગવવાં પુણ્ય તત્ત્વમા જે કહ્યા તેજ તેમાં છે. અને પાપના ૧૮ ભેદ છે, તેથી આઠે કર્મનો અશુભ બંધ થાય છે ને તેનાં અશુભ ફલ ૮૨ પ્રકારે ભોગવાય છે. વગેરે ઘણી હકીકત પન્નવણાજી સૂત્રમા છે. માટે નવ પ્રકારે પુણ્ય બાંધવાથી બેતાળીશ પ્રકારે તેના શુભ ફલ ભોગવવાં તે શ્રી પન્નવણાજી સૂત્રમા કહ્યા છે. તે જોઇ નિર્ણય કરવો.

આ ઉપરથી એમ નિશ્ચય થયું કે, પુણ્ય અને નિર્જરા બન્ને જુદાંજ છે. પુણ્ય નવ પ્રકારે થાય છે, તેના શુભ ફલ બેતાળીશ પ્રકારે મળે છે, અને નિર્જરા તો બાર પ્રકારના તપ વડેજ થાય છે, તે પણ દેશથી થાય છે. એટલે આત્મપ્રદેશ સાથે લાગેલા કર્મનું કેટલેક અંશે ખસવાપણુ—નાશ થવાપણુ થયું. તેનું નામ દેશથી નિર્જરા થઇ કહેવાય છે. માટે પુણ્ય અને નિર્જરા બન્ને જુદાજ પ્રકારના છે.

પ્રશ્ન ૨૨—તો પછી સાધુને દાન દેવાથી એકાંત નિર્જરા કહી, તો દાન દેતાં કયો તપ થયો ? કે જેથી ભગવંતે એકાંત નિર્જરા કહી.

ઉત્તર—જો કે દાનમાં નવ પ્રકારના પુણ્યથી તો શુભ કર્મનોજ બંધ થાય છે, પરંતુ નિર્જરાનો ભેદ તો જુદોજ છે, નિર્જરા તો તપના ભેદથીજ થાય છે. હવે સાધુને દાન દેવાથી કયો કયો તપ થાય તે જણાવીએ છીએ, સાંભળો.

૧. પ્રથમ તો એ કે-સાધુને દાન દેવાથી વિનય તપ થાય. તે એ રીતે કે-જ્ઞાતાજી સૂત્રમાં થાવર્ચા પુત્ર અણુગારે સુદર્શન શેઠ તથા શુકદેવ સન્યાસી પ્રત્યે વિનયમૂળ ધર્મ પ્રકાશ્યો છે. તે વિનયમૂળ ધર્મના બે ભેદ કહ્યા છે, તેમાં અણુગાર ધર્મ. અને આગાર ધર્મ. હવે આગાર ધર્મ તે શ્રાવકનો ધર્મ તેના બાર વ્રત મૂળ વિનય ધર્મ કહ્યો. તેમાં બારમું વ્રત અતિથિસંવિભાગનું છે, તો શ્રાવક સાધુને આહારાદિક દાન દેવાના ભાવે સાત આઠ પગલાં સામા જઇ વંદણા નમસ્કાર કરી બહુ માનથી વિનય સહિત આહારાદિક વહોરાવે તેને વિનય રૂપ અભ્યંતર તપ થયો. તેથી ઘણાં કર્મની નિર્જરા થઈ. તે ભગવતીજીમાં કહેલ એકાંત નિર્જરાનો ભેદ જાણવો.

૨ પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં ત્રીજા સંવરદ્વારે તથા ઠાણાંગજી સૂત્રમાં દશવિહે વેયાવચ્ચે-દશ પ્રકારની વૈયાવચ્ચ કહી તે આહારાદિકથી કહી છે, ત જેમ સાધુ સાધુમાં આહારાદિકથી વૈયાવચ્ચ કરી શકે તેમ શ્રાવક સાધુની તથા સમણભૂયા શ્રાવકની (સમણ-માહણની) આહારાદિકથી વૈયાવચ્ચ કરી શકે છે, તે નિર્જરાને અર્થે કરે, એવો પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં પાઠ છે. અને ભગવતીજીમાં પણ એકાંત નિર્જરા થાય એમ કહ્યું છે. તો વૈયાવચ્ચ પણ અભ્યંતર તપનો ભેદ છે.

૩ ત્રીજો ભેદ--શ્રાવકતો અતિથિનો સંવિભાગ કરનાર કહ્યો છે. તેનો અર્થ ગંભીર છે. સંવિભાગ કર્યો કયારે કહેવાય કે જયારે પોતાના જમવામાંથી સાધુને અમુક ભાગ વહોરાવી તેટલી પોતે ઉણોદરી કરે, તેનું નામ અતિથિસંવિભાગ કહીએ. તેમાં માહણ શબ્દે (સમણભૂયા) શ્રાવકનો પણ સમાવેશ થાય છે, તે પણ એક સાધુના પેટાભાગનો અતિથિ છે. જો કે બારમા વ્રતમાં તો અતિથિને સમણે નિગ્રંથે કહે છે, પણ ભગવતીજીના આઠમા શતકમાં સમણ માહણ કહ્યા છે, તેથી સમણ નામ સાધુ અને માહણ નામ સમણ ભૂયા-સાધુ જેવો શ્રાવક તેને ફાસુક નિર્દોષ આહારાદિક વહોરાવતાં પ્રતિલાભતાં-દેતાં એકાંત નિર્જરા કહી છે. તો નિર્દોષ આહારના લેવાવાળા સાધુ તથા પડિમાધારી શ્રાવક બેજ સૂત્રમા કહ્યા છે, તો તેમને દાન દેવાથી વિનય અને વૈયાવચ્ચ એ પ્રકારનો અભ્યતર તપ તથા સવિભાગ

કરે તો ઉણોદરી બાહ્ય તપ. એમ ત્રણ પ્રકારનો તપ થવાથી ઘણાં કર્મની નિર્જરા થાય, એમ ભગવતીજીનું ફરમાન છે, અર્થાત્ એ ફળ તો શ્રમણોપાસક શ્રાવક આશ્રી કહેલ છે અને બીજાને માટે જેવો દાતાર–જેવો દાતારનો ભાવ--જેવી દાતારની વૃત્તિ તેવું ફળ પ્રાપ્ત થાય. પણ દાનથી પુણ્ય ફળ તો સાથેજ સમજવું. એટલે અશુભ કર્મની નિર્જરા તે નિર્જરા થઇ અને શુભ કર્મનો બંધ તે પુણ્ય થયું. એમ સૂત્રના ન્યાયથી સિદ્ધ થાય છે.

૪ વળી ચોથો ભેદ—ભગવતીજીના શતક ૭ મે, ઉદ્દેશે ૧ લે, શ્રમણોપાસક તથારૂપના શ્રમણ માહણને ફાસુક એષણિક આહારાદિક પ્રતિલાભતો તથારૂપના શ્રમણ માહણને સમાધિ ઉપજાવે, તે સમાધિના કારણથી તે શ્રાવક પણ સમાધિને પામે દશવૈકાલિકના ૯ મા અધ્યયનમાં ચાર પ્રકારની સમાધિ કહી છે, વિનયસમાધિ ૧, સૂત્રસમાધિ ૨, તપસમાધિ ૩ અને આચાર સમાધિ ૪, એ ચારે પ્રકારની સમાધિ જેમ સાધુ આહારાદિકથી પામે તેમ શ્રમણોપાસક–શ્રાવક દાતાર પણ ચારે પ્રકારની સમાધિ પામે. પ્રથમ વિનયસમાધિ તે અભ્યંતર તપનો ભેદ છે,–બીજી સૂત્રસમાધિ તે–સજ્ઝાય પાંચ પ્રકાર માહેલી એટલે સૂત્રની વાચના લેવી, પ્રશ્નાદિકનું પૂછવું, સૂત્રનું પર્યટન કરવું, સૂત્ર તથા પ્રશ્નાદિકનું વિચારવું, અને ગુરૂગમથી મેળવેલા જ્ઞાનથી ધર્મકથા કહેવી જીતશત્રુ રાજા પ્રત્યે સુબુદ્ધિ પ્રધાને ધર્મકથા કહી તેમ, એ પાચે પ્રકારે સજ્ઝાયના ભેદે સૂત્રસમાધિ પામવે સજ્ઝાયરૂપ અભ્યંતર તપ પામે.–ત્રીજી તપસમાધિ તે–શ્રમણ માહણને આહારાદિકના સંવિભાગમાં શ્રાવક પોતે ઉણોદરી કરે તેથી બાહ્ય તપ રૂપ સમાધિ થાય,–ચોથી આચાર સમાધિ તે શ્રાવકનો આચાર શ્રમણ માહણને શુદ્ધ આહારાદિક વહોરાવવાનો છે, તે પણ વિનયમૂળ ધર્મના ભેદમા છે. તે વિનયમૂળ ધર્મનું સેવન કરનાર શ્રમણ માહણને આહારાદિકે પોષવાથી ધર્મધ્યાનાદિક સ્વરૂપ જણાવે અર્થાત્ આચારસમાધિથી શ્રાવક–શ્રમણોપાસક અભ્યંતર તપ રૂપ ધ્યાન અને કાર્યોત્સર્ગરૂપ સમાધિ પામે, એ ચાર પ્રકારની સમાધિથી તથારૂપના શ્રમણ, માહણ તથા શ્રમણોપાસક–શ્રાવક નિર્જરાના ફળને પામે છે એટલે સમણ, માહણ દાનને લઇને અને શ્રાવક દાન દઇને બન્ને સમાધિને પામેલા એકાત નિર્જરાના–કર્મથી હલવા થવાના ફળને પ્રાપ્ત થાય છે, એ સાતમા શતકના પહેલા ઉદ્દેશાનો પહેલો બોલ કહ્યો.

૫ પાચમા ભેદે—ઉપર કહેલા અધિકારના બીજા બોલે–તથારૂપના શ્રમણ માહણ ને શ્રમણોપાસક–શ્રાવક આહારાદિક પ્રતિલાભતો કર્મની દીર્ઘ સ્થિતિ પ્રત્યે તજે, એટલે ઘણો કાળ ભોગવવાના જે કર્મો હતા તે ખપાવતાં

( કર્મને નિર્જરી ) થોડા કાળની સ્થિતિનાં કર્યા, તથા દુષ્ટ કર્મનો પૂર્વે ચયેલો સંચય તેને દૂર કરે ( એ પણ નિર્જરા ) તથા ગંઠી ભેદ કરે—યાવત્ અપૂર્વ કરણ ( કોઇ કાળે પ્રાપ્ત નથી થયું તેવું ) તથા અનિવૃત્તિ કરણ ગુણસ્થાનક પામતાં ક્ષાયક સમકિતરૂપ બોધિબીજરૂપ સમ્યગ્દર્શન પામી ક્ષપક શ્રેણીએ ચડી છેવટે સર્વથા કર્મની નિર્જરા કરી તઓ પચ્છા સિજ્ઝઇ જાવત્ સવ્વ દુક્ખાણું અંતં કરેઇ.

આ સર્વ ફળ તથારૂપના શ્રમણ માહણને નિર્દોષ આહારાદિકનું દાન દેવાથી શ્રમણોપાસકને માટે કહ્યું કે જેથી જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના ફળની પ્રાપ્તિ થતાં દેશથી તથા સર્વથી નિર્જરા થાય, એ હેતુએ ભગવંતે એકાંત નિર્જરા કહી.

પ્રશ્ન ૨૩—અહિંયાં કેટલાક એમ કહે છે કે, માહણ શબ્દે શ્રાવક અર્થ કરી તેને દાન દેવાથી એકાંત નિર્જરા ઠરાવે છે તે વાત સંભવતી નથી. કારણ કે ભલે પડિમાધારી શ્રાવક સમણભૂયા કહેલ છે, પણ વ્રતાવ્રતી છે. તેને કંઇક વ્રત છે, કંઇક અવ્રત છે. તેને સર્વ વિરતિ સાધુની સાથે જોડી નિર્જરા ઠરાવવામાં આવે તે કેમ સંભવે ?

ઉત્તર—અહો દેવાનુપ્રિય ! કોઇનું ઠરાવ્યું શું કામ આવે ? જે વાત સિદ્ધાંત કહે, તે કબૂલ થાય, પણ ઉપરની વાત કબૂલ નહિ કરનારા એવા એકાંતવાદીએ સિદ્ધાંતથી સાબીત કરી આપવું જોઇએ છે કે—ભગવતીજીમાં ૮ મા શતકના ૬ ઠ્ઠે ઉદ્દેશે ત્રણ આલાવા કહ્યા છે, તેમા આણંદજી કામદેવજી જેવા સમણભુયા પડિમાધારી બેંતાળીશ સુડતાલીશ છનુ દોષ રહિત સાધુની પેઠે ભિક્ષાનો લેનાર હોય તેને કયા આલાવામા દાખલ કરશો ? તે આપની જીભાનેજ કહી સભળાવો એટલે બસ. કાંતો એકાત નિર્જરા કહો કે કાંતો એકાત પાપ કહો ? આ બે બોલ સિવાય ત્રીજા બોલનો આમા સમાવેશ થતો નથી.

પ્રશ્ન ૨૪—એકાંતવાદીનું બોલવું એમ થાય છે કે—અમારી માન્યતા પ્રમાણે તો નિર્જરા અને પુણ્ય એકાત સાધુનેજ આપવામાં આવે છે. શ્રાવકને આપવામાં પાપ સિવાય નિર્જરા કે પુણ્ય કંઇ કહી શકાય તેમ નથી.

ઉત્તર—સમજાયું, એવી શ્રદ્ધાવાળા કેટલાક એવી ખુલ્લી વાત કરે છે, અને કેટલાક માયાયુક્ત વાત કરતાં પણ સાંભળ્યા છે કે, અમે પડિમાધારી શ્રાવકને આપવામા પાપ માનતા નથી. આ વાકય માત્ર દુનિયાનો અપવાદ ટાળવાને માટેનું તથા રખે આપણને કોઇ એકાતવાદીમા કે તેની શ્રદ્ધામાં

ગણી કાઢે, એવા હેતુને લઇને બોલે પણ હૃદયમા પાપ સિવાય બીજું માનવાનું નથી. પરંતુ જો હૃદય ચોક્ખુ હોય તો ખુલ્લી રીતે કહી નાખો કે પડિમાધારી શ્રાવકને આપતા નિર્જરા થાય. પરંતુ જ્યાં સુધી નિર્જરા કે પુણ્ય નહિ કહો ત્યાં સુધી સૌકોઇ એમ ચોકસ માનશે કે આમની શ્રદ્ધા એકાંત પાપની છે, અને અમે પાપ નથી માનતા. આ માયાયુક્ત વાક્યનો દોષ પણ ઉભો રહેશે. અને પુણ્ય કે નિર્જરા બેઉ અગર બેમાંથી એક કબુલ કરશો તો સાધુ સિવાય આપવામા પુણ્ય કે નિર્જરા નથી, એવું વાક્ય કોઇ વખત નીકળી ગયુ હોય તો તે વાક્યના બંધનથી મુક્ત થવાનો ઉપાય શોધવો પડશે.

જ્યા સુધી ઉપલાં બન્ને વાક્યનો ખુલાસો ન થાય, ત્યા સુધી બન્ને વાક્યની જોખમદારી માયાયુક્ત ભાષાના બોલવાવાળાને શીરે રહે એમ કોઇનું માનવું થાય, માટે તે ભ્રમણા દૂર કરવાને ચોક્ખા હૃદયથી સૌ કોઇ સમજી શકે તેમ ખુલાસો કરી આપવો જોઇએ.

પ્રશ્ન ૨૪—શિષ્ય—શ્રાવકને આપવામા એકાંત પાપ માનનારા એકાંતવાદીમાથી કોઇ સાધુપણુ મૂકી-સાધુના વેષે શ્રાવક નામ ધરાવનારા ભિક્ષાવૃત્તિએ માગી ખાનારને દાનના દાતારની શી દશા માનવી ?

ઉત્તર—આ પ્રશ્ન તો દિશાચારિઓનેજ પૂછવાનું છે, કારણ કે તે એકાંતવાદીના પક્ષથી જુદા પડી સાધુપણું મૂકી સાધુના વેષે શ્રાવકપણે વિચરે છે, તેનેજ પૂછી આ પ્રશ્નનો ખુલાસો કરવો જોઇએ કે તમને આપનાર દાતારને શો લાભ થાય ?

આ પ્રમાણે પ્રશ્ન પૂછેલાના મુખથી સાભળવામાં આવ્યુ છે કે-તેના ઉત્તરમા દિશાચરાએ પાપજ કહ્યું હતું.

આવા પ્રાણીઓ દુનિયાને પાપ લગાડવાને તે દશામા શા માટે હયાતિ ધરાવતા હશે ? પોતે દાન લેતા દાતારને પાપ થાય છે, એવુ પોતે જાણતા છતા જાણીને દાતારને પાપે કરી ડૂબાવે અને તેવા પાપકારી રોટલા લઇ પોતાની આજીવિકા ચલાવે તે એક જાતની ઠગાઇ ગણાય કે નહિ ? જો પરિષદાની અંદર આ પ્રકારનો બોધ કરી પોતાની શ્રદ્ધા જાહેર કર્યા બાદ દાતાર પોતે જાણીને પાપ વહોરે તો તે જાણે, પણ ભિક્ષા લેનારની ઠગાઇ બીલકુલ નહિજ કહેવાય. અન્યથા તો તેઓની શ્રદ્ધા પ્રમાણે બન્નેને નુકશાની છે. પોતે કપટથી દાતારનો આહાર લઇ દાતારને છુપુ પાપ લગાડ્યું, એટલે દાતાર પાસે જાણીને એ પાપ કરાવ્યું, માટે મોટી નુકશાની

તો એ શ્રદ્ધાવાળા દાનના લેનારનેજ છે. અને તેને દાનનો દેનાર તો તેની શ્રદ્ધા પ્રમાણે પાપે કરીને ડૂબ્યોજ ગણાય. જો કે વાણીયા ખોટનો વેપાર કરે નહિ, છતાં દેખી પેખીને પાપ કેમ વહોરતા હશે તે કાંઇ સમજાતુ નથી.

પ્રશ્ન ૨૫—શિષ્ય–આધુનિક–બની બનેલા (એકાંતવાદીની શ્રદ્ધાવાળા) દયા, દાન ને પુન્યના નાસ્તિકો એકાંત સાધુનેજ આપવામા નિર્જરા પુણ્યને માનનાઓ દિશાચરાઓના છુપા પાપથી શ્રાવકોને કેમ બચાવી શકતા નહિ હોય ?

ઉત્તર—એક શ્રદ્ધાવાળા હેય તો અંદરો અંદર એક બીજાથી વિરૂદ્ધ ન પડે એ વાત સ્વાભાવિક છે. જો એમ ન હોય તો શ્રી મહાવીરનાં વચન કે સૂત્રપાઠ કે ચોથા આરાના પડિમાધારી શ્રાવકની વાત બાજૂપર રાખી આજે કોઇ સાધુ નથી, આ કાળમાં સાધુપણું પળતું નથી. એવી આશંકાથી સાધુપણું મૂકી શ્રાવકના નામે સાધુના વેષે ફરનારા દિશાચરાઓના છુપા પાપથી દુનિયાના જીવોનો બચાવ કરે, તોપણ તેની શ્રદ્ધાનો અમલ કર્યો કહેવાય અને શ્રાવકને થતા પાપથી બચાવ્યાની સફળતા થઇ ગણાય, પણ શોકયના ખારે ધણીનાં હાડ ભાંગવા જેવું કરી શ્રદ્ધાભ્રષ્ટોની સાથે મળી જઇને, કરવાનું છે તે નહિ કરતાં ઉલટા શ્રદ્ધાળુને અશ્રદ્ધાળુ બનાવવા જો આ મવીર્ય ફોરવશો તો "સાક્ષરા" તરીકે ગણાતા હશો તે ઉલટાજ રૂપમા ગણાશો. આ વાત અક્ષરે અક્ષર સત્ય કરી માનજો

પ્રશ્ન ૨૬—શિષ્ય–ભગવતીજીમાં તથારૂપના સમણ માહણના સંબંધમાં માહણ શબ્દે ભિક્ષાવૃત્તિ કરનાર પડિમાધારી શ્રાવકને નિર્દોષ આહારાદિક દેનાર શ્રમણોપાસકને નિર્જરા કે પુણ્ય નહિ માનનારાની બુદ્ધ (શ્રદ્ધા) એકાંત પાપ માનવાની હોવાવાળાનું વખતો વખત એવું વાકય નીકળે છે કે–માહણ શબ્દે શ્રાવક કોઇ સૂત્રમાં કહેલ નથી. તેનો તો એક સાધુજ અર્થ થાય છે, એટલે શ્રમણ કેંતા સાધુ અને માહણ કે'તા પણ સાધુ. તેનું કેમ ?

ઉત્તર—ઉપરોક્ત વાકયના બોલનારને પૂછવું કે–શ્રમણ માહણનો અર્થ જો એક સાધુજ કરતા હો તો કોઇ ઠેકાણે શ્રમણ શબ્દે શાકયાદિક સાધુ અને માહણ શબ્દે બ્રાહ્મણ એવો અર્થ કરો છો કે કેમ ? જો લૌકિક શબ્દમાં એવા બે અર્થ કરતા હો તો લોકોત્તરમા શ્રમણ નામ સાધુ અને માહણ નામ શ્રાવક અર્થ કરવામાં તમને શો વાંધો આવે છે ?

પ્રશ્ન ૨૭—શિષ્ય–વાધો કેમ ન આવે ? મોટો વાંધો આવે. માહણનો અર્થ શ્રાવક કરે તો તેના દાતારને નિર્જરા અને પુણ્ય માનવું જોઇએ,

માટે એ વાત તો કદી કબૂલ ન કરે. કારણ કે પડિમાધારીના દાતારને પાપ થવાની જે માન્યતા હોય તે શ્રધ્ધા તૂટી જાય. માટે એકાંતવાદીથી માહણને શ્રાવક કદી કહી શકાય તેમ નથી. પણ આ વિષે આપ શું કહો તેમ છો ?

ઉત્તર—અમારૂં તો કહેવું એટલુંજ છે કે-ભગવંત મહાવીર સ્વામી શ્રાવકને એવી કરણી કેમ બતાવે કે શ્રાવક પોતે પડિમા વહી ભિક્ષાવૃત્તિએ આરાધક પદ મેળવે અને દાનના દાતારને પાપ લાગે-દાનનો દાતાર ડૂબે. એવો અવળો ન્યાય કાંઇ મહાવીરના ઘરનો હોય નહિ, કે પોતાની બતાવેલી કરણીમા એક તરે ને એક બૂડે. આવી શ્રદ્ધાવાળાએ એટલો પણ વિચાર કર્યો નહિ કે આ વાકય આપણને કેટલે ઠેકાણે બંધનકારક થશે. આતો બડી આશ્ચર્યની વાત છે કે-આણંદજી, કામદેવજી જેવા પડિમાધારી શ્રાવકને દાનના દેવાવાળા દાતારને પાપે કરી ડૂબવાનો પાઠ ભણાવે અને તે વાત કોઇ કબૂલ કરે. જો આવી શ્રધ્ધાવાળા તદા કાળે હોત તો પડિમાધારી શ્રાવકના પાત્રામા કોઇ પણ ટુકડો રોટલો નાખત નહિ. એટલે બિચારા પડિમાધારી શ્રાવકને તો સંથારા સિવાય બીજો એકકે આધાર હોત નહિ. સારૂં થયું કે એવા પડિમાધારીના કટ્ટા શત્રુ તો આજ કાળમાં પેદા થયા.

પ્રશ્ન ૨૮—માહણ શબ્દે એક સાધુજ અર્થ થાય કે બીજા અર્થ થાય છે ખરા ?

ઉત્તર—ઘણા અર્થ થાય છે, સૂત્રના આધારે જણાવીએ છીએ. સાંભળો. પ્રથમ તો ઉપાસક દશાંગ સૂત્રમાં મહામાહણ શ્રમણ ભગવંત શ્રી મહાવીર દેવને કહેલ છે-(પ્રથમ ગોશાલાના શ્રાવકે શકડાલ પુત્રે ગોશાલાને મહા માહણ માનેલો તે ખોટુ પડયું.) તથાં સૂયગડાંગજીના પહેલા શ્રુતસ્કંધમાં અધ્યયન ૯ મે-ગાથા ૧૦-મી-તથા અધ્યયન ૧૧ મે, ગાથા ૧લીમાં ભગવંતને માહણ કહ્યા છે-તથા સૂય શ્રુ૦ ૧ લે અ. ૨. ઉ. ૧ લે ગાથા ૧૫ મી, તથા અ. ૨ જે ઉ. ૨ જે ગાથા ૧ લી તથા ગાથા ૬ ઠ્ઠી તથા ગાથા ૨૯ મી, તથા અધ્યયન ૨ જે ઉ. ૨ જે, ગાથા ૨૧ મી, તથા અ૦ ૧૬ મે ગાથા ૨ જી ઈત્યાદિક ઠેકાણે સાધુને માહણ કહ્યા છે.-તથા ભગવતી શતક ૧ લે ઉદ્દેશે ૭ મે માહણને શ્રાવક કહ્યા છે, તથા વળી ભ શ ૨ જે ઉ ૫ મે માહણને શ્રાવક કહ્યા છે. તથા વળી ભ૦ શ૦ ૫ મે ઉ૦ ૬ઠ્ઠે-તથા ઠાણાંગજીના ઠાણે ૩જે. ઉ. ૧લે, અલ્પ આઉખાના અધિકારે—ઓસી ગણુ ના અધિકારે માહણને શ્રાવક કહ્યા છે. તથા ઉવવાઇ સૂત્રમાં ભગવંતનો ઉપદેશ પૂરો થતા માહણને શ્રાવક કહ્યા છે—સૂયગડાગ શ્રુ. ૨. અ. ૨જે બોલ ૨૨મો, તથા ૮૩ મો—તથા-અ. ૭ મે—બોલ ૩૬ તથા ૩૭મો

ઇત્યાદિક ઘણે ઠેકાણે સમણ માહણ કહ્યા છે. ત્યાં માહણ શબ્દે શ્રાવક સંભવે છે.—તથા સૂયગડાંગ શ્રુ. ૧લે ઉ. ૧લે ગાથા ૫મી, તથા ઉ-૨જે ગાથા ૧૪મી, તથા ઉ. ૩જે ગાથા ૮મી, તથા અ ૯મે ગાથા ૨જી, તથા બીજા શ્રુતસ્કંધમાં પણ આર્દ્રકુમાર પ્રમુખના અધિકારે, તથા ઉત્તરાધ્યયન વગેરે સૂત્રોમાં લૌકિક પક્ષમાં બ્રાહ્મણને માહણ કહ્યા છે, માટે માહણનો એકજ અર્થ થતો નથી. જેમ ચૈત્ય શબ્દના ઘણા અર્થ થાય છે, તેમજ માહણ શબ્દે પણ ઘણા અર્થ થાય છે તે જ્યાં જ્યાં સમણ માહણ એ બે શબ્દ ઉપદેશમાં તથા ભિક્ષાના સંબંધમા આવે ત્યાં લોકોત્તર પક્ષે શ્રમણ નામ સાધુ અને માહણ નામ શ્રાવક. એજ પ્રમાણે અર્થ ઘટે છે. તે કેટલાક નીચેના દાખલા ઉપરથી ખાત્રી થશે.

માહણ શબ્દનો ખરો અર્થ એ થાય છે કે—મહણો મહણો શબ્દે ઉપદેશ કરનાર તેજ માહણ કહેવાય છે. એવા ઉપદેશકો લોકોત્તર પક્ષે એટલે ધર્મ પક્ષે ત્રણ પ્રકારના છે. જઘન્ય ઉપદેશક, મધ્યમ ઉપદેશક, અને ઉત્કૃષ્ટા ઉપદેશક તેમા ઉત્કૃષ્ટા ઉપદેશના દેનાર એક તીર્થંકર મહારાજજ છે. સાખ ઉવવાઇ સૂત્રની. મધ્યમ ઉપદેશના કરનાર ગણધરાદિ સર્વ સાધુ. અને જઘન્ય ઉપદેશના કરનાર શ્રમણોપાસક શ્રાવક સુબુદ્ધિ પ્રધાન આદિ. સાખ જ્ઞાતાજી સૂત્ર વગેરેની.

પ્રશ્ન ૨૯—કોઇ સૂત્રમાં ખુલ્લા અર્થથી માહણને શ્રાવક કહ્યાનો અધિકાર બતાવશો ?

ઉત્તર—હાજી, સાંભળો ! ભગવતીજી શતક ૧લે—ઉદ્દેશે ૭મે—ગર્ભમાં રહેલો જીવ સમણ માહણનો ઉપદેશ સાભળી ગર્ભમાં કાળ કરે તો દેવલોકમાં ઉપજે. ત્યાં ટીકામાં તથા ભાષ્યમા માહણને શ્રાવક કહ્યા છે, તે આ પ્રમાણે છે.

**ટીકાઃ**—तहा रूवस्सत्ति तथाविधस्य उचितस्येत्यर्थः श्रमणस्य साधोः वा शब्दो देवलोकोत्पाद हेतुत्वम्प्रति श्रमण माहनवचनयोस्तुल्यत्व प्रकाशनार्थः ॥ माहणस्सत्ति ॥ माहनेत्येव मादिशतिस्वयंस्थूल प्राणातिपातादि निवृत्तत्वाद्यः समाहनः अथवा ब्राह्मणो ब्रह्मचर्यस्य देशतः सद्भावात् ब्राह्मणो देश विरतस्तस्य वा अंतिएत्ति ॥

છાપેલા ભગવતી ( બાબુવાળા ) પાને ૧૧૫મે—ભાષામાં પણ ખુલ્લી રીતે શ્રાવક કહ્યા છે. એટલે ઉપર કહેલા શ્રાવક પ્રત્યે ગર્ભમાં રહ્યા થકા

જીવ ઉપદેશ સાંભળી દેવગતિ પામે છે. એટલે અહિયાં માહણનો અર્થ સ્થૂલ પ્રાણાતિપાતથી નિવર્ત્યેલા દેશવિરતિ શ્રાવકનોજ કર્યો છે.

વળી ભગવતી શતક ૨જે ઉદ્દેશે ૫મે—તથા ઠાણાંગ ઠાણે ૩જે ઉદ્દેશે ૩જે—શ્રમણ માહણની પર્યુપાસના કરવે શું ફલ પામે? ત્યાં ભગવંતે સિદ્ધાંત સાંભળવાદિક ૧૦ ફલ કહ્યા છે, તેમાં સમણ શબ્દે સાધુ અને અને માહણ શબ્દે શ્રાવક કહ્યા છે. તત્ ટીકા.—

तहारूवमित्यादि तथारूप मुचितस्वभाव कञ्चन पुरुषं श्रमणं वा तपोयुक्त मुपलक्षण दस्योत्तर गुणवन्तमित्यर्थः ॥ माहनं वा स्वयं हननानिवृत्तत्वात्परम्प्रति माहनेतिवा दिन मुपळक्षणत्वा देशमूल गुणयुक्तमितिभावः वा शब्दो समुच्चये ॥ अथवा; श्रमणः साधुर्माहनः श्रावकः ॥ सवण फलत्ति सिद्धान्त श्रवण फला ॥

વળી ભ. શ. ૫મે, ઉ૦ ૬ઠ્ઠે. તથા ઠાણાંગ ઠાણે ૩જે ઉદ્દેશે ૧લે—તથારૂપના સમણ માહણને અફાસુક અણએષણિક આહારાદિક પ્રતિલાભતાં અલ્પ આઉખું બાંધવું કહ્યું.

તેની ટીકા—तहारूवंति ॥ तथाविधस्वभावं भक्तिदानोचित पात्रमित्यर्थः समणंवत्ति ॥ श्राम्यति तपस्यतीति श्रमणोतस्तं ॥ माहणं वत्ति ॥ माहनेत्येवं योऽन्यं प्रतिवक्ति स्वयं हनन निवृत्तः सन्नसौमाहनः ब्रह्म वा ब्रह्मचर्य कुशलानुष्टानं वा स्यास्तीति ब्राह्मणो तस्तः ॥

અહિં માહણ શબ્દે સાધુ થકી અનેરો પુરૂષ જાણવો તે હણવા થકી પોતે નિવર્ત્યો. બ્રહ્મચર્યનો પાળનાર જિનોક્ત અનુષ્ઠાનને વિષે કુશલ એવા શ્રાવકને માહણ કહ્યા છે. અને ભાષામાં પણ સાધુ થકી માહન બીજો પુરૂષ કહ્યો છે. એટલે સમણ નામ સાધુ અને માહણ નામ શ્રાવક. ચારે આલાવે સમજવા.' ( ટીકા ભાષા જોઇ નિર્ણય કરજો )

વળી તેરાપંથીનો બનાવેલો 'ભ્રમવિધ્વંસણ' નામનો ગ્રંથ છે તેમાં પણ માહણને શ્રાવક કહેલ છે, તે ઉપદેશના સંબંધમાં કહેલ છે. **તર્ક**—તો તેને ભિક્ષાવૃત્તિના સંબંધમાં શો વાંધો આવ્યો? **સમાધાન**—વાંધો એ આવે કે, ભિક્ષાવૃત્તિમાં માહણને જો શ્રાવક કહે તો નિર્જરા અને પુણ્ય સાબીત થઇ જાય, માટે પોતાની શ્રદ્ધામાં મોટો વાંધો આવે.

વળી ભગવતીજી શ. ૭મે. ઉ. ૧લે. વ્રતધારી શ્રાવક શ્રમણોપાસક, શ્રમણ માહણને એટલે સાધુને તથા માહણ તે પડિમાધારી શ્રાવકને આહારાદિક પ્રતિલાભતો સમાધિ ઉપજાવે ને પોતે સમાધિને પામે. એમ

જાવતું સમકિતની પ્રાપ્તિ સાથ છેવટ મોક્ષ ફળ કહ્યું છે,—તેમજ ભ. શ. ૮ મે, ઉ૦ ૬ઠે. શ્રમણ માહણુને વહોરાવવાના અધિકારે પણ શ્રમણ નામ સાધુ અને માહણ એટલે શ્રાવક સમજવા.

પ્રશ્ન ૩૦—મૂળ પાઠમાં કોઈ ઠેકાણે માહણુને શ્રાવક કહ્યા નથી અને તમે માહણુનો અર્થ શ્રાવક કરો છો તે શા આધારે ?

ઉત્તર—સૂત્રમા મૂલ પાઠે તો समणं वा माहणं वा એવો પાઠ છે. તેનો અર્થ કાંઇ મૂલ પાઠમા હોતો નથી. સૂત્રમા મૂલ પાઠે જે જે શબ્દ લખ્યા છે તેનો અર્થ કોઇ ઠેકાણે મૂલ પાઠથી હોતો નથી, પણ ટીકા, ભાષ્ય, દીપિકા કે ટબાર્થ બાલાવબોધ વગેરેમા હોય છે. મૂલ પાઠ તો સૂત્રરૂપે હોય છે અને તેનો ખુલાસો તો ટીકા વગેરેમાંથીજ નીકળી આવે. માટે જ્યાં જ્યા સૂત્રમા મૂલ પાઠ આવે છે, ત્યા તો समण वा माहण वा એવો પાઠ આવે છે, તે પણ વિશેષે કરીને ઉપદેશ અને ભિક્ષાવૃત્તિના સબંધમાંજ આવે છે, માટે ઉપર કહ્યા પ્રમાણે સમણ નામ સાધુ અને માહણ નામ શ્રાવક એ અર્થ લાગુ થાય છે.

પ્રશ્ન ૩૧—સમણું વા માહણું વા એ બે શબ્દ મૂકયા છે. પણ બન્ને પદનો અર્થ એકજ છે. એટલે સમણ નામ સાધુ અને માહણ એટલે પણ સાધુ તેનું કેમ ?

ઉત્તર—તો પછી એક समण શબ્દેજ બસ હતું બે શબ્દ જુદા શા માટે પાડવા પડયા ? માટે અંદર કાંઇક હેતુ હોવો જોઇએ.

પ્રશ્ન ૩૨ મું—એવા પાઠ તો બીજા પણ આવે છે, તેને તમે જુદા કેવી રીતે પાડશો ! समणे निग्गंथे આ પાઠને તમે જુદા ગણશો કે એક ગણશો ? જો એક નહિ તો જુદા કેવી રીતે પાડી શકશો ?

ઉત્તર—જે જુદા પડતા હશે તે જુદા પડશે શ્રમણ નિગ્રંથ તો એકજ શબ્દ છે. શ્રમણ નામ સાધુ અને નિગ્રંથ કેતાં પણ સાધુ બન્નેનો એક સાધુજ અર્થ છે. પણ समणे निग्गंथे આ પ્રકારનો પાઠ મૂકવાનુ કારણ કે શાકયાદિક શ્રમણ ઘણા મતના વર્તે છે, એટલે અન્યમતના ત્યાગીઓને —સાધુને સૂત્રમા શ્રમણ કહીને બોલાવ્યા છે, તેથી જુદા જણાવવાને માટે અર્થાત્ જૈનના સાધુની ઓળખાણને માટે નિગ્રંથ શબ્દ જોડે મુકયો છે. જુઓ સૂયગડાંગ શ્રુતસ્કંધ ૧લે અધ્યયન ૧ લે ઉદ્દેશે ૨જે ગાથા ૧૦ મી માં અન્યમતના સાધુને શ્રમણ કહીને બોલાવ્યા છે. एवं तु समणा एगे. मिच्छ

दिट्ठी अणारिआ અને છઠ્ઠા અધ્યયનની પહેલીજ ગાથામાં શ્રમણ માહણની ઓળખાણ માટે તેનીજ ટીકામાં સ્પષ્ટ કહ્યું છે કે श्रमणा निर्ग्रंथादयो ब्राह्मणा-ब्रह्मचर्याद्यनुष्ठाननिरताः અહિંયાં પહેલા પદમાં समणा माहणाय એ બે પદ કહ્યાં છે, તેનું જુદાપણું ટીકાકારે ખુલ્લી રીતે જણાવી દેખાડયું કે સમણ એટલે શ્રમણ નિગ્રંથ અને માહણાય એટલે બ્રાહ્મણ બ્રહ્મચર્યાદિ રૂડા અનુષ્ટાનના પાળવા વાળા. એવા ભગવતીજીમા કહેલા સાધુથી બીજો પુરૂષ એટલે શ્રમણ સાધુ: માહણ શ્રાવક: એ બન્ને પદ જુદાં જણાવ્યા.

પ્રશ્ન ૩૩—ઠાણુંગજીમાં ઠાણે ૪થે—તથારૂપના સમણ માહણને ઉપન્નનાણ દસણ ધરે સેણંતી ચકખુ કહ્યું. ત્યાં માહણ શબ્દે શ્રાવકને કેવળ જ્ઞાન કેવી રીતે લાગુ થાય ?

ઉત્તર—તે ઠેકાણે ટીકામાં તથા ભાષ્યમા ચોકખું કહેલ છે. કે અહિં કેવળીની વિવક્ષા નથી, કેવળી તો સમસ્ત પદાર્થ સાક્ષાત્ દેખે છે, માટે અહિ પરમાવધિ જ્ઞાન, દર્શન જાણવાં. શ્રાવકને શ્રાવકપણામાં અતિશે અવધિજ્ઞાન ઉપજે તે પરમાવધિ કહીએ. માટે અહિયા માહણ શબ્દે શ્રાવક જ્ઞાન દર્શનના ધારક કહી શકાય. પણ એકાંતવાદીઓને માટે એક પ્રશ્ન ઉઠે છે કે ભગવતીજીના ૭મા શતકમાં પહેલે ઉદ્દેશે શ્રમણોપાસક (શ્રાવક) શ્રમણ માહણને નિર્દોષ આહારાદિક દેતા સમાધિ ઉપજાવે અને પોતે સમાધિ પામે, છેવટે બોધિનો લાભ પામી જાવત્ સર્વ દુઃખનો અંત કરી સિદ્ધ થાય એમ કહ્યું છે. તો શ્રાવકપણામા એ શબ્દ કેમ લાગુ થાય? તેનો ખુલાસો સૂત્રથી કરી આપશો.

તથા વળી, ઠાણુંગ ઠાણે ૩જે ઉદ્દેશે ૧લે તથારૂપના સમણ માહણને દેવતા પોતાની ઋદ્ધિ દેખાડે તેમાં શો સંશય ? અર્થાત્ માહણ શબ્દે શ્રાવકને દેવતા પોતાની ઋદ્ધિ દેખાડે તેમા સંશય નહિ.

તથા ઠાણુંગ ઠાણે ૩જે ઉદ્દેશે ૧લે તથારૂપના શ્રમણ માહણ પાસે એક પણ આર્ય ધર્મ સાભળવે હૃદયે ધારવે જીવને દેવગતિ પામવી કહી. તો શું અવસાન વખતે કોઇ શ્રાવક કોઇ જીવને ધર્મ સંભળાવે તો શું દેવગતિ ન પામે ? અર્થાત્ નાસ્તિપણું નથી, શ્રાવક ધર્મ સંભળાવે તો ખુશીથી દેવગતિ પામે માટે માહણ શબ્દે શ્રાવક જાણવા.

પ્રશ્ન ૩૪—ત્યારે કોઇ કહે કે ત્યાં ધર્માચાર્ય કહ્યા છે-તે કેમ ?

ઉત્તર—ધર્મ સંભળાવે તે ધર્માચાર્ય તેમા શું આશ્ચર્ય ? ઠાણુંગજીના ઠાણે ૪થે ઉદ્દેશે ૩જે ચાર પ્રકારના આચાર્ય કહ્યા છે, તેમા ચોથે બોલે

एगे णो पव्वावणायरिए णो उवठवणायरिए धम्मायरिए ભાષા—એક પ્રવર્જ્યાચાર્ય પણ નથી અને ઉપસ્થાપનાચાર્ય પણ નથી તે ધર્માચાર્ય કહીએ. જેની પાસેથી ધર્મ પામ્યા તે ધર્માચાર્ય યતિ પણ થાય અને પ્રતિબોધક શ્રાવક પણ થાય. અથ ટીકા—धर्माचार्य इतिप्रातिबोधक इत्यर्थः आहच धम्मोजेणुवइट्ठो सो धम्मगुरू गिही व समणोवा; (બાબુવાળા છાપેલ પાને ૨૮૨મે) અહિંયાં તો ગૃહસ્થાવાસમાં રહેલા શ્રાવક પાસે ધર્મ પામે, માટે તે પણ ધર્માચાર્ય કહેવાય, માટે માહણ કહો કે શ્રાવક કહો તેની પાસે ધર્મ સાંભળી દેવગતિને પામે માટે તેવા ઉપકારી પુરૂષને સૂત્રમાં ધર્માચાર્ય કહ્યા છે. તેમજ સૂયગડાંગસૂત્ર શ્રુતસ્કંધ બીજે અધ્યયન ૭મે કહ્યું છે કે તથારૂપના સમણ માહણ પ્રત્યે એક પણ આર્યધર્મ સાંભળી એમ જાણે જે એ ધર્મ, મુક્તિગમન યોગ્ય જે ધર્મ તે પામ્યો. પછી તેના સંભળાવનારને આદર સન્માન કરે, પૂજ્ય સમાન જાણે, તેને વાંદે, નમસ્કાર કરે, વસ્ત્રાદિકે સત્કાર કરે, તેમના આવવે જવે ઉભું થવું, સામું જવું કરે, જાવત્ કલ્યાણકારી, મંગળકારી, દેવયં ચેઇયં, પજ્જુવાસંતિ ઇત્યાદિક પર્યુપાસના કરે. તો અહિં માહણ શબ્દે શ્રાવક સમજવા. અને તેનાથી ધર્મની પ્રાપ્તિ થઇ માટે તેને ધર્માચાર્ય પણ કહ્યા. તેવા ઉપદેશી શ્રાવકનો ભક્તિભાવ કરવો તે વિનયમૂલ ધર્મનું લક્ષણ છે. સાધુનો તથા શ્રાવકનો ઉપદેશ જુદો કહ્યો નથી. જેવો તીર્થંકરનો ઉપદેશ મહણો મહણો છે, તેવોજ સાધુનો ઉપદેશ અને જેવો સાધુનો ઉપદેશ તેવોજ શ્રાવકનો ઉપદેશ કહ્યો છે. માટે શ્રાવકને માહણ કહી બોલાવ્યા છે.

તથા વળી ઠાણાંગ ઠાણે ૪થે—તથારૂપના સમણ માહણને ઋદ્ધિ દેખાડવા માટે દેવતા પોતાની શક્તિ બળ વિર્યાદિકને ફેરવવે પૃથ્વીનું ચલવું થાય એમ કહ્યું. તો ત્યાં પણ માહણ શબ્દે શ્રાવક કરે, કારણ કે શ્રાવકને પણ દેવતા પોતાની શક્તિ બતાવે છે.

તેમજ ઉવવાઇ સૂત્રમાં સમોસરણને અંતે માહણ શબ્દનો અર્થ ધર્મસિંહ ટબામાં શ્રાવક કર્યો છે.

પ્રશ્ન ૩૫—તમે સાધુ અને શ્રાવકને સરખા ગણો છો તે કેમ ઘટે?

ઉત્તર— એ ઠપકો તો મહાવીરને દેવો. અમે તો મહાવીરના કહેવાથી કહીએ છીએ. મહાવીરે પોતેજ કહ્યું કે મારૂં તીર્થ એકવીશ હજાર વર્ષ સુધી એટલે પાંચમા આરાના છેડા સુધી ચાલશે. ત્યાં તીર્થ શબ્દે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા કહ્યા છે. એટલે પોતાના તીર્થમાં સાધુ

અને શ્રાવક બેજ ગણ્યા. તેમ ભગવતીજીમાં કહ્યું છે—તેમજ ઠા. ઠા. ૪થે ઉ. ૪થે–ચાર પ્રકારનો સંઘ કહ્યો. તેમાં પણ સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકાજ કહ્યાં છે.

વળી કેટલીક ક્રિયામાં સાધુના સહચારી પણે શ્રાવકને સાથેજ ગણ્યા છે; જેમકે–ઠાણાંગજીમાં સાધુને ત્રણ પ્રકારની ચિંતવણા કરતાં મહા નિર્જરા કહી છે. તેમજ શ્રાવકને પણ ત્રણ પ્રકારની ચિંતવણા ચિંતવતાં ભાવના ભાવતા મન, વચન, કાયાએ કરીને મોટી નિર્જરાના ધણી અને મહા સમાધિ પામતા કહ્યા છે,—તેમજ દશાશ્રુત સ્કંધમાં સાધુને સમણ કહ્યા છે તેમજ શ્રાવકને સમણ ભુયા–સાધુ જેવા કહ્યા છે. એવીજ રીતે ઉપદેશ પદ્ધતિમાં તથા આહારાદિક વહોરવાના સંબંધમાં સાધુને સમણ અને શ્રાવકને માહણ શબ્દેજ ઓળખાવ્યા છે, એટલે બન્નેને કેટલીક બાબતમા સાથેજ ગણ્યા છે.

પ્રશ્ન ૩૯—એ બધી વાત ખરી પણ સૂત્રમાં મૂળ પાઠે કોઈ ઠેકાણે શ્રાવકને માહણ કહ્યા નથી, જેમ સૂયગડાંગ સૂત્રના ૧૬મા અધ્યયનમાં સાધુને સમણ માહણ વગેરે ચાર બોલે કરી બોલાવ્યા છે, તેમ શ્રાવકને કોઇ ઠેકાણે મૂળ પાઠે માહણ કહીને બોલાવ્યા હોય તો બતાવો! અમે તો મૂળ પાઠમાં શ્રાવકને માહણ કહ્યા હોય તોજ કબૂલ કરીએ તેમ છીએ.

ઉત્તર—તમારા કહ્યા પ્રમાણે સૂયગડાંગ સૂત્રમાં મૂળ પાઠમાં નથી, પણ અર્થ વાળાએ સાધુનો અર્થ કર્યો છે, તે ઠીક છે. તે તો પ્રથમથીજ અમે કહી ગયા છીએ કે સાધુને માહણ કહીને બોલાવ્યા છે, તેમ અહિંયાં સાધુને અર્થવાળાએ ચારે બોલે ઓળખાવ્યા છે. પણ પ્રથમ શરૂઆતમાં તો ભગવંતે બીજી રીતે ચારે બોલ જણાવ્યા છે અને તે પ્રમાણે જો સમ દૃષ્ટિએ વિચાર કરીએ તો તેમાં અંતર ભેદે પડિમાધારી શ્રાવકનો પણ સમાવેશ થાય છે. હવે મૂળ પાઠે તો ભગવંતે આ પ્રમાણે કહ્યું છે કે—

अहाह भगवं एवं, से दते दविए, वोसठ काएत्ति वच्चे, माहणेत्ति वा, समणेत्ति वा, भिक्खुत्ति वा, णिग्गंथेत्ति वा.

અહિંયા તો ઇંદ્રિયોને દમવા વાળા જેને શરીરની દરકાર નથી એટલે શરીરની શોભા શુશ્રૂષા રહિત તેને માહણ કહીએ, શ્રમણ કહીએ, ભિક્ષુ કહીએ, તથા નિગ્રંથ કહીએ, એટલોજ સંક્ષેપે અર્થ થાય છે. હવે વિસ્તારથી જે અર્થ લખ્યો છે તે પણ જણાવીએ છીએ.

અર્થ—अ. અથાહ ભગવાન્ હવે શ્રી ભગવંત મહાવીર દેવ સભા માંહિ એમ કહે છે. सेदंते० તે સાધુ ઇંદ્રિયોને દમવે કરી દાંત તેણે કરી મુક્તિ ગમન યોગ્ય, તથા वो० નિઃપ્રતિકર્મ એવું શરીર છે જેનું તેને એમ કહેવો. माहणेत्तिवाके० ત્રસ અને સ્થાવર જીવોને માહણો એવો જેનો ઉદેશ છે તે માહણ કહીએ, અથવા નવવિધ બ્રહ્મચર્યની ગુપ્તિ થકી માહણ એટલે બ્રાહ્મણ કહીએ. समणोत्तिवाके० તથા સમણ એટલે તપસ્વી શુદ્ધ ક્રિયા અનુષ્ટાનના કરનાર, भिक्खुत्तिवाके० આરંભનો ત્યાગ કરે નિર્દોષ ભિક્ષાએ પ્રવર્તે અથવા અષ્ટ પ્રકારનાં કર્મને ભેદે તે માટે ભિક્ષુ કહીએ, णिग्गंथे० તથા બાહ્ય અભ્યંતર પરિગ્રહ રહિત માટે નિગ્રંથ કહીએ.

અહિંયાં ચાલતા અધિકારે ચારે બોલ મૂળ પાઠે વિસ્તાર સહિત જણાવ્યા છે, તેમાં માહણનું સ્વરુપ પ્રથમ પ્રકાશ્યું છે તે નીચે પ્રમાણે છે. इत्तिविरए सव्व पावकम्मेहिं, पिज्जदोसकलह, अभक्खाण, पेसुन्न, परपरिवाय, अरतिरति, मायामोस, मिच्छदंसणसल्ल, विरए, समिए सहिए, सयाजए, णोकुज्झे, णोमाणी, माहणेत्ति वच्चे.

અહિંયાં તો ભગવંતે કહ્યું કે સર્વ પાપ કર્મથી નિવર્ત્યા, દશમા પાપસ્થાનકથી માંડીને અઢારમા પાપસ્થાનક સુધી એટલે રાગથી માંડી મિથ્યાદર્શન શલ્ય સુધી નિવર્ત્યા છે, સમિતિ સહિત, સદા જતનાવંત, ક્રોધ ન કરે, માન ન કરે, તેને માહણ કહેવા અર્થાત્ એવા ગુણવાળા હોય તે માહણ એટલે બ્રાહ્મણ જાણવા.

આ ઉપર કહેલા માહણના ગુણ જો કે સાધુમાં તો છેજ, પરંતુ પડિમાધારી શ્રાવક શ્રી મહાવીર પરમાત્માએ પોતાના અંતેવાસી કહીને બોલાવેલા આણંદજી, કામદેવજી જેવા, તેનામાં ઉપરોક્ત કહેલા માહણના ગુણ ન હોય એમ કોણ કહેવા સમર્થ છે? પડિમાધારી શ્રાવક દમિતેંદ્રિય હોય છે, તેમજ શરીરની શોભા શુશ્રૂષા રહિત પણ હોય છે. માહણો શબ્દનો ઉદ્દેશ તથા બ્રહ્મચર્યના પાળવાવાળા પડિમાધારી શ્રાવક હોય છે. તેમજ માહણ શબ્દના કહેલા તમામ ગુણ સૂત્રમાં કહેલા પડિમાધારી શ્રાવકમાં અવશ્ય હોય છે. એટલુંજ નહિ, પણ સમણ, ભિક્ષુ, અને નિગ્રંથના ગુણો પણ પડિમાધારી શ્રાવકને લાગુ છે. દશાશ્રુતસ્કંધ સૂત્રના અધ્યયન ૬ઠ્ઠે અગ્યારમી પડિમાધારી શ્રાવકને ભગવંતે કહ્યું છે કે—

જે इमे समणाणं निग्गंथाणं धम्मे पन्नत्ते तंजहा सम्मं काएणं फासे माणे पालेमाणे जावत् संजया मेव परक्कमेज्जा.

જેવો શ્રમણ નિગ્રંથનો ધર્મ તીર્થંકરાદિકે પરૂપ્યો કહ્યો ધર્મ તેવો સમ્યગ પ્રકારે કાયાએ કરી ફરસંતો થકો, પાલતો થકો જાવત્ યતના સહિત સાધુની પરે પરાક્રમ કરતો પ્રવર્તે-ચાલે.

અહિંયાં તો ભગવંતે ચોકખું કહ્યું છે કે જેવો ધર્મ શ્રમણ નિગ્રંથનો તેવોજ ધર્મ પડિમાધારી શ્રાવકનો. તેમજ સંજયા કે'તાં સંયમી—સાધુ જેવું પરાક્રમ કરે તેવુંજ પડિમાધારી શ્રાવક પરાક્રમ કરે; એટલે માહણના કહેલા ગુણ પ્રમાણે પાપ સ્થાનકથી નિવૃત્ત થઇ સમિતિ ગુપ્તિમાં સદા જતનાવંત હોય, માટે શ્રાવક માહણ પણ કહેવાય, અને જે ભિક્ષુના ગુણ કહ્યા છે. તે તમામ ગુણ કે, અભિમાન રહિત, વિનયવંત ઇત્યાદિ જાવત્ પારકા દીધેલા આહારનો જમનાર ત્યાં સુધીના સર્વ બોલ પડિમાધારી શ્રાવકમાં પણ હોય છે. માટે ભિક્ષુ શબ્દ સાધુની પેઠે શ્રાવકને પણ લાગુ છે. આ સૂયગડાગ સૂત્રમાં કહેલા ચારે બોલ જેમ સાધુને લાગુ છે, તેમજ પડિમાધારી શ્રાવકને પણ લાગુ છે. માટે મૂળ પાઠે માહણ શબ્દે શ્રાવક સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૩૭—આ તો માહણ શબ્દે શ્રાવક અર્થ જે કર્યો તે તો અપેક્ષાવાચી કર્યો, પણ જ્યાં જ્યા શ્રાવકનો અધિકાર ચાલ્યો છે ત્યાં કોઇ સૂત્રમા શ્રાવકને માહણ કહીને બોલાવ્યા નથી. માટે શ્રાવકના અધિકારે સૂત્રમાં મૂળ પાઠે કોઇ ઠેકાણે શ્રાવકને માહણ કહીને બોલાવ્યા હોય તો બતાવો?

ઉત્તર—ઘણી બાબતો સૂત્રમાં મૂળ પાઠે તો સંજ્ઞા રૂપેજ હોય છે, તેનો ખુલાસો મૂળ પાઠે નહિ નીકળતાં અપેક્ષા વિચારીને અર્થ કરાય છે. લાક્ષણિક અર્થ લેવાય છે. તેનું તમે કેમ કરશો?

પ્રશ્ન ૩૮—સૂત્રની બાબતનો ખુલાસો તો સૂત્રથીજ થઇ શકે છે, એકે વાત સૂત્ર બહાર નથી.

ઉત્તર—વાહ! તો તો જોઇએજ શું? અપેક્ષા કે ટીકા ટબા કે પરંપરા વિના જો સૂત્રમાં મૂળ પાઠથી કોઇ ખુલાસા કરી આપતું હોય તો અત્રે બે ચાર દાખલા ટાંકી ખુલાસો કરવા માગીએ છીએ.

પ્રથમ તો એ કે—છેદ સૂત્રમાં પ્રાયશ્ચિતના માટે ૧૦ બોલ કહ્યા છે તે એ કે—ભીન માસ ૧. લઘુ માસ ૨. ગુરૂ માસ ૩. ચઉ લઘુ ૪.

ચઉ ગુરૂ ૫. ખટ લઘુ ૬. ખટ ગુરૂ ૭. ઉવઘાઇ ૮. અણુધાઇ ૯. મૂળ છેદ ૧૦. આ ૧૦ બોલને માટે મૂળ સૂત્ર પાઠથી શું ખુલાસો આપો છો?

૨. બીજો દાખલો એ કે—સિદ્ધાંતનો મૂળ પાઠ ભગવની મંડાતાં णमो अरिहंताणं આ પાઠ ઉપર એવો અર્થ થાય કે નમસ્કાર હો અરિ કે'તાં વેરીના હણનારને. વેરીના હણનાર તે તો રાજા પ્રમુખ સર્વ પોતપોતાના વેરીને હણે છે, માટે સૂત્ર પાઠ પ્રમાણે તો તમારે (એકાંતવાદીએ) તે અર્થ કબુલ કરવો પડશે—ત્યારે કોઇ કહે કે એ વાત તો લાગુ નહિ થાય. પણ કર્મરૂપી શત્રુને હણનારાને નમસ્કાર કહ્યો છે. તેને કહેવું કે તેવો પાઠ દેખાડો કે णमो अट्ठकम्म अरिहंताणं.

૩ તેમજ नमो लोएसव्वसाहूणं આ પાઠ ઉપરથી લોકમા રહેલા જૈનના તથા અન્યના સર્વ સાધુને નમસ્કાર થવાનો અર્થ નીકળશે, કારણ કે એવો પાઠ નથી કે—नमो लोए जिनसव्वसाहूणं આવા ઘણા પાઠના ખુલાસા ટીકા વિના મેળવી શકશો નહિ. માટે સુત્રમાં મૂલ પાઠથી ખુલાસો ન થાય એવા દાખલાનો ખુલાસો ટીકા વગેરેથી સંતોષકારક મળી આવે છે, માટે સુત્ર વચન દુઃખાય નહિ, ન્યાય માર્ગને ધક્કો લાગે નહિ અને જે બાબત ન્યાયમાં આવીને ઉભી રહે તેવી બાબતોનો ખુલાસો કદિ સુત્ર પાઠથી ન મળી આવે અને ટીકા, ભાષ્ય કે ટબાર્થથી મળી આવે તો તેનો સ્વીકાર નિર્વિવાદે કરવોજ જોઇએ. શું સોના રૂપાની પેટીમાંજ રત્ન હોય તોજ લેવું અને ખુલ્લા મેદાનમાં કે ઉકરડા ઉપર પડયું હોય તો ન લેવું? એવો ન્યાય કદિ હોયજ નહિ.

૪. કેટલાક મૂળ પાઠ એવા હોય છે કે–પાઠ પ્રમાણે પાઠ ઉપરથી અર્થ કરવા જઇએ તો તદ્દન વીતરાગના માર્ગથી યા સાધુ માર્ગથી અથવા લોકભાષામાં લોકની પ્રવૃત્તિમાં તદ્દન વિરૂદ્ધજ લાગે. એવા પણ મૂળ પાઠો હોય છે કે જેનો ખુલાસો ટીકા, ટબો કે ભાષ્ય વિના કદિ પણ નીકળી શકેજ નહિ. દાખલા તરીકે આચારાગ સૂત્રના બીજા શ્રુત સ્કંધમાં પિંડૈષણા અધ્યયનમાં मत्स खलाणीवा मंस खलाणीवा તથા मांसं मांसं भक्खेज्जा अट्ठियं अट्ठियंपठवेज्जा આનો ખુલાસો મૂળ સૂત્ર પાઠથી કેવી રીતે કરી શકો છો? તે પણ જોઇએ તો ખરા.

૫. તથા ભગવતીજીના ૧૫ મા શતકમાં રેવતીએ બે પ્રકારના પાક બનાવેલા છે, એક ઘોડા માટે અને બીજો ભગવંત માટે; તેમા મૂળ પાઠ ઉપર દ્રષ્ટિ કરો તો એવા શબ્દો છે કે જૈન ધર્મની માન્યતા પ્રમાણે

તદ્દન વિરૂદ્ધજ પડે. જો કે ટીકાવાળા વગેરે પણ જેવો જોઇએ તેવો ખુલાસો કરી શકયા નથી. તો પણ જેટલો બચાવ થાય તેટલો કર્યો છે અને યોગ્ય અભિપ્રાય આપ્યો છે અને ટબાવાળાએ વળી વિશેષ ખુલાસો કરી બતાવ્યો છે. તે બધાથી વિશેષ આશ્ચર્ય માનવા જેવો એક એવો દાખલો મળી આવ્યો છે કે જે પુસ્તકને આપણે હાથજ ન ધરીએ કે જેમાં આપણે કાંઇપણ સમજી શકીએજ નહિ એવું "ઇંગ્રેજી ડિક્ષનેરી" માંથી કપોતનો અર્થ બીજોરૂં અને કુર્કટનો અર્થ ભુરૂં કોળું શ્રી પાલણપુરના ન્યાયાધીશ ડુંગરશી ભાઇએ એ પ્રકારના શબ્દો ખોળી કાઢયા હતા. કારણ સંવત્ ૧૯૭૪મા પ્રશ્નોત્તર કર્તાનું ચોમાસું ત્યા હોવાથી તેમને ઉપાસક દશાંગનો ઇંગ્રેજી તરજુમો તેઓ વંચાવતા. તેમાં ભગવતીજીના પંદરમા શતકના અધિકારમા મહાવીર સ્વામીના સંબંધે રેવતી ગાથાપતણીએ કરેલા પાકનો અર્થ હેરલ સાહેબે મૂળ પાઠ ઉપરથી બિલાડીએ મારેલ કુકડાનો કરેલ હોવાથી ડુંગરશીભાઈ ન્યાયાધીશે ડીક્ષનેરીમાંથી ઉપર લખેલા શબ્દો ખોળી કાઢયા. તો વિચાર કરો કે આ અર્થ સર્વ જૈન વર્ગને માન્ય કરવા જોગ ખરો કે કેમ ? એક વાર નહિ પણ હજાર વાર કબૂલ કરવુંજ પડશે. તો પછી જે બાબતનો ખુલાસો સૂત્ર પાઠથી ન મળી આવે તો પછી ગમે ત્યાંથી પૂરતો ખુલાસો મળી આવે તો શા માટે સ્વીકાર ન કરવો ? અર્થાત્ ખુશીથી સ્વીકાર કરવો, પરંતુ કોઇ સૂત્રના મૂળ પાઠથી ખુલાસો કરી આપતું હોય તો તે પણ જોઇએ.

૬. નિશીથ સૂત્રમાં કહ્યું છે કે—जे भिक्खु अणउग्गए सूरे उच्चार पासवण परठवेज्जा તો પ્રાયશ્ચિત આવે તો વિચારો કે સૂર્ય ઉગ્યા વિના ઉચ્ચાર પાસવણ (દસ્ત માત્રુ) પરઠવવું નહિ, જો એમ હોય તો શું રાત્રિએ રાખી મૂકે ? સિદ્ધાંતમા તો ઉચ્ચાર પાસવણમાં અંતર્ મુહૂર્ત કાળ ગયે અસંખ્યાતા સમૂર્છિમ મનુષ્યની ઉત્પત્તિ કહી છે, તો રાત્રિએ પરઠવ્યા વિના કેમ ચાલે ને સૂર્ય ઉગ્યા વિના પરઠવે તો પ્રાયશ્ચિત લાગે. માટે એ એ વાતનો મેળ કેમ મળે ? માટે અર્થ ઉપરથી કે ગુરુગમ્યથી તેનો ખુલાસો થાય ,છતાં કોઇ મુળ પાઠથી ખુલાસો કરી આપશે તો જોઇશું.

૭. હવે સાતમો દાખલો—દશા શ્રુતસ્કંધ સૂત્રમાં કહ્યું છે કે—પડિમાધારી સાધુને કલ્પે સૂર્ય આથમે ત્યાજ જળને વિષે તથા સ્થલને વિષે જાવત્ ખાડ, ગુફા સમ કે, વિષમ જગ્યાએ જ્યાં હોય ત્યાજ રાત્રિ રહેવું, વસવું કલ્પે, ત્યાંથી એક પગલું પણ આઘે જવું કલ્પે નહીં એમ

કહ્યું છે તો શું નદી ઉતરતાં દિવસ આથમે તો નદીમાંજ ઉભા રહે? તે કેમ સંભવે?

ઇત્યાદિક ઘણા પાઠ દુર્ગમ્ય છે. તે પાઠ ઉપરથી અર્થ કરતાં ઉલટું વિપરીતજ સમજાય; માટે ટીકા, ભાષ્ય, ટબાર્થ કે ગુરૂ ગમ્ય વિના સુગમ અર્થ સમજાય નહિ. તેમજ માહણ શબ્દે શ્રાવક ખુલ્લી રીતે ટીકાવાળા તથા ભાષ્યવાળા તથા ટબામાં પ્રગટ કરી ગયા છે. સિદ્ધાંતમાં શ્રાવકને ઘણા નામે બોલાવ્યા છે, શ્રાવકને શ્રાવક, શ્રમણોપાસક, ગારત્થા, આર્ય, ચૈત્ય અને અંતેવાસી કહ્યા છે, તેમજ માહણ પણ કહ્યા છે.

પ્રશ્ન ૩૯—ત્યારે કોઇ કહે કે માહણના અર્થમા મહણો મહણો શબ્દના કહેનાર એમ કહ્યું છે, તો મહણો મહણો શબ્દનો ઉપદેશ તો તીર્થંકર તથા સાધુજ કરે?

ઉત્તર—અહો દેવતાના વ્હાલા! શ્રાવકે ઉપદેશ દીધો એવું કોઇ સૂત્રમાં ચાલ્યું છે કે નહિ? જો ચાલ્યું છે તો તેનો ઉપદેશ મહણો મહણો હોય કે તેથી ઉલટો હોય? જેવો ઉપદેશ તીર્થંકર મહારાજનો તેવોજ એટલે તેમણે પ્રરૂપેલો તેને અનુસરીને સાધુ તથા શ્રાવક ઉપદેશ દે છે એમ જો સૂત્રની સાખે કબૂલ થાય તો મહણો મહણો શબ્દના પ્રરૂપનાર માહણ શબ્દે શ્રાવક કબૂલ કરો. ભગવતીજીમાં ઉપદેશના દેવાવાળા સમણ માહણ બન્ને કહ્યા છે, ત્યાં શ્રમણ એટલે સાધુ અને માહણ એટલે શ્રાવક કહ્યા છે, અને ઠાણાંગ ઠાણે ૧૦ મે બાબુવાળા છાપેલ પાને ૫૮૯ મે પહેલી પુઠીમાં તેજુલેશ્યાના અધિકારે તથારૂપના સમણ માહણનો અર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે તે સાંભળો ટીકા—

श्रमण तपोयुक्तं माहनं माहनया विनाशयेत्येव प्ररूपणा कारिणं.

બસ અહિંયાં માહણ શબ્દે શ્રાવક પણ "મહણો મહણો કોઇ જીવનો વિનાશ ન કરો" એવો ઉપદેશ એવી પ્રરૂપણા કરતા ખુલ્લી રીતે કહ્યા છે.

પ્રશ્ન ૪૦—માહણ શબ્દના અર્થમા એમ કહ્યું છે કે—પોતે હિંસા થકી નિવર્ત્યા અને બીજાને કહે કે મહણો, માટે શ્રાવકને માહણ કેમ કહીએ? શ્રાવક તો હિંસા થકી નિવર્ત્યા નથી.

ઉત્તર—પડિમાધારી શ્રાવકને કઈ હિંસા મોકળી છે? અગ્યારમી પડિમા અંગીકાર કર્તા સર્વથા હિંસાથી નિવર્ત્યા છે. ને દશા શ્રુત સ્કંધમાં તો ત્યાં સુધી કહ્યું છે કે—જેવો ધર્મ સમણ નિગ્રંથ પાળે છે. તેવોજ ધર્મ તે શ્રાવક પડિમાધારી પણ પાળે છે. માટે હિંસા થકી પોતે નિવર્ત્યા છે ને

બીજાને પણ મહણો મહણો શબ્દ કહી બોધે એવા માહણ શબ્દે શ્રાવક જાણવા.

પ્રશ્ન ૪૧—માહણને કેટલેક ઠેકાણે તપસ્વી તથા બ્રહ્મચારી તથા મહાનુભાગ કહ્યા છે, તો શ્રાવકને એ શબ્દ કેમ લાગુ થાય?

ઉત્તર—પડિમાધારી શ્રાવક અભિગ્રહધારી હોય છે, માટે તપસ્વી કહીએ અને કોઇ ઠેકાણે એમ પણ કહ્યું છે કે—પહેલી પડિમામા એક માસ સુધી એકાંતર ઉપવાસ એમ ચડતી પડિમાએ જેટલામી પડિમા તેટલા માસના તેટલા તેટલા ઉપવાસે ચડતા જાવત્ અગ્યારમી પડિમા અગ્યાર માસની તેમાં ૧૧ અગ્યાર ઉપવાસના પારણા કરે. અને એકેક માસમાં છ છ પોષા તો અવશ્ય કરે. માટે તપસ્વી પણ કહીએ. અને છઠ્ઠી પડિમાથી સર્વથા બ્રહ્મચર્ય પાળે છે, માટે બ્રહ્મચારી કહીએ અને ધર્મ અનુષ્ઠાનરૂપ ઋદ્ધિ પ્રાપ્ત થવાથી મોટા ભાગ્યના ધણી (મહાનુભાગ) કહીએ માટે જે જે અર્થ માહણ શબ્દના ફેલાવ્યા છે. તે શ્રાવકના ગુણ નિષ્પન્નનાજ જાણવા

પ્રશ્ન ૪૨—ત્યારે કોઇ કહે કે-તે ગુણ તો સાધુમા પણ છે, તો સાધુ કેમ ન કહ્યા?

ઉત્તર—સૂયગડાંગજીના બીજા શ્રુતસ્કંધમા અધ્યયન ૨ જે-તથા ઉવવાઇજીમાં શ્રાવકને સાધુ કહ્યા છે અને ગુણઠાણાના થોકડામા શ્રાવકને સુસાધુ પણ કહ્યા છે, વાંચો પાંચમા ગુણસ્થાનનું લક્ષણ તથા દશાશ્રુતસ્કંધમાં સમણભુયા શ્રમણ નિગ્રંથની બરાબર ખુલ્લા પાઠે કહ્યા છે, એટલે જેવા ગુણ સાધુના તેવાજ ગુણનો ધણી અગ્યારમી પડિમાવાળો શ્રાવક કહ્યો છે. માટે ઉપદેશ કે ભિક્ષાચરી પ્રમુખમા સમણ માહણ બે શબ્દ સાથે જોડવાનું કારણ એજ જણાય છે કે-તે બન્ને તથારૂપના ગુણના અધિકારી હોવાથી તીર્થંકરના પ્રવચને સાધુ જમણી બાહ અને શ્રાવક ડાબી બાંહ ગણી સમણ માહણ શબ્દથી સાધુની સાથે શ્રાવકને સરખાજ ગણ્યા છે. છતા પડિમાધારી જેવા શ્રાવકને આહારાદિક દેતા એકાંત પાપ કહેનારની બુદ્ધિ કેવા પ્રકારની સમજવી? તે ડાહ્યા લોકોએ વિચાર કરવાનો છે

પ્રશ્ન ૪૩—શિષ્ય-સાધુ જેવા પડિમાધારી શ્રાવકના દાતાર-તેને નિર્દોષ દાનના દેવાવાળાને એકાંત પાપ થાય છે, આમ કેટલાકનું માનવું થાય છે તેનું શું કારણ?

ઉત્તર—કેટલાક એકાંતવાદીઓનું એમ માનવું છે કે-માત્ર સાધુનેજ આપવામા ધર્મ, તેમાં પુણ્ય અને નિર્જરા રહેલ છે, કારણ કે તેમા સયંપ

પણ રહ્યું છે. બાકી તમામમાં અસંયમ રહ્યો છે, માટે અસંયમીને આપતાં ભગવંતે એકાંત પાપ કહેલ છે. આવી દૃષ્ટિએ શ્રાવકને આપતા પણ પાપ થાય છે, આવી શ્રદ્ધાવાળાએ આગળ પાછળનો વિચાર કર્યો હોય એમ જણાતું નથી.

હવે જે પડિમાધારી શ્રાવકને આહારાદિક દેતાં પાપ માને છે, તેને પૂછવું કે—અગ્યારમી પડિમાના ધારક શ્રાવકને આહારાદિકની વિરતિ તથા તેનો કલ્પ ધર્મમાં કે અધર્મમાં ? જો અધર્મમાં કે ધર્માધર્મમાં કહે તો કહેવું કે—સૂયગડાંગ શ્રુતસ્કંધ બીજે અધ્યયન બીજે—તથા ઉવવાઇ પ્રશ્ન ૨૦ મે—શ્રાવકને—धम्मेणंचेव वित्तिकप्पेमाणा विहरइ એવા કહ્યા છે. તો વિત્તિ શબ્દે આહારાદિકની વૃત્તિ, કપ્પે કે'તા તે પડિમાધારી શ્રાવકનો કલ્પ, ચેવ ઇતિ નિશ્ચે ધમ્મેણં કે'તા ધર્મ રૂપજ છે; એટલે સર્વ કાર્યમાં ધર્મને આગળ કરીને કપ્પેમાણા કે'તાં પોતાના કલ્પને જાળવતા થકા વિહરઇ નામ વિચરે છે, માટે તેનું ખાવું પીવું વગેરે સર્વ કાર્ય ધર્મમાંજ છે.

તેમજ આચારાંગના પહેલા શ્રુતસ્કંધમાં અધ્યયન પાંચમે—ઉદ્દેશે બીજે મંડાતાં કહ્યું છે કે—સાધુને તથા અગ્યારમી પડિમાધારી શ્રાવકને તથા પચ્ચખાણી શ્રાવકને અર્થવાળાએ ટબામાં અણારંભી જીવી કહ્યા પોતાના દેહ નિર્વાહને અર્થે નિરવદ્ય—દોષ રહિત સાધુવૃત્તિએ આહારાદિક લઇ ઉપજીવિકા કરતા પંકજની પેરે નિર્લેપ કહ્યા છે.

અને આ ઠેકાણે ભાષાંતરમાં કલમ (૨૭૫ મે) કહ્યું છે કે—આ જગતમાં જે કોઇ નિરારંભી (અહિંસક) થઇ વર્તે છે, તેઓ ગૃહસ્થો પાસેથીજ નિર્દૂષણ (દૂષણ રહિત) આહારાદિક લઇ અણારંભીપણે રહે છે. (૨૭૫)

પ્રશ્ન ૪૪—અહિં કોઇ કહે કે—શ્રાવકને અપ્પારંભી કહ્યા છે, ને તમે અણારંભી શા આધારે કહો છો ?

ઉત્તર—અમે અમારા ઘરનું કહેતા નથી, પણ સૂત્રના આધારે કહીએ છીએ. સમવાયાંગજીના ૧૧ મા સમવાયમાં તથા દશાશ્રુતસ્કંધમાં કહ્યું છે કે—પડિમાધારી શ્રાવક ૮ મી પડિમાએ પોતે આરંભ કરે નહિ, ૯ મીએ અનેરા પાસે કરાવે નહિ, ૧૦ મીએ આરંભ કરી આપે તે લે નહિ, ૧૧ મીએ સમણભુયા જેવી રીતે શ્રમણ નિર્ગ્રંથ ઇરિયાસમિતિએ વર્તતા ૪૨, ૪૭, ૯૬ દોષ રહિત આહારાદિકની ગવેષણા કરે, તેમજ ૧૧ મી પડિમાધારી શ્રાવક નિર્દોષ આહાર લે માટે અણારંભી છે, અપ્પારંભી જે કહ્યા છે, તે તો સમુચ્ચે સર્વ શ્રાવકને આશ્રીને કહેલ છે, પણ પડિમાધારી માટે

તો અલ્પ શબ્દ અભાવવાચી સમજવો, જેમ જેમ પડિમાએ ચડતા જાય છે તેમ તેમ ગુણે પણ ચડતા જાય છે, માટે પડિમાધારી જ્યારે આરંભનો ત્યાગ કરે ત્યારે ત્યારે અણારંભી કહેવાય.

પ્રશ્ન ૪૫—પડિમાધારી શ્રાવકનું ખાવું સાવદ્ય કે નિરવદ્ય ?

ઉત્તર—દશાશ્રુતસ્કંધમાં પડિમાધારી શ્રાવકનો આહાર નિરવદ્ય કહ્યો છે. આહારનો હેતુ ખાવાનો છે, માટે આહાર નિરવદ્ય તો ખાવું પણ નિરવદ્ય છે, અર્થાત્ નિરવદ્ય આહાર કરે માટે નિરવદ્ય.

પ્રશ્ન ૪૬—ત્યારે કોઇ કહે કે-શ્રાવકે આહારનો ત્યાગ કર્યો નથી, માટે જેટલો ત્યાગ કરે તેટલો નિરવદ્ય અને ત્યાગ ન કરે તેટલો સાવદ્ય

ઉત્તર—સાધુએ પાચ મહાવ્રત આદર્યાં ત્યારે તેમણે આહારનો ત્યાગ કર્યો છે કે કેમ ? જો નથી કર્યો તો તમારા કહેવા પ્રમાણે તે પણ સાવદ્યમા ગણાશે ને જો ત્યાગ કર્યો છે કહેશો તો ખાવું કેમ કલ્પે ?

પ્રશ્ન ૪૭—ત્યારે કોઇ એમ કહે કે-સાધુએ તો સાવદ્ય કરણીનાં પચ્ચખાણ કર્યાં છે, માટે તેમનું ખાવું નિરવદ્ય છે

ઉત્તર—તો પડિમાધારી શ્રાવકને પણ સાવદ્યનાં પચ્ચખાણ છે, માટે તેનું ખાવુ પણ નિરવદ્ય તેમા વાધો શો ?

પ્રશ્ન ૪૮—કેટલાક કહે છે કે-ઉવવાઇ સૂત્રમા પ્રશ્ન ૨૦ મે શ્રાવકને શબ્દ, રૂપ, રસ, ગધ ને સ્પર્શનો કેટલોક ત્યાગ છે ને કેટલોક ત્યાગ નથી. માટે જેટલો ત્યાગ તેટલે અશે વ્રત અને જેટલો ત્યાગ નથી તેટલે અશે અવ્રત. માટે પડિમાધારી શ્રાવક રસ શબ્દે આહાર કરે તે અવ્રતમાં ગણાય.

ઉત્તર—ઉવવાઇ સૂત્રના ૨૦ મા પ્રશ્નમા શ્રાવકને શબ્દ, રૂપ, રસ, ગધ, સ્પર્શ સબંધી કેટલોક ત્યાગ છે, ને કેટલોક ત્યાગ નથી તે વાત સત્ય છે, પણ પ્રશ્ન ૨૧ મા મધ્યે સાધુને તે પાચેના સર્વથા ત્યાગી કહ્યા છે, તો ત્યા પણ રસ શબ્દે આહારનો પણ સર્વથા ત્યાગ થયો, તો સાધુ આહાર કેમ કરે છે ?

અહિયા સમજવાનુ એટલુંજ છે કે-વીશમા પ્રશ્નમા કહેલ વ્રત અવ્રત તે સમુચ્ચે સર્વ શ્રાવક આશ્રી છે, એટલે એ પાચે વિષય માહેલો કેટલોક ત્યાગ છે, ને કેટલોક ત્યાગ નથી, અને સાધુને એ પાચે વિષયનો ત્યાગ છે, પણ ખાવાનો કે જોવાનો કે સાભળવા વગેરેનો ત્યાગ નથી. પણ જેમ સાધુને પાચે વિષય વિકારનો સર્વથા ત્યાગ છે તેમ સમુચ્ચે કેટલાક શ્રાવકને કેટલોક

ત્યાગ છે ને કેટલોક ત્યાગ નથી, પણ પડિમાધારી શ્રાવકને તો સાધુની પેઠે પાંચે ઇંદ્રિયોના વિષય વિકારનો ત્યાગજ હોય તેમાં કાંઇ આહારાદિક ખાવા પીવાનો કે દેખવા સાભળવાનો નિષેધ થતો નથી. માટે જેમ સાધુ આહારાદિક કરે તે વ્રતમાં તેમ પડિમાધારી સમણુભુયા શ્રાવક પણ આહાર કરે તે વ્રતમાં, જેમ સાધુ વ્રત રાખી આહાર કરે, તેમ પડિમાધારી શ્રાવક પણ વ્રત રાખી આહાર કરે, કોઇ વ્રત અલગાં મૂકી આહાર કરતા નથી.

પડિમાધારી શ્રાવકનું ખાવું પીવું આહારાદિક અવ્રત હોય તો ભગવંત તેવી ક્રિયા કેમ બતાવે? માટે વ્રતમા રહી સાધુ કે શ્રાવક જે ક્રિયા કરે તે વ્રતમાંજ ગણાય. જો પડિમાધારી શ્રાવકનો આહાર અવ્રતમાં હોય તો તે શ્રાવક પોતાના અર્થે લાવેલો આહાર તેમાંથી કદિ સાધુને વહોરાવે તો લેવો કલ્પે કે કેમ? જો કલ્પે તો અવ્રત સાધુને લેવી કેમ કલ્પે? તેમજ અન્ય શ્રાવક કે કોઇ ગૃહસ્થ વ્રત પચ્ચખાણ વિનાના તેના આહારાદિક તમારા હિસાબે અવ્રતમાં ગણાય તો સાધુને અવ્રત લેવી કેમ કલ્પે? અહિંયાં બહુજ વિચાર કરીને ભાષણ કરવાનું છે. સાધુનું કે પડિમાધારી શ્રાવકનું મુખ કે ખાવું પીવું કે આહારાદિક કાંઇ અવ્રતમાં નથી. તેમજ કોઇ એકાંતવાદી જો સાધુનો આહારાદિક વ્રતમાં કહે તો સાધુ તેનો ત્યાગ કેમ કરે છે? વ્રત આદરવાથી કલ્યાણ કે વ્રત ત્યાગવાથી કલ્યાણ? એ જરા વિચાર કરવો જોઇએ.

પ્રશ્ન ૪૯.—અહિંયાં કોઇ એમ કહે કે–પડિમાધારી શ્રાવકનો આહાર તો સાવદ્ય છે.

ઉત્તર—એમ બોલતા પ્રત્યે કહીએ કે–શ્રાવકના પાત્રામાં પડેલો આહાર જો સાવદ્ય કહીએ તો તે સાધુને ખપે કેમ? તે પછી ગૃહસ્થના પાત્રમાં રહેલો આહાર તે પણ સાવદ્ય માનતા હશો? એવી માન્યતાવાળા સાધુના પાત્રામા પડેલુંજ નિરવદ્ય, અને તે સિવાયનું સાવદ્ય માનવાવાળાના પાત્રામાં પોતે નિરવદ્ય કેવી રીતે લીધું કહેવાય? માટે એમ કદિ હોયજ નહિ. પડિમાધારી શ્રાવકનો આહાર સાવદ્ય કે નિરવદ્ય કાંઇ કહેવાય નહિ. આહાર તો પુદ્ગલ છે, પુદ્ગલને છયે કાયનો આરંભ કરી પચેપચાવે તે સાવદ્ય તે તો અગ્યારમી પડિમાવાળા શ્રાવકને તો ત્યાગ છે અને છકાયના આરંભ રહિત નિર્દોષ ભિક્ષાવૃત્તિથી આહારાદિ ભોગવે તે તો નિરવદ્ય છે, માટે નિરવદ્ય વૃત્તિવાળા અને નિરવદ્ય ભોગવવાવાળાને સાવદ્ય કેમ લાગે? અર્થાત્ નજ લાગે.

પ્રશ્ન ૫૦.—ત્યારે કોઇ કહે કે-શ્રાવકને હજી પુદ્‌ગળ ઉપરથી મૂર્છા ઉતરી નથી માટે સાવદ્ય.

ઉત્તર—પુદ્‌ગલ ઉપર મૂર્છા તે સાવદ્ય નહિ, સાવદ્ય તો છકાય માંહેલી હિંસા થાય તે. તે તો સાધુ અને પડિમાધારી શ્રાવક બન્નેને સાવદ્ય કૃત્યનો ત્યાગ છે અને પુદ્‌ગલ ઉપર મૂર્છા તે તો સરાગ સંયમીને પણ રહેલ છે, કે જેથી દેવલોકનો બંધ પડે છે. સાખ ભગવતીજીના બીજા શતકના પાચમા ઉદ્દેશાની. વળી મૂર્છા ભાવે સાધુને પણ પરિગ્રહ કહ્યો છે. સાખ દશવૈકાલિક સૂત્રના ૬ ઠ્ઠા અધ્યયનમાં ગાથા ૨૧ મીની मुच्छा परिग्गहो वुत्तो ઇતિ વચનાત્ સાધુને પરિગ્રહનો ત્યાગ છે, પરંતુ આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર ઉપર મૂર્છા કરે તો ભગવંતે પરિગ્રહ કીધો અને અમૂર્છાભાવે સંજમને ઉપષ્ટભ કીધો—મૂર્છા પરિગ્રહથી વ્રતનો ભંગ થતો નથી, વ્રતનો ભંગ તો ધાતુ પરિગ્રહથી થાય છે. વળી ઉત્તરાધ્યયનના ૩૨ મા અધ્યયનમા શબ્દ, રૂપ, રસ, ગંધ ને સ્પર્શ તે કાંઇ બગાડ કરતા નથી, બગાડ તો પોતાનું ગૃદ્ધીપણું કરે છે. વળી તેજ અધિકારે કહ્યું છે કે—શબ્દનાં પુદ્‌ગલોને કાને પડવાનો સ્વભાવ છે, ને કાનને સાભળવાનો સ્વભાવ છે. પણ મનોજ્ઞ જાણી રાગ કરે, અને અમનોજ્ઞ જાણી દ્વેષ કરે, તો રાગ ને દ્વેષ બેઉ કર્મના બીજ છે, માટે રાગ દ્વેષ રહિત પ્રવર્તતાં દોષ નહિ.

પ્રશ્ન ૫૧—ત્યારે કોઇ કહે કે—તે તો સાધુ ટાળી શકે, શ્રાવક શી રીતે ટાળી શકે ?

ઉત્તર—શ્રાવક પણ શબ્દાદિકનો વિષય ટાળે છે. સાખ જ્ઞાતાજીના ૧૨ મા અધ્યયનની સુબુદ્ધિ પ્રધાને ફરસોદક ખાઇના પાણીની દુર્ગંધ આવવાથી પણ રાગદ્વેષ ન કર્યો; બીજા લોકોએ નાક આડા લુગડા દીધા, સુબુદ્ધિ પ્રધાને ન દીધા. તેમજ પડિમાધારી શ્રાવક ફાસુક નિર્દોષ આહારાદિક જેવો મળે તેવો ભોગવતા રાગદ્વેષ ન કરે એમ ઘણા અધિકાર છે. પરતુ સાધુ નિર્દોષ આહારાદિ લાવી ગૃદ્ધીપણે ભોગવે તો સદોષ આહાર—દોષ સહિત આહાર ભોગવતો ભગવતે કહ્યો છે અને પડિમાધારી શ્રાવક ફાસુક આહાર લાવી અગૃદ્ધીપણે ભોગવે તો નિર્દોષ છે.

પ્રશ્ન ૫૨—ત્યારે કોઇ કહે કે—તેને નિર્દોષ આહાર કરવાની આજ્ઞા સાધુ કેમ ન દે ?

ઉત્તર—સાધુનો કલ્પ નહિ. જેમ જિનકલ્પી સાધુ સ્થવિરકલ્પીને આજ્ઞા ન દે તેમ સાધુ, પડિમાધારી શ્રાવકને આજ્ઞા ન દે. જો પડિમાધારી શ્રાવકનો આહાર સાવદ્ય હોય તો સાવદ્ય કરણી ભગવંત કેમ બતાવે? વળી સાવદ્ય કૃત્યના તો પડિમાધારી શ્રાવકને ત્યાગ છે. જો સાવદ્ય આહાર કરે તો પડિમા ભાંગે માટે પડિમાધારી શ્રાવકનો આહાર સાવદ્ય કહે તેને મહા દોષ લાગે. તેને મોટું આળ દીધું કહેવાય.

પ્રશ્ન ૫૩—કોઇ કહે કે–સાધુને આહારાદિક દેવાનું ફળ ચાલ્યું છે, પણ શ્રાવકને આહારાદિક દેવાનું ફળ કયાં ચાલ્યું છે?

ઉત્તર—ભગવતીજીના ૭ મા શતકના પહેલા ઉદ્દેશે તથા આઠમા શતકના ૬ ઠ્ઠે ઉદ્દેશે–તથારૂપના સમણ માહણને ફાસુક નિર્દોષ આહારાદિક દેતાં એકાંત નિર્જરા કહી છે. અને સાતમે શતકે તો સમાધિ પ્રાપ્ત થવા સાથ છેવટે મોક્ષ ફળ પણ સૂચવ્યું છે, ત્યાં સમણ શબ્દે સાધુ અને માહણ શબ્દે પડિમાધારી શ્રાવક સમજવા.

પ્રશ્ન ૫૪.—સિદ્ધાંતમાં ખુલ્લી રીતે શ્રાવકને આપવાનું ફલ ચાલ્યું નથી, તો નિર્જરા કેમ કહી શકાય?

ઉત્તર—સિદ્ધાંતમાં હોય તેજ માનવું એટલે અપેક્ષાવાચી કે અર્થ રૂપે હોય તે નહિ, પણ ખુલ્લા પાઠથી હોય તેજ માનવું એવો જો આગ્રહ હોય તો કેવળીને આહારાદિક દેવાનું શું ફલ છે? તેમજ આર્યાજીને આહારાદિક દેવાનું ફળ કયા સૂત્રમાં ચાલ્યું છે? તે તમારે સિદ્ધાતથી નિશ્ચે કરી આપવું પડશે. સાધુનેજ આપવાથી એકાત નિર્જરા અને અ-સંજતી, અવ્રતી અપચ્ચખાણીને આપવાથી એકાંત પાપ. તો પડિમાધારી શ્રાવકને આપવાથી શું ફળ? તે પક્ષપાત મૂકી વિચાર કરશો તો ખુલ્લી રીતે જણાઇ આવશે કે આવો ભગવતે સ્વીકારેલો આરાધક પદનો ધણી તેને આપવાથી એકાત પાપ થાય એમ માનવું તે આત્માની કેટલે દરજ્જે અવળાઇ છે! આવી શ્રદ્ધાવાળાનો આત્મા કેટલી મોટી ભૂલ ખાય છે, તે અભ્યંતર જ્ઞાન નેત્ર ખુલ્યા વિના સમજાશે નહિ.

પ્રશ્ન ૫૫.—પડિમાધારી શ્રાવકને દાન દેવું તે ધર્મ દાન કે અધર્મ દાન?

ઉત્તર—ધર્મીને દાન દેવું તે ધર્મ દાન, અને અધર્મીને દાન દેવું તે અધર્મદાન સૂયગડાંગ સૂત્ર શ્રુતસ્કંધ ૨ જે અધ્યયન ૨ જે તથા ઉવવાઈ પ્રશ્ન ૨૦ મે શ્રાવકને ધર્મી કહ્યા છે, અને શ્રાવકને ધર્મ પક્ષમાં દાખલ

કર્યા છે. તથા સૂયગડાંગ શ્રુ ૨ જે અધ્યયન ૨ જે બોલ ૭૫ મો તથા અધ્યયન ૭ મે બોલ ૨૧ મો શ્રાવકને ધમ્મિયા, ધમ્માણુયા, સુશીલા, સુવયા ઇત્યાદિક કહ્યા છે. માટે ધર્મદાનમાજ ગણાય.

પ્રશ્ન ૫૬.—ત્યારે કોઇ કહે કે-પડિમાધારી શ્રાવકનું ખાવું પીવું નિરવદ્ય છે, ધર્મદાનમા છે તો તેને સાધુ આહારાદિક દે કે નહિ તથા તેને ખાવાની આજ્ઞા આપે કે નહિ?

ઉત્તર—જો કે પ્રથમ આનો ખુલાસો આવી ગયો છે, તોપણ પ્રશ્ન-કારને ઉત્તર દેવો યુક્ત જાણી તેના જવાબમાં સાધુનો તે કલ્પ નથી. માટે ન દે. જેમકે જિનકલ્પી સાધુ સ્થવિરકલ્પીને આહારાદિક ન દે. આહાર કરવાની આજ્ઞા પણ ન આપે. તે કાંઇ પાપ જાણીને નહિ, પણ તેમનો કલ્પ નથી માટે. હવે જેમ સાધુ પડિમાધારી શ્રાવકને આહાર કે આજ્ઞા ન આપે તેમજ જિનકલ્પી સાધુ સ્થવિરકલ્પી સાધુને તથા શ્રાવકને બન્નેને આજ્ઞા ન આપે તે પોતાનો કલ્પ જાળવવા માટે અન્યથા નહિ.

પ્રશ્ન ૫૭—દશવૈકાલિક સૂત્રમાં ચોથા અધ્યયને જેમ સાધુને છ કારણ (ચાલવું ૧ ઉભુ રહેવું ૨ બેસવું ૩ સૂવું ૪ જમવુ-ખાવું ૫ અને ભાષાનુ બોલવું ૬) જતનાએ કરવા કહેલ છે, તેમ શ્રાવકને કેમ કહેલ નથી?

ઉત્તર—અહો મહાનુભાવ! દશાશ્રુતસ્કધમા તે વિષેનો ખુલ્લો પાઠ છે કે—જેવો સમણ નિગ્રથનો ધર્મ તીર્થંકરે કહ્યો તેવોજ ધર્મ પડિમા-ધારી શ્રાવક ફરસે, પાળે. તેમજ ઇર્યા શોધીને ચાલે, એટલે સંજયા મેવ परक्कमेजा તે સયતિની પેઠેજ જતના સહિત પરાક્રમ કરે, અર્થાત્ જે પ્રમાણે ઇર્યાદિ સમિતિએ શ્રમણ નિગ્રથ વર્તે તે પ્રમાણે ૧૧ મી પડિમાધારી શ્રાવક પાચે સમિતિ સહિત વર્તે, એટલે છએ બોલે જેવી રીતે સાધુ વર્તે તેવીજ રીતે યતના સહિત પડિમાધારી શ્રાવક પણ વર્તે, સાધુને શ્રાવક બન્ને વીત-રાગની આજ્ઞાને આગળ કરીને ચાલનારા છે. માટે બન્નેને છયે બોલે જતના પ્રધાન હોવાથી પાપના અધિકારી નથી. દાખલા તરીકે-ચાર દીકરાના પિતાએ મોટા દીકરાને ઉદ્દેશીને હિતહિક્ષા આપી તે હિતશિક્ષા ચારમાહેથી ગમે તે દીકરો ગ્રહણ કરે તો શુ તેને લાભદાયક ન થાય? અર્થાત્ થાયજ તે ન્યાયે માનો કે છ બોલ યતનાએ વર્તવાના સાધુને કહ્યા, પણ તે પ્રમાણે શ્રાવક વર્તે તો તેને પણ લાભ થાયજ, સાધારણ રીતે તુગીયા નગરીના શ્રાવકો વગેરે ઘણા શ્રાવકોએ ભગવતનુ તથા સાધુનું આવાગમન સાભળીને વિચાર કર્યો કે-જેનુ નામ ગોત્ર સાભળવાથી મહા લાભ તો તેમના સનમુખ ગમન

તમારી શ્રધ્ધાએ તમારે વહોરવું કેમ કલ્પે ? કારણ, તે પણ તમારી માન્યતાએ પાપજ થયું. વળી શ્રાવક તમારી સાથે ચાલે છે, તમારી પાસે બેસે છે, તમારી સાથે વાતચીત કરે છે, તમે તેને બોલાવો છો, તે તમારે પાપ કરાવવું કેમ કલ્પે ? તમારી શ્રદ્ધા પ્રમાણે તે જતનાથી બોલે તે પણ તમારે તો પાપજ માનવું છે, માટે તમારે તો શ્રાવકને બોલાવવા પણ કલ્પે નહિ ?

પ્રશ્ન ૫૯--ત્યારે કોઇ કહે કે-શ્રાવકના નિરવદ્ય કર્તવ્યમાં પાપ નથી ; અમે તો સાવદ્યમાં પાપ માનીએ છીએ.

ઉત્તર—પડિમાધારીનું કર્તવ્ય નિરવદ્ય છે કે સાવદ્ય છે ? જો નિરવદ્ય છે તો તેનું ચાલવું જાવત્ ખાવું બોલવું છએ બોલ નિરવદ્ય માનો તેની સાથે તે પણ કબુલ કરો કે શ્રાવકના નિરવદ્ય કર્તવ્યથી ધર્મ છે.

ઉત્તરાધ્યયનના ૨૯મા અધ્યયનમા કહ્યું છે કે-જીવ પાચ ઈંદ્રિયનો નિગ્રહ કરતો રાગદ્વેષના અભાવે નવાં કર્મ ન બાંધે અને પૂર્વે કર્મ બાધ્યાં હોય તે નિર્જરે. તો પડિમાધારી શ્રાવકનું ખાવું ગૃદ્ધીપણા રહિત છે. જેવી રીતે સાધુ ખાય છે, તેવીજ રીતે પડિમાધારી શ્રાવકનું ખાવું છે-વળી ૩૨મા અધ્યયનમા પણ કહ્યું છે કે-કાંઇ ઇંદ્રિયો બગાડ કરતી નથી, તેમ ઇંદ્રિયોને ભોગ આવનાર પુદ્ગલ પણ બગાડ કરતા નથી, બગાડ તો પોતાનો વિકાર કરે છેઃ એટલે ગમતા અણગમતા પદાર્થોને વિષે રાગદ્વેષની પરિણતિ આવે તો આત્માને બગાડનો હેતુ થાય. પણ ગમતા અણગમતા ઉપર સમભાવ છે તો સાધુ અને શ્રાવક બન્નેના આત્માને હિતકારક થાય, અહિત તો પોતાની ખોટી વૃત્તિમાં છે, માટે ખરાબ વૃત્તિને બંધ પાડનાર સાધુ અને શ્રાવક બન્ને છે.

પ્રશ્ન ૬૦--સાધુની વૃત્તિ તો બંધ રહે પણ શ્રાવકની વૃત્તિ બધ કેમ રહે ?

ઉત્તર--સુબુદ્ધિ પ્રધાનનો એકજ દાખલો બસ છે કે પોતે રાજકાજ ચલાવતા છતા પોતાની વૃત્તિને કેટલે અશે કબજે રાખી, કેટલે અશે વૃત્તિનો નિગ્રહ કર્યો, કેટલે અશે રાગ દ્વેષની વૃત્તિને બંધ પાડી ? તો પછી પડિમાધારી શ્રાવકને માટે તો કહેવુંજ શું ? છતાં પડિમાધારી શ્રાવકનું ખાવું સાવદ્ય કહે છે તેને એટલુજ પુછીએ કે-તે શ્રાવકનુ કયુ કૃત્ય સાવદ્ય છે ? તેનું મોઢું સાવદ્ય છે કે તેનો આહાર સાવદ્ય છે કે તની વૃત્તિ સાવદ્ય છે ? તેનું કાઇ પણ સાવદ્ય પણ નથી તો પછી તેને શુદ્ધ ફાસુક નિર્દોષ આહારાદિકના વહોરાવનારને પાપ લાગે એવી ભાષા બોલનારાની

શી દશા સમજવી ? જો કે ભગવંતે તો એકાંત નિર્જરા કહી છે, છતાં નિર્જરા કે પુણ્ય કાંઇ પણ નહિ માનનારા અર્થાત એકાંત પાપજ માનનારા ભગવંતના તથા સૂત્રના તથા એવા તથારૂપ શ્રાવકના દ્રોહી, ભગવંતની આજ્ઞાના આરાધક કેમ કહી શકાય ?

ભગવંતે જે પ્રરૂપણા કરી તેને સૂત્ર રૂપે ગણધર મહારાજે ગુંથ્યા એટલે રચ્યા. તે સૂત્રમાં કહ્યા પ્રમાણે આપણે જાણી શકીએ છીએ કે આનંદાદિક શ્રાવકોએ પડિમાઓ અંગીકાર કરી સૂત્રમાં કહ્યા પ્રમાણે ભગવંતની આજ્ઞાના આરાધક થયેલા એવા શ્રાવકો કે જે શ્રાવકોને ભગવતે પોતેજ પોતાના પુત્રપણે માનેલા, પોતાના વડીલ પુત્રો કે જે સાધુ, તેમની પાસેના આસન પર દાખલ કરેલા એવા લઘુ વીર પુત્રો કે જેને આ દુનિયામાં પ્રસિદ્ધ કરવા સૂત્રકર્તાએ મૂળપાઠે દાખલ કરેલા છે કે—ભ. શ. ૨૦મે—ઉ ૮મે. ચાર વર્ણ કહ્યા તેમા સાધુ સાધવી, શ્રાવક શ્રાવિકા, એ ૪ને શ્રમણ સંઘ કહ્યો, એ ૪ને તીર્થ કહ્યાં.—વળી ભગવતીજી પ્રમુખ સૂત્રમાં ગૌતમાદિક સાધુને ભગવંતે मम अंतेवासी કહ્યા તેમજ ઉપાસકદશાંગ સૂત્રમા આનંદાદિક શ્રાવકને ભગવંતે પોતે मम अंतेवासी કહ્યા છે.—વળી દશાશ્રુતસ્કંધ તથા સમવાયાંગ સૂત્રમાં જેમ સાધુને સમણ કહ્યા તેમ પડિમાધારી શ્રાવકને સમણભુયા કહ્યા છે.વળી સિધ્ધાંતમા ઘણે ઠામે સાધુને માહણ કહ્યા છે તેમજ શ્રાવકને પણ માહણ કહ્યા છે.—વળી સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધમાં અધ્યયન બીજે—સાધુને અને શ્રાવકને ધર્મ પક્ષમાં ગણ્યા છે. તેમજ વળી અધ્યયન બીજે તથા ૭મે—શ્રાવકને ધમ્મીયા ધમ્માણુયાદિક કહ્યા છે તે સૂત્ર પાઠ સાંભળો

શ્રાવક કેવા છે ? તો કે अप्पारंभा, अप्पपरिग्गहा, धम्मिया, धम्माणुया, धम्मिठा, धम्मक्खाइ, धम्मप्पलोइ, धम्मपलज्जणा, धम्मसमुदायारा, धम्मेणं चेव विति कप्पेमाणा, सुसीला, सुव्वया, सुपडियाणंदासाहूहिंति.

અહિં સુધી તો સાધુઓને શ્રાવક બન્ને, ગુણે કરી સરખાજ કહ્યા છે. માત્ર પ્રથમના બે બોલનો તફાવત છે કે—ઉવવાઇના ૨૧મા પ્રશ્નમાં સાધુને अणारंभा ને अपरिग्गहा કહ્યા અને શ્રાવકને અપ્પારંભા ને અપ્પ પરિગ્ગહા કહ્યા આ બે બોલ સિવાયના ઉપરના તમામ બોલે સાધુ અને શ્રાવક સરખાજ કહ્યા છે. જો કે આ સર્વ બોલ સર્વ શ્રાવકને માટે સમુચ્ચે કહ્યા છે, પણ પડિમાધારી શ્રાવકને પ્રથમના બે બોલ માટે અપ્પ

શબ્દે અભાવ વાચી એટલે તે પણ સાધુની પેઠે અણારંભી અપરિગ્રહીજ છે. અર્થાત્ પડિમાધારી શ્રાવક સાધુનાજ જેવા કહ્યા છે.

એવા શ્રાવકને જે કોઇ અસંજતી, અવિરતી, અપચ્ચખાણી, અધર્મી કુપાત્ર ઇત્યાદિક વચનોથી બોલાવી અથવા લોકલજ્જાથી હૃદયમા તેવા જાણી ઉપરોક્ત ગુણવાળા શ્રાવકનો આહાર, પાણી, ખાવું, પીવું વગેરે પાપમાં ગણી, તેમના દાતાર જે શુદ્ધ આહારાદિકના વહોરાવનાર તેને પણ પાપ થાય છે એમ માનનારા (આ, પણ એક મોટી નિંદા કહેવાય) અર્થાત્ પડિમાધારી શ્રાવક અને તેના દાતારને પાપ રૂપી આળ આપી નિંદનારા એવા જીવોનો આત્મા ભારેકર્મી થવા સાથ ઘણો કાળ સંસારમા પરિભ્રમણ કરનારા એવાઓને પરલોકના તથા સંજમના વિરાધક કહ્યા છે સાખ સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના અધ્યયન ૭મે કહ્યું છે કે-ચારિત્રિયો ઘણાજ ગુણવંત છતો યથોક્ત સમણ માહણની (સાધુ શ્રાવકની) નિંદા કરે તે પરલોકનો તથા સંજમનો વિરાધક જાણવો.

આટલા દાખલે સાધુ અને શ્રાવક બન્નેને સૂત્રકારે સરખા ગણ્યા છે, છતાં પડિમાધારી શ્રાવક જેવાને તુચ્છ માત્ર ગણી તેને તથા તેના દાતારને પાપ માનવું એજ પોતાના હૃદયનુ ચિત્ર બતાવે છે

પ્રશ્ન ૬૧—એ વાત બધી ઠીક, પણ પડિમાધારી શ્રાવકની પડિમાનો કાળ પૂરો થયે પાછો સંસારમા (ગૃહસ્થ) જાય ત્યારે પડિમાધારી પણે કરેલા આહારાદિકથી સમારેલા—સજેલા શરીર વડે અનેક અનર્થ થાય, માટે પડિમાધારી શ્રાવકના આહારાદિકના દાતારને પાપ માનીએ છીએ

ઉત્તર——આ જ્ઞાન, આ શ્રદ્ધાવાળાને, સૂત્ર જ્ઞાનથી પ્રાપ્ત થએલુ હોય એમ જણાતુ નથી પણ કોઇ એકાંતવાદીએ પોતાની દૃષ્ટિના ફેરફારથીજ નિશ્ચે કરેલુ હોય એમ ચોકસ થાય છે આમ માનવનો હેતુ માત્ર પોતાના પક્ષની પુષ્ટિ અને વાડાનું રક્ષણ કરવાનોજ જણાય છે. એટલે પોતાના પક્ષથી જુદા પડેલા——પોતાનો પક્ષ છોડી કોઇ સાધુ અગર સાધુપણુ મૂકી સાધુના વેષે શ્રાવકપણુ નામ ધરાવનારાઓને એકાંતવાદીના પક્ષથી કોઇ આશ્રય આપી શકે નહિ એ હેતુનો લાભ તો તેને મળી ચુકયો

એટલે પડિમાધારી શ્રાવકને આહારાદિક આપવાથી પાપ માનનારાનો મૂળ આશય જે હતો તે તો આપણા જાણવામા આવી ગયો કે માત્ર પોતાનો વાડો મજબૂત રાખવા માટે. તે તરફનો લાભ લેવા જતાં બીજી

તરફનો કેટલો ગેરલાભ થયો કે જ્યારે આવી સજડ માન્યતા થઇ ત્યારે ઉપદેશ પણ તેવોજ કરવો પડે, ત્યારે સૂત્ર સંબંધી પણ જે જે સ્થળે દયા, દાન ને પુણ્યની વ્યાખ્યા આવે ત્યાં પોતાને આંચકો ખાવાનો વખત આવે, જો સીધી રીતે ઉપદેશ કરે તો પોતાનો વાડો મોળો પડી જાય અને જ્યારે વાડો મજબૂત રાખવા જાય, ત્યારે સૂત્રની વ્યાખ્યાનો ફેરફાર કરવોજ જોઇએ, એ બે તરફ અડચણમાંથી એક તરફની મુસીબત તો અવશ્ય ભોગવવીજ જોઇએ, એ વાત સ્વાભાવિક છે. દુનિયામાં માનની મારામારી ઓછી હોતી નથી. પોતાનું માન જાળવવાને માટે તેમ દુનિયાનું માન મેળવવાને માટે આત્માની કેટલે દરજ્જે હાનિ થાય છે તે ભાન રહેતું નથી. હવે જ્યારે પોતાના વાડામાંથી જુદા પડેલા સાધુ કે શ્રાવકને આહારાદિક આપતાં એકાંત પાપ. આ સવાલ ઉપરથી અનેક પ્રશ્નો ઉઠયા કે જેથી અનેક અર્થો થાપ ઉત્થાપના રચવાનો વખત આવ્યો. એટલેથી નહિ અટકતાં મોટા મોટા પુરૂષોની ભૂલો ગોતી જેને નિયંતા તરીકે માનીએ તેવા પુરૂષોની પણ ખોટ્યો આગળ ધરી પોતાની ટંગડી ઉંચી રાખવા તેની દરકાર કરી નહિ. તો પછી ઇતર પ્રાણીઓ માટે દયા, દાન કે પુણ્ય નથી એમ બોલતાં આંચકો ખાવાનો હોયજ શાનો? જે માણસ પોતાના વેગને આગળ દોડાવે છે તેને પાછળનું ભાન રહેતું નથી, પણ વાક્ય કાઢયા પહેલા એવો વિચાર ઉદ્ભવવો જોઇએ કે—આ મારા વાક્યને ધક્કો તો નહિ લાગે કે? એ પહેલો વિચાર કરીને પછી વાક્ય કાઢનારાને આ ભવ અને પર ભવ ઉભયપક્ષે ગુણ થવા સંભવ છે. એટલો પણ વિચાર લાવ્યા વિના ભગવતના સ્વીકારેલા પડિમાધારી શ્રાવકને દાન દેતાં શું થાય? આનો ઉત્તર દેતા પોતાનો પક્ષ મોળો પડવાના ભયથી પોતાના મતની મજબૂતીને માટે એકાંત પાપ કહેવા સિવાય બીજો એકે ઉપાય નથી. અને તે વચનને મજબૂત કરવાને માટે અનેક કુયુક્તિઓ ઉભી કરી છેવટે એમ કહેવું પડયું કે—પડિમાધારી શ્રાવકની પડિમા પૂરી થએ તે પાછો સંસારમાં એટલે ગૃહવાસમાં આવે ત્યારે પાછો તમામ વ્યવહાર કેળવે ત્યારે પડિમાપણામા દાતારના અન્નથી જે શરીર પુષ્ટ થએલું હોય તેનો [illegible] ગૃહવાસમા લે તેથી દાતારને પુણ્ય કે નિર્જરા [illegible] થત, માટે અમે પાપ માનીએ છીએ. આવી માન્યતાવાળાને [illegible] ઉત્તર નહિ પણ સરલ ભાષાથી ઉત્તર દેવા જોઇએ.

થયે ઘરે જઇ બેઠો. પણ સૂત્રમાં ચાલેલા તમામ પડિમાધારી છેવટે પડિમા પૂરી થયે સંથારા કર્યાનો અધિકાર સૂત્રમાં મોજુદ છે.

પ્રશ્ન ૬૨—શ્રાવકને પડિમા આદરવાનો કાળ જઘન્ય ૧-૨-૩ દિવસનો અને ઉત્કૃષ્ટો જેટલામી પડિમા હોય તેટલા માસનો કહ્યો તેનું શું કારણ? શું એક, બે, ત્રણ દિવસની પડિમા આદરી પાછા ઘરમા આવે કે કેમ?

ઉત્તર—સૂત્રનો ન્યાય જોતા પડિમાધારી શ્રાવક પડિમા પૂરી થયે ઘરમાં આવવાનો સંભવ નથી. જઘન્ય અથવા ઉત્કૃષ્ટ જે કાળ બાંધ્યો છે તે આઉખાની હદને માટે બાંધ્યો હોય એમ જણાય છે. એટલે કોઇ શ્રાવકને પોતાના આયુષ્યની હદ માત્ર ૩ દિવસની અંદરનીજ જણાય તો તે શ્રાવક તેટલી હદની પડિમા આદરી સંથારો કરી પડિમામાં પોતાનું મૃત્યુ ઇચ્છે. તેમજ જેટલી હદનું આયુષ્યનું જ્ઞાન થાય તેટલી હદમાની પડિમા અંગીકાર કરી નિરતિચારપણે શ્રાવક ધર્મનું સૂત્રોક્ત રીતે પાલન કરી આરાધકપણે કાળ કરે એમ જણાય છે. પણ પાછો ઘરમાં આવે નહિ. ઉપાસક દશાંગ સૂત્રમાં કહેલા પડિમાધારી શ્રાવકોનું તો એ પ્રમાણે જણાય છે.-કદાપિ કોઇને આયુષ્યની હદ ન જણાય અને પડિમા અંગીકાર કરે તો તેની છેવટની પડિમા પૂરી થયે સાધુપણું ધારણ કરે. એટલે કોઇ કોઇ સાધુ-ધર્મનો અભ્યાસ (મહાવરો) પાડવાને માટે પણ પડિમા અંગીકાર કરી અજમયશ કરે અને પછી સાધુપણું અંગીકાર કરે, એમ પણ બને ખરૂં. અર્થાત્ પડિમા આદરેલ શ્રાવક કાં તો પડિમામાજ સંથારો કરી કાળ કરે અને કાંતો પડિમામાથી દીક્ષા લે. પણ પાછો સંસારમાં (ગૃહવાસમાં) આવવાનો સંભવ નથી.

પ્રશ્ન ૬૩—પડિમાધારી શ્રાવક અગ્યારમી પડિમા આદરી સાધુ માફક ઉત્કૃષ્ટ અગ્યાર માસ વિચરી પાછો સંસારમા આવી ગૃહસ્થાશ્રમ ભોગવે કે નહિ? તેનો ખુલાસો સૂત્રમા નથી, તો કોઇ ગ્રંથાદિકથી ખુલાસો મળે તેમ છે?

ઉત્તર—હા, સાંભળો-આવશ્યક નિર્યુક્તિમા કહ્યું છે કે-કેટલાક શ્રાવક તો અંતર્મુહૂર્ત પછી કેટલાક યાવત્ અગ્યાર માસ (પછી પડિમા પૂરી કરીને યા પડિમામા રહીને) કાં તો સંલેખણા કરીને સંથારો કરે યા દીક્ષા લે. પણ ઘરમા ન આવે કેમકે ઘરમાં આવે તો લોકમા જૈન માર્ગની લઘુતા થાય અને પોતાની નિંદા થાય અને લોકો કહે કે હવે કરણી કરતાં થાકી

ગયા તેથી ભ્રષ્ટ થઇને ઘરમાં આવી બેઠા. તેટલા વાસ્તે ગૃહમાં ન આવે એમ કહ્યું છે.

પરંતુ માનો કે—કોઇ પડિમાધારી શ્રાવક તેની પડિમા પૂરી થયે પોતે ગૃહવાસમાં આવ્યો તેથી પડિમાને અંગે આહારાદિક વહોરાવનારે તો તેની પ્રતિજ્ઞાને ટેકો આપ્યો તેને પાપ કેવી રીતે લાગ્યું ? આહાર લેનાર અને દેનારની એકકેની પાપ બુદ્ધિ નથી, બન્નેની ધર્મ બુદ્ધિ છે, પડિમાના નિર્વાહની બુદ્ધિ છે, તેને પાપ કેવી રીતે લાગે ? અને એમ જો પાપ લાગવું કહેશો તો સાધુ પણ આઉખાની હદ સુધી સંજમ પાળે છે અને તે હદ પૂરી થયે કાળ કરી દેવગતિને પામે, ત્યાં અવ્રતી ને અપચ્ચખાણી થાય અને દેવતા સંબંધી ( દેવાંગના પ્રમુખના ) સુખ ભોગવે. તો સાધુપણામાં તેને આહારાદિકના દાતારને નિર્જરા થઇ કે પાપ થયુ ? તમારા હિસાબે તો તેને પણ પાપ થવું જોઇએ. તેમજ વળી કોઇ સાધુ પાચ દશ વરસ દીક્ષા પાળી તેના કર્મના ઉદયે તે પડવાઇ થઇ સાધુપણું મૂકી સંસારમા ગયો તો સાધુપણામા હતો તે વખતના તેના આહારાદિકના દાતારની શી ગતિ થવી માનો છો ? વળી અત્યારે જે દાતાર તમને આહારાદિક દે છે તેણે શું નિશ્ચય કરેલું છે જે આ સાધુ પડવાઇ નહિજ થાય ? વળી ઉઘાડો દાખલો દિશાચરાઓનો નજરે તરતો ઘણાં વરસ એકાંતવાદીનુ સધુપણું પાળી દીક્ષા મૂકી (સાધુપણું મૂકી) દિશાચરા થયા, તો વર્તમાન કાળે વર્તતા તેજ પક્ષના સાધુ માટે શ્રાવકને શું એવો નિશ્ચય થયો છે કે આને દાન દેવાથી આ પડવાઇ નહિ થાય ? માટે તમારી શ્રદ્ધા પ્રમાણે તો તમારી શ્રદ્ધાવાળાને તમારા વિષે પણ આશંકા રહેતી હશે, જે આપણે આ સાધુઓને આહાર પાણી વહોરાવીએ છીએ, પણ જો તે દિશાચરાઓની પેઠે પડવાઇ થશે તો આપણે વહોરાવનાર પાપે કરીને ડૂબ્યાજ પડયા છીએ, એમ કેમ ન માને ? અર્થાત માનેજ.

પ્રશ્ન ૬૪—ત્યારે કોઇ કહે કે–ના, ના. એમ તો ન હોય, દાતાર તો પાત્ર જાણી વહોરાવે છે, માટે દાતારને તો દાનનું ફળ થઇજ ચુક્યું.

ઉત્તર—તો પછી પડિમાધારી શ્રાવકને માટે પણ એમજ માનો, તેને પણ આહારાદિકના દાતાર, પાત્ર જાણીનેજ આપે છે અને પડિમાધારી શ્રાવક પણ સુપાત્ર છે, અને પોતે પણ નિષ્કપટપણે ( દિશાચારીઓની પેઠે ઠગવાની બુદ્ધિ રહિત ) સરલપણે પોતાની પડિમાનો નિર્વાહ કરવા માટે માત્ર ઉદરપુરણા રૂપ નિર્દોષ આહારનું સેવન કરી અંગીકાર કરેલી પ્રતિજ્ઞાને પાર પહોચાડે છે. તેમાં પણ વિશેષે કરીને

પડિમાધારી શ્રાવકનો અધિકાર સૂત્રમાં સંથારાજ કર્યાનો ચાલ્યો છે અને એમ પણ વૃદ્ધવાક્યથી સાંભળીએ છીએ કે પડિમાધારી શ્રાવક કાં તો સંથારો કરે કે કા તો દીક્ષા લે, તેમ ન કરે તો પડિમા પૂરી થયે આરાધક પદ મેળવી પાછા ગૃહવાસમાં આવે તો પણ સમણોપાસકની પ્રવર્જ્યાનો પાલક છે. તેના વ્રતો નિરતિચારપણે પાળે છે. ને તે આરાધકપણે કાળ કરીને શુદ્ધ દેવગતિને પામે છે. એમ સૂત્રના ન્યાયથી જણાઇ આવે છે. અને સાધુ થઇ પડવાઇ થયેલાની ગતિ તો ભગવંતે માઠીજ કહી છે. તેમાં પણ શ્રદ્ધાભ્રષ્ટ થયેલા અને આજ કોઇ સાધુ નથી, ઇત્યાદિક વિપરીત પ્રરૂપણા કરવાવાળા અથવા એ પ્રમાણે બોલવાવાળા તથા તેવી શ્રદ્ધાવાળા, સાધુના દ્વેષી સદા સાધુ શ્રાવકની નિંદા કરવાવાળા, છુપા પાપનો ચેપ લગાડવાવાળા, દુનિયાના પ્રાણીઓને શ્રદ્ધાભ્રષ્ટ કરનારા, ભગવતની આજ્ઞાના વિરાધક એવા, અને તેને આશ્રય આપનારા, પાપ કર્મથી પુષ્ટ થયેલા અધોગતિનાજ અધિકારી છે, એમ સિદ્ધાંત સાક્ષી આપે છે. માટે તેવા અહિતકારક મિથ્યાત્વ અને પાપને વળગાડવા વાળાના દાનના દાતારોને પાપ થાય એ વાત સ્વાભાવિક છે અને તે સૂત્ર પણ કબૂલ કરે છે. પણ ભગવંતે પોતે સ્વીકારેલા તેમની આજ્ઞાના આરાધક સૂત્ર પ્રમાણે પડિમાના વહન કરનારા એવા શ્રાવકને આહારાદિકના દાતારને તો એકાત નિર્જરાનુંજ ફળ ભગવત્યાદિ સૂત્રોથીજ સાબીત થાય છે.

પ્રશ્ન ૬૫.—પૂર્વે પુણ્યના સંબંધમાં આવી ગયું છે કે--પુણ્ય એ શુભ કર્મના દલ છે અને તેથી શાતા વેદનીય આદિ શુભ ફળની પ્રાપ્તિ થાય છે. તો શાતા વેદનીય તો ભગવતીજીના ૭મા શતકે કહેલા દશ બોલથી પ્રાપ્ત થાય છે. અને તે ચોવીશે દંડકના જીવો શાતા વેદનીય કર્મ બાંધે છે. તેમા નવ પ્રકારના પુણ્યનો સંબંધ કેવી રીતે લાગુ પડે ?

ઉત્તર—ભગવતીજીમા કહેલા શાતા વેદનીયની પ્રાપ્તિના જે દશ બોલ છે તેનો સમાવેશ નવ પ્રકારના પુણ્યમાં થઇ જાય છે. પણ નિર્જરા ને પુણ્ય એક માનવાવાળાને પૂછવું કે–નિર્જરાથી તો કર્મ ખપે, પણ પુણ્યથી શુ થાય ? તેના જવાબમાં કોઇ એમ કહે કે–પુણ્યથી પણ નિર્જરા થાય. સાખ ભગવતીજીના ૮ મા શતકના ૬ઠ્ઠા ઉદ્દેશાની, અશનાદિક દાનરૂપ પુણ્યથી એકાંત નિર્જરા કહી. તેને પૂછવુ કે–પુણ્યથી નિર્જરા થઇ પણ મોક્ષ તો થયો નથી, તો પછી દેવાદિક શુભ ગતિનો બંધ શાથી થયો ? તે નિર્જરાથી થયો કે પુણ્યથી ? નિર્જરા તો અશુભ કર્મની થઇ, પણ શુભ કર્મનો બંધ થયો તે નિર્જરાનું ફળ નથી, શુભ કર્મનો બંધ તો પુણ્યથીજ થાય.

માટે શુભ કર્મમાં શાતાવેદનીયનો બંધ પણ છે, તો શાતાવેદનીય આદિ શુભ પ્રકૃતિઓનો બંધ ચોવીશે દંડકમાં થાય છે. માટે અહિંયાં સવાલ ઉદ્ભવે છે કે—નિર્જરા તો સાધુને દાન દેવાવાળા એકાંત પક્ષે શ્રાવકનેજ કહેલ છે, પરંતુ તે સિવાય ઇતર પ્રાણીઓને માટે સાધુના દાન સંબંધમાં બીજું ફળ હોવું જોઇએ. તેમજ પાચ સ્થાવર, ત્રણ વિગલેંદ્રિય તથા નારકી દેવતાદિક તિર્યંચ મનુષ્યોમાં પણ ઘણા જીવો સાધુને દાન દેતા નથી, તો તેને શાતાવેદનીય આદિ શુભ કર્મનો બંધ કેવી રીતે થતો હશે કે જેથી શુભ ફળની પ્રાપ્તિ થાય છે? આ સવાલ ઉપર વિચાર કરતાં એમ જણાય છે કે—જેને નિર્જરા, ધર્મ કે પુણ્યની ઓળખાણ નથી, તેનું સ્વરૂપ જાણતા પણ નથી અથવા ધર્મ અને પુણ્યને એકજ નામે ઓળખે છે 'અને એક નામે પણ બોલાવે છે અને એમજ માને છે કે હરેક પ્રાણીને આપવાથી પુણ્ય થાય છે. એવી વૃત્તિવાળાને સાધુ અગર ગમે તેને દાન દેવાથી પુણ્યની બુદ્ધિ હોવાને લીધે પુણ્યજ થાય. તેમાં સાધુને સુપાત્ર જાણીને આપવાથી ગર્ભિત ભાવે નિર્જરાનો ભેદ સાથે રહેલો હોય છે, તે ફળ બીજાઓને દેતાં થતું નથી. દરેક પ્રાણીને દાન દેવાથી પુણ્ય ફળની ઇચ્છા હોય તેવા શ્રદ્ધાળુ જીવોને વખતે સાધુને દાન દેવાનો લાભ પણ મળી આવે, એમ આચારાંગાદિક સૂત્રના પાઠો પરથી જણાઇ આવે છે. એવા દાન પુણ્યના શ્રદ્ધાળુ જીવોને બીજાઓને દાન દેવાનો અભાવ હોતો નથી, તેથી એમ જણાય છે કે જેવું પાત્ર તેવું પુણ્યફળ પ્રાપ્ત થાય છે. અને તે વાત ન્યાયની અપેક્ષાએ જોતાં સાચી પણ ઠરે છે. દાખલા તરીકે—દશ જાતના જંભકા દેવતાનાં નામ પણ પુણ્યના નામેજ ઓળખાય છે અને સોળ જાતના વાણુવ્યંતરમા આણુપન્ની, પાણુ પન્ની એ બે જાતના દેવતા કહ્યા; તેના ભેદમા જંભકા દેવતાનો સમાવેશ થવા સંભવ છે. એટલે અન્નપુન્ની પાણુપુન્ની કહ્યા તે અન્ન, પાણીના દાતારને થયેલા પુણ્યનું ફળ જે વાણુવ્યંતરની જાતિમા દેવપણે ઉત્પન્ન થયેલાને અન્ન પુન્ની પાણુ પુન્ની કહીને ઓળખાવ્યા હોય એમ જણાય છે. અને જંભકા દેવતામા પણ નવ પ્રકારનાં પુણ્યથી ઉત્પન્ન થયેલા હોય એમ તે દેવતાના નામ ઉપરથી અનુમાન થાય છે. એ દાન લૌકિક આશ્રી જણાય છે. લૌકિક દાનથી લૌકિક ફળ મળે તે લૌકિક પુણ્યનું ફળ હોય, અને લોકોત્તર દાનથી લોકોત્તર પુણ્યનું ફળ હોય, એમ સૂત્રવચનથી સાબીત થાય છે. સૂત્રમાં જ્યાં જ્યા ઇંદ્રાદિક દેવોની પૃચ્છા થઇ છે, ત્યાં ત્યાં किंवाउच्चा 'પૂર્વે શું અશનાદિક દાન દીધાં? તથા મનુષ્ય સંબંધીમાં પણ कयपुण्णे પૂર્વે કરેલા પુણ્યનું એ ફળ છે એમ કહેલું છે. માટે દેવતા મનુષ્ય સંબંધીમાં

દાન પુણ્યનાં ફળ કહ્યાં છે. અને દશવૈકાલિક સૂત્રમા પાચમા અધ્યયનમાં કહ્યુ છે કે—કોઇપણ દાતારે દાનપુણ્યને અર્થે આહારાદિક નીપજાવ્યો હોય તે આહાર હે મુનિ ! તારે લેવો નહિ. આવા કેટલાક દાખલા ઉપરથી સાધુ સિવાયના બીજાઓને આહારાદિક દેવાથી પુણ્ય ફળની પ્રાપ્તિ થાય છે. તેથી શાતા વેદનીયાદિ શુભ ફળ ભોગવવામાં આવે છે તે પૂર્વકૃત પુણ્યોદયનુજ ફળ હોય છે. કહ્યુ છે કે—सुचीनाकडा सुचीनाफला भवंति, दुचीनाकडा दुचीनाफला भवंति. એમ પુણ્ય પાપનાં કૃત્યનાં શુભ અશુભ ફળ ભગવતે કહ્યા છે.

પ્રશ્ન ૬૬—શાતાવેદનીયને પુણ્યનું ફળ ગણીને, સાધુ સિવાયના જીવોને અશનાદિક દીધે પુણ્ય થાય અને તેથી શાતાવેદનીય આદિ પ્રકૃતિઓનો બધ પડે તો સ્થાવરાદિક ચોવીશે દડકના જીવો શાતાવેદનીય કર્મનો બંધ કરે છે. એમ ભગવતીજીના ૭ મા શતકના ૬ ઠ્ઠા ઉદ્દેશે કહ્યુ છે. તેમાં ઠાણાગજીમાં કહેલા પુણ્યના નવ પ્રકારથી બીજોજ પ્રકાર જોવામા આવે છે તે કેમ ?

ઉત્તર—એ તો જોનારની દૃષ્ટિનો ફેર છે, સૂત્રની સકલનામાં તફાવત નથી. શાતાવેદનીયના બધના જે બોલ કહ્યા છે, તેનો પુણ્યના ભેદમાંજ સમાવેશ થઇ જાય છે. પૃથ્વ્યાદિક જીવોથી કોઈ પ્રાણી, ભૂત, જીવ, સત્વોને પોતાની કાયાવડે દુખ ઉત્પન્ન ન થાય એટલે ભગવતીજીમા કહેલા અશાતાવેદનીયના બોલનો અભાવ અને શાતાવેદનીયના બોલનો સદ્‌ભાવ એટલે પ્રાપ્ત થાય તે સ્થાવર જીવોને કાયાવડે થય છે અને નવ પ્રકારના પુણ્યમાં કાયપુણ્ણે કહેલ છે, માટે કાયપુણ્યથી સ્થાવર કાયના જીવે શાતાવેદનીયકર્મ ઉપરાજ્યુ અર્થાત્ તેને શાતાવેદનીય કર્મનો બધ થયો. તેજ પ્રમાણે ચોવીશે દંડકના જીવો આશ્રી નવ પ્રકાર માહેલા ગમે તે પ્રકારથી પુણ્ય ઉપરાજી શકે છે. ને શાતાવેદનીયઆદિ શુભ પ્રકૃતિઓનો બધ કરે છે.

પ્રશ્ન ૬૭—ઉપર કહેલ કાયપુણ્ય તો સાધુના સબધે પણ મેળવી શકાય છે. પૃથ્વીની ભેખડના છાંયે તથા વૃક્ષના છાયે, પરિતાપ પામેલો સાધુ, શાતાને પામે તેથી તે છાયાના વૃક્ષના જીવોએ કાયાએ કરી પુણ્ય ઉપરાજ્યુ કહેવાય અને તેને શાતાવેદનીય કર્મનો બધ થાય. એમ ચોવીશ દડક આશ્રી જે જે બોલ લાગુ થાય તે તે બોલે પુણ્યપ્રકૃતિએ શાતાવેદનીય ઉપરાજે, એમ પણ સાધુના સબધમા બને ખરૂ?

ઉત્તર—એમ સર્વ જીવ આશ્રી બનવા સભવ નથી. નારકીના જીવોને સાધુ સબધી પુણ્ય ઉપરાજવાનું કાંઇ પણ સાધન નથી, તેમજ સૂક્ષ્મનિગોદના

જીવોને પણ સાધુ સંબંધી કાંઇપણ બનવા સંભવ નથી. તો તેઓ શાતા-વેદનીય કેવી રીતે ઉપરાજી શકે? અને પુણ્યબંધ કેવી રીતે થાય? તે પણ જરા વિચાર કરવો જોઇએ. માત્ર તે સૂક્ષ્મનિગોદની કાયાથી કોઇ જીવને કાંઇપણ દુઃખ ન થાય તે કાયપુણ્યના ભેદથી શાતાવેદનીય કર્મ ઉપરાજે. અને નારકીના જીવથી પણ બીજા જીવોને કોઇ પ્રકારનો ઉપદ્રવ ન થાય તેમજ મન, વચનથી નારકીના કોઇપણ જીવને શાતા ઉપજાવે યા તો કોઇ સમકિતવંત જીવ દેવાદિકના કહેવાથી તીર્થંકરાદિકની દીક્ષા તથા કેવળ જ્ઞાનાદિકના કારણથી પ્રકાશાદિક થતા જાણી નમસ્કારાદિક કરે તોપણ પુણ્ય-પ્રકૃતિ ઉપરાજે છે, એટલે નારકીના જીવ, મન, વચન, કાય અને નમસ્કા-રાદિકથી પુણ્યપ્રકૃતિ ઉપરાજે છે. અને સૂક્ષ્મનિગોદના જીવ કાયાવડે કાય-પુણ્ય ઉપરાજે છે, તે સર્વને તેથી શાતાવેદનીય આદિ પ્રકૃતિનો શુભ બંધ થાય છે. એમ કેટલાક ન્યાય ઉપરથી જણાઇ આવે છે. માટે એકાંતપક્ષ ખેંચવો નહિ કે-સાધુના સંબંધેજ પુણ્યની ઉપરાજણ થાય છે. જો એવો આગ્રહ કરીએ તો એક શ્રાવક સિવાય બીજો કોઇપણ પુણ્ય કે નિર્જરા તમારી શ્રદ્ધા પ્રમાણે ઉપરાજી શકેજ નહિ.

પ્રશ્ન ૬૮—શ્રાવકના અધિકારે ઘણા સૂત્રમાં અસંજતીને પોષવાથી કર્માદાન કહેલ છે, એટલે અસંજતી, અવિરતી, અપચ્ચખાણીને આહારાદિક આપી તેનું પોષણ કરવાથી પન્નરમું કર્માદાન લાગે છે અને ભગવતીજીમાં ભગવંતે કહ્યું છે કે-મારા શ્રાવક કર્માદાન સેવે નહિ. માટે અસંજતીને આહારાદિક દેતા પુણ્ય ક્યાંથી હોય?

ઉત્તર.--અહો મહાનુભાવ! જરા હૃદય નેત્ર ખોલી વિચાર કરી-ને જોશો તો ઠીક. અહિંયાં અસંજતીને પોષવાથી કર્માદાન કહ્યું તે શા હેતુએ કહેલ છે? તે પ્રથમ જાણવું જોઇએ, જ્યા જ્યાં સૂત્રમાં શ્રાવકનો અધિકાર ચાલ્યો છે, ત્યાં તો ચોકખા સૂત્ર પાઠથી જણાવ્યું છે કે--ઘણાં દાસ, દાસીઓ, ગો, મહિષ, (ગાયો ભેંસો), છાલાં બકરાં વગેરે ઘણાં છે. તે ભગવતીજીમાં તુંગીયા નગરીના શ્રાવકના અધિકારે કોઇને ચાર ગોકુલ તો કોઇને છ કે આઠ ગોકુલનો પરિવાર કહ્યો છે. તો આ બધાને તમો સંજતી લેખશો કે અસંજતી લેખશો? અને જો અસંજતી કહેશો તો શું તે જીવોને શ્રાવક પોષતા હશે કે કેમ? તેને ભાત, પાણી, ખાણ ખોરાક વગેરેની ખાવા પીવાની ગોઠવણ કરતા હશે કે મોઢે સિંકલીઓ બાંધીને ઉપવાસાદિક કરાવતા હશે? શ્રાવકને પહેલાજ વ્રતમાં કહ્યું છે કે ભાત પાણીનો વિછોહ (અંતરાય) પાડે તો અતિચાર લાગે. તો દશ હજાર

ગાયોનું એકેક ગોકુલ તેના પ્રમાણમાં જથાબંધ ગોકુલના પરિવાર પ્રમાણે તેને ત્યાં માણસોની પણ પૂર્ણ સંખ્યા હોવી જોઇએ. તો આ બધાને ભાત પાણી આદિથી પોષણ કરવાને સૂત્રમાં ખુલ્લો પાઠ છે કે—એવા વૈભવ વાળા શ્રાવકોને ત્યા ઘણા વિસ્તારથી આહાર, પાણી આદિ નિષ્પન્ન થાય છે. તો તમારા હિસાબે ઘણાં અસંજતીને હંમેશના પોષવા વાળા શ્રાવકને કર્માદાનથી કેવી રીતે બચાવો છો તે જાણીએ તો ખરા ?

પ્રશ્ન ૬૯.—ત્યારે કોઇ કહે કે—અસંજતીને પોષવાથી કર્માદાન લાગવા વિષે તમે શું અર્થ કરો છો ?

ઉત્તર.—સૂત્રમાં અર્થ કર્યો હોય તે પ્રમાણે અમે અર્થ કરીએ છીએ. સાભળો—ઉપાસક દશાંગ સૂત્રમા અસઇજણ પોસણયાનો અર્થ ટીકાકારે આજીવિકા અર્થે પોષવા નહિ એમ કહ્યુ છે. દયા અનુકંપા કે પોતાના વૈભવની ના કહી નથી. તેમજ કોઇ પણ ભિક્ષુકને દયા અનુકંપાર્થે દાન દેવાનો નિષેધ કર્યો નથી, પણ પ્રશ્ન વ્યાકરણ સૂત્રમાં તો એમ કહ્યું છે કે—કોઇ પણ પ્રાણીને દાન દેતા વારે, દાનનો વિપનાશ કરે તે પ્રભુનો ચોર જાણવો એમ કહ્યુ છે. ઠાણાંગજીમા ૧૦ મે ઠાણે ધર્મદાનથી અનુકંપાદાન જુદુ કહ્યુ છે. એ ઉપરથી એમ જણાય છે કે—ધર્મદાન તે સુપાત્ર દાન, સાધુ મુનિરાજને આપવાથી અને અનુકંપાદાન તે ગમે તે પ્રાણીને દયા નિમિત્તે ( દુખિયા જીવ ઉપર અનુકંપા આવવાથી ) દાન દેવામા આવે તે અનુકંપાદાન કહેવાય છે. દયા અનુકંપા કયા જીવને આવે કે—કોઇપણ પ્રાણીને દુઃખી દેખીને જેનું હ્રદય કમકમી ચાલે, જેનુ હ્રદય પીગળી જાય. એવા નર નારીયો સદાય પુણ્યના કામી, ધર્મના કામી, સ્વર્ગના કામી, મોક્ષના કામી, તેનાજ આકાંક્ષી, તેનાજ પીપાસી હોય છે. તેવાઓને દાન દેવાની બુદ્ધિ થાય છે અને તેજ પુણ્ય ઉપરાજી શકે છે.

પ્રશ્ન ૭૦.—કેટલાક કહે છે કે-ભગવતીજીમા ભગવતે કહ્યુ છે કે મારા શ્રાવક ૫દર કર્માદાન કરે નહિ. તે ઉપરથી આનદાદિક શ્રાવકને પાચસેં હલવા જમીન કહે છે, પણ તે ખેડવા માટે નથી. વ્રત આદર્યા પછી ખેડાણ કરાય નહિ. તેમ શકડાલ કુભારને પાચસેં ચાકડા હતા તો તેને નીભાડા પણ થાય નહિ, એમ કેટલાકનુ કહેવુ થય છે. અને કેટલાક એમ પણ કહે છે કે જેને જેનો ધધો હોય તે વરજીને બાકીના કર્માદાન નો શ્રાવક ત્યાગ કરે, અને ચાલતા ધધાની મર્યાદા કરે, ઉપરાતનો ત્યાગ કરે. આ બે અભિપ્રાયમાનો કયો ન્યાયવાળો ગણાય ?

ઉત્તર—પહેલા અભિપ્રાય ઉપર વિચાર કરતાં તેમાં વાંધા ઘણા ઉઠે છે. જેને ખેડનો ધંધો હોય અને તેનાજ ઉપર આજીવિકા ચાલતી હોય, તે સિવાય બીજું સાધન છે નહિ તો તેનાથી શું વ્રત ન આદરાય? તેમજ જેને માત્ર અફીણુનોજ વેપાર હોય અને તેનાથીજ તેની આજીવિકા ચાલતી હોય તો તેને વ્રત આદરવા હોય તો શી રીતે કરે? તેમજ ઘી, તેલ તથા કાલા કપાસના વેપારીને તે વેપાર સિવાય બીજા વેપારનું સાધન નથી તો તેને વ્રત શી રીતે આદરવાં? એમ તો હોય નહિ કે ધનવંતજ વ્રત આદરી શકે અને નિર્ધનને આજીવિકાનો વાંધો આવતો હોય તો વ્રત આદરી શકે નહિ, એમ તો બને નહિ. પણ બીજા અભિપ્રાય પ્રમાણે આજીવિકાની છૂટ રાખી તેની મરજાદ કરી બાકીનાં કર્માદાનનો ત્યાગ કરે. અને જે કર્માદાન ઉપર આજીવિકા હોય તેની મરજાદ કરે એટલે તે પણ વ્રતમાં આવીજ જાય.

પ્રશ્ન ૭૧.—કેટલાક કહે છે કે–કર્માદાન એટલે ઘણાં કર્મને આવવાનો પ્રવાહ. એવું કર્મ શ્રાવક કેમ કરે? એટલે ભગવતીજીમાં કહ્યા પ્રમાણે અસંજતીને આપવાનું પાપ અને પંદર માહેલું કર્માદાન શ્રાવક કરે નહિ.

ઉત્તર—ઘણાં કર્મનો આવવાનો પ્રવાહ એવું કર્મ એવું કામ શ્રાવક કરેજ નહિ, એ વાત કબૂલ છે, પણ અહિંયાં એક સવાલ ઉભો થાય છે કે–આનંદાદિ દશ શ્રાવક તથા તુંગીઆનગરીના શ્રાવક એ બધા બારે વ્રતના અંગીકાર કરેલા શ્રાવક તો છે ખરા કે? જો તે શ્રાવક છે તો તે હમેશાં કેટલા અસંજતીનું પોષણ કરે છે? બાર વ્રતધારી શ્રમણોપાસક અસંજતીને પોષી એકાંતવાદીઓની માન્યતા પ્રમાણે એકાંતપાપ અને પંદરમું કર્માદાન શા માટે અંગીકાર કરતા હશે? તેઓની માન્યતાપ્રમાણે તો શ્રાવકપણાનો નાશ થવો જોઇએ. એવુ કૃત્ય સૂત્રમાં દાખલ થયેલા શ્રાવકો કેમ અંગીકાર કરે? માટે એ માન્યતા તદ્દન સૂત્ર વિરૂદ્ધ જણાય છે.

સૂત્રના ન્યાય પ્રમાણે ખરી વાત તો એ જણાય છે કે–પોતાનો વૈભવ, પોતાને આશ્રયે રહેલા, અને અનુકંપા નિમિત્તે શ્રાવક ગમે તેવા પ્રાણીનું પોષણ કરે તેથી એકાંતપાપ અને કર્માદાનનું સેવન થતું હોય એમ જણાતું નથી. એકાંતપાપ તો તથારૂપના અસંજતી અવ્રતીને આપવાથી કહેલ છે, અને પંદરમું કર્માદાન તો વેપાર અર્થે હિંસક જીવોને પોષી તેના ઉપર આજીવિકા ચલાવે તે આશ્રી કહ્યુ છે. જો એમ ન હોય તો શ્રાવકને ઘરે હજારો ઢોરો, પશુઓ હોવાથી તેના માટે વનકર્મ કેમ નહિ થતું હોય? પાચસેં ગાડા શું કામમાં આવતા હશે પાચસેં? હલવા

કરવાનો તેને અધિકાર છે. જો કે તેમાં મૂર્છાય નહિ. જેમકે—"સમકિત દૃષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાલ; અંતર્ગત ન્યારો રહે, જ્યું ધાવ ખિલાવે બાલ." તે ન્યાયે તથા હમેશાં શ્રાવકની ભાવના ઠાણુંગજીમાં કહ્યા પ્રમાણે જ વર્ત્યાં કરે કે—"આરંભ પરિગ્રહ તજી કરી, શુદ્ધ સમકિત વ્રત ધાર; અંત સમય આલોયણા, કરૂં સંથારો સાર." એટલે સાધુપણાની અથવા સમકિતાદિ શુદ્ધ નિર્મળ કરવાની એટલે પડિમા અંગીકાર કરી આલોયના સહિત અણસણ—સંથારો કરવાની ભાવનામાંજ પોતાનો આત્મા રમ્યા કરે તેને કર્મનો ચીકાશવાળો લેપ લાગતો નથી.

પ્રશ્ન ૭૩—પરિગ્રહથી પુણ્યપ્રકૃતિ થાય કે નહિ ?

ઉત્તર—સંસારાશ્રિત વિષય હેતુક પરિગ્રહ તે તો દુઃખદાયીજ છે. તેથી સંસારવૃદ્ધિ થાય. પણ કોઇ કાર્ય પરત્વે પુણ્ય હેતુક તથા નિર્જરા હેતુકપણામા પણ ગવેષ્યા છે. જેમ કોઇને જગ્યારૂપ પરિગ્રહ છે. તે પોતાના સંબધીને રહેવા માટે આપે તો તેમાં સંસારી ફળને પામે અને તેજ જગ્યા અનુકંપાએ કોઇ દુઃખી પ્રાણીને આપી તે પુણ્ય હેતુક છે. અને તેજ જગ્યા સાધુ મુનિરાજને રહેવા વાસ્તે આપે તો નિર્જરાનો હેતુ છે. એ ત્રણેને આપવાથી પરિગ્રહપણું ટળ્યું નથી, પણ જેવું કારણ, તેવા કાર્યની સિદ્ધિ થાય અર્થાત્ તેવા ફળની પ્રાપ્તિ થાય.

પૂર્વે કહેલો શ્રાવકનો વૈભવ, તેમાં પણ આ ઉપર કહેલા ત્રણે હેતુ રહ્યા છે. શ્રાવકના વૈભવમાં કેટલાક પરિગ્રહમા ગણાતા પદાર્થોનો બહુ વિચાર કરતા અનેક વિકલ્પ થાય. પણ તેમા સાર રહસ્ય એટલોજ છે કે—જે સાધકના બાધકના ભાવ સમજીને યથાર્થપણે સર્દહવું, પ્રરૂપવું, તે સમકિત દશામા પુષ્ટિનો હેતુ છે.

પ્રશ્ન ૭૪—એક સિદ્ધના જીવ વિના, સર્વ જીવને પુણ્ય પાપ બન્ને છે, તો કોઇ જીવ પુણ્યવંત કહ્યા છે અને કોઇ જીવ પાપવંત કહ્યા છે તે કેમ ?

કહ્યું છે કે—दुविहंखवेउणय पुण्णपावं એટલે જ્યારે જીવને મોક્ષગતિ પ્રાપ્ત થાય છે ત્યારે પુણ્ય અને પાપ બન્નેનો સાથે ક્ષય કરે છે. પણ જ્યાં સુધી જીવ સંસારાશ્રિત હોય-સકષાયી હોય ત્યાં સુધી સમયે સમયે પુણ્ય પાપ બેઉ બાંધે છે, પણ એવો જીવ કોઇ નથી કે જે એકલું પાપ બાંધે અથવા એકલું પુણ્ય બાંધે. છઠ્ઠે સાતમે ગુણઠાણે ચૌદ પૂર્વધારી, ચાર જ્ઞાનના ધણી શુકલલેશી સાધુ સર્વાર્થસિદ્ધ વિમાનનું આઉખું બાંધે, તે સમયે પણ નિશ્ચે અશુભ કર્મ બાંધે છે. પરંતુ શુભ કર્મ અધિક બાંધ્યા છે તેથી શુભ બંધ કહીએ. અથવા કૃષ્ણલેશી દુષ્ટ અધ્યવસાયે સંકલેશમાં મિથ્યાદૃષ્ટિ જીવ સાતમી નરકનું આઉખું બાંધે તે સમયે પણ પંચેંદ્રિય જાતિ, ત્રસ નામ ઇત્યાદિ શુભ પ્રકૃતિ બંધાય છે; પણ બહુલતાથી પાપનો બંધ કહીએ. એમ પુણ્ય પાપ સાથે બંધાય છે.

પ્રશ્ન ૭૫—અહિં કોઇ એમ કહે કે-પુણ્ય અને પાપ એ બેઉનો એક સમયે એકી સાથે બંધ ન હોય. જેમ તડકો અને છાયો એ બેઉ ભેગાં ન હોય, તેમ પુણ્ય અને પાપ પણ ભેગા ન બાંધે.

ઉત્તર—ઉપર કહ્યા પ્રમાણે બોલતા પ્રત્યે કહેવું કે—સંપરાય બંધમાં એક બંધ હોય કે બે? અથવા કયે સમયે જીવને એકબંધ હોય તે કહો? દેવતાની ગતિનો બંધ પડે, તે સમયે જ્ઞાનાવરણીયઆદિ અશુભ પ્રકૃતિનો બંધ છે કે નહિ.? ત્યાં કોઇ એમ કહે કે-સહચારી પ્રકૃતિ તે ન ગણવી. તેને એમ કહેવું કે-ન ગણવી તેનું કારણ શું? તથા સહચારી વિના બીજી પ્રકૃતિ બાંધે છે કે નહિ?

જે સમયે કોઇ જીવે મનુષ્યગતિ બાંધી ને નીચ ગોત્ર બાંધ્યું, તે કયો બંધ? તથા પ્રથમ સંઘયણ બાંધ્યું અને ચરમસઠાણ બાંધ્યું તેનું શું કારણ? ઇત્યાદિ પુણ્ય પાપ બાંધવાના અનેક ભાગા સૂત્રોમા તથા ગ્રંથોમાં દેખાય છે.

પ્રશ્ન ૭૬—કોઇ એમ કહે કે-એક સમયે બે લેશ્યા ન હોય, તો પુણ્ય પાપ બેઉ સાથે કેમ બાંધે?

ઉત્તર—કૃષ્ણલેશ્યામા ચાળીશ શુભ પ્રકૃતિનો બંધ પડે છે અને અડસઠ પાપપ્રકૃતિનો બંધ પડે છે. એક લેશ્યામાં બે કર્મ બંધે છે. જે કારણ માટે એકેક લેશ્યાના અસખ્યાતા અસંખ્યાતા સંકલેશ વિશુદ્ધ સ્થાનક છે. ત્યા સર્વ લેશ્યામાં સમયે સમયે પુણ્ય પાપ બંધાય છે, પણ એક ન બંધાય. વળી અગીઆરમે, બારમે અને તેરમે ગુણઠાણે વીતરાગને પાપનો

ભસ્મ કરે. અહિંયાં દીવાસળીનું દૃષ્ટાંત લાગુ થતું નથી, પણ આગીઆ કાચનું દૃષ્ટાંત સારી રીતે લાગુ થાય છે.

પ્રશ્ન ૮૦—પન્નવણા પદ ૩૬ માં-તૈજસ સમુદ્‌ઘાત કરનારને ૩-૪ ૫-ક્રિયા કહી તે પ્રાણી, ભૂત, જીવ, સત્વ હણાવા આશ્રી કહી છે. આ ઉપરથી કોઇ એમ કહે કે-ભગવતે ગોશાલાને બચાવવા શીતલ લેશ્યા મૂકી તે પણ તેજુલેશ્યાનો ભેદ છે અને ભગવતીજીમા પણ सियतेय लेसं निसिरामी એવો પાઠ છે. આ ઉપરથી કોઇ ભગવંતને ક્રિયા લાગુ કરે અને દોષિત ઠરાવે તે ઘટે કે કેમ ?

ઉત્તર—એ તો દૃષ્ટિનો દોષ છે. જેનામા દોષ જોવાની દૃષ્ટિ હોય તે દોષિત ઠરાવે અને જેનામાં તે દૃષ્ટિ નથી તે નિર્દોષ ઠરાવે. પણ સૂત્ર તો ચોક્ખું જણાવે છે કે-ભગવતે સર્વથા સાવદ્ય જોગના પચ્ચખાણ કર્યાં છે, એમ આચારાંગજી બોલે છે અને સૂયગડાગજીના છઠ્ઠા અધ્યયનમાં ખુલ્લું કહ્યું છે કે ભગવત પાપ કરે નહિ અને કરાવે પણ નહિ, અર્થાત્ ભગવત પાપ કરતા નથી અને કરાવતા પણ નથી, તો પછી તૈજસ સમુદ્‌ઘાતની ક્રિયાને આવવાનો અવકાશ રહ્યોજ ક્યા ? ૩૬ મા પદમા જે ક્રિયા કહી છે, તે ઉષ્ણ તેજુલેશ્યાને લઇને કહી છે શીતલ તેજુલેશ્યાને અને ક્રિયાને કાઇ સબધ નથી. સૂત્રમાં કહ્યા પ્રમાણે ક્રિયાનો સબધ કષાયને અગે છે અને ઉષ્ણ તેજુલેશ્યા ક્રોધી અણગારના શરીરથી નીકળે છે અને ભગવંત તો અકષાયી ભિક્ષુ છે, તેમણે ક્રોધાદિક ચારે બોલને અધ્યાત્મ (આત્મિક) દોષ જાણી તેનું વમન કરેલુ છે એમ સૂયગડાગ સૂત્રનું છઠ્ઠું અધ્યયન સાક્ષી આપે છે તો પછી તેમને ક્રિયા કર્મ કે પાપ કર્મનો દોષ લાગુ થાયજ ક્યાથી ? ઉષ્ણ તેજુલેશ્યાનો દોષ શીતલ તેજુલેશ્યામા દાખલ કરવો એ તો મોટો અપરાધ ઠરે. ભગવતે શીતલલેશ્યા મૂકી છે તે અનુકપા અર્થે મૂકી છે, એવો ભગવતીજીનો ચોક્ખો પાઠ છે

પ્રશ્ન ૮૧—ઉષ્ણ તેજુલેશ્યા અને શીતલ તેજુલેશ્યામાં શો તફાવત ?

ઉત્તર—ઉષ્ણ તેજુલેશ્યા ગમે તેને ઉત્પન્ન થાય છે. ગૌતમાદિક મહત અણગારને તપશ્ચ્યાના બળે સ્વભાવે ઉત્પન્ન થાય છે, અને ગોશાલા જેવા તપ બળે પણ ઉત્પન્ન કરી શકે છે શીતલ તેજુલેશ્યા એક તીર્થંકરનેજ પ્રાપ્ત થાય છે, બીજાને એ લબ્ધિ પ્રાપ્ત થતી નથી-ઉષ્ણ તેજુ લેશ્યા નિર્દય પરિણામથી ક્રોધી સાધુને નીકળે છે. અને શીતલ તેજુલેશ્યા દયા, અનુકપાના પરિણામથી ક્ષમાવત અરિહત ભગવંતના દેહમાંથી નીકળે છે.

ઉષ્ણ અને શીત આ બન્નેને તેજુલેશ્યા કહી, તેથી ભડકવા જેવું નથી. ઉષ્ણ તેજુલેશ્યાના પરમાણુઓ ઉષ્ણ-ગરમ, તીક્ષ્ણ-તેજસ્વી અને મલીન અધ્યવસાયવાળા હોય છે. અને શીતલ તેજુલેશ્યાના પરમાણુઓ શીતલ-શાંતકારી, તેજસ્વી અને ઉજ્વળ અધ્યવસાયના હોય છે-ઉષ્ણ તેજુલેશ્યાથી પ્રાણીનો વધ થાય છે અને શીતળ તેજુલેશ્યાથી પ્રાણીનો બચાવ થાય છે. ઉષ્ણ તેજુલેશ્યા મૂકવાવાળાને પ્રથમ સમુદ્ઘાત કરવી પડે છે તેથી તેને ૩-૪-૫ ક્રિયા લાગવાનો સંભવ છે. અને મૂકવાવાળાને તો અવશ્ય ક્રિયા લાગેજ. તે પ્રમાણે શીતલ તેજુલેશ્યા મૂકતાં સમુદ્ઘાત કરવાનો કે ક્રિયા લાગવાનો સંભવ નથી.

ઉષ્ણ અને શીત બન્ને તેજુલેશ્યાના નામે ઓળખાવી, પણ બન્નેમાં અંતર ઘણું છે. દાખલા તરીકે-સૂત્રમાં કહ્યું છે કે જોગ આસવા. સમવાયાંગજીમાં સમુચ્ચે જોગને આશ્રવ કહ્યો, પણ પાછા શુભ જોગને સંવર અને અશુભ જોગને આશ્રવ કહ્યો છે. તેમજ ભગવતીજીમા શુભ જોગને અણારંભી અને અશુભ જોગને આરંભી કહ્યો છે.-વળી જેમ છયે લેશ્યાએ કર્મનો બંધ છે, પણ પહેલી ૩ અપ્રશસ્ત અને ઉપલી ૩ પ્રશસ્ત કહી. તેમજ પહેલી ૩ અધર્મલેશ્યા કહી ને ઉપલી ૩ ધર્મલેશ્યા કહી. પહેલી ૩ લેશ્યા વિરાધક, અને ઉપલી ૩ લેશ્યા આરાધક કહી છે.-વળી ઠાણાંગ ઠાણે ૪થે, ૪ ધ્યાન કહ્યાં તેમાં પહેલા બે ધ્યાનથી કર્મ બંધાય અને ઉપરના બે ધ્યાનથી કર્મ છૂટે.

તે ન્યાયે ઉષ્ણ તેજુલેશ્યા તે અપ્રશસ્ત અને શીતળ તેજુલેશ્યા પ્રશસ્ત. ઉષ્ણુથી જીવ હણાય, શીતળથી રક્ષણ થાય. ઉષ્ણ તેજુલેશ્યા સદોષ છે અને શીતળ તેજુલેશ્યા નિર્દોષ છે.

પ્રશ્ન ૮૨—વેશાઅણ તાપસની મૂકેલી ઉષ્ણ તેજુલેશ્યાને ભગવતે શીતલ તેજુલેશ્યાએ કરી હણી એવો પાઠ છે, તો તે અગ્નિકાયના જીવ હણાણા ગણાય કે નહી ?

ઉત્તર—બીલકુલ નહિ. એ વખતે તે અગ્નિકાયના જીવ નથી, પણ ઉષ્ણ અચેત પુદ્ગલ છે, તેને શીતળ લેશ્યાએ કરીને પડિહયા કેતાં પ્રતિહત કર્યા એટલે ઉષ્ણ તેજુલેશ્યાનો (અગ્નિનો) ગોળો ગોશાલાને હણવા આવતો. ગોશાલા અને ગોળા વચ્ચે શીતળ લેશ્યાની ભીંત મૂકી દીધી. એટલે ત્યાં આવતા ઉષ્ણ તેજુલેશ્યા ખલાણી-અટકી, આગળ ચાલી શકી નહિ. ને ગોશાલો બચી ગયો અને ભગવંતે પણ એજ જણાવ્યું કે હે ગોશાલા !

તારી અનુકંપા નિમિત્તે મેં શીતળ લેશ્યા મૂકી. અને કેવળ પદમાં પણ ભગવંતે એજ પ્રમાણે ભગવતીજીના ૧૫ મા શતકમાં વાક્ય મૂક્યું છે કે ગૌતમ! ગોશાલાની અનુકંપા નિમિત્તે મે શીતળ તેજુલેશ્યા મૂકી, પણ એમ તો કહ્યું નહિ કે મને છદ્મસ્થની લહેર આવી ગઇ તેથી મેં શીતળ તેજુલેશ્યા મૂકી. પણ એકાંતવાદી એમ બોલતા હોય તો ના નહિ.

પ્રશ્ન ૮૩—તેજુલેશ્યા જેના ઉપર મૂકે તેનેજ પરાભવ કરે કે વચ્ચે બીજા જીવો આવે તેને પણ પરાભવ કરે?

ઉત્તર—સૂત્રનો ન્યાય જોતાં એમ જણાય છે કે જેના ઉપર મૂકે તેનેજ પરાભવ કરે, જેમ બીજા દેવલોકના ઇશાનેંદ્ર મહારાજે બળચંચા રાજધાનીના દેવતા ઉપર તેજુલેશ્યા મૂકી તો વચ્ચે મેરૂથી ઉત્તરનો મનુષ્ય લોકનો ભાગ આવ્યો તેને કાંઇ પરાભવ નહિ થતાં માત્ર બળચંચા રાજધાનીના દેવતાઓનેજ પરાભવ થયો છે. એમ ભગવતીજીના ૩ જા શતકના પહેલા ઉદ્દેશામાં તામલી તાપસના અધિકારે જણાય છે. માટે તેજુલેશ્યા જેના ઉપર મૂકે તેનેજ પરાભવ કરે તેમાં એટલી વિશેષતા જણાય છે કે ઉષ્ણ તેજુલેશ્યાની સમુદ્ઘાત કરતાં કે તે તેજુલેશ્યા મૂકતાં વચ્ચે સૂક્ષ્મ (ઝીણાં) જંતુઓની વિરાધના થતી હોય તો ના નહિ, કારણ કે સમુદ્ઘાત કરતાં સચેત અને અચેત પુદ્ગલોને ગ્રહણ કરવાનો સંભવ છે અને તેજુલેશ્યાની ઉષ્ણતાથી જેના ઉપર મૂકે તેને તો પરાભવ કરે, પણ વચ્ચે બારીક જંતુઓને પરાભવ થવાનો સંભવ છે, માટે ત્રણ, ચારને પાંચ ક્રિયા ઉષ્ણ તેજુલેશ્યાને લાગુ છે. પણ શીતળ તેજુલેશ્યાને તે ક્રિયાનો સંભવ નથી. તત્ત્વ કેવળી ગમ્ય.

પ્રશ્ન ૮૪—જોગ આશ્રવ કે સંવર?

ઉત્તર—સમવાયાંગ સૂત્રના પાંચમા સમવાયમાં જોગને આશ્રવ કહ્યો છે અને અજોગને સંવર કહ્યો છે. એ લેખે ઠેઠ તેરમા ગુણઠાણા સુધીના ઇરિયાવહી ક્રિયાની અપેક્ષાએ ત્રણે જોગના વર્તનારા તેને આશ્રવ કહ્યો છે તે આશ્રવથી બે સમયની સ્થિતિનો શાતાવેદનીય કર્મનો બંધ પડે છે અને ચૌદમે ગુણઠાણે કર્મનો અબંધ છે, અક્રિયા પણ છે, ને જોગને રૂંધવાથી એકાંત સંવર છે માટે જ્યાં સુધી સકષાય ક્રિયા ત્યાં ઇરિયાવહી ક્રિયા એ બેય ક્રિયા છે ત્યાં સુધી જોગ પણ છે ને જોગ છે ત્યાં સુધી આશ્રવ છે ને આશ્રવથી કર્મનો બંધ છે અને ચૌદમે ગુણઠાણે [illegible] પણ નથી, માટે એકાંત સંવર છે એ અજોગીને [illegible] સંવર એ પહેલો ભેદ. ૧

પ્રશ્ન ૮૫—અશુભ જોગ આશ્રવ કે સંવર ?

ઉત્તર—કોઇ અપેક્ષાએ શુભ જોગ તે શુભ આશ્રવ છે અને અશુભ જોગ તે અશુભ આશ્રવ છે. અને કોઇ અપેક્ષાએ શુભ જોગ સંવર છે અને અશુભ જોગ આશ્રવ છે. શુભ જોગથી શુભ બંધ છે. અશુભ જોગથી અશુભ બંધ છે. અને સંવર તો અબંધક છે, ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનમાં જોગનાં પચ્ચખાણ કરવાથી અજોગીપણું પામવું કહ્યું છે. સાધુને આહાર, ઉપધિ, શરીર ત્યાગવાં કહ્યાં છે. મન, વચન, કાયાના જોગ રૂંધવા કહ્યા છે, તે રૂંધવાથી મોક્ષનું ફળ કહ્યું છે. માટે શુભ જોગથી શુભ ફળ તે સર્વાર્થસિદ્ધ વિમાનની પ્રાપ્તિ શુભ જોગથી છે, તે શુભ કર્મનાં ફળ છે, તે પૂર્ણ પુણ્યનો ઉદય છે, તેજ શુભ આશ્રવ છે. સાખ ભગવતીજી શતક બીજે–ઉદ્દેશે પાચમે–સરાગ સંજમે ૧, આસીતપે ૨, કર્મે ૩, પુદ્ગલના સંગે ૪ એ ૪ પ્રકારે દેવલોકમાં ઉપજવાપણું છે, પણ આત્મભાવે તો મોક્ષ ફળજ છે. માટે અનુત્તર વિમાન સુધીની કરણી સરાગપણાની કહી, પણ ભગવંતની આજ્ઞામાં છે. આરાધક પદનો ધણી ત્યાં સુધી જાય છે, માટે શુભ જોગને શુભ આશ્રવ જાણવો. એ બીજો ભેદ. ૨.

પ્રશ્ન ૮૬—શુભ જોગ સંવર કેવી રીતે કહીએ ?

ઉત્તર—ઠાણાંગજી ઠાણે પાંચમે–ઉદ્દેશે બીજે–ઉત્તમ જોગને સંવર કહ્યો છે–ભગવતીજી શતક ૧ લે–ઉદ્દેશે ૧ લે પ્રમત્ત સંજતીને શુભ જોગ આશ્રી અણારંભી કહ્યા છે, તો અણારંભ તો સંવર છે, માટે શુભ જોગ તે સંવર–વળી ઉતરાધ્યયન અધ્યયન ૨૯ મે–બોલ ૭ મો તેમાં કહ્યું છે કે–અપ્રશસ્ત જોગથી નિવર્તવું અને પ્રશસ્ત જોગે પ્રવર્તવું. પ્રશસ્ત જોગે પ્રવર્તતા અણગાર અનંતા ઘાતી પર્યવને ખપાવે છે અહિંયાં શુભ જોગથી ઘનઘાતી કર્મનો ક્ષય થવાનું કહ્યું તે ઉત્કૃષ્ટો સંવર થયો. માટે શુભ જોગ સંવર–વળી બોલ ૫૨ માં કહ્યું કે–સત્ય જોગ પણે પ્રવર્તતો ત્રણે જોગને વિશુદ્ધ કરે, દોષરહિત કરે એમ કહ્યું માટે શુભ જોગ સંવર. વળી બોલ ૫૬ મા મધ્યે કહ્યું કે–મનને સાચે ભાવે સ્થાપવે કરીને ધર્મને વિષે એકાગ્ર ચિત્તપણું ઉપરાજે, જ્ઞાનના પર્યવને ઉપરાજે, સમકિતને વિશુદ્ધ કરે, મિથ્યાત્વને ટાળે–નિર્જરે એમ કહ્યું.–બોલ ૫૭ મે–વચન સાચે ભાવે સ્થાપવે કરીને સમકિતના પર્યવને નિર્મળ કરે. સુલભ બોધીપણું નીપજાવે ને દુર્લભ બોધીપણું ટાળે એમ કહ્યું–વળી બોલ ૫૮ માં–કાયાને સાચે ભાવે પ્રવર્તાવવે ચારિત્રના પર્જવને નિર્મળ કરીને કેવળીના શેષ કર્માંશ ૪ કર્મને પણ ખપાવી

સિદ્ધ થાય જાવત્ સર્વ દુઃખનો અંત કરે એમ કહ્યું તો વિચારો કે શુભ જોગે કેટલો ગુણ નિપન્યો, માટે શુભ જોગ તે સંવરજ કહીએ. એ ત્રીજો ભેદ ૩.

પ્રશ્ન ૮૭—કોઈ એકાંતપક્ષે શુભ અને અશુભ જોગ બન્નેને આશ્રવજ કહે તેનું શુ સમજવું ?

ઉત્તર—ભગવતે એકાતવાદ વર્જ્યો છે. પરંતુ અશુભ જોગને એકાંત આશ્રવ કહેતા બાધ નથી, પણ શુભ જોગને એકાતપક્ષે આશ્રવ કહેવાય નહિ, અપેક્ષાવાચી પહેલા ભેદની પેઠે આશ્રવ કહેવાય. તેમાં પણ ઘણો વિચાર છે, પણ બહુલતાએ તો શુભ જોગ સંવરજ કહેવાય. હવે જે શુભ જોગને એકાંત આશ્રવ કહે તેને કહીએ કે તમને આહારાદિક વહોરાવનારે પણ આશ્રવનો વધારો કર્યો ઠરશે તો આશ્રવના વધારાના કરનારનું કલ્યાણ કેમ થાય ? અને તમારે પણ શુભ કે અશુભ જોગ પ્રવર્તાવી આશ્રવનો વધારો કરવો કેમ કલ્પે ? તમારે તો એકાત ત્રણે જોગનો નિરોધજ કરવો કલ્પે. ભગવતે તો દશવૈકાલિક સૂત્રના દશમા અધ્યયનમા કહ્યું છે કે–મુનિના ત્રણે જોગ સંયમને વિષે પ્રવર્તાવવે ત્રણે જોગ સંયમજ છે અને શુભ જોગ એકાત પક્ષે આશ્રવ હોય તો શુભ જોગની પ્રવૃત્તિની ભગવત આજ્ઞા કેમ આપે ? માટે શુભ જોગ ત્યા સયમ ધર્મ અને સવર ધર્મની પ્રવૃત્તિ છે, માટે શુભ જોગ તે સંવર.

પ્રશ્ન ૮૮—શિષ્ય–કેટલાક એકાંતવાદી એમ કહે છે કે–સાધુને વસ્ત્ર ધોવાં કલ્પે નહિ અને વસ્ત્ર ધોવે તે સાધુ નહિ આટલી હદ સુધી બોલે તે કેમ ?

ઉત્તર—કોઈની જીભ કોઇના વશ નથી, માત્ર પોતાનાજ વશ છે. જો ભાષા સમિતિ સાચવીને તથા બીજા મહાવ્રત તથા તેની ભાવના સાચવીને કે નિયમનો વિચાર રાખીને બોલશે તો આત્માને લાભદાયક છે અને એ વસ્તુને અલગ રાખી બોલશે તેને ભારે નુકશાની છે, મહાવીરનો એકાન્તવાદ નથી હમેશા ભાષા બોલતા બહુજ ઉપયોગ રાખવાનો છે કે મારૂં વચન સ્ખલનાને તો નહિ પામે કે? અથવા મારી ભપા મારો ઉપદેશ ઉત્સૂત્રમા તો નહિ જાય કે આટલી વાત ખાસ ધ્યાનના રાખી બોલતા પહેલા વિચાર કરી એકાંતવાદમા નહિ દોરાતા અનેકાંત સિદ્ધાતને અનુસરી ઉપદેશના દાતારને લાભદાયક થાય છે. અન્યથા વાક્ય પલીમંથના બહુ ન છે. પોતાનુ માહાત્મ્ય વધારવા અને બીજાને હલકા પાડવા યતકિંચિત્ વાક્ય પણ ઉપદેશદ્વારા કે ગમે તેવા પ્રયોગમાં બોલવામા આવે તો તે વાક્ય નિંદાનું રૂપ ધ આત્માને

મોટી નુકશાનીમાં ઉતારે છે, માટે એ જોખમ થોડું નથી. તેનો પહેલો વિચાર કરી પછી એવાં વાકય ઉચ્ચારવાં જોઇએ કે વકતા અને શ્રોતાને બન્નેને હિતકારક થાય.

હવે સાધુને વસ્ત્ર ધોવાં કલ્પે નહિ, એવાં વાકય બોલનાર સાધુ હો કે સાધ્વી હો પણ તે તો વસ્ત્ર બીલકુલ ધોતા નહિ હોય, જો તે પણ કોઇ પ્રકારના વસ્ત્રને ધોવે તો તેમના કહ્યા પ્રમાણે પેલો અમલ પોતાનેજ લાગુ થવો જોઇએ, માટે કહો ? એકાંતવાદીઓ ! બોલો, તમે એઠાં થયેલાં ઝોળી, માંડળીયાં કે લુણા ખેલીયાં પ્રમુખને ધુઓછો કે એમને એમ રાખી મૂકો છો ? જો ઝોળી માંડળીયા પ્રમુખને ન ધુઓ તો વાસીદોષ લાગે અને ખેલીયા પ્રમુખને ન ધુઓ તો સમૂર્છિમના દોષ લાગે. અને જો વસ્ત્ર ધુવો તો તમને કઇ પંક્તિમાં ગણવા ? ઉપર ગણાવેલ છે તે પણ વસ્ત્રની જાતિ છે, માટે વિચાર કરીને ઉત્તર આપશો.

પ્રશ્ન ૮૯—એ તો ધોયા વિના ચાલે નહિ. અમારો હેતુ એવાં વસ્ત્રોને ઉદ્દેશીને નથી, પણ ચલોટા પછેડી વગેરે ધોવાની સૂત્રમાં મના કરી છે, છતાં ધોવામાં આવે છે તેને ઉદ્દેશીને અમારૂં બોલવું થાય છે. એમ એકાંતવાદીનું બોલવું થાય છે તેનું કેમ ?

ઉત્તર—કયા સૂત્રમાં ચલોટા પછેડી વગેરે ખુલ્લા શબ્દોમાં ધોવાની મના કરી છે તે જણાવશો ?

પ્રશ્ન ૯૦—આચારાંગ સૂત્રના ભાષંતરમાં કહેલા આઠમા અધ્યયનના ૪ થે ઉદ્દેશે કલમ (૪૨૧) મી-તેમાં કહ્યું છે કે-સાધુને વસ્ત્ર ધોવાં કે રંગવાં નહિ અને તે અધિકારે વસ્ત્રનો કલ્પ કહ્યો છે, એ ઉપરથી ચલોટો પછેડી ઠરે છે.

ઉત્તર—તે ઠીક છે, તેમાં વાંધો નથી પણ આ શબ્દ ઉપર પૂરતું ધ્યાન રાખજો, સિદ્ધાંતના ન્યાયે અનેકાંતવાદીને વાંધો નથી, પણ એકાંતવાદીને માટે આમા અનેક સવાલ ઉભા છે. હવે મૂળ પાઠમાં તો આ પ્રમાણે કહ્યું છે કે—जेभिक्खु तिवत्थे हि परिवुसिते पायचउत्थेहिं तस्सणं णो एवंभवति "चउत्थं वत्थं जाइस्सामि" से अहे सणिज्जाइं वत्थाइं जाएज्जा, अहा परिग्गहियाइं वत्थाइंधारेज्जा, नो धोविज्जा, नो रएज्जा, नं धोत्तरत्ताइं वत्थाइ धारेज्जा, ४२१

ભાષાન્તર—જે સાધુને (૧) પાત્ર અને ત્રણ વસ્ત્ર હોય તેને એવો વિચાર ન થાય કે મારે ચોથું વસ્ત્ર જોઇશે. જો ત્રણ વસ્ત્ર ન હોય તો

સૂઝતાં વસ્ત્ર યાચવાં અને જેવા જડે તેવા પહેરવાં, વસ્ત્ર ધોવાં કે રંગવાં નહિ, ધોએલાં કે રંગેલાં પહેરવા નહિ. (૪૨૧)

આ પાઠમાં ઘણા તર્કો રહ્યા છે અને એકાંતવાદીઓને પણ કેટલુંક ખંડન કર્તા છે.

પ્રશ્ન ૯૧—શિષ્ય. આ પાઠનો દાખલો આપનાર તો એકાંતવાદીઓજ છે, છતાં તેમાં શું તર્કો કરો તેમ છે કે જેથી એકાંતવાદીઓનેજ ખંડન કર્તા થાય તે જાણીએ તો ખરા ?

ઉત્તર—સાભળો, જાણો ને ધ્યાનમા રાખજો.

૧. પ્રથમ તો એ મૂળ પાઠમા भिक्खू-શબ્દ છે भिक्खूवा भिक्खूणिवा શબ્દ નથી તેથી એકલા સાધુને લાગુ છે. આ ઉપરથી જિનકલ્પી સાધુ ઠરે છે, અને ટીકાવાળા પણ આ ઠેકાણે જિનકલ્પી સાધુનોજ અર્થ કરે છે.

૨. ત્રણ વસ્ત્ર અને પાત્રું એક કહ્યુ છે તે ઉપરથી પણ આ પાઠ જિનકલ્પીને લાગુ થાય છે.

૩. જેવાં જડે તેવાં વસ્ત્ર સુઝતાં નિર્દોષ વસ્ત્ર પહેરવા કહ્યા છે, તો એવી વૃત્તિવાળા કિમતી કે ફેન્સી વસ્ત્રની શોધ કરે નહિ ચાલીશ હજાર કે ચાર હજાર સી. નો આઠ કુકની જગન્નાથી કે સરમતી મલમલ વગેરે કિમતી અને ફેશનવાળા વસ્ત્રની દરકાર કરે નહિ. ખાદી જેવા જાડા અને સાદાજ વસ્ત્રનો સ્વીકાર કરે.

૪. ધોવે નહિ ને રગે નહિ, અને ધોએલા કે રગેલાં વસ્ત્ર પહેરે પણ નહિ. આ પાઠ પણ ટીકાવાળાએ જિનકલ્પીને માટેજ લાગુ કર્યો છે. અને સ્થવિરકલ્પી વર્ષાદિ કારણે ધોવે ખરા એમ પણ જણાવ્યુ છે.

પ્રશ્ન ૯૨—શિષ્ય ઉપરના પાઠની તમામ હકીકત જિનકલ્પીને લાગુ થતી જણાવી, પણ એકાંતવાદીઓને કાંઈ ખંડનકારક થતું જણાવ્યું નહિ ?

એક વાત ધ્યાનમાં રાખવાની છે કે મુનિઓએ જે આચાર પાળવો સ્વીકાર્યો હોય તે જો ઉંચ કોટીનો અને ઉંચવૃત્તિથી સૂત્રમાં કહ્યા પ્રમાણે પરિસહ સહન કરવાની બુદ્ધિએ, બીજો કેમ વર્તે છે તેની કાંઇ પણ અપેક્ષા વિના માત્ર પોતાનુંજ હિત સાધવા જે કાંઇ કરે તે મહા લાભદાયક છે. પરંતુ જો પોતાની બડાઇ અને બીજાની ન્યૂનતાનો અંકુરો સ્ફુરાયમાન થશે તો ભારેમાં ભારે નુકશાની માની લેવી. અને કરેલું કષ્ટ પણ છાર ઉપર લીંપણ કરવા જેવું સમજવું. પહેલુ બંધનકારક તો એ કે બીજાને દેખાડવાને માટે જે કાંઇ કરવું, બોલવું કે પાળવું તેનો લાભ તો એટલેથીજ પતી રહ્યો, પણ જો તે નિંદામા ઉતરે તો સૂયગડાંગ સૂત્રમાં કહ્યા પ્રમાણે અધઃપાતરૂપ મહા નુકશાની થવાનું અહિત એમા રહેલુ છે.

બીજું બંધનકારક એ કે—વસ્ત્ર ધોવાનો ને રંગવાનો નિષેધ કરનાર તેનાથી ધોએલા કે રંગેલા વસ્ત્ર તો ધારણ થાયજ કયાથી ? સૂત્રમાં તો એ પણ નિષેધ કર્યો છે કે-ધોયેલાં ને રંગેલા વસ્ત્ર પેહરવાં પણ નહિ, તો પછી રાજા રાણી છાપના કે ચાર હજાર સી. કે ચાળીસ હજાર સેના અથવા કુસની જગન્નાથીઓ વગેરે ધોએલાના ચલોટા પછેડીયો તો તે લોકોથી ઓઢાય પહેરાયજ કયાંથી ? આચારાગ સૂત્ર તો ચોકખી મના કરે છે. વસ્ત્ર ધોવાનો નિષેધ કરવાવાળા ધોયેલા વસ્ત્ર પહેરવા ઓઢવાનો કેમ નિષેધ કરતા નથી. તમે કોની આજ્ઞાથી તેવા વસ્ત્ર પહેરો છો ? જે પાઠનો દાખલો આપી વસ્ત્ર ધોવાવાળાને સાધુપણાનો નિષેધ કરે છે એટલે એવી પરૂપણા કરે છે કે વસ્ત્ર ધોવે તે સાધુ નહિ તેવાઓ પોતે જોડના પાઠ ઉપર દૃષ્ટિ નહિ કરતાં ધોએલાં અને રંગેલાં વસ્ત્ર ધારણ કરનારા નજરે જોઇએ છીએ, તો તેના કહેવા પ્રમાણે સાધુપણું તેનામાં માનવું કે નહિ ? જો ધોવાથી સાધુ પણાનો નાશ થાય તો ધોએલાં પહેરવાથી પણ તેમજ થવું જોઇએ ધોવાનો જેમ નિષેધ કર્યો છે. તેમજ ધોએલાં પેહરવાનો પણ નિષેધ કર્યો છે. માટે બન્ને પાઠનો હેતુ એકજ છે. આચારાંગ સૂત્રમાનો પ્રથમ જે પાઠ મૂકવામાં આવ્યો છે કે વસ્ત્ર ધોવાં નહિ ને રંગવા નહિ તેમજ ધોયેલા કે રંગેલાં વસ્ત્ર સાધુએ પહેરવાં પણ નહિ, આનો પરમાર્થ એકાતવાદીઓ સમજયા હોય એમ જણાતું નથી.

પ્રશ્ન ૬૩—એકાન્તવાદી—એમાં વળી પરમાર્થ શું સમજવાનો હતો ? સૂત્રમાં ચોકખું કહ્યુ છે કે સાધુ સાધ્વીને વસ્ત્ર ધોવાં નહિ તેમ રંગવા પણ નહિ, અને ધોયેલા કે રંગેલા વસ્ત્ર પહેરવા પણ નહિ, એવો ચોકખો પાઠ છે, જુઓ આચારાંગ સૂત્રના ભાષાંતરમા—અધ્યયન ૧૪મે

ઉદ્દેશે (૨) જે કલમ (૮૩૨) મી તેમાં સાધુ સાધ્વી બન્ને માટે વસ્ત્ર ધોવા રંગવા તથા ધોયેલાં અને રંગેલાં વસ્ત્ર પહેરવાની ના કહી છે

ઉત્તર--અનેકાંતવાદી—એ વાત બધી સત્ય છે. ઉપરનો દાખલો સાધુ સાધ્વીનો પાઠ હોવાથી આપ સમગ્ર સાધુ સાધ્વીને લાગુ કરીને ધોવાનો નિષેધ કરતા હો તો પછી ધોયેલા વસ્ત્ર પણ તમારે પહેરવા જોઇતાં નથી, છતાં પહેરો છો કેમ? બે આંખો ખુલ્લી છતાં એક આખ વીચીને ચાલશો? બન્ને પાઠ સાથે છતાં એક પાઠનો સ્વીકાર અને એક પાઠનો ઇન્કાર કરવો તે કેમ ઘટે? બાપલા બિચારા વાણીયા સૂત્રની બાબતમાં શુ જાણે કે આ સાધુ આર્યા આપણને ઉંઠાનો પાઠ ભણાવે છે. એ તો બિચારા આપનાં મેલા વસ્ત્ર ભાળીને તેમજ તેવાજ પ્રકારનો ઉપદેશ સાંભળીને કેટલાક તો એવી મડાગાડયોવળી બેઠા હોય છે કે વસ્ત્ર ધોવે તે સાધુજ નહિ, પણ તેની સાથે કોઇએ એવો વિચાર કર્યો કે--જો વસ્ત્ર ધોવાવાળા સાધુ નથી તો ધોયેલાં વસ્ત્ર શેનો, જગનાથી પ્રમુખ કીનની અને ચડતા નબરના સી, તથા કુલની તથા રાજા રાણી વગેરેની છાપની શોધમા શા માટે ફરતા હશે? કોઇ એકાતવાદીને પૂછનારો મળ્યો કે તમે અમને પકડાવો છો કે વસ્ત્ર ધોવે તે સધુ નહિ તો પછી વસ્ત્ર ધોયેલાં પહેરનારને અમારે સાધુ માનવા કે નહિ?

પ્રશ્ન ૯૪--શિષ્ય--એવુ પૂછનાર હજુ સુધી કોઇ નીકળ્યો હોય એમ તો જણાતું નથી પણ હાજી હાજી કરનાર તો બહુધાજ જણાય છે. આ વાતથી હું પણ અત્યાર સુધી અજાણ્યોજ હતો પણ આ તો કંઇક નવુંજ સાભળવા જેવું જણાય છે, માટે કૃપા કરીને જણાવો કે ધોયેલા વસ્ત્ર પહેરવાનો ભગવતે કેમ નિષેધ કર્યો હશે?

કોઇ પ્રગટ થયો હોય તો બીજો કોઇ નહિ પણ આખા હિંદને જગાડનાર અને જૈનની દયાને તથા મહાવીરનાં વચનામૃતને ટોચે લાવનાર દુનિયાએ આપેલા નામથી ઓળખાતો "મહાત્મા ગાંધી" આ એકજ નીકળ્યો, કે જેણે મહાવીરના હૃદયની દયાનો ઝરો પ્રગટ કરી ખુલ્લો મુકી દીધો અને ઢંઢેરા રૂપે જાહેર કરી દીધું કે—વિદેશી વસ્ત્રોમાં હજારો લાખો કે કરોડો પંચેદ્રિય જીવોના વધની ચરબીથી બનેલી ખેલોનો વપરાશ થાય છે ને તેના ઉપરની સફાઇને માટે અસંખ્ય ઇંડાંઓનો રસ વપરાય છે. (આ-ઇંડાં પણ પંચેંદ્રિય જીવોનાંજ હોય છે.)

પ્રશ્ન ૯૫—આ વિષે કાંઇ જૈન મુનિઓ તરફથી કેમ પ્રકાશ થતો નથી? એ પણ એક આશ્ચર્યની વાત છે.

ઉત્તર—જૈન મુનિઓને જ્યાં સુધી વિદેશી વસ્ત્રનો મોહ હોય ત્યાં સુધી તે કેવી રીતે પ્રકાશ કરી શકે, આગળ વધીને કહીએ તો મહાવીરનાં વચનોનું રહસ્ય નહિ જાણનારા પોપટીયા જ્ઞાનની પેઠે સૂત્રોના પાઠ વાંચ્યેજ જાય, પણ આમા મહાવીર શું જણાવે છે એટલો પણ વિચાર ન કરે અને પોતાને બંધ બેસતી ટોપી માથે ઓઢી લે ત્યા સુધી એટલે પોતાને લગતી બાબતનો (પોતાની શ્રદ્ધાનો—પોતાની વર્તણુકનો) કકકો ઘુંટયાજ કરે ત્યાં સુધી તે મહાવીરના વચનનો રહસ્ય જાણી શકે નહિ તો પ્રકાશ કેવી રીતે કરી શકે? પણ જ્યારે મહાત્મા ગાંધીએ આ વાત પ્રકાશમાં મૂકી ત્યારે કાંઇક કાઇક જૈનોમાં પણ ચળવળાટ થવા લાગ્યો અને કોઇ કોઇ સાધુઓ પણ બહાર પડી મહાવીરના વચનોને પુષ્ટી કરવા પેપરદ્વારા કે નાના મોટા હેન્ડબીલોથી પ્રગટ કરવા કાઇક જાગૃત થયા હોય એમ જણાય છે ખરૂં.

પ્રશ્ન ૯૬—કોઇ જૈન મુનિ તરફથી કાઇ જાણવાજોગ નવીન બહાર પડ્યું છે? તે જણાવવા ઇચ્છા હોય તો જણાવશો.

ઉત્તર—સાંભળો (આ નીચેનો લેખ વર્ષ કરીને ગાંધીજી છ વર્ષની જેલના ગયેલા તે વર્ષને ઉદ્દેશીને લખાયો હોય એમ જણાય છે.

વહાલા હિંદ પુત્રો!

નવીન વર્ષમાં શું કરશો?

દર વર્ષે એક કરોડ જીવોને અભયદાન આપો?

હિંદુસ્થાનમાં પ્રથમ હાથથી કાંતેલા સૂતરનો અને હાથથી વણેલા કાપડનો વપરાશ હતો, હાલમાં ૭૫ વર્ષથી વિલાયતની કપડ આવવા

ખાતાં ખુલ્યાં હશે તે બધાનો અડસટ્ટો કોઇ કાઢે તો એક યુરોપ ખંડમાં દરરોજ અને દરવર્ષે કેટલાં પશુઓનો વધ થતો હશે? અને તેની નીકળેલી ચરબીથી બનેલાં સૂતર કાપડ તે કાપડને વળી સાફાઇ અને ચળકતા કરવામાં વપરાતા ઇંડાનાં રસ કે જેની કાંઇ સંખ્યા ગણી શકાય નહિ એટલા પંચેદ્રિય જીવોની હિંસાથી બનેલા વસ્ત્ર. તે વસ્ત્ર હિંદી પ્રજાને માટે પવિત્ર કેવી રીતે ગણી શકાય? અને જૈન પ્રજાને તો તેવાં વસ્ત્ર શરીરે અડકાડાયજ કયાંથી! તો પછી જૈન મુનિઓથી તેવાં વસ્ત્રનો પરિભોગ થાયજ કેવી રીતે?

આ ઉપરના લખાણથી કોઇએ એમ માની બેસવાનું નથી કે આ વિષય હિંદી પ્રજાનેજ માટે છે હિંદુસ્તાનમા ગણાતી પ્રજા કે જે હિંદુ મુસલમાન વગેરે તમામને લાગુ થાય છે. ચોપગા જાનવરો કે જેને ગાય, ભેંસ, બળદ વગેરેથી ઓળખાવ્યા છે, તેમાં વગેરે શબ્દથી ડુક્કર, સુવર, બુડી જાતનો પણ સમાવેશ થાય છે. સાભળવા પ્રમાણે આમા ડુક્કરની ચરબી પણ વિશેષ વપરાશમાં આવે છે. અને કહેવત પ્રમાણે "હિંદવાણે ગાય અને મુસલમાને સુવર" એટલે જેમ હિંદુ વર્ગમાં ગાયનું લોહી [illegible] ચરબી અગ્રાહ્ય ગણવામા આવે છે તેમજ મુસલમાનમા ડુક્કરનુ હાડ [illegible] અને ચરબી પણ અગ્રાહ્ય ગણાય છે તો પછી તેવી ચરબીના શેળભેળ વાળા [illegible] અનેક પશુઓના વધથી બનેલી—નીકળેલી ચરબીઓની ખેળથી બનેલું સૂતર કાપડ તમામ હિંદુ અને મુસલમાનને તો સદાકાળ અપવિત્રજ હોય. તો પછી જૈનની દ્રષ્ટિએ તો તમામ પચેદ્રિય જીવો સરખાજ હોય તેમા શો સદેહ? તો પછી જૈનના સાધુઓથી અનેક પંચેદ્રિય જીવોના વધથી બનેલા ચરબીવાળા અપવિત્ર વસ્ત્રો કે જે ઇડાના રસથી સાફાઇદાર થયેલા અને ચળકતા એવા કપડા શરીર ઉપર ધારણ થાયજ કયાથી? માટે આચારાંગ સૂત્રમા જે પાઠ જ્ઞાની પુરૂષોના વચનામૃતરૂપ દાખલ કરવામાં આવ્યો છે કે—જૈનના સાધુઓએ ધોયેલાં કે રગેલા વસ્ત્ર પહેરવા નહિ એવુ આગમ [illegible] જ્ઞાન મહાવીર પરમાત્મા સિવાય બીજો કોણ પ્રકાશવા સમર્થ છે?

ઉત્તર—તેના પણ અનેક કારણ છે. પ્રથમ કારણ તો એ કે જ્યાં એક ભિક્ખુને—એટલે એકલા સાધુને ઉદ્દેશીને નહિ રંગવાનો અને રંગેલાં વસ્ત્ર નહિ ધારણ કરવાનો પાઠ મૂકયો છે તે તો જિનકલ્પી તથા અભિગ્રહધારી સાધુને માટેજ જણાય છે અને જ્યાં સમગ્ર સાધુ સાધ્વીને માટે પાઠ મૂકયો છે, ત્યાંનો હેતુ એમ જણાય છે કે—જૈનના સાધુનો વેશ શ્વેત વસ્ત્રનો છે માટે તેને રંગવા કે રંગેલા ધારણ કરવા એટલે પેહરવા કલ્પે નહિ. એવો આચાર જૈનના સાધુનો જણાવ્યો. જૈનના સાધુ શ્વેતામ્બરીના નામથી ઓળખાય છે માટે જૈનના સાધુને રાતા પીળા કે બીજા કોઇપણ રંગના વસ્ત્ર રંગેલા પેહરવાનો આચાર નથી, તો રંગવાનું તો હોયજ કયાંથી ? અર્થાત્ જૈનના સાધુને વસ્ત્ર રંગવાનો તથા રંગેલા પેહરવાનો આચારાંગ સૂત્ર નિષેધ કરે છે.

પ્રશ્ન ૯૮—શિષ્ય—કોઇ કોઇ સાધુ આર્યા વસ્ત્રને લીંબોળી પ્રમુખનાં તેલ લગાવે છે અને એમ કહે છે કે આમ કરવાથી વસ્ત્રમાં જૂ પડતી નથી માટે અમે લગાવીએ છીએ તેનું કેમ ?

ઉત્તર—પરિસહ સહન કરવો એ સાધુનું કામ છે [illegible] પરિસહ સહન કરવાની શક્તિ નહિ હોય તે કદાચ એમ કરતા હશે, પણ [illegible]માં તો તેલાદિક લગાવવાની ચોકખી ના કહી છે અને લગાવે તેને પ્રાયશ્ચિત [illegible] છે. જુઓ નિશીથ સૂત્રનો ૧૮ મો ઉદ્દેશો—[illegible] (હૈદ્રાબાદવાળા) છાપેલ પાને ૨૦૯ને લખ્યું છે કે—[illegible] વિચાર કરે કિ મુઝે યહ નયા વસ્ત્ર પ્રાપ્ત હુવા હૈ ઇસે તેલ [illegible] લગાઉં ઐસા વિચાર કરને વાલેકો અચ્છા જાને [illegible] તેને [illegible] પ્રાયશ્ચિત કહેતે છે. વિચારો કે વસ્ત્રને તેલાદિક લગાવવાનો વિચાર કરવાવાળાને રૂડું જાણે કે આ વિચાર ઠીક કરે છે તેને પણ [illegible] ચોમાસી પ્રાયશ્ચિત કહ્યું તો પછી તેલાદિકનો પાસ દેવાવાળાને માટે તો કહેવુંજ શું ?

પ્રશ્ન ૯૯—ત્યારે કોઈ એમ કહે કે—[illegible] કહ્યું છે કે—

- - -બીજો દાખલો એવો બન્યો કે—એકાંતવાદીઓના પક્ષની કહેવાતી આર્યા હોવાથી તેનું અનુકરણ કરીને પોતાના દુર્ગંધીમય મલીન વસ્ત્રની અંદર અસંખ્ય જુકાઓની ઉત્પત્તિને લઈને તે વસ્ત્રને લિંબોળીના તેલમાં રગદોળવાથી જેની સંખ્યા પણ ન થઇ શકે તેટલી ખદખદતી જુકાઓનો ઢગલો થઇ પડયો કે તેમાની કેટલીક તો જીવિતવ્યથી રહિત પણ થઇ ગયેલી નજરે પડતી. આ વાત નજરે જોયેલના મુખથી સાભળેલી અને જેણે આ બાબતનો ઠપકો આપેલો તેની સામે કલેશ પણ કરેલો. આમાં ભગવંતની આજ્ઞા કયા આવીને સમાણી તેની કાંઇ સમજણ પડતી નથી.

પ્રશ્ન ૧૦૧—શિષ્ય-આવો ઉપરોક્ત જણાવ્યો તેવો મોટો અસંજમ સેવવા કરતા વસ્ત્રમાં જુકાઓ ન પડવાની બુદ્ધિથી રીતસર ધોવામા આવે તો શું ખોટુ છે?

ઉત્તર—અરે ભાઈ? એ વાત બંધ રાખ. વસ્ત્રના ધોવાણામાં તો તેઓ સાધુપણું પણ માનતા નથી. તો પછી એવાઓથી વસ્ત્ર ધોવાયજ કેમ? કેટલાક તો એમજ માની બેઠા હોય છે કે જેમ મેલાં કપડાં વધારે હોય તેમ મોક્ષગતિ ઢુકડી માને છે. જેમ એક સાધુએ માત્રાના પાત્રામાં સાધુપણું ગોધાઇ રહેલુ હતું તે ફોડીને પ્રગટ કરી દેખાડ્યુ તેમ કેટલાક જડવાદીઓને મલીન વસ્ત્રમાજ સાધુપણુ ગોપાઇ રહેલુ હોય એમ જણાય છે અને કેટલાક અપશ્રદ્ધાવાળા અભ્યંતર ગુણ દોષનો વિચાર નહિ કરતા માત્ર બાહ્ય ડોળમાજ મુઝાઈને નિદ્રામા ઉતરી પોતાના આત્માનું અહિત ચિંતવે છે તેવાઓની દયા આવે છે.

પ્રશ્ન ૧૦૨—સૂત્રમા જેમ કારણે તેલાદિ ચોપડવાની છુટ આપી છે, તેમ કારણે વસ્ત્રાદિક ધોવાની છુટ કોઇ ઠેકાણે છે ખરી?

છે ? જો કે જિનકલ્પી અને અભિગ્રહધારીને વસ્ત્ર ધોવાનો કલ્પ નથી તેથી તેઓ તેમના કલ્પ પ્રમાણે વર્તે, પણ તેમની નક્કલ લઇને બીજાઓ વર્તવા ધારે અને અર્થનો અનર્થ કરી નાખે તે કેટલા ગુન્હાને આધિન થાય છે ? તેની હદ રહેતી નથી.

પ્રશ્ન ૧૦૩—કોઇ એમ કહે કે–જિનકલ્પી યા અભિગ્રહધારી સાધુને માટે વસ્ત્ર નહિ ધોવા કે નહિ રંગવાનો કાયદો છે, તો તેમનાં વસ્ત્ર તો અતિશે મલિન હોય તો શુ તેના વસ્ત્રમાં જુકા પ્રમુખની ઉત્પત્તિ નહિ થતી હોય ?

તથા અભિગ્રહધારી સાધુઓનો જે કલ્પ કે વસ્ત્ર ધોવા રંગવાં નહિ અને ધોયેલાં કે રંગેલાં વસ્ત્ર પેહરવા પણ નહિ. તે કલ્પ નિર્દોષપણે સજ્જડ પાળે.

આ સંબંધી નિશિથ સૂત્રના ૧૮ મા ઉદ્દેશામા ૪૪ મા બોલથી ૬૫ મા બોલ સુધીમા એટલે (૨૨) સૂત્રોમા સમગ્ર તમામ સાધુ આર્યાના વસ્ત્રના સંબંધમા એક વખત ધોવા રંગવા વગેરેની ના કહી અને તેજ અધિકારે બીજી વખત હા કહી. તેનું સ્વરૂપ સમદ્દષ્ટિથી અનેકાંતવાદને જાણી ન્યાયપૂર્વક પ્રવૃત્તિ ચલાવે તેને કોઇ જાતનો સાધક, બાધક લાગવા સંભવ નથી, પણ તેમણે પ્રથમ એટલું તો ખાસ કરીને જાણવું જોઇએ કે આ વાક્ય ઉત્સર્ગ માર્ગનું છે કે અપવાદ માર્ગનું છે? એટલું પણ જાણ્યા વિના ગોળ ખોળ સરખો ગણે અને તમામ સાધુનો આચાર સરખોજ માને તેવાઓને માટે તો કહેવાનું હોયજ શું?

પ્રશ્ન ૧૦૪—નિશિથ સૂત્રમા ઉપર જણાવેલા (૨૨) સૂત્રોનું ઉત્સર્ગ અને અપવાદ માર્ગ એટલે ધોરણ માર્ગ અને કારણ માર્ગનું સ્વરૂપ જણાવશો?

ઉત્તર—હા, સાંભળો—જિનકલ્પી અને અભિગ્રહધારી સાધુને તો એકાંત પક્ષે ઉત્સર્ગ માર્ગજ છે. અને બાકીના સ્થવિરકલ્પી સાધુને ઉત્સર્ગ અને અપવાદ બન્ને માર્ગ છે. હવે ૧૮ મા ઉદ્દેશાના જે વસ્ત્ર સંબંધી (૨૨) સૂત્રો કહ્યા છે તેમાં ઘણા ભાગે નવા વસ્ત્રનેજ ઉદ્દેશીને કહેલ છે તેમાં જિનકલ્પી અને અભિગ્રહધારી તથા ઉત્સર્ગ માર્ગની પ્રવૃત્તિવાળા સાધુઓને માટે ૧૩ સૂત્રો એકાંત પક્ષે નિષેધનાજ છે, અને ૯ સૂત્રો સ્થવિરકલ્પીને માટે કારણે છૂટ આપવાના છે, તે નીચેના લખાણથી જાણી શકશે.

અવાજ કરતું હોય તે બંધ પાડવાને માટે ધોવાની જરૂર પડતી હોય એમ જણાય છે).

(૨) બે સૂત્રાં ૫૨–૫૩ માં, સુગંધીવાળાં વસ્ત્ર દુર્ગંધીવાળા કરવા નહિ, અને દુર્ગંધીવાળાં વસ્ત્ર સુગંધીવાળા કરવા નહિ.

(૩) ત્રણ સૂત્રાં ૫૪–૫૫–૫૬ માં, સાધુને સુગંધી વસ્ત્ર મળ્યે તેલાદિ લગાવવાં નહિ, તથા લોદ્રાદિકે રંગવા નહિ. તથા શીતોષ્ણાદિ પાણીથી ધોવાં નહિ. આ આચાર જિનકલ્પી પ્રમુખનો જણાય છે.

(૩) ત્રણ સૂત્રાં ૫૭–૫૮–૫૯ માં, સાધુને સુગંધવાળા વસ્ત્ર મળ્યે તે ટાળવાને માટે ત્રણ પસલી ઉપરાંત તેલ, તથા લોદ્રાદિ દ્રવ્યોથી રંગવા તથા સિતોષ્ણાદિક પાણીથી ધોવા નહિ

અહિયા સ્થવિરકલ્પીને, કારણે તેલાદિ લગાવાની તથા પાણીથી ધોવાની છૂટ આપી તેનું કારણ કે—સાધુને કોઈ સુગંધવાળું વસ્ત્ર મળ્યું તે પેહેરી ઓઢી ગોચરીયાદિક કારણે જાતાં કોઇ એવી ટીકા કરે કે જુઓ ભાઇ ! સાધુના વસ્ત્રમાં કેવા અત્તરાદિક સુગંધી પદાર્થો ભભકી રહ્યા છે ? વગેરે કારણોથી સાધુ તથા જૈન ધર્મની લઘુતા થાય, માટે સુગંધ ટાળવાની ભગવંતે આજ્ઞા આપી.

(૩) ત્રણ સૂત્રાં ૬૦–૬૧–૬૨ માં, સાધુ દુર્ગંધવાળાં વસ્ત્રને તેલાદિ કે કોઇ પ્રકારના દ્રવ્યોએ કરી સાફ કરવા નહિ તથા શીતોષ્ણાદિક જળે કરી ધોવાં પણ નહિ. એ જિનકલ્પી પ્રમુખનો વહેવાર.

(૩) ત્રણ સૂત્રાં ૬૩–૬૪–૬૫ માં, સાધુ દુર્ગંધી વસ્ત્ર મળ્યે છતે દુર્ગંધ ટાળવા માટે ઘણા દિવસ અથવા ત્રણ પસલી ઉપરાંત તેલાદિક તથા લોદ્રાદિક દ્રવ્યો લગાવે નહિ તથા ફાસુક અચિત્ શીતોષ્ણાદિક પાણીથી ધોવે પણ નહિ. અહિયા સ્થવિરકલ્પીને દુર્ગંધ ટાળવાદિ કારણે છૂટ આપી છે, તેમાં પાણીને માટે ત્રણ વખત ઉપરાંત પાણીએ કરી ધોવાં નહિ એમ અર્થમા જણાવે છે.

આચારાંગ સૂત્રમાં વસ્ત્રૈષણા અધ્યયનમાં એટલે ભાષાંતરમા અધ્યયન ૧૪ મે ઉદ્દેશે ૧ લે કલમ ૮૨૩ મી ૮૨૪ મી ૮૨૫ મી એ ત્રણ કલમમાં સાધુ સાધ્વીને માટે ઉપરની લખેલી બીના.નોજ સબંધ છે. તેમાં એમ જણાવે છે કે—से भिक्खु वा भिक्खुणी वा "णो णवए मेवत्थे" चिकट्टु णो बहु देसिएण सीतोदग वियडेण वा उसिणोदग वियडेण वा जाव पधोवेज्जा. (८२४) અહિયાં આકસે ત્રેવીસમા ચોવીસમા સૂત્રે સાધુ સાધ્વીને નવું વસ્ત્ર ન

હોય અને જુનાં વસ્ત્રથી નિભાવ કરવાનો હોય અને કોઇ દ્રવ્યથી સાફ કરવાની તથા ધોવાની જરૂર પડે તેમ જણાય તો સૂત્ર એમ જણાવે છે કે–णो बहु देसिएण એટલે ઉદ્દેશીને ઘણા દ્રવ્યથી કે ઘણા પાણીથી નહિ, પણ જોઇતા દ્રવ્યથી સાફ કરવાનું અને ધોવાનું કહ્યું અને (૨૫૬) મી કલમે પણ દુર્ગંધવાળા વસ્ત્રને સુધારવા માટે પણ એજ પ્રમાણે કહ્યું છે.

અને જુના વસ્ત્ર ધોવાને માટે બીજો અર્થ પણ થાય છે કે ઉદ્દેશીને ઘણાં થડા ( અચિત્ ) પાણીથી તથા ઘણા ગરમ પાણીથી ધોવાં નહિ. કારણ કે જુનાં વસ્ત્રમા ચુકાઓ પ્રમુખ હોય તો પીડા પામે

નિશિથ સૂત્રમા बहु दिवसिएण પાઠ છે તે આચારાંગની પેઠે बहु देसिएण પાઠનો સંભવ રહે છે.

પ્રશ્ન ૧૦૫—આચારાગ સૂત્રના બીજા શ્રુતસ્કધમાં વસ્ત્રૈષણા અધ્ય-યનમા, બીજે ઉદ્દેશે ભાષાતરની કલમ (૮૩૨ મી) તેમા ચોકખુ કહ્યું છે કે સાધુ આર્યાએ વસ્ત્ર ધોવા કે રંગવા નહિ, આ પાઠ ઉપરથી કેટલાક એકાતવાદી ધોવાનો નિષેધ કરે છે તેનું કેમ ?

ઉત્તર—આ વિષે પ્રથમ ઘણું લખાણ થઇ ગયું છે. અને સૂત્ર પાઠથી ઘણા ખુલ્લાસા અપાઈ ગયા છે, તથાપિ જો તેઓનો એવોજ હઠવાદ હોય તો માત્ર એકજ શબ્દને વળગી નહિ રહેતાં સૂત્રમાં કહેલા તમામ શબ્દનો સ્વીકાર કરવો પડશે જ્યારે વસ્ત્ર ધોવા નહિ, એવો હઠવાદ કરો છો તો તેલાદિ લગાડવાનું એટલે તેલથી રંગવાનો અને ધોયેલા અને રંગેલા વસ્ત્ર નહિ પહેરવાનો પણ હઠવાદ કરી તેને બધ પાડો અને ખાદી-ના વસ્ત્ર પહેરતાં શિખો. અને ત્યારપછીની કલમમા શુ કહ્યુ છે તેનો અમલ પણ સાથેજ કરો

પ્રશ્ન ૧૦૬—શિષ્ય–ત્યારપછીની કલમ તો (૮૩૩ મી છે) તેમાં વળી શુ કહ્યુ છે ? તે તો જણાવો.

ઉત્તર—સાભળો આઠસે તેત્રીસમી કલમમા એમ કહ્યુ છે કે–મુનિ અથવા આર્યાએ ભિક્ષા લેવા જતા યા ખરચુ પાણી જતા યા ગ્રામાનુગ્રામ વિહાર કરતા સઘળા વસ્ત્ર સાથે લેવા.

કહો મહાનુભાવો ? આ પ્રમાણે આ કાળે આ ક્ષેત્રે કોઇ સાધુ યા આર્યા વર્તે છે ખરા ? કે સર્વે ભડ ઉપગરણ સાથે લઇનેજ ગોચરી પાણી જાય છે.

અને જ્યારે એ પ્રમાણે ન વર્તી શકાય ત્યારે પછી ખોટા વાદ-

વિવાદ કે ઝગડા કરી ખોટા ઉપદેશ આપી દુનિયાને શામાટે ભ્રમિત બનાવવી પડે છે ?

સાધુનો શું આચાર છે અને આર્યાનો શું આચાર છે ? એ સૂત્રને જાણ્યા વિના કોઇ આર્યા, સાધુની નકલ લઇ એમ કહે કે અમે તો અમુક સાધુનો આચાર પાળીએ છીએ પણ એટલો વિચાર થતો નથી કે ભગવંતની આજ્ઞા શી છે ? ભગવંતે સાધુના કલ્પને માટે નગ્ન રહેવાની તથા એક વસ્ત્ર અને એક પાત્ર રાખવાની છૂટ આપી છે અને છેવટે ત્રણ વસ્ત્રથી વધારે તો ખપેજ નહિ. અર્થાત્ સાધુ વધુ ઓછાં વસ્ત્રથી રહી શકે, સાધુને માટે અનેક ભાંગા છે પણ આર્યાને માટે તો વસ્ત્ર સંબંધી એકજ ભાંગો છે કે આર્યાને ચાર પછેડીઓ ખપે તે પણ માન અને પ્રમાણ સહિત કહેલ છે.

જુઓ, ભાષાંતરમાં વસ્ત્રૈષણા અધ્યયન ૧૪ મે ઉદ્દેશે ૧ લે ( કલમ ૮૦૩ મી ) તથા લાલાવાળા છાપેલ પાને ૪૫૧ મે કહ્યું છે કે—

જે મુનિ સ્થિર સંઘયણનો ધણી, યુવાન. બળવાન, નિરોગી, મજબૂત બાંધાવાળો ત્રીજા ચોથા આરાનો જન્મેલો હોય તેણે એકજ વસ્ત્ર પહેરવું; બીજું નહિ પહેરવું અને આર્યાએ ચાર સાડીઓ (૪ પછેડીઓ) રાખવી:—તેમાં એક બે હાથના પનાવાળી, સ્થાનકમાં ઓઢવાની, બે ત્રણ હાથના પનાવાળી એક ગોચરીમાં ઓઢવાની ને બીજી સ્થંડિલે જતાં ઓઢવાની. અને એક ચાર હાથના પનાવાળી સમોસરણમાં ઓઢીને જવાની. એવી ચાર પછેડીઓ સાધ્વીએ રાખવી. કદિ એટલા પનાવાળા વસ્ત્ર ન મળે તો બીજા વસ્ત્રને સાથે સાંધી સીવી પૂરા કરવાં.

કહો ભાઇ ! આટલી બધી આર્યાને માટે ચોકશી કરે છે તેનું શું કારણ ? ચાર પછેડી સિવાય ચલોટે, જાંગીઓ, કંચવો વગેરે આર્યાના શરીરના રક્ષણ યેગ્ય પણ ઉપકરણો સૂત્રમા જણાવ્યા છે. છતાં કેટલીક આર્યા તો સૂત્ર વચનને અલગ મૂકી પોતાની મતિકલ્પનાએ ચાલનારા માત્ર એકાદ પછેડીથી તમામ વહેવાર ચલાવતા હોય તો ના નહિ, વ્યાખ્યાન વાણી ગોચરી પાણી અને સ્થંડીલ જવામાં જ્યારે એકજ પછેડી વપરાતી હોય તો તેણે સૂત્રની આજ્ઞાનો લોપ કર્યો એમ શામાટે ન કહી શકાય ? આર્યાથી ગોચરીની પછેડી સ્થંડિલ જવામા અને સ્થંડિલ જવાની પછેડી ગોચરીમા વપરાય નહિ તો પછી વ્યાખ્યાનમાં જવાની પછેડી તો બીજા કાર્યમાં વપરાયજ ક્યાથી ?

વળી સમોસરણમાં એટલે વ્યાખ્યાનમાં આર્યાને ઓઢીને જવાની પછેડી કેવી હોવી જોઇએ કે મેલી, ગોબરી, ગદી, ગંધાતી કે અંદર કોઇ

પ્રકારના ડાઘાવાળી બિભત્સ વેશવાળી કે કોઇ જોઇને જૈન ધર્મની કે સાધુ ધર્મની લઘુતા ન કરે એવી હોવી જોઇએ. એટલાજ માટે વ્યાખ્યાનની પછેડી જુદીજ કહી છે, અને તે શુદ્ધ અને સાફ હોવી જોઇએ. આર્યાના દેહનો ધર્મ બીજાજ પ્રકારનો હોવાને લઇને ભગવતે તેમને ચારે પછેડી નોખા નોખા પ્રસગમા વાપરવાને કાયદો કરવાનું કારણ માત્ર ધર્મની લઘુતા ન થવા દેવાને માટેજ છે.

પ્રશ્ન ૧૦૭—ત્યારે કોઇ એમ કહે કે-કારણ વશાત્ સાધુ આર્યાને વસ્ત્ર ધોવાની રજા ખુલ્લા શબ્દમાં કોઇ ઠેકાણે દેવામા આવી છે? હોય તો બતાવો.

ઉત્તર—નિશિથ સૂત્રના ૧૮ મા ઉદ્દેશામાં વિગતેથી સારી રીતે સમજાવ્યું છે, છતાં વિશેષ જાણવાની જરૂર હોય તો સાંભળો, નિશિથ સૂત્રના ૧૫ મા ઉદ્દેશામાં કહ્યું છે કે—

जेभिक्खू विभूसावडियाएवत्थंवा धोवइधोवंतंवा साइज्जइ ॥१५८॥

અર્થ—જો સાધુ (આર્યા) વિભૂષા કે લિયે વસ્ત્ર પાત્ર કમ્બલ રજોહરણ ધોવે, ધોતે કો અચ્છા જાને. + + તેને લઘુ ચૌમાસિક પ્રાયશ્ચિત આતા હૈ. એ પ્રમાણે લાલાજી તરફથી છપાયેલ પાને ૧૭૮ મે કહેલ છે તો વિચારો કે વિભૂષા એટલે શોભાના અર્થ વિના વસ્ત્રાદિ ધોવે તો પ્રાયશ્ચિત નથી.

સિદ્ધાંતની રચના ઓર છે સિદ્ધાંત અનેકાંતવાદી છે સૂત્રમાં તો એમ પણ કહ્યું છે કે અમુક કારણે ઉજળા કે મલીન વસ્ત્ર પહેરે તો પણ પ્રાયશ્ચિત આવે.

પ્રશ્ન ૧૦૮—એવું વળી કયાં કહ્યુ છે કે મલીન વસ્ત્ર પહેરવાથી પ્રાયશ્ચિત આવે?

ઉત્તર—જુઓ નિશિથ સૂત્રના ૬ ઠ્ઠા ઉદ્દેશે લાલાવાળા છપેલ પાને ૬૫ મે ૨૧ મા સૂત્રે ધોવાવાળાને, અને ૨૨ મા સૂત્રે જો સાધુ (આર્યા) અપને દોષ ઢકને કે એક રંગ વસ્ત્ર રખે, મલીન વસ્ત્ર રખે, તથા મોહ ઉપજાને વિચિત્ર રગકે વસ્ત્ર રખે, ઐસે કરતેકો અચ્છા જાને. + + તેને ગુરૂ ચૌમાસિક પ્રાયશ્ચિત આવે.

આનો પરમાર્થ એ છે કે-મૈથુનવૃત્તિથી શોભાર્થે કે મોહ ઉપજાવવા અર્થે ધોયેલાં કે રગેલાં ચિત્ર વિચિત્ર ગમે તેવાં ઉજળા ખખંખર વસ્ત્ર પહેરે અથવા પૂર્વકૃત, અકૃત સ્થાનના દોષને ઢાકવા છૂપાવવા લોકાપવાદ ટાળવા

આચારનો ડોળ દેખાડવા મલીન વસ્ત્ર ધારણ કરે તેને મોટું પ્રાયશ્ચિત આવે. આવા પણ ડોળઘાલુ દુનિયાને ઠગનારા, દુનિયા પાસે વાહ વાહના પોકાર પડાવનારા પણ હોય છે ખરા. પણ શાસ્ત્રમાં કાંઇ શરમ રાખે તેમ નથી, અનતજ્ઞાની પુરૂષે તો દરેક પ્રાણીના કૃત્યાકૃત્યના હૃદયના વિચારો આરીસાની પેઠે પ્રગટ કરી દેખાડયા અને તેના ઓધારને માટે પણ ભેગુજ જ્ઞાન આપતા ગયાં છે કે જેનો અમલ કરવો તે આત્માર્થી જીવોનું કર્તવ્ય છે.

આત્માર્થી જીવો માધ્યસ્થ વૃત્તિએ વર્તવાવાળા ખોટા ડોળમાં નહિ પડતાં અતિ ઉદ્ભટ વેષ કે અતિ મલીનતાના વેષમાં નહિ ગુંચાતા તટસ્થ વૃત્તિએ સાદા અને સરલ વેશને ધારણ કરી માત્ર પોતાના સંયમનો નિર્વાહ કરવા આડંબર કે દંભ વિના જેવા મળે તેવાં નિર્દોષ વસ્ત્રને ધારણ કરી પોતાનું જીવન ગાળવું તેમાંજ શ્રેય માને છે.

વેશમાં કંઇ મોક્ષ રહ્યો નથી, મોક્ષ તો જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધનાથી છે. વેશ માત્ર લોકને વિષે પ્રતીત ઉપજાવવાનું સ્થાનક છે. તેમાં પણ વેશ કેવો હોવો જોઇએ કે દુનિયાની દૃષ્ટિએ અયોગ્ય અને ખરાબ ન લાગે, ધર્મને નિંદાવાપણું ન થાય અને પોતાના સંયમનો સુખેથી નિર્વાહ થાય એવો સાદો નિર્મોહિ અને અનિંદનિક વેશ હોવો જોઇએ. વિભૂષાના આશય વિના કોઇ વસ્ત્રાદિકનું પક્ષાલન કરે તેમા સાધુપણાની નાસ્તિ માની પોતાના તથા અન્ય જનોના આત્માને મોટી નુકશાનીમાં ઉતારવા તે સત્ય પુરૂષોનું લક્ષણ નથી.

કદાપિ કોઇ અલ્પ વસ્ત્રપર નિભાવ કરવા વિશેષ ટકાઉને માટે વસ્ત્રને ધોવે અથવા મલીન વસ્ત્રમાં લીલફુલ કે જુકાદિકનો ઉપદ્રવ થતો અટકાવાને માટે ધોવે તેમા સાધુપણું નહિ માનનારા અથવા કોઇ શરીરની શોભાર્થે વસ્ત્રાદિક ધોનારા અલ્પદોષવાળાને સાધુપણાની નાસ્તિ માની બેસવું તે ચીંટીના ચોરને ફાંસીની શિક્ષા કરવા જેવા ફેંસલા આપવાવાળા તે પોતે સૂત્ર વિરોધી પ્રરૂપણાના કરવાવાળા પોતાનાજ આત્માને ઠગે છે. અર્થાત્ એવા દ્વેષદ્રષ્ટિવાળા પોતાના આત્માને મલીન બનાવી મોટી નુકશાનીમાં ઉતારે છે. એમ સૂત્રના ન્યાયથી સાબીત થાય છે.

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાલજી સ્વામી. તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત "શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા" ત્રીજો ભાગ સમાપ્ત.



પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા

## ભાગ ૪ થો.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા



## ભાગ ૪ થો.



પ્રશ્ન ૧—કેટલાક કહે છે કે–પ્રત્યેક વનસ્પતિમાં સંખ્યાતા તથા અસંખ્યાતા જીવનો સંભવ છે પણ અનંતાનો સંભવ નથી તે કેમ ?

ઉત્તર—પન્નવણાજી સૂત્રપદ ૧ લે–કહ્યું છે કે–તરણાના મૂળ ૧, કંદના મૂળ ૨, વંસના મૂળ ૩, એ ત્રણુને વિષે સંખ્યાતા, અસંખ્યાતા ને અનંતા જીવ હોય, એમ કહ્યું છે. ॥૧॥ વળી તેજ પદે વનસ્પતિના ૧૦ બોલ કહ્યા મૂળ ૧, કંદ ૨, ખંધ ૩, ત્વચા ૪, સાખા ૫, પ્રવાલ ૬, ટીસીદ પત્ર ૭ પુષ્પ ૮, ફળ ૯, બીજ ૧૦, એ દશ બોલ માંહી ભાંગતાં સમો ભાગો ચક્રાકારે દિસે તે અનંત જીવમય જાણવી, અને ભાગતાં વિષમ ભંગ તે વાંકો દિસે તે વનસ્પતિ માંહી પ્રત્યક જીવ જાણવ. ॥૨॥ વળી તેજ પદે વનસ્પતિનો મૂળ ૧, કંદ ૨, ખધ ૩, સાખા ૪, એ ચારના કાટથી છલ્લી જાડી હોય તે અનત જીવમય છાલ જાણવી. ॥૩॥ વળી તેજ પદે જે વનસ્પતિ મૂળ કંદાદિક સર્વ ચક્રાકારે સમો ભાંગો ભાંગતાં ગંઠી-ગર્ડું થાય પૃથ્વીની પેરે રાઇ પડે તે વનસ્પતિ અનંત જીવમય જાણવી. ॥૪॥ વળી જે વનસ્પતિમાં સળ તથા વેગન દિસે ગુપ્ત નસા જાળપર્વ રેખા જેહની દુધ સહિત તથા દુધ રહિત એહવી જે કુણી વનસ્પતિ હોય તે વનસ્પતિમાં અનતા જીવ જાણુવા. ॥૫॥ વળી તેજ પદે, ચાર જાતનાં પુષ્પ જળથી ઉપજ્યાં ૧, સ્થળથી ઉપજ્યાં ૨, બીટબંધ ૩, નાલબંધ ૪, એ ચારમાં કોઇ એકમાં સંખ્યાતા જીવ તથા કોઇ એકમાં અસંખ્યા જીવ, તથા કોઇ એકમાં અનત જીવ જાણુવા ॥ ॥ વળી નાલબંધ ફુલમાહી સંખ્યાતા જીવ અને પાખડી દીઠ એકેકો જીવ, અને કુણુ સુકુમાળ ફુલમાં અનંતા જીવ કહ્યા વળી પદ્મનીકંદ ૧, ઉત્પલનીકદ ૨, અનંતરકંદ ૩, તેમજ કીલીકા વનસ્પતિ વિશેષ એ ૪, એ સર્વમાંહી અનતા જીવ હોય. ॥૭॥ વળી સપાસ ૧, સજાવ ૨, ઉવહેલીકા ૩, કુડણુ ૪, કંદુક ૫, એ પાંચમાં અનંતા જીવ. ॥૮॥ વળી સર્વ સાધારણ, પ્રત્યેક વનસ્પતિ ઉગતી, કિસલય ટીસીરૂપ હોય ત્યાં લગી અનંત જીવ. પછી વૃદ્ધિ છતે પ્રત્યેક વનસ્પતિને વિષે પ્રત્યેક હોય અને અનંતકાયને વિષે અનંત જીવ જાણુવા. ॥૯॥ આ વિષે [illegible] છાપેલા પન્નવણા પદ ૧ લે પાને ૩૬ મે નીચે [illegible]

तण मूल कंद मूलो, वंसीमूलि त्तियावरे;
संखेज्ज मसंखिज्जा, बोधव्वा अणंतजीवाय. १

અથ ટીકા -तणेत्यादि ॥ तृणमूल कन्दमूलंपच्चापरं वंशीमूलं एतेषां मध्ये क्वचिज्जाति भेदतो देशभेदतो वा सङ्ख्याताजीवाः क्वचिदसङ्ख्याताः क्वचिदनन्ताश्चा ज्ञातव्या.

સીંઘોડામા, ગુચ્છમાં અનેક જીવ, પાદડામાં પ્રત્યેક જીવ અને ફળમાં બે જીવ-ગાથા બીજીનો અર્થ.

(પ્રશ્ન—પ્રત્યેક એટલે એક કે અસંખ્ય? ઉત્તર—પ્રત્યેક શબ્દે એક એક જુદા પણ થાય અને અસંખ્ય પણ થાય એમ જણાય છે)
ચાલતી ગાથા-પાને ૩૯ મે—

पुप्फा जलयाथलया, विंटबद्धाय णालिबद्धाय, संखिज्ज मसंखेज्जा, बोधव्वाणतजीवाय. २=पलडु ल्हसुण कंदेय. कदलीय कुडुंबए, एए परितजीवा, जेयावन्नेतहाविहा. ॥६॥

આ પ્રત્યેક વનસ્પતિ જણાય છે. આચારાંગજીના બીજા શ્રુતસ્કંધમાં લ્હસુણનાં વન કહ્યા છે. મુનિને લ્હસુણના વનમા જઇ આંબાની પેઠે છોલેલ પતીકા પાડેલ લેવા કલ્પે કહેલ છે લ્હસુણનાં ફળ નારંગીના ફળના અનુમાને હોય છે. તેમજ પલડુ વિષે પણ કોઇ એ નામની પ્રત્યેક વનસ્પતિ હોવી જોઇએ.

પાને ૪૧ મે—सव्वोवि किसलओ खलु, उग्गममाणो अणतओ भणिओ, सो चेव वि वड्ढंतो, होइ परित्तो अणतोवा. ॥१५॥ अथ टीकाः—

सव्वोऽवि किसलयो खलु उग्गममाणो अणंतओ भणिओ ॥ इत्यादि वक्ष्यमाणमविरुद्ध, मूलसमुच्छूनावस्था निर्वर्त्तनारम्भकाले किसलय त्वाभावादिति आह—प्रत्येक शरीरे वनस्पतिकायिकानां सर्व काल शरीरावस्था मधिकृत्य किं प्रत्येक शरीर त्वमुत कस्मिश्चिदवस्था विशेषेऽनन्त जीवत्वमपि सम्भवति, तथा साधारण वनस्पतिकायिकानामपि किं सर्व काल मनन्तजीवत्वमुत कदाचित्प्रत्येक शरीर त्वमपि भवति ततः आह—सव्वोवि किसलओ इत्यादि ॥ इह सर्व शब्दो परिशेषवाची सर्वोपि वनस्पतिकाय. प्रत्येक शरीरः साधारण एव किसलयावस्थामुपगतः सन् अनन्तकायस्तीर्थंकर गणधरैर्भणितः सएव किसलयरुप अनन्तकायिकः प्रवृ—

द्विगच्छन् अनंतो वा भवति परित्तो वा कथं ? उच्यते—यदि साधारण शरीरं निर्वर्त्यते तद साधारण एव भवति. अथ प्रत्येक शरीरं ततः प्रत्येक इति, कियतः काला दूर्द्ध प्रत्येको भवति ? इति चे दुच्यते—अन्तर्मुहूर्त्तास्तथाहि निगोदाना मुत्कर्षतोऽप्यन्तर्मुहूर्तकालं यावत् स्थितिरुक्ता ततोन्तर्मुहूर्त्तात्परतो विवर्त्तमानः प्रत्येको भवतीति.

એ પ્રમાણે પન્નવણાજીની ટીકામાં પણ કહ્યું છે. એટલી સાખે પ્રત્યેક વનસ્પતિમાં અનંતા જીવ કહ્યા છે તેનું શરીર સાધારણ જાણવું, અને પ્રત્યેક થયેથી પ્રત્યેક શરીર જાણવું ઇત્યર્થ: પન્નવણા પદ ૧ લે.

પ્રશ્ન ૨—આ ઉપરનું લખાણ બધું સાધારણ ભેદમાંનું છે. કારણ કે પન્નવણાજીમા પ્રત્યેક શરીર બાદર વનસ્પતિનો અધિકાર પૂરો થયા પછી સાધારણનો અધિકાર ચાલ્યો છે, તેમાં આ ઉપરનું લખાણ તમામ છે. તેનુ કેમ ?

ઉત્તર—એ વાત ખરી છે, પણ તેમા કારણ છે કે પ્રથમ સૂક્ષ્મ વનસ્પતિનું સ્વરૂપ જણાવીને પછી બાદર વનસ્પતિનો ભેદ જણાવ્યો તેના બે ભેદ કર્યા, એક પ્રત્યેક અને બીજો સાધારણ. તેમાં પ્રત્યેકમાં તો ફક્ત પ્રત્યેક જીવની ઉત્પત્તિનુંજ સ્વરૂપ જણાયું. પણ અનંત જીવની ઉત્પત્તિ જેમા રહેલી છે તે તમામ સાધારણના ભેદમાં દાખલ કરેલ છે, એટલે જ્યાં જ્યાં અનંત જીવની ઉત્પતિનો સંભવ તે તે બોલ સાધારણના ભેદમાં ગણેલ છે. એટલે સાધારણમાં એક પ્રત્યેક અનંતકાય અને બીજા નિગોદ અનંતકાયનું સ્વરૂપ જણાવ્યું છે. તે ઉપરની ગાથાઓ અને ટીકા વાચવાથી ખાત્રીજ થશે કે પ્રત્યેક વનસ્પતિમા અનંત જીવની ઉત્પત્તિ રહી છે તેથીજ તેને સાધારણના ભેદમા ગણી તેમાં દાખલ કરેલ છે.

પ્રશ્ન ૩—વિવિધ બોધસંગ્રહ (શ્રી લીંબડી સંપ્રદાયના ઉત્તમચંદજી મહારાજનો સુધારેલો) સંવત્ ૧૯૬૧ ની સાલમાં છપાયો છે. તેના પાને ૪૧ મે બોલ ૬૯ મો તેમા કહે છે કે પ્રત્યેક વનસ્પતિમા જીવ અનંતા ન હોય કેમકે પ્રત્યેક વનસ્પતિમાં એક શરીરે એકજ જીવ હોય તેને પ્રત્યેક કહેવાય. આ પ્રમાણે લખ્યું છે તેનુ કેમ ?

ઉત્તર—તે પ્રમાણે તેજ નામના થોકડા સંગ્રહમા અગાઉ છપાયેલામાં, તથા પુરાણા લખેલા તથા જ્ઞાનસાગરમા છપાયેલા છકાયના થોકડામાં પ્રત્યેક વનસ્પતિમાં સખ્યાતા, અસંખ્યાતા અને અનતા જીવ

કહ્યા છે તથાપિ અનંતાનો બોલ શા કારણથી કાઢી નાંખ્યો હશે તે તો તેમના હૃદયમાં રહ્યું પણ પન્નવણા સૂત્રમાં सव्वेवि किसलजो उग्गममाणो अणंत जीवओ भणिओ કહ્યું છે એટલે ઉગતા કિસલય (અંકુરા) માં અનંત જીવ કહ્યા છે. વળી સમો ભગો પડે તેમા પણ અનત જીવ કહ્યા છે, તેનું કારણ એ છે કે પ્રત્યેકને આશ્રિને સાધારણ ઉપજે તે સાધારણ ચવી જાય ત્યારે પ્રત્યેક રહે તેમાં સખ્યાતા, અસંખ્યાતા જીવ લાભે. વળી ઠાણાંગ ૧૦ મે ઠાણે अणंत मीस्सए ने पत्तेय मीस्सए એવો પાઠ છે તે ઉપરથી પૂર્વોક્ત વાત સાબિત થાય છે. ભગવતીજીના ૧૧ મા તથા ૨૧ મા શતકમાં એક પાનમાં એક જીવ કહ્યો છે તે એકલા પ્રત્યેકની અપેક્ષાએ કહ્યું છે, પણ પ્રત્યેકને આશ્રિને સાધારણ ઉપજે તેની અપેક્ષાએ કહ્યુ નથી.

પ્રશ્ન ૪—દશમે ઠાણે अणंत मस्सिए परित्तमीस्सए એ બે બોલ કહ્યા તે તો મિશ્ર ભાષાના બોલમા કહ્યા છે તેનું શું સમજવું ?

ઉત્તર—એનો પરમાર્થ એમ જણાય છે કે નિગોદ-કદ મૂલાદિક માં પ્રત્યેકનો ભેદ પત્રાદિક હોવા છતાં તેમાં અનંતકાય કહે અને પ્રત્યેક કહે તો મિશ્ર ભાષા લાગે, માટે જેમાં જે ભેદ લાભતો હોય તે ભેદ જણાવતાં દોષ નથી. પણ અહિંયાં એટલું તો નિશ્ચય થયુ કે કદમૂળમાં નિગોદમાં પ્રત્યેકનો ભેદ અને પ્રત્યેકમાં અનંતાનો ભેદ છે. એમ સાબિત થયું. અને ટીકા તથા ભાષામા પણ એજ પ્રમાણે કહ્યું છે. જુઓ ઠાણાંગજીના ૧૦ મે ઠાણે બાબુવાળા છાપેલ પાને ૫૫૮ મે—

ટીકા—अणंत मीसएत्ति ॥ अनत विषयं मिश्रक मनन्त मिश्रकं यथा मूल कंदादौ परीच पत्रादि मत्यनन्तकायोय मित्यभिदधतः ॥ परित्त मीसएत्ति ॥ परित्त विषयं मिश्रकं परीत्त मिश्रकं यथा अनन्तकाय लेश वति परीते परीत्तोय मित्य मिदधतः ॥८॥ ઇતિ ટીકાયાં

અથ ભાષા—કંદાદિકને વિષે પ્રત્યેક પત્રાદિ છતે અનતકાય કહે (અને પ્રત્યેકમા) થોડે અનંતકાય છતે પ્રત્યેક કહે

પ્રશ્ન ૫—બાદર નિગોદમા અનતાનો ભેદ લાભે કે સંખ્યાતા અસંખ્યાતા જીવનો ભેદ લાભે ખરો ?

ઉત્તર—ત્રણે પ્રકારના જીવનો ભેદ લાભે. તેમા જે બાદર નિગોદ નિગોદ રૂપે છે, તેમાં તો અનતાનોજ ભેદ લાભે એટલે જેટલી કદમૂળની જાતિ છે, તેમા તો ભગવતે અનતા જીવનોજ ભેદ કહ્યો છે પણ તેને

આશ્રિત ઉગતી હરીકાય તેમાં ત્રણે પ્રકારના સંખ્યાતા, અસંખ્યાતા ને અનંતા જીવ હોય જેમકે—મૂળાનો કાંદો અનંતા જીવમય હોય છે અને તેની ડાંડલી વગેરેમાં જ્યાં સુધી કુણાશનો ભાગ હોય, બટ દઈને ભાગે, સરખો ભાગો પડે તે કુણાશમાં અનંતા જીવ હોય અને કુણાશનો ભાગ મટયા પછી અસંખ્યાતા જીવ લાભે અને પાંદડું કાંઇક લીલું કાંઇક પીળું ત્યાં સુધી સંખ્યાતાનો ભાંગો સંભવે અને સર્વથા પીળું પડે ત્યારે એક જીવનો સંભવ અને જુદું પડે ત્યારે અચેત ગણાય છે, અને બીજમાં સૂકાણા પછી એક જીવ સંભવે છે, અને મૂળ, કંદમૂળની જાતિમા પણ કેટલા એવી જાતના હોય છે કે તેમાં પણ કાળાંતરે ત્રણે ભેદનો સંભવ હોય છે, અને કેટલાક એવા પણ હોય છે કે જેમા સદા કાળ અનંતાનો-જ ભેદ લાભે.

પ્રશ્ન ૬—એમ સાંભળીએ છીએ કે—એક લસણની કળીમાં અનંતા જીવ હોય છે પણ તે જીવ દેખાતા નથી તો કેમ કબૂલ થાય ?

ઉત્તર—જૈન શાસ્ત્રની કેટલીક બાબત શ્રદ્ધા ઉપર હોય છે. શ્રદ્ધા-વાળાને તે વાત તરત હૈયે બેસી જાય છે. નિગોદ સંબંધીની વ્યાખ્યાનું સ્વરૂપ ઘણું ગંભીર છે. તે વાત દ્રષ્ટિગોચરથી સાબીત થાય તેમ નથી, કાં તો શ્રદ્ધાથી સાબીત થાય કે કાં તો ન્યાયથી સાબીત થાય. માટે પન્ન વણાજીમાં લોઢાના ગોળાનો ન્યાય આપ્યો છે કે—જેમ લોઢાનો ગોળો તપાવ્યો થકો સર્વ ગોળો અગ્નિમય બની જાય છે એટલે તે લોહના ગોળા-માં જ્યા કલ્પના કરે ત્યાં અગ્નિ હોય તેમ નિગોદના અનંત જીવ એક કળીમાં જાણવા—વળી સહેલાઇથી સમજાય તેવો ન્યાય સાભળો. હજાર ઔષધિઓ એકઠી કરી તેનું સત્વ કાઢયું અથવા તે ઔષધિઓને વાટી લસોટી બારીકમાં બારીક કરી તેની ચણા જેવડી કે મગ જેવડી કે રાઇ જેવડી કે ખસખસ જેવડી ગોળીઓ વાળી તેમા એટલે જે ગોળીની પૃચ્છા કરે તેમા અગર સત્વના એક બારીકમા બારીક ટીપામાં હજારે દવાઓ આવી જાય કે કેમ ? જો તે વાત કબલ થાય તો તેજ ન્યાયે એક લસણની કળી-માં અનતા જીવ રહ્યા છે. જેમ એક ખસખમ જેવડી ગોળીમાં હજાર ઔષધિઓ રહી છે, પણ આપણે તેમાંની એકે ઔષધિને જાણી કે દેખી શકતા નથી તેમ લસણની કળીની અંદર રહેલા અનંતા જીવને આપણે દેખી શકતા નથી, તેથી ગોળીમાં ઔષધિનું ને લસણની કળીમા જીવનું નાસ્તિપણું નથી. ગોળીના દવાના ન્યાયે લસણની કળીમાં અનંતા જીવ છે તે વાત શાસ્ત્રથી સિદ્ધ થાય છે.

ઉપરની વાતને સાબીત કરી આપે એવા પ્રત્યક્ષ બે પુરાવા નીચે ટાંકીએ છીએ, સાંભળો–અસલની જુની ગુજરાતી છઠ્ઠી અગર સાતમી ચોપડીમાં એક પાઠ વાંચવામાં આવ્યો છે કે સૂરજમુખી નામના જીવડા થાય છે તે એવા તો બારીક હોય છે કે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોતા એક સુઇના નાકામા દશ હજાર જીવ સમાય એવા ઝીણા બારીક જીવો સૂરજ-મુખીના હોય છે, એમ તે લોકોએ નિર્ણય કરેલ છે.

તેમજ એક પાણીના બિંદુમા હાલતા ચાલતા ૩૬૪૫૦ જીવ સૂક્ષ્મ દર્શક યંત્ર વડે જોયાનું એક ચિત્ર પાલણપુર તરફથી બહાર પડ્યું છે તેમા આ પ્રમાણે લખ્યું છે કેઃ--

એક બુંદ પાણીકી તસ્બીર. સિદ્ધ પદાર્થ વિજ્ઞાન નામકી કિતાબ જો અલ્લાહાબાદ ગવર્નમેંટ પ્રેસમે છપી હૈ, જિસમે કેપ્ટન સ્કોર્સબિ સાહબને ખુદ દર્બીનસે ૩૬૪૫૦ જીવ ત્રસ (હીલતે ફિરતે) દેખે પ્રસિદ્ધ કર્ત્તા—પાલણપૂર નિવાસી મોદી તુલસીભાઇ ઝુમચંદ–શ્રી કૃષ્ણ લિથો પ્રેસ મુંબઇ.

આ પ્રમાણે ચિત્ર સાથે લખાણ કર્યું છે. તો વિચારો કે–અનંત જ્ઞાની કેવલી મહારાજે એક સુઇના અગ્ર ભાગે નિગોદના અનંત જીવ ભાખ્યા હોય અગર એક પાણીના બિંદુમાં અસંખ્યાતા જીવ ભાખ્યા હોય તેમા શું આશ્ચર્ય? ચર્મ ચક્ષુવાળા જ્યારે યંત્ર વડે કરીને આવી બારીક બાબતોને કબૂલ કરે છે તો પછી દિવ્ય ચક્ષુ જે કેવળ જ્ઞાન વડે એથી પણ બારીક વાત જાહેર કરે તે કેમ કબૂલ ન થાય? અર્થાત્ કબૂલ થાયજ. માટે એમ માનો કે, એક લસણની કળીમાં કે એક બટેટાના કકડામાં ભગવતે નિગોદના અનંતા જીવ રહ્યા છે તે સત્ય છે.

પ્રશ્ન ૭--ભગવતીજી શતક ૨૧ મા તથા ૨૨ મા બંને શતકમા પ્રત્યેક વનસ્પતિમા ઉપજવા આશ્રી જઘન્ય ૧–૨–૩ ઉત્કૃષ્ટા સંખ્યાતા, અસંખ્યાતા ને અનંતા જીવ આવી ઉપજે એમ કહ્યુ છે અને ત્રણે શતકે મૂળથી માડી દશ દશ બોલમાં એમ સમજવું. એ લેખે પ્રત્યેકમાં અનંતાનો ભાગો સંભવતો નથી.

ઉત્તર—ભગવતીજી શતક ૧૯ મે ઉદ્દેશે ૩ જે વનસ્પતિમાં એક હારે અનંતા જીવ ઉપજતી વેળા આહર કરે અને પન્નવણાજીના છઠ્ઠા વક્રંતી પદમા વનસ્પતિ કાયમા સમયે સમયે નિરંતર અનંતા ચવે ને ઉપજે કહેલ છે. તેમાં એક, બે, ત્રણ કે સંખ્યાતા, અસંખ્યાતાનો ભાગો કહ્યો નથી.

આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે પ્રત્યેકમાં તો જઘન્ય ૧-૨-૩ અને ઉત્કૃષ્ટા સંખ્યાતા, અસંખ્યાતાનોજ ભેદ હોય. પણ સાધારણ શબ્દમાં બે ભેદનો સમાવેશ સંભવે છે એક પ્રત્યેક અનંતકાય એટલે પ્રત્યેક મિશ્રિત અનંતકાય અને બીજો નિગોદ અનંતકાય, તેમાં પ્રત્યેક અનંતકાય સાધારણ જે હોય તેમાં જઘન્ય ૧-૨-૩ ઉત્કૃષ્ટા સંખ્યાતા, અસંખ્યાતા ને અનંતા જીવ અવી ઉપજે અને નિગોદ સાધારણ જે છે તેમાં તો સમયે સમયે અનંતા ઉપજે ને અનંતા ચવે તેનો જઘન્ય કે ઉત્કૃષ્ટો ભાગો નથી, એક અનંતાનોજ ભાગો ભગવતીજી તથા પન્નવણાજીમાં કહેલ છે. આ ઉપરથી પ્રત્યેક વનસ્પતિમાં અનંતા જીવનો ભાગો લાગુ થાય છે. જીવાભિગમની ૩જી પડિવૃતિમા તિર્યંચના બીજે ઉદ્દેશે બાબુવાળા છાપેલ પાને ૩૩૪માં વનસ્પતિના અધિકારે કહ્યુ છે કે—

जत्थिको तत्थसियसखिज्जा. सियअसंखिच्चजा, सियअणंता, से तं बादरवण स्सइकाइया,

અહિંયાં બાદર વનસ્પતિમાં કોઇ વખત સંખ્યાતા જીવ હોય, કોઇ વખત અસંખ્યાતા જીવ હોય, અને કોઇ વખત અનતા જીવ હોય. આ ઉપરથી પ્રત્યેક વનસ્પતિમાં અનતા જીવ સંભવે છે.

પ્રશ્ન ૮—નિગોદ કેટલા પ્રકારના ?

ઉત્તર—નિગોદ બે પ્રકારના, એક બાદર નિગોદ ૧ બીજો સૂક્ષ્મ નિગોદ ૨, હવે બાદર નિગોદ તે કંદમૂળ—આદુ, સુરણ, પ્રમુખ. તેમાં સુઇને અગ્ર ભાગે સમાય તેટલામાં અનંતા જીવ છે, એટલે સિદ્ધના જીવથી તે જીવ અનંત ગુણા છે અને સૂક્ષ્મ નિગોદ, સર્વથી અનત ગુણા છે.

હવે સૂક્ષ્મ નિગોદનુ સ્વરૂપ કહે છે. જેટલા લોકાકાશના પ્રદેશ છે તેટલા ગોળા છે, તે એકેક ગોળામાં અસખ્યાતા નિગોદ છે. નિગોદ શબ્દનો અર્થ એ છે જે અનંતા જીવના પિંડ ભૂત એક શરીર તેહને નિગોદ કહીએ. તે એકેકી નિગોદ મધ્યે અનંતા જીવ છે, તે અતીત કાળના સર્વ સમય, તથા અનાગત કાળના સર્વ સમય અને વર્તમાન કાળનો એક સમય તેને ભેળા કરી અનંતગુણા કરીએ. એટલા એક નિગોદમાં જીવ છે એટલે એટલા અનતા જીવ છે

પ્રશ્ન ૯—સૂક્ષ્મ નિગોદમાં દુખ કેટલું હશે ?

ઉત્તર—સૂક્ષ્મ નિગોદમા અનંતુ દુઃખ છે, તેનું ઉદાહરણ કહે છે. સાતમી નરકનુ આઉખુ તેત્રીશ સાગરોપમનુ છે, તે તેત્રીશ સાગરોપમના

જેટલા સમય થાય તેટલી વખત તેટલીવાર સાતમી નરકમાં ઉત્કૃષ્ટા તેત્રીશ સાગરોપમને આઉખે કોઇક જીવ ઉપજે તેટલા ભવમા જેટલુ છેદન ભેદનનું દુઃખ થાય તે સર્વ એકઠું કરીએ તેથી અનંતગુણું દુ.ખ નિગોદના જીવ એક સમયમા ભોગવે છે. દૃષ્ટાંત જેમ કોઇક મનુષ્યને સાડા ત્રણુ ક્રોડ લોઢાની સુઇને અગ્નિથી તપાવીને કોઇક દેવતા સમકાલે એકી સાથે ભોકે તેને જે વેદના થાય તેથી અનતગુણી વેદના નિગોદના જીવને છે. એમ આગમસારમાં કહ્યું છે.

પ્રશ્ન ૧૦—કેટલાક અવ્યવહાર રાશી અને વ્યવહાર રાશીની વાતો કરે છે, તો તેનું સ્વરૂપ કેવી રીતે હશે ?

ઉત્તર—વ્યવહાર રાશી અને અવ્યવહાર રાશી આ બે પ્રકારની રાશી કોઇ સૂત્રમાં મૂળ પાઠે ખુલ્લી રીતે જોવામાં આવતી નથી. પણ ગ્રંથકાર તે વિષે જણાવે છે કે—

નિગોદમા અનંતા જીવ એવા છે કે જે જીવ ત્રસપણું પહેલાં કયારે પણ પામ્યા નથી. અનતો કાળ પૂર્વે ગયો અને અનંતો કાળ જયે પણ તે જીવ વારંવાર ત્યાંજ ઉપજે અને ત્યાજ ચવે, એમ એકેક નિગોદમાં અનંતા અનંતા જીવ છે. તે નિગોદના બે ભેદ છે, એક વ્યવહાર રાશી નિગોદ અને બીજો અવ્યવહાર રાશી નિગોદ. તેમા જે બાદર એકેદ્રિયપણું કે ત્રસપણું પામીને પાછા નિગોદમાં જઇ પડયા છે તે નિગોદીયા જીવને વ્યવહાર રાશીયા કહીએ અને જે જીવ કોઇપણુ કાળે નિગોદમાંથી નીકળ્યા નથી તે જીવ અવ્યવહાર રાશીયા કહીએ અને અહિં મનુષ્યપણામાં જેટલા જીવ કર્મ ખપાવીને એક સમયમા મોક્ષ જાય છે તેટલા જીવ તેજ સમયે અવ્યવહાર રાશી સૂક્ષ્મ નિગોદમાંથી નીકળીને ઉંચા આવે છે, એટલે વ્યવહાર રાશીમા આવે છે. જો દશ જીવ મોક્ષ જાય તો દશ જીવ અવ્યવહારમાથી નીકળી વ્યવહાર રાશીમા આવે કોઇ વખત ભવ્ય જીવ ઓછા નીકળે તો તે ઠેકાણે એક બે અભવ્ય નીકળે પણ વ્યવહાર રાશીમાં જીવ કોઇ વધે ઘટે નહિં. એવા નિગોદના લોક માંહે અસંખ્યાતા ગોળા છે. તે છ દિશિના આવ્યા પુદ્ગલને આહારાદિપણે લે છે, તે સકળ ગોળા કહેવાય. અને લોકના અંતના પ્રદેશે જે નિગોદના ગોળા રહ્યા છે તેને ત્રણ દિશિના આહારની ફરસના છે, માટે તે વિકલ ગોલા કહીએ એ સૂક્ષ્મ નિગોદમાં પાંચ સ્થાવરના સૂક્ષ્મ જીવ તે સર્વ લોકમા કાજલની કુંપલીની પેરે ભર્યા થકા વ્યાપી રહ્યા છે. અને સાધારણપણું તો એક વનસ્પતિમાંજ છે પણ ચાર સ્થાવરમા નથી. એમ આગમસારમા કહેલ છે.

પ્રશ્ન ૧૧—શિષ્ય–અહિંયા એક સવાલ ઉભો થાય છે કે આગમસારમાં કહ્યા પ્રમાણે જો દશ જીવ મોક્ષ જાય તો દશ જીવ અવ્યવહાર રાશીમાથી નીકળી વ્યવહાર રાશીમાં આવે. કોઇ વખત ભવ્ય જીવ ઓછા નીકળે તો તે ઠેકાણે એક બે અભવ્ય નીકળે પણ વ્યવહાર રાશીમાં જીવ વધે ઘટે નહીં એમ કહ્યું પણ તેમા વાંધો આવે છે કે અભવ્ય જીવથી પડવાઇ સમદ્રષ્ટિ અનત ગુણા છે તો વ્યવહારમા અભવી આવતા જાય તો અનંતકાળે પણ પડવાઇ સમદ્રષ્ટિથી અભવીનો બોલ વધી જાય માટે તે વાત કેમ બને?

ઉત્તર—આ સંબધી કોઇ આચાર્યે તર્ક કરેલો તે વાચવામાં આવ્યો છે અને તેણે ઉપરનો બોલ વિરૂદ્ધ ગણીને એમ જણાવ્યું છે કે—જેટલા ભવ્ય જીવ મોક્ષ જાય તેટલાજ ભવ્ય જીવ અવ્યવહારમાથી વ્યવહાર રશીમાં આવે એટલે એકે બોલને વાંધો આવે નહિ.

આ ઉપરથી એમ પણ કેટલાકનુ માનવું છે કે–અઠ્ઠાણું બોલનો અલ્પ બહુત્વ જે છે તે વ્યવહાર રાશીનોજ છે.

પ્રશ્ન ૧૨—વ્યવહાર રાશી અને અવ્યવહાર રાશીનું સ્વરૂપ શું? અને કેવી રીતે જાણી શકીએ?

ઉત્તર—વ્યવહાર રાશી અને અવ્યવહાર રાશી માનવાવાળાનું એમ કહેવું છે કે–જેમ ત્રણ તળાવ હોય, તેમા પહેલુ તળાવ અખૂટ કોઇ કાળે ખૂટે નહિ એવું, બીજું એથી નાનુ અને ત્રીજું એથી નાનું, આ ત્રણે તળાવ અનાદિ માનવા તે ન્યાયે પેલા તળાવરૂપ અવ્યવહાર રાશીના જીવ ૧ બીજા તળાવરૂપ વ્યવહાર રાશીના જીવ ૨ ત્રીજા તળાવરૂપ સિદ્ધના જીવ ૩ આ ત્રણે બોલ અનાદિ અનંત છે. અવ્યવહારમાથી વ્યવહારમાં આવે અને વ્યવહારમાથી મોક્ષ જાય. જેટલા જીવ મોક્ષ જાય તેટલા ભવ્ય જીવ અવ્યવહારમાથી વ્યવહારમાં આવે એટલે વ્યવહાર રાશીમાં ઓછા થાય નહિ પણ જેટલા જીવ મોક્ષ જાય તેટલા અવ્યવહારમા ઓછા થાય. આમ કેટલાકનું માનવુ છે.

પ્રશ્ન ૧૩—નિગોદ નિગોદ પણે રહે તો ઉત્કૃષ્ટો અઢી પુદ્ગલ પરાવર્તન (કેટલો કાળ) રહે, એમ પન્નવણાજીમા કહ્યુ છે. તો અઢી પુદ્ગલે નિગોદનું અવશ્ય છાડવુજ જોઇએ એટલે નિગોદમાં રહેવા જીવને અઢી પુદ્ગલે અવશ્ય નિકળવી જોઇએ તો અવ્યવહાર રાશી અહિંયા લાગુ કેમ પડે તે કહો?

ઉત્તર—એ રાશી માનવાવાળાનું એમ કહેવું છે કે–એ બોલ વ્યવહાર રાશીના નિગોદ આશ્રી કહ્યો છે. અવ્યવહાર રાશીના નિગોદ માટે, કાયસ્થિતિનો બોલ છેજ નહિ.

પ્રશ્ન ૧૪—શિષ્ય—અવ્યવહાર રાશી માનવાવાળા જ્યારે એમ કહે છે કે હુજી અવ્યવહારમાથી જીવ વ્યવહારમાં આવ્યાજ નથી, એટલે નિગોદ સિવાય બીજું ઘર ભાળ્યુંજ નથી, અર્થાત્ સૂક્ષ્મ નિગોદમાંથી બાદર નિગોદમાં પણ આવ્યા નથી તો પછી બીજી ગતિને માટે કહેવું શું ? એક તરફથી આમ સાંભળીએ છીએ ત્યારે બીજી તરફથી એમ પણ સાંભળવામા આવે છે કે દરેક જીવ દરેક ઠેકાણે અનંતી વાર ઉત્પન્ન થઇ આવ્યો તેના માટે કહે છે કે–न सा जाइ न सा जोणी, न तं ठाणं न तं कुलं न जाया न मुआ तत्थ, सव्वेजविा अणतसो ।

એવી કોઇ જાતિ નથી, એવી કોઇ યોનિ નથી, એવું કોઇ સ્થાનક નથી, એવું કોઇ કુળ નથી, કે જેને વિષે કોઇ જીવ જન્મ્યો નથી કે ત્યાં મુઓ નથી. સર્વ જીવ સર્વ ઠેકાણે અનંતી વાર ઉત્પન્ન થઇ આવ્યા છે. અર્થાત્ સર્વ જીવ અનંતી વાર જન્મ્યા નથી કે મુઆ નથી એવી કોઇ જાતિ, યોનિ. સ્થાનક કે કુળ રહ્યું નથી. આ બન્ને પક્ષમાં કયો પક્ષ બળવાન છે તે જાણવુ જોઇએ ?

ઉત્તર—ઉપર આપેલો બન્ને પક્ષનો અભિપ્રાય ગ્રંથના આધારે છે, એટલે બન્ને રાશીને માનવાવાળા અને નહિ માનવાવાળાનું ઉપરનું લખાણ ગ્રંથના આધારથી છે. આ ઉપરથી એમ જણાય છે કે—બન્ને પક્ષની માન્યતાવાળા આચાર્યો પૂર્વે હોવા જોઇએ. અને તેઓ પોતપોતાની શ્રદ્ધાને મજબૂત કરવા પોતાને લગતા અભિપ્રાયો જણાવી ગયા હોય એમ જણાય છે.

પ્રશ્ન ૧૫—શિષ્ય–આ વિષે સૂત્રમાંથી કાંઇ ખુલાસો મળી આવે તેમ છે ?

ઉત્તર–સૂત્રમાં આ વિષે ખુલાસા તો ઘણા છે, પણ દરેક પક્ષવાળા પોતપોતાના પક્ષ તરફ ખેંચી જાય એનો નિર્ણય કેવી રીતે થઇ શકે ?

પ્રશ્ન–૧૬—શિષ્ય–સૂત્રમાં શુ કહ્યુ છે તે જો જાણવામાં આવે તો તે ઉપરથી બીજાઓને વિચાર કરવાનો વખત મળે, માટે સૂત્રકારનો અભિપ્રાય પણ જાણવો જોઇએ.

ઉત્તર—સાંભળો સૂત્રકારનો અભિપ્રાય. પ્રથમ વ્યવહાર રાશી અને અવ્યવહાર રાશી માનવા વાળા એમ કહે છે કે-માતૃસ્થાન વનસ્પતિ એટલે નિગોદનું ઘર છે, એટલે સર્વ જીવની પ્રથમ ઉત્પત્તિ નિગોદમાં છે. માટે તેને માતૃસ્થાન કહ્યું છે. સાખ ભગવતીજી શતક ૨૮મે ઉદ્દેશે ૧લે-બાબુવાળા છાપેલા પાને ૧૮૨૮ મેથી-કહ્યું છે કે-

जीवाणं भंते ! पावं कम्मं कहिंसमाज्जिणिसु कहिं समायरिसु ? गोयमा ! सव्वेव तावं तिरिक्ख जोणिएसु होज्जा १ अहवा तिरिक्ख जोणिएसु णेरइएसु य होज्जा २ अहवा तिरिक्ख जोणिएसु मणुस्सेसुय होज्जा ३ अहवा तिरिक्ख जोणिएसु य देवेसु य होज्जा ४ अहवा तिरिक्ख जोणिएसु य णेरइएसु मणुस्सेसु य होज्जा ५ अहवा तिरिक्ख जोणिए सु य णेरइएसु य देवेसु य होज्जा ६ अहवा तिरिक्ख जोणिएसु य मणुस्सेसु य देवेसु य होज्जा, अहवा तिरिक्खजोणिएसु य णेरइएसु य मणुस्सेसु य देवेसु य होज्जा ८ ઇત્યાદિ.

ભાષા——જીવ હે ભગવન્! પાપકર્મ પ્રત્યે કિસી ગતિને વર્તમાન છતાં ગ્રહ્યા કિસી ગતિને વિષે ભોગવ્યા ઇતિ પ્રશ્ન ઉત્તર-હે ગૌતમ! સગલાઇ પહિલા તિર્યંચ યોનિકને વિષે હુવે જે ભણી સર્વ જીવનો માતૃસ્થાન રૂપ તિર્યંચ યોનિ જાણવી તે ભણી તિર્યંચ યોનિકને વિષે સર્વ હુવે. ૧. ઇહાં અભિપ્રાય જેહ વિચાર્યા સમયને વિષે નારકાદિ હુયા તેહ અલ્પ પણે કરી સગલા પણિ સિદ્ધિ ગમને તથા તિર્યગ્ગતિ પ્રવેશે કરી નિર્લેપ પણે કરી નીકળ્યા એટલે કેઈ એક સિદ્ધ ગયા કેઇ એક તિર્યંચ ગતિ માંહે ગયા અનેરી ગતિ જીવ રહિત હુવે તિવાર પછી તિર્યંચ ગતિને અનંતપણે કરી અનિર્લેપણીય પણાં થકી તે તિર્યંચ તિહાંથી નીકળ્યા. તેહ સ્થાનકને વિષે નારકને વિષે નારકાદિપણે કરી ઉપના તિવારે તિર્યગ્ગતિને વિષે નારક ગત્યાદિ હેતુ ભૂત પાપકર્મ ઉપાયા એ એક ભાંગો ૧ ઇમ આગાલપણિ ભાવના કરવી. અથવા તિર્યંચ યોનિકને વિષે નારકીને વિષે હુવે. ૨. અથવા તિર્યંચ યોનિકને વિષે હુવે, મનુષ્ય યોનિકને વિષે હુવે. ૩ અથવા તિર્યંચ યોનિકને દેવને વિષે હુવે. ૪. એ દ્વિક સયોગી ભાગા ૩ જાણવા. ॥ અથવા તિર્યંચ યોનિકને વિષે, નારકીને વિષે, મનુષ્યને વિષે હુવે. ૫. અથવા તિર્યંચ યોનિકને વિષે, નારકીને વિષે, દેવને વિષે હુવે. ૬. અથવા તિર્યંચ યોનિકને વિષે, મનુષ્યને વિષે, દેવને વિષે હુવે. ૭ એ તીન ભાંગા ત્રિક સયોગે જાણવા. ॥ અથવા તિર્યંચ યોનિકને વિષે, નારકી-

ને વિષે, મનુષ્યને વિષે, દેવને વિષે હુવે. ૮ એ એક ભાંગો ચતુષ્ક સંયોગી હુવે. (ઇત્યાદિક અધિકાર છે)

ઉપરના ન્યાયથી વ્યવહાર અને અવ્યવહાર રાશી સાબીત થાય છે, તે વિચાર કરવાથી જણાશે.

અહિંયાં સર્વ જીવની ઉત્પત્તિ વનસ્પતિમાં કહી તે અવ્યવહાર રાશીના નિગોદ આશ્રી કહી, પ્રથમ જીવે ગ્રહવા અને ભોગવવા સંબંધીના પ્રશ્નમા ભગવતે ખુલ્લું કહ્યુ છે કે सव्वेव तावं तिरिक्ख जोणिएसु होज्जा એ પહેલે ભાગે સર્વ જીવને તિર્યંચ યોનિને વિષેજ કહેલ છે અને બાકીના સાત ભાંગામા પણ પ્રથમ પદે તિર્યંચ યોનિનેજ લાવેલ છે તે ઉપરથી એમ જણાય છે કે--અવ્યવહાર અને વ્યવહાર રાશીના તિર્યંચ યોનિને એટલે નિગોદને પ્રથમ પદે ગણી બાકીના ત્રણે ગતિના જીવ વ્યવહાર રાશીનાજ જોડયા છે. એમ બને રાશીના માનવાવાળાનો આપેલો દાખલો થયો

૨. દાખલો ૨ જો—ભગવતીજી શતક ૧ લે ઉદ્દેશે ૨ જે દરેક ગતિના જીવને સંસારમાં રહેવાનો સંચીઠણ કાળ કહ્યો છે. તેમાં ત્રણ પ્રકારના કાળ કહ્યા છે શૂન્યકાળ ૧. અશૂન્યકાળ ૨. અને મિશ્રકાળ ૩. તેમાં નારકી, દેવતા અને મનુષ્યમા એ ત્રણે ગતિમા ત્રણ ત્રણ કાળ કહ્યા, પરંતુ વનસ્પતિમા બેજ કાળ કહ્યા છે અશૂન્ય કાળ ૧. અને મિશ્રકાળ ૨, શૂન્યકાળ નહિ કહેવાનુ કારણ કે નિગોદ કદા કાળે શૂન્ય થાય તેમ નથી માટે શૂન્ય નિગોદમાં કહ્યો નથી.

પ્રશ્ન ૧૭—ઉપર કહેલા ત્રણ કાળનું સ્વરૂપ શી રીતે છે? તે જણાવશો?

ઉત્તર—સાંભળો–સચીઠણા તે તેજ ભવમા રહેવું તે.

૧ શૂન્યકાળ તે જ્યારે કહ્યા સમયના એટલે પૂછયા સમયના જીવ (જે ગતિની પૃચ્છા હોય તે ગતિના જીવ) સર્વે ચવીને ગત્યતરને પામ્યા એકે બાકી રહ્યો નથી. તે શૂન્યકાળ णिल्लेवणेहिं सव्वेहिं वट्टमाणेहिं सुन्नोउ. એટલે વર્તમાન પૂછયા સમયના સર્વ નિર્લેપ થઇ જાય તેને શૂન્યકાળ કહીએ

૨. અશૂન્યકાળ તે વર્તમાનકાળે પૂછયા સમયના (જે ગતિમા જે જીવ વર્તે છે) તેમાથી એકે ચવ્યો નથી તેમજ એકે નવો આવ્યો પણ નથી, જેટલા છે તેટલાજ રહે તે અશૂન્યકાળ કહીએ.

૩. મિશ્રકાળ તે પૂછયા સમયના (જે ગતિની પૃચ્છા હોય) તેમાથી ચવવા માંડયા, બીજા આવી ઉપજે છે, પરંતુ પૂછયા સમય માંહેનો એક પણ રહે ત્યાં સુધી મિશ્રકાળ કહીએ.

જો કે એક તિર્યંચ ગતિ વરજીને ત્રણ ગતિમાં ત્રણે કાળ કહ્યા છે અને તિર્યંચ ગતિમાં શૂન્યકાળ વરજીને બેજ કાળ કહ્યા. અશૂન્ય અને મિશ્ર તો તિર્યંચના નવ દંડક છે, તો તેના ભાંગા ઘણા થાય. આપણે તો નિગોદ સબંધીની વ્યાખ્યા છે, માટે નિગોદમા તો શૂન્યકાળ છેજ નહિ, બેજ કાળ કહ્યા છે. એ ઉપરથી પૂછયા સમયના નિગોદ સદાકાળ હોય. કોઇ કાળે શૂન્યપણું નથી. ટીકામાં કહ્યું છે કે एग निगोए णिच्चं આ ઉપરથી અવ્યવહાર અને વ્યવહાર રાશી સાબિત થાય છે.

૩. દાખલો ત્રીજો—ભગવતીજી શતક ૧૨ મે ઉદ્દેશે ૭ મે દરેક જીવને દરેક ઠેકાણે ઉત્પન્ન થવાના પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં ભગવંતે કહ્યું છે કે—असयं अदुवा अणंत खुत्तो એટલે અસયં અનેકવાર અદુવા અથવા અ૦ અનંત ખુત્તો અનંતવાર ઉત્પન્ન થયો, એવો અર્થ છે. તો અનેકવાર અથવા અનંતવાર ઉત્પન્ન થયો તેમાં અનંતવાર તો ઠીક કે પૂછયા સમય પહેલાં અનંતોકાળ ગયો, પણ પ્રથમ અનેકવાર કહ્યા પછી વચ્ચે અથવા નાખીને પછી અનંતવાર કહ્યું માટે પહેલો અનંતવાર કહેતાં સંખ્યાતીવાર અસંખ્યાતીવાર ઉત્પન્ન થયો એમ કહ્યું, તો તે ઉપરાંતનો અનંતોકાળ કયાં કાઢયો ? તેના ઉત્તરમા અવ્યવહાર રાશીમાં કાઢયો એમ ઠરે.

પ્રશ્ન ૧૮—ત્યારે કોઇ એમ કહે કે અમે તો ઉપરના પાઠનો એવો અર્થ કરીએ છીએ કે असयं એટલે એકવાર નહિ, अदुवा એટલે બે વાર નહિ, अणंत खुत्तो એટલે અનંતીવાર ઉપજ્યો, એવો અર્થ છે. આમ કેટલાક કહે છે તેનું કેમ ?

ઉત્તર—વાહ ! આ અર્થ કયાંથી ખોળી કાઢયો ? આ કઇ પોથીનું પાનું છે ? કઇ ડિક્ષનેરીમાથી આ અર્થ શોધી કાઢયો છે ? કયા સૂત્ર પાઠમાં. કઇ ટીકામા ભાષ્યમા કે ટબામાં આ અર્થ લખ્યો છે ? તે પણ જણાવવુંજ જોઇએ. આવો અર્થ કોઇ ઠેકાણે જોવામાં આવતો નથી. અને જયાં જોવામાં આવે છે ત્યાં સર્વ ઠેકાણે સરખોજ અર્થ જોવામાં આવે છે.

તમારા કહ્યા પ્રમાણે અસયંનો અર્થ એકવાર નહિ અને અદુવા એટલે બે વાર નહિ એવો અર્થ કોઇ ઠેકાણેથી નીકળવા સંભવ નથી.

પણ અસયં એટલે અનેકવાર અદુવા એટલે અથવા અણુંતખુત્તો એટલે અનંતવાર આનો અર્થ સૂત્રમા ઠાર ઠાર જોવામા આવે છે. માટે કઇ વાત સત્ય માનવી ?

પ્રશ્ન ૧૯—असयं अदुवा अणंतखुत्तो આનો અર્થ કોઇ સૂત્રમાથી ખુલ્લા શબ્દથી જણાવી શકશો ?

ઉત્તર—હાજી, સાંભળો ભગવતી શતક ૧૨ મે ઉદ્દેશે ૭ મે બાબુવાળા છાપેલા પાને ૧૦૪૩ મે નરકને વિષે એક જીવ આશ્રી તથા સર્વ જીવ આશ્રી ઉત્પન્ન થવાના પ્રશ્નના ઉત્તરમાં ભગવતે કહ્યું કે — असति अदुवा अणंतखुत्तो એ મૂલ પાઠ તેની ટીકા—

असइंति ॥ अस कृदनेकशः ॥ अदुवत्ति ॥ अथवा ॥ अणंत खुत्तोत्ति अनन्त कृत्वोनन्तवारान् ॥ અનુવાદમાં असकृदथवाऽनन्तकृत्वः । અને ભાષામા असइ अदुवा अणंतखुत्तो । હા ગૈતમ ! અનેકવાર વારવાર ઇત્યર્થ, અથવા અનન્તી વાર ઇત્યર્થ:

તેમજ શતક ૨૧ મે ઉદ્દેશે ૧ લે બાબુવાળા છાપેલા પાને ૧૫૨૪ મે શાલિ વ્રીહિ આદિના મૂળ પ્રમુખમા સર્વ પ્રાણી ભૂતાદિ ઉપન્યા સંબધીના પ્રશ્નના ઉત્તરમાં ભગવંતે કહ્યું કે—हंता गोयमा ! असतिअदुवा अणंत खुत्तो અનુવાદમાં ઉપર પ્રમાણે. ભાષામાં હા ગૈતમ ! અનેકવાર અથવા અનન્તીવાર ઉપન્યા.

હૈદ્રાબાદવળા લાલા તરફથી છપાયેલ ભગવતીજીમાં પણ ઉપરના અધિકારમાં અનેકવાર યાવત્ અનતવાર તેમજ અનેકવાર વા અનતવાર એવો અર્થ કર્યો છે.

પ્રશ્ન ૨૦—અહિયા કોઇ એમ કહે કે असइं નો અર્થ અનેકવાર થતો હોય તો એક નહિ તે અનેક, માટે એકવાર નહિ अदुवा બે વાર નહિ એવો અર્થ શામાટે ન થાય ?

ઉત્તર—જો તમારા કહ્યા પ્રમાણે असइं નો અર્થ એકવાર નહિ અદુવાનો અર્થ બે વાર નહિ, એ પ્રમાણે અર્થ થતો હોય તો કોઇપણ સૂત્રમાથી એવો અર્થ નીકળવો જોઇએ. તે તો કોઇ ઠેકાણે જોવામાં આવતો નથી અને જ્યાં જોવામાં આવે છે, ત્યા તો નીચે પ્રમાણે જોવામા આવે છે. સાંભળો—

આચારાંગ સૂત્ર શ્રુતસ્કંધ ૧ લે અધ્યયન બીજે ઉદ્દેશે ૩ જે બાબુવાળા પાને ૧૨૮ મે-से असइं उच्चागोए असतिं णीयागोए ભાષામાં અસઇનો અર્થ ટીકામાં असकृदनेकश: અનેક કહ્યો છે અને ભાષાંતરમાં (કલમ ૮૪ માં) અસઈનો અર્થ ઘણીવાર કર્યો છે.

ઉત્તરાધ્યયન અધ્યયન ૫ મે ગાથા ૩ જીમાં બાબુવાળા છાપેલા પાને ૨૦૧ મે बालाणं अकामं तु, मरणं असइं भवे; અહિંયાં અસઇનો અર્થ ટીકામાં असकृत् वारं वारं भवेत् કહેલ છે. ભાષામાં असकृत् वारं २ भवेत् બાલ ને અકામ મરણ વારંવાર હોય.

અધ્યયન ૯ ગાથા ૩૦ મી असइं तु मणुस्सेहिं, અહિંયાં અસઇનો અર્થ ટીકામાં તથા ભાષામા असकृत् વારંવાર કરેલ છે.

અધ્યયન ૧૯ મે ગાથા ૪૬ માં ચોથા પદમાં असइं दुक्ख भयाणि य અહિં અસઇનો અર્થ ટીકામાં તથા ભાષામાં असकृत् વારંવાર કરેલ છે.

હવે અદુવાનો અર્થ જણાવીએ છીએ. સાભળો—

આચારાંગ અધ્યયન ૧ લે ઉદ્દેશે ૩ જે ઉદકના અધિકારે બાબુવાળા છાપેલા પાને ૪૬ મે पुढोसत्थं पवेइयं अदुवा अदिणादाणं, कप्पइणे कप्पइणे पाउ अदुवा विभूसाए અહિંયાં બન્ને પદે અદુવાનો અર્થ અથવા કહ્યો છે. અને ભાષાતરની કલમ ૪૫-૪૬ માં પણ અથવા અર્થ કર્યો છે.

તથા અધ્યયન ૪ થે ઉદ્દેશે ૨ જે પાને ૨૨૪ મે अट्टा विसंता अदुवा पमत्ता અહિંયાં પણ અદુવાનો અર્થ અથવા કરેલ છે અને કલમ ૨૩૪ મીમા પણ અદુવાનો અથવા અર્થ કરેલ છે તથા એજ ઉદ્દેશે પાને ૨૨૮ મે एगे वदति अदुवा विणाणी, णाणी वयंति अदुवावि एगे આ બન્ને પદના અર્થમાં અદુવા શબ્દનો અર્થ અથવા લખ્યો છે તથા એજ ૪ થા અધ્યયને ૩ જે ઉદ્દેશે પાને ૨૩૭ મે दुक्खं च जाण अदुवा गमेस्सं અહિંયાં અદુવાનો અર્થ તથા કહ્યો છે. એમ ઘણે ઠેકાણે આચારાંગજીમાં અદુવાનો અર્થ અથવા કરેલ છે.

અને સૂયગડાંગજીમાં પણ ઘણે ઠેકાણે અદુવાનો અર્થ અથવા કરેલ કરેલ છે તે જણાવીએ છીએ.

સૂયગડાંગજીના પહેલા અધ્યયનમાં પહેલે ઉદ્દેશે ગાથા ૩ જીમા તથા ઉદ્દેશે ૨ જે, ગાથા ૨૦ મી તથા ઉદ્દેશે ૪થે ગાથા ૮ મી તથા અધ્યયન

૨ જે ઉદ્દેશે ૨ જે ગાથા ૧૪ મી તથા ગાથા ૩૧ મી તથા અધ્યયન ૪ થે ઉદ્દેશે ૧ લે ગાથા ૨૧ મી તથા અધ્યયન ૭ મે ગાથા ૪ થી તથા અધ્યયન ૧૩ મે ગાથા ૧૯ મી. એટલા ઠેકાણે અદુવાનો અર્થ અથવા કરેલ છે. અહિંયાં અસઇ અદુવા અણુંત ખુત્તો. આ શબ્દનો અર્થ ઉપરના દાખલા થી સ્પષ્ટ જણાયો કે અસયં અનેકવાર, અદુવા અથવા, અણુંત ખુત્તો અનંતીવાર ઉપન્યો. એટલે દરેક ઠેકાણે દરેક જીવ અનેકવાર અથવા અનંતવાર ઉપન્યો એમ સિદ્ધ થયું.

જો આપણે પ્રથમના બે પદનો અર્થ એકવાર નહિ, બે વાર નહિ એમ કલ્પિત અર્થ કરી બીજાઓને સમજાવીએ અને આપણે પણ કબૂલ કરીએ પરંતુ તેમાંથી બીજુ નીકળે તેનુ કેમ કરવું? હવે જ્યારે એકવાર નહિ બેવાર નહિ તો પછી છેવટના અનંતીવાર ઉત્પન્ન થવાના શબ્દથી અગાઉ બે બોલ કાયમ રહે છે તે એ કે સંખ્યાતીવાર અસંખ્યાતીવાર ઉત્પન્ન થયો એ વચલા ગાળામાંથી નીકળી આવે છે અને આ બે બોલને સૂત્રમાં અનેક શબ્દથી ઓળખાવેલ છે, માટે ગમે તો એકવાર નહિ, બે વાર નહિ, અનંતીવાર ઉત્પન્ન થયો એવો અર્થ કરો કે ગમે તો અનેકવાર અથવા અનંતીવાર ઉત્પન્ન થયો એવો અર્થ કરો, પણ સંખ્યાતીવાર, અસંખ્યાતીવાર ઉત્પન્ન થવાનું તો અવશ્ય કબૂલ કરવું પડશે. અને આજ શબ્દ ઉપરથી એટલે અસઇ અદુવા અણુંત ખુત્તો આ પાઠ ઉપરથી અને સૂત્રમાં કહેલા અર્થ ઉપરથી અવ્યવહાર અને વ્યવહારરાશી સાબીત થાય છે એ ૩ જો દાખલો.

૪ દાખલો ચોથો—જો સર્વ જીવ સર્વ ઠેકાણે અનંતીવાર ઉત્પન્ન થયા એમ માનીએ તો પહેલા દેવલોકનો ઇંદ્ર બે સાગરોપમની સ્થિતિએ ઉત્પન્ન થાય છે, તો એક ઇંદ્રના વખતમા અસંખ્યાતા જીવ મોક્ષ જાય. આ ઇંદ્રની જગ્યાએ એક પછી એક એમ સર્વ જીવ (અનંતીવાર નહિ પણ) એકેકવાર ઉત્પન્ન થાય તો મોક્ષ જવાવાળા જીવ, સર્વથી અસંખ્યાત ગુણુ જોશે. તે જીવ ક્યાંથી લાવવા? અને જો એકેક જીવને દરેક ઠેકાણે અનંતીવાર ઉત્પન્ન થવાનો સ્વભાવ છે, એટલે દરેક જીવ દરેક ઠેકાણે અનંતીવાર ઉત્પન્ન થયા એમ માનીએ તો લોકમા રહેલા જીવથી અસંખ્ય અનંતગુણા જીવ મોક્ષ જવાવાળા જોશે માટે न सा जाइ न सा जोणी ની ગાથાનો અર્થ અહિંયાં તૂટી જશે.

૫ દાખલો પાંચમો—ભગવતીજીના ૧૨ મા શતકના બીજે ઉદ્દેશે

જયંતી બાઇએ શ્રી ભગવંતને પ્રશ્ન કર્યું કે सव्वेविणं भंते भवसिद्धिया जीवा सिज्झिस्संति ? हंता जयती ! सव्वेविणं भवसिद्धिया जीवा सिज्झिस्संति ।

આ પાઠ ઉપરથી કેટલાકનું માનવું એમ થાય છે કે જયંતીએ પૂછયા સમયના ભવ્ય જીવના પ્રશ્નના ઉત્તરમાં ભગવંતે સર્વ ભવસિદ્ધિયા જીવ સિદ્ધ થવાની હા પાડી.

પ્રશ્ન ૨૧—આ ઉપરના પાઠથી એમ પણ સમજાય છે કે જયંતીએ એમ પ્રશ્ન શા માટે ન કર્યું હોય કે મહારાજ ! જે સિદ્ધ થશે તે સર્વ ભવ્યસિદ્ધિયા જીવ સિદ્ધ થશે ? (ગૌણતામા અભવી સિદ્ધ નહિ થાય) અને ભગવંતે પણ એજ ઉત્તર આપ્યો કે હંતા જયતી ! સર્વ ભવ્ય જીવ સિદ્ધ થશે એટલે જે સિદ્ધ થશે તે ભવ્ય જીવજ સિદ્ધ થશે (અર્થાત્ અભવ્ય જીવ સિદ્ધ નહિ થાય એ ગૌણતામા) આવો અર્થ શામાટે ન હોય કે સિદ્ધ થાનારા તો સર્વ ભવ્ય જીવજ હોય ?

ઉત્તર—જો જયંતીનું પ્રશ્ન અને ભગવંતનો ઉત્તર, ઉપર કહેલા એકજ સ્વરૂપનો એકજ અભિપ્રાયનો હોય તો એમ કહેવાને વાંધો નથી પણ જયંતીએ ફરીને પ્રશ્ન ઉથલાવ્યું છે કે જ્યારે સર્વ ભવ્ય જીવ સિદ્ધ થશે ત્યારે શુ ભવ્ય જીવનો વિરહ પડશે ? આ શબ્દ ઉપરથી પૂછયા સમયના સર્વ ભવ્ય જીવને સિદ્ધ થવાનુ આ પ્રશ્ન ગણાય. અને તેનો ઉત્તર પણ ભગવંતે હા કહ્યાનો તેજ પ્રમાણેનો ઠરે છે પણ ભગવંતે ભવ્ય જીવના વિરહની ના પાડી તેનું કારણ સમજવું જોઇએ.

પ્રશ્ન ૨૨–તે તો ઉઘાડું છે કે-જયતી બાઇ સમજ્યાં નથી અને જો સમજ્યા છે તો એમ સમજ્યા છે કે-સર્વ ભવ્ય જીવ સિદ્ધ થશે એમ સમજી ભવ્ય જીવના વિરહનું પ્રશ્ન કર્યું. અને તેના ઉત્તરમાં ભગવંતે ના પાડી અને જીવની રાશી કેટલી છે? તે જાણવાને આકાશ પ્રદેશની શ્રેણીનું દૃષ્ટાંત આપ્યું એટલે જયંતીબાઇ સમજી ગયા કે સર્વ ભવ્ય જીવ મોક્ષ નહીં જાય.

ખાલી થાય નહિ અર્થાત્ ત્રણે કાળના સમયથી પણ જીવની રાશી વધારે છે, માટે લોકમા ભવ્ય જીવનો વિરહ પડે તેમ નથી એમ ભગવતે જણાવ્યું અને જયતીબાઇ પણ સમજી ગયાં કે લોકમા જીવની રાશી ખૂટે તેમ નથી. મોક્ષ જવાવાળા જીવ વ્યવહાર રાશીમાજ હોય છે અને જે સમયે જેટલા ભવ્ય જીવ મોક્ષ જાય તેટલા ભવ્ય જીવ અવ્યવહારમાથી વ્યવહાર રાશીમા આવે એટલે ભવ્ય જીવનો વિરહ પડે નહિ

આનો પરમાર્થ એમ જણાય છે કે-જયતીબાઈએ પૂછ્યા સમયના સર્વ ભવ્ય જીવ મોક્ષ જાશે આ વાક્ય વ્યવહાર ભાષાનું હોય એમ જણાય છે. દાખલા તરીકે-જેમ કોઇ ભયના કારણસર સુબાઇ ખાલી કરવાનો સરકારનો હુકમ નિકળ્યો, પદર લાખ માણસની વસ્તીમાથી દશેક લાખ માણસ બહાર નીકળી ગયુ અર્થાત્ ઘણુ માણસ બહાર નીકળી જવાથી એમ કહેવામા આવે કે સુબાઇ ખાલી થઇ ગઈ એ ન્યાયે પૂછ્યા સમયના સર્વ ભવ્ય જીવ મોક્ષ જાશે એ વ્યવહાર વાકયે સત્ય છે. કારણ કે-દુર્ભવી-ત્રણ કાળમા મોક્ષ નહિ જવાવાળાને ગૌણતામાં ગણી બાકીના પૂછ્યા સમયના વ્યવહાર રાશીમા રહેલા સર્વ ભવ્ય જીવ મોક્ષ જાશે એમ જયતીબાઇને ભગવતે ઉત્તર આપ્યો હોય એમ જણાય છે. તત્ત્વ કેવળી ગમ્ય. એ પાંચમો દાખલો.

આ પાંચ દાખલે અવ્યવહાર રાશી અને વ્યવહાર રાશી એ બે રાશી માનવાવાળાનો અભિપ્રાય જણાવ્યો

પ્રશ્ન ૨૩—શિષ્ય-રાશી નહિ માનવાવાળા કોઇ સૂત્રના આધારથી સાબીત કરી બતાવે તેમ છે?

ઉત્તર-હા સાભળો-રાશી નહિ માનવાવાળા પ્રથમ એમ જણાવે છે કે-સૂત્રમા કોઇ ઠેકાણે ખુલ્લી રીતે રાશી કહી નથી ૨ બીજો દાખલો એ કે-ભગવતીજીમા શતક ૧૨ મે ઉદેશે ૭ મે પ્રથમ લોકની પૃચ્છા કરી કે હે ભગવતા લોક કેવડો? ત્યારે ભગવતે કહ્યુ કે અસખ્યાતા જોજનની કોડા કોડીઓ પ્રમાણે મોટો લોક કહ્યો ફેર ગોતમે પૂછ્યુ કે-અહે ભગવન્! એવડા મોટા લોકને વિષે છે કોઇ પરમાણુ પુદ્ગળ માત્ર પણ પ્રદેશ કે જે પ્રદેશને વિષે એહ જીવ જન્મ પામ્યો નથી તેમ મરણ પણ પામ્યો નથી ઇતિ. પ્રશ્ન-ઉત્તર-હે ગોતમ? એ અર્થ સમર્થ નહી એમ કહી શકાય નહી ગોતમે કારણ પુછ્યુ? ભગવતે ન્યાય આપ્યો કે હે ગોતમ? તે યથા નામે યથા દૃષ્ટાંતે કેઇ પુરૂષ અજા છાલી તેહના એકડાને અર્થે એક મોટા છાલી-બોકડાનો વાડો કરે તે પુરૂષ ત્યાં વાડામાહે જઘન્ય થકી એક અનવા

બે અથવા ત્રણ ઉત્કૃષ્ટ થકી અજા સહસ્ર પ્રક્ષેપ કરે. એટલે સો અજા–છાલા યોગ્યવાડાને વિષે ઉત્કૃષ્ટ થકી અજા સહસ્ર–હજાર છાલાનો પ્રક્ષેપ કર્યો તેહને અતિ સંકીર્ણપણે તેહ તે વાડાને વિષે ચારો પાણી પણ ઘણો દીએ તેણે કરી ઘણા મળમૂત્રનો પણ સંભવ કહ્યો, તે જઘન્ય એક દિવસ અથવા બે દિવસ અથવા ત્રણ દિવસ ઉત્કૃષ્ટો છ માસ તે અજા તે વાડા માંહે રહે છે. હે ગૌતમ! તેહ અજા છાલીના વાડાના કોઇ પરમાણુ પુદ્‌ગલ માત્ર પણ પ્રદેશજે, તેહ અજાને વડીનીતિ તેણે કરી લઘુનીતિ તેણે કરી શ્લેષ્માયે કરીને, નાકના મલે કરી, વમને કરીને, પિત્તે કરીને, પરૂયે કરીને, શુક્રે કરીને, રૂધિરે કરીને, ચામડીયે કરીને, રોમે કરીને, શૃંગે કરીને, ખુરે કરીને, નખ તે ખુરના અગ્રભાગ તેણે કરીને અણુસ્પર્શ્યાં પૂર્વે હોઇ શકે? ઇતિ પ્રશ્ન? ગૌતમ કહે અહો ભગવન્! તે સ્પર્શ્યા વિના ન રહે. વળી ભગવંત કહે હે ગૌતમ! તોપણ કોઇ પરમાણુ પુદ્‌ગલ તે અજાના મળમૂત્રાદિકે અણુસ્પર્શ્યો પ્રદેશ રહે, પણ આ લોકને વિષે નિશ્ચે કરીને એવો કોઇપણ પરમાણુ પુદ્‌ગલ નથી કે જે પ્રદેશને વિષે જીવ જન્મ્યો નથી કે મુઓ નથી. કારણ કે—लोगस्स सासयं भावं, संसारस्स अणादिभावं, जीवस्सय णिच्चभावं, कम्मबहुत्तं जम्मण मरण बाऊल्लंच पउच्च णत्थिकोइ परमाणु पोग्गल मेत्तेवि पएसे जत्थणं अयंजीवे णजाएवा णमएवावि सेतेणठेणं तं चेव जाव णमएवावि.।

લોકના શાશ્વતા ભાવ પ્રત્યે આશ્રયીને, વળી સંસારના અનાદિ ભાવ પ્રત્યે આશ્રયીને, જીવના નિત્ય ભાવ પ્રત્યે આશ્રયીને, કર્મના બહુલપણા થકી, જન્મ મરણના બાહુલ્યપણાને આશ્રયીને, નહી કોઇ પરમાણુ પુદ્‌ગલ માત્ર પણ પ્રદેશ કે જે પ્રદેશને વિષે એહ જીવ જન્મ્યો નહિ મરણ પણ નથી પામ્યો. તેણે અર્થે, ણં ઇતિ વાક્યાલંકારે, તેમજ યાવત્ મરણ પણ નથી પામ્યો એટલા લગે કહેવું.

અહિંયા એમ જણાવ્યું કે–આખા લોકની અંદર પરમાણુ માત્ર પણ જગ્યા કોઇ જીવ જન્મ મરણે કરી સ્પર્શ્યા વિના રહ્યો નથી. એ બીજો દાખલો.

૩ દાખલો ૩ જો—ઉપરના ચાલતા અધિકારે દરેક ગતિના જીવની ઉત્પત્તિની પૃચ્છાના ઉત્તરમાં असइं अदुवा अणंत खुत्तो. એટલે એકવાર નહિ, બેવાર નહિ, અનંતવાર ઉત્પન્ન થયો. એ ત્રીજો દાખલો.

૪ દાખલો ચોથો—શ્રીપન્નવણાજી સૂત્રના પંદરમા ઇંદ્રિય પદમાં કહ્યું છે કે–દરેક જીવે પૂર્વે અનંતી ઇંદ્રિયો કરી એટલે દ્રવ્ય ઇંદ્રિય ૮ની

પૃચ્છાના પ્રશ્નના ઉત્તરમાં ભગવંતે કહ્યું છે કે-સર્વ જીવે પૂર્વે દ્રવ્ય ઇંદ્રિયો અનંતી કરી, વર્તમાન કાળે જેને જેટલી ઇંદ્રિય હોય તેટલી કહી, અને આવતે કાળે કોઇ કરશે, કોઇ નહિ કરે, કરશે તો એક, બે, ત્રણ, જાવત્ સંખ્યાતી, અસખ્યાતી, ને અનતી કરશે એમ કહ્યું છે

જ્યારે સર્વ જીવે પૂર્વે અનંતી ઇંદ્રિયો કરી હોય ત્યારે અસઇનો પાઠ તૂટી જાય છે અને અસઇનો પાઠ તૂટે ત્યારે અવ્યવહાર અને વ્યવહાર રાશી પણ તૂટે. માટે આ દાખલો રાશી નહિ માનવાવાળાના પક્ષને બળવાન કરે છે. એ ચોથો દાખલો

આ ચાર દાખલે રાશી નહિ માનવાવાળા પોતાનો પક્ષ બળવાન ગણે છે.

પ્રશ્ન ૨૪—શિષ્ય-રાશીને માનવાવાળા અને નહિ માનવાવાળા આ બે પક્ષમાં સૂત્રના ન્યાયે કયો પક્ષ બળવાન ગણાય ?

ઉત્તર—પોતપોતાના મતે તો બન્ને પક્ષ બળવાન છે, પણ રાશી માનવાવાળાના દાખલા જેવા સજ્જડ જોવામા આવે છે તેવા નહિ માનવાવાળાના દાખલા મજબૂત હોય એમ જણાતુ નથી.

પ્રશ્ન ૨૫—શિષ્ય-રાશી નહિ માનવાવાળાએ આપેલા ૪ દાખલામાથી બીજું કાઇ નીકળે તેમ છે? જો હોય તો તે પણ જણાવશો કે જેથી ભવ્ય જીવોને વિશેષ જ્ઞાન થાય.

ઉત્તર—ભગવંતનું જ્ઞાન અનતુ છે. સૂત્રમાં અનેક રહસ્યો રહેલા છે. એકાતવાદીની પોતાની માન્યતા તરફ દ્દષ્ટી ખેંચાય છે અને અનેકાંતવાદીને સત્ય શુ છે તે જોવાને માટે ચારે તરફ દૃષ્ટિનો પસાર કરવો પડે છે.

રાશી નહિ માનવાવાળા જ્યારે એમ જણાવે છે કે-સૂત્રમાં કોઇ ઠેકાણે રાશી કહી નથી એ વાત સત્ય છે પણ તેને લગતા દાખલા મળી આવે તો તે વાત આપણે કબૂલ કરવીજ જોઇએ સૂત્રમાં જીવનું માતૃસ્થાન નિગોદ કહેલ છે. એ ઉપરથી અવ્યવહાર રાશી સાબીત થાય છે.

બીજો દાખલો જે ભગવતીજીના ૧૨ મા શતકના ૭ મા ઉદ્દેશાનો આપ્યો કે-લોકની અદર પરમાણુ માત્ર પણ જગ્યા કોઇ જીવ જન્મ મરણે કરી સ્પર્ષ્યા વિના રહ્યો નથી આ વાત સંભવિત છે કારણ કે-સૂક્ષ્મનિગોદ આખા લોકમાં ઠાસોઠાસ ભર્યા છે એક પણ પરમાણુ જેટલી જગ્યા સૂક્ષ્મ નિગોદના સ્પર્ષ્યા વિનાની છે નહિ સૂક્ષ્મ નિગોદના જીવ એક શ્વાસોશ્વાસમા

છે. જો આ વાત કબુલ રાખીયે તો તેના સામે જે સવાલ ઉભો થાય છે તે પણ લક્ષ બહાર કાઢી નાખવા જેવો નથી તે એ કે કદી ૭૭ મહિનાના આંતરે એકેક જીવ મોક્ષ જાય તો પણ સર્વ જીવથી અસખ્ય અનંત ગુણા જીવ મોક્ષ જવાવાળા સાબીત કરી દેવા પડશે સૂત્ર એમ જણાવે છે કે—જ્યારે પૂછો ત્યારે સિદ્ધના જીવ, સર્વ જીવને અનતમે ભાગે હોય. અર્થાત્ સૂક્ષ્મ નિગોદના અનત જીવમય અસખ્ય શરીર માહેલા એક શરીરમાં રહેલા અનત જીવ જેટલા મોક્ષ ગયા નથી અને જશે પણ નહિ. આ સૂત્ર વચનને, ઉપરનો ન્યાય તદ્દન ઉલટોજ લાગશે માટે અસઈને આગળ કરી એટલે અનેકવર અથવા અનતવાર ઉત્પન્ન થયાનો પાઠ અવ્યવહાર અને વ્યવહાર રાશીની સાથે જોડી સરવાળો મેળવશે તો બે દુ ચારની પેઠે સરખી લીટીએ સાચો સરવાળો આવી ઉભો રહેશે

હવે ચોથો દાખલો પન્નવણાજીના ૧૫ મા પદનો ઈંદ્રિય પદનો આપ્યો છે તે દાખલો રાશી નહિ માનવાવાળાના પક્ષને બળવાન કરે તેવો છે. દરેક દંડકના જીવે તથા દરેક દડક ઉપર દરેક દડકના જીવની પૃચ્છા કરતા અતિતા ગયા કાળે અનતી ઇંદ્રિયો કરી તેમા બીજો કેઇ જાતનો ભાગો જોવામા આવતો નથી. જો કે આ દાખલો છે તો સજ્જડ તોપણ રાશી માનવાવાળા તો એમ કહીને ઉભા રહેશે કે—અવ્યવહાર રાશીમાથી નીકળેલા અનંત કાળના ચોવીશે દડકના જીવે અતિતા ગત કાળે અનંતી ઇંદ્રિયો કરી તે વ્યવહાર રાશીના જીવ આશ્રી કહેતા વાંધો જણાતો નથી.

એમજ દાખલો પાંચમો જીવાભિગમમાં કહ્યું છે કેઃ—

इमीसेणं भंते रयण प्पभाए पुढवीए सव्वजीवा उववण पुव्वासव्वजीवाउववणा गो० इमीसेणं रयण उभाए पुढवीए सव्वजीवापाववग पुव्वानोचेवणं सव्व-जीवाउववणा एवंजाव अहेसत्तमाए पुढवीए ॥

અહિયાં ભગવંત પ્રતે પૃચ્છા કરી કે આ રત્ન પ્રભા પૃથ્વીએ સર્વ જીવ પૂર્વે ઉપના? તથા વર્તમાને સર્વ જીવ ઉપના છે? ભગવંતે કહ્યુ હે ગૌતમ! આ રત્ન પ્રભા પૃથ્વીએ સર્વ જીવ પૂર્વે ઉપન્યા પણ સર્વ જીવ હમણા ઉપન્યા છે, એમ ન કહેવાય. એમ જાવત્ સાતમી નરક સુધી જાણવું ૧. એમ સર્વ જીવે છડવા આશ્રી ૨. તથા રત્ન પ્રભાદિ સાતે નરકે સર્વ પૃદ્ગલ ગ્રહણ કરવા સબધી ૩. ત્યાંથી સર્વ પૃદ્ગલ છાડવા સંબધી ૪. એમ ચારે બોલે પૂર્વની હા અને વર્તમાનની ના કહી. આમાં પણ બીજો ભાગો છે નહિ તેથી રાશી નહિ માનવાવાળાનો પક્ષ

બળવાન છે, પણ આ પૃચ્છા વ્યવહાર રાશીના જીવની છે એમ રાશી માનવાવાળાનું માનવું છે. તત્ત્વ કેવળી ગમ્ય.

પ્રશ્ન ૨૬—શિષ્ય અસઇનો અર્થ ખરી રીતે શું સમજવો ?

ઉત્તર—સૂત્રમાં કહ્યા પ્રમાણે અસઇનો અર્થ અનેકજ થાય છે.

પ્રશ્ન ૨૭—અનેક એટલે એક નહિ, એમ કહી શકાય કે નહિ ?

ઉત્તર—સૂત્રમાં બેથી માંડી સંખ્યાતા અસંખ્યાતા સુધીની ગણતરીને અનેક કહેવામાં આવેલ છે.

પ્રશ્ન ૨૮—દરેક જીવને દરેક ઠેકાણે ઉત્પન્ન થવાના પ્રશ્નના ઉત્તરમાં અનેકવાર અથવા અનંતીવાર ઉત્પન્ન થવાનું કહ્યું તો ગયો કાળ તો અનંતો ગયો, અનંતા પુદ્ગલ પરાવર્તન ગયા, અને પૂછ્યા સમયનો જીવ અનેકવાર માંહેલો હોય તો તેણે અનંતોકાળ કયાં કાઢયો ?

ઉત્તર—અવ્યવહાર રાશીના સૂક્ષ્મ નિગોદમાં અનંતોકાળ કાઢયો એમ બે રાશી માનવાવાળાનું કહેવું છે.

પ્રશ્ન ૨૯—સમુચ્ચે, નિગોદમાં અનંતોકાળ કાઢયો કહીએ તો કેમ તેમાં કાંઇ વાંધો ખરો ?

ઉત્તર—સમુચ્ચે નિગોદમાં કહીએ તો સમુચ્ચે નિગોદ નિગોદપણે રહેતો અઢી પુદ્ગલ પરાવર્તનના સમય જેટલો કાળ રહે પછી અવશ્ય નિગોદપણું છાડવુંજ જોઇએ એ વ્યવહાર રાશીના નિગોદનો કાળ કહ્યો. અને અવ્યવહાર રાશીના 'નિગોદના કાળની ગણના છેજ નહિ માટે વ્યવહાર રાશીમાં અનેકવાર ઉત્પન્ન થયેલા જીવનો તે પહેલાંનો ગતકાળ અવ્યવહાર રાશી નિગોદમાં કાઢયો કહેવાય.

પ્રશ્ન ૩૦.—અવ્યવહાર રાશીમાંથી નીકળેલો જીવ જે ગતિમાં પ્રથમ આવ્યો હોય અને તેજ સમયની તે જીવની પૃચ્છા હોય તેને અસઇનો શબ્દ કેવી રીતે લાગુ થાય ? અસઇનો અર્થ અનેકવાર અને અનેકનો અર્થ બેથી માંડી સંખ્યાતી અસંખ્યાતી વાર થાય છે, તો પહેલાજ ભવને માટે શું સમજવું ?

ઉત્તર—એ તર્ક સાચો છે, પણ અવ્યવહારમાંથી નીકળી વ્યવહાર રાશીમાં આવેલા જીવને ઓછામાં ઓછા જે ગતિમાં આવે તે ગતિના બે ભવ તો અવશ્ય કરવાજ પડે, માટે ભવિષ્યનો ભવ સાથે ગણીને કડસાણે કડે એક ભવ જેણે કર્યો તે બીજો ભવ તો અવશ્ય કરવાનોજ. માટે સૂત્ર-

અનંતા જીવ છે. એક શરીરમા રહેલા જીવ જેટલા ત્રણ કાળમ મુક્તિએ ગયા નથી અને જશે પણ નહિ એમ સૂત્ર જણાવે છે.

પ્રશ્ન ૩૨—શ્રી પન્નવણાજી પદ ૧ લે કહ્યું કે વનસ્પતિમાં એ પર્યાપ્તાની નિશ્રાએ સંખ્યાતા અસંખ્યાતા તથા અનંતા અપર્યાપ્તા રહ્યા છે, અને પદ ૩ જે કહ્યુ કે-અપર્યાપ્તા કરતા પર્યાપ્તા સંખેર્જા ગુણ છે તે કેમ?

ઉત્તર—બાદર નિગોદના એક પર્યાપ્તાને આશ્રીને તેની નિશ્રાએ સંખ્યાતા, અસંખ્યાતા, અનંતા અપર્યાપ્તા છે, કારણ કે તેને છેદાવા ભેદાવાપણું વધારે છે, માટે અપર્યાપ્તાપણે મરવાવાળા જીવ ઘણા છે, અને સૂક્ષ્મ જીવ છેદાતા ભેદાતા નથી, માટે, પર્યાપ્તા પૂરા થઇને મરે છે, માટે અપર્યાપ્તા પૂછયા સમય થોડા છે, પર્યાપ્તા તે કરતા સંખેજ ગુણા છે.

પ્રશ્ન ૩૩—પાચ સ્થાવર સૂક્ષ્મ બાદરના શરીરની અવઘેણા શી રીતે?

ઉત્તર—સૂક્ષ્મ વનસ્પાતના શરીરની અવઘેણા ઉત્કૃષ્ટી અંગુલના અસંખ્યાતમા ભાગની છે. તેથી અસંખ્યાતગુણી સૂક્ષ્મ વાઉ કાયની તેથી અસંખ્યાત ગુણી સૂક્ષ્મ અગ્નિની તેથી અસંખ્યાત ગુણી સૂક્ષ્મ પાણીની તેથી અસંખ્યાત ગુણી સૂક્ષ્મ પૃથ્વીની તેથી અસંખ્યાત ગુણી બાદર અગ્નિની તેથી અસંખ્યાત ગુણી બાદર-વાઉની તેથી અસંખ્યાતગુણી બાદર અપની તેથી અસંખ્યાત ગુણી બાદર પૃથ્વીની તેથી અસંખ્યાત ગુણી બાદર વનસ્પિતિની. એ પ્રમાણે સંઘેણીમા કહેલ છે.

પ્રશ્ન ૩૪—પાચે સ્થાવરમાં સૂક્ષ્મમાં આગુલના અસંખ્યાતમાં ભાગની અવઘેણા કહી છે તેમા તારતમ્ય શી રીતે સમજવો?

ઉત્તર—અસંખ્યાતાના અસંખ્યાતા ભેદ છે, માટે ચડતા ઉતરતા અસંખ્યાતા લેવા.

પ્રશ્ન ૩૫—કેટલાક કહે છે કે-છોડથી ઉતરેલાને ખલામાં શુદ્ધ થયેલા એવા સૂકાયેલા દાણાને કેટલાક અચેત માને છે અને કેટલાક એમ પણ માને છે કે ભગવતીજી વગેરે સૂત્રમાં કહેલી દાણાની યોનિની મુદત ઉપરાંત કાળ ગયે તે દાણા અચેત હોય છે તેનુ કેમ?

ઉત્તર—એમ સભળાય છે ખરૂ કે અજીવ મતિઓની એવી માન્યતા છે કે દાણામા તથા પત્થરમા જીવ નથી અને કોઇ કોઇ દાણાની યોનિનો કાળ ગયા પછી અચેત હોય છે, એમ પણ માને છે. પણ દશ વૈકાલિક સૂત્રના ૩જા અધ્યયનમા તથા પાંચમા અધ્યયનમા સાધુને બીજની

જાતિ વર્જવી કહી છે. તથા મુનિને તેના સંગટે પણ લેવાની મના કહી છે, એમ ઘણાં સૂત્રમાં બીજની જાતિ વરજી છે વળી ભગવતીજીના ૧૮ મા શતકના ૧૦મે ઉદ્દેશે સોમિલ બ્રાહ્મણના અધિકારે માસા ભખેવા ? વગેરે પ્રશ્ન ભગવંતને પૂછેલા છે તેના ઉત્તરમા ભગવંતે ખુલ્લી રીતે કહ્યું છે કે-ધાન્યની જાતિ, માષા, સરસવ, કલથી વગેરે અમારે ભક્ષણ કરવા યોગ્ય નહિ, પણ રાધેલું અચેત થયેલું ફાસુક અમારે ભક્ષણ કરવું કલ્પે એ ન્યાયથી ચોકસ દાણા—ધાન્યની જાતિ બીજ તે સચેત છે અને યોનિનો કાળ વીતે પણ અચેત થવા સંભવ નથી, જીવ રૂપ સચેત છે અને ઉત્પત્તિ રૂપ યોનિ વિનાશ પામે છે જેમકે—પંચાવન વર્ષ પછી સ્ત્રીની યોનિ વિણસે છે કે જેથી ગર્ભ ધારણ કરી શકતી નથી. એમ પ્રવચન સારોદ્ધારમા કહ્યું છે, પણ તે સ્ત્રી સજીવ (સચેત છે) એ ન્યાયે દાણાની યોનિ વિણસે છે, એટલે તે વાવ્યુ ઉગે નહિ પણ સજીવ (સચેત) પણું ટળતું નથી કોઇ કોઇ બીજ વાવ્યુ ઉગે તો પણ તેનુ સચેત અચેત પણું નિર્ણય થતુ નથી કેમકે સચેત યોનિ તથા અચેત યોનિ બન્ને ઉગે છે. જેમ ધાન્યાદિ સચેત યોનિ બીજ વાવવાથી ઉગે છે, તેમ ઘોડાનો લદનો બાજરો અચેત છે, પણ તે વાવ્યો ઉગે છે, કારણકે તે અચેત યોનિ બીજ છે, તેથી તે વાવ્યો ઉગે છે, તથા મનુષ્યના મળમા નીકળેલા ચીભડાનાં બીજ તે પણ અચેત છે, અને અચેત યોનિ બીજ છે, માટે તે પણ સ્વભાવે ઉગે છે વળી સચેત બીજ હોવા છતા પણ ઉગતુ નથી તે નાળિએર છોલા ઉતારેલુ તથા સોપારી તોફા વિનાની સચેત અને સબીજ છે તો પણ ઉગતા નથી બન્ને ચીજ તોફા સહિત હોય તોજ ઉગે છે, પણ તોફા વિના અચેત ગણાતુ નથી. એમ ઉગવા ન ઉગવા સબંધી અનેક ભેદ છે. એમ ઘણા ન્યાયો જોતા દાણાની જાતિ તથા યોનિના કાળ ઉપરાંત સચેત પણ સંભવે છે નિશીથ સૂત્રના ૪થા ઉદ્દેશે અખંડ ઔષધિ તે દાણાની જાત એટલે આખા દાણા સાધુ આહારે તો પ્રાયશ્ચિત કહ્યુ. આ ઉપરથી દાણા સચેત ઠરે છે.

હવે પત્થર આશ્રી દશવૈકાલિક સૂત્રના ૪થા અધ્યયનમા તથા નિશીથ સૂત્રના ૭મા ઉદ્દેશાના પત્થરની શિલા, શિલાના કટકા વગેરે સચેત કહેલ છે

પ્રશ્ન ૩૯—સ્ત્રી, પુરૂષને બીજ યોનિનો કેટલો કાળ કહ્યો છે ?

ઉત્તર—પ્રવચન સારોદ્ધારનો ૨૪૭ મો ઠાણ-પ્રકરણ રત્નાકર પાને ૫૦૫ મે કહ્યુ છે કે—ગાથા —

पणपन्नाइ परेणं, जोणी पमिलाइए महिलियाणं ;
पणहत्तरीयपरओ, होइ अवीओ नरापोयं. ३७९
वाससयाउयमेयं, परेग जाहोइ पुव्वकोडीओ;
तसद्धे आमिलाया, सव्वाउय वीसभागोय. ३८०.

અર્થ.—પંચાવન વર્ષ ઉપરાત સ્ત્રીની યોનિ પમિલાએ એટલે સંકોચ પામે. ત્યા ઘણી સ્ત્રીને યોનિ સંકોચ પામતાં પહેલાં પણ ઋતુ બંધ થઇ જાય છે; તથાપિ કોઇને બંધ થઇ ન જાય, તોપણ પંચાવનમે વર્ષે તો અવશ્ય બંધ થાય છે. ઋતુ આવે તોપણ તેથી ગર્ભોત્પત્તિ ન થાય અને પંચાવનમા વર્ષથી ઉપરાંત તો ઋતુ પણ ન આવે ને ગર્ભ પણ ન થાય. તેમજ પણહત્તરિકે૦ પંચોત્તેર વર્ષ ઉપરાંતે પ્રાય:અબીજ નર થાય. ૩૭૯.

હવે એ કેટલા વર્ષના પ્રમાણુના આઉખાવાળાને થાય ? તે બીજી ગાથાએ દેખાડે છે. એકસો વર્ષના આયુષ્યના ધણી હમણાંના કાળનાં જે મનુષ્ય છે તેને એ કાળમાન ગર્ભ સંભવનું કહ્યું; અને જે સો વર્ષના આયુષ્યથી ઉપરાંત બસો અથવા ચારસોથી માંડી જ્યાસુધી ઉત્કૃષ્ટ પૂર્વ કોડી સુધી જો આયુષ્ય હોય તો તેને અર્થે અર્ધા આયુષ્ય સુધી અમ્લાન એટલે સ્ત્રીની યોનિ ગર્ભ ધારણ કરવાને સમર્થ હોય, પછી ગર્ભ ધરવાને સમર્થ ન હોય અને જેને એકવાર પ્રસવ છે, એવી યુગલિયાની સ્ત્રી તેને સદા સર્વદા અવસ્થિત યૌવન પણુંજ હોય સવ્વાઉયકે સર્વ પુરૂષોને એટલે પૂર્વ કોડી આયુષ્યના ધણી અથવા તેથી ઓછા આયુષ્યના ધણી જે હોય; એવા પુરૂષોને જેને જેટલું આયુષ્ય તેને તે આયુષ્યનો વીશમો ભાગ ટાળી બાકીના કાળમાં સબીજપણું જાણવું. અને વીશમે ભાગે અબીજપણું હોય. ॥૩૮૦॥ ઇતિ.

અહિંયાં મનુષ્ય સંબંધી સબીજ અબીજપણું બતાવ્યું તેમાં અચેતપણું હોતુ નથી, આયુષ્યની હદ સુધી ઉમર પર્યંત સચેતપણુંજ હોય છે. તેમ ધાન્યના ઘણા–બીજ સંબંધી સૂત્રમાં કહેલા કાળ પ્રમાણે બીજ યોનિના કાળ ઉપરાતનો કાળ પણ સચેતનોજ ગણવો. એમ ઉપરના ન્યાયથી સાબીત થાય છે.

પ્રશ્ન ૩૭—ઉપવાસ કરવવાળાને પચ્ચખાણ ભત્તં શબ્દ ઘાલીને કરાવવા કે કાળ બાધીને કરાવવાં ?

ઉત્તર--ભત્તંનો ત્યાગ કરે તેને ભત્તં શબ્દ ઘાલીને કરાવવાં અને ભત્તંનો ત્યાગ ન કરે તેને કાળ બાધીને પચ્ચખાણુ કરાવવા.

પ્રશ્ન ૩૮--કાળ બાંધીને પચ્ચખાણુ કરાવવાનું કયા સૂત્રમા કહ્યું છે?

ઉત્તર--આવશ્યક સૂત્રમાં સુરે ઉગયેનો જે શબ્દ છે તે કાળ બાંધીને પચ્ચખાણુ કરાવવાને માટેજ છે અને તે શબ્દની પુષ્ટિને માટે ભગવતીજી-શતક ૭મે ઉદ્દેશે બીજે તથા ઠાણાગ ઠાણે ૧૦મે દશ પ્રકારના પચ્ચખાણુ કહ્યાં છે તેમા अद्धाए पच्चखाणे એવો પાઠ છે તેની ટીકામાં નોકારસી, પોરસીથી માંડીને અધમાસ (પદર ઉપવાસ) માસખમણ (ત્રીશ ઉપવાસ) વગેરે જેટલા ઉપવાસ કરવા તે અદ્ધા પચ્ચખાણુ એટલે કાળ બાંધી પચ્ચખાણુ કરવા કહ્યા છે એટલે કાળ બાંધીને પચ્ચખાણુ કરતાં કરાવવા તે દશમા અદ્ધા પચ્ચખાણુની વિધિ છે

અર્થ ટીકા—यत'-अद्धाएत्ति अद्धा कालस्तस्याः प्रत्याख्यानं पौरुष्यादिकालस्य नियमन माहच। अद्धापच्चखाण जं तं काल पमाणं ढेएणं पुरिमड्ढ पोरसीये मुहुत्त मासद्धमासेहं १ ઇતિ ટીકાયા॥ વળી ઠાણાગજીના બીજે ઠાણે પહેલે ઉદ્દેશે કહ્યુ છે કે–पच्चखाणे दुविहे पन्नत्ते तंजहा दीह एगे अद्धं पच्चक्खाइ रहस्सं एगे अद्धं पच्चक्खाइ એટલે એક દીર્ઘકાળના પચ્ચખાણુ કરે, એક થોડા કાળના પચ્ચખાણુ કરે એમ કહ્યું છે

વળી ઉત્તરાધ્યયનના ૩૦મા અધ્યયનમા એક ઇતરિત તે થોડા કાળનો તપ અને બીજો મરણુ કાળનો તપ એ બે પ્રકારના તપ કહ્યા છે તેમા ઇતરિત કાળનો તપ તે એક ઉપવાસથી માંડીને છ મહિના સુધી કહેલ છે એમ ઉપરના અધિકારથી કાળ બાધી ઉપવાસ કરવા કરાવવા સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૩૯--સૂત્રમા ભત્ત શબ્દ કહ્યો છે તે પ્રમાણે અત્યારે ઉપવાસમા ભત્ત શબ્દ ઘાલી પચ્ચખાણુ કરાવે છે તો તે પ્રમાણે પચ્ચખાણુ કરવાવાળાના ઉપવાસ શુદ્ધ થાય છે કે કેમ?

ઉત્તર--સૂત્રમા કહ્યા પ્રમાણે ભક્તનો ત્યાગ કરી ઉપવાસ કરે તેને તેના પચ્ચખાણુ શુદ્ધ થાયજ. પણુ અત્યારનો રૂઢી પ્રમાણે ઉપવાસ કરે તેને ભત્તં શબ્દ ઘાલી જે પચ્ચખાણુ કરાવવામા આવે છે તે તો ખુલ્લી રીતે તેના પચ્ચખાણુનો ભંગ થાય છે. એમ એક બાળક પણુ સમજશે.

પ્રશ્ન ૪૦—સૂત્રમાં એક ઉપવાસ ને ચઉત્થ ભત્તં, બે ઉપવાસને છઠ્ઠ ભત્તં, ત્રણ ઉપવાસને અઠ્ઠમ ભત્તં, ચાર ઉપવાસને દશમ્ ભત્તં ઈત્યાદિક કહેલ છે, તો કેવી રીતે ભક્તનો ત્યાગ કરવાથી તે ઉપવાસ કહેવાય છે?

ઉત્તર—જુઓ, બાબૂવાળા છાપેલા ઠાણાંગ ઠાણે ૩જે ઉદ્દેશે ૩ જે પાને ૧૬૧ મે ટીકામા કહ્યું છે કે.

चउत्थेती: एकं पूर्वदिने 'द्वे उपवास दिने' चतुर्थपारणक दिने 'भत्तं भोजनं' परिहरतो यत्र तपसि तच्चतुर्थ भक्तं तद्यस्यास्ति स चतुर्थ भक्तिकः

તેજ પાને ભાષામા કહ્યું છે કે:--

चतुर्थ भक्तं एक उतरवारणे एक पारणे भक्त मुकै बे भक्त उपयासना एवं चतुर्थ भक्त.

તેમજ છાપેલા બાબૂવાળા ભગવતીજી શતક બીજે ઉદ્દેશે ૧લે ખંધકને અધિકારે પાને ૧૬૭ મે મૂળ પાઠ સહિત ટીકામાં કહ્યું છે કે—

ટીકા:—चउत्थ चउत्थेणं.ति ॥ चतुर्थभक्तंयावद्भक्तं त्यज्यते यत्र तच्चतुर्थ, मियञ्चोपवासस्य संज्ञा एवं षष्टादिक मुपवास द्वयोदेरिति ॥—

વળી છાપેલા બાબૂવાળા જીવાભિગમ સૂત્રમાં પાને ૩૭૬ મે ભાષામાં કહ્યું છે કે चउत्थ भत्तं— ચોથ ભક્ત પારણે ઉત્તરવારણે એકાસણું વચ્ચે ઉપવાસ તે ચોથ ભક્ત આ પ્રમાણે ચોથ ભક્તનો અર્થ કર્યો છે.

તેમજ વળી બાબૂવાળા છાપેલા આચારાંગજીના પાને ૪૨૩ મે અધ્યયન ૮મે ઉદ્દેશે ૪થે ગાથા ૭મીની—

ટીકા:—छट्ठेण इत्यादि षष्टेनैकदा भुक्ते तथानामैकस्मिन्नहन्येकभक्तं विधाय पुनर्दिन द्वयमभुक्त्वा चतुर्थोऽन्ह्येक भक्तामपि विधत्ते ततश्चाद्यन्तयोरेकभक्त दिनयोर्भक्तद्वयं मध्यदिवसयोश्च भक्तचतुष्टयमित्येवंषणाभक्तानां परित्यागात् षष्टं भवत्येवं दिनादिवृद्धाष्ट माद्यायोज्यमित्यथवा अष्टमेन दशमे नाथवा द्वादशमेनैकदा कदाचिदभुक्तवान् ॥ इति छठ भक्तनो अर्थ—

વળી અન્ય મતમાં —શિવપુરાણ સનત્કુમાર સંહિતાનો અધ્યાય ૨૨ મો તથા ૨૬ મો. તેમાં એક ભુક્ત એટલે એક ટંક અથવા એક વખત જમવા કહ્યું છે.

એ પ્રમાણે ચોથ ભકત કરવાવાળાને ચાર ભકત, છઠવાળાને છ ભકત અને અઠમવાળાને આઠ ભકતનો ત્યાગ કરવા કહ્યું છે

પ્રશ્ન ૪૧—કોઈ કહે કે ચોથે ભકને આહાર કરવાવાળાને ચોથ ભક્ત કહ્યો છે તે કેમ ?

ઉત્તર—તો તેને ચાર ભક્તનાં પચ્ચખાણ ન કરાવવા જોઇએ. અત્યારની રૂઢી પ્રમાણે કોઇ એક ટક જમીને ઉપવાસ કરતા નથી, તેમ પારણાના દિવસે પણ એક ટંક ખાતા નથી, ફક્ત ઉપવાસના દિવસેજ આહારાદિકનો ત્યાગ કરે છે. આગલા દિવસે ચોવિહારના પચ્ચખાણ પણ કરતા નથી, તેને ઉપવાસના દિનના એટલે જેને જેટલા ઉપવાસ કરવા હોય તેટલા ઉપવાસના તેટલા દિનના બબ્બે ભકત ગણી ઉપરાત બે ભકત ભેળવીને જે પચ્ચખાણ કરાવવામાં આવે છે તે તો ખુલ્લી રીતે પચ્ચખાણનો ભગજ થાય છે. માટે જેને જેટલા ઉપવાસ કરવા હોય તેને તેટલાજ દિવસના આહારાદિકના પચ્ચખાણ કરાવવાં એટલે કાળ બાધીને પચ્ચખાણ કરાવવા તેજ હાલની રૂઢી પ્રમાણે વ્યાજબી જણાય છે. અને સૂત્રમા પણ કાળ બાધીને પચ્ચખાણ કરાવવાં કહ્યાં છે તે પ્રમાણે પચ્ચખાણ કરાવતા ઉપવાસમા ભગ થતો નથી. વધારે અધિકાર જોવો હોય તો મમકૃત "શુદ્ધોપવાસ વ્યુત્પત્તિ" સંવત્ ૧૯૪૫ મા છપાઇ બહાર પડેલ છે તેમાથી જોઇ નિર્ણય કરી લેવો.

પ્રશ્ન ૪૨—આઉખુ તૂટે કે નહિ ?

ઉત્તર—ઠાણાગ ઠાણે ૭ મે-સાત પ્રકારે આઉખુ તૂટવું કહ્યું છે. તે સૂત્રપાઠઃ सत्तविहे आउभेदे प० तंजहा. अज्झवसाण १, निमित्ते २, आहारे ३, वेयणा ४, पराघाए ५, फासे ६, आणापाणू ७, सत्तविधंनिज्जए आउ. ॥१॥

અર્થ:—અતિ હર્ષ (સરાગસ્નેહ) થી તથા ભયાત્મક અધ્યવસાય એટલે અતિ ભયથી ૧ હથિયાર વાગવાથી અથવા ફાસી પ્રમુખથી ૨ અતિ આહાર કરવાથી તથા અતિ ક્ષુધા તૃષાથી ૩ રોગથી અથવા વિષમ વેદનાથી ૪ અકસ્માત થવાથી ૫ ઝેર તથા ઝેરી જાનવરથી અથવા વિષ કન્યાના સ્પર્શથી ૬ શ્વાસ રૂધવાથી, એ સાત પ્રકારથી આયુ ભેદાય છે.

વળી તેજ અધિકારની ટીકામા છાપેલા ઠાણાગજીના પાને ૪૧૭મે કહ્યુ છે કે-

सप्तेत्यादि ॥ तत्र॥ आयुर्भेदे ति ॥ आयुषो जीवितव्यस्य भेदः उपक्रमः आयुर्भेदः सप्तसप्तविधनिमित्त प्राप्तितत्वात्सप्तविध एवेति ॥

અહિંયા સાત પ્રકારના ઉપક્રમના નિમિત્ત વડે આયુષ્યનું જીવિતવ્યનું ભેદાવું કહ્યું છે, એટલે સાત પ્રકારે આઉખું તૂટવું કહ્યું.

તથા અંતગડ સૂત્રમાં સોમીલને સ્થિતિનો ભેદ થયો એમ કહ્યું છે. વળી સૂયગડાંગ શ્રુત સ્કંધ ૧લે અધ્યયન ૨જે ઉદ્દેશે ૧લે ગાથા ૨જીમાં કહ્યું છે કે જેમ સીંચાણો બટેરાને દૂરે અચાનક પકડી કાળને છેડે પહોચાડે તેમ આઉખું તૂટે છે. તેમ ઉત્તરાધ્યયન અધ્યયન ૪ થે ગાથા ૧ લીમાં આઉખું તૂટયું સંધાતું નથી એમ કહ્યું છે તથા વળી ઉત્તરાધ્યયન અધ્યયન ૭મે ગાથા ૨૪મીના બીજા પદમા કહ્યું છે કે "सन्निरूद्धमि आउए" સંજ્ઞીનો આઉખો રૂંધાય છે એટલે ઓછો થાય છે. એમ મોટા (ઘણા) અર્થનું ઉત્તરાધ્યયન ૩૬ હજારૂં તેના ટબ્બામાં કહ્યું છે કે–સો વરસનું આઉખું હોય તો અંતર્મુહૂર્ત્તમાં નાશ થાય. તથા ઉત્તરાધ્યયનના ૩૨મા અધ્યયનમા કહ્યું છે કે. એક ઇંદ્રિયના ગૃદ્ધીપણે જીવ અકાળે મૃત્યુને પામે છે, એટલે મરવાના કાળે મરે નહી એમ કહ્યું છે.

ઇત્યાદિક સૂત્રોના ન્યાયથી આઉખું તૂટવું સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૪૩—કેટલાક કહે છે કે જીવ ૭ બોલ લઇને આવ્યો છે તેમાં ફેરફાર થાય નહિ માટે આઉખું તૂટેજ નહિ.

ઉત્તર—તે વાત ખરી છે, પણ તે વાત તો નિરૂપક્રમીને માટે લાગુ થાય છે, કારણકે નિરૂપક્રમીનું આઉખું તૂટતું નથી, પરંતુ સોપક્રમીનું આઉખું તૂટવા સંભવ છે. એમ પન્નવણા સૂત્રના છઠ્ઠા પદ ઉપરથી જણાય છે. વળી આઉખું તૂટવા સંબંધીના તે સિવાયના બીજા દાખલા પણ પુષ્કળ છે.

પ્રશ્ન ૪૪—પન્નવણાજીમાં તો પરભવના આઉખાનો બંધ ક્યારે પડે છે? તેના જવાબમાં ભગવતે કહ્યું છે કે નિરૂપક્રમી અસંખ્યાતા વરસના આઉખાવાળાનું શેષ આઉખું થાકતાં છ મહિના બાકી રહે ત્યારે તે આઉખાનો એટલે પરભવના આઉખાનો બંધ પાડે છે. અને સોપક્રમી આઉખાવાળા, આઉખાના ત્રીજે ભાગે એમ ત્રીજાના ત્રીજે ભાગે એમ ત્રીજે ત્રીજે ભાગે બંધ પડવાનો અધિકાર છે, પણ આઉખું તૂટવાનો અધિકાર જણાતો નથી.

ઉત્તર—અહિયા પ્રથમ એટલુંજ વિચારવાનું છે કે સોપક્રમી અને નિરૂપક્રમી એ બે પ્રકારનાં આઉખા કહ્યાં તેનું કાંઇક કારણ હોવું જોઇએ. તમારા કહેવા પ્રમાણે છ પ્રકારે જેવું આઉખું બાંધે તેવુંજ ભોગવે એમ

હોવું જોઇએ, પણ તેમ તો નથી. સૂત્રમાં આઉખાની વ્યાખ્યામાં અનેક ભેદ અનેક પ્રકાર જણાય છે, એકાંતવાદે એક વાતને પકડી રાખવાથી વ્યવહારનો લોપ થાય છે. નિશ્ચયવાદીના મતે આઉખું તૂટતુ નથી એમ કહીશું તો વ્યવહારની ક્રિયાને હાની લાગશે. પોતાના પગ હેઠે ચપાઇને કોઇ જીવનું મૃત્યુ થાય તો તેને એવો ડર નહિ રહે કે મારા થકી એ જીવ મૃત્યુને પામ્યો. પણ ઉલટો નિડરપણે કઠોર હૃદયથી એમજ કહેશે કે તે તો તેના આઉખે મુઓ. ઇત્યાદિ ઘણા દોષો ઉત્પન્ન થવા સાથ ઇર્યાદિક જયણા વૃત્તિમા પણ બેદરકારીવાળું અતઃકરણ થઇ જવા સંભવ રહે છે. કારણ કે જ્યારે કોઇની એવી શ્રદ્ધા ઉત્પન્ન થાય કે જીવ કોઇનો માર્યો મરતો નથી. તો તની સાથે બીજો સવાલ પણ નીકળતો સાંભળીયે છીએ કે જીવ કોઇનો જીવાડયો જીવતો નથી એટલે સર્વ જીવ પોતપોતાના આઉખે જીવે છે ને મરે છે તો પછી દયા પાળવી કોની? ને આઉખાના ભેદાનુભેદની પણ જરૂર શી? જ્યારે આઉખાના ભેદાનુભેદ આપણને ભગવંતે જણાવ્યા છે ત્યારે તેમા કાંઇક પણ ગભીર ભેદ રહ્યા છે એમ અતર ચક્ષુ ખોલીને ઉંડા વિચાર સાથે જોઇશું તો જણાઇ આવશે કે સોપક્રમી નિરૂપક્રમી આઉખાનું સ્વરૂપ અવશ્ય જાણવું જોઇએ.

પ્રશ્ન ૪૫—સોપક્રમી નિરૂપક્રમી આઉખું કોને હોય ને કેવી રીતે હોય અને તેનું સ્વરૂપ શું?

ઉત્તર—આ વિષે ભગવતીજીના ૨૦ મા શતકમાં ઉદ્દેશે ૧૦ મે ટીકામા કહ્યુ છે કે—सोवक्कमाउ यत्तिउपक्रमणमुपक्रमोऽप्रासकालस्यायुषोनिर्जरणं तेन सहयत्तसोपक्रमं तदेवविधनायुर्येषा ते तथा तद्विपरीतास्तु निरुपक्रमायुष, इह गाथे देवा नेरइयाविय, असंखवासाउयाय तिरि मणुया; उत्तम पुरिसायतण, चरम सरीराय निरुवक्कमा १ सेसा संसारत्था हवेज्ज, सोवक्कमाय इयरेय, सोवक्कम निरु-वक्कम भेउ भणिउ समासेणं. २ ॥

વળી એજ અધિકારે ભાષામા કહ્યું છે કે—નારકી હે ભગવન્! શું પોતેજ આઉખાનો ઉપક્રમ તિણે કરી મરીને નારકપણે ઉપજે. એટલે સ્વકૃત મરણે કરી, અથવા પરકૃત મરણે કરી મરીને નારક ઉપજે. અથવા ઉપક્રમને અભાવે કરી મરીને નારક ઉપજે? ઇતિ પ્રશ્ન. ઉત્તર—હે ગૌતમ! આપ સ્વયમેવપણે આઉખો ઉપક્રમે તોડી મરે. જેમ શ્રેણિક વિષ ખાઇ આપણે મુઆ. परोवक्कमेणवि उववज्जंति निरुवक्कमेणवि उववज्जंति। પરોપક્રમપણે તે અન-

રાનો માર્યો મરે કોણિકની પરે. ઉપક્રમ વિના પણ તે ઉપજે, નિરૂપક્રમપણે તે મરી ઉપજે, કાલકસૂરિયાની પરે. ઇતિ ભાવા. એ નરકમાં જવા આશ્રી ત્રણ બોલ કહ્યા, અને નરકમાથી નીકળવા આશ્રી ફક્ત એકજ બોલ निरुपक्रम उव्वट्टति નિરૂપક્રમપણે નીકળે. તેમજ ટીકામાં પણ એજ પ્રમાણે કહેલ છે, જાવત્ વૈમાનિક સુધી

વળી પન્નવણા પદ ૬ ઠે–સોપક્રમી ને નિરૂપક્રમી એ બે પ્રકારનાં આઉખાં કહ્યા. તેમાં દેવતા, નારકી ને જુગલિયા તિર્યંચ મનુષ્યને આઉખા આડા છ માસ રહે ત્યારે પરભવનુ આઉખું બાંધે, તેહને એકલા નિરૂપક્રમી આઉખાવાળા કહ્યા છે ને પાચ સ્થાવર ત્રણ વિકલેંદ્રિય ને સંખ્યાતા વરસના આઉખાવાળા તિર્યંચ મનુષ્ય એ દશ દંડકમા સોપક્રમી ને નિરૂપક્રમી એ બેઉ આઉખાવાળા કહ્યા છે તેમા નિરૂપક્રમી તે આઉખાના ત્રીજે ભાગેજ પરભવનું આઉખું બાધે, ને સોપક્રમી આઉખાના ત્રીજે ભાગે બાધે, ને ત્રીજે ભાગે બંધ ન પડે તો ત્રીજાને ત્રીજે ભાગે એટલે નવમે ભાગે, તમ બંધ ન પડે તો ૨૭ મે ભાગે, એમ ૮૧ મે ભાગે, તેમ ૨૪૩ મે ભાગે, એમ ત્રીજાને ત્રીજે ભાગે બાધતાં છેવટ બંધ ન પડયો હોય તો અંતર્મુહૂર્તમાં પણ બંધ પડે.

વળી બાબુવાળા છાપેલા ઠાણાંગ ઠાણે ૬ ઠે–પાને ૪૩૩ મે મૂલ પાઠે તથા ટીકામા કહ્યું છે કે—

आयुषो बंध आयुर्बन्ध–गाथा ॥ निरइसुर असंखाऊ, त्तिरि मणुया सेसएउ छम्मासे; इगविगला निरुवक्कम, तिरिमणुया आउय तिभागे. १ अवसेसा सोवक्कम, त्तिभागनवभाग सत्तवीस इमे; बंधंति परभवाओ, नियर्यभवेसव्व जीवाओत्ति ॥२॥

એટલે નારકી, દેવતા અને અસંખ્યાતા વરસના આઉખાવાળા તિર્યંચ મનુષ્યને શેષ થાકતાં છ માસે પરભવના આઉખાનો બંધ પડે, અને એકેંદ્રિય, વિગલેંદ્રિય. તિર્યંચ, મનુષ્ય નિરૂપક્રમીને આઉખાના ત્રીજે ભાગે બંધ પડે, બાકી રહેલા દશ દંડકમાં સોપક્રમીને આઉખાના ત્રીજે ભાગે, નવમે ભાગે, સત્તાવીશમે ભાગે, એ પ્રકારે સર્વે જીવને નિશ્ચય કરીને પરભવના આઉખાનો બંધ પડે છે.

એ બે પ્રકારના આઉખાનો મૂળ હેતુ એમ જણાય છે કે નિરૂપક્રમી આઉખાવાળા કોઇના માર્યો મરે નહિ અને સોપક્રમી આઉખાવાળાને કોઇ પ્રકારનો ઉપક્રમ લાગવાથી મરવા સંભવ છે, એટલે ઉપક્રમવડે આઉઆઉખાનો ભેદ થાય છે, એમ ઠાણાંગ સૂત્રથી જણાય છે.

પ્રશ્ન ૪૬--કોઇ કહે કે પૂર્વે છ બોલ સહિત જે આઉખાનો બંધ પાડયો છે તેમા અમુક ઉપક્રમથી તેનું મૃત્યુ થાશે તેવો પણ સાથે બંધ પડયો છે એટલે તેવાજ પ્રકારથી મરે તેને આઉખુ તૂટયુ એમ કેમ કહેવાય ?

ઉત્તર—પન્નવણા પદ ૬ઠ્ઠે કહ્યુ છે કે આઉખા સાથે છ બોલનો જે બંધ પડે છે, તે દરેક બોલમા આઠ આઠ આકરખાએ બંધ પડે છે તેમાં ૧, ૨, ૩, ૪ આકરખાવાળાનો મંદ બંધ ટીકાકારે કહ્યો છે અને પાંચથી માંડી ચડતી આકરખાએ જે બંધ પડે તે નિવડ બંધ પડે એમ કહ્યું છે.

પ્રશ્ન ૪૭--નારકી દેવતાનો પણ જઘન્ય ૧, ૨, ૩ આકરખાએ બંધ પડવો કહ્યો છે તો શુ તેનું પણ આઉખું તૂટે એમ કહેશો ?

ઉત્તર--તેનું તો નિરૂપક્રમી આઉખુ છે તે કોઇ કાળે તૂટેજ નહીં. ભલે મંદ બંધ હોય તોપણ નિરૂપક્રમી તો પૂરૂજ આઉખું ભોગવે. આઉખુ તૂટવાનો સવાલ તો સોપક્રમીને માટેજ છે, સોપક્રમીને આઉખું તૂટવાથી તેની સાથેના તમામ બંધનો નાશ થવા સંભવ છે ઠાણાંગ ઠાણે પમે ઉદ્દેશે ૧લે બાબવાળા છાપેલ પાને ૩૫૯મે પાંચ પ્રકારના પ્રતિઘાત કહ્યા છે, તેમા સ્થિતિનો પણ પ્રતિઘાત કહ્યો છે તે વિષે ટીકામા કહ્યુ છે કે दीहकालठ्ठिगाउए रहस्सकालठ्ठियाओ पकरेइति તેમજ ગતિ સ્થિતિ બંધનાદિ પ્રતિઘાત કહ્યું, તો અહીં સ્થિતિનો પ્રતિઘાત કહ્યો તે આઉખું તૂટવા આશ્રીજ કહ્યું છે એટલે દીર્ઘકાળની સ્થિતિનુ આઉખુ હોય તે રહસ્સ નામ થોડા કાળની સ્થિતિનું આઉખુ કરે એમ ટીકાકાર જણાવે છે. અહિં જેમ સ્થિતિનો પ્રતિઘાત કહ્યો તેમજ બંધનનો પ્રતિઘાત કહેલ છે, માટે જે છ પ્રકારે બંધ પડે છે તે આઉખા સાથે બંધ પડે છે તો આઉખું તૂટયે બંધ પણ તૂટેજ, એટલે ગતિ, સ્થિતિ, બંધન, ભોગ, બલવીર્ય, પુરિસાકાર પરાક્રમ. એ પાંચેનો પ્રતિઘાત થાય એમ ઠાણાંગ સૂત્રમાં કહ્યુ છે.

પ્રશ્ન ૪૮--નિરૂપક્રમી આઉખુ પૂરૂ ભોગવે અને સોપક્રમી આઉખું વખતે પૂરૂ ન ભોગવે એવુ કોઇ ઠેકાણે કહ્યુ છે ?

ઉત્તર--ઘણે ઠેકાણે કહ્યુ છે, સાભળો. ઠાણાંગ ઠાણે ૨ જે, ઉદ્દેશે ૩ જે दो अहाउय पालेइ तजहा देव चेव नेरइयचेव, दोएई आउयसंवट्टए प० तं० मणुस्साणं चेव पचेंद्रिय तिरिक्ख जोणियाण चे। —તેની ટીકા—બાબુવાળા છાપેલ ઠાણાંગ પાને ૬૯ મે दोइत्यादि ॥ यथा बद्धमायुर्यथायुः पालयन्त्यनुभवन्तिनो-

पक्रम्यतेतादितियावदिति देवानेरइयाविय असंख वासाउया तिरिय मणुयाउत्तम पुरिसाय तहा चरम सरीरा निरुवकमत्ति ॥१॥ दोरहमित्यादि ॥ संवर्तनमपवर्त्तनं संवर्त्तः सएव संवर्त्तकउपक्रमइत्यर्थः आयुषः संवर्त्तक आयुः संवर्त्तक इति—

તથા ભાષામાં પણ એમજ કહ્યું છે કે-દેવતા, નારકી પૂર્ણ આઉખું પાળી ચવે, અને મનુષ્ય તિર્યંચનું આઉખું સંવર્ત્તક છે, તે સંકેલાય છે.

વળી ઠાણે ૩ જે, ઉદ્દેશે ૧ લે-तओ अहाउयं पालेंति तंजहा अरहंता चक्कवट्टी बलदेव वासुदेवा ॥ અથ ટીકા પાને ૧૩૩ મે अहाउयं पालयंतित्ति ॥ निरुपक्रमायुष्कत्वा-અથ ભાષા-ત્રણ યથા આઉખો પૂરૂં પાલે નિરૂપક્રમતે કહે છે। અરિહંત ચક્રવર્ત્તિ બળદેવ વાસુદેવ.—

અહિં બે સૂત્રે દેવતા, નારકી, અરિહંત, ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવ. (ટીકાનો મત ભેળવતા) અસંખ્યાતા વરસના આઉખાવાળા તિર્યંચ મનુષ્ય, ઉત્તમ પુરૂષ અને ચરમ શરીરી, એટલાનું યથાયુ પાળવું કહ્યું, એટલે જેટલું આઉખું હોય તેટલું પૂરૂં ભોગવે. માટે તેને નિરૂપક્રમી પણ કહેલ છે. સિવાયના મનુષ્ય તિર્યંચને યથાયુ નહિ કહેતાં સંવર્તક આયુવાળા કહ્યા છે. એટલે તે દશ દંડકવાળા મનુષ્ય તિર્યંચનું આઉખું સોપક્રમી અને સંવર્તક છે એટલે ઉપક્રમથી સંકેલાય છે અર્થાત્ તૂટે છે.

પ્રશ્ન ૪૯—આઉખું નહિ તૂટવું માનવાવાળા એમ કહે છે કે-કોઇ પ્રકારના ઉપક્રમ વિના મરવું તે નિરૂપક્રમ અને ઉપક્રમ સહિત મરવું તે સોપક્રમ પણ આઉખાનો કાળ તો જેટલો હોય તેટલોજ ભોગવે તે કેમ?

ઉત્તર—એ વાત સૂત્રના ન્યાયથી મળે નહિ, કેમકે સૂત્રમાં એવા પાઠ ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે-काळ मासे कालं किच्चा તથા अकाळे चेव जीवीआओ ववरोविआ એટલે કાળને અવસરે કાળ કરવો તે તો ઠીક પણ અકાળે ચેવ જીવીઆઓ વવરોવિય ના પાઠનું શું સમજવું? તેમાં તો ખુલ્લી રીતે કહ્યું કે નિશ્ચે અકાળે જીવતવ્યથી રહિત થાય. એટલે મરણના કાળ પહેલાં મરે તેને તે પાઠ લાગુ થાય છે. તે વિષે ઉત્તરાધ્યયનના ૩૨ મા અધ્યયનમા કહ્યું છે કે-એકેક ઇંદ્રિયના વશે પડેલા પ્રાણીનું અકાળ મૃત્યુ થાય છે. अकालियं पावइ से विणासं. ઇતિસૂત્ર પાઠ-અથ ટીકા.- आकालिक. एवं विनाशं प्राप्नोति अकाले भव आकालिकं आयुषः स्थितेरर्वागेव म्रियतेयतो मनुष्याहि सोपक्रमायुषः— અહિં અકાળે મૃત્યુ પામે તે આઉખાની સ્થિતિ અર્વાક શબ્દે આગળ મૃત્યુ પામે તે સોપક્રમાયુષ કહીએ તેમજ સૂયગડાંગ

શ્રુત સ્કંધ ૧લે અધ્યયન ૧૩મે ગાથા ૨૦મી તેમાં કહ્યું છે કે જે મિથ્યાત્વીના અભિપ્રાય અણુજાણતો તેહને અણુગમતું પ્રરૂપે તો તે દ્વેષભાવને પામ્યો થકો સાધુના વચનને અણુ સર્દહતો ઉત્કટો आउस्स कालाइचरं वघाए આઉખાના કાળને અતીક્રમાવે ઘાત કરે, એમ કહ્યું. બાબુવાળા છાપેલા પાને ૫૦૫મે ટીકામાં કહ્યું છે કે यदायुस्तस्यायुषो व्याघात रूपं परिक्षय स्वभावं कालातिचारं दीर्घ स्थितिक मप्यायुः संवर्तेत् ॥ અથ ભાષા આયુષ્યના કાળનું પ્રમાણ ઘણું હોય તેને ઘટાડે અર્થાત આયુષ્યનો વિનાશ કરે.

વળી ભગવતીજી શતક ૮મે ઉદ્દેશે ૬ ઠ્ઠે નારકી દેવતા વૈક્રિય શરીરી છે, તે નિરૂપક્રમી છે, કોઇના માર્યા મરતા નથી, માટે તેની ૪ ક્રિયા લાગે છે અને મનુષ્ય તિર્યંચ ઉદારિક શરીરવાળા છે. સોપક્રમી પણ છે, વખતે માર્યા મરે પણ છે તેથી તેની પાંચ ક્રિયા લાગવી કહી છે, એટલે પાંચમી પ્રાણાતિપાતની ક્રિયા લાગે છે. એટલે સોપક્રમી આઉખાવાળાનું આયુષ્ય તૂટે છે એમ ઉપરના કેટલાક દાખલાથી સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૫૦—આઉખું કેટલી હદમાં તૂટે ?

ઉત્તર—કેટલાક કહે છે કે ગમે ત્યારે તૂટે, સૂયગડાંગ શ્રુત સ્કંધ ૧લે અધ્યયન ૨જે-ઉદ્દેશે ૩જે ગાથા ૮મીમાં કહ્યું છે કે સો વરસનું આઉખું તરૂણ વયમા તૂટે ઇત્યાદિક દાખલા દઇ આઉખું ગમે ત્યારે તૂટવું માને છે. પરંતુ તેમા ઘણા વાંધા ઉઠવા સંભવ પણ રહે છે. આઉખું નહિ તૂટવું માનનારા એમ કહે છે કે જેણે દેવતાનું આઉખુ બાંધ્યું છે તેને કોઇ શસ્ત્રાદિ પ્રયોગથી મરવાની હદથી ઘણી મુદતે અગાઉ મરવું થાય તો તે મરી દેવગતિમા ક્યાં જઇ ઉપજે ? કેમકે જ્યાં ઉપજવું છે ત્યાથી દેવતા ચવ્યો નથી. દેવતાની શય્યા છ મહિના ઉપરાંત ખાલી રહેતી નથી માટે તે હદથી પહેલા મરનારને તે વાંધો ઉઠે છે ? બીજો વાંધો એ કે પન્નવણા પદ ૬ઠ્ઠે, વકતીપદમાં કહ્યું છે કે સોપક્રમીને આઉખાનો બંધ ત્રીજે ભાગે પડે છે, તો સાઠ વર્ષના આઉખાવાળાને ચાળીશ વરસ પહેલાં બંધ પડેજ નહીં. અને બંધ પડયા પહેલા તેનુ મરવું થાય પણ નહી. એ અપેક્ષાએ ઘણી મુદતે આઉખું તૂટવાનો સંભવ રહેતો નથી. તેથી બીજો મત એમ કહે છે કે આઉખાનો બંધ પડયો નથી અને આઉખું પુરૂં થવા આડા છ મહિના બાકાત રહ્યા છે તે છ મહિનાની હદમા આયુષ્યનો બંધ પડવાના સમયમાં કોઇ પ્રકારનો ઉપક્રમ લાગવાથી પરભવના આયુષ્યનો બંધ પડવા સાથ તેનું મૃત્યુ થાય છે, એટલે છ મહિનાની હદમાંજ આઉખું તૂટવાનો

સંભવ રહે છે. ભગવતીજી શતક ૧લે ઉદ્દેશે ૮મે મૃગ મારવાના અધિકારે મૃગને બાણ મારે તે મૃગ છ મહિનાની હદમાં મરે તો પ્રાણાતિપાત સહિત પાંચ ક્રિયા લાગવી કહી છે, ને છ મહિના પછી મરે તો ચાર ક્રિયા લાગવી કહી, પણ પ્રાણાતિપાતની ક્રિયા લાગે નહીં. એ ઉપરથી છ મહિનામાં આઉખું તૂટવાનો સંભવ રહે છે.

વળી એમ પણ જણાય છે કે, આઉખું શ્વાસોચ્છ્વાસ ઉપર હોવાથી છ મહિનાની હદમાં મરવાથી કાળમાં ઘટવાપણું થાય છે, પરંતુ શ્વાસોચ્છ્વાસ પૂરા લઈ લે છે. ઉપક્રમ લાગ્યા બાદ છ મહિનાની હદના શ્વાસોચ્છ્વાસ લઈ શકવા સંભવ છે છ મહિના ઉપરાંત ઘણી મુદતના શ્વાસોચ્છ્વાસ મરવાની અંતર્મુહૂર્તમા લઈ શકવા સંભવ નથી.

પ્રશ્ન ૫૧—કોઈ કહે કે, શ્વાસોચ્છ્વાસ રૂંધવાથી આઉખુ તૂટે છે એટલે જેમ આઉખું તૂટયું તેમજ શ્વાસોચ્છ્વાસ પણ તૂટે છે

ઉત્તર—શ્વાસોચ્છ્વાસ તૂટતા નથી પણ છ મહિનાની હદમા શ્વાસોચ્છ્વાસ રૂંધવાથી મરણ કાળની થોડી મુદતમાં તે છેવટે અભ્યંતરના શ્વાસોચ્છ્વાસ લઇ પૂરા કરે છે તે છ મહિનાની હદમા આઉખું તૂટતું હોય તોજ શ્વાસોચ્છ્વાસ પૂરા થાય, ઘણા કાળના શ્વાસોચ્છ્વાસ પૂરા લઇ શકાય નહીં.

પ્રશ્ન ૫૨—શ્વાસોચ્છ્વાસ અને આઉખું તેને કંઇ સંબંધ નથી. શ્વાસોચ્છ્વાસની પર્યાય ચોથી છે. તે પહેલા ત્રણ પર્યાયવાળો અપર્યાપ્તામાં મરે છે. તેનુ આઉખું અંતર્મુહૂર્તનુ ગણાય છે. વળી વાટે વહેતા પણ આઉખા કર્મ છે ને શ્વાસોચ્છ્વાસ નથી, માટે શ્વાસોચ્છ્વાસ તો એક જાતના દ્રવ્ય છે. તે પર્યાપ્તાવસ્થામાં ભોગવાય છે, માટે આઉખુ તૂટયે શ્વાસોચ્છ્વાસ તૂટે. આઉખાને ને શ્વાસોચ્છ્વાસને જૂદાપણું છે તે એક બીજાને સંબંધ નથી.

ઉત્તર—અપર્યાપ્તામા ઉપક્રમ લાગતો નથી. સોપક્રમ પર્યાપ્તામાજ લાગુ થાય છે, એટલે પર્યાપ્તો ઉપક્રમથી મટે છે. માટે શ્વાસોચ્છ્વાસના દ્રવ્યનો જે બંધ આઉખા સાથે પડે છે, તે પ્રાણરૂપે બન્ને સાથેજ ભોગવાય છે એટલે કાળનુ નિર્ગમન આઉખુ કરે છે ને સ્થિતિનું નિર્ગમન શ્વાસોચ્છ્વાસ કરે છે. એટલા માટે સૂત્રમા આઉખાની સાથે સ્થિતિનો બંધ કહ્યો છે. એટલે આઉખુ તો જ્યાથી બાંધ્યુ ત્યાથીજ ભોગવાય છે. અને સ્થિતિ શ્વાસોચ્છ્વાસ ચલુ થયા ત્યાથી ગણાય છે.–કેટલેક ઠેકાણે આયુષ્ય ને સ્થિતિ એક પણ ગણાય છે અને નોખા પણ ગણાય છે એટલે સ્થિતિનાં બંધ આશ્રી એક ગણાય છે અને ભવ આશ્રી નોખા ગણાય છે. आउखएणं, ठिइखएण,

પ્રશ્ન ૫૪—કેટલાક કહે છે કે-આઉખું તૂટતું નથી પણ જે ઉપક્રમથી મરવાપણું થાય છે તે નિમિત્તરૂપ છે. એટલે કોઇ પ્રકારનો ઉપક્રમ લાગવાથી મૃત્યુ થાય તો વ્યવહારમાં એમ કહેવાય કે અમુક કારણથી મૃત્યુ થયું, પણ તે તેના આઉખેજ મુઓ.

ઉત્તર—જો દરેક જીવ પોતપોતાના આઉખેજ મરતા હોય તો આપણને તેનું પાપ શાનું લાગે? અને આઉખા સંબંધી અનેક ભેદ કહેવાની જરૂર શી? ભગવંત ને ઠાણુંગ સૂત્રમાં દેવતા અને નારકી મનુષ્ય અને તિર્યંચના આઉખાના ભેદમાં બે પૂરૂં આઉખું ભોગવે અને બેનું આઉખું સંકેલાય એમ શા માટે કહેવું પડે? પણ એમ સમજો કે જ્યારે આપણો માર્યો કોઇ જીવ મરે છે ત્યારેજ આપણને પ્રાણાતિપાતની ક્રિયા એટલે પ્રાણનાશ કરવાનું પાપ લાગે છે. નારકી, દેવતા માર્યા મરતા નથી માટે પ્રાણાતિપાતની ક્રિયા લાગતી નથી. મનુષ્ય તિર્યંચમા સોપક્રમી અને નિરૂપક્રમી બન્ને છે, પણ આપણા જાણવામાં નથી, અને આપણા ઉપક્રમથી અધુરે આઉખે મરવાના સબબે જોકે પૂરે આઉખે મરે તોપણ પ્રાણાતિપાતની ક્રિયા લાગે છે. ભગવતીજીમા ઉદારિક શરીર આશ્રી એટલાજ માટે પાંચ ક્રિયા કહી છે. એટલે સોપક્રમી આપણા માર્યા મરે છે, માટેજ મનુષ્યતિર્યંચનું આઉખું સંવર્તક કહ્યું છે. એટલે મનુષ્ય તિર્યંચનું આઉખું સંકેલાય છે, અર્થાત્ તૂટે છે. આઉખું તૂટવા સંબંધીમાં ઠાણુંગજીમાં ટીકાકાર ન્યાય આપે છે કે-जहवा दीहारज्जु डज्झइ कालेण पुंजिया खिप्पं જેમ રજ્જુનામ દોરડી સળગાવેલી એક છેડાથી બીજે છેડે જતાં જેટલો વખત લાગે તે રજ્જુનું ગુંચળુંવાળી અગ્નિમાં નાખવાથી ક્ષીપ્ર બળી ભસ્મ થાય છે. એટલે પૂર્વે કહેલી મુદતથી ટુંકડી મુદતે તે દોરી બળી જાય છે. બીજો ન્યાય એ રીતે છે કે નિરોગી માણસના હમેશાના ખોરાકની ગણતરીએ સંવત્સરનો ખોરાક એકઠો કરેલો, તે માણસને અગ્નિ ભસ્મ રોગના પ્રભાવે વધારે ખોરાક ખાવાથી તે તમામ ખોરાક મુદત પહેલાં ખલાસ થાય છે. તેમ આઉખું સંકેલાય છે એટલે તે બે ન્યાય શ્વાસોશ્વાસ ઉપર વધારે લાગુ થાય છે. કેમકે શ્વાસોશ્વાસ વધારે લેવાથી આઉખાના કાળની હદ પહેલાં તેના શ્વાસોશ્વાસ પૂરા થવાથી જીવિતવ્યની હદ પણ પૂરી થઈ રહે છે. અર્થાત્ આઉખું તૂટવાના સંબંધમાં કાળનું ઘટવાપણું થાય છે અને શ્વાસોશ્વાસ પૂરા લેવાય છે. તેને આઉખું તૂટયું કહેવાય છે.

તેનો ખુલાસો શ્રી જેતપુરમાં કામદાર શામળજી ખોડાભાઇના ઉપાશ્રયના ભંડારમાં છત્રીશ હજારૂં ઠાણુંગ સૂત્ર ઘણા અર્થનું છે, તેના પાને

૨૦૧ મે, સાતમે ઠાણે સાત પ્રકારે આઉખું તૂટવાના અધિકારમાં ઉપરની તમામ હકીકત લખી છે તેમાં લખ્યુ છે કે-જેટલું આઉખુ છે તે તો તેટલા કર્મના દલ પ્રદેશે કરીને ભોગવેજ. અનુભાગ થકી વિકલ્પ (એટલે વિપાક ઉદયમાં) તે ન ભોગવે. આઉખું સકલી મરે તોપણ પૂરૂં આઉખું ભોગવાણુંજ કહીએ તે શ્વાસોચ્છ્વાસ પૂરા લે પણ કાળ પૂરો ન કરે એમ કહ્યું છે.

વળી "સ્વાનુભવ દર્પણ" માં પણ શ્વાસોચ્છ્વાસ ઉપર આઉખું કહ્યું છે. જુઓ પાને ૭૯ મે પંડિત લાલન કહે છે કે-મન સંકલ્પ વિકલ્પ કરતું બંધ થાય તો શ્વાસોચ્છ્વાસ ઓછા ચાલે, અને આવરદાનો આધાર શ્વાસોચ્છ્વાસ ઉપર વસ્તુત: છે, એટલે આટલા અબજ કે આટલા પરાર્ધ શ્વાસોચ્છ્વાસ માણસ કે ઇતર પ્રાણી જીવે. હવે સંકલ્પ વિકલ્પ અમુક કરૂં, તમુક કરૂં એમ વિચારતા શ્વાસોચ્છ્વાસ અધિક લેવાઇ જવાય છે, અને તેને લીધે આવરદા ઘટતું ચાલે છે વર્ષપર આયુષ્યનું પ્રમાણ સ્થૂલથી છે, પરંતુ સ્વરોદય શાસ્ત્ર ને યોગ ગ્રંથોમા આવરદા શ્વાસોચ્છ્વાસપરથી ગણ્યું છે. એટલે કે જેટલા શ્વાસોચ્છ્વાસ પૂર્વ ભવે આયુ કર્મના એક વેલાએ બાંધ્યા હોય તેટલા શ્વાસોચ્છ્વાસ એક વ્યક્તિ જીવે. હવે શ્વાસોચ્છ્વાસ બહુ ધીમા ચાલે તો ઘણીવાર જીવે. એ વાત નિયમિત છે. પરન્તુ તેથી કાઇ આવરદા વધ્યું નહીં શ્વાસોચ્છ્વાસ પૂર્વે બાંધ્યા હતા તેટલાજ છે, પણ તે લે છે હળવે હળવે શાંત રીતે એટલે કે-વધારે કાળ ચાલે. એક કુવો હોય અને તેમા પમ્પ રાખ્યો હોય અને પછી પમ્પ જલ્દી જલ્દી ચલાવિયે તો પાણી થોડા વખતમાં ઘણું ચાલ્યું જાય તેમ દેહરૂપી કુવામાથી આયુરૂપ જળ અને શ્વાસોચ્છ્વાસ પમ્પ જલદી જલદી ઘણા ઘણા મનના તરંગો સંકલ્પ વિકલ્પ કરી તે જલદી જલદી બહાર ન કાઢી આયુજળ ખુટી જાય તેમા શું આશ્ચર્ય ?

તેમજ "જૈન ધર્મ પ્રકાશ" પુસ્તક ૩૬ મુ, અંક ત્રીજો, જેઠ સંવત્ ૧૯૭૬. વીર સંવત્ ૨૪૪૬ મા પૃષ્ઠ ૬૮ મે પ્રશ્નોત્તરમાં લખ્યું છે કે—

પ્રશ્ન—સોપક્રમી આયુવંત જીવ અકાળે મુઓ એમ કહેવાય ?

ઉત્તર—વેદના, કષાયાદિક તથા પ્રકારના ઉપક્રમવડે ઉપઘાત લાગવાથી સર્વ આયુ કર્મના દળીયા પ્રદેશોદયે ભોગવી લઇ થોડાજ વખતમાં પૂરા કરી દીધા હોય તેટલાજ કર્મદળ વિપાકોદયે ભોગવતા વધારે વખત લાગે પણ પ્રદેશોદયે તે બધા દળ અલ્પ કાળમા ભોગવી લીધા હોય તો તે અપેક્ષાએ અકાળ મરણ કર્યું લેખી શકાય.

પ્રશ્ન ૫૫—ઉપદ્રવથી આઉખું ભેદાય એવો કોઇ સૂત્રનો દાખલો છે?

ઉત્તર—હા સાભળો,–પ્રશ્ન વ્યાકરણ સૂત્રના પહેલા આશ્રવદ્વારમાં આબૂવાળા છાપેલ પાને ૧૩ મે–મૂળ પાઠમાં કહ્યુ છે કે—

आउय कम्मस्सुवद्दवो भेयणिठ्ठवण गालणाय संवट्टगसखेओ १२.

અથ ટીકા—आउयकम्मस्सुवद्दवो मेय निठ्ठवण गालणाय संवट्टग संखेवोत्तिआयु कर्मण उपद्रव इतिवा तस्यैव भेद इतिवा तन्निष्टापन मितिवातद्गालनेति वाचसमुच्चये तत्संवर्त्तक इतिवा इह स्वार्थेक तत् संक्षेप इति वा प्राण ववस्यनामए तेषां उपद्रवादीनामेक तरस्येवगणनेन नाम्ना त्रिंशत्पूरणीया आयुच्छेद लक्षणार्था पेक्षया सर्वेषामे तेवा मेक्तत्वादिति १२. અથ ભાષા–આઉખા કર્મનો ઉપમર્દન નીઠાડવો આઉખાનો ભેદ પમાડવો આઉખાનો ગાળવવો એન્ઠાનો કરિવો સ્રખેપનો કરવો. ૧૨.

ઉપરના પાઠ ઉપરથી એમ જણાય છે કે આઉખાનો ભેદ થાય છે, તેનું ગળવાપણુ થાય છે, આઉખાનું સંવર્તન થાય છે–સ કેલાય છે; અર્થાત્ આઉખું તૂટે છે.

ટીકાકારના લખાણ ઉપરથી એમ પણ જણાય છે કે–આઉખાના છેદના લક્ષણના ત્રણસે ભેદ કહ્યા હોય એમ જણાય છે.

પ્રશ્ન ૫૬—દરેક પ્રાણી પોતપોતાના આઉખે (આઉખ્ય કાળ પૂરો થયે) મરે કે અકાળે પણ મરે? અથવા ઉદય આવેલું આઉખું ભોગવતાં ઉદીરણા કરી આઉખું નજીક લાવી શકાય કે કેમ?

ઉત્તર—ભગવતીજી શતક ૨૪ મે, તથા ૨૫ મે સજ્યા નિયંઠાના અધિકારે સાત આઠ કર્મની ઉદીરણા થાય છે એમ કહ્યું છે. એ ઉપરથી એમ જણાય છે કે-ઉદય આવવાવાળા કર્મની ઉદીરણા કરવાથી ઉદય આવે છે અને તે લાબી સ્થિતિનાં હોય તેને નજીકની સ્થિતિના થવા સભવ છે. તે ઉપરના દાખલાથી સાબીત થાય છે. અને અકાળ મૃત્યુને માટે દિગમ્બર મતના ભગવતી આરાધના ગ્રથમા એ વિષે સારો ખુલાસો લખ્યો છે.

પ્રશ્ન ૫૭—ભગવતી આરાધનામાં શું લખ્યું છે તે જણાવશો?

ઉત્તર—હા, સાભળો. દિગમ્બર મતનો ભગવતી આરાધના ગ્રંથ તેના પાને ૨૯૨મે અકાળ મૃત્યુ વિષે લખ્યુ છે કે—

पढमं असंत वयण, सभूदत्थस्स हादि पडिसेहो; णत्थि णरस्सअकाले मच्चुत्तिजवेव मादीयं. २३

અર્થ—જો વિદ્યમાન પદાર્થકા પ્રતિષેધ કરના સો પ્રથમ અસત્ય હૈ. જૈસૈ કર્મ ભૂમિકા મનુષ્ય કૈ અકાળમેં મૃત્યુકા નિષેધ કરના ઇત્યાદિક પ્રથમ અસત્ય હૈ

ભાવાર્થ—દેવ નારકી તથા ભોગ ભૂમિકા મનુષ્ય તિર્યંચ ઇનિકૈનો આયુકા બીચમેં ભંગ નહી હોય હૈ. જિતની આયુકી સ્થિતિ બાધિ કરિ ઉપજ્યાતિતની આયુ ભોગી ચુકયા હી મરણુ હોય હૈ અરકર્મ ભૂમિકા મનુષ્ય તથા તિર્યંચનિકી આયુ બાહ્યનિમિત્તકા વશ થકી છિદિ જાય હૈ, સોહી ગોમટ્ટસાર ગ્રંથમેં કહ્યા હૈ ॥ ગાથા

विसवेयणरत्तक्खय, भयसत्थग्गणसंकिलेसेहिं,

उस्सा साहाराण, णिरोहदो छिज्जदेआऊ ॥१॥

અર્થ—વિષ ભક્ષણુ કરિ ૧ તથા મારણુ, તાડન છેદન, બંધનરુપ વેદના કરિ તથા રોગ જનિત વેદના કરિ,૨ તથા દેહથકી રૂધિરકા નાશ હોને કરિ,૩ તથા મનુષ્ય તિર્યંચ દુષ્ટ દેવ વા અચેતન વજ્ર પાતાદિકનિ તૈ ઉપજ્યા ભય કરિકે,૪ તથા શસ્ત્ર કે ધાત કરિ,૫ તથા અગ્નિ, પવન જલ કલહ વિસંવાદ ઇત્યાદિ જનિત સંકલેશ કરિ,૬ તથા શ્વાસોચ્છ્વાસકા રૂકને કરિ૭ તથા આહાર પાનાદિકકા નિરોધ કરિ ૮ આયુકા છેદન હોય હૈ, નાશ હોય હૈ, આયુકી દીર્ઘ સ્થિતિ ભી હોય તો, ઇતને બાહ્ય નિમિત્ત નિ તૈ છિદિ જાય હૈ. ॥

પ્રશ્ન ૫૮—કિતનેક લોક ઐસૈં કરે હૈ–આયુકા સ્થિતિ બધ કિયા, સો નહી છિદે હૈ (એમ ચાલતા અધિકારમા કહ્યું છે.)

તિનકૂં ઉત્તર કહે હૈ—જો, આયુ નહી હી છિદતા તો વિષ ભક્ષણુ તૈ કોણુ પરાઙ મુખ હોતા? અર ઉખાલ વિષ પરિ કિસ વાસ્તે દેતે? અર શસ્ત્રકાઘાત તૈ ભય કૌન વાસ્તે કરતે? અરસર્પ હસ્તી સિંહ દુષ્ટ મનુષ્યાદિક નિકૂ દૂરિ હી તૈ કૈસે પરિહાર કરતે? અર નદી સમુદ્ર કૂપ વાપિકા તથા અગ્નીકી જવાલા મૈ પતન તૈ કૌન ભયભીત હોતા? (મરકીકા પ્લેગકા ભયસે કેમ ભયભીત હોતા? નાશભાગ કેમ કરતા?) જો આયુ પૂર્ણ હુવા વિના તો મરણુ હી નહો તો રોગાદિકકા ઇલાજ કાહેકૂં કરને? તાતૈ યહ નિશ્ચય જાણહૂ–જો આયુકા ઘાતકા બાહ્ય નિમિત્ત મિલિ જાય, તો તત્કાળ આયુકા ઘાત હોયહીજાય, ઇસમેં સંશય નહીં હૈ બહુરિ આયુ

કર્મકી નાંઇ અન્ય કર્મભી જો બાહ્ય નિમિત્ત પરિપૂર્ણ મિલિ જાય, તો ઉદય હોય હી જાય; નીંબ ભક્ષણ કરેગા તાકૈ તત્કાળ અસાતા વેદનીય ઉદય આવે હૈ, મિશ્રી ઇત્યાદિક ઇષ્ટ વસ્તુ ભક્ષણ કરે તાકૈ સાતા વેદનીય ઉદય આવે હી હૈ તથા વસ્ત્રાદિક આડે આ જાય ચક્ષુ દ્વારે મતિ જ્ઞાન રૂકિ જાય, કર્ણ મે ડાટા દેવે તો કર્ણદ્વારે મતિજ્ઞાન રૂકિ જાય, ઐસેં હી અન્ય ઇંદ્રિય નિકે દ્વારે જ્ઞાન રૂકૈ હી હૈ. વિષાદિક દ્રવ્ય તૈ શ્રુત જ્ઞાન રૂકિ જાય હૈ, ભેસિકો દહી લશુન ખલિ ઇત્યાદિક દ્રવ્યકે ભક્ષણ તૈં નિદ્રાકી તીવ્રતા હોય હી હૈ. કુદેવ કુકર્મ કુશાસ્ત્રકી ઉપાસના તૈ મિથ્યાત્વ કર્મકા ઉદય આવે હી હૈ. કષાય નિકે કારણ મિલે કષાયનિકી ઉદીરણા હોવે હી હૈ. પુરૂષકા શરીરકૂં તથા સ્ત્રીકા શરીરકૂં સ્પર્શન દર્શનાદિક કરી વેદકી ઉદીરણા તૈ કામકી વેદના પ્રજ્વલિત હોય હી હૈં. અરતિ કર્મકૂં ઇષ્ટ વિયોગ, શોક કર્મકૂં સુપુત્રાદિક મરણ ઇત્યાદિક કર્મકા ઉદય ઉદીરણાદિકનિકૂં કરે હી હૈ.

તા તે અસા તાત્પર્ય જાનના-ઈસ જીવકે અનાદિકા કર્મસંતાન ચલ્યા આવે હૈ, અર સમય સમય નવીન નવીન બંધ હોય હૈ, અર સમય સમય પુરાતન કર્મ રસ દેય દેય નિર્જરે હૈ સો જૈસા બાહ્ય દ્રવ્યક્ષેત્ર કાળભાવ મિલિ જાય, તૈસા ઉદય મે આ જાય, તથા ઉદીરણ હોય ઉત્કૃષ્ટ રસ દેવે અર જો કોઉ યા કહૈ "કર્મ કરેગા સો હોયગા' તો કર્મ તો યા જીવકે સર્વહી પાપ પુણ્ય રૂપ સત્તામેં મોજૂદ તિષ્ટે હૈ જૈસા જૈસા બાહ્ય નિમિત્ત પ્રબલ મિલેગા, તૈસા તૈસા ઉદય આવેગા, અર જો બાહ્ય નિમિત્ત કર્મકે ઉદયકૂ કારણ નહીં હોય તો, દીક્ષા લેના, શિક્ષા દેના, તપશ્ચરણ કરના, સત્સંગતિ કરના, વાણિજ્ય વ્યવહાર કરના, રાજ સેવાદિક કરના, ખેતી કરના. ઓષધી સેવન કરના, ઇત્યાદિક સર્વ વ્યવહારકા લોપ હો જાય તા તે ઐસે ભગવાનકા પરમાગમસૂં નિશ્ચય કરના "જો આયુકર્મકા પરમાણુ તો સાઠિ વરસ પર્યંત સમય સમય ઉદય આવના જોગ્ય નિષેક નિર્ઝરવાને પ્રાપ્ત ભયા હોય અર બીચિમેં વીસ વર્ષકી અવસ્થા હી મેં જો વિષ શસ્ત્રાદિકકા નિમિત્ત મિલિ જાય તો ચાલીસ વર્ષ પર્યંત જે કર્મકે નિષેક સમય સમય નિર્જરતા સો અંતર્મુહૂર્તમેં ઉદીરણા ને પ્રાપ્ત હોય ઉદય નાશને પ્રાપ્ત હોય, સો અકાલ મરણ હૈ જાતે નિર્જરાકા અનુક્રમકે નિષેકનિકા સમય સમય ન થા, અર સર્વ ચાલીસ વર્ષમે નિર્જર હોતા સો અંતર્મુહૂર્તમે નિર્જરા ને પ્રાપ્ત હુવા, તા તે અકાલ મરણ હૈ, સો બાહ્ય નિમિત્ત મિલે તો જૂનીકે મનુષ્ય તિર્યંચનિકે અકાલ મૃત્યુ હોય

હું," અર કોઉ તાકા નિષેધ કરે તો સત્યાર્થકા નિષેધ કરના નામા પહલા અસત્ય જાનના.

( ઇતિ ભગવતિ આરાધના )

પ્રશ્ન ૫૯—આઉખા કર્મની ઉદીરણા કેવી રીતે થાય ?

ઉત્તર—દ્વિતીય કર્મ ગ્રથમાં પાને ૩૦૯ મે કહ્યુ છે કે–ઉદીરણા એટલે ઉદયાવલિ ઉપરાંત દલિયા તથા રસ આકર્ષી ઉદયાવલિ માહે આણી ભોગવે તેના ઉદય થકી જે વિશેષ સ્વામીત્વપણું તેને ઉદીરણા કહીએ.

જે માટે મનુષ્યાયુ પ્રમત્તના યોગે કરી ઉદીરીએ તેથી બહુ કાળ વેદવા યોગ્ય તે થોડા કાળમા વેદી, અપવર્ત્તનકરણ વિશેષે કરી વેદે તેથી સોપક્રમ આયુ હોય તે અકાળ મરણ પામે, અને અપ્રતાદિક ગુણઠાણે અકાળ મરણ ન હોય તથા શાતા અશાતાની ઉદીરણા પણ પ્રમત્તપણે હોય.

ધર્મસિંહ મુનિ ( દરિયાપરી ) નો કરેલો દશ દ્વારનો જીવઠાણા ( ગુણઠાણા ) નો થોકડો છે તેમા નવમા ગુણઠાણા સુધી આઉખા કર્મની ઉદીરણા કહી છે. તો તેમના અનુયાયીને પૂછવું કે આઉખાની ઉદીરણાનો અર્થ શુ ? તમે આઉખાની ઉદીરણા કેવી રીતે માનો છો ?

ભગવતી સૂત્રના ભાષાન્તરમા પાને ૩૦ મે ઉદીરણાના અર્થમા કહ્યું છે કે–જે કર્મ ઉદયને પ્રાપ્ત થયું નથી અર્થાત્ ઉદયે આવ્યુ નથી. ઘણે આગામી કાળે જે કર્મના દલિયા વેદવાના છે, તેને આકર્ષી ઉદયમાં લાવવા તે ઉદીરણા કહેવાય છે.

પ્રશ્ન ૬૦—અકાળ મૃત્યુ થવાનો કોઇ અન્યમતના પ્રમાણિક શાસ્ત્રનો કોઇ સબલ દાખલો છે ?

ઉત્તર—હાજી સાભળો, સુશ્રુત–આયુર્વેદઃ સૂત્રસ્થાન–અધ્યાય ૩૪ મો, પાને ૧૮૬ મે, અંક ૪ થો. ગુજરાતી ભાષાન્તર–વેદ ધર્મ સભાની કાર્યભાર મંડળી તરફથી સંવત્ ૧૯૫૭ મા છપાયુ છે–તેમા કહ્યુ છે કે—

કાળ મૃત્યુથીજ મરણ થાય છે એમ નથી પણ અકાળ મૃત્યુઓથી પણ મરણ થાય છે માટે અકાળ મૃત્યુઓથી બચાવ કરવાને માટે વૈદ્યની અને પુરોહિતની જરૂર છે.

મૃત્યુ એક નથી પણ એકસો અને એક છે. એમ અથર્વ વેદના આચાર્યો કહે છે એ મૃત્યુઓમા કાળ મૃત્યુ તો એકજ છે અને બાકીના સઘળા તો અકાળ મૃત્યુઓજ છે. ( આમ છે એટલા માટે પ્રાણીઓનુ મરણ

કાળ વિના થતુંજ નથી એવી અનાડી પક્કડ રાખવી નહીં) ઔષધોમાં પ્રવીણતા ધરાવનારા વૈદ્યે અને મંત્રોમાં પ્રવીણતા ધરાવનારા પુરોહિતે વાત આદિ દોષોથી થતા મૃત્યુઓથી અને વિષ પ્રયોગાદિકથી થતા મૃત્યુઓથી સર્વદા પ્રયત્ન પૂર્વક રાજાનું રક્ષણ કરવું. ઈતિ

પ્રશ્ન ૬૧—જીવ ૭ બોલ લઈને આવે છે તેમાં વધઘટ થાય કે નહીં ?

ઉત્તર—સાત કર્મ આશ્રી તો વધઘટ થાય છે. એમ ભગવતીજી તથા ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયન વગેરે સૂત્રોમાં કહ્યું છે કે-મંદરસના હોય તે તીવ્ર રસનાં થાય છે અને તીવ્ર રસનાં મંદરસ થાય છે. ઘણા પ્રદેશનાં અલ્પ પ્રદેશ થાય છે ને અલ્પ પ્રદેશના ઘણા પ્રદેશ થાય છે. ઘણા કાળની સ્થિતિના હોય તે અલ્પ કાળની સ્થિતિના થાય છે ને અલ્પ કાળની સ્થિતિના ઘણા કાળની સ્થિતિના થાય છે.

પણ આઉખા કર્મ આશ્રી તો ઠાણાંગ સૂત્ર વગેરેમાં કહ્યા પ્રમાણે સાત પ્રકારે આઉખું તૂટે છે. એટલે આઉખું તૂટે, ખરૂં પણ વધે નહિ. સાત કર્મને વધવા ઘટવાનું બન્ને કહેલ છે. પણ આઉખું તો ઘટવુંજ કહ્યું છે તેને કોઇ સૂત્રમાં વધવું કહ્યું નથી અને ઘટવાના સંબંધમાં સ્થિતિનો પ્રતિઘાત થયે બધા બોલનો પ્રતિઘાત થાય-એ વિષે વધારે ખુલાસો પ્રથમ ઠાણાંગજીના પાંચમા ઠાણાનો અપાઇ ગયો છે ત્યાથી જાણી લેવો.

પ્રશ્ન ૬૨—ભય કેટલા પ્રકારના ?

ઉત્તર—ઠાણાંગઠાણે ૭ મે બાબુવાળા છાપેલા પાને ૪૪૫ મે સાત પ્રકારના ભય કહ્યા છે તે સૂત્રપાઠ–सत्त भय ठाणा पणता तंजह । इहलोगभए, परलोगभए २, आदाणभए ३, अकम्हाभए ४, वेयणाभए ५, मरणभए ६, असिलोगभए ७ ॥

ભાષાઃ—સાત ભયના સ્થાન કહ્યા તે કહે છે. ઇહ લોક ભય તે, પોતાની જાતિનો (મનુષ્યાદિકનો) ભય ૧, પરલોકભય તે, દેવાદિક તથા સિંહાદિક તિર્યંચ જાતિનો ભય ૨, આદાનભય તે, ચોરાદિકનો ભય ૩, અકસ્માતભય તે, બાહ્ય નિમિત્ત કારણ, કારમો (અચાનક) સર્પાદિકથી ભય ઉત્પન્ન થાય તે ૪, વેદનાભય તે, વેદનાનો પીડાનો ભય ૫, મરણભય તે, મરવાનો ભય (મરકી પ્લેગ પ્રમુખથી થતા ભય) ૬, અસિલોકભય તે, અપયશનો ભય ૭ ॥ એ સાત ભય કહ્યા.

પ્રશ્ન ૬૩—સાધુને સાત ભયના ટાળણહાર કહ્યા છે. સૂત્રમાં કહ્યું છે કે જીવિતવ્યની આશા અને મરણના ભય થકી મૂકાયેલા છે, તો સાધુને કોઈ ભયથી નાશવાનું હોય ખરૂં ?

ઉત્તર—દ્રઢ મનવાળો ન નાસે તો ભગવતની ફરજીયાત નથી. પણ એમ જાણે કે વખતે મારૂં અકાળ મરણ થાય, જો કે સાધુને મરણનો ભય ન હોય પણ રહેવાથી અશ્રેય જણાય તો તેવું (ભયવાળુ) સ્થળ મૂકી દે. એમ ઠાણાંગઠાણે ૫ મે, ઉદ્દેશે ૨ જે, બાબુવાળા છાપેલ પાને ૩૬૫ મે કહ્યું છે કે–સાધુ સાધ્વીને ગંગાદિક પાંચ મહા નદીઓ એક માસમા બે ત્રણવાર નાવાથી તથા ભુજાથી ઉતરવી ન કલ્પે, પણ પાંચ કારણે (અપવાદમાર્ગે) કલ્પે તેમાં પહેલોજ બોલ "भयं सिवा" કહેલ છે એટલે ભયથી (ગમે તે ભયથી) ૧, દુકાળથી ૨, કોઇ શત્રુ ઉપાડીને ગંગાદિકમાં નાખે તેથી ૩, ગંગાદિક નદીનું પાણી ઉન્માર્ગે આવતાં ૪, અનાર્ય મ્લેચ્છનું કટક આવતાં ૫, (એ પાંચે કારણ મરણથી બચવાના છે.)

તેમજ ચોમાસામા સાધુ સાધ્વીને વર્ષાકાળમાં (ચોમાસાને વિષે) વિહાર કરવો ન કલ્પે, પણ ઉપર કહ્યા પાંચ કારણે ચોમાસામા વિહાર કરવો કલ્પે. તેમા પણ પ્રથમ "भयं सिवा" કહેલ છે.

માટે ભય તો ૭ કહ્યા તેમાં મોટો ભય મરણનો ગણાય. માટે ત્રાસદાયક મરકી (પ્લેગ) પ્રમુખના ઉપદ્રવે, મરણના ભયથી ચોમાસામાં નાશવાથી ભગવંતની આજ્ઞાનો ભંગ નથી. તેમજ તેવા ભયવાળા સ્થળે નહિ જાતા સંયમનો નિર્વાહ થાય તેમ કરવાને સાધુ સાધ્વીને ભગવંતની આજ્ઞાનો ભંગ થતો હોય એમ જણાતુ નથી.

આઉખું તૂટવું નહિ માનનારાઓને મરણનો ભય હોવો ન જોઇએ. જો ન હોય તો મરકીના (પ્લેગના) ઉપદ્રવથી તેના ભયથી શા માટે નાસતા હશે ? જો મરણના ભયથી નાસતા હોય તો તેઓની માન્યતાનો ભંગ થયો ગણાય. કારણ કે આઉખુ તૂટતુ નથી છ બોલમા વધઘટ થતી નથી એમ બોલનારાઓને મરણનો ભય નજ હોવો જાઇએ મરણનો ભય ન હોય તો મરકીના ઉપદ્રવથી ભય પામી નાસે પણ નહિ. એમ તો જોનામાં આવતું નથી. માટે અહો મહાનુભાવ ? ભગવંતના વચનને આગળ કરી આઉખું તૂટવું માનશો. મરણનો ભય રાખશો તો કોઇ વખત બચાવ પણ થાશે. સાધુ સાધવીને પણ મરણાદિકના ભયથી ચોમાસામાં પણ ગામ છોડીને ચાલ્યા જવાની ભગવતે આજ્ઞા આપી છે, પણ એમ તો કહ્યુ નથી કે હે! મારા સાધુ સાધવીઓ ! તમારે મરણનો ભય રાખવો નહિ, આઉખુ તૂટતું

નથી, છ બોલમાં કોઇ વધઘટ કરવા સમર્થ નથી, માટે તમારે મરવા સંબંધીનો કોઇ પ્રકારનો ભય રાખવો નહીં. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિચાર કરી મુનિઓને સમયાનુસાર વર્તવા ભગવંતનું ફરમાન છે. માટે વ્યવહાર નયની અપેક્ષાએ આઉખું તૂટવું માનવાવાળાને જેમ પોતાના મરણનો ભય પ્રાપ્ત થાય છે તેમ બીજા પ્રાણિઓ પણ એજ પ્રમાણે મરણના ભયથી ત્રાસ પામે છે, માટે જેમ પોતાનું તેમ ઇતર પ્રાણીઓનું રક્ષણ કરવું અને મરણના ભયથી બચાવવો.

પ્રશ્ન ૬૪—આઉખું તૂટવાનો તથા અકાળ મરણનો કેટલાક એવો અર્થ કરે છે કે-જેમ આબાના ફળ પરિપકવ થયા હોય તોપણ તે વૃક્ષથી તૂટી હેઠે પડે તેને ફળ તૂટયું કહે છે તેમ આઉખું પરિપક્વ થયે પણ મરવાથી આઉખું તૂટવું ગણાય છે. એટલે સ્વભાવે મરવું થાય તો આઉખું તૂટયું કહેવાતું નથી અને કોઇ ઉપક્રમથી મરવું થાય છે તો આઉખું તૂટયું કહે છે.

તેમજ અકાળ મરણ પણ, જે મરવાનો કાળ કે જે જે સમયમાં જેટલું જેટલું આઉખું કહ્યું છે, જેમકે આ કાળમાં સો વર્ષનું આઉખું ગણાય તે સો વર્ષે યા વૃદ્ધાવસ્થામાં મરે તો તે મરવાના કાળે મુઓ કહેવાય, પણ બાલવયમાં કે યૌવન વયમાં મરે તો અકાળે મુઓ કહેવાય. વળી સ્વાભાવિક વાત, પીત, કફ આદિ રોગોથી ગમે તે અવસ્થામાં મરે તોપણ તે અકાળ મૃત્યુમાં ગણાતો નથી પણ કોઇ ઉપદ્રવથી તથા ઉપક્રમથી ગમે ત્યારે મરે તેનું અકાળ મૃત્યુ કહેવાય છે. તેથી તે ઓછે આઉખે મુઓ અથવા આઉખું તૂટયું કહેવાય નહિ. આઉખું તો પૂર્વે બાધેલું તેટલુંજ ભોગવ્યું ગણાય.

ઉત્તર—એ વાત ખરી છે, પણ દીપકના દૃષ્ટાંતે જેમ સૈકડા હજારો દીવા બળતા હોય તેમાં પવનનો ઝપાટો લાગવાથી તથા ઝાપટ મારવાથી જેમ દીપકનું બુઝાવાપણું થાય છે, તેમ આંબાના વૃક્ષને કોઇ માણસ ઝઝેડે ત્યારે પાકા અને કાચા ફળ પરિપક્વ અને અપરિપકવ મોરથી માંડી નાનાં મોટા ફળને ખરી જવાપણું થાય છે, તથા અઢઢ વાયુના વાવાઝોડાથી પણ વૃક્ષને ઝઝેડી ફલાદિકને ખેરવી પાડે છે. તે ન્યાયે ઠાણાંગજીમાં પણ સાત પ્રકારે આઉખું તૂટવાના ઠેકાણે કોઇ કોઇ પ્રતમાં 'ઝિંઝઇ' એવો પણ પાઠ છે. એટલે એ સાત પ્રકારના ઉપક્રમે આઉખાને ઝઝેડે છે. જીવતવ્ય રહિત કરે છે. તેમજ આઉખાની હદ સુધી સહીસલામતે નહિ પહોંચતાં અંતકાળે મરવું થાય તેને શાસ્ત્રમાં અકાળ મૃત્યુ કહેલ છે.

એમ ઘણા સૂત્રના ન્યાયથી આઉખું તૂટવું સાબીત થાય છે. પ્રથમ તો ઠાણાંગજીના ૭ મે ઠાણે સાત પ્રકારે આયુ ભેદાય છે. ૧–અંતગડ સૂત્રમાં સ્થિતિનો ભેદ થયો કહ્યો છે. ૨–સૂયગડાંગ સૂત્રમાં આઉખુ તૂટવું કહ્યુ છે ૩–ઉત્તરાધ્યયનના ચોથા અધ્યયનમા આઉખુ તૂટયુ સધાતુ નથી. ૪, સાતમે અધ્યયને સંજ્ઞીનું આઉખુ રૂંધાય છે ૫, તથા ૩૨ મા અધ્યયને ઇદ્રિયના ગૃદ્ધિપણે અકાળે મૃત્યુ પામે છે ૬, પન્નવણાજી તથા ભગવતીજી તથા ઠાણાગજીમા સોપક્રમી તથા નિરૂપક્રમી એ બે આઉખાના ભેદ સાથે સોપક્રમીને ઉપક્રમ લાગવાથી આઉખુ તૂટવુ કહ્યુ છે ૯, પન્નવણાજી સૂત્રમાં છચ બોલનો બધ આઠ આકર્ષાએ આઉખા સાથે પડે છે તેમા ૪ આકર્ષા સુધી મદ બધ કહ્યો છે. ૧૦, ઠાણાગજીમાં પાચ પ્રકારના પ્રતિઘાત કહ્યા છે. તેમા સ્થિતિનો પ્રતિઘાત કહ્યો છે ૧૧, તથા બીજે ઠાણે નારકી દેવતાનું જેવું આઉખું બાધે તવુજ પુરૂ પાળે (સપૂર્ણ ભોગવે) અને મનુષ્ય તિર્યચનુ આઉખુ સંવર્તન થાય છે–સકેલાય છે. ૧૨, ત્રીજે ઠાણે અરિહત ચક્રવર્ત્તી બળદેવ, વાસુદેવ પુરૂ આઉખુ ભોગવે, તે સિવાયનાને અધુરૂ આઉખુ ભોગવવાનો–આઉખું તુટવાનો સંભવ છે ૧૩, ઉત્તરાધ્યયનમા ૩૨ મા અધ્યયને અકાળે મૃત્યુ પામે એટલે સ્થિતિની આગળ–સ્થિતિ પુરી થયા પહેલા મૃત્યુ પામે કહ્યુ છે ૧૪, સુયગડાંગના ૧૩ મા અધ્યયને આઉખાના કાળને અતીક્રમાવે ઘાત કરે-આયુષ્યના કાળનું પ્રમાણ ઘણુ હોય તેને ઘટાડે એમ કહ્યું છે. ૧૫, ભગવતીજીમા નારકી દેવતાની ૪ ક્રિયા અને મનુષ્ય તિર્યચની પાચ ક્રિયા કહી છે. (પ્રાણુનો અતિપાત થાય છે માટે–માર્યા મરે છે માટે.) ૧૬, સુયગડાગના બીજા અધ્યયને સો વર્ષનુ આઉખુ તરૂણ્ય વયમાં તૂટે એમ કહ્યું છે. ૧૭, ભગવતીજીમા શતક ૧લે, ઉદ્દેશે ૮ મે મૃગને બાણ લાગવાના અધિકારે છ મહિના પહેલા મરે તો બાણુ મારનારને પાચ ક્રિયા લાગે અને છ મહિના પછી મરે તો ૪ ક્રિયા લાગે તે બાણુથી મુઓ ન કહેવાય ૧૮, ઠાણુાગ ઠાણે ૨ જે મનુષ્ય તિર્યચનુ આઉખુ કાળ ઉપર કહ્યુ છે, અને દેવતા નારકીનું આઉખું ભવ ઉપર કહ્યું છે. ૧૯, ઠાણુાગમા આઉખું તૂટવા માટે દોરીના ધુંચળાનો તથા અગ્નિ ભષ્મિક રોગીને ખોરાકનો ન્યાય આપ્યો છે. ૨૦, ઠાણુાગજીના મોટા ટબામા શ્વાસોશ્વાસ ઉપર આઉખુ કહ્યુ છે. ૨૧, સ્વાનુભવ દર્પણમા–પડિત લાલને પણ શ્વાસોશ્વાસ ઉપર આઉખુ કહ્યુ છે. ૨૨, જૈન ધર્મ પ્રકાશમા સોપક્રમીને અકાળે મૃત્યુ થાય એમ કહ્યુ છે. ૨૩, પ્રશ્ન વ્યાકરણ સૂત્રના પેલા આશ્રવદ્વારમા, ઉપદ્રવથી આઉખા કર્મનો ભેદ થાય છે, તેનો નિકાડવો, ગળવાપણું, સંવર્તન–સકે-

લાય છે. ૨૪, ભગવતીજીમાં સજ્યા નિયંઠા અધિકારે આઉખા કર્મની ઉદીરણા કહી છે. ૨૫, દિગમ્બર મતમાં ભગવતી આરાધનમાં (ગોમટ્ટસારમાં) આઠ પ્રકારે આઉખું છેદાય છે તથા અકાળે મરવાનું કહ્યું છે-તથા આઉખા કર્મ વગેરેની ઉદીરણા કહી છે. ૨૬, બીજા કર્મ ગ્રંથમાં આઉખા કર્મની ઉદીરણા અકાળ મરણવાળો કરે તે સોપક્રમી હોય અકાળ મરણ પ્રમતપણે હોય એમ કહ્યું છે. ૨૭, ધર્મસિંહ મુનિકૃત જીવઠાણા (ગુણઠાણા) મા નવમા ગુણઠાણા સુધી આઉખા કર્મની ઉદીરણા કહી છે. ૨૮, ભગવતીજીના ભાષાન્તરમાં આકર્ષીને ઉદયમાં લાવવા તે ઉદીરણા કહેવાય છે. ૨૯, અકાળ મૃત્યુ અને એકસો એક મૃત્યુનો આયુર્વેદનો દાખલો ૩૦—ઠાણાંગજીમાં સાત ભયમાં મરણનો ભય કહ્યો છે. ૩૧—ઠાણાંગજીનાં પાચમે ઠાણે ભયથી સાધુ નાસે એમ કહ્યું છે. ૩૨—આઉખુ તૂટવાના આંબાના ન્યાય સાથે દીપકનો તથા ઠાણાંગ સૂત્રનો 'ઝિંઝઇ' ના પાઠનો દાખલો ૩૩—અને છેવટનો ૩૪ મો દાખલો ઘણે વખતે ઘણી મુદતે આયુષ્ય ભોગવવાનું હોય તે થોડી મુદતમાં ભોગવી પુરૂં કરે છે, તે નિચેના લખાણથી જાણવું.

"શ્રી ઉમાસ્વાતિ વાચક વિરચિતમ્" "તત્ત્વાર્થાધિગમ સૂત્રમ્" છપાવી પ્રસિદ્ધ કર્તા શ્રી જૈન શ્રેયસ્કર મંડળ મહેસાણા તરફથી સંવત ૧૯૭૨ માં છપાયું છે. તેના પાને ૩૬-૩૭ મેં કહ્યું છે કે—

औपपातिक चरम देहोत्तम पुरुषासङ्ख्येय वर्षायुषोऽनपवर्त्यायुषः॥

ઉપપાત જન્મવાળા- દેવ અને નારકો, ચરમ શરીરી (તદ ભવ મોક્ષગામી) ઉત્તમ પુરૂષ તિર્થંકર ચક્રવર્ત્યાદિ શલાકા પુરૂષ) અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચ (યુગલિક) એ સર્વ અનપવર્તન (ઉપક્રમ લાગી ઘટે નહિ તેવા) આયુષ્યવાળા હોય છે.

દેવતા અને નારકી ઉપપાત જન્મવાળા છે. અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યો અને તિર્યંચો દેવકુરૂ, ઉત્તરકુરૂ, અંતરદ્વિપ વગેરે અકર્મ ભૂમિમાં અને કર્મ ભૂમિમાં અવસર્પિણીના પહેલા ત્રણ આરામાં અને ઉત્સર્પિણીના છેલ્લા ત્રણ આરામાં ઉપજે છે. અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા તિર્યંચો અઢીદ્વીપમાં ઉપજે છે. ઉપપાત જન્મ અને અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળા નિરૂપક્રમી છે. આ ચરમ દેહવાળાને ઉપક્રમ લાગે છે પણ તેનું આયુષ્ય ઘટતું નથી

બાકીના એટલે ઔપપાતિક, અસંખ્યેય વર્ષવાળા, ઉત્તમ પુરૂષ અને ચરમ દેહવાળા સિવાયના તિર્યંચ અને મનુષ્યો સોપક્રમી અને

નિરોપક્રમી છે. જે અપવર્તન આયુષ્યવાળા છે તેનું આયુષ્ય વિષ, શસ્ત્ર, અગ્નિ, કાંટા, જળ, શૂળી વગેરેથી ઘટે છે. અપવર્તન થાય એટલે થોડા કાળમાં યાવત્ અંતર્મુહૂર્ત કાળમાં કર્મ ફળનો અનુભવ થાય છે. ઉપક્રમ તે અપવર્તનનું નિમિત કારણ છે.

જેમ છુટા વેરેલા ઘાસના તરણા અનુક્રમે બાળવાથી વધારે વખત લાગે અને એકત્ર કરી સળગાવે તો તરત સળગી જાય. અથવા ભીનું લુગડું ભેગું રાખ્યાથી ઘણી વારે સુકાય અને પહોળું કરે તો તુરત સુકાય તેની પેઠે ઘણે વખતે આયુષ્ય ભોગવવાનું હતુ તે ક્ષણવારમાં ભોગવી પુરૂં કરે છે પણ ભોગવવાનું બાકી રહેતુ નથી.

અનપવર્તનીય.
૧. સોપક્રમિ.
૨. નિરોપક્રમિ.

અપવર્તનીય.
સોપક્રમિ.

પ્રશ્ન ૯૫—જે પ્રકારે પ્રાણીને મરવું હોય તે તો કેવલી જાણે છે તો પછી આઉખું તૂટવું શાનું ગણાય ?

ઉત્તર—કેવલીએ જયારે આઉખાના સંબંધમાં સોપક્રમી અને નિરોપક્રમીની વ્યાખ્યા કહી છે તેનો કાંઇક હેતુ હોવો જોઇએ.

પ્રશ્ન ૯૬—તેનો હેતુ તો એ કે કેટલાક જીવ ઉપક્રમ સહિત મરે છે અને કેટલાક જીવઉપક્રમ વિના મરે છે માટે સોપક્રમી અને નિરોપક્રમી એ બે પ્રકારના મરણ કહ્યા તેમા આઉખુ તૂટવાનો સંબંધ કેવી રીતે લાગુ થાય ?

ઉત્તર—તો પછી ભગવંતને આઉખુ તૂટવાના કારણો શા માટે જણાવવા જોઇએ ? માટે એમ જાણો જે આઉખુ તૂટવુ અને નહિ તૂટવું એ બન્ને બાબત તો કેવલીને પ્રકાશીત છે. નિરોપક્રમી પુરે આઉખે મરવાનો છે અને સોપક્રમીને અમુક ઉપક્રમ લાગવાથી અમુક વખતે મરવાનો છે ને અમુક કાળનો ભેદ થવાનો છે તે પણ કેવલી જાણે છે. માટે નિશ્ચય નયે દ્રવ્ય ક્ષેત્ર અને ભાવ તો પુરા ભોગવે અને વ્યવહાર નયે કાળનું ઘટવાપણુ થાય છે એ ઉપરથી આઉખુ તૂટવાનુ પૂર્વે કહેલા સૂત્રના ૩૪ દાખલાથી સિદ્ધ થાય છે તત્વ કેવલી ગમ્ય ॥

પ્રશ્ન ૯૭—કોઇ કહે કે–પારાધીએ હાથમા પખી લઇ જ્ઞાનીને તેનુ આઉખુ પુછતા જ્ઞાની એમ કહે કે તેનુ આઉખુ તારા હાથમા છે (એટલે તેનુ આઉખુ લાંબુ કહે તો તરત મારી નાખે, અને આઉખુ નથી એમ

જૂદો પાડતાં દશે પ્રાણનો નાશ થાય છે માટે તેનું પાપ પ્રાણના અતિપાત રૂપ લાગવાનું ભગવતે કહ્યું છે. ભગવતીજીમા કહ્યું છે કે-પ્રાણના ધરવાવાળાને પ્રાણી કહી ', એટલે સિદ્ધના જીવ વિના સસારી તમામ જીવ પ્રાણના ધરવાવાળા છે માટે પ્રાણી કહીને બોલાવ્યા છે, અને ગયા કાળે હતો, વર્તમાન કાળે છે અને આગમિય કાળે હોશે માટે ભૂત કહીને બોલાવેલ છે, અને આઉખા કર્મે કરીને જીવે છે માટે જીવ કહીએ, તેમજ સુખ દુ:ખનો જાણ માટે સત્વ કહીએ, એટલે શાસ્ત્રમા જીવને અનેક નામે બોલાવેલ છે પણ તમામ જીવનો સબધ આઉખા કર્મની સાથે રહેલ છે અને આઉખાના વિનાશે જીવનો વિનાશ મનાય છે તેનેજ શાસ્ત્રકાર પાપ કહે છે.

પ્રશ્ન ૬૯—આયુષ્યની હદ્દ જાણવાનું કાંઇ ચિન્હ હશે ખરૂં ?

ઉત્તર—છે, સાંભળો-અતી ગરજે ન વરજે નહિ, રતી ન ખડે ધાર; હાથો દીસે થભા જીસો, તો હંસા ચાલણહાર, ૧. શિષતપત હૃદયપુની, હસ્તપદ શીતળ હોય; એહલચ્છન કાલનપર, તાકુ જીવન કોય ૨

આયુષ્યની હદ્દ જાણવાને માટે શ્રી કાળજ્ઞાનનો વિચાર લખીએ છીએ. ॥ મેષ સક્રાતિના દશ દીન જાતે સૂર્ય મંડળ જોવું. તે દીને તપેલા મધ્યે તેલ નાખીને સૂર્ય માથે આવે ત્યારે મધ્યાને બપોરે જોવું. તે પ્રકાર લખ્યો છે. ॥

દક્ષણ દીશે ખાડો દીશે તો માસ ૬ જીવે,
પશ્ચિમ દીશે ખાડો દીશે તો માસ ૩ જીવે,
પુર્વ દીશે ખાડો દીશે તો માસ ૧ જીવે.
ઉત્તર દીશે ખાડો દીશે તો માસ ૨ જીવે.
વચે સૂર્ય ખાડો દીશે તો તે તરત મરે.
સપૂર્ણ દીશે તો વર્ષ ૧ સુધી ક્ષેમકુશળ રહે
તે માટે મેષ સંક્રાતિના દીન ૧૦ જાતે જોવું

એમ વરસો વરસ જોવું તો પોતાનું મૃત્યુ આપ જાણે-પોતાને પોતાનું મૃત્યુ સુઝે સહી એ તે કાળજ્ઞાન વીચાર કેવલીનો ભાખેલ છે ॥ એમ ગ્રંથકાર લખે છે ॥

પ્રશ્ન ૭૦—આઉખએણું, ડીંઢખએણુ, અને ભવખએણું એ ત્રણ બોલ સૂત્રમાં કહ્યા છે તેનો શુ અર્થ થાય છે ?

ઉત્તર—આઉખુ પૂર્વ ભવે જે વખને બાંધ્યુ છે તે વખતથી આવતા ભવનું આઉખુ ગણાય કેમકે આત્મ પ્રદેશે બધ પડની વખતથી આવતા

ભવના આઉખા સુધીના દલીયા મેળવેલા છે તેમાંથી ક્ષય થતો જાય તે આઉખએણું અને સ્થિતી તો જે ભવનું આઉખુ બાંધ્યું છે તે ભવમાં ઉપજવા જવા મારચું ત્યાંથી જે કાળ ભોગવવામાં આવે અને જે ગતિમા જેટલો કાળ રહે તે સ્થિતિ કહેવાય તેનો ક્ષય તે ઠીઇખએણું, અને ભવ પુરો થાય તે ભવખએણું.

પ્રશ્ન ૭૧—આઉખુ કેટલા પ્રકારે ભોગવાય છે?

ઉત્તર—આઉખુ બે પ્રકારે ભોગવાય છે એક પ્રદેશ ઉદય, બીજું વિપાક ઉદય. જ્યાં સુધી વીપાક ઉદયમાં ન આવ્યુ હોય ત્યાં સુધી આઉખુ પ્રદેશ ઉદયમાં ભોગવાય છે.

આવતા ભવના આઉખાનો બધ પડયા પછીથી—અબાધાની હદ પુરી થતાંજ પ્રદેશ ઉદયમાં ભોગવે તત્ભવ રૂપ ઉદય આવ્યું તે વીપાક ઉદય ભોગવતો કહેવાય.

પ્રશ્ન ૭૨—આઠ કર્મમાં સાત કર્મનો અબાધા ચાલ્યો છે, પરંતુ આઉખા કર્મનો અબાધા કેટલો સમજવો?

ઉત્તર—જગન્ય અંતર્મુહૂર્ત્ત ઉત્કૃષ્ટો પૂર્વક્રોડીનો ભાગ ત્રીજો અબાધા કાળ હોય. કેમકે પૂર્વક્રોડીના આઉખાવાળાએ પાછલા ત્રીજા ભાગે આવતા ભવનું આઉખુ બાંધ્યુ છે માટે પૂર્વ ક્રોડીનો ત્રીજો ભાગ પુરો થયે અવશ્ય આવતા ભવનું આઉખુ ઉદય આવવાનુ છે માટે ઉત્કૃષ્ટો અબાધા કાળ આઉખા સંબંધીનો પૂર્વ ક્રોડીનો ત્રીજો ભાગ જાણવો.

પ્રશ્ન ૭૩—ભગવતીજીના ૬ ઠ્ઠા સતકે, ઉદ્દેશે ૩ જે, अबाहूणिया कम्मठीति कम्मानिसेउ. એવો પાઠ છે તેનો અર્થ શું અને તેમાં શું કહ્યુ છે?

ઉત્તર—એ પાઠમાં અબાધા સંબંધીની હકીકત છે. તેમા અબાધાનો અર્થ જણાવ્યો છે. એટલે, બાધા કહીએ કર્મનો ઉદય, અને તે નહિ તે અબાધા. એટલે કર્મના બધનો અને ઉદયનો આંતરો તે અબાધા.

अबाहू० અબાધા કહી તે રૂપ તિણે કરી ઉણી कम्म કર્મની સ્થિતિ કહીએ, કહ્યો તે રૂપ કર્મ રહેવાનો કાળ તે कम्मनि કર્મ નિષેક હુઈ. તિહા કર્મ નિષેક કહેતા કર્મના દળને ભોગવવાને અર્થે રચના વિશેષ તિહાં પહેલા સમાને વિષે ઘણા કર્મનાં દળ રચે, બિજા સમાને વિષે વિશેષે હીણા, ત્રીજા સમાને વિષે વિશેષે હીણા ઇમ જાંલગે ઉત્કૃષ્ટી સ્થિતિનો કર્મ દળ તાં લગે વિશેષે હીણા રચે. બાધા પણ જ્ઞાનાવરણી કર્મ ત્રણ હજાર વર્ષ લગે

અવહિતો રહે તે ભણી તે ત્રણ હજાર વરસ ઉણા ૩૦ સાગરોપમ કોડાકોડી માન હુઇ.

અનેરા કહે અબાધા ત્રણ હજાર વરસ અને બાધા કાળ ૩૦ સાગરોપમ કોડાકોડ રૂપ તે બિહૂ પણ કર્મની સ્થિતિનાં કાળ અને તે અબાધા કાળ વર્જીને કર્મ નિષેક કાળ હુઇ. ઇમ અનેરા કર્મને વિષે પણ અબાધા કાળ કહેવો. આ વિષે પાંચમા કર્મ ગ્રંથમા પણ કહ્યું છે કે-બાંધેલુ કર્મ જ્યાં લગે પોતાનો વિપાક દેખાડે નહિ, તેને અબાધા કહીએ તથા અબાધા કાળ પછી કર્મને વેદવાને સમયે બહુ અને તેથી વળી દ્વિતીય સમયે હીન, તૃતીય સમયે ઘણું હીન એમ કર્મદળ વેદવા સન્મુખ જે દળ રચના વિશેષ તેને નિષેક કહીયે ( એમ ૨૭ મી ગાથાના અર્થમાં કહ્યું છે. )

વળી ૩૨ મી ગાથાના અર્થમાં પણ કહ્યું છે કે-જે મૂળ પ્રકૃતિની તથા ઉત્તર પ્રકૃતિની જેટલી કોડાકોડી સાગરોપમની સ્થિતિ હોય તે પ્રકૃતિને તેટલા શત વર્ષનો અબાધા કાળ હોય. એટલા બાંધ્યા પછી પણ એટલા કાળ લગે તે કર્મ ઉદય ન આવે, તેને અબાધા કાળ કહીએ તથા પોત પોતાને અબાધા કાળે હીન જે કર્મ સ્થિતિ, તે કર્મનો નિષેક કહેતાં ભોગ્ય કાળ હોય. નિષેક તે કર્મ ઉદય કાળે પ્રથમ બહુ પ્રદેશાગ્ર સામટો ઉદય આવે અને પછી સમય સમય હીન હીનતર થાય, યાવત્ કર્મની સ્થિતિ તે છે. હવે સમયે અત્યતમ ઉદય હોય. એને નિષેક કહીએ.

પ્રશ્ન ૭૪—પ્રદેશ કર્મ અને અનુભાવ કર્મ તે શુ ?

ઉત્તર—ઠાણાંગઠાણે ૨ જે ઉદેશે ૩ જે, બાબુવાળા છાપેલ પાને ૬૯ મે, કહ્યુ છે કે—

दुविहे कम्मे प० त० पदेस कम्मे चेव अणुभाव कम्मे चेव.

टीका:—दुविहे कम्मे इत्यादि ॥ प्रदेशा एव पुद्गलाएवयस्य वेद्यते न यथा वद्धोरसस्तत्प्रदेश मात्रतया वेद्य कर्म प्रदेशकर्म यस्यतु अनुभवो यथावद्धरसो वेद्यते तदनुभावतो वेद्य कर्मानुभाव कर्मेति ॥ અથ ભાષા—

બે પ્રકારે કર્મ છે તે કહે છે. પ્રદેશ કર્મ પુદ્ગલ હીજ વેદે બીજું અનુભાવ કર્મ કર્મનો રસ ભોગવીએ

તથા પ્રદેશ બંધ અને અનુભાગ બંધ તે-શ્રી પન્નવણાજીમાં જીવ આઉખા સાથે છ બોલનો બંધ થાય છે તેમાં પ્રદેશબંધ અનુભાગનામ

કહ્યો છે. ( એટલે બંધ થવાવાળા કર્મોની સંખ્યાના નિર્ણયને પ્રદેશબંધ કહે છે, અને ફળ દેવાની શકિતની હીનાધિકતાને અનુભાગ બંધ કહે છે. )

તે વિષે ભગવતીજી શતક ૧ લે-ઉદ્દેશે ૪ થે કહ્યું છે કે—

से णूणं भंते ? नेरइयस्स वा तिरिक्ख जोणियस्स वा मणुसस्स वा देवस्स वा जे कडेपावे कम्मे णत्थि तस्स अवेइत्ता मोरक्खे ? हंता गोयमा ! नेरइयस्स वा तिरिक्ख मणुस्स देवस्स वा जाव मोरक्खो । से केणठेणं भंते ! एवं वुच्चइ नेरइयस्स वा जाव मोरक्खो, एवं खलुमए ! गोयमा ? दुविहे कम्मे पणत्ते तंजहा पएस कम्मेय अणु ! भाग कम्मेय, त्तत्थणं जं तं पएसकम्मंत नियमा वेदेइ, तत्थणं जं तं अणुभाग कम्मं तं अत्थे गइयं वेदेइ, अत्थे गइयं नो वेदेइ. ઇત્યાદિક અધિકાર છે.

ઇહાં કહ્યું છે કે-ચાર ગતિના જીવે કીધા કર્મ તે ભોગવ્યા વિના છુટે નહિ. તે કર્મ બે પ્રકારે કહ્યા છે, તે પ્રદેશકર્મ અને અનુભાગ કર્મ. તે વિષે ભાષા માહે કહ્યું છે કે-તિહાં પૂર્વોકત બે પક્ષ માટે જે તે પ્રદેશ કર્મ તે નિશ્ચયસ્યૂં જિસા કર્મ કીધા છે તિસા વેદે, તિહાં પૂર્વોકત બે પક્ષ માહે જે તે અનુભાગ કર્મ છે, તે કર્મ પ્રતે કેટલાએક તથા રૂપ વેદે, કેટલાએક તથા રૂપ ન વેદે.

ઇહાં એજ અધિકારે કહ્યું છે કે—

णायमेयं अरहया सुयमेयं अरहया विणायमेयं अरहया इमं कमं अयंजीव अझ्झोवगमियाए वेयणाए वेयइस्सइ, इमं कमं अयं जीवे उवक्कमियाए वेयणाए वेयइस्सइ, अहा कम्मं अहा णिगरणं जहाजहा तं भगवया दिठं तहातहा तं विपरिणामिस्संतीति, सेतेणठेणं गोयमा ? नेरइयस्सवा जाव मोरक्खो. ॥

ભાષા—કર્મ વેદવાના પ્રકાર અરિહંત જાણે ઇત્યાદિ-એ કર્મ એ જીવ, કર્મ અને જીવ દોનું કેવલીને પ્રત્યક્ષ છે. અભ્યુપગમ પ્રવ્રજ્યા કાળથી માંડી બ્રહ્મચર્ય ભૂમિશયન કેશ લોચનાદિકનો અંગીકાર, તિણે નિર્વૃત તે અભ્યુપગમકી તિણે કરી વેદના વેદસ્યે, અથવા એ જીવ એ કર્મ સ્વયમેવ કર્મ ઉદય આવ્યા વેદસ્યે, ઉપક્રમ કહીએ કર્મ વેદનો પાય તિહાં હુવે તે ઔપક્રમકી, પોતે ઉદય આવ્યો અથવા ઉદીરણા કરણે કરી ઉદય આવ્યા કર્મનો ભોગવવો તે વેદના વેદસ્યે, અહાકમ્મં અહાણિગરણ ॥ જિમ કર્મ બાંધ્યા છે તિમ, જિમ કર્મના દેશ કાળાદિ અન્યથા ન થાય જિણુ દેશ કાળને પરિણામે હોવણહાર છે. જિમ જિમ તે કર્મ પ્રતે દીઠો છે, તિમ તિમ વિશેષપણે પરિણમસ્યે, ઈતિ સબ્દો વાકયાર્થ સમાપ્તે. તે તેણે અર્થે

હે ગૌતમ ? નારકીને યાવત્ દેવતાને કીધા કર્મ વિના ભોગવ્યા મોક્ષ નહીં છુટિવો નહીં, ઇત્યર્થ.

આનો પરમાર્થ એ છે કે-દરેક જીવે બાંધેલા કર્મ ભોગવ્યા વિના છુટે નહિ. કોઇ જીવ જેવો કર્મ બાંધ્યો તેવોજ તથા રૂપ ભોગવે અને કોઇ જીવ જપ તપાદિ કે પણ પૂર્વકૃત કર્મને ભોગવી લીએ એ સર્વ કેવળીને જાણ્યું વર્તે છે.

પ્રશ્ન ૭૫—દરેક જીવ સમે સમે આઉખા કર્મ વરજીને સાત કર્મનો બંધ કરે છે. તો આઉખા કર્મનો બંધ આખી જીંદગીમા એક વખત હોય છે માટે તેના બંધનો કાળ કેટલો ?

ઉત્તર—ભગવતી શતક ૬ ઠે, ઉદ્દેશે ૩ જે, બાબુવાળા છાપેલ પાને ૩૯૩ મે, ટીકા તથા ભાષામા કહ્યું છે કે-આઉખા કર્મનો બંધકાળ જગન્ય અંતરમુહૂર્ત્તનો કહ્યો છે-તથા પન્નવણાજીના ૩જા પદમા ૧૪ બોલના અલ્પાબોધમાં છેવટમા આઉખાના બંધનો કાળ અંતર્મુહૂર્ત્તનો કહ્યો છે.

પ્રશ્ન ૭૬—ભગવતીજી શતક ૮ મે, ઉદ્દેશે ૯ મે કહ્યુ છે કે-કાર્મણ શરીર પ્રયોગબંધ, દેશબંધ હોય સર્વ બંધ ન હોય અનાદીપણું માટે તેમા કહ્યુ છે કે આઉખા કર્મના દેશબંધક સર્વથી થોડા અને અબંધક સંખ્યેજ-ગુણા તેનું શુ કારણ ? જીવ તો અનંતા છે.

ઉત્તર—નિગોદના જીવ અનંતા છે અને તેનું આઉખુ પણ અંતર્મુહૂર્ત્તનું છે, અને આઉખાનો બંધકાળ પણ અંતર્મુહૂર્ત્તનો કહ્યો છે માટે તેથી અબંધગા સંખ્યાતગુણા હોય. બીજા જીવ સિદ્ધ વિના અસંખ્યાતા છે તે અને સિદ્ધના જીવ ભેળવતા પણ નિગોદના જીવ અનંતગુણા છે માટે સર્વ જીવ આસરી પણ આઉખા કર્મના બંધ કરતા અબંધકનો થોક સંખ્યાત ગુણો અધિક હોય અને પ્રાયે આ અધિકાર નીગોદ આશ્રી સંભવે છે.

પ્રશ્ન ૭૭—જીવ નરક ગતિનુ આઉખુ બાંધી નરક ગતિમા જાય છે તેનું શું કારણ ?

ઉત્તર—જીવ નરક ગતિમા જવા જેવા કામો કરે તેથી તે નરક ગતિનુ આઉખુ બાંધે અને નરક ગતિમા જાય. તે મહારંભ કરવાથી, ચક્રવર્તી પ્રમુખની રીધી ભોગવવાસા મહામુર્છિત, મહાપરિગ્રહ સહીત તેમા આસક્ત, વ્રત પચખાણ રહીત, અનંતાનુબંધી કષાયનો ઉદયવાન્, પંચેંદ્રી જીવની હિંસા નીશંકપણે કરે, મદીરા પીએ, માંસ ખાવે, ચોરી કરે, જુગટા ખેલે, પરસ્ત્રી ભોગવે, વેશાગમન કરે, શીકાર કરે, કૃતઘ્ની હોવે, વીશ્વાસઘાતી હોવે,

મિત્રદ્રોહી હોવે, ગુરૂ-સાધુપર દ્રોહ કરે, ઉતસૂત્રપરૂપે, મિથ્યા મતનો મહીમા વધારે, કૃષ્ણ નીલકાપોતલેશાના અશુભ-મલીન પ્રણામવાળા જીવ નરકનું આઉખુ બાંધી નરક ગતિમાં જાય.

પ્રશ્ન ૭૮—તિર્યંચ ગતિના આઉખાનો બંધ કેવી રીતે

ઉત્તર—જેનું ગૂઢ હૃદય હોય એટલે જેના કપટની કોઇને ખબર ન પડે, ધુર્ત હોય, મુખે મીઠું મીઠું બોલે, હૃદયમાં કાતરણી રાખે, જુઠ દુષણ પ્રકાશે, માયા સહિત જુઠુ બોલે, આર્તધ્યાની આલોકને અર્થે તપ ક્રિયા કરે, પોતાની પુજા મહીમા નષ્ટ હોવાના ભયથી પોતાના કુકર્મ ગુરૂવાદિકની આગળ પ્રકાશે નહિ, જુઠું બોલે, ઓછું દેવે અધીકું લેવે, ગુણીજન ઉપર ઇર્ષા કરે, કૃષ્ણાદિ ત્રણ મધ્યમ લેશાવાળા જીવ તિર્યંચ ગતિનું આયુષ્ય બાંધે, અને તિર્યંચ ગતિમાં જઇ ઉપજે.

પ્રશ્ન ૭૯—મનુષ્ય ગતિમાં જવાના આઉખાનો બધ કેવી રીતે ને શા કારણથી હોય ?

ઉત્તર—મીથ્યાત્વ કષાય જેને સ્વભાવે મંદોદય હોય, સુપાત્ર કુપાત્રની પરીક્ષા વિના વિશેષ યશ કિર્તિની વાંછા રહીત દાન દેવે, સ્વભાવે દાન દેવાની તીવ્ર રૂચી હોવે, ક્ષમા, આર્જવ, માર્દવ, દયા, સત્ય, સરલતા. મનશુદ્ધી આદિ મધ્યમ ગુણમાંવર્તિ, સત્‌સંગ અને ગુણાનુરાગી હોવે, દેવ ગુરૂની ભક્તિ કરવાવાળો કાપોત લેશાના પરીણામવાળા મનુષ્ય તિર્યચાદિ મનુષ્યાયુ બાંધી મનુષ્ય ગતિમાં જઈ ઉપજે.

પ્રશ્ન ૮૦—દેવતાનું આયુષ્ય બાધવાના કારણો કયા કયા હોય છે અને કોણ કોણ બાંધે છે ?

ઉત્તર—અવ્રતી સમ્યક દ્રષ્ટી મનુષ્ય તિર્યંચ, દેવતાનું આયુ બાંધે. સુમિત્રના સયોગથી, ધર્મની રૂચીવાળા, દેશ વીરતી, સરાગ સંયમી દેવાયુ બાધે એટલે વેમાનીકનું આઉખુ બાધે બાળતપ, અર્થાત્ દુ.ખ ગર્ભિત, મોહગર્ભિત, વૈરાગે કરી, દુષ્કર કષ્ટ, પચાગ્નિ સાધન રસપરીત્યાગ આદિ અનેક પ્રકારના અજ્ઞાન તપ કરવાથી, નીદા સહીત અત્યંત રોષ તથા અહંકારથી તપ કરે તે અશુરાદિક દેવતાનું આયુ બાંધે, તથા અકામ નીર્જરા અજાણપણે ક્ષુધા તૃષા શીત ઉષ્ણ રોગાદી કષ્ટ સહન કરવાથી સ્રી ન મળ્યે શીયળ પાળે, વિષયની પ્રાપ્તિના અભાવથી વિષય ન સેવે, ઇત્યાદિ અકામ નીર્જરાએ તથા બાળમરણ અર્થાત્ જળમા ડુબી મરે, અગ્નીમા બળી મરે, ઝંપાપાત કરી મરે, ઇત્યાદિ મરણે મરતા શુભ પરિણામની વર્તિએ

મરે તો વ્યંતર દેવતાનું આયુષ્ય બાંધે, આચાર્યાદિકની અવજ્ઞા કરે, સાધુ આદિની હેલણાં નિંદા કરે, અવર્ણવાદ બોલે, ગુરૂવાદિકથી કપટ ભાવે વર્તે ઇત્યાદિક દુષ્ટ પરિણામે કિલ્મી દેવતાનું આઉખુ બાંધે. તથા મિથ્યાદષ્ટીના ગુણની પ્રશંશા કરે, મિથ્યાત્વનો મહીમા વધારે, અજ્ઞાન તપ કરે અથવા અત્યંત ક્રોધી હોવે તો પરમાધામીનું આયુષ્ય બાંધે.

પ્રશ્ન ૮૧—જીવે અહિયા પરભવનું આઉખું બાંધ્યું તે જીવ મરી પરભવે જાય છે તેને સામી ગતિમાં લઇ જનાર કોણ? અને તે કેવી રીતે સામી ગતિમા જાય?

ઉત્તર—ગતિ નામ કર્મના ઉદયથી જીવે આઉખા સાથે નરકાદિક જે જે ગતિના પર્યાય મેળવેલા હોય તે પર્યાય પામે ત્યારે નરકાદિક નામ કહેવામા આવે. જ્યારે જીવ મરે ત્યારે આયુકર્મ મુખ્યપણે અને ગતી-નામ કર્મ સહચારી હોય છે જ્યારે જીવને આહીથી ચવવાનું થાય ત્યારે જે ગતિમા જવુ હોય તે ગતિની અનુપુર્વિનુ આકર્ષણ કરી લઇ જાય છે ત્યારે તે જીવ તેજ ગતિ નામ અને આયુ કર્મને વશ હોવાથી જહાં ઉત્પન્ન થવુ હોય ત્યા તે સ્થાનકે પ્હોચે છે જેમ દોરાવાળી સુઇને ચમક પાષાણ આકર્ષણ કરે ત્યારે સુઇ ચમક પાષાણની તરફ ખેચાઇને જાવે અને દોરો પણ સુઇની સાથેજ જાવે એ ન્યાયે નરકાદિક ગતિઓના સ્થાનક ચમકપાષાણ સમાન છે. આઉકર્મ તથા ગતિ નામકર્મ લોહની સુઇ સમાન છે જીવ દોરા સમાન વચે પ્રોયા હોવાથી પરભવમા જીવને આયુ તથા ગતિ નામકર્મ લઇ જાય છે જેવી જેવી ગતિ નામ કર્મના જીવે બંધ કર્યા છે શુભ વા અશુભ તેવી ગતિમા જીવ તેજ કર્મના ઉદયથી ત્યા જઇ રહે છે.

પ્રશ્ન ૮૨—અહીયા કોઇ કોઈ એવી કલ્પના કરે છે કે—પાપી જીવોને યમ, અને ધર્મી જીવોને સ્વર્ગના દૂત સુવા પછી લઇ જાય છે તથા જબરા-ઇલ ફીરસ્તા જીવોને લઈ જાય છે. આમ દરેક મતવાળા બોલે છે તેનુ કેમ?

ઉત્તર—તે સર્વ મિથ્યા કલ્પના છે, કેમકે જ્યારે યમ તથા સ્વર્ગના દૂત ફીરસ્તા મરતા હશે ત્યારે તેને કોણ લઇ જાતા હશે? અને જીવ તો જગતમા એક સાથે અનંતા મરે છે, જન્મે છે. તે સર્વને લઇ જવાનાર એટલા યમ ક્યાથી લાવતા હશે અને એટલા ફીરસ્તા કીહા રહેતા હશે? જે જીવ આ સ્થુલ શરીરમાથી નીકળ્યા પછી કોઇના હાથમા આવતો નથી તે વાસ્તે પુર્વોક્ત કલ્પના જેણે સર્વજ્ઞના શાસ્ત્ર સાંભળ્યા નથી તેવાઓએ કરેલ છે. તે વાસ્તે મુખ્ય આયુકર્મ તથા ગતિનામકર્મના ઉદયથી જીવ પરભવમા જાય છે. એમ અનંત જ્ઞાની કહી ગયા છે

પ્રશ્ન ૮૩—ઉત્કૃષ્ટો આઉખો મનુષ્યણી બાંધે કે નહિ? અને બાંધે તો કઇ ગતિનું બાંધે?

ઉત્તર—પન્નવણાજી છાસઠ હજાર પદ ૨૩ મું કર્મ પ્રકૃતીને અધિકારે આઉખા કર્મના ભેદમા કહ્યું છે કે—અનુત્તર વિમાનનું ૩૩ સાગરોપમનું ઉત્કૃષ્ટું આઉખું મનુષ્યણી બાંધી શકે પણ નરકનું ઉત્કૃષ્ટું તે ત્રીસ સાગરનું આઉખું ન બાંધે, સાતમી નરકે ન જાય માટે.

પ્રશ્ન ૮૪—પ્રત્યેક અને સાધારણ વનસ્પતિના બીજકમાં એમ જણાય છે કે-પ્રત્યેક વનસ્પતિના બીજકમાં પ્રત્યકજ જીવ આવી ઉપજે અને સાધારણના બીજકમાં એકી સાથે અનંતા જીવ આવી ઉપજે તો પછી પૂર્વોક્ત કથન પ્રમાણે પ્રત્યકમાં અનંતાનો ભાગો કેમ લાભે?

ઉત્તર—આ સંબંધીની હકીકત પ્રથમના નવ પ્રકારના પ્રશ્નોત્તરમાં ખુલાસાવાર દાખલા દલીલોથી લખાઈ ગઇ છે. પરંતુ આ ચાલતા પ્રશ્નનો ખુલાસો એજ છે કે-પ્રત્યેકનું બીજ વાવવાથી પ્રથમ એક જીવ આવીને ઉત્પન્ન થાય અને પછી તેની નિશ્રાયે જગન્ય એક બે ને ત્રણ ઉત્કૃષ્ટા સંખ્યાતા અસંખ્યાતા ને અનંતા જીવ ઉત્પન્ન થાય તેથી પ્રત્યેક મિશ્રિત અનંત કાય ઉત્પન્ન થવાનું શાસ્ત્રમાં કહ્યું છે, અને સાધારણમાં બીજકનો જીવ તો એકજ છે પણ ઉત્પત્તી વખને અનંતા જીવનો થોક આવી ઉપજે. પછે તેની નિશ્રાયે બીજા જગન્ય એક બે ત્રણ ઉત્કૃષ્ટા સંખ્યાતા અસંખયાતા ને અનંતા જીવ આવી ઉપજે. તમામ વનસ્પતિને માટે ઉગતા અકુરા અને નીકળતી ટીશીઓને માટે પન્નવણાજીમા અનંતં જીવમય કહેલ છે. માટે પ્રત્યેક અને સાધારણ એ બંન્નેમા અનત જીવનો ભાગો લાભવો સંભવે છે.

પ્રશ્ન ૮૫—કેટલાક કહે છે કે સાધારણ વનસ્પતિ (કંદમૂળાદિક) માં અનંતા જીવ રહ્યા છે માટે તેનું ભક્ષણ કરવામાં પ્રત્યેક વનસ્પતિથી વધારે પાપ લાગે છે. અને કેટલાક એમ પણ કહે છે કે સાધારણ કરતા પ્રત્યેક વનસ્પતિના આરંભમાં વધારે પાપ છે. કારણ કે તેને પકવવામાં અગ્નિ પ્રમુખનો વિશેષ આરંભ કરવો પડે છે. તેમજ હરેક પ્રકારના હરીકાયના શાકના આરંભ કરતા કઠોળાદિકના શાકમાં અપકાય તથા અગ્નિ-કાય વગેરેનો વધારે આરંભ પ્રત્યક્ષ થવો જોઇએ. માટે હરીકાય (વનસ્પતિ કાય)ના શાકમા વધારે આરંભનો સંભવ રહે છે તેથી તેમાં પાપનો વધારે સંભવ કેટલાક માને છે તેનું કેમ?

ઉત્તર—તે તો પોતપોતાની માન્યતાનો ભ્રમ છે. શાસ્ત્રના ન્યાય પ્રમાણે તો જેમા વિશેષ જીવની હિંસા થાય તેમાં વધારે પાપ અને થોડા

જીવની હિંસા તેમાં થોડુ પાપ. અને બીજી રીતે શાસ્ત્રથી એમ પણ જણાય છે કે-જેમાં જીવની રાશી વધારે હોય છે તેમાં રસ પણ વધારે હોય છે, અને રસવાળી ચીજ જીભને સ્વાદિષ્ટ વધારે લાગે છે, એવી ચીજ ઉપર જીવનું ગૃદ્ધીપણુ થવા સાથ મુર્છાભાવથી ભોગવવામાં આવે તો પાપનો નિવડબધ થાય છે અને ગૃદ્ધીપણા રહિત અમુર્છાભાવે ભોગવવામા આવે તો પાપનો મદ બધ થાય છે. સુયગડાગ સૂત્રમા પણ કહ્યું છે કે-કોઇ સાધુ આધાકર્માદિ સદોષ આહાર કરતો કર્મે કરી લેપાય છે એવો સકલ્પ અનેરા પુરૂષે કોઇએ કરવો નહિ તેમજ નિર્દોષ આહાર કરતો કર્મે નથી લેપાતો એવો પણ સકલ્પ છદ્મસ્થને કરવો ઘટતો નથી. એવો અભિપ્રાય આપવાને છદ્મસ્થનો વહેવાર પહોંચતો નથી તેનું કારણ કે-કોઇ સાધુ ગાઢાગાઢ કારણે અર્થાત્ અનિવાર્ય કારણે કોઇ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવના સ્વરૂપને જાણનાર ગીતાર્થ કાર્યાકાર્યનો વિચાર કરીને કદી સદોષઆહાર અગૃદ્ધીપણે અમુર્છિત ભાવે ભોગવે તો તે કર્મે કરી લેપાય નહી, અને શુદ્ધ નિર્દોષ આહાર લાવી ગૃદ્ધીપણે મુર્છાભાવે સાધુ આહાર કરે તો કર્મે કરી લેપાય છે એમ સૂત્ર કરતા જણાવે છે એ ન્યાયે ઇંદ્રિયોને વશ પડેલાં પાચે ઇંદ્રિયોના વિષય સુખમા આશક્ત એવા પ્રાણીઓને મુર્છાભાવે ગૃદ્ધીપણે વર્તતા વિશેષ પાપકર્મ લાગવાનો સભવ છે સસારમા રહેલા પ્રાણી પણ અમુર્છાભાવે અગૃદ્ધીપણે જહા લુબ્ધ તહા મુત્ત એટલે જેવુ લાધ્યુ તેવું ભોગવે તેમા આશક્ત રહે નહિ તો તે જીવ કર્મે કરી લેપાતા નથી

પ્રશ્ન ૮૯—દેવસી, રાઇસી, પક્ષી, ચોમાસી ને સંવત્સરી, એ પાચ પ્રતિક્રમણ કરવાનુ શુ કારણ ?

ઉત્તર—પ્રથમ તો એ કે-દિવસમા અજાણપણે કાંઇ પણ લાગેલું પાપ તે સાજના પ્રતિક્રમણમા આલોચવાથી છૂટે છે. અને રાત્રિમા અજાણપણે યા સ્વપ્ન પ્રમુખમા લાગેલુ પાપ તે પ્રભાતના પ્રતિક્રમણમા આલોચવાથી તે પાપથી મુક્ત થવાય છે એ પ્રમાણે પાચે પ્રતિક્રમણનુ સમજવું.

વળી બીજી રીતે-સ્વજળની ચોકડી ટાળવાને માટે એટલે સ્વંજળનો કષાય ઉદય થયો હોય તે પાપ ટાળવાને માટે દિવસ તથા રાત્રિનુ પ્રતિક્રમણ છે

પ્રત્યાખ્યાનની ચોકડી ટાળવાને માટે પક્ષીનુ પ્રતિક્રમણ છે અપ્રત્યાખ્યાનની ચોકડી ટાળવાને માટે ચોમાસી પ્રતિક્રમણ છે અને અનતાનુબધીની ચોકડી ટાળવાને માટે સવત્સરી પ્રતિક્રમણ કરવાનુ છે એટલે, સંજ્વલની ચોકડી ટાળવાથી કેવળજ્ઞાન-કેવળપદ પ્રાપ્ત થાય છે.-પ્રત્યાખ્યાનની ચોકડી

ટાળવાથી સાધુપણું નિર્મળ થાય છે.–અપ્રત્યાખ્યાનની ચોકડી ટાળવાથી શ્રાવક ધર્મ નિર્મળ થાય છે. અને અનંતાનુબંધીની ચોકડી ટાળવાથી સમકિત નિર્મળ થાય છે, અને એ હદ ઓળંગવાથી મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે.

આનો પરમાર્થ એ છે કે–બાર મહિને સંવત્સરી પ્રતિક્રમણ કરી વેર વિરોધને ક્ષમાવે નહિ તો એમ માનવું જે આ જીવને અનંતાનુબંધીનો ગાઢ ઉદય છે. તેથી સમકિતનો નાશ થવા સાથ નરક ગતિના આઉખાનો બંધ પડે છે.–એ પ્રમાણે ચાર મહિને ચોમાસી પ્રાતક્રમણ કરી, વેર વિરોધને ખમાવે નહિ તો શ્રાવક ધર્મનો નાશ થવા સાથ તિર્યંચ ગતિના આઉખાનો બંધ પડે છે–તેમજ પક્ષીએ પક્ષીએ પ્રતિક્રમણ કરી વેર વિરોધને ટાળે નહિ, ખમાવે નહિ તો સાધુ ધર્મનો નાશ થવા સાથ મનુષ્ય ગતિના આઉખાનો બંધ પડે છે, અને દિવસ તથા રાત્રિનું પ્રતિક્રમણ કરી વેર વિરોધને ટાળે નહિ, ખમાવે નહિ તો કેવળજ્ઞાન અટકે છે. માટે પાંચે પ્રતિક્રમણ કરવાથી આત્માને મહા લાભ થાય છે.

પ્રશ્ન ૮૭—સામાયિકના પાંચ અતિચાર છે તેમાં પ્રથમના ૩ નો અર્થ તો સુગમ છે. સમજાય તેવો છે પણ ચોથા પાંચમાનો અર્થ શું ?

ઉત્તર—ચોથો અતિચાર " સામાઇસ્સ સઇ અકરણાએ " એટલે સામાયિક મેં કીધી કે નથી કીધી તે ઉપયોગ ઠામ ન રાખ્યો હોય (એટલે તેમાં ઉપયોગ રહ્યો ન હોય) તથા પાંચમો અતિચાર " સામાઇસ્સ અણ વઠીયસ કરણાએ " એટલે ઉપયોગ વિના સામાયિક પુરૂં થયા વિના પાળ્યું હોય, અથવા સામાયિકમાં સાવજ્જ કર્મ કરી મન, વચન, કાયાનો જોગ સ્થિર રહ્યો ન હોય ( એ પ્રમાણે દરીયાપુરીની ચોપડીમાં અર્થ છે )

અને કોઇ એમ પણ અર્થ કરે છે કે–છતી શક્તિએ સામાયિક ન કરે તો ૪ થો અતિચાર લાગે, અને સામાયિકનો કાળ પુરો ન થયે પાળે તો પાંચમો અતિચાર લાગે. એમ "કોનફરન્સ પ્રકાશના" પુસ્તક ૬ ઠે, અંક ૧૬ મે, પૃષ્ટ ૧૪ મે, કોલમ ૩ જે લખ્યું છે. પણ ચોથા અતિચારનો અર્થ લાગુ થતો નથી, કારણ કે–સામાયિક લીધેલાને માટે અતિચાર કહ્યા છે અને આને તો વ્રતધારીને માટે લાગુ પાડયું છે માટે મળતું નથી. પેલો અર્થ કાંઇક ઠીક લાગે છે.

પ્રશ્ન ૮૮—જેને વ્રત અંગીકાર કર્યા હોય તેને પ્રતિક્રમણ કરવાની જરૂર હોય પણ જેણે વ્રત આદર્યા નથી તેને પ્રતિક્રમણ કરવાની શી જરૂર ? તેને કયા વ્રતના અતિચાર આલોવવા હોય ?

ઉત્તર--વ્રતવાળાને તો અવશ્ય બે ટંકના પ્રતિક્રમણ કરી અતિચાર દોષ ટાળવાજ જોઇએ અને તે સિવાયનાને પણ પ્રતિક્રમણ કરવાની જરૂર છે. કારણ કે–તેને કોઇપણ પ્રકારના પચ્ચખાણ હોય તેમાં જાણપણે કે અજાણપણે દોષ લાગેલો હોય તે ટાળવો જોઇએ. વળી વ્રત વિના પ્રતિક્રમણ કરવા કરાવવાવાળાને કદાપી સ્પર્શના ન હોય તોપણ તેને સદહણા પ્રરૂપણા રૂપ ધર્મ સાચવી શકાય માટે વ્રત વિનાને પ્રતિક્રમણ કરી સદહણા પ્રરૂપણા શુદ્ધ કરવાની જરૂર છે. અને જેને હમેશા પ્રતિક્રમણ કરવાની ટેવ હોય તેને કોઇ વખત વ્રત આદરવાની પણ ઇચ્છા થાય તે વખતે તેની સ્પર્શના પણ શુદ્ધ થાય છે. માટે શ્રાવક ધર્મમા ઉત્પન્ન થયેલાએ સામાયિક અને પ્રતિક્રમણ તો અવશ્ય કરવાજ જોઇએ.

પ્રશ્ન ૮૯--જેનું શરીરબળ નિર્બળ થઇ ગયું હોય તેને આત્મ કલ્યાણ શી રીત કરવું ?

ઉત્તર—તેના માટે અધ્યાત્મ પરીક્ષામા પાને ૧૭૩ મે કહ્યું છે કે—
देहबलं जइए दढ तहवि, मणोधिइ बलेण जइ अव्वं; तिसिओ पत्ताऽभावे, करेण किंणो जलं पिबइ. ॥ १७२ ॥

અર્થ:—જો રોગાદિકે કરી શરીર નિર્બળ થઇ ગયુ હોય તો મન બુદ્ધયાદિકના બળે કરીને યોગ ધારણ કરવો. જેમ પુરૂષને જ્યારે તૃષા લાગે છે ત્યારે તેની પાસે જો પાણી પીવાનું પાત્ર ન હોય તો હાથે કરી પાણી પીએ છે, પણ તરસ્યો રહેતો નથી. તેમ તથાવિધ કાળબળ ન છતાં પણ જેને મોક્ષની અભિલાષા હોય તેણે મનોબળે કરી યોગ માર્ગને વિષે પ્રવૃત્તિ કરવી.

દશાશ્રુતસ્કધ સૂત્રમા શ્રાવકની પડિમાના અધિકારે પડિમા અંગીકાર કરવાનો કાળ જગન્ય ૧, ૨, ૩, દિનનો કહ્યો છે. તેનો હેતુ પણ એજ જણાય છે કે પોતાનું આયુષ્ય નજીક આવ્યુ જાણીને છેવટની સ્થિતિએ પણ મન બુદ્ધયાદિકના બળે કરીને અગ્યાર પડિમા માહેલી ગમે તે પડિમા (પ્રતિજ્ઞા) ધરણ કરી એકાદ દિવસમા પણ આત્મકલ્યાણ કરવુ હોય તો તેમ બની શકે છે. એનું નામ પણ યોગ માર્ગને વિષે પ્રવૃત્તિ કરી કહેવાય એમ ઉપરના ન્યાયથી સાબીત થાય છે.

પ્રશ્ન ૯૦—જે પુરૂષ બળના સમયનો શોચનાએ કરી બળ સહિત યા બળ રહિત સમયમા ભવિષ્ય કાળ ઉપર ભરોસો રાખી આળસ કરીને બેસી રહે અને એમ કહે કે આગળપર વૃદ્ધપણામા ધર્મ કરશુ એમ કહેવાવાળાને બોલતા સાંભળીએ છીએ તેનુ કેમ ?

ઉત્તર—એ વિષે અધ્યાત્મ પરીક્ષામાં શ્લોક ૧૭૪-૧૭૫ માં કહ્યું છે કે—चल कालसो अणा ए, अलसा चिठंति जे अकयपुन्ना; ते पछिंता वि लहुसोइंति, सुहं अपावंता ॥१७४॥ जह णाम कोइ पुरिसो, ण धनम्दा णि घणो विउज्झमई; मोहाइयडूणाए, सो पुण सोएइ अप्पाणं ॥१७५॥

અર્થ—જે પુરૂષ એવી શોચના કરે કે, હમણા મારામા બળ નથી, માટે આગળ ધર્માચરણ કરીશ. અથવા હમણા મારે અવસર નથી, માટે આગળ જતાં ધર્માચરણ કરીશ. એમ જાણીને આળસ કરીને બેસી રહે તે અકૃત પુણ્ય થકા આગળ ઘણી પ્રાર્થના કર્યાથી પણ પુણ્ય વિના સુખને પામે નહિ, ત્યારે ઘણો શોચ કરે છે. જેમ કોઇ નિર્ધન પુરૂષ પ્રથમ આળસ કરીને ધન અર્જવાને ઉદ્યમ ન કરે ને પછી ઠાલી ઇચ્છા કરીને દ્દન વિના દુઃખને પામે છે ત્યારે પોતાના આત્માને વિષે ઘણોજ શોચ કરે છે માટે પ્રાપ્ત થયેલો (અવસર અને) ધર્મ મૂકીને આગળ ધર્મની પ્રાર્થના કરીએ તો ઠાલી પ્રાર્થના કહેવાય. (એવા જીવો સમય-અવસર આવે ધર્માચરણ ન કરે વાયદો કરી-યા આળસ કરી બેસી રહે તે અંત સમયે યા પરભવે અતિ દુઃખ પામે છે. વૃદ્ધપણાનો વાયદો તદન નકામોજ છે તેમાં તો ઉપાધીઓ આવી નડે છે માટે તે વાયદો નકામો છે.)

માટે ભગવંત મહાવીરે કહ્યું છે કે—जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ; जाविंदिया न हायंति, ताव धम्मं समायरे॥ दश. अ. ८ में—गा. ३६मी.

અર્થઃ—જ્યાં સુધી આ શરીરને જરાએ પીડા કરી નથી, જ્યા સુધી શરીરમાં વ્યાધિ વૃદ્ધિને પામી નથી, જ્યાં સુધી કોઇપણ ઇંદ્રિની હાની થઈ નથી ત્યાં સુધીમાં હે આત્મા જેટલું થાય તેટલું ધર્મનું સેવન કર.

આનો પરમાર્થ એ છે કે—જરા, વ્યાધી અને ઈંદ્રિઓની હાની એ ધમાચરણને વ્યાઘાત કરનાર છે. માટે તે પ્રાપ્ત થયાં પહેલાં આત્મકલ્યાણને માટે ધર્માચરણમાં ઘડી પળભર પણ આળસ કરવી નહિ, પ્રમાદ કરવો નહી.

પ્રશ્ન ૯૧—કોઇ કહે કે-પાપની નિંદા કરવાથી અર્થાત્ મિછામિ દુક્કડં દેવાથી પાપ ટળે છે, ત્યારે વિશેષ અનુષ્ટાન કરવાનું કારણ શું ?

ઉત્તર—આ વિષે અધ્યાત્મ પરીક્ષામા શ્લોક ૧૭૬ માં કહ્યું છે કે—जो पाव गरहंतो तं चेव, णि सेवए पुणो पावं; तस्स गरहावि मिच्छा, अतह क्कारोहि मिच्छतं. ॥१७६॥

અર્થ:-જે પાપ કરી મિછામિ દુક્કડં દઈને ફરી પાપ કરે, તેની પાપનિંદા મિથ્યા છે. કેમકે જેવું બોલીએ તેવું પાળીએ નહિ તો તેજ મિથ્યાત્વ છે ઇતિ.

(આનો પરમાર્થ એ છે કે-પાપની નિંદા કરવાથી એટલે પોતે કરેલા પાપને આત્મ શાક્ષીએ પ્રગટ કરી તેની નિંદા કરવાથી અથવા જ્ઞાની પુરૂષોની શાક્ષીએ ચોખા હ્રદયથી આલોચના સાથે મિછામિ દુકકડં દેવાથી પાપનું નિવર્તન થાય છે. તે પાપનો કચરો હ્રદયથી દૂર થયા પછી વિશેષ ધર્માનુષ્ટાન કરવાથી વિશેષ આત્માને ફળદાયક થાય છે. જેમ રોગી માણસને પ્રથમ રેચ આપી કોઠો સાફ કરી પરેજી સાથે દવા કરવાથી રોગનો નાશ થાય છે તેમ જાણપણે થયેલા પાપથી નિવર્તવાને તે પાપથી દૂર થવાને ગુરૂ સમક્ષ આલોચના કરી પ્રાયશ્ચિત લેવાથી તે પાપ દૂર થાય છે, અને અજ્ઞાનપણે અજાણપણે થયેલા પાપને દૂર કરવાને માટે ભગવંતે મિછામિ દુક્કડંની ફાકી બતાવી છે. ખરા અંત:કરણથી માત્ર મિછામિ દુક્કડ દેવાથી પાપનું ટળવાપણુ થવા સાથ આત્મ નિર્મળ થાય છે.)

પ્રશ્ન ૯૨––"મિછામિ દુક્કડ" એ શબ્દનો અર્થ શું ?

ઉત્તર––અધ્યાત્મ પરીક્ષામા કહ્યું છે કે—મિ કહેતા કાયાથી તથા ભાવથી મૃદુ થઇ, છા કહેતા અસયમરૂપ દોષનું અછાદન કરીને, મિ કહેતાં ચારિત્રની મર્યાદામાં રહ્યો થકો, દુ કહેતા દુષ્કૃત કાર્યનો કરનાર જે આત્મા તેને હુ નિંદુ છુ, ક કહેતા મેં જે પાપ કર્યા છે તેનુ, ડ કહેતા ઉપશમ પામીને ઉલ્લઘન કરૂ છુ. એવો અર્થ જાણીને મિછામિ દુક્કડ દીધા પછી ફરી પાપ ન કરવું તે પાપની સાચી નિંદા કહેવાય છે.

પ્રશ્ન ૯૩—શ્રાવકને પ્રતિક્રમણુમા શ્રમણ સૂત્ર કહેવું કે નહિ ?

ઉત્તર—હાલમા જે જે સાધુ તથા શ્રાવકના પ્રતિક્રમણની અનુક્રમણીકા ચાલે છે તે પ્રમાણે એકેનું સૂત્ર મધ્યે મળશે નહિ અને અનુક્રમે સૂત્રા તઃ આવશ્યક થકીજ મળશે. હવે જ્યારે શ્રાવકને બીજા સૂત્ર ભણતાં બાધક નથી ત્યારે શ્રમણ સૂત્ર ભણવાને બાધક હોયજ શાનો ? અર્થાત્ પડિક્કમણામાં શ્રાવકને શ્રમણ સૂત્ર કહેતા બાધક નથી.

પ્રશ્ન ૯૪—ત્યારે કોઇ કહે કે-શ્રમણ સૂત્ર તો સાધુનુંજ છે તે શ્રાવકને કેમ કહેવાય ? શ્રાવકને કોઇ ઠેકાણે શ્રમણ કહ્યા નથી. તો સાધુના સૂત્ર શ્રાવકને શા ઉપયોગના ?

પ્રશ્ન ૯૬—ત્યારે કોઇ કહે કે-પડિમા અંગીકાર કરી નથી, પોષો પણ કર્યો નથી ને વ્રત પણ આદર્યાં નથી માટે તેને નિત્ય પ્રતિક્રમણમાં શ્રમણ સૂત્ર શા માટે કહેવું જોઇએ ?

ઉત્તર—પોષો, પડિમા કે વ્રત વિના શ્રમણ સૂત્ર કહેવું નહિ તો પછી પડિક્કમણું પણ શાને માટે કરવું જોઇએ? પડિક્કમણું તો વ્રતના અતિચાર આલોવવાનું છે. વ્રત નહિ તો અતિચાર શાના ? ને આલોવવું શું ? માટે દેવાનુપ્રિય ! શ્રાવકને સદ્દહણા પરૂપણા ને ફરસના એ ત્રણે બોલની શુદ્ધતા કરવી, તથાપિ ફરસના બની ન શકે તો સદ્દહણા, પરૂપણા તો શુદ્ધ રાખવી તે શ્રાવકનો ધર્મ છે.

દાખલા તરીકે–હંમેશાં સંથારો કરવો પડતો નથી, પણ પડિક્કમણામાં હંમેશાં સંથારાનો પાઠ ભણવો પડે છે તે સંથારાની સદ્દહણા પરૂપણા શુદ્ધ કરવા માટે છે ને સંથારો તો ફરસે ત્યારે ફરસના શુદ્ધ કહેવાય.

દાખલા તરીકે-શ્રાવકને હમેશાં દશમું વ્રત કે પોષો કરવો પડતો નથી તથા સાધુને દાન દેવાનો પણ હમેશાં વખત મળતો નથી, તોપણ પ્રતિક્રમણમાં તે વ્રતની આલોચના કરવી પડે છે. વળી જેમ સાધુને બન્ને ટંકના પ્રતિક્રમણમા રાત્રિ ભોજનના દોષો આલોવવાની જરૂરીયાત હોવી ન જોઇએ એ તો માત્ર પ્રભાતનાજ પ્રતિક્રમણમાંજ તે વ્રતમા લાગેલા દોષો તથા સ્વપ્નાતરમા રાત્રિ ભોજનનો દોષ લાગ્યો હોય તે આલોવવાની જરૂર પડે, તથાપિ બંન્ને ટંકના પ્રતિક્રમણમા સાધુને છઠ્ઠું વ્રત રાત્રિ ભોજનનું પરિપાટીએ કહેવું પડે છે. તેમજ શ્રાવકને પરિપાટીએ પડિક્કમણામા કહેવા વ્રતાદિક તથા સંથારાનો પાઠ તથા શ્રમણ સૂત્ર વગેરે કહેવાને કોઇ જાતનો બાધક નથી. કદાપિ કોઇ પ્રસંગોપાત કોઇ વખત શ્રમણ સૂત્ર ન કહે તો પણ પડિક્કમણાને વાધો આવતો હોય એમ પણ બનવા સંભવ નથી. પણ પડિમાધારી કે પોષાવાળાને તો અવશ્ય શ્રમણ સૂત્ર કહેવાની જરૂર છે.

પ્રશ્ન ૯૭—કોઇ દેવતાની માનતા માને તેને સમકિત કહીએ કે નહિ ?

ઉત્તર—માનતા બે પ્રકારની ચાલે છે. એક લૌકિક દેવની, બીજી લોકોત્તર દેવની, તેમા લોકોત્તર દેવની માનતાના બે ભેદ છે. કોઇ સંસાર સુખની લાલસાએ દેવ ગુરૂ કે ધર્મની માનતા માને તેને સમકિતની મલીનતા થવા સંભવ છે, અને કોઇ સંસાર સુખથી છુટવા ધર્મ નિમિત્ત માનતા માને જેમકે અનાથી મુનિની પેરે હું આ રોગથી મુક્ત થાઉં તો મુનિપણું અંગીકાર કરૂં. એવું [illegible] કરૂં, આ માનતા સમકિતને નિર્મળ [illegible]

કરે છે. હવે લૌકિક દેવને માટે ભગવતીજી, ઉપાસક દશાંગ, સૂયગડાંગ પ્રમુખ ઘણાં સૂત્રમાં કહ્યું છે કે-કોઇ દેવની સાહાય્ય શ્રાવકને ઈચ્છવી નહીં. નિગ્રંથ પ્રવચનથી કોઇ દેવ ચળાવવા આવે અને અનેક પ્રકારના ઉપસર્ગ, પરીસહ ઉત્પન્ન થયે પણ ચળે નહીં એમ કહ્યું છે. પણ માનતા કરવાથી સમકિતનો નાશ થાય એમ કહ્યું નથી, પણ સમકિતની મલીનતા થવા સંભવ છે. ઉપાસક દશાંગ વગેરે સૂત્રમાં આણંદાદિકના અધિકારે વ્રત આદરતાં છ છીંડીનો આગાર રાખ્યો છે તેમા દેવતા, દેવી, ગોત્રજ, સુરધન પ્રમુખ દેવની કુલાચારે નમસ્કારાદિક માનતા પુત્રાદિક અર્થે કરતાં સમકિતને હાનિ થવા સમજાતું નથી, પણ મલીનતા થવા સંભવ છે. ત્રીજી પડિમા અંગીકાર કરનાર શ્રાવક પ્રથમ સમકિતની શુદ્ધતા કરવા છ છીંડીનો આગાર બંધ પાડે છે. એટલે મોક્ષ અર્થે, ધર્મ અર્થે, તરણતારણ અર્થે, જન્મ મરણના ફેરા મુકાવવા અર્થે કરે તો સમકિતની ખામી લાગે.

પ્રશ્ન ૯૮—ક્ષાયક સમકિતીને માટે ઉપરના અભિપ્રાયનું શું સમજવું?

ઉત્તર—તેમાં એટલું સમજવાનું છે કે-જ્યાં આગાર, કે કારણ વગેરે બારીઓ મૂકવામાં આવે તેટલી સમકિતમાં મલીનતા સમજવી. એ મલીનતા ક્ષાયક સમકિતવાળાને હોય નહિ એ વાત ચોકસ છે. તે એમ માને છે કે સુખ દુઃખ આદિ કોઇ દેવા સમર્થ નથી. દરેક જીવ પોતપોતાનાં પૂર્વકૃત કર્મ પ્રમાણે સુખ દુઃખ ભોગવે છે. દેવતા અને દેવીઓ પણ પોતપોતાનાં પૂર્વકૃત કર્મના સંચિત પ્રમાણે ફળ ભોગવે છે, તો તે કોને સુખી કે દુઃખી કરવા સમર્થ છે? મનુષ્યમાં અનેક જાતની ભ્રમણાઓ વાસ કરી રહેલ છે, અને તે ભ્રમણા દેવી દેવતાઓને નામે આખી દુનિયામાં ફેલાણી છે કે-તે એટલે સુધી કે જ્યા જેને રહેવાનું સ્થાન કે આદર મળે નહિ ત્યા પણ ઊંડી જડો નાખી પોતાનું કરી માની બેઠી છે, એ પ્રતાપ બધો ભ્રમિતાચાર્યોની પકડાવેલી યા વળગાડેલી ભ્રમણાનોજ છે. તેઓ જેમ જેમ ભ્રમણામાં ઉતરતા ગયા, અને પોતાની મતલબ સાધવા સેવકોને પણ ઉતારતા ગયા. એજ ધર્મ અને સમકિતની શિથિલતા-મલીનતાનું ચિન્હ છે. તે ક્ષાયક સમકિતીને હોયજ નહિ.

પ્રશ્ન ૯૯—સામાયિક તથા પોષો પારતી વખતે ઇરિયાવહી પડિક્કમવી કે નહીં?

ઉત્તર—ભગવતીજી શતક ૧૨ મે, ઉદ્દેશે ૧ લે, શંખજીને તેડવા માટે પોખલીજી પોષધ શાળામાં આવ્યા છે ત્યાં પોષધ શાળામાં પ્રવેશ કરી પ્રથમ બેઠા પછી ઇરિયાવહી પડિક્કમી છે. ને પછી શંખજીને બોલાવ્યા

છે. તે અપેક્ષાએ વ્રત ઉચરતાં પહેલા એક ઇરિયાવહી ધર્મ-સ્થાનમાં પ્રવેશ કરવાની એટલે શ્રાવક જ્યારે ગામમાથી ધર્મસ્થાનકે આવે ત્યારે ઇરિયાવહી પડિક્કમવાનો તદાકાળે રિવાજ હતો એમ સૂત્રથી નિર્ણય થાય છે. ને જો વ્રત ઉચરવું હોય તો બીજી ઇરિયાવહી વ્રત આદરવાની પડિક્કમે એમ સમજાય છે. હવે જેમ વ્રત આદરતાં ઇરિયાવહી પડિક્કમે તેમજ સામાયિકાદિ વ્રત પારતાં પણ ઇરિયાવહી પડિક્કમવી તે ઠીક લાગે છે. કારણ કે સામાયિકમા હાલવું ચાલવું પડે છે. વળી કાયાની ચપળતાને લીધે ચલણ ગુણથી વખતે કોઇ જીવની વિરોધના થઇ હોય તે પાપનું નિવારણ કરવા ઇરિયાવહી પડિક્કમવી તે ઠીક છે.

પ્રશ્ન ૧૦૦—ચોવીસથો એટલે શું ?

ઉત્તર—ચોવીસથો તેના બે ભેદ છે. એટલે તેની વિધિ બે પ્રકારની છે. પ્રતિક્રમણમા બીજા આવશ્યકમા લોગસ્સ કહેવાથી, ચોવીશ જિન સ્તવન રૂપ ચોવીસથો થયો કહેવાય, અને બીજી રીતે ઇરિયાવહી પડિક્કમવાની રીતે પણ ઇરિયાવહીને બદલે ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો આ બીજી વિધિનો ચોવીસથો જ્યારે કરે ત્યારે થાય ચાર લોગસ્સનો કાઉસગ્ગ કર્યા બાદ ત્રણ નમોત્થુણં કહેવા સુધીમાં ચોવીસથો કહેવાય છે.

પ્રશ્ન ૧૦૧—બારમુ વ્રત શ્રાવકે સાધુને આહારાદિક વોરાવવા સંબધીનું છે તે કલ્પ તો દિવસના ભગનો છે. તો તેના અતિચાર આલોવવા ને દિવસના પ્રતિક્રમણમાં તે વ્રત કહેવાની જરૂર પડે પણ રાત્રિના પ્રતિક્રમણમાં બારમું વ્રત કે તેના અતિચાર આલોવવાની શી જરૂર ?

ઉત્તર—શ્રાવક, પ્રતિક્રમણમા રાઇસી (રાત્રિનું) પ્રતિક્રમણ કરતાં બારમું વ્રત અને તેના અતિચાર આલોવે છે તે ફક્ત સદહણા પરૂપણા રૂપ છે. ફરસના તો દિવસે અશનાદિક પ્રતિલાભે–વોરાવે ત્યારેજ થઇ કહેવાય જેમકે પોષો અથવા સધારો કર્યો નથી, પણ તેનો પાઠ પરિપાટીયે અને તેના અતિચાર હમેશા બેય ટકના પ્રતિક્રમણમા આલોવવારૂપ કહેવામાં આવે છે તે સદ્દહણા પરૂપણા રૂપ છે ને ફરસના રૂપ તો જ્યારે ફરસે ત્યારે થશે. તેમ બારમા વ્રતનું સમજવું છે.

પ્રશ્ન ૧૦૨—અઢાર ભાર વનસ્પતિનું માન કેવી રીતે કહેવામાં આવે છે ?

ઉત્તર—પાંડવચરિત્ર ઉત્તર વિભાગ અઢારમું ... પૃષ્ઠ ૧૩૩ મે—અઢાર ભાર વનસ્પતિનું માન નીચે પ્રમાણે કહ્યું છે. (૩૦૨૧૧૭૦૦૦૦ [illegible]

એકવીશ લાખ ચુમોતેર હજાર. એટલા મણનો એક ભાર ) એવા ૪ ચાર ભાર ફુળતી, ચાર ભાર નહીં ફુળતી, ચાર ભાર કાંટાવાળી અને છ ભાર વેલી મળી અઢાર ભાર વનસ્પતિ કહી છે.

પ્રશ્ન ૧૦૩—પોષધનો અર્થ શું ?

ઉત્તર—શ્રાદ્ધવિધિ ગ્રંથમાં પૃષ્ટ ૪૨૩ મે કહ્યું છે કે પોષ એટલે ધર્મની પુષ્ટીને, ધ એટલે ધારણ કરે તે પોષધ કહેવાય છે.

એટલે ધર્મની પુષ્ટી કરવાનાં જે જે સાધનો હોય તે વડે કરીને આત્માને પોષવો તેનું નામ પોષધ કહેવાય છે.

પ્રશ્ન ૧૦૪—ઉપવાસનો અર્થ શું ?

ઉત્તર—ઉપ નામ ઉપરાઠું થાવું, શાથી ? પાપથી. વાસ નામ આત્મામાં આત્મિક ગુણનો વાસ કરવો. આનું નામ ઉપવાસ કહેવાય છે.

કહ્યું છે કે—उपावर्त्तस्तु पापेभ्यो, वासस चैव गुणैः सहः ; उपवास स विज्ञेय, सर्व भोग विवर्जितं. ॥१॥

અર્થ:—ઉપ-એટલે પાપને વિષે અવર્તવું-પાપથી અળગું થાવું. પાપથી નિવર્તવું, અને વાસ એટલે આત્માના જે ગુણો તેનો આત્મામાં વાસ કરવો, આનું નામ ઉપવાસ. તે ઉપવાસ વિજ્ઞાન સહિત અને સર્વ ભોગથી વર્જિત હોય એવો ઉપવાસ તે શુદ્ધ અને ખરો ઉપવાસ કહેવાય છે.

પ્રશ્ન ૧૦૫--બંને ટંકનાં પ્રતિક્રમણ તથા પચ્ચખાણ કરવાનો કાળ કઇ વખતે ગણાય ?

ઉત્તર—સવાર તથા સાંજના બન્ને વખતના સંધ્યા સમયમાં પ્રતિક્રમણનો કાળ લેવો અને તેને અંતે પચ્ચખાણ કરવાનો કાળ ગણાય. હવે બંને વખતની સંધ્યાની સમજણ નીચે પ્રમાણે છે.

શ્રાદ્ધવિધિ ગ્રંથમાં પૃષ્ટ ૧૧૯મે—કહ્યું છે કે-સંપુર્ણ નક્ષત્રો નિસ્તેજ થયે છતેજ સૂર્યબિંબનો અર્ધો ઉદય થાય ત્યા સુધી પ્રભાત સંધ્યાનો સમય કહેવાય છે. સૂર્યબિંબના અર્ધો અસ્તથી માંડી બે ત્રણ નક્ષત્રો આકાશમા ન દેખાય, ત્યા સુધી સાયં સંધ્યાનો સમય જાણવો.

આ બન્ને સંધ્યા પ્રતિક્રમણના કાળની છે, છતાં પ્રસંગોપાત વધારે ઓછો કાળ લેવામાં આવે તો પણ છઠ્ઠો આવશ્યક તો પચ્ચખાણ કરવાના કાળેજ થવો જોઇએ. અર્થાત્ પચ્ચખાણ તો પચ્ચખાણ કરવાના કાળેજ થાય.

પ્રશ્ન ૧૦૬—રાત્રિમાં ખરાબ સ્વપ્ન લાધ્યું હોય તો તેનું નિવારણ શી રીતે કરવું ?

ઉત્તર—નિદ્રા લઈ ઉઠતાંજ પ્રથમ નવકાર મંત્ર ગણવો. પછી ધર્મ જાગરિકા કરવી, એટલે પાછલી રાતે વિચાર કરવો. તે આ રીતે હું કોણ અને મારી જાતિ કઇ ? કુળ કયું ? દેવ કોણ ? ગુરૂ કયા ? ધર્મ કયો ? વગેરે આત્માના ગુણો અને ધર્મ સંબંધીની ચિંતવણા કરવી.

ધર્મ જાગરિકા કરી રહ્યા પછી પ્રતિક્રમણ કરી રાગાદિમય કુસ્વપ્ન દ્વેષાદિમય દુ:સ્વપ્ન તથા માઠા ફળનું સૂચક સ્વપ્ન એ ત્રણેમા પહેલાના પરિહારને અર્થે એકસો આઠ શ્વસોચ્શ્વાસનો કાઉસગ્ગ કરવો, અને બાકીના પરિહારને અર્થે સો શ્વાસોચ્શ્વાસનો કાઉસગ્ગ કરવો. વ્યવહાર ભાષ્યમાં કહ્યું છે કે— (સ્વપ્નમાં) મૈથુન (સ્ત્રી સંભોગ) પોતે કર્યું હોય તો સત્તાવીશ શ્લોકનો (એકસો આઠ શ્વાસોચ્શ્વાસનો) કાઉસગ્ગ કરવો. તથા ચાર લોગસ્સનો તથા દશ વૈકાલિક સૂત્રના ચોથા અધ્યયનમા કહેલા પંચમહાવ્રત ચિંતવવાં, અથવા સ્વાધ્યાયરૂપ ગમે તે પચીશ શ્લોક ગણવા.

કોઇ વખતે મોહનીય કર્મના ઉદયથી સ્ત્રીસેવારૂપ કુસ્વપ્ન આવે તો તેજ વખતે ઉઠી ઇરિયાવહી પૂર્વક પ્રતિક્રમણ કરી એકસો આઠ શ્વાસોચ્શ્વાસનો કાઉસગ્ગ કરવો.

જે પુરૂષ સવારમા ઉઠીને જિન ભગવાનનું ધ્યાન અથવા સ્તુતિ કરે, કિંવા પાંચ નવકાર ગણે તેનું દુ:સ્વપ્ન ફોગટ થાય. (એમ શ્રાદ્ધવિધિ ગ્રંથમા કહ્યુ છે)

ઠાણાંગ સૂત્રના ૬ ઠે ઠાણે છ પ્રકારના પ્રતિક્રમણ કહ્યા છે તેમાં સ્વપ્ન આવવાવાળાને માટે આઉત્ત માઉત્તાદિકનું પ્રતિક્રમણ કહ્યું છે. એટલે સ્વપ્નમાથી જાગેલા પુરૂષે ઉઠીને તરતજ અનેક ન્યૂનતા રહેલા મોટની આલોચના સહિત ઇરિયાવહી પડિક્કમવી અને [illegible] સ્વપ્ન આવ્યું હોય તો પૂર્વોક્ત પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે ઇરિયાવહી પડિક્કમી ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. આમ કરવાથી ખરાબ અને દુષ્ટ સ્વપ્નનું [illegible]

પ્રશ્ન ૧૦૭—શિષ્ય-આપે શ્રાદ્ધવિધિ ગ્રંથનો દાખલો આપ્યો તો શ્રાદ્ધવિધિનો અર્થ શું ?

ઉત્તર—શ્રા૦ નામ શ્રાવક ધ૦ નામ ધર્મ એટલે શ્રાવક ધર્મ તેની વિધિ તે શ્રાદ્ધવિધિ.

પ્રશ્ન ૧૦૮—શ્રાવકનો અર્થ શું ?

ઉત્તર— શ્રા નામ શ્રદ્ધા વ નામ વિવેક ક નામ ક્રિયા-કરણી આ ત્રણે ગુણ સહિત હોય તેને શ્રાવક કહેવામાં આવે છે. અથવા સાવક એટલે સા નામ સાચું અને વક નામ વાક્ય એટલે સત્ય વાક્ય બોલવાવાળાને શ્રાવક કહીએ.

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાલજી સ્વામી. તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી "પ્રશ્નોત્તર મોહનમાળા" ભાગ ચોથો સમાપ્તઃ ॥





પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.

# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા

## ભાગ ૫ મો.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.



## ભાગ ૫ મો.

પ્રશ્ન ૧—ધર્મ ઉપદેશ વ્યાખ્યાન સાંભળવા મળેલા શ્રોતાઓ સાંભળનારાઓ બધા એકજ પ્રકૃતિના-એકજ સ્વભાવના હોય કે કેમ? વકતાનો બોધ બધા એક સરખી રીતે ગ્રહણ કરી શકે ખરા કે?

ઉત્તર—"વીતરાગ નોંધ" અથવા નિષ્પક્ષપાત સત્યોનું કથન ઉપદેશકો મારફત અને લહીઆ તથા છાપખાનાં મારફત સંખ્યાબંધ મનુષ્યો પાસે રજુ થવા છતાં દુનિયાનો આટલો મોટો ભાગ હજુ અજ્ઞાન કેમ છે અને એમની "વીતરાગ નોંધ" ના સંબંધમાં ખેંચાખેંચી કેમ ચાલી રહી છે, એ એક સ્વાભાવિક પ્રશ્ન છે. તેમજ એ પ્રશ્ન કાંઇ સર્વ જ્ઞાની દેવની દૃષ્ટિ બહાર નહોતો. પ્રશ્ન ઉત્પન્ન થયા પહેલાંજ તેઓશ્રીએ "શ્રી નંદીજી સૂત્ર" માં તેનો ખુલાસો કરી રાખ્યો છે.

પ્રશ્ન ૨—શિષ્ય-નંદીજી સૂત્રમાં શ્રોતા માટે શો ખુલાસો કર્યો છે તે કૃપા કરી જણાવશો?

ઉત્તર—ગુરૂ-હાજી, સાંભળો. એ સૂત્રમાં એક ગાથા છે, જેમાં ૧૪ પ્રકારના શ્રોતા જણાવ્યા છે. આ ગાથા એમ સૂચવે છે કે, વિવિધ સ્વભાવનાં પ્રાણિઓ પોતાનાં કૃત કર્મ અનુસાર મળેલી બુદ્ધિના પ્રતાપે એકજ વસ્તુને જુદા જુદા રૂપમાં જુવે છે અને સમજે છે. સ્વાતિ નક્ષત્રમાં પડેલું વરસાદનું બિંદુ અમુક છીપમા પડવાથી મહા મૂલ્યવાન મોતીનું રૂપ ધારણ કરે છે, જ્યારે તેજ વરસાદનું બિંદુ કાદવમાં પડી કાદવમય થઇ જાય છે, અને ખાર જમીનમાં પડી પ્રલય પામે છે. તેમજ વળી તેજ વરસાદનાં ટીપાં (સ્વાતિ બિંદુ) વનસ્પતિપર પડી મોતી નહિ તો મોતીની નકકલ પકડે છે.

એવીજ રીતે ૧૪ પ્રકારના શ્રોતાઓના મનમાં એકજ વાત જુદા જુદા અર્થમાં પ્રગમે છે, એમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી; તેમજ તેથી મૂળ વાત કાંઇ જૂઠી થતી નથી.

પ્રશ્ન ૩—નંદીજી સૂત્રમાં કહેલી ગાથા અને ૧૪ પ્રકારના શ્રોતાઓનું સવિસ્તર સ્વરૂપ જણાવશો કે જેથી આત્માને-વાંચનારને વિચાર કરવાનો વખત મળે અને સવળા વિચારમાં આત્માને સાંભળેલો ઉપદેશ હિતકારક થાય.

ઉત્તર—સાંભળો શ્રોતાના ૧૪ પ્રકારની ગાથા:—

સીલઘન ૧, કુંભ ૨, ચારણી ૩, પડિપુન્ન ૪, હંસ ૫, મહિસ ૬, મિસેય ૭, મસગ ૮, જલો ૯, વિલયાડી ૧૦, જાહા ૧૧, ગગો ૧૨, ભેરિ ૧૩, અહેડી ૧૪. ॥૧॥

અર્થ.—એકેક શ્રોતા કેવા હોય છે કે-૧ સીલઘનવત્ પત્થર ઉપર ભારેમાં ભારે ગણાતો "પુષ્કર સંવર્તક" મેઘ મુશળધારા સાત અહોરાત્રિ પડે તોપણ પત્થર પલળે નહિ, એ દૃષ્ટાંતે કેટલાક શ્રોતાઓને ઉત્તમોત્તમ ગુરૂનો બોધ મળવા છતા તેઓ બીલકુલ બુઝતા નથી. (જ્યારે કાળી અને કરાળ ભૂમિ સમાન કેટલાક જીવો થોડા વરસાદરૂપ ઉપદેશને પણ શીઘ્ર ગ્રહણ કરી લે છે)

૨. કુંભવત્-કોઇ કુભ અથવા ઘડો તળેથી કાણો કોઇ પડખેથી કાણો, કોઇ કાઠા રહિત અને કેઇ સંપૂર્ણ હોય છે. તળેથી કાણો ઘડો જ્યા સુધી આડો હાથ રાખીએ અગર જમીન સાથે બરાબર ચોટેલો રાખીએ ત્યા સુધી તેમા પાણી રહી શકે છે, અને આધાર દૂર થતા તરતજ પાણી વહી જાય છે તેમજ કેટલાક શ્રોતામા, ઉપદેશક પાસે હોય ત્યા સુધી અસર રહે છે, પણ ઉપદેશક જુદા પડ્યા કે તેની સાથેજ ચાલ્યુ જાય છે. પડખે કાણા ઘડામા થોડુંક પાણી રહે છે અને કાઠા રહિત ઘડામા તેથી વધારે પાણી રહી શકે છે પરતુ પૂરેપૂરૂ જળ તો અખડ ઘડામાજ રહી શકે છે. તેમજ વળી તે જળ અવાજ પણ કરતુ નથી, છલકાતુ પણ નથી.

એવીજ રીતે કેટલાક શ્રોતા પૂર્ણ ઉપદેશ ગ્રહણ કરે છે, અખંડ ઘડાની અંદરના પ્રત્યે પુદ્ગલો જેમ જળથી ભિન્ન બને છે તેમ તેવા શ્રોતાના અતરમા રગે રગે ઉપદેશ લાગી જાય છે, અને તેઓ છલકાઇ જતા નથી કે ઘમંડ કરતા નથી. પરતુ બીજાની તૃષા મટાડે છે, નિર્મળ કરે છે અને શાતિ આપે છે

૩. ચારણીવત્ :—ચારણીમાં પાણી નાખીએ તો તેમાંનાં સંખ્યાબંધ છિદ્રો વાટે તે નીકળી જાય છે. તેમજ મોહ, મત્સર, પ્રમાદ, આદિ છિદ્રોવાળા શ્રોતાઓના હૃદયમાં રેડાતો સર્વ ઉપદેશ એ છિદ્રો વાટે તત્ક્ષણ વહી જાય છે.

૪. સુગૃહીના માળાવત્ :—વિચીક્ષણ પ્રકારના ઘર અથવા માળા બાંધવા માટે પ્રખ્યાત થયેલી સુગૃહી અથવા સુઘરીના માળામાં ઘી વગેરે ગાળી શકાય છે; અર્થાત્ ચોખ્ખું ઘી તેમાંથી વહી જાય છે; અને તૃણ કાષ્ટ, કીટો, કચરો આદિ ચીજોને પકડી રાખે છે. તેવીજ રીતે એવા પણ શ્રોતાઓ છે કે જેઓ ઉપદેશનો ઉત્તમ ભાગ વહી જવા દે છે અને તેનો કચરોજ ગ્રહણ કરે છે.

૫. હંસવત્ :—સુગૃહીના માળાથી ઉલટું કામ હંસ કરે છે. પાણીથી મિશ્ર કરેલા દૂધમાંથી દૂધનેજ તે જુદું પાડી પીએ છે. તેમજ ઉત્તમ શ્રોતાઓ ઉપદેશકના શબ્દોમાં રહેલું તત્ત્વ ખેંચવા સાથેજ પોતાનું કર્તવ્ય છે, એમ માને છે.

૬. મહિષીવત:—મહિષી એટલે ભેંસ જ્યારે પાણી પીવા તળાવમાં જાય છે ત્યારે તો પહેલાં મસ્તક, શીંગડા અને પગવડે પાણી ડોળી નાખે છે, પછી મળમૂત્ર કરે છે. ત્યારપછી તેજ જળ પીએ છે પોતે નિર્મળ પાણી પી શકે નહિ અને બીજાના પીવાના પાણીને પણ નિર્મળ રહેવા દે નહિ. એવીજ રીતે કેટલાક જીવો ખરા ઉપદેશને ડોળી નાખે છે અને તે ડોળેલું પોતે ગ્રહણ કરે છે અને બીજાને પણ તેમજ કરવા કહે છે. ઘણીએ મસ્તાની ભેંસોએ સુત્રોના શુદ્ધ જળને કથોરૂપી શીંગડાથી તથા એકાંતવાદના ચરણવડે ડોળી કાદવમિશ્ર કરી નાખ્યું છે. એવું પાણી પીનારા શ્રોતાજનો પણ મસ્તાની ભેસોની પેઠે શુદ્ધ ઉપદેશકને ધક્કો મારી પજવતા જોઈએ છીએ.

૭. બકરીવત્ :—ભેંસથી ઉલટા સ્વભાવની બકરી કિનારે ઉભી ઉભી નિર્મળ જળ પીએ છે. તેમજ તે બીજાને પીવાના પાણીને ડોળી પણ નાખતી નથી. મસ્તાની ભેંસો તોફાનને લીધે ઘણા જનોનું લક્ષ ખેંચે; અને આ નિરપરાધી, ગરીબડી, સીધે રસ્તે જનારી બકરીઓ કાંઇ ધામધુમ ન કરતી હોવાથી જનસમાજની દૃષ્ટિ ખેંચી શકે નહિ એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. સજ્જનો તો શુભ જળને પીવાનો ખપ કરનારી બકરીઓની એટલી બધી પ્રશંસા કરે છે કે “અક્કલ બડી કે ભેંસ” એવી એક કહેણી થઇ પડી છે. ઉપરના ન્યાય પ્રમાણે કેટલાક શ્રોતાઓ શાણી બકરીની પેઠે

નિર્મળ જળરૂપ એકટચે-એક ચિત્તે (ભેંસા ડોળ કર્યા વિના) ઉપદેશક ધર્મને સાંભળી હૃદયમાં ગ્રહણ કરી લે છે.

૮ મસકવત્—મસગ્ગ અથવા મસો-જુંવો જેના શરીર ઉપર બેસે છે તેને ચોટે છે તેનું રૂધીર પીએ છે, તેમ કેટલાક શ્રોતાઓ ઉપદેશક નેજ હલકા પાડે છે, પજવે છે અને નુકશાન પહોંચાડે છે, અથવા મશક એટલે પાણી ભરવાની ચમડાની મસક તેમા પવન અથવા પાણી ભરવાથી ઢમટોલ થાય છે. પણ ઉંધી પડવાથી તેના પડખાં બેસી જાય છે. તેમજ કેટલાક શ્રોતાઓ જ્ઞાનથી ફુલી જાય છે, પણ જરા ખત્તા ખાવાથી ખાલી ખમ થઇ જાય છે.

૯. જળોવત્—જળો જેના શરીરપર ચોટે છે તેનું મુડદાલ લોહી પી જાય છે અને તેથી લોહીનો વિકાર દૂર થાય છે, તેમજ કેટલાક શ્રોતાઓ પ્રથમ તો ઉપદેશકને શકાઓ પૂછીને ઘણી તકલીફ આપે છે ખરા, પરંતુ આખરે જ્ઞાનનો સદુપયોગ કરી તકલીફને સફળ કરે છે

૧૦. બિલાડીવત્—બિલાડીનો સ્વભાવ છે કે, શીંકા ઉપર દુધનું ભાજન હોય તો તે ભાજનને ભોય ઉપર નાખી દૂધ ઢોળીને પછી તે ચાટે છે, અર્થાત્ તે પૂરૂ દૂધ પી શકતી નથી, પણ અશજ માત્ર તેના ભાગમાં આવે છે. તેમ કેટલાક શ્રોતાઓ ઉપદેશક પાસેથી સીધી રીતે પૂરૂં જ્ઞાન મેળવે નહિ, કારણ કે પૂછવા જવાથી પોતાનું માન ઓછુ થાય, પણ બીજાને અપાતા ઉપદેશમાથી કિંચિત ગ્રહણ કરે અને એવા ચુટણીયા જ્ઞાનથી જ્ઞાની બને.

૧૧. સેલોવત્—સેયો અથવા નોળીયો પ્રથમ માતાને ધાવી પછી વેગળો જઇ રમી રમી દુધ પચાવે અને ફરીથી ધાવે અને પચાવે, એ પ્રમાણે રૂચતુ રૂચતુ દુધ પીએ અને પુષ્ટ થાય તે એટલે સુધી કે જબરા સર્પનું પણ માન ગાળે. તેમજ કેટલાક મનુષ્યો શક્તિ મુજબ થોડે થોડે ઉપદેશ શ્રવણ કરીને તે ઉપર મનન અને નિદિધ્યાસનની કસરત લે અને પછી આગળ ઉપદેશ શ્રવણ કરે એમ વિશેષ ને વિશેષ જ્ઞાન પકે પાયે મેળવતા જાય અને છેવટે જ્ઞાનમાં એટલા મજબૂત થાય કે મિથ્યાત્વિ ભુજગોનું માન મુકાવે.

૧૨. ગોવત્—એક રાજાએ કોઇ બ્રાહ્મણ કુટુંબને એક ગાય દોહી પીવા આપી. પરતુ તે બ્રાહ્મણ આળસુ ને બેદરકાર હોવાથી તે ગાયની સાર સભળ તેણે અગર તેના કુટુંબે રાખી નહિ કુટુંબનો દરેક માણસ એમ

સમજતો કે, દૂધ નીકળશે તો આખું ઘર પીશે તો મારે તેને ચારો નીરવા વગેરેનો શ્રમ શા માટે ઉઠાવવો જોઇએ? એમ કોઇએ પોતાના માથે જોખમ રાખ્યું નહિ. છેવટે એ ગાય પ્રાણ રહિત થઇ. અત્રે રાજા એ તીર્થંકર મહારાજ તથા આચાર્ય; ગાય તે સાધુ તથા શાસ્ત્રો, અને બ્રાહ્મણ તે જન-સમુદાયના ભવ્ય પ્રાણીઓ તેમના હિતાર્થે જ્ઞાનરૂપી દુધ આપનારી ગાય તે સાધુઓ અને સૂત્રો મળવા છતાં, તેમની વૈયાવચ્ચ-વિનય ભક્તિ બરાબર ન થવાથી જ્ઞાનની આવક પણ કમી થઇ જાય છે.

૧૩. ભેરીવત્--ભેરીવાળો માણસ પોતાના માલીકના હુકમ મુજબ ઢંઢેરો વગાડે છે. અર્થાત્ માલીકનો હુકમ ભેરીદ્વારા જગતને જાહેર કરે છે. તેમ કેટલાક શ્રોતાઓ ઉપદેશકનો બોધ શ્રવણ કરીને પછી તેજ પ્રમાણે બીજાને બોધે છે.

૧૪. આહીરવત્--ભરવાડ ગાયની સેવા ભક્તિ કરે છે, નવરાવે છે, ખવરાવે છે, અને બદલામા તેને ગાય દૂધ આપે છે, કે જે વડે તે હુષ્ટપુષ્ટ થાય છે. તેવીજ રીતે કેટલાક શ્રોતાઓ જ્ઞાન આપનારા ત્યાગી તથા સંસારી ઉપદેશકો તેમજ પુસ્તકો સૂત્રનો વિનય કરે છે, તેનું રક્ષણ કરે છે, એટલે ત્યાગી ઉપદેશકને આહારાદિ આપે તથા વિનય ભક્તિ કરે, સસારી ઉપ-દેશકને માન પાન તથા જોઇતી મદદ આપે, અને જે પુસ્તકથી પોતાને જ્ઞાન મળે તે પુસ્તકનો બહોળો પ્રચાર કરે આ પ્રમાણે પોતે ઉપદેશકનો વિનય કરે અને બદલામા તેમની પાસેથી જ્ઞાન મેળવી આત્મિક પુષ્ટિ પામે.

એ ૧૪ પ્રકારના શ્રોતામાં ૫ મો હંસવત્, ૭ મો બકરીવત્, ૯ મો જળોવત, ૧૧ મો સેલોવત્, ૧૩ મો ભેરીવત્, ૧૪ મો આહીરવત્. એ ૬ શ્રોતાઓ ઉપદેશ શ્રવણ કરવા અને જ્ઞાન મેળવવાને લાયક છે.

૨ જો કુંભવત્ કહ્યો તેમાં પૂર્ણ ઘડા જેવા શ્રોતા ઉપદેશને લાયક જાણવા અને ફુટેલા ઘડા જેવા નાલાયક જાણવા.

બાકીના ૭ શ્રોતાઓ ઉપદેશ શ્રવણ કરવા અથવા જ્ઞાન મેળવવાને લાયક નથી. એ ૧૪ પ્રકારના શ્રોતાનું સ્વરૂપ કહ્યું.

પ્રશ્ન ૪--શ્રોતામાં કેટલા ગુણો અને કેવા કેવા પ્રકારના ગુણો હોવા જોઇએ?

ઉત્તર—શ્રોતાઓમા ૧૮ પ્રકારના ગુણો અવશ્ય હોવા જોઇએ. તે એ કે--૧ ભક્તિવંત, ૨ મીઠાબોલા, ૩ ગર્વ રહિત, ૪ સાંભળવાપર રૂચી હોય, ૫ ચચળતા રહિત એકાગ્ર ચિત્તે સાભળે અને ધારે, ૬ જેવુ સાંભળે

તેવું પ્રગટ અક્ષરે કહે, ૭ પ્રશ્નનો જાણુ, ૮ ઘણા શાસ્ત્ર સાંભળેલાંનો રહસ્ય જાણે, ૯ ધર્મ કાર્યે આળસુ ન હોય, ૧૦ ધર્મ સાભળતાં નિદ્રા ન આવે, ૧૧ બુદ્ધિવત હોય, ૧૨ દાતારરૂપ ગુણ હોય, ૧૩ જેની પાસેથી ધર્મકથા સાભળે તેના પાછળથી ઘણા ગુણ બોલે, ૧૪ કોઇની નિંદા ન કરે, તથા કોઈની સાથે તાણખેંચ વાદવિવાદ ન કરે. એ ૧૪ ગુણ ઉપદેશ સાંભળનારા શ્રોતાઓમા હોવા જોઇએ

પ્રશ્ન ૫—વક્તા કેવા ગુણવાળા અને કેટલા પ્રકારના હોવા જોઇએ ?

ઉત્તર—વક્તા ૧૪ પ્રકારના એટલે ૧૪ ગુણવાળા હોવા જોઇએ તે સાભળો—

૧ પ્રશ્ન વ્યાકરણોક્ત, ૧૬ બોલનો જાણ પંડિત હોય, ૨ શાસ્ત્રાર્થ વિચારી જાણે, ૩ વાણીમા મિઠાશ હોય, ૪ પ્રસ્તાવ અવસર ઓળખે, ૫ સત્ય બોલે, ૬ સાભળનારના સદેહનો છેદ કરે, ૭ બહુશાસ્ત્રવેત્તા ગીતાર્થ ઉપયોગી હોય, ૮ અર્થને વિસ્તારી તથ સંવરી જાણે તેવો હોય, ૯ વ્યાકરણ રહિત છતા કઠની ભાષામા પણ અપભ્રંશ ન બોલે, ૧૦ વાણીએ કરી સભાજનોને રજન કરે—રીઝ પમાડે, ૧૧ પ્રશ્નાર્થ ગ્રાહક, ૧૨ અહકાર રહિત, ૧૩ ધર્મવંત, ૧૪ સતોષી.

એ ૧૪ બોલનો ધણી વક્તા જાણવો.

પ્રશ્ન ૬—સૂત્રોક્ત ઉપદેશ કરવાવાળામા કેવા ગુણ હોવા જોઇએ ?

ઉત્તર—સૂયગડાગ શ્રુતસ્કંધ ૧ લે, અધ્યયન ૧૪ મે, ગાથા થી ૨૭ મી સુધીમા કહ્યુ છે કે—૪૨ બોલવાળો સૂત્રના જ્ઞાનનો ઉપદેશ કરી શકે. તે બોલ નીચે પ્રમાણે જાણવા.

૧. ગુરૂકુલવાસી, ગુરૂ પાસેથી પ્રાપ્ત થયેલા જ્ઞાનનો સદુપયોગ કરવા માટે અન્ય જનોને ધર્મ પ્રકાશે.

૨. તત્ત્વના જાણ તે કર્મના અંતના કરનાર થાય.

૩. ધર્મના પ્રકાશક તે પોતાને તથા પારકાને સસારના પારગામી થાય.

૪. સમ્યક્બોધી પુરૂષ પૂર્વાપર કોઇને વિરોધ ન પડે તેમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, જાણીને પોતાના તથા પરના આત્માને સમાધિ પ્રાપ્ત થાય. બન્નેના આત્માને હિત થાય તેવી રીતે સત્ય ધર્મનો પ્રકાશ કરે. ૧.

૫. સૂત્રાર્થને છાવરે નહિ, ઢાકે નહિ, પરના શાસ્ત્રને લુપે નહિ,

નિષેધે નહિ, દુઃખવે નહિ, અથવા પોતાના અભિમાને કરી પોતાના દોષોને છાવરે નહિ—ઢાંકે નહિ, અને અન્યના ગુણોને લુંસે નહિ, વિટંબના કરે નહિ.

૬. ઉપદેશદ્વારા માન ન સેવે, અહંકાર ન કરે, પોતાની મોટાઇ પ્રકાશે નહિ, તથા હું બહુશ્રુત છું, બધાં શાસ્ત્રોનો જાણુ છું એમ પણ ન કહે.

૭. પોતાને પ્રજ્ઞાવંત જાણીને-હુ પ્રજ્ઞાવંત છું એમ માનીને પરનો પારહાસ-ઉપહાસ ન કરે, એટલે અજાણની હાંસી ન કરે, અર્થાત્ હાસ્ય વચન ન બોલે.

૮ કોઇને આશીર્વાદનાં વચન ન બોલે, ખુશામત ન કરે કે તમે તો બહુ ધનવાન છો, બહુ પુત્રવાન છો, દીર્ઘાયુષ્યવાન છો, પુણ્યવાન છો ઇત્યાદિ વચન ન બોલે. ૨.

૯. પ્રાણીની હિંસાની શંકાએ સાવદ્ય વચન ન બોલે–પાપની નિંદા કરે.

૧૦—વિદ્યા મંત્રે કરી સંયમને તથા ભાષાને નિ:સાર ન કરે.

૧૧. ધર્મનો પ્રરૂપક-ઉપદેશક સાધુ તે ધર્મનો પ્રકાશ કરતો થકો સાંભળનાર પુરૂષોની પાસેથી વસ્ત્રાદિકના લાભની ઇચ્છા કરે નહિ, નિરાશીપણે ધર્મ પ્રકાશે.

૧૨. અસાધુનો હિંસારૂપ ધર્મ તેને સેવે નહિ તથા એવા સાવદ્ય ધર્મની પ્રરૂપણા પણ કરે નહિ. ૩.

૧૩. જે થકી પોતાને અને પરને હાસ્ય ઉપજે, તેમ ન કહે તથા પોતાના ધર્મની હાંસી થાય તેવી પ્રરૂપણા ન કરે, એટલે અહિંસા ધર્મના પ્રરૂપક થકા પાપ ધર્મ એટલે સાવદ્ય ધર્મની પ્રરૂપણા ન કરે, સાવદ્ય ધર્મ ન બોલે.

૧૪. રાગ દ્વેષ રહિત એવો સાધુ સત્ય વચનજ બોલે.

૧૫. કઠોર વચન બોલે નહિ, જ્ઞાનવડે જાણીને તેવી ભાષાનો ત્યાગ કરે.

૧૬. પૂજા, સત્કાર, માન સન્માનાદિક પામતો થકો ઉન્માદ ન કરે-અભિમાન ન કરે.

૧૭. પોતાની યશ કીર્તિ સાંભળીને પોતાના મુખે પોતાની શ્લાઘા ન કરે.

૧૮. આકુળવ્યાકુળ રહિત તથા કષાય રહિત ધર્મકથા કહે ૪.

૧૯. સાધુ સૂત્ર અર્થને વિષે નિઃશંકિત છતો શકા રાખે જે રખે મને ગર્વ થાય.

૨૦. જે રીતે હું જાણું છું તે રીતે બીજો કેઇ જાણતો નથી એમ ન કહે.

૨૧. ઉપદેશમાં એકાંતવાદ ટાળે, સ્યાદ્વાદ વચન બોલે.

૨૨. સિદ્ધાતનો સર્વ પ્રથક્ પ્રથક્ અર્થ વેચીને વ્યાખ્યા કરે.

૨૩. ધર્મકથા અવસરે બે ભાષા બોલે. (સત્ય ભાષા અને વ્યવહાર ભાષા એ બે ભાષા બોલે.)

૨૪. રાજા અને રાંકે પૂછયો થકો પ્રજ્ઞાવંત સાધુ બન્નેને સમભાવે ધર્મ કહે. ૫.

૨૫. ધર્મકથાના સાભળનારા બધા સરખી બુદ્ધિવાળા હોતા નથી. કોઇ સમજી શકે, કોઇ ન પણ સમજી શકે, તેવા શ્રોતાઓને મધુર ભાષા કરી સમ્યક્ સમજાવે—સત્ય માર્ગ દેખાડે.

૨૬. કોઇ અણસમજુ અથવા કોઇ સૂત્રાર્થને સમજી ન શકે ને આડું અવળું પૂછે તો તેની ભાષાને અવહેલે નહિ તથા તેને તિરસ્કારે નહિ તથા તેની ભાષાને નિંદે નહિ. સમ્યક્ પ્રકારે સમજાવે.

૨૭. થોડા સૂત્રાર્થ થોડા કાળ સુધી કહે પણ વ્યાકરણ તર્કે કરી ઘણો કાળ સુધી આલજાલ કહી વિસ્તારે નહિ. ૬.

૨૮ અત્યંત વિષમ અર્થ હોય તો તે સમ્યક્ પ્રકારે વિસ્તારીને બોલે. જેમ શ્રોતા પુરૂષ સુખે સમજે તેમ પ્રતિપૂર્ણ ભાષાએ કરી બોલે,

૨૯. ગુરૂની સમીપે સાંભળીને, સમ્યક્ પ્રકારે અર્થ દેખીને, ભલી રીતે અર્થને વિચારીને, આજ્ઞા વિશુદ્ધ વચન પ્રયોજે,

૩૦. ઉત્સર્ગ અને અપવાદ માર્ગને દર્શાવનારી એવી શુદ્ધ વાણી કહેતો થકો ઉપદેશક સાધુ પાપનો વિવેક કરે. એટલે પોતાના તથા શ્રોતાના પાપનો પરિહાર એટલે ત્યાગ થાય તેવો ઉપદેશ કરે ૭.

૩૧. શ્રી તીર્થંકરાદિકે જેમ વચન કહ્યા છે, તેમજ ભલી રીતે શીખે, તેમજ પાળે, તેમજ મુખથી ભાખે એટલે પ્રકાશે.

૩૨. ઉપદેશની મર્યાદા ઉલ્લંઘે નહિ, એટલે સાવદ્ય વચન બોલે નહિ.

૩૩. સમ્યગ્દૃષ્ટિવંત તે પોતાનું સમ્યગ્દર્શન લુસાય નહિ તેવી રીતે પ્રરૂપણા કરે.

૩૪ શ્રી તીર્થંકર ભાષિત સમાધિમાર્ગ બોલી જાણે તે પુરૂષ ઉપદેશ દેવાને લાયક હોય. ૮.

૩૫ આગમાર્થ કહેતો થકો લુસે નહિ એટલે અપશબ્દ બોલી સૂત્રાર્થ દુઃખવે નહિ.

૩૬. પ્રચ્છન્ન ભાષી ન થાય એટલે સૂત્રાર્થ ગોપવે નહિ, સૂત્રનો ભલો અર્થ પ્રકાશે.

૩૭. છકાયનો રક્ષપાળ એવો સાધુ સૂત્ર અર્થ અન્યથા ન કરે.

૩૮ ગુરૂની ભકિત આલોચીને બોલે; પણ ગુરૂની અભકિત થાય તેમ ન બોલે.

૩૯. જે રીતે ગુરૂ સમીપે શ્રુતને સાંભળ્યું હોય તે રીતેજ અર્થ બોલે ૯.

૪૦. ઉપધ્યાનથી ( તપશ્ચર્યા કરી ) શ્રુતજ્ઞાન ગુરૂગમ્યથી મેળવેલું હોય તે અવસર દેખી શુદ્ધ સૂત્રાર્થનો પ્રકાશ કરી શકે

૪૧. જેવો ધર્મ સમ્યક્ જાણે તેવો અંગીકાર કરે અને શ્રી વીતરાગની આજ્ઞા મળે તેમ ધર્મ ભાખે પણ વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ ન બોલે.

૪૨. આદેય વચન એટલે સમસ્ત લોકને ગ્રાહ્ય—માન્ય વચન બોલે.

ઉપર કહેલા ૪૨ બોલને વિષે કુશળ નિપુણ તથા વ્યકત સ્પષ્ટ તે અવિમાસ્યો ન કરે તે સાધુ શ્રી વીતરાગ પ્રણીત સૂધો સમાધિ ધર્મમાર્ગ ભાખવાને યોગ્ય થાય એમ કહ્યું છે. ૧૦.

એ ૧૦ ગાથાએ કરી ઉપદેશ દેવા યોગ્ય સાધુ જણાવ્યા.

પ્રશ્ન ૭—શુદ્ધ ઉપદેશ કોણ દઇ શકે ?

ઉત્તર—સૂયગડાંગ શ્રુતસ્કંધ ૧ લે, અધ્યયન ૧૧ મે, ગાથા ૨૪ મી એ કહ્યું છે કે—

આય ગુત્તે સયાદંતે, छिन्नसोए अणासवे;
ते धम्म सुद्ध मक्खाति, पडिपुन्न मणालिसं ॥२४॥

અર્થ—આય-આત્મા જેનો ગુપ્ત છે તે આત્મ ગુપ્ત કહીએ, તથા સયા-સદાદંત એટલે સર્વ કાળ પાંચે ઇંદ્રિયોનો દમનાર, સંવર કરનાર, અર્થાત્ પાંચે ઇંદ્રિયેને ગોપવનાર, છિન્ન—જેણે સંસારના સ્રોત છેદ્યા છે

એટલે સંસાર વધવાનાં કારણો બંધ પાડયાં છે, અણા—અનાશ્રવ એટલે પ્રાણાતિપાતાદિક આશ્રવ રહિત, જેધમ્મ—એવો જે હોય તે શુદ્ધ ધર્મ એટલે શુદ્ધોધર્મ કહે, અર્થાત્ ઉપરોક્ત ગુણવાળો જે પુરૂષ હોય તે શુદ્ધ ધર્મની પ્રરૂપણા કરી શકે. શુદ્ધ ઉપદેશ દઇ શકે. તે કેવો ધર્મ પ્રકાશે? તો કે, પડિપુન્નં—પ્રતિપૂર્ણ સર્વવિરતિરૂપ તથા અણા—અણુઆલિસં એટલે જેમાં કોઇપણ પ્રકારનો દોષ નથી એવો નિરૂપમ ધર્મ એટલે અન્ય દર્શનીઓના કોઇપણ શાસ્ત્રમાં એવો ધર્મ કહ્યો નથી એવો ઉપમારહિત ધર્મ, તેનો પ્રકાશ ઉપર કહેલા ગુણવાળો કરી શકે, અર્થાત્ મોક્ષમાર્ગરૂપ શુદ્ધ ઉપદેશ દઇ શકે.

પ્રશ્ન ૮—શ્રોતાઓને સૂત્ર સાંભળવાથી શો લાભ મળે?

ઉત્તર—દશવૈકાલિક સૂત્ર અધ્યયન ૪ થે—ગાથા ૧૧ મીએ કહ્યું છે કે—

सोच्चा जाणइ कल्लाण, सोच्चा जाणइ पावगं;
उभयं पि जाणइ सोच्चा, जं सेयं त समायरे. ॥११॥

અર્થ—સાભળવાથી કલ્યાણ અને પાપ એ બન્ને જાણવામા આવે છે. તે શ્રોતાઓ બન્નેને એટલે કલ્યાણ શબ્દે ધર્મ અને પુણ્ય, તથા પાપ એ બન્નેને જાણીને તેમા આત્માને જે શ્રેય ભાસે તે સમાચરે—આદરે. અર્થાત્ આત્માને શ્રેયકારી પાપ કદી હોય નહિ. આત્માને શ્રેયકર્તા તો કલ્યાણકારી ધર્મ અથવા પુણ્યજ આ ભવ અને પરભવ સદાય કાળ હોય છે, માટે આત્માર્થી શ્રોતાઓ તો કલ્યાણના રસ્તાનોજ સ્વીકાર કરે.

તેજ સ્વરૂપ જણાવવાને માટે ભગવતીજી શતક બીજે, ઉદ્દેશે પાચમે કહ્યુ છે કે—તથારૂપના શ્રમણ માહણની પર્યુપાસના—સેવા ભકિત કરતાં થકાં શુ ફળ ઉપરાજે? એ પ્રશ્નના ઉત્તરમા ભગવતે શ્રવણાદિક ૧૦ બોલની પ્રાપ્તિ કહી છે

પ્રશ્ન ૯—શિષ્ય—તે કયા ૧૦ બોલની પ્રાપ્તિ કહી છે તે જણાવશો?

ઉત્તર—હાજી, સાંભળો, सवणे नाणे य विनाणे, पच्चखाणे य संजमे; अण्हएतवेचेव, वोदाणे अकिरिया सिद्धि. ॥१॥

અર્થ—તથારૂપના શ્રમણ માહણની સેવા પર્યુપાસના કરવાથી શ્રવણફળા—સિદ્ધાત શ્રવણફળા ૧. શ્રવણે કિ ફળે? નાણફળા સાંભળવાથી જીવ અજીવાદિક નવે પદાર્થનું એટલે ધર્મ, અધર્મ, પુણ્ય, પાપ વગેરેનું જ્ઞાન થાય. ૨. અને જ્ઞાનથી વિજ્ઞાન થાય—એટલે આ કર્તવ્ય મારે કરવા

યોગ્ય છે, આ કરવા યોગ્ય નથી, એવું વિશેષે જ્ઞાન થાય. ૩. અને વિજ્ઞાનથી પચ્ચખાણુ થાય–એટલે જેને કૃત્યાકૃત્યનું વિજ્ઞાન થયું તે અકૃત્યનો ત્યાગ કરે, પચ્ચખાણુ કરે, ૪. પચ્ચખાણુ કર્યા તેને સંયમ થયો, ૫ અને સંયમથી અણુઆશ્રવ થાય છે એટલે આવતા પાપનો પ્રવાહ બંધ પડે છે, ૬. અણુ આશ્રવથી તપ થાય છે. इच्छा निरुद्धोतवो. ૭. તપથી નિશ્ચે કર્મનો નાશ થાય છે, ૮. કર્મનો નાશ થવાથી અક્રિયાપણું થાય છે, ૯. અને અક્રિયાપણું થયું એટલે સિદ્ધ ગતિ પ્રાપ્ત થાય છે, અર્થાત્ મોક્ષફળ મળે છે, ૧૦.

એ પ્રમાણે શ્રોતાઓએ શુદ્ધ ભાવે શ્રમણુ માહણુની સેવા પર્યુપાસના કરવાથી સિદ્ધાંત શ્રવણફળ અને સિદ્ધાંત સાંભળવાથી જાવત્ મોક્ષફળની પ્રાપ્તિ કહી છે.

પ્રશ્ન ૧૦—શ્રમણોપાસક કેટલા પ્રકારના અને કેવા ગુણવાળા હોય તે સુત્રના આધારથી જણાવશો ?

ઉત્તર—સાંભળો. ઠાંણાગ ઠાણે ૪ થે—ઉદ્દેશે ૩ જે—ચાર ચારના બે એકે આઠ પ્રકારના શ્રમણોપાસક એટલે શ્રમણુ નામ સાધુના ઉપાસક નામ ઉપાસના એટલે સેવા ભક્તિના કરનારા એવા શ્રાવક કહ્યા છે.

પ્રશ્ન ૧૧—આઠ પ્રકારના શ્રાવક અને તેમના ગુણુ સૂત્રપાઠથી જણાવશો ?

ઉત્તર—હાજી, સાંભળો, ઉપર કહેલા ઠાણુાંગ સૂત્રનો પાઠ—चत्तारि समणोवासगा प० तं० अम्माविए समाणे १. भाई समाणे २. मित्त समाणे ३. सवत्ति समाणे ४.

અર્થ—च–ચાર પ્રકારના શ્રાવક પરૂપ્યા તે કહે છે—

(૧) એકેક શ્રાવક કેવા છે ? તો કે अ–માતા પિતા સમાન–જેમ માતાપિતા બાળકનું રક્ષણુ કરે, સાર સંભાળ કરે, તેમ એક એક શ્રાવક સાધુના કોઇપણુ ઉપકાર વિના એકાંત વાત્સલ્યતાનો કરણુહાર એટલે રક્ષણુનો કરણુહાર હોય.

(૨) મા-ભાઇ સરખો–તે એક એક શ્રાવક બાધવની પેરે એટલે બાંધવ જેમ સંસાર વ્યવહારના કાર્ય પ્રસંગે અલ્પ પ્રેમ ધરાવે; કદાચિત્ કાઇ એક કડવુ વચન બોલે પણુ કાર્ય ઉપજ્યે અત્યંત વાત્સલ્યકારી હોય; તેમ શ્રાવક સાધુ પ્રત્યે ધર્મવ્યવહારમાં ભિન્નતાને લઇને કોઇ અલ્પ પ્રેમ

ધરાવે પણ આપદ્ આવ્યે સહાયભૂત થઇ રક્ષણ કરે. હૃદયપ્રેમથી ધર્મબુદ્ધિએ વાત્સલ્યકારી હોય.

(૩) મિ–મિત્ર સમાન. મિત્રના અનેક ભેદ છે. લાળીયા, ગાળીયા ને તાળીયા એ ત્રણ તો નિષેધવા યોગ્ય છે, અને ચોથા સંરક્ષણીયા તે આપદ્ આવ્યે ઉપકારના અભાવે પણ રક્ષણ કરવા ઉભો રહે, સહાયતા કરે. કાર્તિક શેઠના જીવને કોણિકના જીવે સહાયતા કરી. તેમ એક એક શ્રાવક સાધુ પ્રત્યે પ્રથમના ત્રણ મિત્રવત્ મીઠું મીઠું બોલી ખોટો પ્રેમ ધરાવે, અવસર આવ્યે વિમુખ થઇ ઉભો રહે–ઉલટો થઇ ફસાવવાને પ્રયત્ન કરે, અને સરક્ષણીયા સમાન તે સાધુ થકી ઉપકાર વચનાદિકના અભાવે કદી પ્રેમ ટળી જાય; પણ સધુને અપવાદ આવ્યે-સંકટ આવ્યે ન્યારો–અળગો રહે નહિ. સહાયકારી થઇ સમાધિ ઉપજાવે.

(૪) सवत्तिसमाणे–સૌકીસમાન–જેમ શોકય પોતાની કહેવાતી શોકય બેન પ્રત્યે ઇર્ષાને વશ થઇ દુર્ગુણ બોલે, સરપા નરપા જોવે, ખોટા આળો નાખે, તેને દુઃખી કરવાના ઉપાયો મેળવે, ધણીની પાસે સાચી ખોટી વાતો કરી તેનુ માન ભંગ કરે તેમ એક એક શ્રાવક સાધુ પ્રત્યે શોકય સમાન વરતીને સાધુના અવગુણજ જોવે, સાધુ પ્રત્યે દ્વેષદ્રષ્ટિએજ જોવે, દ્રષ્ટિમાં ઇર્ષા રાખે, છિદ્ર ગવેષે, અપવાદ બોલે, નિંદાવચન બોલે, આળા ચાદા ગોતે, ખોટી આળો નાખે, સાચી ખોટી વાતો બનાવી જેમ સાધુનું માન ભંગ થાય તેવી રીતે વર્તે, ઉપકાર કાંઇ ન કરે તે શ્રાવક શોકય સરખો જાણવો. એ પ્રથમ ચોક જાણવો.

હવે બીજો ચોક કહે છે. चत्तारि समणोवासगा प० तं० अद्दागसमाणे १ पडागसमाणे २. खाणुसमाणे ३. खरकंटयसमाणे ४.॥

વળી ચાર પ્રકારના શ્રમણોપાસક શ્રાવક પ્રરૂપ્યા તે કહે છે :—

(૫) ૧. એકેક શ્રાવક કેવા હોય કે अद्दागसमाणे તે અરિસા સરખો. જેમ અરિસામાં છેટા ઢુકડાભાવ જેવા દેખાડીએ તેવા દેખાય. તેમ સાધુ ઉત્સર્ગ અપવાદ ભાવ જેવા પ્રરૂપે તેવા તહેત્ કરીને પડિવજે. સાધુનાં વચન સર્વ નિઃશંકપણે સ્વીકારે–અંગીકાર કરે.

(૬) ૨. એકેક શ્રાવક કેવા છે કે પડાગસમાણે–પતાકા સમાન જે દિશાનો વાયરો હોય તેથી અપુઠી ચાલે, વિચિત્ર વાયરે વિચિત્ર ચાલે. જેમ ધ્વજા પતાકા વાયરાથી અપુઠી–પુંઠ દઇને ચાલે, આડી અવળી ડોલાય; તેમ સાધુઓની વિચિત્ર દેશનારૂપ વાયરે કરીને શ્રોતા શ્રાવકોના

એકેકનાં મન ડોલાયમાન થાય, પણ સાર અસારનો વિચાર કરે નહિં. ઉપદેશમાંથી સાર ગ્રહે નહિ. પોતે અવળો છતો સાધુમાથી તથા ઉપદેશમાંથી દોષ કાઢે, પછી અપુઠો આડો ચાલે. આડું આડું બોલે. वंकंवंकंगच्छइ વાંકોવાંકો ચાલે. વિમુખપણે વર્તે એવા શ્રાવક પતાકા સમાન કહ્યા.

(૭) ૩. खाणुसमाणे તે ખીલા સમાન–એકેક શ્રાવક કેવા હોય કે, ખીલા સમાન એટલે ખીંતા સમાન. સાધુ સાથે પોતાનું ગીતાર્થપણું જણાવવાને વચને વચને કદાગ્રહ કરે. હું કહું છું તે ખરૂં. મારો ખિંતે નાખ્યો ખસે નહિ. અર્થાત્ સાધુને ખષ્ટ પાડવા પોતાના વચનની પક્કડ કરે. એવા શ્રાવકોને ખીલા સમાન કહ્યા છે; તે દેશનાને અયોગ્ય હોય.

(૮) ૪. खरकंटयसमाणे તે ખર નામ આકરા કાટાસમાન, એટલે જેમ શૂળાદિક પગમાં પેસી ખટકે અથવા બંબુલના વૃક્ષે લુગડું વળગ્યું તે ફાટયા વિના છૂટે નહિ. વિછોડણહાર હાથે પણ વિંધાય. અથવા એકેક કાંટો શરીરમાં પેઠો ખટકે અને નિકળ્યા પછી પણ ખટકે, એકેક કાટો શરીરને વિષે પેઠો થકો શરીરને સેડવી સેડવીને નીકળે તેમ એકેક શ્રાવક નિઃકેવળ પોતાનો કદાગ્રહ ન છાડે, અને ગુરૂને (સાધુને) દુષ્ટ વચનરૂપ કાંટે કરી વિંધે. ગુરૂ સાધુ સુવચને કરી અથવા ઉપદેશદ્વારાએ કરી સદ્બોધ આપી સમજાવે તોપણ મુખમાંથી ખરસમાન ભાષા કાઢી વિટંબના કરે, અથવા એવા વાકય કાઢે કે, સાધુને કાનમાં હૃદયબાણ જેવાં આ આકરા કાટાસમાન ખટકે એવા શ્રાવકને ભગવંતે ખર કાટાસમાન કહ્યા છે.

એ બે થોકે શ્રમણોપાસક શ્રાવકના આઠ બોલ કહ્યા તેમાં પહેલો બોલ અત્યંત પ્રશંસનીય, માતા પિતાની પેઠે રક્ષણ કરનાર, અને બીજો બાંધવસમાન તે પણ સારો પ્રશંસનીય બાંધવની પેઠે રક્ષણ કરે. ત્રીજો મિત્રવત્ તેમાં ત્રણ પ્રકારના મિત્ર સરખા તજવા યોગ્ય. સંરક્ષણીય મિત્ર સરખો શ્રાવક સારો પ્રશંસનીય અને ચોથો શોકયસમાન શ્રાવક તદન નિષેધમાં નિષેધ છે. એ ચાર પ્રકારના શ્રાવક તો વસવા આશ્રી કહ્યા. અને ચાર બોલ ઉપદેશ આશ્રી એટલે શ્રોતા શ્રાવક ચાર પ્રકારના કહ્યા તેમાં અરિસાસમાન શ્રાવક એક પ્રશંસનીય બાકીના ત્રણ પ્રકારના શ્રાવક અપ્રશંસનીય.

આમાં એજ ધડો લેવાનો છે કે શ્રાવકો પણ કેવી કેવી પ્રકૃતિના હોય છે તેપણ સાધુએ જાણવા જોઇએ.

કોઇ નીકળી આવે ખરા, પણ બહુધા તો કુસંપી ને કલેશીજ આ કાળમાં પેદા થયા હોય એમ જણાય છે. તેથી આત્માને ખેદ થાય છે કે-આવા શ્રાવકોપર શાસન કેવી રીતે ચાલશે કે જે નાવમાં બેઠા હોય તેનાજ ખીલા અને પાટીયાં તોડે, હે મહાવીર પરમાત્મા! તારા શ્રાવક આવા ન હોય, ન હોય, ન હોય. તારા શાસનમાં ઉત્પન્ન થયેલા અને તને દેવપણે માન-નારા બગધ્યાનીઓ તારા શાસનને અને નામને કલંકિત કરનારાના હૃદયમાં હે દેવ! એવી પ્રેરણા કર કે તેઓમાં તારા સ્વીકારેલા શ્રાવકોના ગુણો પ્રગટે અને શાસનના વાત્સલ્યકારી થાય અને પોતાના આત્માને આરાધક પદ મેળવી સદ્‌ગતિને પ્રાપ્ત થાય એવી પરમાત્મા પ્રત્યે ખરા અંતઃકરણની પ્રાર્થના છે

પ્રશ્ન ૧૫—પંચમ કાળના શ્રાવકનું સ્વરૂપ તો યથાતથ્ય ઉપર કહ્યા પ્રમાણેજ જણાય છે. તો સાધુને માટે શું સમજવું ?

ઉત્તર—સાધુને આહાર તો તેવાજ શ્રાવકના ઘરનો ભોગવવામાં આવે છે, માટે કહેવત પ્રમાણે આહાર પ્રમાણે ઓડકાર જેવો આહાર તેવો ઓડકાર. એ કહેવત ખોટી નથી. જેવી શ્રાવકની વૃત્તિ-જેવી શ્રાવકની વર્ત્ત-ણુક તેવીજ પોતાના માનેલા સાધુની પ્રવૃત્તિ. શ્રાવક ખટપટી હોય તો તેમને આશ્રી સાધુ પણ તેજ પ્રમાણે વર્તે તેમાં નવાઇ નહિ. જેમ શ્રાવકો અંદરો અંદરની ખટપટો કરી અંદરો અંદર ભેદ પાડવાના-ફાંટા પાડવાના પ્રયત્નો કરે છે, તેમ સાધુઓ પણ અંદરો અંદર ભેદ પાડનારા ફાંટા પાડનારા મલીન હૃદયવાળા ભગવંતે જાણેલા હોવાથી તેવાને માટે ભગવંતે સખત શિક્ષા બતાવેલી છે

પ્રશ્ન ૧૬—કેવા પ્રકારના સાધુને કેવા પ્રકારની શિક્ષા બતાવી છે તે સૂત્રના આધારથી જણાવશો ?

ઉત્તર—હાજી, સાંભળો, ઠાણાંગ ઠાણે ૫ મે, ઉદ્દેશે ૧ લે કહ્યું છે કે—

पंच हिं ठाणे हिं समणे निगंथे साहमियं पारंचिय करेमाणे णाइक मइ. तं० कुलेवसइ, कुलस्स भेयाए अभुठिताभवइ १. गणेवसइ, गणस्स भेयाए अभुठिताभवइ २. हिंसपेहि ३. छिद्दपेहि ४. अभिखणं २. पसिणायते णाइ पउजित्ता भवइ. ५.

અર્થ—પં-પાંચ સ્થાનકે-પાચ કારણે સ શ્રમણ નિગ્રંથ સાધુ-ગુરૂ આચાર્ય શાસનાધિકારી-વડેરા ગચ્છાધિપતિ તે. સા-સાહમિને-સાધર્મિને એક માંડળે જમનારા, આહાર પાણીનો સંવિભાગ કરનારા સમુદાયના સાધુને

પા-પારંચિય-પારાંચિત દશમું પ્રાયશ્ચિત દેતા-લિંગ ફેરવીને માંહે લેતાં ના ભગવંતની આજ્ઞા અતિક્રમે નહિ-એમ કરતાં આજ્ઞા ઉલ્લંઘે નહિ. (એ વડેરાનો અધિકાર છે) તં તે કહે છે. કું૦ કુલ તે વડા આચાર્યના શિષ્ય એક નામે ઓળખાતા સંપ્રદાયમા તેની સાથે વસતાં થકાં કુ૦-મે૦-તેહજ કુળમાં ભેદ પાડે-ફાટા પાડે-માંહોમાંહે કલહ ઉપજાવવે કરી ભેદ પાડવા ભણી अ. म-સાવધાન થાય ૧. ग-ગણ તે બે આચાર્યનો સંઘાડો ભેળો છે તેમા વસતાં થકાં ग-તેજ ગણમાં મે-ભેદ પાડવા ભણી अ. म-ઉઠે-સાવધાન થાય. ૨.

આનો પરમાર્થ એ છે કે—સંઘાડામાં રહી અંદરોઅંદર છુપી રીતે એક બીજાને ધીરાડી અંદરોઅંદર કલેશ જગાવે, એક બીજામા ભેદ પાડે, ફાંટા પાડે, એક બીજાનાં મન જુદાં કરે. પડે ભલો ગણાવા ન્યારો રહે. અંદરખાને એક બીજાને લલકારે, ચડાવે, શ્રાવકોમાં ભલો ગણાવા ખુશામત સહિત, માયા સહિત અલિક વચન બોલી પોતે નિર્દોષ રહે અને મુશકની પેઠે ફુંકી ફુંકીને કરડવાની પેઠે જે વાસમાં રહ્યો હોય તેની અંદર છુપી રીતે ભેદ પાડે, તેવાઓને માટે પારાંચિત-પ્રાયશ્ચિતના બે બોલ કહ્યા.

ત્રીજે બોલે हिंस पेहि એટલે હિંસાનો દેખનાર. હિંસાનો ગવેષણહાર. સાધ્વાદિકને મારવાની ગવેષણા કરે, રાત દિવસ હણવાની બુદ્ધિએ મહંત પુરૂષની હિંસાનો અર્થી મલિન પરિણામે ચિંતવણા કરે. ૩.

ચોથે બોલે छिद्द पेहि એટલે આગલાને હેલવા નિંદવાની બુદ્ધિએ છિદ્ર જોવે જો કાંઇ છિદ્ર જોવામાં આવે તો રજનું ગજ અને ગજનો મેરૂ કરે, સાચી ખોટી વાતો કરી ફજેતના ફાળકે ચડાવે. ૪.

પાંચમે બોલે अभिखणं २ पसिणाय ગુરૂને ખોટા પાડવાને ખટ્ટ પાડવાની બુદ્ધિએ આડા અવળા પ્રશ્ન વારવાર પૂછે. ૫ એ પ્રકારે કરીને સાધુ, દશમા પારાચિત-પ્રાયશ્ચિતનો સેવણહાર થાય. તેને શુદ્ધ કરવા ગુરૂ તેને પારાંચિત કરે તો તે આજ્ઞાને અતિક્રમે નહિ એમ ભગવતે કહ્યું છે.

પ્રશ્ન ૧૭—પારાચિત દોષના સેવવાવાળાને શો દંડ આવે અને તે શુદ્ધ કેવી રીતે થાય?

ઉત્તર—શ્રી ઠાણાગજીમાં ૧૦ મે ઠાણે ૧૦ પ્રકારના પ્રાયાશ્ચત કહ્યાં છે તેમાં આ પારાંચિત નામનું પ્રાયશ્ચિત ૧૦ મું કહ્યું છે. આ છેવટનું મોટું પ્રાયશ્ચિત કહ્યું છે. આ દોષના સેવવાવાળાને શાસ્ત્રના નિયમ પ્રમાણે

યા વૃદ્ધ વાક્યો પ્રમાણે યા સાંભળવા પ્રમાણે સાધુના વેશે મેઢે મુહપતિ અને માથે ફટકો બંધાવી જઘન્ય ૧, ૨, ૩, દિવસ રાખી ઉત્કૃષ્ટ ૧૨ વર્ષ રાખી ફરી દીક્ષા આપે, અને પોને પણ એમ કહે કે મને પારાચિગાને ભિક્ષા આપશો. પારાંચિત આર્યાને ચુંદડીનુ માથાબંધણું બંધાવે. આમ કરવાથી પારાંચિત દોષવાળો શુદ્ધ થાય છે

પ્રશ્ન ૧૮—આવા દોષવાળાને એટલે પારાંચિત દોષવાળાને ઉપર કહ્યા પ્રમાણે શુદ્ધ કરવાની ક્રિયા કેમ કોઇ ઠેકાણે જોવામાં આવતી નથી? ઠાણાંગજીમા કહેલા પાંચ પ્રકારના પારાંચિત દોષના સેવવાવાળા સાધુ આર્યાઓ તો બહુધાએ જોવામાં આવે છે. છતાં તેને શુદ્ધ કરવાની ક્રિયા શાસ્રના ન્યાય પ્રમાણે જોવામાં આવતી નથી તેનું શું કારણ?

ઉત્તર—તેનું કારણ તો માત્ર પક્ષાપક્ષનુંજ હોય એમ જણાય છે. પારાંચિત દોષના સેવવાવાળા પ્રાયે બળવાન પક્ષને લઇને નિડર અને બળવાન બને છે, તેથી ઉદ્ધતાઇમાં આવી નિઃશંકપણે જેમ આવે તેમ વર્તે. અંધશ્રદ્ધાવાળી દુનિયા, આશાલુબ્ધ દુનિયા, રાગદ્વેષ અને મારાતારાની ખટપટમા ફસાયેલી દુનિયાની સત્તાતળે તાબેદારની માફક પોતાનો મતલબ સાધવાને હા ભાઇ હાં, ના ભણુવાવાળા ખુશામતીઆઓ ગમે તેવી રીતે વર્તે; પરંતુ રાગી અવગુણ ના ગણે, એ ન્યાયે પોતાનું ઢાકવું, પરતુ ઉઘાડવું, ગમતાને માન અને અણગમતાપર• દ્વેષ; પારાચિત દોષના સેવવાવાળા, ઘરના ખુણે પેસી ઉંડી ખટપટો ઉઠાવી નિંદાખોર અને છિદ્રગવેષીઓને પક્ષમાં રાખી, સંપ્રદાયમાં મોટી ફાટયો પાડી, અધિકારી, ઉપકારી અને રક્ષણના કરવાવાળા હિતચિંતકને સવળો બદલો આપવાને બદલે, ઉલટો બદલો આપવાના પ્રપંચો રચી, ચારે તીર્થમાં ભેદ પાડવાવાળા મનમાની મોજો નિરંકુશપણે માણે તેને કોણ કહેવા સમર્થ છે? આનો મૂળ હેતુ તો એજ છે કે–દુનિયામાં સ્વાર્થ છે તે એક જાતની જાળ છે. કોઇને દીકરાની આશા કે કોઇને ધનની ઇચ્છા, કોઇને કોઇ પ્રકારની આશા અને કોઇને કોઇ પ્રકારની ઇચ્છા; એવા અનેક પ્રકારના પ્રતિબંધોને લઇને દોષિતોને પણ દોષદૃષ્ટિએ જોવાતું નથી અને ઉલટું અવળુંજ વાતાવરણ ચાલે ત્યા દોષની શુદ્ધિ કોણ કરી શકે?

પ્રશ્ન ૧૯—એવા પારાંચિત દોષવાળા કલહકારી ચારે તીર્થમાં ભેદ પાડવાવાળા કદિ આ ભવમા ફાવી જાય; પરતુ પરભવને માટે શાસ્ર કાંઇ જણાવે છે ખરૂં?

ઉત્તર—તે વિષે ભગવતે ખુલ્લા શબ્દોમાં કહ્યું છે કે-તેવાઓ મહા મોહનીય કર્મના બાંધવાવાળા જાણવા. જુઓ દશાશ્રુતસ્કધ અધ્યયન ૯ મું, ગાથા ૩૦ મી—जेकेयाह्धिकरणाइ, संपउज पुणो पुणो; सव्व तिथाणिमेयाणं महामोहं पकुव्वई. ३०.

અર્થ—જે કોઇ અધિકરણ એટલે કર્મબંધનો હેતુરૂપ કષાય ઉત્પન્ન થાય તેવાં વાકયો વારંવાર પ્રયોજે એટલે સામા માણસને ઠસાવાને અને તેને ઝનુન લાવવાને વારંવાર ઉદીરણા કરે અને અંદરો અંદર ખટપટ અને કલેશ ઉત્પન્ન કરી ચારે તીર્થમા ભેદ પાડે-ફાટા પાડે તે મહા મોહનીયકર્મ બાંધે.

પ્રશ્ન ૨૦—મહામોહનીય કર્મનો બંધ કોણ બાંધે અને કેટલા કાળની સ્થિતિનો હોય?

ઉત્તર—મહામોહનીયકર્મનો બંધ જેને મિથ્યાત્વ મોહનીયનો એટલે ગાઢ મિથ્યાત્વ મોહનીયના ઉદય હોય તે ઉત્કૃષ્ટ ૭૦ કોડાકોડ સાગરોપમની સ્થિતિએ બંધ પાડે એટલે ત્યા સુધી સમકિતની પ્રાપ્તિ થઇ શકે નહિ.

આનો પરમાર્થ એ છે કે—ગાઢ કષાયના ઉદયે કરી ધર્મમાર્ગમાં એટલે સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકામા અંદરો અંદર કલેશ ઉત્પન્ન કરી અંદરો અંદર ભેદ પાડી-ફાટા પાડી મોટી અશાંતિ ઉત્પન્ન કરનાર, અથવા કોઇની નિંદા હિલણા કરવા કરાવવારૂપ છિદ્રો જોવા-છિદ્રો ઉઘાડવા-પ્રકાશવા રૂપ ઉપદેશ આપવો, આક્ષેપ વચન બોલવાં, પોતાનો છાદો ઢાંકી, પરના છતા અછતા દોષ પ્રગટ કરવાનોજ બોધ આપનાર તે પોતાના આત્માને કલુષિત કરી અન્યને કલેશમા ઉતારનાર, સરળ માર્ગમાં ભેદ પાડનાર, મહામલીન આત્માના ધણી તે મહામોહનીય કર્મ બાંધે અને બીજાઓને પણ તેવાજ રસ્તે ચડાવી અધોગતિમાં હડસેલે.

માટે ભગવત મહાવીરનું ફરમાન છે કે-અહો! ભવ્ય જીવો! તમે ન્યાય અને સરળ માર્ગ મૂકીને અથવા સમકિત ધર્મ અને ચારિત્ર ધર્મ મૂકીને તમે મહામોહનીય કર્મના બંધમા ફસાશો નહિ, અને કોઇના દોષ જોવાની કે છિદ્ર ગવેષવાની બુદ્ધિ આપનારની પાપજાળમા પણ ફસાશો નહિ, અને તેવું ભણતર પણ ભણશો નહિ કે જેથી પોતાનો આત્મા કર્મે કરીને ભારે થાય.

જે છિદ્રગવેષી હોય છે તે પરની નિંદામા પણ ઉતરે છે, એટલે પરની નિંદા પણ કરે છે, તેથી ડબલ દોષને પાત્ર થાય છે. અને નિંદાના કરવાવાળાને પણ ભગવતે માઠા ફળ કહ્યા છે, માટે આત્માને કલુષિત નહિ

કરવા, કોઇનાં છિદ્ર પ્રકાશવાં નહિ, અને કોઇની નિંદા કરવી નહિ એમ ભગવંતનું ફરમાન છે.

પ્રશ્ન ૨૧—છિદ્ર જોવાવાળાને મહામોહનીય કર્મનો બંધ કહ્યો તે સૂત્રથી જણાયો પણ નિંદા કરવાવાળાને ભગવંતે સૂત્રમાં શું ફરમાન કર્યું છે તે સૂત્રપાઠથી જણાવશો ?

ઉત્તર—હાજી, સાંભળો, સૂયગડાંગ શ્રુતસ્કંધ ૧ લે, અધ્યયન ૨ જે, ઉદ્દેશે ૨ જે, ગા. ૧લી ૨જી બાબુવાળા છાપેલ પાને ૧૧૮ મે કહ્યું છે કે—
तयसं च जहाइ सेरयं, इति संखाय मुणीण मज्झई; गोयन्नतरेण माहणे अहसेय करी अनेसिइंखणी ॥१॥ जे परभवई परंजणं,, संसारे परिवत्तई महं; अदुंइ खणियाउ पाविया, इति संखाय मुणी णमज्झई ॥२॥

અર્થ—તયસંચકે૦ તે, जहाइ—કે—જહા, જેમ સર્પ પોતાની ત્વચા જે કાંચળી તે પરિહરવા યોગ્ય જાણીને છાડે, सेरयंके—તેમ એ સાધુ છે, તે રજની પેરે અષ્ટ પ્રકારનાં કર્મને છાંડે, એતાવતા કષાય ન કરે. કેમકે કષાયને અભાવે કર્મ પોતાની મેળે છંડાશે. इतिसंखाय मुर्णाके—એવી રીતે જાણીને ચારિત્રીઓ. णमझ्झइके—મદ એટલે અહંકાર કરે નહીં, તે મદનું કારણ દેખાડે છે. गोके—કાશ્યપાદિક ગોત્રે કરી ( એટલે ઉંચ ગોત્રે કરી ) અથવા यन्नतरेण કે—અનેરા કુળરૂપાદિક મદ તેને પામીને ઉત્કર્ષ—માન ન કરે એવો माहणेके—સાધુ તે જેમ પોતાથકી મદ ન કરે તેમ अनेसिंके અનેરાની પણ, अहसेय करी के—અશ્રેયકારી એવી જે, इखणी के—નિંદા તે પણ ન કરે. ॥૧॥ હવે પરનિંદાના દોષ કહે છે. जे. કે—જે કોઇ અવિવેકી પુરૂષ, परंजणंके—અનેરા લોકને ( અન્ય જનોને ) परभवइके—પરાભવ કરે એટલે અવહેલના કરે તે પુરૂષ, ससारे परिवत्तई महके—સંસાર માંહે અત્યંત પરિભ્રમણ કરે. अदुके—અથ જે કારણે इंखणियाउके—પરનિંદા તે, पावियाके—એવી પાપણી છે કે જે સ્વસ્થાનકથકી અધોસ્થાનકે જીવને પાડે. इतिसंखायके એવું જાણીને એટલે પરનિંદાને દોષરૂપ જાણીને, मुणीके મુનીશ્વર જે છે, તે જાતિ, કુળ, શ્રુત, તપાદિકને વિષે, णमज्झईके મદ ન કરે, એટલે હું ઉત્તમ છુ. એ મ્હારા થકી અમુક હીન છે. એવો પોતાનો ઉત્કર્ષ ન કરે. (અર્થાત્ પોતે મદે ચડી પરની નિંદા ન કરે).

અહિંયા મદવંત તે પારકી નિંદા કરે; અને પારકી નિંદા તે મહા પાપણી અધોગતિને આપનારી કહી.

પ્રશ્ન ૨૨—શ્રી ઠાણુંગજીમાં કહેલા પારાંચિત દોષવાળા કલહકારી–ભેદના પાડવાવાળા નિંદક છિદ્રગવેષીનો આત્મા કેવો હોય અને તેને સૂત્રમાં કેવા નામથી બોલાવ્યા છે?

ઉત્તર—દશાશ્રુત સ્કંધમાં એવાઓને અસમાધિયા કહીને બોલાવ્યા છે. સાંભળો દશાશ્રુત સ્કંધ અધ્યયન ૧લે–અસમાધિ ઉત્પન્ન થવાનાં વીશ સ્થાનક કહ્યાં છે. તેમાં બોલ ૮મે संजलगकोहणे બોલ ૯મે पिठिमंसिएयाविभवंति + + બોલ ૧૧મો नवाइं अहिगरणाइं अणुपन्नाइं. उप्पाइत्ताभवइ.— બોલ ૧૨મો पौराणाइ अहिगरणाइं खमीयविओ समियाइ उदीरित्ताभवंति + + બોલ ૧૬મો भेदकरे. झंझकरे. બોલ ૧૭મો कलहकरे બોલ ૧૮મો असमाहिकारए.

આટલા બોલે કલહ–કલેશ કરી ભેદ પાડી નિંદક–છિદ્ર ગવેષીને અસમાધિના ઉત્પન્ન કરવાવાળા કહ્યા છે. તે પારાચિત દોષ અને મહામોહનીયના સ્થાનકને પુષ્ટિકર્તા છે

પ્રશ્ન ૨૩—ઉપર કહેલા બોલનો અર્થ સર્વ સમજી શકે તેવી રીતે જણાવો તો વધારે સમજુતી પડે કે જેથી ઘણા જીવોને વિશેષ લાભ થાય.

ઉત્તર—સાંભળો બોલ ૮મો–संजलणकोहणे એટલે વારંવાર જ્વલન પ્રકૃતિએ જલવે કરી ક્રોધ ઉતરેજ નહિ, ક્રોધાદિકે ધમધમ્યોજ રહે. તેણે કરી પોતાના આત્માને અને પરના આત્માને સંતાપ ઉપજાવેર, તેણે કરી અલિક આલપણે બોલેર. એજ આત્માને અસમાધિનું કારણ. એવા જીવોને તિર્યંચ સર્પાદિકની ગતિના આઉખાનો બંધ પડે.

પ્રશ્ન ૨૪.—૯મા पिठिमंस નો અર્થ શું?

ઉતર—સાભળો બોલ ૯મો. पिठिमंसिएयाविभवंति એટલે પરપુઠે અવર્ણવાદનો બોલનાર, નિંદાનો કારણહાર હોય તે અસમાધિયો. પરપુઠે કોઇની નિંદા કરતો મર્મ ઉઘાડતો પોતેજ અપયશ પામે. જ્યા ઉપજે ત્યાં સર્વને નિંદનીક હોય એ નિંદા અવર્ણવાદની અસમાધિનું ફળ.

પ્રશ્ન ૨૫—કેટલાક કહે છે કે આપણે જેમ જેમ પરનિંદા કરીએ તેમ તેમ સામા માણસનો સુધારો થાય. આપણે નિંદા કરવાથી સામો માણસ સુધરે તેનો લાભ આપણને મળે માટે પારકી નિંદા કર્યાજ કરવી આમ બોલે છે તેનું કેમ?

ઉત્તર.—એ માનવું ભૂલભરેલું છે. જો નિંદાજ કરવાથી દુનિયા સુધરતી હોય તો પછી શાસ્ત્રકારને તેના માઠાં ફળ શા માટે મૂકવાં પડે? ભગવંતે પાપનાં ૧૮ સ્થાનક બતાવ્યાં છે. તેમા ૧૫મું સ્થાનક નિંદાનું કહ્યું છે તેને તમે કેવી રીતે રદ કરી શકશો? સૂયગડાંગ સૂત્રમાં ભગવંતે પરનિંદાને મહાપાપણી કહી છે અને તેનું ફળ સંસારમા પરિભ્રમણ કરવાનું કહ્યુ છે. તેમા તે લાભ કયાથી હોય? નિંદા કરવાથી લાભ માનવો અને બીજાઓને તેમ ઠસાવવું એ તો મહા અજ્ઞાનતાનું કારણ છે. પરનિંદા દ્વેષ વિના થતી નથી. નિંદાનું મૂળ કષાય છે, કષાય વડેજ નિંદા કરવાની બુદ્ધિ થાય છે. નિંદા કરવાથી ગુણ માનનારાની બુદ્ધિ શરીરે વિષ્ટા ભુંસી પવિત્ર માનવા જેવી સમજવી. ભગવંતે તો ખુલ્લા શબ્દોમાં કહ્યું છે કે નિંદા કરવી તે પુંઠનો માંસ ખાવાસમાન છે. પુંઠના માસનો અર્થ વિષ્ટા થાય છે. તો નિંદા કરવી અને વિષ્ટા ખાવી એ બંને બરાબર છે. માટે જેવું વિષ્ટામા પવિત્રપણું તેવો નિંદા કરવાથી થતો ગુણ માનવો. ઉત્તરાધ્યયનના ૩૬માં અધ્યયનમા કહ્યુ છે કે:—

माईअवण्णवाई, किब्बिसियंभावण कुणइ માયાવઇ અને અવર્ણવાદ એટલે નિંદાનો બોલનારો તે કિલ્વીષીની ભાવનાનો કરનારો સમજવો. એટલે માર્યા કરનાર અને નિંદા કરનારની ભાવના ચંડાળની ભાવના બરાબર કહી, માટે નિંદા કરવામા ગુણ માનનારાઓની બુદ્ધિ પણ એવાજ પ્રકારની સમજવી.

નિંદા કરી માણસને સુધારવાનું ધારવા કરતાં તેના કોઇપણ ગુણોને આગળ કરી અથવા માતા પિતાની બુદ્ધિએ કે બાંધવની બુદ્ધિએ તથા મિત્રપણાની બુદ્ધિએ મધુર વચને કરી હિત શિખામણ આપવાથી જો સુધરવાનો હશ તો તરત સુધરશે. નિંદા કરવાથી ઉલટો તમારો શત્રુ બનશે. તમે તેનો એકાદ દોષ મૂકશો તો તે તમારા છતા કે અણછતા અનેક દોષો ખુલ્લા મૂકશે. તેથી બન્નેના આત્માને મ્હોટી નુકસાનીમાં ઉતરવાનો પ્રસંગ આવે. આટલુ તો સૌ કોઇ સમજી શકે છે કે પારકા પાયખાના (સંડાસ જાજરૂ) સુધારવા કરતા પોતાનુ ઘર સુધારવું તે વધારે ઉચિત ગણાય છે. પરની લાભ હાનિની ચિંતા કરવા કરતાં પોતાની નુકસાનીનો વિચાર કરવો જોઇએ કે મારે કેટલું ખાધખાતું છે. એક કેવળી ભગવાન સિવાય દરેક જીવ દોષનેજ પાત્ર છે. કોઇમા ઘણા તો કોઇમાં થોડા ગુણદોષ હોવાનો સંભવ છે. દુનિયા સુધરશે યા નહિ સુધરે તો હે આત્મન્! તને લાભ કે હાનિ નથી, પણ જો તારો આત્મા પરદોષ જોવામા કે પારકી નિંદાની ખટપટમાં મુઝશે તો તને ભારે નુકશાની છે. માટે

હે આત્મન્ ! તું પરદોષ જોવાની ટેવ પાડવા કરતાં તારા પોતાના આત્માના દોષો જોવાની ટેવ પાડવા શીખ. પરની નિંદા કરવા કરતાં આત્માની નિંદા કર. એક કવિએ કહ્યું છે કેઃ–તુજે પરાઇ કયાપરી, તું અપની નિબેડ; તેરી નાવ દરિયાવમે, ડુબે નહિ ત્યું ખેડ. ૧. નારાયણ નિજ હૈયેમેં, અપના દોષ નિહાળ, તા પીછે તું ઓરકા, અવગુન ભલે સંભાળ ૨. આપે સમજી સુધરીએ, દુનિયા નહિ સુધરાય, પગે પગરખા પહેરીયે, પૃથ્વી નહિ મઢાય. ૩ વળી સૂત્ર પણ એ જણાવે છે કે આચારે અધિકો કહ્યો, નિંદક નિન્હવ જાણ, પંચમ અંગે ભાખીઓ, છે પહેલે ગુણઠાણ ૧ અને ભગવત મહાવીરે પણ પોતાના સાધુઓને બચાવવા માટે પરનિંદા, છિદ્ર ગવેષી વગેરે પણાના મહાન્ દોષો સેવવાવાળાને મોટામાં મોટુ ૧૦મું પ્રાયશ્ચિત કહ્યું છે. તે એવા મહાન્ દોષથી ન્યારા રહેવાને માટેજ છે. જેની નિંદા કરવામા આવે તે માણસ જો પોતાના આત્માના વિચારમાં આવે તોજ સુધરે. કદિ ન સુધરે તો તેના આત્માને અહિત છે, પણ એટલું તો ધ્યાનમા રાખવું કે નિંદા કરનારનો આત્મા તો અવશ્યમેવ કર્મે કરીને ભારેજ થવાનો એ સિદ્ધાંત વાક્ય છે. અને અહિંયા નવમા બોલમાં પણ પૃષ્ટી માસ તે પુઠનો માસ ખાવા સાથ મોટી અસમાધિનો અધિકારી કહ્યો છે.

પ્રશ્ન ૨૬—૧૧ મા ૧૨ મા બોલનો શો અર્થ છે, તે વિસ્તારથી જણાવશો ?

ઉત્તર—બોલ ૧૧ માં કહ્યુ છે કે–नवाइंआहिगरणाइ अणुन्नाइं उप्पाइता भवइ એટલે જ્યાં કલેશ ઉત્પન્ન થવાનો સંભવ નથી યા જે ઠેકાણે કલેશ નથી ત્યા નવા નવા કલેશાદિ ઉત્પન્ન કરે તેને અસમાધિયો કહ્યો છે. નવા કલેશને ઉપજાવે તે ઘણા જીવને દુખદાયી હોય તેણે કરી અશાતાવેદનીય કર્મ ૩૦ ક્રોડાક્રોડી સાગરનુ ઉત્કૃષ્ટી સ્થિતિનું બાંધે, તે જીવ જ્યાં ઉપજે ત્યા ઘણી અશાતા પામે તે નવા કલેશ ઉત્પન્ન કરનારૂપ અસમાધિનુ ફળ.

૧૨ મા બોલમા કહ્યું છે કે–पोराणाई अहिगरणाइं खमीयविउ समिया इंउदीरित्ताभवंति ૧૨ એટલે પાછલા કલેશાદિક ખમાવીને ઉપશમાવ્યા હોય તે ફરીને ઉદેરે તે અસમાધિયો હોય પાછલા કલેશાદિક ઉદેરે તે મહાદુષ્ટ પરિણામ આવે ત્યારે એવી બુદ્ધિ થાય. ઉપશમાવેલા કલેશને ફરી ઉદેરે ત્યારે કલેશ અધિક વૃદ્ધિને પામે, ઘણાનો નિસાસો પામે, પોતાની પ્રતીત

ખોવે; જ્યાં ઉપજે ત્યાં આશા ભંગ થાય, ચિકણાં કર્મ બાંધે એ અસમાધિનું ફળ.

પ્રશ્ન ૨૭—ઉપશમાવેલા ક્લેશને, ફરી ઉદેરી ક્લેશ જગવવાનાં એવાં સબળ કારણો શું મળી આવે છે કે જેથી પોતાને અને પરને અશાંતિ ઉત્પન્ન થાય, તેવી રીતે જીવો કેમ વર્તતા હશે?

ઉત્તર—એમાં અનેક કારણો હોય એમ જણાય છે.

૧ પહેલું કારણ એ કે માણસો અંદરો અંદરની ખટપટથી કંટાળીને; મુંઝાઇને, અકળાઈને ઘણા કાળના ક્લેશને ઉપશમાવવા સમાધાની ઉપર આવેલા હોવાના સબબે આંખો આડા કાન કરી ક્લેશને ઉપશમાવેલો હોય તે ઘણો કાળ ટકી ન શકે.

૨ બીજું કારણ એ કે ક્લેશનો અપવાદ પોતાના માથે આવેલો હોય ને ટાળવાને માટે સમાધાની કરી ક્લેશ ઉપશમાવે.

૩ ત્રીજું કારણ એ કે અંતરમાં કપટ રાખી દુનિયાના દેખાવ માટે દેખાવનો ક્લેશ ઉપશમાવે.

૪ ચોથું કારણ એ કે સામાને ફસાવવાને માટે વિશ્વાસ ઉપજાવી ક્લેશનો ઉપશાંત જણાવે અને વખત આવ્યે બુરૂં કરવા ચુકે નહિ; અને ફરી ક્લેશ કરવાની ઉત્પત્તિનો પ્રયત્ન કરે.

૫ પાંચમું કારણ એ કે પોતાનો સ્વાર્થ સાધવા ક્લેશનો ઉપશાંત કરે અને સ્વાર્થ પૂરો થયે મૂળ સ્થિતિએ યા તો એથી અધિક સ્થિતિએ ક્લેશ ઉત્પન્ન કરે.

૬ છઠ્ઠું કારણ એ કે ક્લેશનો ઉપશાત કરતી વખતે એકાદ છોડ બહાર છુટો રહી ગયો હોય તેના પ્રેમરાગના આકર્ષણે થયેલા ઉપશાંતને ફરી જગવવાનો વખત પણ આવે.

૭ સાતમું કારણ એ કે નાના સરખા માયાવી કરોળીયાની કપટ જાળમાં મોટા માખી, કુદા, ભમરી, ભમરાઓ વગેરે જીવો ફસાઇને ચુંચું કરતાં સાંભળી તેના સામી દ્રષ્ટી કરતા તેના શરીર ફરતો કરોળીયો પોતાની લાળ વડે વીંટીને જેમ ઘુંચવી મારે તેવી બુદ્ધિવાળા અયોગ્ય મનુષ્યોની પાપ જાળમાંથી મુક્ત થવાવાળા ઉપરથી શાત પામેલા ક્લેશને ઉદેરીને જગવવારૂપ અધિક ક્લેશ ઉભા કરવાવાળા જીવો હોય છે.

૮ આઠમું કારણ એ છે કે હંસે જેમ મૃત્યુ તુલ્ય થયેલા ઉંદરને પાંખમાં રાખી જીવિતદાન આપ્યું ત્યારે તેજ હંસની કુંકી કુંકીને પાંખો

કાપી. તેમ હંસની બુદ્ધિએ જીવિતદાન આપવાવાળા સંતજનોને આપદમાં નાખવારૂપ કષ્ટ દેવા યા અપવાદમાં નાખવા યા ઈજ્જતને હાનિ પહોચાડવા રૂપ પાખો કાપવાવાળા કૃતઘ્રી ઉંદર જેવા પોતાની મતલબ સાધી દુષ્ટજનોની બુદ્ધિએ ચાલવાવાળા ઉપશાંત પામેલા કલેશને ફરી ઉદેરી મહાન્ કલેશને પુનરપિ જન્મ આપી ઉપકારીનો ઉપકાર ઓળવી, ઉપકારને બદલે અપકાર કરનારા સજ્જન જનોને દુઃખ દેનારા પજવનારા કૃતઘ્રીઓ પણ આ દુનિયામાં હોય છે.

૯ નવમું કારણ એ કે એકેક જીવ એવા હોય છે કે જેને એકાદ બે કલેશ વિના ઉંઘ આવેજ નહિ, એક બે કલેશ તો ઓસીકે બાંધેલાજ હોય. અને કેટલાક તો વંશ પરંપરાથી જાણે વારસો મેળવીને આવ્યા હોયની કે જન્મ લેતાંજ અરે માતાના ઉદરમાથીજ કલેશ સાથે લઇ જન્મ લીધો હોય એવા પણ પ્રદર્શિત થાય છે. અને કેટલાક કલેશીઆ તો જ્યાં જ્યા પગલા ધરે, જ્યાં જ્યાં ભાગ્યશાળી (!) ની પધરામણી થાય ત્યાં ત્યાં કલેશ અને કુસપ સિવાય બીજું કાઇ હોયજ નહિ. કદી બહાર કલેશ-નો અવકાશ ન મળે તો છેવટ ઘરમા પણ કલેશ જગવે ત્યારે તેનો આત્મા ખુશી થાય. એવાઓ પણ જનસમાજમા માનપાન પામેલા હોવાને લીધે ઉંટ વૈદની પેઠે પાડાને રોગ ને પખાલને ડામ દેવા જેવા ઇન્સાફો કરીને પોતાની સફળતા માને તેવા પ્રાણીઓ પુનઃ પુનઃ અપિ કલેશના જન્મદાતા થાય છે.

ઇત્યાદિક ઘણા કારણો વડે ઉપશમાવેલા કલેશને ફરી ઉદેરીને મહા કલેશરૂપ અસમાધિના કુડમા ઉતરતા જોઈએ છીએ. એટલેથી નહિ અટકતાં આરે તીર્થમાં ભેદ પાડવા માટે ખોટા ઝગડા કરી, કલેશ કરી, અસમાધિ પ્રાપ્ત કરનારા જીવો પણ આ દુનિયામાં મોટા અપયશને પાત્ર થાય છે. નિંદાય છે અને પરભવે પણ માઠી ગતિના અધિકારી થાય છે. એમ શાસ્ત્રના ન્યાયથી સિદ્ધ થાય છે.

પ્રશ્ન ૨૮—૨૦ અસમાધિ માહેના ૧૬–૧૭–૧૮ બોલમાં શુ કહ્યું છે તે જણાવશો?

ઉત્તર—સાભળો ૧૬ મા બોલમા કહ્યું છે કે—मेदकरे झंझकरे બોલ ૧૭ મો कलहकरे બોલ ૧૮ મો असमाहि कारए એટલે ભેદ પાડવાનો અર્થ એ કે માહોમાહિ ત્રુટ પાડે, એટલે એકને કાઇ સમજાવે બીજાને કાંઇ સમજાવે. એક બીજાના સ્નેહમાં, મેળાપમાં પ્રેમપ્રીતિમાં ભેદ પાડે, ત્રુટ પાડે,

આ વાત જાહેરમાં આવે ત્યારે ખોટા ઝગડા કરે. ભેદ પાડતો, ઝંઝ કરતો એટલે ખેટા ઝગડા કરતો જિન માર્ગની હીલણા કરે, વર્ધમાન માર્ગ થકી મન ઉતરાવે, સંયમમાં ભેદ પાડી સયમથી પાડે, તથા સંયમ દીક્ષા લેનારના વૈરાગ્યમા ભેદ પાડી ભગ કરે, સંયમી ગુરૂ ઉપરથી શ્રદ્ધા ઉઠાડી દીક્ષા લેનારનું મન ફેરવે બીજા પાસે દીક્ષા લેવાનો આગ્રહ કરે. અંદરો અંદર ભેદ પાડી ઝગડા કરાવી कलहकरे માહો માહિ કલેશ કરે ને કરાવે પોતે કલેશ કરતો બીજાઓને કલેશમાં ઉતારી ઘણાને કલેશરૂપી દાવાનળ લગાડે. એવા જીવ હોય તે असमाहिकारए પોતાના જીવને અસમાધિ ઉપજાવે, ઉપાપલો ઉપજાવે. તેણે કરી આર્ત, રૂદ્ર ધ્યાન ઉપજે, મહા મલિન પ્રણામે વર્તે. આ ત્રણે બોલના સહચારીપણે વર્તતા જીવને ઠાણાંગમાં પાચમે ઠાણે કહેલા પારાચિત નામના ૧૦ મા પ્રાયશ્ચિતના સેવવાવાળા અને દશાશ્રુતસ્કંધ સૂત્રમા કહ્યા પ્રમાણે મહા મોહનીય કર્મનો ઉત્કૃષ્ટે ૭૦ કોડા કોડી સાગરોપમની સ્થિતિનો બધ પાડવા સાથ સમકિત ધર્મ અને ચારિત્ર ધર્મની હાનિ કહી છે. અર્થાત્ પૂર્વોક્ત દોષના સેવવાવાળા જીવને મહા મોહનીય કર્મના ઉદયે ૭૦ કોડા કોડી સાગરોપમ સુધી સમકિતની પ્રાપ્તિ થાય નહિ, એમ જૈન સિદ્ધાત સૂચવે છે.

પ્રશ્ન ૨૯—સમકિત કેટલા પ્રકારનાં છે?

ઉત્તર—સમકિત પાચ પ્રકારના છે.–૧ સાસ્વાદાન, ૨ ઉપશમ, ૩ ક્ષયોપશમ, ૪ ક્ષાયક ને ૫ વેદક એ પાચ.

પ્રશ્ન ૩૦—પાંચ સમકિતનું સ્વરૂપ શું?

ઉત્તર—શ્રીમદ્ રાજચંદ્ર બીજી આવૃત્તિ પાને ૪૨૮ મે કહ્યું છે કે નિજ સ્વભાવ જ્ઞાનમાં કેવળ ઉપયોગે તન્મયાકાર સહજ સ્વભાવે નિર્વિકલ્પપણે આત્મા પરિણમે તે સમ્યકત્વ છે.

નિરંતર તે પ્રતીતિ વર્ત્યા કરે તો તેને ક્ષાયક સમ્યકત્વ કહીએ છીએ.

કવચિત્ મંદ, કવચિત્ તીવ્ર, કવચિત્ વિસર્જન, કવચિત્ સ્મરણરૂપ એમ પ્રતીતિ રહે તેને ક્ષયોપશમ સમ્યકત્વ કહીએ છીએ.

તે પ્રતીતિને સત્તાગત આવરણ ઉદય આવ્યાં નથી ત્યાંસુધી ઉપશમ સમ્યકત્વ કહીએ છીએ.

આત્માને આવરણ ઉદય આવે ત્યારે પ્રતીતિથી પડી જાય તેને સાસ્વાદાન સમ્યકત્વ કહીએ છીએ.

ઉત્તર—જે પૂર્વે ૭ પ્રકૃતિ કહી તે માંહેની ૬ પ્રકૃતિ પ્રદેશ ઉદયમાં છે, પણ વિપાક ઉદયમાં નથી; અને સમ્યકત્વ મોહનીય વિપાક ઉદયમા પણ છે. તે ક્ષયોપશમ સમકિતનું દષ્ટાંત કહે છે. જેમ વૃદ્ધ પુરૂષ જરા-જીર્ણ-પણાથી લાકડી હાથમાં ગ્રહે પણ ગાઢી પકડી ન શકે તેમ હાથથી છોડે પણ નહિ. તેમ ક્ષયોપશમ સમ્યકત્વધારી જીવ દેવ, ગુરૂ, ધર્મની સદહણા ગ્રહે, પણ સમકિત મોહનીયના ઉદયે દેવ, ગુરૂ, ધર્મની સેવાથી ઇહ લોકના ફળની આશા કરે. જેમ શાંતિનાથના સ્મરણથી રોગાદિકની શાંતિ ચાહે. તે સમ્યકત્વમાં વ્યામોહપણાથી સમકિતમાં વ્યામોહનો ઉદય તેજ મિથ્યાત્વ મોહનીયનો કિંચિત્ ઉદય. તેનાથી પુદ્ગલિક સુખની તૃષ્ણા ઉદયમા છે, તે પુદ્ગલ તૃષ્ણારૂપ સમ્યકત્વનો મળ છે તે મોહનીયની વર્ગણા માંહેનો અંશ છે. યથા દ્રષ્ટાંતે જેમ નીલનું રંગેલું વસ્ત્ર હતું તે ધોયું ત્યારે ઉજ્વળ થયું પણ તે વસ્ત્રમાં નીલની છાંયા પડે. તેમ મિથ્યાત્વરૂપ મળ તે સમ્યકત્વ જ્ઞાન રૂપ પાણીએ ધોયો, પણ લગારેક મળનો અંશ રહ્યો જે મિથ્યાત્વ મોહ-નીયની વર્ગણા ઉદયાવળીમાં આવી તેનો ક્ષય કર્યો, અને જે વર્ગણા મિથ્યાત્વની રહી તેનો વિપાક ઉદય તે ઉપશમભાવે છે. તે ક્ષયોપશમ સમ-કિતનું સ્વરૂપ સમજવું.

પ્રશ્ન ૩૩—સાસ્વાદાન સમકિતનું સ્વરૂપ કહેશો ?

ઉત્તર—જે ઉપશમ તથા ક્ષયોપશમમાં વર્તતા અનંતાનુબંધીનો ઉદય નહોતો તે અનંતાનુબંધી કષાયનો ઉદય થયો, અને મિથ્યાત્વનો ઉદય છ આવલિકા પછી નિયમા હશેજ, પણ વર્તમાન સમયે થયો નથી; પરંતુ અનંતાનુબંધી કષાય મિથ્યાત્વની સહચારિણી છે, તેના ઉદયથી સમકિતથી પડવા લાગ્યો, અને મિથ્યાત્વનો ઉદય નહોતો તે થશેજ; પણ અંતરાળ વર્તમાન કાળે સમ્યકત્વનો સ્વાદ લગારેક રહે, પણ છ અવલિકા કાળ પ્રમાણ પછી અવશ્ય મિથ્યાત્વનો ઉદય થશે. તે સમ્યકત્વથી પડતી વેળા સાસ્વાદાન સમકિત કહીએ.

પ્રશ્ન ૩૪—વેદક સમકિત કોને કહીએ ?

ઉત્તર—જે ક્ષયોપશમ સમકિતથી ક્ષાયક સમકિત પડિવર્જતા ક્ષયો-પશમ સમકિતના અંત સમયે સમકિત મોહનીય વેદીને આગલે સમયે ક્ષયોપશમ છે તે ક્ષયોપશમ સમકિતના અંત સમયથી આગલે સમયે ક્ષાયક સમકિતનું આગમન છે. ક્ષાયક સમકિતના આગમનનો અનંતર સમય તે વેદક સમકિત કહીએ. તે વેદક સમકિત ક્ષાયક સમકિતનોજ અંશ છે. પણ

કાળ પર્યાયમા ભેદથી ભિન્નપણે કહ્યો. તે ક્ષાયક સમકિતનાં પ્રથમ સમયથી અનંતર સમયને વેદક સમકિત કહીએ.

પ્રશ્ન ૩૫—ક્ષાયક સમકિત કોને કહીએ ?

ઉત્તર—જે પૂર્વોક્ત ૭ પ્રકૃતિ કહી તે મૂળથીજ ખપાવી, આત્માથી સર્વથા પ્રકારે ૭ પ્રકૃતિ અળગી કીધી, ત્યારે અનંત નિર્મળ સર્વ દોષ રહિત, અત્યંત વિશુદ્ધ ક્ષાયક સમકિત પ્રગટ થાય. તે ક્ષાયક સમકિત કહીએ.

પ્રશ્ન ૩૬—પાંચે સમકિતની સ્થિતિ કેટલી ?

ઉત્તર—ઉપશમ સમકિતની સ્થિતિ જઘન્ય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્તની ૧. સાસ્વાદાનની જઘન્ય ઉત્કૃષ્ટી ૬ આવલિકાની ૨. ક્ષયોપશમની જઘન્ય અંતર્મુહૂર્ત–ઉત્કૃષ્ટી ૬૬ સાગરોપમ ઝાઝેરી ૩ વેદક સમકિતની જ૦ ઉ૦ એક સમયની ૪. ક્ષાયક સમકિતની સાદિએ અપર્જવસીયે ૫ એ પ્રમાણે પાંચે સમકિતની સ્થિતિ જાણવી.

પ્રશ્ન ૩૭—એક જીવને સર્વ ભવ આશ્રી કેટલીવાર સમકિત આવે ?

ઉત્તર—૧ સાસ્વાદાન, ૨ ઉપશમ. એ બે પાચવાર આવે ૩ ક્ષયોપશમ અસંખ્યાતીવાર આવે ૪. વેદક ૫. ક્ષાયક એ બે એકવાર આવે

પ્રશ્ન ૩૮—એ પાંચ સમકિત કયે ૨ ગુણઠાણે લાભે ?

ઉત્તર—૧–૩ ગુણઠાણે સમકિત નથી બીજે ગુણઠાણે ૧ સાસ્વાદાન લાભે. ૪ થી ૭ મા ગુણઠાણા સુધી ૪ સમકિત લાભે (સાસ્વાદાન વર્જીને) ૮ થી ૧૧ મા ગુણઠાણા સુધી બે સમકિત, ૧ ઉપશમ, ૨ ક્ષાયક. અહિં કોઈ ૮ મે ૯ મે ગુણઠાણે ક્ષયોપશમ સુદ્ધા ત્રણ પણ કહે છે. પરંતુ સંભવ તો બેનોજ છે કારણ કે ૨૧ મા સમવાયંગે નિયટ્ટિ બાદર ગુણઠાણાવાળો મોહનીય કર્મની ૭ મૂળ પ્રકૃતિનો ક્ષય કરે તેને ૨૧ પ્રકૃતિ સત્તાએ હોય અહિં જો તે ક્ષપક શ્રેણીએ ચડે તો ૨૧ પ્રકૃતિને ખપાવતો જાય, ને ઉપશમ શ્રેણીએ ચડે તો ૧૧ મા ગુણઠાણા સુધી ઉપશમાવતો ચડે પણ ૮ માંથી ક્ષય ઉપશમ કરવાનો સંભવ નથી. તત્ત્વ કેવળીગમ્ય ૧૨–૧૩–૧૪ માએ ૩ ગુણઠાણે ૧ ક્ષાયક સમકિત હોય

પ્રશ્ન ૩૯—જીવને સમકિતની પ્રાપ્તિ થતા શું શું પદાર્થ આડખીલ કરે છે ?

ઉત્તર—અનંતાનુબંધી ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, ૫ સમકિત મોહનીય, ૬ મિથ્યાત્વ મોહનીય, ૭ મિશ્રમોહનીય એ સાત પ્રકૃતિ

અનાદિની આત્માની સાથે સહચારી છે, જેથી સમકિતનો ગુણ. પ્રગટ થવા દે નહિ, અને તે પ્રકૃતિ ખસે ત્યારે સમકિત પ્રગટે.

પ્રશ્ન ૪૦—અનંતાનુબંધીની ચોકડીનું સ્વરૂપ શું, અને તેમા શું શું ગુણ હોવાથી અનંતાનુબંધી કહીએ ?

ઉત્તર—વિદ્વાન્ પુરૂષો આ માટે એમ જણાવે છે કે—જે કષાયાદિ પરિણામથી અનંત સસારનો સંબધ થાય તે કષાય પરિણામને જિન પ્રવચનમા અનંતાનુબંધીની સજ્ઞા કહી છે, તે કષાય તન્મયપણે અપ્રશસ્ત (માઠા) ભાવે તીવ્રોપયોગે આત્માની પ્રવૃત્તિ છે ત્યાં અનંતાનુબંધીનો સંભવ છે. મુખ્ય કરીને અહિં કહ્યા છે તે સ્થાનકે કષાયનો વિશેષ સંભવ છે. બીજી રીતે સત્યદેવ, સદ્ગુરૂ ને સદ્ધર્મનો જે પ્રકારે દ્રોહ થાય, અવજ્ઞા થાય, તથા વિમુખભાવ થાય એ આદિ પ્રવૃત્તિથી તેમજ અસત્યદેવ, અસદ્ગુરૂ તથા અસદ્ધર્મનો જે પ્રકારે આગ્રહ થાય તે સંબધી કૃત કૃત્યતા માન્ય થાય એ આદિ પ્રવૃત્તિથી પ્રવર્તતા અનતાનુબંધી કષાય સંભવે છે અથવા જ્ઞાનીના વચનમા સ્ત્રી, પુત્રાદિ ભાવોને જે મર્યાદા પછી ઇચ્છતા નિર્ધ્વંસ પરિણામ કહ્યા છે તે પરિણામે પ્રવર્તતાં પણ અનંતાનુબંધી હોવા યોગ્ય છે. સંક્ષેપમા અનતાનુબધી કષાયની વ્યાખ્યા એ પ્રમાણે જણાય છે જ્યા ભોગાદિને વિષે તીવ્ર તન્મયપણે પ્રવૃત્ત થાય ત્યાં જ્ઞાની, અજ્ઞાનીનો કાંઇ [illegible] સભવે નહિ, નિર્ભયપણે ભોગપ્રવૃત્તિ સભવે જે નિર્ધ્વંસ પરિણામ કહ્યા છે તેવા પરિણામ વર્તે ત્યા પણ અનતાનુબંધી સભવે છે તેમજ જ્ઞાનમા એમ માને જે હુંજ સમજું છું, મને બાધ નથી એવાને એવા [illegible] રહે, અને ભોગથી નિવૃત્તિ ઘટે છે, અને વળી કાંઇ પણ પુરૂષત્વ કરે તો થઇ શકવા યોગ્ય છતા પણ મિથ્યા જ્ઞાનથી જ્ઞાનદશા માની ભોગાદિક પ્રવૃત્તિ કરે ત્યા પણ અનતાનુબધી સભવે છે વળી અનતાનુબધી કષાયને ઉદયે [illegible] પર્યંત ધર્મ દેખ જાય નહિ, એ અનતાનુબધીની [illegible] ઉદયનો સ્વભાવ, એજ એનો ગુણ અને એજ એનું સ્વરૂપ

પ્રશ્ન ૪૨—મિશ્ર મોહનીય કોને કહેવી ?

ઉત્તર—મિશ્રમોહનીયના ઉદયે સાચી ને જૂઠી શ્રદ્ધાને ભ્રમ ઉપજાવે બન્ને સરખા સર્દહે, પરંતુ શુદ્ધ ઓળખાણ કરવા ન દે. સંશયવત્ મિશ્ર મોહનીયનું દ્રષ્ટાંત ભરડી કમોદવત્–તદુલને ફોતરા બન્ને મિશ્રિત.

પ્રશ્ન ૪૩—સમ્યકત્વ મોહનીય તે શું ?

ઉત્તર—સમ્યકત્વ મોહનીયને ઉદયે શુદ્ધ સમ્યકત્વ ઉજ્વળ થવા ન દે દેવ, ગુરૂ, ધર્મ અને શાસ્ત્રને વિષે શંકા ઉપજે. તે સમ્યકત્વમાં વ્યામોહ ભ્રમ ઉપજાવે. જેમ ભગવતીજી શ. ૧ લે, ઉ. ૩ જે ગૌતમ સ્વામીએ પૂછ્યું કે–કહણું ભતે કંખા મોહણીજં કમ્મ વેદેઈ ? ગોયમા ! નાણં નાણ તરાયે, દંસણં દસણંતરાયે ઇત્યાદિ વચનથી સમ્યકત્વ મોહનીયનો ઉદય છે, તે સમકિતમાં મેલ–ક્ષાયક સમકિત પામવા ન દે ઇત્યર્થ. સમકિત મોહનીયનુ દ્રષ્ટાત ભરડેલી કમોદ ઝાટકી ફોતરાથી તદુલ અગળા કરે. પરતુ તદુલ છડયા વિના તેજહીણુ દીસે. એ દ્રષ્ટાતે સમકિત મોહનીય જાણવુ.

પ્રશ્ન ૪૪—મિથ્યાત્વ મોહનીય, મિશ્રમોહનીય ને સમકિત મોહનીય એ વિષે બીજી રીતે કાઇ છે ખરૂં ?

ઉત્તર—સાભળો, શ્રીમદ્ રાજચંદ્ર–વર્ષ ૨૯ મું પૃષ્ટ ૫૬૩ તથા બીજી આવૃત્તિ પાને ૪૧૭ મે–છેવટે કહેલ છે કે–સત્પુરૂષો મળ્યે જીવને તે બતાવે છે કે તુ જે વિચાર કર્યા વિના કર્યે જાય છે તેમા કલ્યાણ નથી. છતા તે કરવા માટે દુરાગ્રહ રાખે, ઉન્માર્ગને મોક્ષમાર્ગ માને, અને મોક્ષમાર્ગને ઉન્માર્ગ માને તે મિથ્યાત્વ મોહનીય ઉન્માર્ગથી મોક્ષ થાય નહિ, માટે માર્ગ બીજો હોવો જોઇએ એવો જે ભાવ ત મિશ્રમોહનીય આત્મા આ હશે ? તેવુ જ્ઞાન થાય તે 'સમ્યકત્વ મોહનીય' આત્મા છે તેવો નિશ્ચય થાય તે 'સમ્યકત્વ'.

પ્રશ્ન ૪૫—પૂર્વે કહેલી ૭ પ્રકૃતિ દૂર થયે કયો ગુણ ઉપજે ?

ઉત્તર.—અનંતાનુબધીનો ચોક (૪), અને દર્શનમોહનીયની ત્રિક (૩) એ ૭ પ્રકૃતિનો ઉપશમ હોય તો ઉપશમ સમકિત પ્રગટે એ ૭ પ્રકૃતિના ઉદયનો ક્ષય હોય ને સત્તામાં રહી તેનો ઉપશમ હોય તો ક્ષયો-પશમ સમકિત પ્રગટે. અને એ ૭ પ્રકૃતિનો સર્વથા ક્ષય હોય તો ક્ષાયક સમકિત પ્રગટે.

પ્રશ્ન ૪૬—ઉદયભાવ તે કોને કહીએ ?

ઉત્તર—જે ૮ કર્મના ઉદયથી જીવના નિજ ભાવ પલટીને કર્મરૂપ પણે ભાવ પરિણમે. યથા દ્રષ્ટાંતે જેમ ધતુરો ખાવાથી શ્વેત વસ્તુ પીળી દીસે તેમજ મનુષ્યની દ્રષ્ટિ પલટે. તેમ કર્મના ઉદયથી જીવના ભાવ તે કર્મ રૂપ પણે પરિણમે. જો કે આ જીવ સિદ્ધ સમાન શુદ્ધ છે, પરંતુ કર્મના ઉદયથી ૩૩ બોલ પામે તેણે કરી સંસાર રૂપપણે જીવના ભાવ પરિણમે. જેમ સો દ્રવ્યની એક ધાતુ છે તે કારીગર અને અગ્નિના પ્રયોગે ન્યારા ન્યારા આભરણ રૂપે પરિણમે તેમ જીવ દ્રવ્યની સત્તા એકજ છે તે ૮ કર્મના ઉદયથી ન્યારાં ન્યારાં રૂપ ધરે. જેમ ઘૃત, ખાંડ, વસ્તુ એક પણ કંદોઇ અને અગ્નિના પ્રયોગે સુખડીનો પરિણામ રસ, વર્ણ અને આકારે ન્યારા ન્યારા ભિન્નપણે પરિણમે તેમ ૮ કર્મના ઉદયથી જીવના ઓદયિકભાવ ભિન્ન ભિન્ન થાય. જેમ અહં મનુષ્ય, અહંદેવ, અહંસ્રી, અહંપુરૂષ, અહંકૃષ્ણ, અહંગૌર, અહંસ્થૂલ, અહંકૃષ, ઇત્યાદિ કર્મ રૂપપણે પરિણમે, તે ઉદયભાવ કહીએ.

પ્રશ્ન ૪૭—ઉપશમભાવ તે કોને કહીએ ?

ઉત્તર—જે જ્ઞાન, દર્શનાદિ શુદ્ધ ઉપયોગથી મોહનીય કર્મને ઉપશમાવે, મોહનીયનો ઉદય ન હોય. પરંતુ મોહનીય કર્મ સત્તામાં છે, ક્ષય નથી કર્યો. જેમ છારથી અગ્નિ ઢાંકી કોઇ વસ્તુનું દહન ન કરે પણ દહન કરવાની અભ્યંતર શકિત છે. છાર દૂર થયે અગ્નિ પ્રગટ થાય. તેમ અંતર્મુહૂર્ત કાળ પ્રમાણ શુદ્ધ ઉપયોગથી મોહનીય કર્મનો અનુદય થાય, અને અશુદ્ધ ઉપયોગથી મોહનીય કર્મનો ઉદય થાય. શુદ્ધ જ્ઞાન દર્શનથી દર્શન મોહનીય ઉપશમાવે તો ઉપશમ સમ્યકત્વ પ્રગટ થાય, અને ચારિત્ર મોહનીય ઉપશમાવે તો ઉપશમ ચારિત્ર પ્રગટ થાય પછી દર્શન મોહનીયનો ઉદય થાય તો સમ્યકત્વથી પાછો પડે, અને ચારિત્ર મોહનીયનો ઉદય થાય તો ચારિત્રથી પાછો પડે. વર્તમાન કાળે મોહનીયનો ઉદય નથી તેમ ક્ષય પણ થયો નથી તેને ઉપશમભાવ કહીએ.

પ્રશ્ન ૪૮--ક્ષાયકભાવ કોને કહીએ ?

ઉત્તર—જેટલી જેટલી પ્રકૃતિ ખપે તેટલો તેટલો આત્માનો ગુણ પ્રગટ થાય. પણ જે કર્મ ક્ષય થયા તેનો ઉદય કદિ ન હોય. જેમ દગ્ધ બીજ અંકુરા ન પામે તેમ ક્ષય થયા કર્મના પુન: અંકુરા ન પ્રગટે. તથા જેમ સર્વ વાદળ પડળ દૂર થયે સર્વ સૂર્ય તેજ પ્રગટે, તેમ આઠ કર્મ માંહેલાં જે કર્મ ખપાવે તેજ ગુણ સંપૂર્ણ પ્રગટ હોય. જેમ જ્ઞાનાવરણીય

કર્મ સર્વ ખપાવ્યે સંપૂર્ણ કેવળ જ્ઞાન પ્રગટે તેમ જે જે કર્મ ખપે તેજ ગુણની લબ્ધિ પ્રગટે. તેને ક્ષાયકભાવ કહીએ.

પ્રશ્ન ૪૯—ક્ષાયકભાવ ને ક્ષાયક સમકિતમા શો તફાવત? અને તેમા ગુણસ્થાન શી રીતે લાભે?

ઉત્તર—ક્ષાયકભાવ તે આત્મિક ગુણના પરિણામની ધારા, અને ક્ષાયક સમકિત તે આત્માનો મૂળ ગુણ. એટલે સાત પ્રકૃતિના ક્ષય થવાથી આત્માનો મૂળ ગુણ પ્રગટ થયો તે ક્ષાયક સમકિત, અને તેની રમણતામાં અવસ્થિત ભાવે રહેવું તે ક્ષાયકભાવ. તે બન્ને ચોથા ગુણસ્થાનકથીજ પ્રગટ થાય છે. શાખ મોટા ગુણઠાણાની. વળી કોઇ ક્ષાયક સમકેત ચોથા ગુણઠાણે અને ક્ષાયકભાવ આઠમા ગુણઠાણે ક્ષપક શ્રેણીવાળાનેજ કહે છે. વળી કોઈ આઠમે ગુણઠાણેથીજ ક્ષાયક સમકિત અને ક્ષાયક ભાવ માને છે અને વળી કોઇ ૧૨ મા ગુણઠાણેથીજ ક્ષાયકભાવ માને છે. તત્ત્વકેવળીગમ્ય.

પ્રશ્ન ૫૦—ક્ષયોપશમભાવ તે શું?

ઉત્તર—જે ઘાતીયાં કર્મ ઉદયાવલિમાં આવ્યા તે નિર્જરારૂપે ખપાવ્યાં, શેષ કર્મ બાકી રહ્યાં તે પણ પાતળાં કીધાં. જેમ ગાઢા અભ્ર પડળથી સૂર્યનું સર્વ તેજ છવાઇ જાય, પછી જેમ જેમ અભ્રપડળ પાતળા થાય તેમ તેમ સૂર્ય તેજ વધતું જાય. તે ન્યાયે જીવના આત્મપ્રદેશથી ઘાતીયા કર્મની વરગણાની નિર્જરા થાય તેમ તેમ જીવના પ્રદેશ ઉજ્વળ થાય. અને ઘાતીયાં ચાર કર્મનો ક્ષયોપશમ થાય છે, પણ અઘાતી ચાર કર્મનો ક્ષયોપશમ ન થાય તેને ક્ષયોપશમભાવ કહીએ.

પ્રશ્ન ૫૧—પારિણામિક ભાવ કોને કહીએ?

ઉત્તર—જે જીવ અજીવના પરિણામ પરિણમે તે પારિણામિકભાવ. તેના બે ભેદ. સાદિ પરિણામ અને અનાદિ પરિણામ ૨. તેમા સાદિ પરિણામ તે જીવના પરિણામ, ગતિ ૪, ઇંદ્રિય ૫, કષાય ૪, લેશ્યા ૬, જ્ઞાન ૮, દર્શન ૩, જોગ ૩, ઉપયોગ ૩, ચારિત્ર ૫, વેદ ૩. પણે પરિણમે તે જીવ પરિણામના ૪૩ બોલ શ્રી પન્નવણાના ૧૩ મા પદમા કહ્યા છે. તે સાદિ પરિણામ પલટે તેને કહીએ. અને અનાદિ પરિણામે પરિણમ્યા તે પરિણામ પલટે નહિ. તે જીવ પરિણામ, ભવ્ય પરિણામ, અભવ્ય પરિણામ એ શાશ્વતા સ્વભાવ છે તે અનાદિ પરિણામ જીવના કહીએ. હવે અજીવ પરિણામના ૧૦ બોલ. ૧ બંધન પરિણામ, ૨ ગતિ, ૩ સંઠાણ, ૪ ભેદ, ૫

વર્ણ, ૬ ગંધ, ૭ રસ, ૮ સ્પર્શ, ૯ અગુરૂલઘુ, ૧૦ શબ્દ.એ દશ બોલ અજીવ પરિણામના જાણવા. ઇતિ પારિણામિક ભાવ.

પ્રશ્ન પ૨—સન્નિવાય ભાવ કોને કહીએ ?

ઉત્તર—જે ભાવ સાથે ભાવ મળે ત્યારે સમીપ હોય. જેમ દહી ને ખાંડ મળીને એકરસ નીપજે, તેમ બન્ને ભાવો મળી દ્વિકસંયોગી ભાગો નીપજે. એમ ત્રણ ભાવ મળી ત્રિક સંયોગી ભાગો નીપજે ચાર ભાવ મળી ચૌક સંજોગી ભાગો નીપજે. પાચ ભાવ મળી પંચ સંજોગી ભાગો નીપજે એ સંબંધી સવિસ્તર અધિકાર અનુયોગદ્વારથી જાણવો. તે સન્નિવાયભાવ કહીએ.

પ્રશ્ન પ૩—ઉદયભાવના ભેદ કેટલા ?

ઉત્તર—ઉદયભાવના બે ભેદ ૧ ઉદય, ૨ ઉદય નિષ્પન્ન. આઠ કર્મ જીવને ઉદય આવે તે ઉદય ૧ અને આઠ કર્મના ઉદયથી જીવના પરિણામ અંતરંગ પામે તે ઉદયનિષ્પન્ન ૨ તેના પણ બે ભેદ છે. ૧ જીવ ઉદય-નિષ્પન્ન, ૨ અજીવ ઉદયનિષ્પન્ન. જીવ ઉદયનિષ્પન્નના ૩૩ બોલ તે ગતિ ૪, કાય ૬, લેશ્યા ૬, કષાય ૪, વેદ ૩, એવં ૨૩. અસંજ્ઞીપણું ૨૪, અજ્ઞાની પણું ૨૫, મિથ્યાત્વીપણુ ૨૬, અવિરતિપણું ૨૭, આહારકપણું ૨૮, સંસારિકપણું ૨૯, છદ્મસ્થપણું ૩૦, અકેવળીપણું ૩૧, અજોગીપણું ૩૨, અસિદ્ધપણું ૩૩, એવં ૩૩ બોલ જીવ ઉદયનિષ્પન્નના અને અજીવ ઉદય નિષ્પન્ન તે વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, ફરસ ૮, શરીર ૫, નાં પ્રયોગસા પુદ્ગલ તે અજીવ ઉદયનિષ્પન્નના ૨૫ બોલ એ ઉદયભાવના બે ભેદ

પ્રશ્ન ૫૪—ઉપશમભાવના કેટલા ભેદ ?

ઉત્તર—ઉપશમભાવના બે ભેદ. ઉપશમ ૧, ઉપશમ નિષ્પન્ન ૨. ઉપશમ તો એક મોહનીય કર્મનો. સાત કર્મ ઉપશમાવ્યા ઉપશમે નહિ. મોહનીયનો ઉપશમ તેજ ઉપશમ ૧, અને ઉપશમ નિષ્પન્નના બે ભેદ. ૧ ઉપશમ સમ્યકત્વ, ૨ ઉપશમ ચારિત્ર દર્શન મોહનીય ઉપશમાવે તો ઉપશમ સમ્યકત્વ પ્રગટે, અને ચારિત્ર મોહનીય ઉપશમાવે તો ઉપશમ ચારિત્ર પ્રગટે. ઇતિ ઉપશમભાવના ભેદ.

પ્રશ્ન ૫૫—ક્ષાયકભાવના કેટલા ભેદ ?

ઉત્તર—ક્ષાયકભાવના બે ભેદ. ક્ષાયક ૧, ક્ષાયકનિષ્પન્ન ૨, ક્ષાયક તે ૮ પ્રકૃતિ મિથ્યાત્વ મોહનીય આદિ સર્વ કર્મની પ્રકૃતિ અનુક્રમે ખપાવે. તે પ્રથમ મિથ્યાત્વ મોહનીય પછી અનંતાનુબંધી ૪, પછી અપ્રત્યાખ્યાની

૪. એમ અનુક્રમે ક્ષય કરે તે ક્ષાયક. અને ક્ષાયક નિષ્પન્નના ૯ બોલ તે દર્શન મોહનીય ક્ષપાવ્યા ક્ષાયક સમ્યકત્વ પામે ૧. ચારિત્ર મોહનીય ક્ષપાવ્યા ક્ષાયક ચારિત્ર પામે ૨. જ્ઞાનાવરણીય ક્ષપાવ્યા કેવળજ્ઞાન પામે ૩. દર્શનાવરણીય ક્ષપાવ્યા કેવળદર્શન પામે ૪. અંતરાયકર્મ ક્ષપાવ્યા પાંચ લબ્ધિ પ્રગટ થાય; ક્ષાયક દાણુ લદ્ધિ ૧, ક્ષાયક લાભ લદ્ધિ ૨, ક્ષાયક ભોગ લદ્ધિ ૩. ક્ષાયક ઉપભોગ લદ્ધિ ૪. ક્ષાયક વીર્ય લદ્ધિ ૫. એવ ૯ બોલ ક્ષાયકથી નીપજે. બીજી પ્રકૃતિ ક્ષપણથી નિજસ્વભાવ પ્રગટે તે ૯ બોલમાં ગર્ભિત થાય. ઇતિ ક્ષાયકભાવના ભેદ.

પ્રશ્ન ૫૬—ક્ષયોપશમભાવના કેટલા ભેદ ?

ઉત્તર—ક્ષયોપશમભાવના બે ભેદ. ક્ષયોપશમ ૧, ક્ષયોપશમનિષ્પન્ન ૨. ક્ષયોપશમ ૪ ઘાતીયાં કર્મનો થાય. તે ૪ ઘાતીયાં કર્મના ક્ષયોપશમથી ૩૨ બોલ પામે. જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી ૮ બોલ પામે. પહેલાં ૪ જ્ઞાન ૩ અજ્ઞાન એવં ૭ આચારાંગાદિ સૂત્રનું જાણવું ૮. એવં ૮ દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી ૮ બોલ પામે પહેલાં ૩ દર્શન ચક્ષુ આદિ, અને શ્રોતેંદ્રિયાદિ પાચ ઇંદ્રિયનું જાણપણું એવં ૮ મોહનીય કર્મના ક્ષયોપશમથી ૮ બોલ પામે, સમ્યકત્વાદિ ૩ દ્રષ્ટિ, પહેલા ૪ ચારિત્ર, અને દેશવિરતિ શ્રાવકપણું ૮ એવં ૮. અંતરાય કર્મના ક્ષયોપશમથી ૮ બોલ પામે. ક્ષયોપશમ દાણુલદ્ધિ ૧, ક્ષયોપશમ લાભ લદ્ધિ ૨, ક્ષયોપશમ ભોગલદ્ધિ ૩, ક્ષયોપશમ ઉપભોગ લદ્ધિ ૪, ક્ષયોપશમ વીર્યલદ્ધિ ૫, બાળ વીર્યલદ્ધિ ૬, પંડિત વીર્ય લદ્ધિ ૭, બાળ પંડિત વીર્ય લદ્ધિ ૮. ઇતિ ક્ષયોપશમ ભાવના ૩૨ બોલ કહ્યા. ઇતિ ક્ષયોપશમ ભાવના ભેદ

પ્રશ્ન ૫૭—પારિણામિક ભાવના કેટલા ભેદ ?

ઉત્તર—પારિણામિક ભાવના બે ભેદ. જીવ પરિણામ ૧. અજીવ પરિણામ ૨. તેમાં જીવ પરિણામના ૧૦ પ્રકાર કહ્યા. તેના બોલ ૪૩ તે ૫૧મા પ્રશ્નમા કહ્યા છે તે સર્વ અહિંયાં લેવા એ જીવ પરિણામ ૧

હવે અજીવ પરિણામના ૧૦ પ્રકાર તેના બોલ ૩૭ થાય. તેમા પહેલો બંધ પરિણામ તેના ૨ ભેદ, ૧ સ્નિગ્ધ બંધ પરિણામ ૨ રૂક્ષ બંધ પરિણામ. બીજો ગતિ પરિણામ તેના ૨ ભેદ ફુસમાન ગતિ ૧. અફુસમાનગતિ ૨ ત્રીજો સંઠાણુ પરિણામ તેના પરિમંડળાદિ (૫) ભેદ ચોથો ભેદ પરિણામ. તેના (૫) ભેદ ખંડભેદ પરિણામ, જાવત્ ઉત્કારિકા ભેદ પરિણામ, પાંચમો વર્ણ પરિણામ તેના કાળાદિક (૫) વર્ણ. છઠ્ઠો

ગંધ પરિણામ તેના સુરભિગંધાદિ (૨) ભેદ. સાતમો રસ પરિણામ તેના તિક્ત રસાદિ (૫) રસ. આઠમો સ્પર્શ પરિણામ તેના કર્કશાદિ (૮) બોલ નવમો અગુરૂ લઘુ પરિણામ તેનો (૧) ભેદ દશમો શબ્દ પરિણામ તેના (૨) ભેદ. સુરભિશબ્દ પરિણામ ૧, દુરભિશબ્દ પરિણામ ૨ એ અજીવ પરિણામના ૩૭ બોલ કહ્યા. શાખ પન્નવણા પદ ૧૩ માની.

વળી ભગવતીજીમા બે પ્રકારના પારિણામિક ભાવ કહ્યા છે. ૧ સાદિપારિણામિક ૨ અનાદિ પારિણામિક સાદિ વિણસે, અનાદિ વિણસે નહિ સાદિપારિણામિકના અનેક ભેદ છે. જુની સુરામદિરા, જુનો ગોળ, તદુલ એ આદિ ૩૭ બોલ ભગવતીજીમાં છે. અનાદિ પારિણામિક ભાવના ૧૦ બોલ ધર્માસ્તિકાય ૧ અધર્માસ્તિકાય ૨ આકાશા ૦-૩ પુદ્૦-૪ જીવા ૦-૫ કાળ ૦-૬ લોક ૦-૭ અલોક ૦-૮ ભવ્ય ૦-૯ અભવ્ય ૦-૧૦. એ ૧૦ બોલ અનાદિ પરિણામના કહ્યા ઇતિ પારિણામિક ભાવ.

પ્રશ્ન ૫૮—સન્નિવાઇ ભાવના કેટલા ભેદ ?

ઉત્તર—સન્નિવાઇ ભાવના ૨૬ ભાંગા થાય. તેમાં બે ભાવ મિલ્યા દ્વિક સંજોગીના ૧૦ ભગા નિપજે. અને ત્રણ ભાવ મિલ્યા ત્રિક સંજોગીના ૧૦ ભગા નીપજે, અને ચાર ભાવ મિલ્યા ચોક સંજોગીના ૫ ભાગા નીપજે, અને પાંચ ભાવ મિલ્યા પાંચ સંજોગીનો ૧ ભાંગો નીપજે. એવં ૨૬ ભાંગા સન્નિવાઇ ભાવના જાણવા. ઇતિ સન્નિવાઇ ભાવ.

પ્રશ્ન ૫૯—૭ ભાવમાં ગુણઠાણાં કયાં કયાં લાભે ?

ઉત્તર—પહેલે ગુણઠાણે, બીજે ગુણ૦ ત્રીજે ગુણ૦ ૩ ભાવ ને ૧-૪ ૫ મો. ૪ થે, ૫ મે, ૬ ઠ્ઠે, ૭ મે, ૮ મે, ૯ મે, ૧૦ મે, ૧૧ મે એ આઠ ગુણઠાણે પાંચ ભાવ. ૧૨ મે ગુણઠાણે ૪ ભાવ. ઉપશમ ટળ્યો. ૧૩ મે, ૧૪ મે ગુણઠાણે ૩ ભાવ, ઉપશમ, ક્ષયોપશમ એ બે ટળ્યા. સિદ્ધમા ૨ ભાવ ક્ષાયક ૧, ને પારિણામિક ૨.

પ્રશ્ન ૬૦—ક્ષયોપશમ સમકિત અને ક્ષયોપશમ ભાવમાં શો તફાવત?

ઉત્તર—ક્ષયોપશમ સમકત તો ૪ થા ગુણઠાણાથીજ હોય તે સાતમા ગુણઠાણા સુધી લાભે અને ક્ષયોપશમ ભાવ તો ૧લાથી તે ૧૨મા ગુણ૦ સુધી છે. એટલે ક્ષયોપશમ સમકિત તો સમદ્રષ્ટિનેજ હોય. અને ક્ષયોપશમ ભાવ તો સમદ્રષ્ટિ ને મિથ્યા દ્રષ્ટિ બેઉને હોય. જેમકે ક્ષયોપશમ ભાવ તો ૪ ઘાતીયા કર્મની વરગણાને દેશથી નિર્જરે તેને કહીએ. એટલે દેશથી નિર્જરા સમદ્રષ્ટિ, મિથ્યાદ્રષ્ટિ એ બન્નેને હોય છે. જેમ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન

ઇત્યાદિક ક્ષયોપશમ ભાવે છે. તેમ મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન પણ ક્ષયોપશમ ભાવે છે. તે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જ્ઞાન. અજ્ઞાન બન્ને હોય

પ્રશ્ન ૬૧.—તો જ્ઞાન, અજ્ઞાનમા ભેદ કયો ?

ઉત્તર —જે જીવને જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ પણ હોય અને મિથ્યાત્વનો ક્ષયોપશમ પણ હોય તેને મતિજ્ઞાન હોય, અને જે જીવને જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ હોય અને મિથ્યાત્વનો ઉદય હોય તેને મતિ અજ્ઞાન હોય. તેમજ ક્ષયોપશમ દાણલદ્ધિ પ્રમુખ પણ જાણવા અંતરાયકર્મનો પણ ક્ષયોપશમ હોય, અને મિથ્યાત્વ મોહનીયનો પણ ક્ષયોપશમ હોય તો શુદ્ધ દાણલદ્ધિ હોય અને અંતરાય કર્મનો ક્ષયોપશમ હોય અને મિથ્યાત્વનો ઉદય હોય તો અશુદ્ધ દાણ લદ્ધિ હોય એમ વિચારતા ક્ષયોપશમભાવ એઉને હોય છે. તથા કોઇ પ્રકરણમા ક્ષયોપશમ લબ્ધિના ૫ ભેદ કહ્યા છે ક્ષયોપશમ લબ્ધિ ૧, વિશુદ્ધતા લબ્ધિ ૨, દર્શના લબ્ધિ ૩, પ્રયોગલબ્ધિ ૪. કરણલબ્ધિ ૫ એ ૫ લબ્ધિનો અર્થ નીચેના ૫ પ્રશ્નથી જાણવો

પ્રશ્ન ૬૨.—પ્રથમ ક્ષયોપશમ લબ્ધિ કોને કહીએ ?

ઉત્તર.—જેમ જીવ નિગોદમા જન્મ મરણ કરે છે તે મોહનીય કર્મને વશે, પરંતુ અવધકાર થયો ત્યાથી મોહનીય કર્મની વર્ગણા કઇક પાતળી થઇ તદા પૃથ્વ્યાદિક પાચ સ્થાવરમા આવ્યો. પછી થોડી ઘણી વર્ગણા પાતળી પડે ત્યારે ત્રસપણું પામે તે બેઇંદ્રિય થયો. ત્યાર પછી બીજી વર્ગણા ઘટે તો તેઇંદ્રિયપણું પામે એમજ ચોરેંદ્રિય. અસંજ્ઞી પચેંદ્રિયપણુ પામે. પછી કાંઇક વર્ગણા ઘટી ત્યારે સંજ્ઞીપચેંદ્રિય-તિર્યંચ, નારકી, દેવ, મનુષ્યપણું પામે. એમજ જેમ જેમ જીવ ઉજવળ થાય તેમ તેમ ઉંચપણુ પામે. ઇતિ ક્ષયોપશમ લબ્ધિ ૧.

પ્રશ્ન ૬૩—બીજી વિશુદ્ધતા લબ્ધિ તે કોને કહીએ ?

ઉત્તર—જે ક્ષયોપશમ લબ્ધિથી વિશેષ નિર્મળપણું પામે તે જીવ સમકિત વિના પણ સ્વભાવે નિર્મળ બુદ્ધિવંત હોય તેથી કરી અરિહંત દેવનો પણ કોઇ વખત ભક્ત થાય, અથવા દાન પણ આપે, આર્જવ પરિણામ પણ કોઇ વાર થાય, જિનવાણી પણ સાભળી, અનેરાને શુદ્ધ ઉપદેશ પણ દીધો, નરક તિર્યંચનાં દુખ સાભળી કંપાયમાન પણ થયો, તપ જપ પણ ઘણીવાર કર્યા, પણ પુદ્ગલિક સુખ અને આત્મિક સુખના ભેદ સમજ્યો નહિ. દેવ, ગુરૂ, ધર્મ જિનવાણીનો ભેદ સમજ્યો નહિ. ગહીલવત્ થઇને

કેવળચર્યા પાળી તપાચરણ કર્યું તેથી વિશુદ્ધ થઇને નવગ્રૈવેયક સુધી જાય. તે વિશુદ્ધ લબ્ધિ કહીએ ?

પ્રશ્ન ૬૪—ત્રીજી ઉપદેશના લબ્ધિ તે કોને કહીએ ?

ઉત્તર—જેણે શ્રી તીર્થંકરજીની વાણી, તથા ગણધરજીની તથા સામાન્ય કેવળીની વાણી સુણી. તથા સાધુ શ્રાવકની વાણી સુણતાં સુણતાં શ્રી જૈન ધર્મની રૂચી ઉપજે તે હૃદયમાં ભેદે ફરી પાછો પડે, પાછી રૂચિ ઉતરે તે અર્ધપુદ્ગલિક હોય. તે ઉપદેશના લબ્ધિ ૩.

પ્રશ્ન ૬૫—ચોથી પ્રયોગ લબ્ધિ તે કોને કહીએ ?

ઉત્તર—સમ્યકત્વ વિના કોઇ જીવ દ્રવ્ય સયમ પાળે, પંચ મહાવ્રત પાળે, ૨૨ પરિસહ સહે, શ્રાવકનાં ૧૨ વ્રત પાળે, તે દ્રવ્ય સંયમથી અષ્ટ કર્મની વર્ગણા અનતી ક્ષય થઇ, થોડી રહી, નિર્જરા કહી. પણ પુદ્ગલિક સુખથી મન ઉભગ્યો નથી તેથી ફરી ફરી સંસારમા રઝળે જમાળી નિન્હવ વત્-ઇતિ પ્રયોગ લબ્ધિ ૪.

પ્રશ્ન ૬૬—પાંચમી કરણ લબ્ધિ તે શું ?

ઉત્તર—જે વારે જીવની કાળલબ્ધિ તે ભવસ્થિતિ પાકે ત્યારે જીવને મિથ્યાત્વરૂપ ગંઠીભેદ થાય, ત્યારે ત્રણ કરણ કરે. પ્રથમ અંતોકરણ ૧, બીજું અપૂર્વકરણ ૨, ત્રીજું નિવૃત્તિકરણ ૩. એ ત્રણ કરણનો વિસ્તાર પ્રશ્નથી જાણવો.

પ્રશ્ન ૬૭—અધોકરણ તે શુ ?

ઉત્તર—આઉખા વિના સાત કર્મની સ્થિતિ એક કોડાકોડ સાગર રહે ત્યારે અંતોકરણ કરે ત્યારે મિથ્યાત્વ અને સમ્યકત્વના પરિણામ બરોબર કરે. અંતમુહૂર્તની સ્થિતિ મિથ્યાત્વ મોહનીયની રહે. પછી સમકિત ફરસવા યોગ્ય થયો જેમ કરસણી ધરતી સમારીને બી વાવવા યોગ્ય કરે, પણ બી વાવ્યુ નથી. તેમ મિથ્યાત્વરૂપ કંટક દૂર કરીને ભાવરૂપ ધરતી સમારી, પણ સમકિતરૂપ બી વાવ્યું નથી, તે અંતોકરણ કહીએ. એ કરણ અભવ્યને પણ હોય છે. તેની અંતર્મુહૂર્તની સ્થિતિ છે પછી કા તો બીજા કરણમા આવે કે કા તો પાછો પડે એ કરણલબ્ધિનું પ્રથમ અંતોકરણ કહ્યુ ૧.

પ્રશ્ન ૬૮—અપૂર્વકરણ કેને કહીએ ?

ઉત્તર—જે આત્માના પરિણામ એવા કદિ ઉજ્વળ નહોતા થયા તેવા ઉજ્વળ પરિણામ કરે. તે ઉજ્વળ પરિણામે વર્તતા અપૂર્વભાવ થતો જાય. એ બીજું અપૂર્વકરણ ૨.

પ્રશ્ન ૬૯—નિવૃતિકરણ તે કોને કહીએ?

ઉત્તર—જે આત્માના પરિણામે કરીને ઇંદ્રિયના મનોજ્ઞ વિષયસુખરૂપ પુદ્‌ગલિક સુખથી પરિણામ ઉપડે ઉભગે, પુદ્‌ગલિકસુખથી મન નિવર્તાવે તે નિવૃત્તિકરણ ૩.

એ ૩ કરણ પ્રાપ્ત થયે ચોથે ગુણસ્થાને આવે તે મિથ્યાત્વ ભેદીને સમ્યકત્વવંત થાય. એ પાચ લબ્ધિ ક્ષયોપશમભાવે જાણવી.

પ્રશ્ન ૭૦—પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનનુ શું લક્ષણ?

ઉત્તર—જે જીવને (૫) પ્રકૃતિનો ઉદય છે, મિથ્યાત્વ મોહનીય ૧, અનંતાનુબંધી ક્રોધ ૨, માન ૩, માયા ૪, લોભ ૫, એ પાચ પ્રકૃતિનો ઉદય છે. તેણે કરી જીવને કુગુરૂ, કુદેવ, કુધર્મ, સેવવાની રૂચિ ઉપજે, તથા મુંઢપણે ગ્રથલપણાથી ગહીલવત્ થઈને તત્વાતત્ત્વની ઓળખાણ ન કરે, અને જે પાંચ પ્રકૃતિના ઉદયે કરી જીવાદિક ૯ પદાર્થને વિપરીતપણે જાણે તે ૧૦ પ્રકારના મિથ્યાત્વ સેવે. જીવે અજીવસન્ના ૧, અજીવે જીવસન્ના ૨, ધમ્મો અધમ્મસન્ના ૩, અધમ્મો ધમ્મસન્ના ૪, સાહુ અસાહુસન્ના ૫, અસાહુ સાહુસન્ના ૬, મગ્ગે ઉમગ્ગસન્ના ૭, ઉમગ્ગે મગ્ગસન્ના ૮, મુત્તી અમુત્તી સન્ના ૯, અમુત્તી મુત્તીસન્ના ૧૦. એવી સન્ના પ્રગટે છે તે જીવને પ્રથમ ગુણસ્થાનક જાણવું

પ્રશ્ન ૭૧—પહેલું મિથ્યાત્વ ગુણસ્થાન શું દ્રષ્ટાતે કરી જાણવું?

ઉત્તર—જેમ જવરવ્યાપક મનુષ્યને અન્નની અરૂચિ, તેમ મિથ્યાત્વ મોહનીયકર્મના ઉદયે કરી, શ્રી જિનપ્રણિત ધર્મની અરૂચિ હોય. તથા ધતુરો ખાવાથી શ્વેત વસ્તુ પીળી દેખાય, તેમ મિથ્યાત્વના ઉદયે પુદ્‌ગલિક સુખ જે પાંચ ઇદ્રિયના મનોજ્ઞ પુદ્‌ગલના સંજોગરૂપ સુખ તે સુખ કરી માને, અને આત્મિકસુખ જે બાધા પીડા રહિત આત્માના આનંદરૂપ સુખ તે સુખને અનુભવે નહિ. મિથ્યાત્વને ઉદયે લક્ષ્મી, પુત્ર, કલત્રને નિમિત્તે કુગુરૂ, કુદેવ, કુધર્મને સેવે. મંત્રાદિકે દુષ્ટ દેવતાના જાપ હોમાદિ કરે. તથા સ્વ-શરીરની પીડા ટાલણ ભણી સુવર્ણ દાન, ગોદાન પ્રમુખ કરે, નવ ગ્રહના જાપ કરે, પુતળા કરાવે. ઈત્યાદિ વિપરીત બુદ્ધિ ઉપજે. તે લક્ષણથી મિથ્યાત્વ ગુણસ્થાન જાણવુ તે મિથ્યાત્વ પાચ પ્રકારના છે. અભિગ્રહિક ૧, અનાભિ-ગ્રહિક ૨, આભિનિવેષિક ૩, અણાભોગ ૪, સંશયિક ૫. એ પાચે મિથ્યાત્વનો અર્થ નીચેના પ્રશ્નથી જાણવો.

પ્રશ્ન ૭૨—પહેલું અભિગ્રહિક મિથ્યાત્વ કોને કહીએ?

ઉત્તર—જે હઠ કરીને સદ્ગુરૂના વચનની ઓળખાણ ન કરે. રખે મારી સદ્દહણા ડગે એમ ધારી સદ્ગુરૂની સંગત પણ ન કરે. શ્રી જિનપ્રણિત ધર્મ પણ ન સાંભળે. હઠ તાણે, લોહવાણીયાની પેરે ગાઢી પકડે તેને અભિગ્રહિક મિથ્યાત્વ કહીએ ૧.

પ્રશ્ન ૭૩—બીજું અનાભિગ્રહિક મિથ્યાત્વ કોને કહીએ?

ઉત્તર—તે હઠગ્રાહી તો નથી, પણ શ્રી જિનધર્મ ઓળખવાની બુદ્ધિ નહિ. મૂઢ સ્વભાવથી પરીક્ષા ન કરી શકે. જેમ કડછી ક્ષીરાદિ ખટરસમા ફરે પણ જડપણાથી સ્વાદ ન પરખે. તેમ મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયે તત્ત્વાતત્ત્વ, દેવ, કુદેવ, સુગુરૂ, કુગુરૂ, ધર્માધર્મ, ભક્ષ્યાભક્ષ્ય, નિજગુણ પર ગુણ, ઇત્યાદિનો બોધ ન હોય. સામગ્રીના અભાવે તેને અનાભિગ્રહિક મિથ્યાત્વ કહીએ ૨.

પ્રશ્ન ૭૪—ત્રીજું અભિનિવેષિક મિથ્યાત્વ કોને કહીએ?

ઉત્તર—જે વેષ પાલટે નહિ, અને મિથ્યાત્વ મોહનીય કર્મના ઉદયે ઉત્સૂત્ર બોલે પછી તે વચનનો પક્ષ ઝાલીને તેને મળતાં મળતા ઘણા વચન ઉત્થાપે. તે જમાળી નિન્હવવત્. તેને અભિનિવેષિક મિથ્યાત્વ કહીએ ૩.

પ્રશ્ન ૭૫—ચોથું અણાભોગ મિથ્યાત્વ કોને કહીએ?

ઉત્તર—એકેદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચોરેદ્રિય, અસન્ની તિર્યંચ પચેંદ્રિય ૫. એ સર્વને અણાભોગ મિથ્યાત્વ તો હોયજ તે સમકિતના સ્વરૂપને જાણતા નથી. તથા સન્નીને પણ હોય કે જેને સમકિતનો ઉપયોગ નથી. એટલે સમકિત નહિ ઓળખવાનો સ્વભાવ છે જેને તેને અણાભોગ મિથ્યાત્વ કહીએ ૪.

પ્રશ્ન ૭૬—પાંચમુ સંશયિક મિથ્યાત્વ કોને કહીએ?

ઉત્તર—જે જિન વચનમાં શંકા આણે, પુણ્ય પાપના ફળ છે કે નથી? તદઃ પાખંડીનો આડંબર દેખી ચિંતવે કે એની પૂજા માનતા ઘણી થાય છે, ઘણા લોકો સેવે છે, માટે એમા પણ કાંઇક ધર્મ હશે તથા તીર્થ યાત્રા વગેરેથી મોક્ષની આશા રાખે, તેને સંશય મિથ્યાત્વ કહીએ ૫.

એ પંચવિધ (૫) મિથ્યાત્વનો ઉદય છે જેને, તેને મિથ્યાત્વ ગુણસ્થાનક કહીયે તે મિથ્યાત્વ ત્રણ પ્રકારનુ છે તેમાં એક અનાદિઅનંત જેનો તે મિથ્યાત્વની આદિ નથી અંત પણ નથી તે અભવ્ય જીવનું મિથ્યાત્વ છે, બીજુ અનાદિ સપર્યવસીત, તેની આદિ નથી પણ અંત

લાથી બીજે ન આવે. ચોથાથો પહેલે જતા કોઇક બીજે આવે, પણ સર્વે ન આવે. ઇતિ દ્વિતીય ગુણસ્થાન લક્ષણ

પ્રશ્ન ૭૯—ત્રીજા મિશ્ર ગુણસ્થાનનું શું લક્ષણ ?

ઉત્તર—શ્રીજૈન ધર્મ એટલે સમકિત ધર્મ અને મિથ્યાત્વ ધર્મ એ બન્ને સરખા સરદહે, મિશ્રભાવ રહે. જેમ દહીં ને સાકરના સંયોગે શિખંડ રૂપ રસાતર નીપજે, તેમ સમ્યકત્વ અને મિથ્યાત્વના સંયોગે મિશ્ર ગુણસ્થાન જાણવું, તે પંહેલા ગુણસ્થાનથી ચોથે ગુણસ્થાને ચડતા મિથ્યાત્વના પ્રયોગ હાયમાન થાય અને સમ્યકત્વના પ્રયોગ વર્દ્ધમાન થાય; તદંતરાળે અંતર્મુહૂર્ત પ્રમાણ મિશ્ર ગુણસ્થાન ફરસે સાચી અને જુઠી શ્રદ્ધા સરખી સરદહે. ઇતિ તૃતીય ગુણસ્થાન લક્ષણ.

પ્રશ્ન ૮૦—ચોથા અવિરતિ સમદ્રષ્ટિ ગુણસ્થાનનું શું લક્ષણ ?

ઉત્તર—વ્રત પચ્ચખાણ જેને નથી તેને અવિરતિ કહીએ, પણ સમ્યકત્વ દ્રષ્ટિ છે આત્માનો અનુભવરસ પ્રગટ થયો છે જેને તે નિજ સ્વરૂપ જાણીને હેય, જ્ઞેય, ઉપાદેયનું જ્ઞાન છે જેને તે જીવ વ્રત પચ્ચખાણ કરવાનો મનોરથ કરે, પણ કરી ન શકે. તે શા કારણથી ? તે કહે છે અપ્રત્યાખ્યાન ચોકડીનો ઉદય છે તે ભણી કરી ન શકે જે અપ્રત્યાખ્યાન ચોકડીના કર્મદળ છે તેજ અવ્રત છે. તે અવ્રતના ઉદયથી વ્રત પચ્ચખાણ કરી ન શકે, પણ શુદ્ધ સમ્યકત્વ આરાધે તેને ચોથુ ગુણસ્થાન જાણવું તેના ત્રણ નિવાસ કહે છે. ઉપશમ સમકિતનો ૧, ક્ષયોપશમ સમકિતનો ૨, ક્ષાયક સમકિતનો ૩, સાત પ્રકૃતિ ખમાવે તો ક્ષાયક સમ્યકત્વનો નિવાસ પામે, તે પાછો કદાપિ ન પડે. અને સાત પ્રકૃતિને ઉપશમાવે તો ઉપશમ સમ્યકત્વનો નિવાસ પામે. તે સમ્યકત્વથી પાછો પડવાનો સ્વભાવ છે ને મિથ્યાત્વમાં જાય, અને ક્ષાયક સમ્યકત્વમાં પણ જાય, અને ૭ પ્રકૃતિ ઉપશમાવે એક સમકિત મોહનીયનો ઉદય હોય તે ક્ષયોપશમ મોહનીયનો નિવાસ પામે, તથા ૭ પ્રકૃતિ વિપાક ઉદયમાં ન હોય, પ્રદેશ ઉદયમા હોય અને સમ્યકત્વ મોહનીય વિપાક ઉદયમા હોય તે ક્ષયોપશમ સમકિત કહીએ. તે ક્ષયોપશમ સમકિતના બીજા ભેદ ઘણા છે, તે ગુણસ્થાનક ક્રમારોહણ [illegible]થી જાણવા તે સાત પ્રકૃતિ કઇ ? અનંતાનુબંધી ચોક, ત્રણ દર્શન મોહનીય એ ૭ પ્રકૃતિનો ઉદય ન હોય ત્યારે ચોથે ગુણસ્થાને આવે. તે [illegible] સાત બોલનું આયુષ્ય ન બાંધે ૧ નરક, ૨ તિર્યંચ. ૩ ભવનપતિ, ૪ વ્યંતર, ૫ જ્યોતિષી, ૬ સ્ત્રી, ૭ નપુંસક. એ ૭ નું આયુષ્ય ન બાંધે,

સમકિતી મનુષ્ય તિર્યંચ, એક વૈમાનિકનું આયુષ્ય બાંધે, અને સમકિતી દેવતા નારકી એક મનુષ્યનું આયુષ્ય બાંધે. ઇતિ ચતુર્થ ગુણસ્થાન લક્ષણ.

પ્રશ્ન ૮૧--પાંચમા દેશ વિરતિ ગુણસ્થાનનું શુ લક્ષણ ?

ઉત્તર—છકાયમાં એક ત્રસકાયની હિંસાના ત્યાગીને દેશવિરતિ કહીએ તે ત્રસકાયની હિસા બે પ્રકારની. એક આરંભની હિસા તેના તો ત્યાગી નહિ, બીજી સંકલ્પની હિસા તેના બે ભેદ, એક અપરાધીની હિસા તેના ત્યાગી નહિ બીજી નિરપરાધીની હિસા તેના બે ભેદ. એક તો અગુ-કોટી હિસા તે અજાણપણે અણ ઉપયોગથી હિસા થાય તેના ત્યાગી નહિ. બીજી આકોટીને હણવાની બુદ્ધિએ ઉપયોગ સહિત હિંસ તેવી હિસાના ત્યાગી છે. તેના ૩ નિવાસ તે ૧૧ પ્રકૃતિ માંહેની ૭ ખપાવે ૪ નો ક્ષયોપશમ તે ક્ષાયકનો નિવાસ. ૭ ઉપશમાવે ૪ નો ક્ષયોપશમ તે ઉપશમનો નિવાસ. ૧૦ નો ક્ષાયક તથા ઉપશમ તથા ૧ સમ્યકત્વ મોહનીયનો ઉદય તે ક્ષયો-પશમનો નિવાસ તે ૧૦ પ્રકૃતિ પ્રદેશ ઉદયમા ને સમ્યકત્વ મોહનીય વિપાકમાં તે ૭ પ્રકૃતિ પૂર્વવત્ ને અપ્રત્યાખ્યાનીનો ચોક એ ૧૧ પ્રકૃતિનો ઉદય ન હોય ત્યારે દેશવિરતિપણુ પ્રગટ થાય, તે પચ્ચખાણુ લીવા શુદ્ધ પાળે ઇતિ પંચમ ગુણસ્થાન લક્ષણ.

પ્રશ્ન ૮૨--સાધુજીને વીશ વસાની દયા કહી અને શ્રાવકને સવા વસાની દયા કહી તે શી રીતે ?

ઉત્તર—સાધુજીને સર્વથા પ્રાણીના વધનો ત્યાગ છે, માટે વીશે વીશ વસાની દયા કહેવાય, અને શ્રાવકને સવા વસાની દયા તે કેટલોક આરંભનો ત્યાગ છે ને કેટલોક ત્યાગ નથી ને તેમા પણ સવા વસાની દયાની સમજણ નીચે પ્રમાણે છે પ્રાણીનો વધ બે પ્રકારનો. એક સ્થૂલ જીવનો, બીજો સૂક્ષ્મ જીવનો સ્થૂલ જીવ તે બેઇંદ્રિયાદિક ત્રસ જીવ જાણવા, અને સૂક્ષ્મ તે બાદર એકેંદ્રિયાદિક સ્થાવર જીવ જાણવા પણ સૂક્ષ્મ નામ કર્મોદયને વિષે વર્તતા એવા એકેંદ્રિય અહિયા ન લેવા, કેમકે તેમનો શસ્ત્રાદિક પ્રયોગે કરી વધ થનો નથી એ કારણ માટે હવે ગૃહસ્થને સ્થૂલ પ્રાણી વધની નિવૃત્તિ હોય, પણ સૂક્ષ્મ જીવેના વધ થકી નિવૃત્તિ થઇ શકે નહિ પૃથ્વી જળાદિકના વધે કરીનેજ તેમને પચનાદિક ( રસોઇ વગેરે ) સમસ્ત કર્મની પ્રવૃત્તિ છે. એ કારણ માટે, એ પ્રકારે સ્થાવર જીવની હિસાના અનિયમે કરીને એટલે નિયમ રહિત પણે કરીને વીશ વસા મધ્યેથી દશ વસા ગયા અને દશ વસા રહ્યા તે મધ્યેથી વિશેષ દેખાડીએ છીએ વળી નિયમ કરેલો એવો જે સ્થૂલ પ્રાણીનો વધ કરે તે બે પ્રકારનો. તેમા એક સંકલ્પ થકી

પ્રશ્ન ૮૩—તિર્યંચ મનુષ્ય અને દેવતામાં જવાવાળાને મરતી વખતે કઇ પ્રકૃતિનો ઉદય હોય? અને કદિ સમકિતથી પડે તો કઇ પ્રકૃતિના ઉદયથી પડે?

ઉત્તર—ઠાણાંગજીના ૪ થે ઠાણે, ઉદ્દેશે ૨–૩ જે કહ્યું છે કે–નરકમાં જવાવાળાને અનંતાનુબંધીની ચોકડીનો ઉદય હોય. તેમ તિર્યંચમા જવાવાળાને મરતી વખતે અપ્રત્યાખ્યાનીની-ચોકડીનો ઉદય હોય, અને મનુષ્યમા જવાવાળાને પ્રત્યાખ્યાનીની ચોકડીનો ઉદય હોય તેમજ દેવતામાં જવાવાળાને સંજ્વળની ચોકડીનો ઉદય હોય એટલે જે જે પ્રકૃતિના ક્ષયોપશમથી જે જે ગુણ પ્રગટ્યો હતો તે તે પ્રકૃતિનો ઉદય થવાથી ચડેલી ડીગ્રી–ગુણથી પડવાપણુ થાય. જેમકે અનંતાનુબંધીની ચોકડી ખમવાથી સમકિતની પ્રાપ્તિ થાય, પણ તેજ ચોકડીનો તીવ્ર ઉદય થવાથી સમકિતનો નાશ થાય અને મરીને નરક ગતિમાં જાય. તેમજ અપ્રત્યાખ્યાનીની ચોકડી ખસવાથી શ્રાવક પણ પામે, અને તે ચોકડીના ઉદયથી શ્રાવકપણાથી–પાંચમા ગુણસ્થાનથી પડે, અને તે ચોકડીમા કાળ કરે તો મરીને તિર્યંચમા જાય, અને પ્રત્યાખ્યાનીની ચોકડી ખસે ત્યારે સાધુપણુ–છઠ્ઠુ ગુણસ્થાન પ્રાપ્ત થાય–અને તેજ પ્રકૃતિનો ઉદય થાય તો સાધુપણાથી ( છઠ્ઠા ગુણસ્થાનથી ) પડે, અને તે ચોકડીમાં કાળ કરે તો મરીને મનુષ્ય ગતિમાં જાય અને સંજ્વળની ચોકડીનું ખસવાપણુ થાય ત્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય, અને તે ચોકડીનો ઉદય થાય તો કેવળજ્ઞાન અટકે, અને તે ચોકડીમાં કાળ કરે તો મરીને દેવતા થાય. એ તો ચારિત્ર ગુણની વૃદ્ધિહાનિનું ફળ કહ્યુ

પરંતુ સમકિતથી પડવાવાળા તિર્યંચ, મનુષ્ય અને દેવતામા જવાવાળાને અનંતાનુબંધીની ચોકડીના ઉદયની જરૂર જણાતી નથી. પણ તેને તો સમકિત મોહનીયનો તીવ્ર ઉદય થવાથી ઉપશમ અથવા ક્ષયોપશમ સમકિતથી પડવાપણુ થાય તેમાં પહેલા ગુણઠાણે જવાવાળાને તે ભૂમિને પ્રાપ્ત થવાના સમયે અનંતાનુબંધીની ચોકડીનો ઉદય થાય છે, અને સાસ્વાદાન સમકિત પામેલાને પણ તેની સ્થિતિની હદમા અનંતાનુબંધીનો ઉદય થયા બાદ મિથ્યાત્વ પ્રાપ્ત થતું હોય એમ જણાય છે પણ પાચમા–છઠ્ઠા ગુણઠાણાથી પડવાવાળાને તો પ્રથમ ચારિત્ર મોહનીયના ઉદયથી પડવાપણું થાય છે.

અર્થાત્ છઠ્ઠા ગુણઠાણાથી નીચેના ગુણઠાણાવાળાને પડવું થાય અને મિથ્યાત્વ મોહનીયનો ઉદય થાય તો પાધરો પહેલેજ ગુણઠાણે જાય, અને બીજી પ્રકૃતિઓનો ઉદય થાય તો જેવી પ્રકૃતિનો ઉદય તેવી માંડણીએ

જાય, અને સાતમે ગુણઠાણે એક સમકિત મોહનીયનો ઉદય જણાય છે, અને આઠમેથી ઉપર દર્શનમોહનીયનો ઉદય નથી માત્ર ચારિત્રમોહનીયનોજ ઉદય છે.

પ્રશ્ન ૮૪—પાંચમા છઠ્ઠા ગુણઠાણુવાળાને અપ્રત્યાખ્યાની અથવા પ્રત્યાખ્યાની ચોકડીનો ઉદય થવાથી તિર્યંચ મનુષ્યના આયુષ્યનો બંધ પડે એમ કહ્યું અને ભગવતીજી શતક ૩૦ મે-મનુષ્ય, તિર્યંચ સમકિતી તે વૈમાનિકનોજ બંધ પાડે અને વૈમાનિકમાંજ ઉપજે તે કેમ ? કારણ કે, ઉક્ત ચોકડીનો ઉદય થયો પણ સમકિત તો છેજ. માટે તે મનુષ્ય તિર્યંચમાં કેમ જાય ?

ઉત્તર—ઠાણાંગ ઠાણે ૪ થે કહ્યું છે કે—અનંતાનુબંધી કષાયમા મરે તો નરકે જાય. એમ અપ્રત્યાખ્યાની કષાયમાં મરે તો તિર્યંચમાં જાય, અને પચ્ચખાણાવરણીય કષાયમાં મરે તો મનુષ્યમાં જાય અને સંજ્વળના કષાયમાં મરે તોજ દેવગતિમાં જાય. માટે જાણવું જે સમકિતી જીવ સંજ્વળના કષાયમાજ દેવગતિનો બંધ પાડે પણ બાકીની બાર કષાયમાં દેવગતિનો બંધ પાડે નહિ, અને મરે પણ નહિ. બાર કષાયમાં બંધ પાડનાર યા મરનાર સમકિતી નથી એમ જાણવું. માટે સમકિતી જીવ ૪-૫-૬ ઠ્ઠા ગુણઠાણાવાળા નિયમા સંજ્વળના કષાયમાં મરે અને દેવલોકમાજ ઉપજે, માટે ભગવતીજીમા ૩૦ મા શતકમાં કહ્યું જે મનુષ્ય તિર્યંચ સમકિતી વૈમાનિકમા ઉપજે તે સત્ય છે.

પ્રશ્ન ૮૫—તો પછી કેટલાક કહે છે કે-ક્ષાયક સમકિતી મરી નરકે જાય છે, શ્રેણિક, કૃષ્ણવત્ તેનુ કેમ ?

ઉત્તર—એ વાત સંભવની નથી. ઉપરના લખાણથી ચોક્કસ એમ સમજાય છે કે-ક્ષાયક સમકિતવાળો મરીને નરકે જાય નહિ કેમકે નરકે જવાવાળાને અનંતાનુબંધીના કષાયમાજ બંધ પડે છે, ને તે કષાયમાજ મરે છે. માટે ક્ષાયક સમકિતવાળાને અનંતાનુબંધીની ચોકડી તો છેજ નહિ તેનો ક્ષય કરવાથી ક્ષાયક સમકિત પ્રગટ થયુ છે, માટે તે ચોકડીનો ઉદય નથી. તો તેને નરકનો બંધ પણ નથી. એમ તમામ ચોકડીમાં જાણવુ

પ્રશ્ન ૮૬—મિથ્યાત્વ મોહનીય પાપમાં કહી છે તો સમકિત મોહનીય અને મિશ્ર મિથ્યાત્વ મોહનીય કયા તત્ત્વમા મળે ?

ઉત્તર—સમકિત સંવર તત્ત્વના ઘરનુ છે, અને મોહનીય મિથ્યાત્વના ઘરનું છે, અને મિથ્યાત્વ પાપતત્ત્વમાં છે, એટલે સમકિત મોહનીય અને

-સમા મિથ્યાત્વ મોહનીય એ પણ મોહનીય કર્મનો ઉદય છે તે ખસવાથી સમકિતની પ્રાપ્તિ થાય છે, અને જ્યાં સુધી તેનો ઉદય કે સત્તામાં હોય, એટલે ઉપશમ. ક્ષયોપશમ કે ક્ષય તેનો ન હોય ત્યાં સુધી તે પાપતત્ત્વમાં ભળે ઝેરમિશ્રિત દૂધપાક પણ ઝેરરૂપજ ગણાય. જ્યાં સુધી સમકિતમાં મોહનીયનો ઉદય હોય ત્યાં સુધી સમકિત નિર્મળ થવા દે નહિ, અને મોહનીયના વિશેષ ઉદયથી સમકિતથી પડવાપણું પણ થાય છે, અને સમા મિથ્યાત્વ મોહનીયમાં વિશેષે કરીને મિથ્યાત્વનું પ્રધાનપણું છે, તે પણ મોહનીય સહિત મિથ્યાત્વની પ્રબળતાને લઈને સમકિતનો અંશ ગૌણતામાં હોવાથી તેની ભૂમિકા મિથ્યાત્વનાજ ઘરની સૂત્રમાં ગણી છે, માટે તે બન્ને પાપતત્ત્વમાંજ ગણાય.

જેટલો ભાગ સમકિતનો તેટલો જીવને સંવર છે બાકી મિથ્યાત્વ અને મોહનીયને લઇને મિથ્યાત્વના પ્રધાનપણાથી પાપતત્ત્વમાં ગણાય. સમવાયાંગ સૂત્રમાં કહ્યા પ્રમાણે તમામ ભવ્ય જીવને સમકિત મોહનીય અને સમા મિથ્યાત્વ મોહનીય સત્તામાં છે, પણ જ્યાં સુધી ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થયું નથી ત્યાં સુધી તે જીવને પહેલા ગુણઠાણાથી અલગ ગણ્યો નથી, અને કેટલાક જીવ સમકિત મોહનીય અને મિશ્રમોહનીયની સત્તાવાળા હોવા છતાં પણ અનાદિ અનંત મિથ્યાત્વવાળા સૂત્રમાં કહ્યા છે, માટે એ બન્ને મોહનીય પાપતત્ત્વમાંજ ગણાય.

પ્રશ્ન ૮૭—૧૧ મું ગુણસ્થાન આઉખાના અબંધકનું છે. ને તે ગુણઠાણે મરે તો અનુત્તર વિમાને જાય તેનું શું કારણ ?

ઉત્તર—છઠ્ઠે તથા સાતમે ગુણઠાણે અનુત્તર વિમાનના આઉખાનો બંધ કર્યો છે. તે પરિણામની ધારાએ ચડી ૧૧ મા ગુણઠાણા સુધી જાય ને ત્યાં કાળ કરે તો, અનુત્તર વિમાનમાં ઉપજે.

પ્રશ્ન ૮૮—તો પછી ૧૧ મા ગુણઠાણા સુધી પરિણામની ધારાએ ચડયો તેને શો લાભ થયો ?

ઉત્તર—અનેક કર્મની નિર્જરા થઇ તે અપૂર્વ લાભ પ્રાપ્ત થયો. ૨૮ મોહનીય કર્મની પ્રકૃતિને ઉપશમાવવી તે કાંઇ ઓછો લાભ નથી. અનુત્તર વિમાનમાં રહ્યાં થકા પણ ઉપશાંતમોહી હોય છે, અને ત્યાંથી ચવ્યા થકા પણ થોડાજ કાળમાં મોક્ષ થશે એ મોટો લાભ.

પ્રશ્ન ૮૯—આત્મા સિદ્ધ સમાન છે. એવું માનનારનું એમ કહેવું છે કે-જીવના મુખ્ય આઠ રૂચક પ્રદેશ જે છે તે નિશ્ચય નયથી ભવ્ય તથા

અભવ્ય સર્વના સિદ્ધ સમાન છે. માટે સર્વ જીવની સત્તા એક સરખીજ છે. કેમકે એ ૮ પ્રદેશને બીલકુલ કર્મ લાગતાં નથી. તે શ્રી આચારાંગ સૂત્રની શ્રી શીલંગાચાર્ય કૃત ટીકાના લોકવિજયાધ્યયને પ્રથમોદ્દેશકે શાખ છે. ત્યાંથી સવિસ્તરપણે જોવું. એમ આગમસારમાં કહ્યું છે તે કેમ ?

ઉત્તર—આ સબંધી પહેલા ભાગમા ઘણું કહેવાઇ ગયુ છે. ટીકાકાર કે ગ્રંથકાર પોતપોતાના મગજ પ્રમાણે (શ્રદ્ધા પ્રમાણે) લખી જાય, પણ જે વાત સિદ્ધાંત કબૂલ કરે તે સત્ય કહેવાય જો ભવ્ય તથા અભવ્યના ૮ રૂચક પ્રદેશ નિશ્ચય નયથી સિદ્ધ સમાન માનીએ, અને સર્વ જીવની સત્તા સરખીજ માનીએ અને ૮ પ્રદેશને બીલકુલ કર્મ લાગતા નથી. અને તે નિરાવરણ માનીએ તો ભવ્ય જીવની પેઠે અભવ્યને પણ કોઇ કાળે સર્વ આત્મપ્રદેશ નિર્મળ થવા જોઇએ, અને તે પણ મોક્ષ જવા જોઇએ

પ્રશ્ન ૯૦—અહિયાં કોઇ એમ કહે કે—અભવ્યને કર્મ ચીકણા છે, અને અભવ્યમા પરાવર્ત ધર્મ નથી. તેથી તે સિદ્ધ થતા નથી, માટે તેનો સ્વભાવ છે જે મોક્ષ જવુંજ નથી, અને ભવ્ય જીવમાં પરાવર્ત ધર્મ છે. માટે કારણ સામગ્રી મળ્યે પલટણ પામે, ગુણશ્રેણીએ ચડી મોક્ષ કરી સિદ્ધ થાય. એમ કહે છે તેનું કેમ ?

ઉત્તર—જ્યારે નિશ્ચય નયથી ભવ્ય અભવ્યને સિદ્ધનું સમાનપણુ છે, તો નિશ્ચય નયે કોઇ વખત તે ઉંચ દરજ્જાને પામે આઠ પ્રદેશ નિરાવરણ હોય તો બીજા પ્રદેશનું કોઇ વખત આવરણ ખસવું થાય માટે કોઇનું એમ પણ કહેવું છે કે—ભવ્ય જીવના આઠ રૂચક પ્રદેશ ઉઘાડા છે, અને અભવ્ય જીવના સદા સર્વદા ઢાંકેલાજ છે—આવરેલાજ છે, માટે તેને કોઇ કાળે મોક્ષ થાયજ નહિ. એ વાત પણ કલ્પિત છે સૂત્રના ન્યાયે તે વાત માન્ય નથી. તો હવે અભવ્ય જીવને મોક્ષ ન થવાનું કોઇ સબળ કારણ હોવું જોઇએ અને તે પણ સિદ્ધાંતથી સાબિત થાય તોજ કબૂલ થાય તેમ છે. સિદ્ધાંતના ન્યાયે જે વસ્તુ સત્તામા હોય તે કોઇ વખત પ્રગટ થાય પણ તેની પાસે ઋદ્ધિજ ન હોય તે વસ્તુ ક્યાથી પ્રાપ્ત થાય ? માટે ભવ્ય જીવને મોક્ષ પ્રાપ્ત થાય અને અભવ્યને ન થાય તેનું કારણ ઉપર કહેલા તમામ કારણથી બીજાજ પ્રકારનું હોવું જોઇએ, તે કારણ એ કે—સમવાયાંગ સૂત્રમા ૨૬ મા સમવાયમા કહ્યુ છે કે—અભવી જીવને મોહનીય કર્મની ૨૬ પ્રકૃતિ સત્તામા છે. તે ૨૮ માથી સમકિત મોહનીય ૧, અને મિશ્રમોહનીય ૨. એ બે પ્રકૃતિ વરજી છે. એ બે પ્રકૃતિ મૂળથીજ નથી, અને ૨૭ મા સમવાયાગે ભવ્ય જીવને ૨૮ મોહનીય કર્મની પ્રકૃતિ સત્તામાં કહી છે. એ ઉપરથી એમ સિદ્ધ

-થાય છે કે-અભવીની પાસે મૂળથીજ સમકિતના પર્યવ નથી તો મોક્ષ હોયજ ક્યાથી ? અર્થાત્ નજ હોય. માટે ભવી જીવ અને અભવી જીવમા સમકિત મોહનીય અને મિશ્રમોહનીયનો તફાવત છે, તે દિવસ અને રાત્રિ જેટલો તફાવત સમજવો. અથવા કૃષ્ણપક્ષી અને શુકલપક્ષી જેટલો તફાવત સમજવો એટલે ભવ્ય જીવ તો કોઇ વખત કૃષ્ણપક્ષીનો શુકલપક્ષી થાય પણ અભવી જીવ તો કોઇ કાળે શુકલપક્ષી થવાનોજ નથી તેને સમકિતની પ્રાપ્તિ કોઈપણ કાળે થવાનીજ નથી એ વાતનો ભગવતી સૂત્ર સાક્ષી આપે છે. માટે અભવી અને સિદ્ધ સત્તાએ સરખા છેજ નહિ, અને ભવી તથા અભવી જીવના ૮ રૂચક પ્રદેશ પણ અબંધક નિરાવરણ છેજ નહિ, એ વાત સિદ્ધાંતના ઘણા દાખલાથી નિર્ણય થાય છે.

પ્રશ્ન ૯૧—જીવના ૮ રૂચક પ્રદેશ કેવા સ્વરૂપમા છે ને તે કહેવાનો વિશેષ શુ છે ?

ઉત્તર—જીવના અસંખ્યાતા પ્રદેશમા મધ્ય ભાગે ૮ રૂચક પ્રદેશ છે, અને ૮ રૂચક પ્રદેશને સંકળીત અસંખ્યાતા પ્રદેશ છે તે ૮ થી જુદા નથી પણ ૮ સિવાયના સંકોચ વિકસ્વર થાય છે ને ૮ તો સદાકાળ તેવાને તેવાજ મધ્ય ભાગે રહે છે. તે પણ ચાર ઉપર ને ચાર હેઠે. ત્રણ ત્રણને જોટે અનાદિ બંધ છે. એમ ભગવતીજીના ૮ મા શતકના ૯ મા ઉદ્દેશે મંડાતા છાપેલા ( બાણૂવાળા ) પાને ૬૫૬-૫૭ મે કહેલ છે તે સૂત્રપાઠ —

से किं तं पयोग बंधे २. तिविहे पणत्ते, तंजहा—अणाइएवा अपज्जवसिएवा । साइएवा अपज्जवसिए, साइएवा सपज्जवसिए । तत्थणं जे से अणाइए अपज्जवसिए सेणं अठण्हं जीवमज्जंप्पएसाणं तत्थविणं तिण्ह २ अणाइए अपज्ज वसिए सेमाणं साइए. तत्थणं जे से साइए अपज्जवसिए से ण सिद्धाणं

અહિયા જીવના ૮ મધ્ય રૂચક પ્રદેશ ત્રણ ત્રણનો અનાદિ અપજ્જવસિય બંધ કહ્યો છે, બાકીના (અસંખ્ય પ્રદેશનો) સાદિ સપજ્જવસિય બંધ કહ્યો, અને સિદ્ધનો સાદિ અપજ્જવસિય બંધ છે એ પ્રમાણે ત્રણ પ્રકારે પ્રયોગબંધ કહ્યો છે, તે આત્માના પ્રદેશ આશ્રી કહેલ છે ( અહિં કર્મનો કે શરીરની વિવક્ષા નથી. )

પ્રશ્ન ૯૨—વિગ્રહગતિ અને અવિગ્રહગતિના સંબંધમા પહેલા ભાગમા છેવટના પ્રશ્નમા કહ્યુ છે કે-અવિગ્રહગતિવાળા દેશથી કંપે છે, અને વિગ્રહગતિવાળા સર્વથી કંપે છે તેમ ટીકાકાર તથા ભાષ્યવાળાનું લખવુ એમ છે કે-અવિગ્રહગતિવાળા દેશથી કંપે છે તેનું કારણ એમ સમજવુ કે-દેહસ્થ

રહેલા જીવને મારણાંતિક સમુદ્ઘાત વખતે ઉત્પત્તિસ્થાનકે જતાં ઈલિકાગતિ એ દેશથી કંપે, અને કદુક નામ દડાની પેઠે ગતિવાળા સર્વથી કંપે છે. એ વિષે શું સમજવું ?

ઉત્તર—બે પ્રકારનાં મરણ કહ્યાં છે, તેમા એક સમોહીયા મરણ અને બીજું અસમોહીયા મરણ. તેમા સમોહીયા મરણવાળા મારણાંતિક સમુદ્ઘાત કરે છે. તેના પ્રદેશ કીડીની લાળની પેઠે અથવા ઈલિકા ગતિએ દેહસ્થ રહ્યા ઉત્પત્તિ સ્થાનક ફરસે તેને દેશથી કંપવાપણું થાય, અને દડાની પેઠે ઉત્પત્તિ સ્થાનક ફરસે તેને સર્વથી કંપવાપણું થાય. એમ ભગવતીજીની ટીકા તથા ભાષ્યમાં કહ્યું છે. તેમજ ભગવતીજી શતક ૩૨ મે ઉદ્દેશે ૧ લે–કહ્યું છે કે–

અનંતર ઉત્પન્ન થવાવાળા જીવની ગતિ ઠેકતાં ઉત્પન્ન થવાની કહી છે. આ ઉપરથી એમ જણાય છે કે–અવિગ્રહગતિવાળાનેજ સમોહિયા મરણ એટલે સમુદ્ઘાત સહિત મરવાપણું થાય છે, અને તેની ઇલિકાગતિ તથા દડાની પેઠે ઠેકતા ઉત્પન્ન થવાની ગતિ સંભવે છે અને ખંદુકના ભડાકાની પેઠે અસમોહીયામરણવાળાની અવિગ્રહગતિ અને વિગ્રહગતિ બન્ને હોય એમ જણાય છે.

તેમજ ભગવતીજી શતક ૩૪ મે ઉદ્દેશે પહેલે કહ્યું છે કે-સાત શ્રેણીના અધિકારમાં પ્રથમ ઉજુઆયા ગતિમા એક સમયની વક્રગતિ કહી છે એ ઉપરથી એમ જણાય છે કે–ઋજુગતિ તો એક સમયની હોય છે, છતા તેને વિગ્રહગતિ કહી તે અપેક્ષાએ પણ સર્વ કંપ ઠરે એટલે એક પ્રતરથી બીજે પ્રતર ઉત્પન્ન થવાવાળાને ઋજુઆયા એટલે સમશ્રેણીએ દૂર પ્રદેશે જઈને એક પ્રતરથી બીજા પ્રતરે–લગતા પ્રતરે ઉત્પન્ન થાય તેને પણ સૂત્રકારે એક સમયની વિગ્રહગતિ કહી છે, અને ઋજુગતિ પણ કહી છે. માટે સિદ્ધાંતની અનેક ઘટના છે, કેવળી ભગવંતનું અનંતુ જ્ઞાન છે. જેવા ભાવ ભાખ્યા તેવું પરૂપ્યું, તો એકતરફી ખેચીને કોઇ શબ્દનો હઠવાદ કરવો નહિ, અને જ્યાં સુધી સૂત્ર ખુલાસો આપે ત્યાં સુધી સૂત્રથી નિર્ણય કરવો, તેમ છતા ન સમજાય તો તત્ત્વકેવળીગમ્ય કહી અનંત જ્ઞાનીએ જે ભાવ ભાખ્યા તે સત્ય કહી વિરમવું.

પ્રશ્ન ૯૩—આઠ મધ્યમ આત્મ પ્રદેશ વર્જીને બાકીના અસંખ્ય આત્મ પ્રદેશે કાર્મણ શરીરના યોગે કર્મના દળનો જે બંધ થાય છે તે પ્રયોગબંધ કહેવાય છે તે એજન વેજનાદિ જીવના પ્રદેશને એક વેદનીય આદિ કર્મથી માંડી જાવત્ અષ્ટવિધ કર્મનો બંધ થાય છે. એમ આચારાંગના ટીકાકારનું કહેવુ છે તેનુ કેમ ?

ઉત્તર—ભગવતીજીમાં કહેલા જીવના એજન વેજનાદિ અધિકારને અને પ્રયોગબંધના અધિકારને કાંઇ સંબંધ જણાતો નથી. એજનવેજનાદિ અધિકાર ત્રીજા શતકમાં પ્રમતાદિ આશ્રી કહેલ છે, અને પ્રયોગબંધ તો ૮ મા શતકના ૯ મા ઉદ્દેશે આત્મ પ્રદેશનો, અને અજીવ ( રૂપી અરૂપી ) નો પોતપોતાનો સર્વનો બંધ જુદો જુદો કહ્યો છે. એટલે જીવના આત્મ પ્રદેશનો ત્રણ પ્રકારે બંધ કહ્યો છે તેમ અજીવના સંબંધમાં પણ કેટલાકનો અનાદિબંધ કહ્યો છે, કેટલાકનો સાદિબંધ કહ્યો છે. કાર્મણ શરીરનો સાદિ બંધ કહ્યો છે તે જીવની સાથે રહેલા કાર્મણ શરીરના સાથે સમયે સમયે કર્મના દળનો જે બંધ થાય છે તે કાર્મણ પ્રયોગે બંધ साइए—આદિ સહિત કહ્યો છે. એટલે જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ ૭૦ કોડાકોડ સાગરોપમનો બંધ હોવાને લીધે સાદિ—આદિ સહિત બંધ કહ્યો છે. તે દરેક શરીરના તથા કર્મનાં પુદ્ગલના દળના બંધ આશ્રી કહેલ છે, અને તે કર્મ પુદ્ગલના દળનો આત્મ પ્રદેશે થતો બંધ તે તો सव्वेणंसव्वं—સર્વ આત્મ પ્રદેશે, કાર્મણ યોગે ગ્રહણ કરેલ કર્મનાં દળનો સર્વનો બંધ થાય છે, તેમાં મધ્ય ૮ રૂચક પ્રદેશને જુદા પાડયા નથી, એટલે સર્વ આત્મ પ્રદેશે બંધ થાય છે. અને સર્વ આત્મપ્રદેશ ચળ પણ છે એટલે કંપે છે. વગેરે સવિસ્તર અધિકાર પ્રથમ ભાગમાંથી તથા પ્રથમ કહેલા ચાલતા પ્રશ્નોથી સમજી લેવા.

પ્રશ્ન ૯૪—જીવના આઠ રૂચક પ્રદેશ કેટલા આકાશપ્રદેશ અવગાહીને રહેલા છે ?

ઉત્તર—ભગવતીજી શતક ૨૫ મે ઉદ્દેશે ૪ થે, પૂરૂં થતાં, બાબુવાળા છાપેલ પાને ૧૭૨૧ મે કહ્યું છે કે—

कइण भंते ! जीवत्थिकायस्स मज्झ पदेसा पन्नंत्ता । गोयमा ! अठ जीवत्थिकायस्स मज्झ पदेसा पन्नंत्ता । एएसिणं भंते ! अठ्ठ जीवत्थिकायस्स मज्झपदेसा कइसु आगास पदेसेसु उगाढा होंति ? गोयमा ! जहणेणं एक्कसिवा दोहिंवा, तिहिंवा, चउहिंवा, पचहिंवा, छहिंवा, उक्कोसेणं अठसुणोचेवणं सत्तसु.

અર્થ—હે ભગવંત ! જીવાસ્તિકાયના મધ્ય પ્રદેશ કેટલા કહ્યા છે ? તેના ઉત્તરમા ભગવત કહે છે કે—હે ગૈતમ ! જીવાસ્તિકાયના ૮ મધ્ય પ્રદેશ કહ્યા છે. ગૌતમ કહે હે ભગવંત ! આપે જીવાસ્તિકયના ૮ મધ્ય પ્રદેશ કહ્યા તે કેટલા આકાશ પ્રદેશ અવગાહીને રહ્યા છે ? ભગવત કહે હે ગૌતમ ? જઘન્ય એક, અથવા બે, અથવા ત્રણ, અથવા ચાર, અથવા પાંચ, અથવા ૭ અને ઉત્કૃષ્ટા ૮, પણ સાત ઉપર તો નહિ૪.

આનો પરમાર્થ એ છે કે આત્માના ૮ રૂચક પ્રદેશ જઘન્ય ૧–૨–૩–૪–૫–૬ અને ઉત્કૃષ્ટા ૮ આકાશ પ્રદેશ ઉપર અવગાહીને રહે પણ સાત આકાશ પ્રદેશ અવગાહીને તે ઉપર રહે નહિ, એવો સદ્‌ભાવ છે.

પ્રશ્ન ૯૫—જીવના ૮ રૂચક પ્રદેશ કહ્યા છે તે પ્રમાણે બીજા કોઈ દ્રવ્યના છે કે એકલા જીવનેજ માટે કહ્યા છે?

ઉત્તર—ઠાણાંગ ઠાણે ૮ મે ધર્માસ્તિકાય ૧, અધર્માસ્તિકાય ૨, આકાશાસ્તિકાય ૩ અને જીવ ૪. એ ચારેના આઠ આઠ મધ્ય પ્રદેશ કહ્યા છે.

પ્રશ્ન ૯૬—જીવના આઠ પ્રદેશ. ૪ ઉપર ને ૪ હેઠે. ત્રણ ત્રણને જોટે રહ્યા છે તે પ્રમાણે ધર્માસ્તિકાયાદિકના આઠ મધ્યમ પ્રદેશ છે કે બીજી રીતે?

ઉત્તર—જીવની પેઠે હોવાનો સંભવ નથી. પણ ૪ ઉપર ને ૪ હેઠે એવા ૮ પ્રદેશ હોવા જોઈએ કારણ કે–બે બે પ્રદેશની શ્રેણી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એમ ચારે દિશાએ ચાલી છે અને વિદિશીમા એક એક પ્રદેશની શ્રેણી કહી છે. એ ઉપરથી જીવની પેઠે ત્રણ ત્રણને જોટે ૮ રૂચક પ્રદેશ જણાતા નથી.

પ્રશ્ન ૯૭—સમુદ્‌ઘાત એટલે શું?

ઉત્તર—સમુદ્‌ઘાત એટલે સમ–ઉદ્–ઘાત એ પદચ્છેદ થાય. સમ–એટલે આત્મપ્રદેશની સાથે જે જે કર્મપુદ્‌ગલનાં દળ એક એક પણે ખીર નીરની પેઠે એક રૂપે મળીને રહ્યા છે તે, તેને ઉદ્ એટલે ઉદીરણા કરી ઉદયાવળીમા લાવી, તેને ઘાત એટલે ભોગવી દૂર કરે, નાશ કરે, ઘાત કરે તે સમુદ્‌ઘાત કહેવાય. જેમકે વેદનીય સમુદ્‌ઘાત તે આત્મપ્રદેશની સાથે પૂર્વ કૃત વેદનીય કર્મનાં દળ અમુક સ્થિતિના બંધે રહેલા છે હજી ઉદયમા આવ્યા નથી તેની ઉદીરણા કરીને વેદનીય કર્મને ઉદયમાં લાવે, આવેલી વેદના તીવ્રપણે ભોગવે તે વખતે આત્મપ્રદેશ અને વેદનીય કર્મના પુદ્‌ગલ [illegible]–એકત્રપણે હતાં તેની ઉદ્ભવના થાય–ચળવિચળ થાય તે વખતે આત્મા શરીર પ્રમાણ તીવ્ર વેદનીય જે ભોગવાય અને તેથી જે કર્મપુદ્‌ગલનો નાશ થાય તેનું નામ વેદનીય સમુદ્‌ઘાત કહેવાય.

અને મારણાંતિક સમુદ્‌ઘાત તે મરણને અંતે (આઉખુ અંતર્મુહૂર્ત રહે) આત્મપ્રદેશ બહાર નીકળી જે ગતિમા ઉત્પન્ન થવું હોય તે ગતિ સુધી જાય અને તેનું નામ મારણાંતિક સમુદ્‌ઘાત કહેવાય.

પ્રશ્ન ૯૮—કેવળસમુદ્ઘાતે એટલે શું ?

ઉત્તર—સંપૂર્ણ આખા લોક પ્રમાણે આત્મપ્રદેશ બહાર કાઢે તે કેવળસમુદ્ઘાત કહેવાય.

પ્રશ્ન ૯૯—લોક પ્રમાણે આત્મપ્રદેશ બહાર કાઢવાનું કારણ શું ? તેનો કાળ કેટલો ? અને તે કોણ કાઢે ?

ઉત્તર—કેવળસમુદ્ઘાત કરીને કેવળી, વેદનીય આદિ કર્મનાં પુદ્ગલ ઝાટકે. એ સમુદ્ઘાત ૮ સમયની સ્થિતિનો હોય. તે પહેલે સમય દંડ કરે ( શરીર પ્રમાણે રહેલા આત્મપ્રદેશને બહાર કાઢે ) ઉર્ધ્વ, અધો પોતાના શરીર પ્રમાણે લોકના અંત સુધી આત્મપ્રદેશને બહાર કાઢે, તે દંડ કર્યો કહેવાય.

બીજે સમય કપાટ કરે, એટલે દંડને પૂર્વ, પશ્ચિમ દંડના વિસ્તાર પ્રમાણે પૂર્વ તરફ હૈયાના, પશ્ચિમ તરફ વાંસાના આત્મ પ્રદેશને લોકાંત સુધી કપાટની પેઠે પૂરે.

ત્રીજે સમય દક્ષિણ, ઉત્તર, બેઉ પાસાના પ્રદેશે કરી લોકાંત સુધી મંથાણ કરે.

ચોથે સમય મંથાણના આંતરા પૂરે, એટલે સર્વ લોક આત્મપ્રદેશે પૂરાણો.

પાંચમે સમય મંથાણાનો અંતર સાહરે. છઠ્ઠે સમય મંથાણ સાહરે. સાતમે સમય કપાટ સાહરે. આઠમે સમય દંડ સાહરે. શરીર પ્રમાણે પાછા હતા તેમ આત્મપ્રદેશ ગોઠવાય.

પ્રશ્ન ૧૦૦—૮ સમયમા કયા કયા જોગ પ્રવર્તે ?

ઉત્તર--૧ લે ને ૮ મે સમય ઉદારિક ને કાર્મણનો મિશ્ર તે ઉદારિક મિશ્ર જોગ પ્રવર્તે. ૩-૪-૫ મે સમય કાર્મણ શરીરનો [illegible] એટલે કાર્મણકાય જોગ પ્રવર્તે.

પ્રશ્ન ૧૦૧—૮ સમયમા કેવળ સમુદ્ઘાત કરે [illegible] છે તો કરતા તો અસંખ્યાતા સમય લાગે તે ૮ સમયમાં [illegible] કરે ?

ઉત્તર—કેવળીને કેવળજ્ઞાનના જાણપણા [illegible] સમયની [illegible] જાણી વર્તે છે. તેથી કેવળસમુદ્ઘાત કરતા પહેલે [illegible] આવર્જીકરણ કરે, એટલે વેદનીય આદિ કર્મ [illegible] કરે

વેદનીય, નામ, ગોત્રકર્મની ઘાતરૂપ ઉદીરણા કરે, ત્યારપછી સમુદ્ઘાત કરે તે ૮ સમયમાં આટોપી લે. તે સર્વ જ્ઞાને કરી જાણ્યું વર્તે છે. માટે કરેઇ શબ્દ વપરાયો હોય એમ જણાય છે. શાખ છવીસ હજારા ઠાણાંગના ઠાણે ૭ મા તથા ૮ માની.

પ્રશ્ન ૧૦૨—કેવળસમુદ્ઘાત કરી થાય કે સ્વભાવે થાય?

ઉત્તર—સ્વભાવે થાય છે, કારણ કે, તેની આઠ સમયનીજ સ્થિતિ છે, અને કરવામાં અસંખ્યાતા સમય લાગે, માટે સ્વભાવે થાય. સાખ પન્નવણાજીના ૩૬ મા પદની.

પ્રશ્ન ૧૦૩—કેવળસમુદ્ઘાત કોણ કરે? તીર્થંકર કરે કે અનેરા?

ઉત્તર—કેવળસમુદ્ઘાત તીર્થંકર સિવાયના સામાન્ય કેવળીને થાય છે તે પણ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયા પછી આયુષ્યની હદ છ મહિનાની અંદર હોય અને વેદનીય કર્મની સ્થિતિ વધારે હોય તેને આઉખાની બરાબર કરવા કેવળ નામ આખા લોક પ્રમાણે આત્મપ્રદેશનો ઉદ્ઘાત થાય છે અને વધારાનાં વેદનીય કર્મના પરમાણુને નિર્જરી નાખે છે.

પ્રશ્ન ૧૦૪—આવજીકરણ એટલે શું?

ઉત્તર—આવજીકરણ આત્માને મોક્ષ સામો કરે, નિર્જરા વિશેષ કરવાને વેદનીય કર્મને ઉદીરવા છે માટે આવજીકરણ કહીએ. તે કેવળીનેજ હોય. અર્થાત્ જેને કેવળસમુદ્ઘાત કરવો હોય તેને અંતર્મુહૂર્ત અગાઉ આવજીકરણ હોય. એમ શ્વેતાંબર મતના શાસ્ત્ર ઉપરથી નિર્ણય થાય છે.

પ્રશ્ન ૧૦૫—આ વિષે દિગંબર મતના શાસ્ત્રમાં શુ કહ્યું છે? તેમાં કેવળસમુદ્ઘાત કોણ કરે? કયારે કરે? ને શા માટે કરે? તે જણાવશો?

ઉત્તર—સાભળો, દિગંબર મતનો ભગવતી આરાધના ગ્રંથ પાને ૬૨૫–૬૨૬ મે ગાથા ૫–૯–૧૧ મા કહ્યું છે કે—उक्कस्सएण छम्मासाउग, सेसम्मि केवलिजादा, वच्चंति समुग्घ.दं, सेसा भज्जा समुग्घादे ॥ ५ ॥

અર્થ—જે ઉત્કૃષ્ટપણે કરી છ મહિના આયુકા અવશેષ રહ્યા કેવળી હુયે, તે નિયમ તૈ સમુદ્ઘાતકું પ્રાપ્ત હોય હૈ અર જિનુનૈ આયુકા છહ મહિના તે અધિક અવશેષ રહે કેવળ જ્ઞાન ઉપજ્યા તે સમુદ્ઘાતમેં ભજનીય હૈ–સમુદ્ઘાત હોય વા નહિ હોય. આયુકી સ્થિતિનો અંતર્મુહૂર્ત અવશેષ રહી જાય અર વેદનીય નામ ગોત્રકી સ્થિતિ અધિક રહી જાય તા કે તા તીન કર્મનીકી સ્થિતિકું આયુસમાન કરનેકુ નિયમ તૈ સમુદ્ઘાત

હોય હૈ. અર જાકે તિન કર્મકી સ્થિતિ આયુકે સમાન હોઇ, સો સમુદ્ઘાત નહિ કરે હૈ.

उल्लसं तंवत्थं, विरल्लिदं जहलहु विणिज्वाइ, संवेढियं तुगजंघा, तवेव कम्मं विणादव्वं ॥८॥

અર્થ—જૈસે આલે વસ્ત્રકું પસારિ છિદ્રા કરી દે, તદિ શિઘ્રહિ સુકી જાય હૈ, તૈસૈ સમેટિ ઇકઠ્ઠા કીયા આલા વસ્ત્ર નહિ સુકે હે-બહુત કાલમેં ક્રમ તૈં સૂકે હૈ. તૈસે કર્મહૂ સમુદ્ઘાતકે અવસરમેં જીવકે પ્રદેશનીકી લાર-ફૈલને તે શીઘ્રહી નિર્જરે હૈ અર સમુદ્ઘાત વિના ક્રમ તેં બહુત કાલમેં નિર્જરે હૈ, ઐસા જાનને યોગ્ય હૈ.

चदुहि समयेहि दंडक, वाडप्पदर जगपुरणा णिवद्दा; कमसो करे दित-हचेव, णियत्ति चदुहि समयेहिं ॥ ११ ॥

અર્થ—જો ખડા સમુદ્ઘાત કરે, તાકે એક સમયમેં આત્મા કે પ્રદેશ દેહ તૈં નીચે વા ઉપરી દંડકે આકાર દ્વાદશ અંગુલ પ્રમાણુ મોટા ઘનરૂપ નિકસિ, અર નિચલા વાતવલય તેં લેર ઉપરલા વાતવલયકે અભ્યંતર તાઇ વાતવલયકી મોટાઇ કરિ કૈ ઊન ચૌદહ રાજુ લંબા અર દ્વાદશ અંગુલ મોટા ઐસા એક સમય વિષે દંડાકાર કરે. બહુરિ જો બૈઠતા કે સમુદ્ઘાત હોઇ, તો અપને દેહ તેં તિગુણા મોટા અર નિચે ઉપરિ વાતવલય રહિત લોક પ્રમાણુ દંડાકાર અપને આત્માકે પ્રદેશનિકું કરે. બહુરિ દુજે સમય જે દંડાકાર આત્મ પ્રદેશ છે તેઇ કપાટકે આકાર વાતવલયનિકું છાડિ કોર કરૈં. પૂર્વ સન્મુખ હોય તો દક્ષિણુ, ઉતર કપાટ કરે. અર ઉત્તર સન્મુખ હોય તો પૂર્વ પશ્ચિમ કપાટ કરે. ખડા કૈ દ્વાદશ અંગુલ મોટા કપાટ હોઇ. બહુરિ તિજે સમય વિષૈ આત્માકે પ્રદેશ વાતવલય વિના સમય વિષૈં આત્માકે પ્રદેશ વાતવલય વિના સમસ્ત લોકમે પ્રતરરૂપ વ્યાપ્ત હોઇ, સો પ્રતર સમુદ્ઘાત હૈ. બહુરિ ચોથે સમયમે વાતવલય સહિત સમસ્ત તીનસૈં તીયાલીસ રાજુ પ્રમાણુ લોકમે ઘનરૂપ આત્માકે પ્રદેશ વ્યાપ્ત હોઇ, સો લોક પુરણુ હૈ ઐસે ચ્યારિ સમયનિ કરિ દંડ કપાટ પ્રતર લોક પૂરણુરૂપ આત્માકે પ્રદેશનિકુ અનુક્રમ કરિ કરે. અર બહુરિ ચ્યારિ સમયનેં અનુક્રમ તે સમુદ્ઘાતકું નિવૃત્તિ કરે. પચમ સમયને પ્રતરરૂપ, છટ્ઠે સમયને કપાટરૂપ, સાતમે સમયને દંડરૂપ, આઠને સમયનેં મૂલદેહપ્રમાણુ હોઇ, ઐસે સમુદ્ઘાત કરિ કર્મનિકિ સ્થિતિકુ આયુકી સ્થિતિ સમાન કરે. ॥

ઐસેં સમુદ્ઘાતકે પ્રભાવ તેં નામ, ગોત્ર, વેદનીય કર્મકું આયુ-કર્મકી અંતર્મુહૂર્તકી સ્થિતિ બાકી રહી થી તિસ સમાન કરિ અર અઠાર હજાર શીલકે ભેદનિકા સ્વામીપણાંનેં પ્રાપ્ત હોઇ અર તીઠાં પાછે મન, વચન; કાયકે દ્વારેં આત્મપ્રદેશનિકા હલન ચલન થા તિસ્કું રોકે ॥ ઇતિ કેવળ સમુદ્ઘાત સમાસઃ॥

પ્રશ્ન ૧૦૬.—આત્મ પ્રદેશનું વીર્ય ઓછું વધતું સમજવું કે કેમ? અને કર્મલેપ સરખો કહેવો કે કેમ?

ઉત્તર—જે ક્રિયાને નજીક આત્મ પ્રદેશ હોય તેમાં વીર્ય સ્ફુરણા વધારે હોય છે. જેમ લેવામાં હાથના વીર્યની સ્ફુરણા વધારે હોય છે, અને ચાલવામાં પગના વીર્યની સ્ફુરણા વધારે હોય છે અને કર્મ લેપ સરખો કહેવો,

પ્રશ્ન ૧૦૭—સિદ્ધમાં દ્રવ્ય ગુણ પર્યાય તે શું?

ઉત્તર.—સિદ્ધ પોતે દ્રવ્ય, જ્ઞાન, દર્શન તે ગુણ, અને જ્ઞાન દર્શને કરી રૂપી અરૂપી પદાર્થને જાણ્યા દેખ્યા તે પર્યાય.

પ્રશ્ન ૧૦૮—સિદ્ધમા અગુરૂ લઘુ પર્યાય કહી છે તે શી રીતે?

ઉત્તર.—સિદ્ધના જ્ઞાન દર્શનના ઉપયોગરૂપ તખ્તામાં લોકાલોકમાં રહેલા અનંતા રૂપી અરૂપી દ્રવ્યોની છાંયા પડે, અર્થાત્ ભાસ થાય તે અગુરૂ લઘુ પર્યાય કહેવાય. અહિયાં કોઇ એમ કહે કે અરૂપીની પર્યાય અરૂપી હોય માટે આ પર્યાય અરૂપી કેમ ઠરે? તેના ઉત્તરમાં દાખલા તરીકે, જેમ તખ્તામાં જે પદાર્થની છાંયા ભાસ પડે છે, અર્થાત્ પ્રતિબિંબ પડે છે તેના પુદ્ગલો તો પ્રયોગસા મિસસા ને વિસસા હોય છે, પણ તખ્તામાં પડેલું પ્રતિબિંબ તે તો વિસસા પુદ્ગળનુંજ હોય છે. તે ન્યાયે સિદ્ધના જ્ઞાનદર્શનના ઉપયોગમા લોકાલોકના સ્વરૂપનો પડેલો ભાસ પડેલું પ્રતિબિંબ તેની પર્યાય અરૂપીને અગુરૂ લઘુ છે. રૂપીમા રૂપી છાંયા પડે અને અરૂપીમા અરૂપી છાંયા પડે જો કે બન્ને છાંયા છે તો અગુરૂ લઘુ પણ પર્યાય આશ્રી રૂપીની રૂપીપર્યાય અને અરૂપીની અરૂપીપર્યાય કહેવાય

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાળજી સ્વામી. તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી "પ્રશ્નોત્તર મોહનમાળા" પાંચમો ભાગ સમાપ્ત ॥





પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા

## ભાગ ૬ ઠ્ઠો.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.



## ભાગ ૬ ઠ્ઠો.

પ્રશ્ન ૧—પુદ્ગલ કેટલા પ્રકારનાં ?

ઉત્તર—પુદ્ગલ ત્રણ પ્રકારનાં.

પ્રશ્ન ૨—ત્રણ પ્રકાર કયા કયા ?

ઉત્તર—પ્રયોગસા, મિસસા, ને વિસસા.

પ્રશ્ન ૩—પ્રયોગસા એટલે ?

ઉત્તર—જીવે પ્રયોગવડે કરીને એટલે પ્રકર્ષે યોગ વડે કરીને જે પુદ્ગલોને ગ્રહણ કર્યાં તે પુદ્ગલ પ્રયોગસા કહેવાય.

પ્રશ્ન ૪—મિસસા એટલે શું ?

ઉત્તર—જે પુદ્ગલ જીવે મૂકેલાં તેમાં બીજાં પુદ્ગલો ભળે એટલે તે પુદ્ગલો મિસસા કહેવાણા.

પ્રશ્ન ૫—વિસસા પુદ્ગલ કોને કહેવાં ?

ઉત્તર—જે પુદ્ગલો એક પરમાણુથી માંડીને અનંત પ્રદેશી ખંધ, ઉપલા બે જાતના પુદ્ગલોથી અલાયદાજ એટલે નથી પ્રયોગસામાં કે નથી મિસસામાં એવાં પુદ્ગલો છુટાં હોય કે જથાબંધ હોય તે વિસસા પુદ્ગલ કહેવાય.

જીવે ગ્રહ્યા તે પ્રયોગસા, મુકયા મિસસા જાણ;<br>
સ્વભાવે મળ્યા તે વિસસા, ભાખ ગયા ભગવાન. ૧

પ્રશ્ન ૬—પરમાણુ એટલે શું ?

ઉત્તર—પરમ નામ ઉત્કૃષ્ટામાં ઉત્કૃષ્ટું, અણુ નામ ઝીણું બારીક સૂક્ષ્મમાં સૂક્ષ્મ અર્થાત્ એકના બે ભાગ ન થાય એવું ઝીણામાં ઝીણું તેને પરમાણુ કહેવામાં આવે છે.

પ્રશ્ન ૭—પુદ્ગલ એટલે શું ?

ઉત્તર—પુદ્ નામ પુરવું, અને ગળ નામ ગળવું, વીખરાવું એટલે [illegible] પુરવું એવું નામ પુદ્ગળ કહેવામાં આવે છે.

પ્રશ્ન ૮—પરમાણુ અને પુદ્દગળ આ બન્નેનો એકજ અર્થ છે કે બે વસ્તુ જુદી છે ?

ઉત્તર—આ બન્નેનો એકજ અર્થ છે એટલે તે એકજ નામથી ઓળખાય છે. તેને સૂત્રમા પરમાણુ-પુદ્દગળના નામથીજ બોલાવેલ છે.

પ્રશ્ન ૯—એવાં ઝીણામા ઝીણા પુદ્દગળ કયા કે જે પરમાણુ પુદ્દગળના નામથી ઓળખાય છે ?

ઉત્તર—વર્ણ, ગધ, રસ અને સ્પર્શ. આ ચારે પુદ્દગલ છે તે બારીકમા બારીક હોવાથી પરમાણુના નામે ઓળખાય છે.

પ્રશ્ન ૧૦—વર્ણ, ગધ, રસ અને સ્પર્શ તે તો આપણે નજરે જોઈ શકીએ છીએ યા જાણી શકીએ છીએ તેને બારીક કેવી રીતે ગણવા ?

ઉત્તર—જે આપણે દેખીએ છીએ તે પરમાણુ નહી, પણ તે તો અનંત પ્રદેશી ખધ છે, એટલે અનંત ને અનતગુણા કરીએ તેટલા પરમાણુઓ એકઠા મળી વર્ણાદિપણે બનેલો જે ખંધ, તે ખધ આપણા જોવામા આવે છે તેનુ નામ ખધ કહેવાય છે, તેના પણ અનેક ભેદ હોય છે

પ્રશ્ન ૧૧—તે ભેદ કેવી રીતના હોય છે, અને પરમાણુપુદ્દગલનું સ્વરૂપ પણ કેવુ હોય છે તે પણ જણાવશો ?

ઉત્તર—પાચ વર્ણમાનો એક વર્ણ, બે ગધમાનો એક ગધ, પાચ રસમાનો એક રસ અને આઠ સ્પર્શમાના બે સ્પર્શ. એટલે એક વર્ણ, એક ગધ, એક રસ અને બે સ્પર્શ તે પણ બારીકમા બારીક, ઝીણામા ઝીણા, સૂક્ષ્મમા સૂક્ષ્મ. એ પાચેનુ એકત્રપણુ મળીને જે બનેલો પદાર્થ તેને સૂત્રમા અનત જ્ઞાનીએ પરમાણુપુદ્દગલના નામે ઓળખાવેલ છે તે છદ્મસ્થના જોવામા આવે નહિ અનતજ્ઞાનીના પ્રકાશેલા જ્ઞાનથી જાણી શકાય, પણ દેખી શકાય નહિ. એવા પરમાણુઓના પણ અનત ભેદ છે

પ્રશ્ન ૧૨—વળી પરમાણુઓના અનત ભેદ કેવી રીતે છે તે તો જણાવો ?

વર્ણ, ગંધ, રસ ને સ્પર્શના પર્યવે કરી અશાશ્વતો કહ્યો છે તો એ અપેક્ષાએ પરમાણુઆની પર્યાય જે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ ફરે છે પાલટે છે. એટલે એક ગુણુ કાળાદિ પરમાણુઓ હતો તે અનંત ગુણુ કાળાદિ થાય અને અનંત ગુણુ કાળો હતો તે એક ગુણુ કાલાદિ થાય. માટે પર્યાયનું પાલટવાપણું થાય છે. તો શું તે પરમાણુપુદ્ગલના મૂળ દ્રવ્યના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ પાલટે ખરા? એક ટળી બીજા થાય ખરા?

ઉત્તર—જો એમ થાય તો પરમાણુઆનું પરમાણુઆ પણું ટળી જાય. પરમાણુઓ કાંઇ વસ્તુ કે પદાર્થ નથી. વર્ણ, ગંધ, રસ, સ્પર્શરૂપ પુદ્ગલનો જે બારીકમાં બારીક પિંડ તેનું નામ પરમાણુઓ છે. એજ દ્રવ્ય છે એટલે એજ વર્ણાદિ વસ્તુનોજ દ્રવ્ય છે.

એ દ્રવ્ય તો શાશ્વતો છે. તેમા કાંઇ ફેરફાર હાનિ વૃદ્ધિ કે વધઘટ થાય નહિ પણ તે પરમાણુઓ જ્યારે ખંધમાં મળી જાય ત્યારે સામા દ્રવ્યની પર્યાયની અધિકતાને લઇને પરમાણુઆની પર્યાય ગૌણુતામાં ગણાવાથી તેની પર્યાય પાલટી કહેવાય ખંધમા મળી જવાથી જેમ અત્યારે તે પરમાણુઓ નથી, તેમ તેની પર્યાય નથી પણ જ્ઞાની પુરૂષે તો મૂળ વર્ણાદિક દ્રવ્યનો જે પરમાણુઓ છે તે તો દ્રવ્યથી શાશ્વતોજ કહ્યો છે, પણ બીજામા મળી જવાથી તેની પર્યાય બદલાઇ ગઇ, તેનું સ્વરૂપ બદલાઇ ગયું માટે અશાશ્વતો કહ્યો. દાખલા તરીકે જીવ દ્રવ્ય તો શાશ્વતો છે અને તેની મૂળ પર્યાય અસંખ્યાતા પ્રદેશ સહિત જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ભગવતીજીમા કહી છે, પણ તે જ્યારે ગત્યંતરની પર્યાયમા મળી જાય છે ત્યારે તે જીવ તે રૂપનોજ ગણાય છે. નારકીમા જાય તો નારકીનો જીવ ગણાય છે, નિગોદમા જાય તો નિગોદનો જીવ ગણાય છે અજ્ઞાનતાનાં પર્યવો મળવાથી—અજ્ઞાનતાને લઇને અજ્ઞાની કહેવાય છે, મિથ્યાદૃષ્ટિને લઇને મિથ્યાત્વી કહેવાય છે. એટલે ગત્યંતરની ઋદ્ધિના પર્યાયની અધિકતાને લઇને જીવના મૂળ પર્યાય ગૌણુતામા રહ્યા હિસાબમા ગણાતા નથી. તે જીવ જ્યારે તે તે ગતિથી જુદો પડી પોતાના મૂળ સ્વરૂપમા આવે છે ત્યારે જે તેની મૂળ પર્યાય હોય તેજ પર્યાયરૂપ તે જીવ ગણાય છે એજ ન્યાયે પરમાણુઆનુ પણ જાણવું જેમ જીવ દ્રવ્ય શાશ્વતો છે તેમ પરમાણુઓ પણ શાશ્વતો છે જીવના મૂળ પર્યાય જેમ શાશ્વતા છે તેમ પરમાણુઆના મૂળ પર્યાય પણ શાશ્વતા છે

તુલ્ય અને ગંધ, રસ, સ્પર્શે આશ્રી છઠાણુવડીયો કહ્યો છે. એટલે સુવર્ણે સુવર્ણવાળાને સરખે વર્ણે તુલ્ય, અન્યત્ર વર્ણ સાથે છઠાણવડીયો કહ્યો છે. એમ દ્વિપ્રદેશી વગેરે ભાંગાનો વિચાર કરતાં મૂળ દ્રવ્યની પર્યાય પાલટી નથી. પણ બીજા દ્રવ્ય સાથે મળી જવાથી વિજાતીની અપેક્ષાએ પર્યાયનું પાલટવું થાય છે, પણ જે દ્રવ્ય (જે પરમાણુઓ) બીજા દ્રવ્ય સાથે મળેલો તે જુદો પડે ત્યારે જે તેની મૂળ પર્યાય હતી તે પર્યાય સહિતજ જુદો પડે, તેમાં ફેરફાર થાય નહિ.

પ્રશ્ન ૧૪—પુદ્ગલ સંબંધી દ્રવ્ય, ગુણ, ને પર્યાય કોને કહો છો?

ઉત્તર—અહિયાં પુદ્ગલ સંબંધીની પૃચ્છા છે, માટે એક પરમાણુથી માંડી અનંત પ્રદેશી ખંધને પુદ્ગલ કહીને બોલાવ્યા છે તેના દ્રવ્ય, ગુણ ને પર્યાય ઉત્તરાધ્યયનના ૨૮મા અધ્યયનમાં નીચે પ્રમાણે કહેલ છે.

गुणाणं आसओ दव्वं, एग दव्वऽसिया गुणा;
लक्खणं पज्जवाणं तु, उभओ अस्सियाभवे. ६.

અર્થ—વર્ણાદિકનો (વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિકનો) આશ્રય તે દ્રવ્ય, એકેક દ્રવ્યને વિષે અનેક વર્ણાદિ ગુણ હોય, અને ત્રીજો બોલ જે પર્યવ તેનું લક્ષણ જે જુના પર્યવ તથા નવા પર્યવ એ. (૨) પર્યવ તે, અથવા ગુણ અને પર્યવ એ બે. દ્રવ્યને આશ્રી હોય અથવા પર્યવ જે તે દ્રવ્ય અને ગુણને આશ્રી હોય.

अणतणिय दव्वाणि, આઠમી ગાથામાં પુદ્ગલના અનંતા દ્રવ્ય કહ્યા છે.—હવે પુદ્ગલનુ લક્ષણ કહે છે.

सद्दंऽधयार उज्जोय, पहा छाया तवेइया,
वन्न गंध रस फासा, पोग्गलाणं तु लक्खणं. १२

અર્થ—શબ્દ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ. એ સર્વ પુદ્ગલનું લક્ષણ છે અર્થાત્ એ લક્ષણે પુદ્ગલ જાણીએ

હવે તે પુદ્ગલની પર્યાય ઓળખાવે છે.—

एगत्तंच पुहत्तं च, संक्खा संठाण मेव य;
संजोगाय विभागाय, पज्जवाण तु लक्खणं. १३.

અર્થ—ઉપર કહ્યા જે પુદ્ગલ તેનું એકઠું મળવું, એકઠા મળેલાને જુદા જુદા થવું, પરમાણુઆમાંથી સંખ્યામા જવું, (એટલે દ્વિપ્રદેશી ત્રિપ્રદેશી એમ સંખ્યાત, અસંખ્યાત અને અનંત પ્રદેશી ખંધ તે સંખ્યા

કહેવાય ) વાટલા પ્રમુખ સસ્થાનનું મળવું, તેમજ વર્ણેવર્ણ, ગંધેગંધ, રસે-રસ ને ફરસેફરસનું (એમ ઘણા વર્ણાદિકનું) એક બીજામા મળવું તે સજોગ ને મળેલા વર્ણાદિકનો વિજોગ થવો-જુદુ થવું તે વિભાગ એટલા લક્ષણે પર્યાયનું સ્વરૂપ જાણવું.

એ પુદ્‌ગલ સબધીના દ્રવ્ય, ગુણ ને પર્યાયનું સ્વરૂપ કહ્યું. તે ઉપર વિચાર કરતા મૂળ દ્રવ્યથી ગુણ અને પર્યાય જુદા નથી. જેમ સાકરનુ ગળપણ અને તેનો વર્ણ જુદા નથી તેમ સાકર તો દ્રવ્ય, ગળપણ તેનો ગુણ ને વર્ણ તેની પર્યાય પણ સાકરને પાણીમા લાલ રગ નાખ્યો તેથી લાલ પાણી થયુ. પરતુ લાલ રગના પરમાણુઆની બહુલતાએ અને સાકરના પરમાણુઆ શ્વેત રગના હતા તે ગૌણતાએ રહી લલ રગનુ સાકરનુ પાણી ગણાયું. પણ સાયન્સવાળા રસાયણશાસ્ત્રીઓ લાલ રગના મળેલા પરમાણુઓને ( પુદ્‌ગલોને ) જુદા પાડી મૂળ સાકરના દ્રવ્યોને સાકરરૂપે જુદી પાડે છે. તેમ પરમાણુઆનું પણ તેવીજ રીતે જાણવુ. મૂળ દ્રવ્યના વર્ણ, ગધ, રસ, સ્પર્શ તો તેમના તેમજ રહે, બીજા દ્રવ્યમા મળવાથી પાલટણ ગુણ થાય અને જુદા પડે ત્યારે મૂળ સ્વરૂપેજ હોય અર્થાત્ મૂળ દ્રવ્યની પર્યાય જુદી પડતી નથી.

પ્રશ્ન ૧૫—માથાના કેશ કાળા હોય તે ધોળા કેમ થાય છે? એ ઉપરથી એમ જણાય છે કે કળા વર્ણની પર્યાય હતી તે પર્યાય પાલટીને શ્વેત વર્ણની પર્યાય થઇ ગઇ એ ઉપરથી પરમાણુઆની પર્યાય પલટાનો સભવ રહે છે

ઉત્તર—આ વાતનો વિચાર કરશો તો તરતજ સમજાશે કે-પ્રથમ કાળા પરમાણુઆના મળવાથી કાળા કેશ હતા તે કાળાંતરે કાળા પરમાણુઆનું ખસવાપણુ થતુ ગયુ અને ધોળા પરમાણુઆ મળતા ગયા તેથી કાળા ટળી ધોળા કેશ થયા, તેથી કેશની પર્યાય પાલટી જણાય, પણ મુળ પર્યાય તો મૂળ દ્રવ્યની હતી, તેમની તેમજ રહે. તેના માટે ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનની ૧૩ મી ગાથાના પહેલા અને ત્રીજા પદનો વિચાર કરશો તો તરત સમજાઇ આવશે.

तुल्ले, परमाणु पोग्गले परमाणु पोग्गलवइरित्तस्स दव्वओ णो तुल्ले –एगगुण कालए पोग्गले एगगुणकालयस्स भावओ तुल्ले, एगगुणकालए पोग्गले एगगुणकालवइरित्तस्स पोग्गलस्स भावओ णो तुल्ले

એમ જાવત્ અનંત ગુણ કાળા આશ્રી પણ કહ્યું છે. તેમજ નીલા, રાતા, પીળા, ધોળા વગેરે ગંધ, રસ, સ્પર્શને પણ કહેલ છે

તેમજ ભગવતીજી શતક ૧૨ મે–ઉદ્દેશે ૧૦ મે પરમાણુપુદ્ગલને માટે કહ્યું છે કે–આપણા પર્યાયની અપેક્ષાએ આત્મા, પરપર્યાયની અપેક્ષાએ નહી આત્મા, બેઉની અપેક્ષાએ અવક્તવ્ય. એટલે એ આત્મા, એ અનાત્મા એમ ન કહી શકીએ.

તેમજ ભગવતીજી શતક ૨૫ મે, ઉદ્દેશે ૪ થે, બાબૂવાળા છાપેલ પાને ૧૬૯૬ મે પરમાણુપુદ્ગલ અનંતા કહ્યા છે. જાવત્ અનંત પ્રદેશી સ્કંધ અનંતા કહ્યા છે તેમજ એક ગુણ કાળા અનંતા કહ્યા તેમ જાવત્ અનંત ગુણ કાળા પણ અનંતા કહ્યા છે. વગેરે અધિકાર છે.

ઉપરના લખાણનો વિચાર કરતાં પરમાણુપુદ્ગલ મૂળ દ્રવ્યે તો જે જે વર્ણ, ગંધ, રસ, સ્પર્શના હોય તે તેજ સ્વભાવે સદા કાળ તેજ રૂપે રહે માટે દ્રવ્યથી તુલ્ય કહ્યા છે, અને તેથી વ્યતિરિક્ત હોય તેને તુલ્યતા પણે ગણવો નહિ તેમજ એક ગુણ કાળા પરમાણુપુદ્ગલને પણ સરખા વર્ણવાળાને ભાવથી તુલ્ય કહ્યા છે, અને વ્યતિરિક્તને ભાવથી તુલ્ય ગણ્યા નથી. કારણકે તે પોતાની પર્યાયથી ઉલટી પર્યાય છે માટે

એટલાજ માટે પરમાણુપુદ્ગલને સ્વપર્યાય માટે આત્મા કહ્યો છે, અને પરપર્યાયની અપેક્ષાએ આત્મા ગવેષ્યો નથી,

વગેરે લખાણ ઉપરથી સિદ્ધ થાય છે કે–જેમ પરમાણુઓ ખંધમા મળવાથી ખંધતા નામે ઓળખાણો અને પરમાણુવાપણું ટળી ગયું એટલે પરમાણુઓ કહેવાય નહિ, તો પછી તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તો કહેવાયજ શાના ? પોતે બદલાણો તો તેની પર્યાય તો બદલાયજ, દાખલા તરીકે–જેમ સો મુમણામા એક વાણીયો બેઠો હતો, તે સમય કોઇ પૂછે કે અહિંયા કોણ બેઠું છે ? ત્યારે એમ કહેવાય કે મુમણા બેઠા છે. તો શું પેલો વાણીયો મુમણો થઇ ગયો ? એમ તો કદી બને નહી પણ મુમણા ભેગો ભળ્યો માટે તેની પર્યાય પલટાણી ને વાણીયાનો મુમણો કહેવાણો. પણ તે જ્યારે વૃંદમાથી જુદો પાડશે ત્યારે મુમણાની પર્યાય જે દાઢી તથા માથે મુંડો કે અદલાચોટી વગેરે તેની પર્યાય લઇને નીકળશે

નહિ, પણ જે પોતાની મૂળ પર્યાય હોય તેજ લઈને નીકળે. તે ન્યાયે પરમાણુઓનું પણ સમજવું. પરમાણુઓ બીજામાં મળે ત્યારે પોતાની પર્યાયને લઈને દ્રવ્યાર્થે શાશ્વતો અને પર પર્યાયને લઇને પર્યાયાર્થે અશાશ્વતો કહ્યો. આપણી પર્યાયની અપેક્ષાએ આત્મા કહ્યો છે, અને પરપર્યાયની અપેક્ષાએ આત્મા ન કહ્યો. એ ન્યાય સત્ય છે

પ્રશ્ન ૧૬—કેટલાક એમ કહે છે કે પરમાણુ પુદ્ગળ એક ગુણ કાળો હોય તે દ્વિગુણ કાળો થાય જાવત્ અનંત ગુણ કાળો પણ થાય. અને અનંત ગુણ કાળો હોય તે અસંખ્ય ગુણ કે સંખ્યાત ગુણ જાવત્ એક ગુણ કાળો પણ થાય. તેમ એક ગુણ કાળાથી અનંત ગુણ કાળા સુધીની સ્થિતિ જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટી અસંખ્યાતા કાળની ભગવતીજી શતક ૫મે ઉદ્દેશે ૭મે કહી છે. તે ઉપરથી વર્ણાદિ પર્યાયનું પલટવું સિદ્ધ થાય છે, ને ભગવતીજીના ૧૪મા શતકમા ૪થા ઉદ્દેશે પણ એજ કહ્યું છે કે પરમાણુ પુદ્ગળ દ્રવ્યથી શાશ્વતો, અને વર્ણ, ગંધ, રસ, સ્પર્શના પર્યવે અશાશ્વતો, માટે તેની પર્યાય પલટવી જોઇએ.

ઉત્તર—આ બાબતમા બે મત પડે છે એક પક્ષવાળા પરમાણુઓની પર્યાય પાલટવી કહે છે, ત્યારે બીજો પક્ષ કહે છે કે મૂળ પર્યાય પાલટે નહિ, આ બને પક્ષનો વિચાર કરતા સૂત્રના ન્યાયે બીજો પક્ષ બળવાન જણાય છે. પ્રથમનું લખાણ પણ બીજા પક્ષને બળવાન કરનારૂં છે. પ્રથમ પક્ષવાળાનું જે કહેવું છે તે ઓઘીક કહેવુ છે, કે ભગવતીજીના ૧૪મા શતકના ચોથા ઉદ્દેશામા કહ્યા પ્રમાણે પરમાણુ એ દ્રવ્યથી શાશ્વતો અને વર્ણાદિક પર્યવે કરી અશાશ્વતો તેમજ પાચમે શતકે ઉદ્દેશે સાતમે કહ્યા પ્રમાણે એક ગુણ કાળો જઘન્ય એક સમય રહે ઉત્કૃષ્ટ અસંખ્યાતો કાળ રહે, એમ જાવત્ અનંતગુણ કાળા સુધીનુ કહ્યુ. એટલે એક ગુણ કાળો પરમાણુઓ ઘણામા ઘણો અસંખ્યાતો કાળ રહી પછી દ્વિગુણ કાળો કે જાવત્ અનંત ગુણ કાળો થાય એમ પહેલા પક્ષનુ બોલવુ થતા તેને બીજો પક્ષ ઉત્તર આપે છે કે—

પરમાણુપુદ્ગલ પરમાણુપણે તો શાશ્વતો છે એટલે એક પરમાણુમાં એક વર્ણ, એક ગંધ, એક રસ, બે સ્પર્શ, (કાં સ્નિગ્ધ હોય કે કાં રૂક્ષ હોય એમાંથી એક હોય. કાં શીત કે કાં ઉષ્ણ એ બેમાંથી એક હોય એટલે સ્પર્શ બે.) હવે જે વર્ણાદિકનો મૂળ પરમાણુઓ હોય તેજ દ્રવ્ય થકી શાશ્વતો સદાકાળ તેજ રૂપે રહે અને બીજા વર્ણાદિકના એટલે પરપર્યાય સંયોગ ત્યારે તેની પર્યાય પાલટે તે આશ્રી અશાશ્વતો કહ્યો છે, એમ ૧૪ મા

શતકના ૪ થા ઉદ્દેશાની ટીકામાં બાબુવાળા છાપેલ પાને ૧૧૬૭ મે કહેલ છે અને પાંચમા શતકના ૭ મે ઉદ્દેશે એક ગુણ કાળો જઘન્ય ૧ સમય કહ્યો અને ઉત્કૃષ્ટ અસંખ્યાતો કાળ રહે એમ કહ્યું તે પણ કાળ આશ્રી તેજ રૂપે રહેવા આશ્રી કહ્યું છે પછી અવશ્ય ખંધના વર્ણાદિકમાં મળી જાય જે પરમાણુઆની મૂળ દ્રવ્યની જે મૂળ પર્યાય છે તે જો કોઇ પાલટવી માને તો તેને પૂછીએ કે–તેની તમામ પર્યાય ખસી જાય તો તે પર્યાય કયાં ગઇ? અને એક ગુણ કાળો આદિ એક ગુણ ગંધ રસ, ફરસ ખસી જવાથી પરમાણુઓ કેવા સ્વરૂપે છે? તે જણાવશો? અને જો તેમ ન બને એમ કોઇ કહે તો કહેવું કે–તો પછી તેની પર્યાય કેવી રીતે પાલટે? ત્યારે કોઇ એમ કહે કે-પરમાણુઓ બીજા ખંધમાં મળે ત્યારે વર્ણાદિક પર્યાય પાલટે, એક ગુણ કાળો તે જાવત્ અનંત ગુણ કાળો થાય અનંત ગુણ કાળો ટળી એક ગુણ કાળો થાય એટલે પરમાણુઆની પર્યાય બીજામા મળી જાય અથવા બીજાની પર્યાય પરમાણુઆમા આવે. એમ કોઇ બોલે તો કહેવું કે-પન્નવણાના પર્યવ પદમાં એક ગુણ કાળા પરમાણુઆની સામે એક ગુણ કાળા પરમાણુઆની પૃચ્છામાં તુલ્ય કહ્યા છે. અને શિવાયની પૃચ્છામા છ-ઠાણવડીયો કહેલ છે. તેમ દ્વિપ્રદેશી ખંધથી માંડી અનંત પ્રદેશી ખંધની દરેક પુદ્ગલની પૃચ્છામાં એક ગુણથી માંડી અનંત ગુણ સુધીના વર્ણ, ગંધ, રસ, સ્પર્શની પૃચ્છામાં સરખાપણે તુલ્ય હોય, અને વિપર્યાસે છઠાણવડીયો કહેલ છે એ ઉપરથી મૂળ દ્રવ્યનો પરમાણુઓ અને તેની મૂળ પર્યાય તો શાશ્વતીજ હોય તે કેવી રીતે પાલટે? પરમાણુઓ વસ્તુ શું છે? ને વર્ણાદિ વસ્તુ શું છે? તે પણ જાણવું જોઇએ. વર્ણાદિ વિનાનો પરમાણુઓ કદિ હોઇ શકે ખરો? અને પરમાણુઆ વિના વર્ણાદિ હોય ખરા? જો પરમાણુઆથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ ખસી જાય તો પછી પરમાણુઓ કેવા સ્વરૂપે રહ્યા? પરમાણુઆમાંથી ખસેલાં વર્ણાદિક બીજાં દ્રવ્યોમા ન ભળે ત્યા સુધી તે કોના આધારે રહ્યા? આટલો વિચાર લક્ષમા રાખી, પરમાણુઆનું સ્વરૂપ સમજીને સમન્નુતીપૂર્વક વિચાર કરવામા આવશે તો તરત પોતે સમજી શકશે કે પરમાણુઆની મૂળ પર્યાય પાલટે નહી

પ્રશ્ન ૬૭—કેટલાક કહે છે કે પરમાણુઓ તો શાશ્વતોજ હોય, પણ તેની પર્યાય શાશ્વતી સમજતી નથી પર્યાયની સ્થિતિ જઘન્ય ૧ સમયની ઉત્કૃષ્ટી અસંખ્યાતા કાળની કહી છે તો છેવટે અસંખ્યાતા કાળે તો અવશ્ય તેની પર્યાય ખસી જાય અર્થાત પાલટેજ. પર્યાયને એક બીજી પર્યાયમા પ્રગમવાનો મળી જવાનો સ્વભાવ છે માટે એક બીજામા મળી જાય.

વળી કેટલાક એમ પણ કહે છે કે, પરમાણુઆની અંદર એકજ વર્ણાદિ પર્યવ ન હોય. જ્યા મુખ્યત્વે જે વર્ણાદિ હોય તેમાં ગૌણતાએ અનેરા વર્ણાદિ પણ હોય એટલે એક વર્ણાદિ પર્યાય પાલટે એટલે બીજી પ્રકાશમાં આવે. એમ પર્યાય પાલટવાના સંબંધમા અનેક તર્ક સાંભળવામાં આવે છે તેનુ કેમ ?

ઉત્તર—એ તો સૌ સૌના મગજની વાતો છે જેમ જેની કલ્પનામાં આવે તેમ કહે પણ આપણે એટલુ તો જાણીએ છીએ કે પરમાણુ અને પર્યાય કાંઇ જુદો પદાર્થ નથી. પર્યાય મળીને પરમાણુઓ છે અને પરમાણુઓ એ પર્યાયનો મળેલો એક બારીકમાં બારીક ઝીણામા ઝીણો એકના બે ભાગ ન થાય તેવો એક પદાર્થ છે તે માત્ર ૧ વર્ણ ૧ ગંધ ૧ રસ ને બે સ્પર્શનોજ બનેલો છે કે જે શાશ્વતો પરમાણુઆના નામથી ઓળખાય છે અને જે વર્ણાદિક પાચ છે તે પર્યાયના નામથી ઓળખાય છે. એટલે ભગવતીજીના ૧૪ મા શતકમા કહ્યા પ્રમાણે પરમાણુ દ્રવ્યથી શાશ્વતો કહ્યો અને વર્ણાદિક પર્યાયથી અશાશ્વતો કહ્યો, તે મૂળ પર્યાય આશ્રી નહિ પણ અન્ય પુદ્ગલોમા મળી જાય તે તેની પર્યાય કહેવાય એટલે ત્યાંના વર્ણ ગંધ, રસ, સ્પર્શમા મળી જવાથી પરમાણુઆપણુ ટળી ગયુ તે આશ્રી અશાશ્વતો. એટલે દ્રવ્ય તે પોતાનો મૂળ સ્વભાવ જે વર્ણ, ગંધ, રસ, સ્પર્શનો હોય તે, અને પર્યાય તે પોતા માથે બીજા પરમાણુઆનું મળવાપણુ અને પોતાનુ બીજામા ભળવાપણુ, તે પર્યાયનો પાલટણ ગુણ થવાથી તે અશાશ્વતો અને તેની સ્થિતિ પણ કહી છે

જેમ પરમાણુઓ જો કે છે તો શાશ્વતો પણ તેની સ્થિતિ જઘન્ય ૧ સમયની ને ઉત્કૃષ્ટી અસંખ્યાતા કાળની કહી તેનું શું કારણ ? શું તે એક સમયમા કે અસંખ્યાતા કાળમા નષ્ટ થઇ જવાનો ? તે જરા વિચાર કરવો હવે તે મૂળ પાઠ દેખાડીએ છીએ

ભગવતીજી શતક ૫ મે, ઉદ્દેશે ૭ મે ગામવાળા [illegible] મે તથા ૩૫૭ મે કહ્યુ છે કે—

परमाणु पोग्गलेणं भंते ! कालओ केवंचिरं होइ ? गोयमा ! जहन्नेणं एगं समयं उक्कोसेणं असंखेज्जं कालं

અહિંયા પરમાણુ [illegible]

જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાતો કાળ રહે. પછી અવશ્ય ખંધમાં મળી જાય. કા તો દ્વિપ્રદેશી ખંધ થાય કે જાવત્ અનંત પ્રદેશી ખધમા મળી જાય. એટલે પરમાણુઓ પરમાણુઆપણે અત્યારે નથી માટે તેની સ્થિતિ કહી.

એજ ન્યાયે ભગવતીજીમાં આ ચાલતા અધિકારે એક ગુણ કાળાથી જાવત્ અનત ગુણ કાળા સુધીની સ્થિતિ જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટી અસંખ્યાતા કાળની જાણવી.

ટીકામાં પણ કહ્યું છે કે— तत्र परमाणु इत्यादि द्रव्यचिंता ॥ उक्कोसेणं असंखेजं कालंति ॥ असंङख्येय कालात्परतः पुद्गलानामेकरूपेण स्थित्यभावात् ॥

અથ ભાષા—પરમાણુપુદ્ગલ હે ભગવન્? કાળથી કેટલો કાળ રહે? ઇતિ પ્રશ્ન. ઉત્તર-હે ગૌતમ! જઘન્ય થકી એક સમય ઉત્કૃષ્ટ થકી અસંખ્યાતો કાળ જેહ ભણી અસંખ્યાતા કાળથી ઉપરાત પુદ્ગલને એકેરૂપે કરી સ્થિતિનો અભાવ છે.

તેમજ પાને ૩૫૮ મે કહ્યું છે કે—જે પરમાણુઓ ખધમા મળ્યો હતો તે પાછો પરમાણુપણે આવતાં કેટલો કાળ લાગે? તેના ઉત્તરમાં પણ એજ પ્રમાણે કહ્યું છે કે—જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અસંખ્યાતો કાળ તે ઠેકાણે કહ્યું છે કે-પરમાણુપુદ્ગલ સ્કંધને મળી વળી કેટલે કાળે પરમાણુ થાય? ઇતિ પ્રશ્ન. ઉત્તરમા ભગવંતે કહ્યું કે હે ગૌતમ! જઘન્ય થકી એક સમય, ઉત્કૃષ્ટથી અસંખ્યાતો કાળ

અહિંયા તો ખુલ્લું કહ્યુ છે કે—ભગવતે પરમાણુઆની સ્થિતિ કહી પણ પરમાણુઆનો નાશ કહ્યો નથી. તેમજ એક ગુણ કાળાદિ વર્ણ આદિ સર્વ પર્યાયની પરમાણુની પેઠેજ સ્થિતિ કહી એટલે બીજામાં મળી જવા આશ્રી અથવા તદ્સ્વરૂપે રહેવા આશ્રી સ્થિતિ કહી છે. એટલે અસખ્યાતા કાળથી વધારે જે જે ભાવનો-જે જે વર્ણાદિ પર્યાયનો પરમાણુઓ હોય, તે પ્રમાણે પરમાણુપણે રહે નહિ. એટલે બીજામાં મળી જાય, અને ત્યા પણ અસખ્યાતા કાળથી વધારે રહી શકે નહિ, એટલે જેવા સ્વરૂપે જેવી પર્યાયે દાખલ થયો હતો તેવોજ બહાર નીકળે એમા કાંઈ ન્યૂનાધિકપણું થતુ નથી. એમ ભગવતીજીના કથનથી નિર્ણય થાય છે.

પર્યાયનું પાલટવાપણુ તો સ્કંધમાં મળી જવાને લીધેજ કહેલ છે. એટલે જે પરમાણુઓ દ્રવ્ય રૂપે મૂળ સત્તાના વર્ણાદિ પર્યાયનો હોય તે તો તેજ ભાવે રહે તે શાશ્વતો, અને બીજા સ્કધમાં મળી જવાથી સામા પર-

માણુઆની બહુલતાને લઇને પૃચ્છા સમયના પરમાણુઆની ગૌણુતાએ તેનું વર્ણાદિકનું પ્રકાશપણું નથી માટે પર્યાયનું પાલટવાપણુ ગણાય એટલે પર-પર્યાયને લઇને પરમાણુઓ પર્યાયથી અશાશ્વતો કહ્યા. પણ મૂળ સત્તાએ તો પરમાણુઓ દ્રવ્ય જે જે વર્ણાદિકનો હોય તેવોજ સમજવો એટલે પર-સ્વભાવે પરમાણુઆનો પાલટણ ગુણ રહ્યા છે, અને સ્વસ્વભાવે પરમાણુઓ પોતાનો મૂળ સ્વભાવ મૂકે નહિ એ વાત ન્યાયપૂર્વક છે

પ્રશ્ન ૧૮—આ વિષે કોઇ પકાતા અને પ્રખ્યાત વિદ્વાન્ પુરૂષ તથા પૂર્વાચાર્યનો શો અભિપ્રાય પડે છે ?

ઉત્તર—મહાન્ પંડિત શિરોમણી પરમ પૂજ્ય શ્રી ગોપાળજી સ્વામીના મુખ થકી સાંભળ્યુ છે કે-પરમાણુની મૂળ પર્યાય પાલટતી નથી.

તેમજ પુદ્ગલો માટે પૂર્વાચાર્ય "ઉમા સ્વાતિ વાચક" પોતાના બનાવેલા "તત્ત્વાર્થાધિગમ સૂત્રમ્" મા કહી ગયા છે કે—

પાને ૬૪ મે—संख्येयासख्येयाश्च पुद्गलानाम्. પુદ્ગલોના પ્રદેશો સંખ્યેય, અસંખ્યેય અને અનંત છે

નાણો:—પરમાણુના પ્રદેશો હોતા નથી

પાને ૬૭ મે—स्पर्श रस गन्ध वर्णवन्त पुद्गलाः—સ્પર્શ, રસ, ગંધ અને વર્ણવાળા પુદ્ગલો છે

પાને ૭૦ મે—तद्भावाव्ययं नित्यम्–જે તે સ્વરૂપથી નાશ ન પામે તે નિત્ય છે.

अर्पिता नार्पितासिद्धे—પદાર્થોની સિદ્ધિ વ્યવહારનય અને નિશ્ચયનય વડે કરીને થાય છે.

ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય એ ત્રણુ રૂપ સત્ અને નિત્ય એ બન્ને મુખ્ય અને ગૌણ ભેદથી સિદ્ધ છે. જેમકે-દ્રવ્યરૂપથી મુખ્ય કરીને અને પર્યાયરૂપથી ગૌણુ કરીને પદાર્થ દ્રવ્યરૂપ કહેવાય છે

નિશ્ચયનયથી તો જે દ્રવ્ય, જે પદાર્થ, જે પરમાણુ જે જે સ્વરૂપે (મૂળ પર્યાયે) જે જે ભાવે હોય તે નિત્ય છે ધ્રૌવ્ય છે. અર્થાત્ પરમાણુઆની મૂળ પર્યાય નિશ્ચયનયે પાલટતી નથી.

પ્રશ્ન ૧૯—આ વિષે દિગંબર મતનો શો અભિપ્રાય છે તે જણાવશો ?

ઉત્તર—હાજી, સાંભળો, "દિગંબર જૈન" એ નામનુ માસિક પત્ર, વર્ષ ૧૫ મું, અંક ૯ મો, સંવત્ ૧૯૭૮ ના આષાઢ માસના અંકમા "ષટ્ દ્રવ્યકી આવશ્યકતા ઔર સિદ્ધ" એ નામના લેખમા પૃષ્ઠ ૧૧ મે લખ્યુ છે કે—

સબસે છોટેમેં છોટે પુદ્‌ગલ અણુકો જિસકા ફિર ખંડ નહીં હો સકે ઉસે બુદ્ધિસે વિચારો ઉસિકા નામ પરમાણુ હૈ, ઐસે પરમાણુ ભી સ્પર્શ, રસ, ગંધ, વર્ણવંત રહતે હૈ ક્યોંકિ કિસી વસ્તુ કે ગુણ કભી નષ્ટ નહીં હો સકતે ? જબ કિ ઈન પરમાણુઓમેં સ્નિગ્ધતા, રૂક્ષતા સદા સ્વાભાવિક રહતી હૈ તો વે એક દૂસરે મિલા કરતે હૈં ઔર દો, તીન, ચાર સંખ્યાત અસંખ્યાત અનંતકી સંખ્યામે ભી મિલ જાતે હૈ એસી બન્ધરૂપ દશામેં ઉન્હેં સ્કંધ કહેતે હૈ। અબ આપ સોચ સકતે હૈં કિ પરમાણુહી અસલી પુદ્‌ગલ હૈ.

પાને ૧૨ મે—પદાર્થોમેં ગુણ હોતે હૈ ઔર ગુણવહી હૈ જો પદાર્થોંસે કભી અલહદા (અળગા) નહીં હોત સદા સહભાવી રહેતે હૈ।

અતઃ અગ્નિકા ઉષ્ણતાકે સાથ, જીવકા જ્ઞાનકે સાથ જૈસા સમ્બન્ધ હૈ વૈસાહી ગુણ ગુણીકા સમ્બન્ધ હૈ કભી ઐસા નહીં હો સકતા કિ અગ્નિકી ઉષ્ણતા તો આપ રક્ખે ઔર અગ્નિકો મેં અપને પાસ રક્ખ। ઇસી પ્રકાર યહ ભી નહી હો સકતા કિ આપકા જ્ઞાન મેરી થૈલીમે રક્ખા રહે ઔર આપ ઘરપર બૈઠે રહે। બસ ! ઇસી પ્રકાર સ્પર્શ, રસ આદિ ગુણોંકા પુદ્‌ગલસે સમ્બન્ધ હૈ.

શ્રી સ્વામી કુંદકુન્દ મુનીન્દ્રને કહા હૈ કિ। दव्वेण विणा ण गुणाः, गुणेहि दव्वं विणा ण संभवदि। अव्वदिरित्तो भावो, दव्वगुणाणं हवदि तह्मा ॥

ભાવાર્થ:—દ્રવ્યકે વિના ગુણ નહીં ઔર ગુણોંકે વિના દ્રવ્ય નહિ હોતે ઇસ લિયે દ્રવ્ય ઔર ગુણોકા અવ્યતિરિકત ભાવ હૈ। કહનેકા અભિપ્રાય યહ હૈ કિ પુદ્‌ગલકે સ્પર્શ રસ આદિ ગુણ કભી નષ્ટ નહીં હોસકતે. ઇસસે ઉસકા આગામી કાલમેં કાયમ રહના સ્પષ્ટ તથા સિદ્ધ હોતા હૈ। સારાંશ ? પુદ્‌ગલ થે, હૈ, ઔર રહેંગે। ઇસી કારણ પુદ્‌ગલ પદાર્થ સત્ હૈ,

યહ વસ્તુકા વસ્તુત્વ હૈ । સૂત્રજીમે કહા હૈ કિ સત્-ઉત્પાદ,વ્યય, ધ્રુવયુક્ત હોતા હૈ અર્થાત્ વસ્તુકી હાલતે બદલતી હૈ પર વસ્તુ કાયમ રહતી હૈ

ઉપરના લખાણથી ચોકસ સિદ્ધ થાય છે કે—પરમાણુપુદ્ગલના વર્ણ, રસ, સ્પર્શ મૂળ સત્તાના જે હોય છે તે તેવાજ ભાવે-તેવાજ સ્વરૂપે રહે છે. તે બદલાતા નથી " स्वक स्वभावण विजहति " અર્થાત્ પોતાપણામા રહેલા પરમાણુઓનો સ્વભાવ બદલાતો નથી એ વાત સિદ્ધ છે

પ્રશ્ન ૨૦—પુદ્ગલોનો ખધરૂપે બધ કેવી રીતે થાય ?

ઉત્તર—" તત્ત્વાર્થાધિગમ સૂત્રમ્ " પાને ૭૧ મે-स्निग्धरूक्षत्वाद्बन्ध:- સ્નિગ્ધતા અને રૂક્ષત્વ ( ચીકાશ અને લુખાશ ) વડે કરીને બધ થાય છે અર્થાત્ સ્નિગ્ધપુદ્ગલોનો લુખા પુદ્ગલ સાથે મળવાથી બધ થાય છે.

પ્રશ્ન ૨૧--પરમાણુપુદ્ગલની ગતિ કેવી રીતે હોય ?

ઉત્તર--ભગવતીજી શતક ૨૫ મું ઉદ્દેશો ૩ જો, બાબુવાળા છાપેલ પાને ૧૬૮૦ મે તેમા ૭ શ્રેણી કહી છે તે એ રીતે કે-૧ રૂજુ, ૨ એક વકા, ૩ દુવકા, ૪ એક ખહા (પડખાભર), ૫ દુખહા, ૬ ચક્રવાલ, ૭ અર્ધ ચક્રવાલ તેમાની પરમાણુપુદ્ગલ અણુશ્રેઢી એટલે ઋજુ ગતિએ પ્રવર્તે અને દ્વિપ્રદેશીથી માડી અનત પ્રદેશીખધ ત અણુશ્રેઢીને વિસેઢી બેઉ ગતિયા તે સાતે શ્રેણીયે પ્રવર્તે એમ કહ્યુ છે.

પ્રશ્ન ૨૨—પરમાણુની ગતિ થોડામા થોડી કેટલા સમયની ?

ઉત્તર—ભગવતીજી શતક ૨૫ મે ઉદ્દેશે ૪ થે બાબુવાળા છાપેલા પાને ૧૭૧૬ તથા ૧૭૧૭ મે કહ્યુ છે કે–પરમાણુપુદ્ગલને પોતાના સ્થાનકથી છૂટી પાછા પોતાના સ્થાનકે આવતા આતરૂ પડે તો જઘન્ય ૧ સમયનુ અને ઉત્કૃષ્ટું આવલિકાનો અસખ્યાતો ભાગ કહ્યો, અને પરસ્થાનક આશ્રી જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટુ અસખ્યાતા કાળનું આતરૂ પડે એ અપેક્ષાએ પરમાણુપુદ્ગલ સમશ્રેણીએ ૧ સમયમા ચૌદ રાજલોક ગતિ કરે

પ્રશ્ન ૨૩—એક પરમાણુપુદ્ગલ એક સમયમા કેટલો જાય ? અને તે ખુલ્લા શબ્દમા કયા સૂત્રમા કહેલ છે ?

ઉત્તર—ઉપરના પ્રશ્નોત્તરમા તેનો ખુલાસો થઇ ગયો છે વિશેષ માટે ભગવતીજી શતક ૧૬ મે. ઉદ્દેશે ૮ મે, બાબુવાળા છાપેલ પાને ૧૩૩૪ ૩૫ મે કહ્યુ છે કે–પરમાણુપુદ્ગલ એક સમયે ચૌદ રાજલોક ફરસે

પ્રશ્ન ૨૪—પરમાણુપુદ્ગલ સમ શ્રેણીએ એક સમયની ગતિએ જતાં રસ્તામાં બીજો પરમાણુઓ સામો મળે તો કેમ થાય ?

ઉત્તર—એ વિષે ઠાણાંગજી સૂત્રમા સારો ખુલાસો આપ્યો છે તે સાંભળો–ઠાણાંગજીના ઠાણે ૩ જે, ઉદ્દેશે ૪ થે, કહ્યું છે કે—तिविहे पोग्गल पडिघाए प. त. परमाणु पोग्गले परमाणु पोग्गलं पडिहणिज्जा १, लुक्खत्ताए पडिहणिज्जा २, लोगंतेवा पडिहणिज्जा ३.

અર્થ—ત્રણ પ્રકારે પુદ્ગલનો પ્રતિઘાત તે ગતિનો ખલાવો તે કહે છે–પરમાણુપુદ્ગલ તે પરમાણુપુદ્ગલને આખડયે ગતિ ખલાય ૧, લુખા પણે ગતિ ખલાય ૧, જેહવી ગતિ કરતો હતો તેહવી ન થાય ૨, લોકાતે ધર્માસ્તિકાયાદિકના અભાવથી ગતિ ખલાય ૩. એ પુદ્ગલોનો પ્રતિઘાત કહ્યો. તેના ભાંગા નીચે પ્રમાણે કહે છે

૧ પહેલે ભાગે, પરમાણુઓ પરમાણુઆ સામો મળે તો દ્વિપ્રદેશી ખંધ થઈ જાય.

૨ બીજે ભાંગે, જેની ગતિ મંદ હોય તે સામા પરમાણુઆના ઠેલે પાછો વળે ( જેણે વધારે ગતિ કરી હોય તે મંદ ગતિનો કહેવાય )

૩ ત્રીજે ભાંગે, એક શ્રેણીમાં ઘણા પરમાણુઆ સમાય માટે સામ સામા પરમાણુઆને પડખે થઇને ચાલ્યા જાય તો પણ સમશ્રેણીએ ગણાય, અને ચોથે ભાંગે, પરમાણુઓ પરમાણુઆને ભેદીને ચાલ્યો જાય. ( એ સંભવતું નથી. )

પ્રશ્ન ૨૫—જીવને ચક્રવર્તીની પદવી પ્રાપ્ત થાય છે તે પૂર્વે સમકિત પ્રાપ્ત થયેલાનેજ થાય કે અનેરાને પણ થાય ?

ઉત્તર—ભગવતીજી શતક ૧૨ મે, ઉદ્દેશે ૯ મે નરદેવનુ આતરૂં જઘન્ય એક સાગર ઝાઝેરૂં અને ઉત્કૃષ્ટું અનંત કાળનું તે અર્ધ પુદ્ગલ પરાવર્તન કહ્યુ છે ત્યા અર્થકારનું કહેવું એમ છે કે–પ્રથમ ચક્રવર્તીપણું પામે તે સમકિતીજ પામે ને જેને દેશે ઉણો અર્ધ પુદ્ગલ પરાવર્તનહીજ સંસાર હુવે તેને ઉત્કૃષ્ટે આંતરે બીજીવાર ચક્રવર્તીપણું લાભે. ને પહેલી નરકે પણ ઉત્કૃષ્ટે આઉખે ઉપજે. ચક્ર પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જઘન્ય આંતરૂં એક સાગર ઝાઝેરૂં જાણવું.

પ્રશ્ન ૨૬—ચક્રવર્તિ મરીને કઇ ગતિમા જાય ?

ઉત્તર—ચક્રવર્તિ પણામાં મરે તો નરકે જાય, અને દીક્ષા લે તો દેવલોકમા તથા મોક્ષમાં જાય.

પ્રશ્ન ૨૭—કેટલાક કહે છે કે ચક્રવર્તિની બેજ ગતિ કહી છે તે કેમ ?

ઉત્તર—કઇ બે ગતિ કહી છે ?

પ્રશ્ન ૨૮—નરક, અને મોક્ષ ગતિ ઠાણાંગ, સૂત્રમા કહી છે એમ સાંભળ્યું છે.

ઉત્તર—ઠાણાગ સૂત્રમાં એ પ્રમાણે કોઇ ઠેકાણે જોવામા આવતું નથી, પણ ચક્રવર્તિની ગતિ નરક તથા દેવતાની ઉત્કૃષ્ટ સ્થિતિ આશ્રી સાતમી નરક તથા સર્વાર્થસિદ્ધ વિમાનમાં જાય એમ કહ્યું છે. તે મૂળ પાઠથી જણાવીએ છીએ. ઠાણાંગ ઠાણે ૩ જે ઉદ્દેશે ૧ લે, બાબુવાળા છાપેલ પાને ૧૩૮ મે કહ્યું છે કે—

तओ लोगे णिस्सीला णिव्वया णिग्गुणा णिम्मेरा णिपच्चक्खाण पोसहोववासा कालमासे कालं किच्चा अहे सतमाए पुढवीए अप्पइठाणे णरए णेरइत्ताए उववज्जंति तंजहा रायाणो मंडलिया जेय महारंभा कोडुंबी. ॥

ભાષા—અપ્રતિષ્ઠાન નરકાવાસમા જે ઉપજે તે કહે છે. ત્રણ લોકને વિષે શીલ રહિત, વ્રત રહિત, ઉત્તર ગુણ તથા દાનાદિ ગુણ રહિત, મર્યાદા વિનયાદિ રહિત, નવકારશી પ્રમુખ પચ્ચખાણ રહિત, પોષધ ઉપવાસ રહિત એહવા કાળમાસે-કાળને અવસરે કાળ કરીને હેઠે સાતમી નરક પૃથ્વીમા અપ્રતિષ્ઠાન નરકાવાસમા નારકીપણે ઉપજે તે કહે છે.-રાજા ચક્રવર્તિ. । મંડળીક બીજા રાજા. । વળી મોટા આરંભના કરનાર કુટુંબી કુટુંબના ધણી ।

હવે સર્વાર્થસિદ્ધમા જે ઉપજે તે કહે છે.—

तओ लोए ससीला सव्वया सगुणा सम्मेरा सपच्चक्खाण पोसहोववासा कालमासे कालं किच्चा सव्वठसिद्धे महाविमाणे देवत्ताए उववतारो भवति तजहा रायाणो परिचत्त काम भोगा. । सेणावई. । पसत्थारो. ॥

ભાષા:—ત્રણ લોકને વિષે શીલવંત, વ્રત પચ્ચખાણ સહિત, એટલે પાંચ મહાવ્રત સહિત, ગુણવંત, મર્યાદાવંત, પચ્ચખાણ સહિત, પૌષધ ઉપવાસ સહિત, મરણાવસરે કાળ કરી સર્વાર્થસિદ્ધ મહા વિમાનમા દેવતા પણે ઉપજે તે કહે છે રાજા ચક્રવર્તિ પ્રમુખ કામ ભોગના છોડનારા. સેના પતિ સૈન્ય નાયક. પ્રશસ્તાર ધર્મ શાસ્ત્રના જાણનાર.

ઉપરના અધિકાર ઉપરથી ચક્રવર્તિની દેવગતિ સિદ્ધ થાય છે, એટલે ચક્રવર્તિ ચક્રવર્તિપણામાં કાળ કરે તો નરકમા જાય, અને ઉપરોકત ગુણ સહિત પાંચ મહાવ્રત અંગીકાર કરે તો દેવતામા સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જાય.

અને ભગવતીજીના ૧૨ મા શતકના ૯ મા ઉદ્દેશામા નરદેવની (ચક્રવર્તિની) ગતિ સાત નરકનીજ કહી છે, અને દીક્ષા લે તો ધર્મ દેવમાં ભળે; અને ધર્મદેવની ગતિ વૈમાનિક દેવની તથા મોક્ષની કહી છે. તે ઉપરથી દેવતાની ગાત પણ સાબિત થાય છે.

પ્રશ્ન ૨૯--ઉત્તરાધ્યયનના ૧૩ મા અધ્યયનની ૩૨ મી ગાથામા બ્રહ્મદત્ત ચક્રીને ચિત્ત મુનિએ કહ્યું છે કે–"હે રાજન્! કામ–ભોગ છાંડવાને તું સમર્થ હો તો આર્યકર્મ (ઉત્તમ કાર્ય) કર, ધર્મને વિષે દૃઢ રહીને સર્વ જીવ ઉપર અનુકમ્પા રાખ; તેમ કરવાથી આ મનુષ્ય દેહથી છુટયા પછી તું વૈક્રિય શરીરવાળો શક્તિવાન દેવતા થઇશ" એ પ્રમાણે ૩૨ મી ગાથામાં કહ્યું છે. તો ચક્રવર્તિપણામાં મરીને દેવતા થાય એમ ચિત્ત મુનિનું બોલવું થયું તો તેમ બને ખરૂં? કારણ કે ભગવતીજી તો નરદેવની નરક ગતિજ કહે છે, માટે આ બે વાકયમાં શું સમજવું?

ઉત્તર—બન્ને વાકય સત્ય છે. ચિત્તમુનિનું વાકય વૃથા હોય નહિ. બન્ને વાકયો જ્ઞાની પુરૂષોનાજ મુખમાંથી નીકળેલા છે. પણ તેમા રહસ્ય શું છે તે જાણવું જોઇએ.

પ્રશ્ન ૩૦--આ બન્ને વાકયો અરસપરસ વિરૂદ્ધ છે તો બન્ને વાકયો સત્ય કેવી રીતે હોઈ શકે? તથા તેમાં શું રહસ્ય છે તે જણાવશો?

ઉત્તર--નરદેવની ગતિ તો નરકનીજ હોય. પણ ચિત્તમુનિનુ જે વાકય નીકળ્યું છે તેનો હેતુ એ છે કે–જ્યારે બ્રહ્મદત્તે કહ્યું કે "હે ચિત્ત મુનિ! આ હું નિયાણાનું ફળ ભોગવુંછું, તેથી ધર્મનો રસ્તો જાણુંછું, છતાં કામભોગને વિષે આસકત રહુછું. કાદવમા ખુતેલો હાથી કાઠો ભાળે છતાં જેમ નીકળી શકે નહિ, તેમ હું કામભોગમાં લુબ્ધ થએલો સાધુ ધર્મ આદરી શકતો નથી." આ વાકય ઉપરથી ચિત્ત મુનિએ જણાવ્યુ 'કે મરણ કાળ નજીક આવ્યે કામભોગ છાંડવા પડે છે પરતુ અત્યારે તુ કામભોગ છાંડવા અસમર્થ હો તો આર્યકર્મ અગીકાર કર ધર્મને વિષે દૃઢ રહી પ્રાણી જીવ ઉપર અનુકંપા કર કે જેથી વૈક્રિય શરીરવાળો દેવતા થઇશ."

બ્રહ્મદત્તના વાકય જે, હું ધર્મનો માર્ગ જાણું છું ઇત્યાદિ વાકયો-પરથી મુનિએ આર્ય કર્મ અંગીકાર કરવા આદિથી દેવગતિમાં જવાનું કહ્યુ તેનો હેતુ એ છે કે–મારા કહેવા પ્રમાણે જો રાજા વર્તે તો તેને સમકિતની પ્રાપ્તિ થાય તેવો સંભવ છે, અને જો સમકિત પામે તો અવશ્ય સંસાર છાડે. માટે અત્યારે તેને સમકિતની પ્રાપ્તિનો ઉપાય બતાવવો જો સમકિત પામે તો કામભોગ ઉપરથી મૂર્ચ્છા ઉતરે અને સાધુપણુ સહેલાઇથી પ્રાપ્ત થય એવો નિયમ છે. ચક્રવર્તિ સમકિતી હોય યા જ્યારે સમકિત પ્રાપ્ત થાય ત્યારબાદ થોડા ઘણા કાળે પણ સદ્‌ગુરૂના યોગે અવસ્ય સંસારનો ત્યાગ કરે અને મોક્ષ તથા દેવગતિ પામે એ વાત નિ:સંશય છે. એવા હેતુથી ચિત્ત મુનિએ આર્ય કર્મ અંગીકાર કરવાનો બોધ કર્યો. પણ નિયાણાના બળવાનપણાને લઇને તે વાત રૂચી નહિ અને કામભોગની અવિતત્તાએ મરીને સતમી નરકે બ્રહ્મદત્ત ચક્રવર્તિ ગયો. ઇત્યર્થ.—

પ્રશ્ન ૩૧—નિયાણાનું સ્વરૂપ જાણતા છતા ચિત્ત મુનિએ બ્રહ્મદત્તને બોધ કર્યો તેનું શુ કારણ ?

ઉત્તર—એ મુનિનો ધર્મ છે. નિયાણાવાળાને બોધ આપે, પણ ઉત્કૃષ્ટા રસનુ નિયાણુ હોય તો તે મુનિનો બોધ સાભળે પણ સર્દહે કે અંગીકાર કરી શકે નહિ. શાખ દશ શ્રુત સ્કંધના દશમા અધ્યયનની.

પ્રશ્ન ૩૨—ચક્રવર્તિ સમકિત પામી સમકિતમા કાળ કરી દેવગતિને પામે કે નહિ ?

ઉત્તર—સમકિત પામી ચક્રવર્તિની પદવીમા ન મરે. અવશ્ય દીક્ષા લઇ ધર્મદેવની પદવીમાં મરે. નરદેવની પદવીમાં મરે તો મિથ્યાત્વ સહિત નરકેજ જાય.

પ્રશ્ન ૩૩—જેમ વાસુદેવને નરક ગતિનો બંધ પડયા પછી સમકિ-તની પ્રાપ્તિ થાય છે તેમ ચક્રવર્તિને શા માટે ન થાય ?

ઉત્તર—ચક્રવર્તિને વાસુદેવની પેઠે સમકિત થવા સંભવ નથી. કારણુ કે–વાસુદેવ તો સર્વ નિયાણુકડાજ હોય છે, અને મરીને નરકેજ જાય તેમ ચક્રવર્તિને ન હોય. ચક્રવર્તિ નિયાણુકડા કોઇકજ હોય ઘણા ન હોય નિયાણુકડા અવશ્ય નરકેજ જાય, અને નિયાણા વિનાના હોય તે કામભોગથી મુકત થઇ સંસાર તજી મુનિપણું અંગીકાર કરે તે મોક્ષ અથવા દેવલોક જાય, અને કામભોગને ન છાડે તે મરી નરકે જાય. સમુચ્ચે તેની ગતિ ત્રણ કહેવાય

પ્રશ્ન ૩૪—વાસુદેવ નિયાણુકડા હોવાથી તે નરકે જાય છે. તેમ ચક્રવર્તિ પણ નિયાણુકડા હોવાથી નરકે જાય છે, તો બન્નેની આગતિમાં તફાવત કેમ પડયો કે વાસુદેવની આગતિમાં પાંચ અનુત્તર વિમાન વર્જ્યા છે અને ચક્રવર્તિને અનુત્તર વિમાન વર્જ્યાં નથી તેનું શું કારણ ?

ઉત્તર—વાસુદેવ સર્વ નરકગામી હોય છે. સર્વ નિયાણુકડા હોય છે, માટે અનુત્તર વિમાન વરજ્યા. તેમાંથી આવેલા નરકે ન જાય, માટે. અને ચક્રવર્તિ અનુત્તર વિમાનમાંથી આવેલ હોય તે નિદાનકૃત ન હોય અને નરકે પણ જાય નહિ. જો સર્વાર્થસિદ્ધમાથી આવેલ હોય તો તેજ ભવે મોક્ષ જાય, અને ચાર અનુત્તર વિમાનમાંથી આવેલ હોય તો મોક્ષ જાય અથવા દેવલોકમા પણ જાય. શાખ ભગવતીજીની તથા ઠાણાંગજીની.

પ્રશ્ન ૩૫—પન્નવણા પદ ૨૦મે અંતક્રિયા પદમા વાસુદેવ તથા સેનાપતિ વગેરેની આગતિમા અનુત્તર વિમાન વર્જ્યાં છે તો સેનાપતિ મરીને નરકે કેમ ન જાય ?

ઉત્તર—સેનાપતિ મરીને નરકેજ જાય એવો નિયમ નથી. ઠાણાંગજીના ૩ જે ઠાણે પેલા ઉદ્દેશે સેનાપતિની ગતિ સર્વાર્થસિદ્ધની પણ કહી છે. આ ઉપરથી એમ થાય છે કે કામભોગના ઉત્કૃષ્ટા રસના નિયાણા વાળા તથા નિદાન વિનાના કામ ભોગથી નિવૃત્તિને નહિ પામેલા, કામ ભોગને વિષે આસક્તિમા મરણ પામીને નરકે જાય એમ ઠાણાગજી જણાવે છે.

પ્રશ્ન ૩૬—કોઇ જીવ અનુત્તર વિમાનમાથી ચવી અહિંયાં ચક્રવર્તિ થયો અને તે દીક્ષા ન લે તો તેની કઇ ગતિ થાય ?

ઉત્તર—અનુત્તર વિમાનમાંથી આવેલ નરકે ન જાય એમ પન્નવણા પદ ૧૫મે ઉદ્દેશે ૨જે કહેલ છે માટે અનુત્તર વિમાનમાંથી આવેલ ચક્રવર્તિ પદવી પામ્યા પછી અવશ્ય દીક્ષા લે અને ધર્મદેવની ગતિ પ્રમાણે ગતિ કરે એકવાર અનુત્તર વિમાનમા ગયેલ પ્રાણીને નરક ગતિમા જવાનો બંધ પડતો નથી. એટલે પછી નિયમા નરકમા ન જાય એમ પન્નવણાના ૧૫મા પદમા કહ્યુ છે.

પ્રશ્ન ૩૭—એક જીવ ચક્રવર્તિની પદવી કેટલીવાર પામે ?

ઉત્તર—જઘન્ય એક વાર ; ઉત્કૃષ્ટ બે વાર પામે.

પ્રશ્ન ૩૮—એક વાર ચક્રવર્તિની પદવી પામ્યા પછી બીજીવાર તે પદવી પામતા વચ્ચે આંતરૂં કેટલું પડે ?

ઉત્તર--જઘન્ય આતરૂં એક સાગર ઝાઝેરૂં અને ઉત્કૃષ્ટ આતરૂ અર્ધ પુદ્ગળ પરાવર્તનનું નરદેવનું ભગવતીજીમા કહ્યું છે

પ્રશ્ન ૩૯--કોઇ એમ કહે કે ચક્રવર્તિનું આત્મબળ ઉત્કૃષ્ટ હોય માટે અવળું આત્મબળ ફેરવે તો સાતમી નરકે ૩૩ સાગરોપમની સ્થિતિએ ઉપજે, અને સવળું આત્મબળ ફેરવે તો મોક્ષ જાય, પણ દેવલોકમા તો જાયજ નહિ તેનું કેમ ?

ઉત્તર--એ વાત મળે નહિ. જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ રસે અવળુ કે સવળું આત્મબળ ફેરવાય છે આ પ્રશ્ન ઉત્કૃષ્ટ રસનુ છે જઘન્ય રસવાળો પહેલી નરકે એક સાગરને આઉખે ઉત્પન્ન થાય છે, તેમ દેવલોકમા જાય તોપણ એક સાગરની સ્થિતિએ ઉત્પન્ન થાય તેમ અવળું આત્મબળ મધ્યમ રસે ફેરવનારો બીજી નરકથી છઠ્ઠી સુધી જાય. અને ઉત્કૃષ્ટા રસવાળો સાતમીએ ઉત્કૃષ્ટી સ્થિતિએ જાય અને સવળુ આત્મબળ મધ્યમ રસ્તે ફેરવનારો પહેલા દેવલોકમા એક સાગર ઉપરાતની સ્થિતિથી માડી સર્વાર્થસિદ્ધ વિમાન સુધી જાય અને ઉત્કૃષ્ટા રસે આત્મબળ ફેરવનારો મોક્ષે જાય, એવો સિદ્ધાતનો ન્યાય છે

પ્રશ્ન ૪૦—ચક્રવર્તિ એક સાગર ઝાઝેરા આતરે પાછા ચક્રવર્તિ થાય તો તે પહેલી નરકના નીકળ્યા ચક્રવર્તિ થાય છે, અને પહેલી નરકે ઉત્કૃષ્ટ આઉખુ એક સાગરનું કહ્યુ છે ને આતરૂ એક સાગર ઝાઝેરૂ કહ્યુ તેનુ શુ કારણુ ?

ઉત્તર—એક સાગર તો પહેલી નરકનો લેવો. ઝાઝેરામા કુમારપણું, મડળિકપણુ, જ્યા સુધી ચક્ર રત્ન ઉત્પન્ન ન થાય ત્યા સુધી ઝાઝેરામા ગણી એક સાગર ઝાઝેરૂ આતરૂ જાણવું.

પ્રશ્ન ૪૧—સનતકુમાર ચક્રવર્તિ દેવલોકમા ગયા છે કે મોક્ષ ગયા છે ?

ઉત્તર—ટીકાકાર વગેરેની માન્યતા ત્રીજા દેવલોકે ગયાની છે, પણ તે વાત સભવતી નથી, કારણકે ઠાણાગજીના ચોથે ઠાણે, પહેલે ઉદ્દેશે ચાર અતક્રિયાના સ્વામી કહ્યા છે, તેમા સનતકુમાર ચક્રવર્તિ કહેલ છે અને ત્યા મોક્ષ ગયા પણ કહ્યા છે. જુઓ મૂળ પાઠ ચોથુ ઠાણું મડાતાજ પાને ૧૯૮મેથી કહ્યુ છે કે--

ચાર અતક્રિયામાંની પહેલી અતક્રિયા અલ્પકર્મવંતમે અલ્પ તપવત ઘણો કાળ દીક્ષા પાળીને મોક્ષ ગયા તે ભરત ચક્રવર્તિ ૧ બીજી

અંતક્રિયા મહાકર્મવંત, થોડા કાળની દીક્ષામાં આકરો તપ કરીને સિદ્ધ થયા. તે ગજસુકુમાલ ૨ ત્રીજી અંતક્રિયા મહાકર્મવંત જાવત્ બીજી અંતક્રિયાની પેઠે કહેવું. પણ એટલો વિશેષ ઘણા કાળની દીક્ષા પાળી, ઘણો કાળ મહાવેદના ભોગવી સિદ્ધ થયા તે સનંતકુમાર ચક્રવર્તિ ૩ ચોથી અંતક્રિયા અલ્પ કર્મવંત, તપ કર્યા વિના, વેદના ભોગવ્યા વિના થોડા કાળનો સંયમ ઉત્કૃષ્ટો પાળી સિદ્ધ થયા તે મરૂદેવા ભગવતી. ૪ એ ચાર અંતક્રિયા છેવટની ક્રિયા મોક્ષ જાવાની કહી છે. તો ત્રીજી અંતક્રિયા સનંતકુમાર ચક્રવર્તિની કહી છે. તે તેજ ભવે મોક્ષ ગયા છે એવો ખુલ્લો પાઠ છે.

પ્રશ્ન ૪૨—પ્રથમ ઠાણાંગજીનો દાખલો ચક્રવર્તિને સર્વાર્થસિદ્ધ વિમાનની ગતિનો કહ્યો તે ઠીક પણ ત્યા રાયાણો એવો પાઠ છે. તો કોઇ ચક્રવર્તિનો ખુલ્લો પાઠ છે ? હોય તો બતાવો.

ઉત્તર—સાંભળો, સમવાયાંગજીમાં ૨૩ મા સમવાયમાં કહ્યું છે કે-બીજા તીર્થંકરથી માંડીને ૨૩ તીર્થંકર આગળના ભવે મંડળિક હતા, અને પહેલા ઋષભદેવ સ્વામી આગલા ભવે ચક્રવર્તિ હતા તે સૂત્રપાઠ—जंबूद्दीवेण द्दीवे इमिसे उसप्पिणिए तेवीसं तित्थंकरा पुव्व भवे मंडलिया रायाणो हुत्था तं. अजित संभव जाव वद्धमाणय उसभेण अरहा कोसलिए चक्कवट्टि हुत्था. ઋષભદેવ અરિહંત કોસલ દેશના ઉપન્યા તે પહેલા ભવે વજ્રનાભ ચક્રવર્તિ હતા.

આ પહેલાના અધિકારમા કહ્યુ છે કે–૨૩ તીર્થંકર પૂર્વે ૧૧ અંગ ભણેલા હતા, અને ઋષભદેવ અરિહંત આગળના વજ્રનાભ ચક્રવર્તિના ભવમા ૧૪ પૂર્વી હતા તે સૂત્રપાઠ—उसभेणं अरहा कोसलिए ( पुव्वभवे ) चौद्दस पुव्वि हुत्था.

તેજ સમવાયાંગ સૂત્રમા તીર્થંકર ગંડિકામા ચોવીશ તીર્થંકરના નામ કહ્યા પછી પૂર્વ ભવના નામ કહ્યા છે. તેમા પહેલા તીર્થંકર ઋષભદેવના પૂર્વ ભવે વજ્રનાભ કહેલ છે. તે પાઠ —

एएसिं चउवीसाए तित्थकराणं चउवीसं पुव्व भवियणामधेज्जा हुत्था तं. पढमेत्थ वइरनाभे.

એટલે પહેલા તીર્થંકર ઋષભદેવ સ્વામીનો પૂર્વનો ભવ મનુષ્ય [illegible] વજ્રનાભ ચક્રવર્તિ મહાવિદેહ ક્ષેત્રે થયા. ત્યાં વીશ સ્થાનક [illegible]

તીર્થંકર ગોત્ર બાંધ્યુ, ત્યાથી સર્વાર્થસિદ્ધે દેવતા થયા ત્યાથી ચવીને અહિં આદિનાથ તીર્થંકર થયા. એટલે આદિનાથના ભવ થકી મનુષ્યનો પૂર્વભવ વજનાભ ચક્રવર્તિનો અને દેવતાનો વચ્ચે ગણના ત્રીજો ભવ ગણવો

પ્રશ્ન ૪૩—પન્નવણાજીના ૬ ઠ્ઠા પદમા આઉખાના બધ સબધી ૩ ભેદ પાડયા છે તેમા બે ભેદ નિરૂપક્રમીના અને એક ભેદ સોપક્રમીનો. અહિંઆ સોપક્રમીના ભેદની જરૂર નથી પણ નિરૂપક્રમીના બે ભેદ કહ્યા તેમા દેવતા નારકી અને અસખ્યાતા વર્ષના આઉખાવાળા મનુષ્ય તિર્યંચને આઉખાના અતે છ મહિના બકાત રહે ત્યારે પરભવના આઉખાનો બધ પડે તે એક ભેદ, અને બીજો ભેદ કહ્યો તેમાં કહ્યુ કે-સખ્યાતા વર્ષના આયુષ્યવાળા મનુષ્ય તિર્યંચ આદિ દશ દડકમા નિરૂપક્રમી હોય તેને આઉખાના ત્રીજે ભાગે બધ પડે તો ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવ વગેરે ઉત્તમ પુરૂષને આઉખાનો બધ કયારે પડે?

ઉત્તર—ઠાણાગ સૂત્રના ૩ જે ઠાણે ચક્રવર્તિ, બળદેવ, વાસુદેવને યથા આયુ પાળતા કહ્યા છે એટલે જેટલુ આઉખું બાંધ્યું હોય તેટલું આઉખું પૂરૂ ભોગવે. એ અપેક્ષાએ ઠાણાગ સૂત્રની ટીકાવાળાએ તથા ભગવતીજીના ૨૦ મા શતકની ટીકાવાળાએ ઉત્તમ પુરૂષ અને ચરમ શરીરીને નિરૂપક્રમી કહ્યા છે તે ઉપરથી એમ જણાય છે કે તેને આઉખાના ૩ જે ભાગેજ બધ પડે.

પ્રશ્ન ૪૪—જો ઉત્તમ પુરૂષને આઉખાને ૩ જે ભાગે બધ પડે તો ઋષભદેવ સ્વામીના જીવે પૂર્વ ભવે વજનાભ ચક્રવર્તીએ સર્વાર્થસિદ્ધ વિમાનના આઉખાનો બધ કયારે પાડયો?

ઉત્તર—ઉપરોકત સૂત્રના ન્યાય પ્રમાણે તો આઉખાના ત્રીજે ભાગેજ બધ પડે. કારણ કે તે સખ્યાતા વર્ષના આઉખાવાળા છે માટે તેને પન્નવણા સૂત્રમા ત્રીજે ભાગે બધ પડયો કહ્યો છે

પ્રશ્ન ૪૫—તે વાત બધી ખરી, પણ અહિયા એક સવાલ ઉભો થાય છે કે વજનાભ ચક્રવર્તિએ દીક્ષા કયારે લીધી અને સર્વાર્થસિદ્ધ વિમાનનું આઉખું કયારે બાંધ્યું? આઉખાનો બધ તો ત્રીજે ભાગે પડે છે, એટલે આઉખાના બે ભાગ ગયા પછી અને એક ભાગ બાકી રહે ત્યારે તેની સંધિમા આવતા ભવના આઉખાનો બંધ પાડયો તે વખતે તે દીક્ષિત હતા કે સસારમાં હતા? અનુત્તર વિમાનનો બંધ સસારમા રહ્યા પડે કે કેમ? સૂત્રમા તો ચોકખું કહ્યું છે કે-નરદેવની ગતિ નરકનીજ હોય. દીક્ષા લે તો

સ્થિતિ ભોગવી પાછી ચક્રવર્તિની પદવી થાય. તે આશ્રી એક સાગર ઝાઝેરૂં આતરૂં કહ્યું છે.

ઉત્તર—એ વાત ઠીક છે, પણ અહિયા નરદેવનુ આંતરૂ કહ્યુ છે. ધર્મદેવનુ કહ્યુ નથી. સૂત્રમા ધર્મદેવનુ આતરૂ જઘન્ય બે પલ્યોપમનું ઝાઝેરૂં કહ્યું છે. અને નરદેવનું આતરૂં એક સાગર ઝાઝેરૂં કહ્યુ છે એ ઉપરથી એમ જણાય છે કે નરદેવ નરદેવપણામા મરી નરકમા ઉપજે તો પહેલી નરકનાજ નીકળ્યા ચક્રવર્તિ થાય માટે પહેલી નરકે એક સાગરોપમનું આઉખું ભોગવી ચક્રવર્તિપણે ઉપજે. ચક્ર ઉત્પન્ન થાય ત્યા સુધીનું ઝાઝેરૂં આતરૂં લેવુ. આ વાત કાંઇક વધારે પ્રમાણુવાળી જણાય છે

પ્રશ્ન ૪૮—તો પછી બીજીવારના ચક્રવર્તિના દળ કયા મેળવ્યાં? સાધુ સિવાયની ચક્રવર્તિની પદવીની ઉપરાજણ થઇ શકતી નથી, માટે ઉપરા ઉપર ચક્રવર્તિની પદવીમા વચ્ચે નરકનું આતરૂ લાગુ પડતું નથી.

ઉત્તર—ઉપરાઉપર ચક્રવર્તિની પદવીના દળની ઉપરાજણ સાધુપણામાંજ મેળવેલી હોય છે, તેજ વચ્ચે પહેલી નરકે એક સાગરોપમનું આઉખુ ભોગવીને પદવીને પ્રાપ્ત થાય છે, દાખલા તરીકે–તાદુલમચ્છ સાતમી નરકનો નીકળ્યો અંતર્મુહૂર્ત્ત આઉખું ભોગવી પાછો સાતમી નરકે ઉત્કૃષ્ટી સ્થિતિએ ઉપજે તો તેણે નરકમા ઉત્પન્ન થવાના ચાર બોલ માહેલુ કયું મહાકર્મ સેવ્યું છે?

જો કે માત્ર મલિન પરિણામથી સાતમી નરકનો બંધ પડયો તે વાત ખરી છે, પણ અંતર્મુહૂર્તની સ્થિતિમાં સાતમી નરકે જાય તેમા કર્મના દળના સચય વિના તેવા મલિન પરિણામ થઇ શકે નહિ, માટે જીવ પાસે સિલિકે–તરથાળે સાતમી નરકે ઉપજવાના દળ આત્મપ્રદેશની સાથે હોવાંજ જોઇએ. માટે પ્રથમ તે જીવે સાતમી નરકે બેવાર જવાના ૬૬ સાગરોપમની સ્થિતિના દળ એકી સાથે મેળવેલા હોય તે જીવ પ્રથમ સાતમી નરકે ૩૩ સાગરોપમનું આઉખુ ભોગવી વચ્ચે તાદુલમચ્છપણે અંતર્મુહૂર્તની સ્થિતિ ભોગવી પાછો સાતમી નરકે ઉત્કૃષ્ટી સ્થિતિએ ઉત્પન્ન થાય અને ૬૬ સાગરોપમના દળ પ્રથમ મેળવેલા હતા તે ભોગવી પૂરા કરે. એ ન્યાયે બે વારના ચક્રવર્તિપણાના દળ પણ સાધુપણામાજ મેળવેલા ને વચ્ચે પહેલી નરકનો ભવ કરી એક સાગરોપમને આતરે ચક્રવર્તિની પદવી પામે તેમાં વાધો નથી

પ્રશ્ન ૪૯—નરદેવ સર્વથી થોડા અને દેવાધિદેવ સખ્યાત ગુણા કહ્યા તે કેમ મળે? કારણ કે અઢીદ્વીપમા ઉત્કૃષ્ટા ચક્રવર્તિ ૧૫૦ (એકસો

छेदोवट्ठावणिय पुच्छा, गोयमा छेदोवट्ठावणिय संजय त्तं जहति सामाइय संजम वा परिहारविसुद्धिय संजमंवा सुहुमसंपराय संजमंवा असजमंवा संजमास जमंवा असंजमंवा उवसपज्जइ.

અર્થ—છેદોપસ્થાપનીય સાધુ, છેદોપસ્થાનીય ચારિત્ર તજતો થકો, સામાયિક ચારિત્ર, પરિહારવિશુદ્ધ ચારિત્ર, સૂક્ષ્મસંપરાય ચારિત્ર, તથા સજમાસંજમ ( દેશવિરતિ શ્રાવકપણુ ) તથા અસંજમ તે ચોથે ગુણઠાણે તથા અસજમી દેવતાપણે પ્રાપ્ત થાય

તથા ટીકામાં પણ એમ કહ્યું છે કે—

टीका:—छेदोपस्थानीय संयतः छेदोपस्थानीय संयतत्वत्यजन् सामायिक-संयतत्व प्रतिपद्यते तथादि देव तीर्थे साधु राजित स्वामी तीर्थे प्रतिपद्यमान·

ભાષામાં પણ એજ પ્રમાણે કહ્યું છે. એટલે ભાષામાં અને ટીકામા કહ્યું છે કે-છેદોપસ્થાપનીય સંજતી તે છેદોપસ્થાપનીય ચારિત્ર તજીને સામાયિક ચારિત્રનું પ્રતિપાદન કરે તે આદિનાથ તીર્થંકરના સાધુ અજીતનાથના તીર્થમા ભળે ત્યારે તેમની પ્રવૃત્તિ પ્રમાણે સ્વીકાર કરે.

આ ઉપરથી એમ જણાય છે કે-પહેલા તીર્થંકરના સાધુ બીજા તીર્થંકરના શાસનમા ભળે ત્યારે સામાયિક ચારિત્ર આદરે.

પ્રશ્ન ૫૪—જથાખ્યાત ચારિત્ર છાંડતો શું પામે ?

ઉત્તર—જથાખ્યાત ચારિત્રના બે ભેદ છે. એક ઉપશમ કષાયનું ને બીજું ક્ષીણ કષાયનું તેમા ઉપશમ કષાય જથાખ્યાત ચારિત્ર છાંડતો સૂક્ષ્મ સપરાયપણુ પામે તથા અસંજતી થાય-તથા સિદ્ધ થાય એટલે અગ્યારમા ગુણઠાણાવાળો હોય તે તેજ ગુણઠાણે કાળ કરે તો અનુત્તરવિમાને દેવતા થાય. તે અસજતિ હોય, અને પડે તો ૧૦ મે ગુણઠાણે જાય. ત્યાથી ઉપશમવાળો પડે તો પહેલા ગુણઠાણા સુધી પણ જાય; અને દર્શનમોહનીયની ૭ પ્રકૃતિનો ક્ષય અને ચારિત્રમોહનીયની ૨૧ પ્રકૃતિનો ઉપશમવાળો ૧૧ મા ગુણઠાણાવાળો પડે તો ચોથે ગુણઠાણે અટકે એ બીજો ભેદ અને ત્રીજે ભેદે સિદ્ધ થાય એટલે ૧૧ મા ગુણઠાણેથી ઉપશમ શ્રેણીએથી પડે તો દશમેથી નવમે અને ત્યાથી આઠમે આવી પ્રથમ સાત પ્રકૃતિનો ક્ષય ન થયો હોય તો તેનો ક્ષય કરી ચારિત્રાવરણીયનો અનુક્રમે ક્ષય કરતા ક્ષપક શ્રેણીએ ચડી ૯ મે, ૧૦ મે થઇ ૧૨ મે ગુણઠાણે અઠ્ઠાવીશે પ્રકૃતિનો

અને ઘણા ભવ આશ્રી ૩ ભવમાં ૯ વાર કરે તો પહેલે ભવ ૪ વાર, બીજે ભવ ચારવાર અને ત્રીજે ભવ ૧ વાર કરી મોક્ષ જાય. તે પરિહાર વિશુદ્ધ ચારિત્રની પેઠે અર્ધપુદ્ગલમાં ત્રણ ભવ મનુષ્યના લેવા.

અને જથાખ્યાત ચારિત્ર પણ એક ભવ આશ્રી જઘન્ય ૧ વાર આવે અને ઉત્કૃષ્ટું ૨ વાર આવે. ઘણા ભવ તે ૩ ભવમાં ૫ વાર આવે એટલે એક ભવમાં એકવાર તે ક્ષપક શ્રેણી આશ્રી અને બે વાર તે ઉપશમ શ્રેણીએ ૧૧ મે ગુણઠાણે બે વાર જઇ પાછો વળી આઠમે ગુણઠાણે જાય તે આશ્રી, અને ઘણા ભવ આશ્રી ત્રણ વાર મનુષ્યના ભવમા બબ્બે વાર ઉપશમ શ્રેણીએ ચડી બે મનુષ્ય ભવમા ૪ વાર અગીઆરમા ગુણઠાણાને ફરસી ત્રીજા મનુષ્યના ભવમાં ક્ષપક શ્રેણીએ ચડી પાચમી વારનું જથાખ્યાત ચારિત્ર ફરસી મોક્ષે જાય. પણ ત્રણ ભવ અર્ધપુદ્ગલની અંદરમા ગમે ત્યારે કરે

પ્રશ્ન ૫૭—ભગવતીજી શતક (૨૫) મે-ઉદ્દેશે ૪થે–પરંપરા સિદ્ધને નિશ્ચલ કહ્યા અને અનંતર સિદ્ધને સર્વથા કંપે છે એમ કહ્યું, તેનું શું કારણ ?

ઉત્તર—સિદ્ધ ગતિને પ્રાપ્ત થતા વાટે વહેતા સિદ્ધને અનંતર સિદ્ધ કહીએ તે સર્વથા કંપે છે. અને સિદ્ધપણે પ્રાપ્ત થયા તે પરંપરા સિદ્ધ અચળ છે.

પ્રશ્ન ૫૮—ભગવતીજી શતક (૨૫)મે-ઉદ્દેશે ૬ઠ્ઠે–૨૮મા આકરખા દ્વારમા-નિયંઠાને પાંચ આકરખા કહી તે શી રીતે ?

ઉત્તર—પહેલે ભવે ઉપશમ શ્રેણી બે વાર કરી મરી અનુત્તર વિમાને જાય ને ત્રીજે ભવે વળી નિયંઠો (નિયંઠો એટલે ૧૧મે-૧૨મે-ગુણઠાણે પ્રવર્તે તે) થઇ એટલે ૧૧મે ગુણઠાણે બે વાર ઉપશમ શ્રેણી કરીને ત્રીજી વાર ક્ષપક શ્રેણીએ ચડી સિદ્ધ થાય એટલે પહેલા વિકલ્પે આ પ્રમાણે ત્રણ ભવમા પાંચ આકરખા થાય. અને બીજે વિકલ્પે અર્ધ પુદ્ગલમા ત્રણ વાર મનુષ્યના ભવમા પ્રથમના બે ભવમા બબ્બે વાર અગ્યારમા ગુણઠાણે નિયંઠા પણે ફરસી, પડી, કાળ કરી ત્રીજા મનુષ્યના ભવમા બારમે ગુણઠાણે નિયંઠાપણે અપડિવાઇ થાય તેજ ઉદ્દેશામા નિયંઠાનું આંતરૂં ઉત્કૃષ્ટ અનંતા કાળનું કહ્યું છે, તે વિરાધક આશ્રી કહેવ છે અને તેજ અધિકારે નિયંઠો ઉપશમ શ્રેણી એક ભવમા બે વાર કરે એમ કહ્યું

છે, તે ઉપરથી ઘણા ભવમાં બબ્બે વાર ૧૧મા ગુણઠાણે અને એક વાર ૧૨મા ગુણઠાણે નિયંઠા પણાની પાચ આકરખા કરે.

પ્રશ્ન ૫૯—ભગવતીજી શતક (૨૫)મે-ઉદ્દેશે ૬ઠે-નિયંઠા અધિકારે પુલાક નિયઠાને ૩ સમુદ્ઘાત કહી. વેદનીય, કષાય, મારણાતિક, ૩ તો અહિં પુલાકનું મરવું નથી ને મારણાંતિક સમુદ્ઘાત કેમ કહી ?

ઉત્તર—પુલાક નિયઠે પ્રવર્તતાં મારણાંતિક સમુદ્ઘાત હોય. પછી સમુદ્ઘાતથી નિવર્તી કષાય કુશીલાદિક પામી મરે. એમ અર્થકારે કહ્યું છે

પ્રશ્ન ૬૦—પુલાકની ગતિ આઠમા દેવલોક સુધીની કહી છે. તો તે આશ્રી મરવા સભવ છે તે કેમ ?

ઉત્તર—પુલાકપણામાં વર્તતાં આઠમા દેવલોકનો બંધ પાડે તે આશ્રી કહેલ છે. પણ પુલાકપણામાં મરે નહિ. અનેરા નિયંઠે મરી આઠમે દેવલોકે જાય ઇત્યર્થ:—

પ્રશ્ન ૬૧—પુલાક નિયંઠાની ઘણા જીવ આશ્રી સ્થિતિ જઘન્ય એક સમયની ઉત્કૃષ્ટી અંતર્મુહૂર્તની કહી છે તે શી રીતે ?

ઉત્તર—પુલાકનિયઠો અંતર્મુહૂર્તની સ્થિતિએ વર્તતાં એક સમય બાકી રહ્યો છે એવો એક જીવ છે ને બીજો જીવ પુલાકપણાને પ્રાપ્ત થયો. પ્રથમનો જીવ એક સમય રહીને અનેરા નિયંઠે પહોચ્યો તે આશ્રી જાણવું.

પ્રશ્ન ૬૨—ભગવતીજી શતક ૨૫ મે, ઉદ્દેશે ૫ મે, ગયા કાળથી આવતો કાળ એક સમય અધિક અને આવતા કાળથી ગયો કાળ એક સમય ઉણો કહ્યો તેનું શું કારણ ?

ઉત્તર—કાળની આદિ અંત નથી, માટે જ્ઞાની પુરૂષોએ પૃચ્છા સમયનો વર્તમાન સમય (જ્યારે પૂછે ત્યારે) આવતા કાળમાં ગણાવા વર્તમાનનો એક સમય અધિક કહ્યો; એ પણ અનાદિસિદ્ધ વાક્ય છે.

પ્રશ્ન ૬૩—ભગવતીજીમા શતક ૨૫ મે, ઉદ્દેશે ૭ મે સજયાના અધિકારે કહ્યુ છે કે-દ્રવ્યલિગ આશ્રી, સ્વલિંગમા ૫ ચારિત્ર લાભે. અને અન્યલિગ ગૃહલિગમા પરિહારવિશુદ્ધ વરજી ૪ ચારિત્ર લાભે, અને ભાવલિગ આશ્રી સ્વલિગમા પચુ પાચ ચારિત્ર લાભે, અન્યલિંગ ગૃહલિંગમા એકે ચારિત્ર ન લભે. એટલે સ્વલિંગમા દ્રવ્યલિંગ આશ્રી અને ભાવલિંગ આશ્રી પાચે ચારિત્ર કહ્યા. અને અન્યલિંગ ગૃહલિગમાં દ્રવ્યલિંગ આશ્રી ૪ ચારિત્ર અને ભાવલિગમાં એકે ચારિત્ર નહિ આ વિષે શુ સમજવું ?

ઉત્તર—દ્રવ્યલિંગ આશ્રી સ્વલિંગમાં પાચે ચારિત્ર કહ્યાં તેના વિકલ્પ બે છે. એક તો એક ઉપશમ શ્રેણીથી પડતાં અને બીજો વિકલ્પ-અશોચાને તથા અન્યલિંગ ગૃહલિગને ભાવચારિત્રના બળે કેવળજ્ઞાન ઉત્પન્ન થયે વધારે આયુષ્ય હોવાથી જૈનલિંગ ધારણ કરે, તે તેને દ્રવ્યલિગ છે, અને જૈનનો સ્વલિગ છે. માટે દ્રવ્યલિગ આશ્રી સ્વલિંગમા પાચે ચારિત્ર કહ્યા, અને ભાવલિંગ આશ્રી સ્વલિંગમાં પાંચે ચારિત્ર લાભે તે સમકિત સહિત મૂળ સાધુના (જૈનના) લિગે (વેશે) તો પાંચે ચારિત્ર હોય.

અને દ્રવ્યલિંગ આશ્રી અન્યલિગ ગૃહલિંગ તે તેનો સ્વલિંગ છે પણ ભાવથી સમકિત પ્રગટવે ૪ ચારિત્ર (પરિહારવિશુદ્ધ વરજી) પ્રાપ્ત થયે, મૂળલિગ તે દ્રવ્યલિંગ કહ્યો-અને ભાવલિગ આશ્રા સ્વલિંગમા. એટલે સાધુ વેશમા તો પાચે ચારિત્ર લાભે. એટલે સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર સહિત જૈન સાધુનો વેશ તે ભાવેથી સ્વલિગ કહીએ. તેમા પચે ચારિત્ર લાભે.

અને ભાવથી અન્યલિંગ ગૃહલિંગ તે તેના મતના મમત્વ સહિત, મિથ્યાદૃષ્ટિ સહિત, કદાગ્રહ સહિત, લિગમા એકે ચારિત્ર નહિ. એટલે અન્યલિંગ અને ગૃહલિગ તેના મતનો સ્વલિગ છે. અને મિથ્યાદૃષ્ટિને લઇને મત કદાગ્રહને લઈને તેનો ભાવ લિગ છે. માટે એકે ચારિત્ર ન હોય.

પ્રશ્ન ૬૪—અન્યલિંગ ગૃહલિંગમાં છેદોપસ્થાનીય ચારિત્ર કેવી રીતે લાભે ?

ઉત્તર—કોઇ જૈનના સાધુપર રાજાદિકનો કોપ થયો હોય કે અમુક સાધુને પકડવો એમ સાધુના જાણવામા આવવાથી સાધુએ વેશ બદલો કરી નાંખ્યો. અન્યલિગ કે ગૃહલિંગ ધારણ કરી લીધો. એટલે ભાવથી સાધુપણું (ચારિત્ર) સાબીત રાખી દ્રવ્યથી અન્યલિંગ ગૃહલિગ ધારણ કરી નીકળી જાય તે આશ્રી. અથવા રાજાએ કોઇ જૈન સાધુ ઉપર ફરજ પાડી કે અમુક મુદતમાં મારી હદ છોડી દેવી, તેટલી મુદતમા હદ નહિ છોડી શકવાના કારણે રાજાના ભયને લઇને વેશ પાલટો કરે. સાધુપણાનો વેશ મૂકીને દ્રવ્યથી બીજો વેશ ધારણ કરે, ભાવથી મુનિપણું સાબીત રાખે તે આશ્રી છેદોપસ્થાપનીય ચારિત્ર લાભે અર્થાત્ તેને ચારે ચારિત્ર લાભે પણ એક પરિહાર વિશુદ્ધ ચારિત્ર મુનિના વેશ વિના નજ હોય એવો જૈનશાસ્ત્રનો ન્યાય છે.

પ્રશ્ન ૬૫—ભ. શ. ૨૫ મે, ઉ. ૬ ઠ્ઠે નિગ્રંથ નિયઠાને એકે સમુદ્ઘાત નથી તો તેની (૧૧ મા ગુણઠાણાની) ગતિ અનુત્તર વિમાનની કહી તો મારણાંતિક સમુદ્ઘાત વિના કેમ મરે ?

ઉત્તર—અસમોહિયા મરણે મરે તે સમુદ્ઘાત કર્યો વિના મરે. તે આશ્રી મારણાંતિક સમુદ્ઘાત ન હોય.

પ્રશ્ન ૬૬—પન્નવણાજીમાં આશેલીઆ નામનો જીવ સમૂચ્છિમ પચેંદ્રિય ધરતીમાં ઉત્પન્ન થાય છે તે ચક્રવર્તિ, વાસુદેવ, મંડલિક વગેરેના ખંડારવમાં સમૂચ્છિમ તિર્યંચ પંચેંદ્રિયપણે ઉત્પન્ન થાય છે. તે જમીન પોલી કરીને તેમાં કટકના કટકનો નાશ કરે છે. તે પ્રમાણે પહેલા પદમાં કહ્યું છે. તે સંબંધી બીજો કોઇ દાખલો આપી સિદ્ધ કરી આપો તેમ છે?

ઉત્તર—હા, સાંભળો. સરસ્વતી નામનું માસિક ભાગ ૧૯ મો ખંડ ૨ જો જુલાઇ ૧૯૧૮ સંખ્યા ૧ પૂર્ણ સંખ્યા–૨૨૩ માં પૃષ્ટ ૨૨ મે કોલમ ૧ લે "પત્થર ઔર લકડી કે કીડે" એ નામના લેખમાં લખ્યુ છે કેઃ—

"પત્થર કે કીડે કિસી સીમા તક હમારી આજ કલકી સેનાઓ કે ઉન સિપાહીયો કે સમાન હૈ જિનકો હમ સેપર્સ ઔર માઇનર્સકે નામસે પુકારતે હૈં. જો પૃથ્વીકે ભીતર સુરંગ ખોદકર દૂર તક ચલે જાતે હૈ, જો અપને શત્રુઓંકે બડે બડે દ્રઢ ગઢોકો ક્ષણમેં બારુદસેં ઉડા દેતે હૈ. ઔર અપને સિપાહીયોંકે બચાવકે લિએ પુસ્તે ઔર ખાઇયાં ઇત્યાદિ બનાતે હૈ. યે કીડે ભી અપને લગાતાર ઉદ્યોગ સેંકડે સેંકડે પત્થરોકી તહોમેં દૂર તક ચલે જાતે હૈ. વહાં અપને લિયે છોટી છોટી કોઠરીયાં બનાકર એકાન્તમે ઇશ્વર ભજન સા કિયા કરતે હૈં બહુધા સંગ મરમર ટુકડોકે ભીતર, જિનકો સંગ તરાશ અપને લોહે કે ઓજારોસેં ભી બડી કઠીનતાસે કાટ પાતે હૈ. યે કીડે જીવિત નિકલતે હૈ તબ લોગ ઇનકો દેખકર દંગ રહ જાતે હૈ, ઔર સમજતે હૈ કિ યે પત્થરહીમે પેદા હોતે હૈ. પરંતુ યહ વિચાર ઠીક નહીં.

આ ઉપરનો લેખ દર્શનિક પૂરાવો આપવે કરી જૈન સિદ્ધાતના શબ્દોને મજબુત કરે છે

પ્રશ્ન ૬૭—સ્ત્રી વેદે મરી પુરૂષ વેદે ઉત્પન્ન થવાનો કોઇ સૂત્રનો દાખલો છે?

ઉત્તર—હા. જ્ઞાતાજી સૂત્રના ૧૪ મા અધ્યયનમા પોટીલાના અધિકારે પોટીલા તેતલી પ્રધાનની સ્ત્રી સંયમ પામી મરીને પોટીલ દેવ થયેલ છે. તથા દશાશ્રુત સ્કંધના ૧૦ મા અધ્યયનમાં નિયાણાના અધિકારે–સાધુ સ્ત્રીનું ને સાધ્વી પુરૂષનું નિયાણું કરી નવ ગ્રૈવેયકમા ઉપજે એમ કહ્યું

છે, ત્યાં એક પુરૂષવેદ છે. તથા વિપાક સૂત્રમાં સિંહરથ રાજા મરીને સ્ત્રી થયેલ છે.

પ્રશ્ન ૬૮—અનુત્તર વિમાનના દેવતાઓ અંદરો અંદર કાંઇ વિચાર કે વાતચીત કરે કે કેમ?

ઉત્તર—એક બીજા મને કરીને વાતો કરે, વિચાર કરે. જેમ ભગવતીજીમાં કહ્યું છે કે અનુત્તર વિમાનના દેવતાને મનોદ્રવ્યની વર્ગણાની લબ્ધિ હોવાથી કેવળી ભગવંતને મને કરીને પ્રશ્ન પૂછે અને કેવળી પણ મને કરીને ઉત્તર આપે, તે મને કરીને ગ્રહણ કરે એમ કહ્યું છે. એ ઉપરથી અંદરો અંદર મને કરી અનુત્તર વિમાનના દેવતા વાત વિચાર કરે, પોતપોતાના મહેલમાં રહ્યા થકાં વિચાર તથા વાતો કરતા સંભવ છે. તેની વિશેષ સાબીતી માટે જ્ઞાતાજી સૂત્રના અધ્યયન ૮ મે બાબુવાળા છાપેલા પાને ૮૪૩ મે તથા ૮૪૪ મે મલ્લિનાથ ભગવાનના અધિકારે કહ્યું છે કેઃ

गाथाः—

— किंच तयं पम्मठ्ठ, जंच तया भो जयंत पवरामे,
वुच्छा समय णिवद्ध, देवा तं संभरह जाइ. १.

टीका :—किंच तयं गाहा, किमिति प्रश्ने, च इति वाक्यालंकारे, तयतत् पम्हठ्ठ विस्मृतं जांतियत् च इति वाक्यालंकारे, तदा-तस्मिन् काले भो इत्यामंत्रणे, जयंत प्रवरे जयंताभिधाने प्रवरे, अनुत्तर विमाने वुच्छति, उषिता निवासं कृतवंत. समय निवद्धं, मनसा निवद्धं, संकेतं, यथा प्रतिबोधनीया वयं परस्परे गेति समक्र निबद्धं, वास हितैर्या, उपाचा जातिस्ता दैवाः अनुत्तर सुराः संतः तंतित देवता वा देव संबंधिनां संस्मरत जाति.

भाषाः—ગાથા—કિમિતિ પ્રશ્ને—ચેતિ વાક્યાલંકારે, તમતત્તે, જ જે ચેતિ વાક્યાલંકારે, ત્યા તે કાલને વિષે, ભો—ઇતિ આમંત્રણે, જયંત નામા પ્રવર પ્રધાન અનુત્તર વિમાનને વિષે વસ્યા રહ્યા સમય નિવદ્ધ૦ મને કરી નિબદ્ધ બાધ્યો કીધો જે સંકેત જિમ તિમ અમ્હે પ્રતિબોધવા માહોમાહે અથવા સમકનિબદ્ધં૦ સંધાતે કરી જે ગ્રહી લાધી જાતિ જન્મ અવતાર પ્રતે તુમ્હે સંભારો એમ કહ્યા કુમારી ઇહાં મલ્લી કુમરીએ કહ્યો કે, આજથી ત્રીજે ભવે, પશ્ચિમ મહાવિદેહ ક્ષેત્રને વિષે સલિલાવતી વિજયન વિષે વીતશોકા રાજધાનીને વિષે, મહાબળ પ્રમુખ આદિ દેઇ સાને આપણે પ્રિય બાળમિત્ર રાજન હતા. (વગેરે કપટ તપ કરી આપણે અનુત્તર

થયા. ત્યાથી ચોથા આરાનાં ૩ વરસ અને સાડાઆઠ માસ બાકી રહ્યા એમ જાણવાથી અઢાર દેશના રાજા બે દિવસ અગાઉ પાવાપુરીએ ભગવંતની હજુરમાં દાખલ થયા.

પ્રશ્ન ૭૩—ગોશાળાને મહાવીર સાથે મળવું, તેનો દીક્ષાકાળ કેટલો અને મરણ ક્યારે પામ્યો ? તે સવિસ્તર જણાવશો ?

ઉત્તર—શ્રી મહાવીર દેવે ૩૦ વરસ ગૃહવાસમાં રહી દીક્ષા લીધી અને મહાવીરનું બીજું ચોમાસું રાજગ્રહી નગરીમાં પૂરૂં થયે ગોશાળો મળ્યો.

મહાવીરના દીક્ષાના ૮ વરસે ગોશાળો ૬ વરસ ભેગો રહી જુદો પડયો.

મહાવીરના દીક્ષાના ૧૦ વર્ષે—ગોશાળો પાર્શ્વનાથના પડિઆઇ થયેલા છ દિશાચરાને મળી તેની પાસેથી (પૂર્વના જ્ઞાનમાથા) લાભ, અલાભ, સુખ–દુઃખ, જીવવુ–મરવું. એ છ બોલનુ જ્ઞાન મેળવી, બે વર્ષ તપ કરી તેજુલેશ્યા ઉત્પન્ન કરી ૮ વર્ષે છદ્મસ્થના ગણી જિન નામ ધરાવ્યુ

મહાવીરના છદ્મસ્તના ૧૨ વર્ષ પૂરા થયે. ગોશાળો બે વર્ષ અગાઉથી કેવળપણાનું નામ ધરાવતો.

એટલે મહાવીરને કેવળજ્ઞાન ઉત્પન્ન થયે જિનપદ ધારણ કર્યા પહેલા ગોશાળો બે વરસ અગાઉથી હુ ચરમ જિન છું એવું નામ ધરાવતો

મહાવીરના કેવળપદના ૧૪ વર્ષે અને ગોશાળાના ૧૬ વર્ષે સાવથી નગરીમા બન્ને ચોમાસું હોવાથી મહાવીર ઉપર ગોશાળે તેજુલેશ્યાનો હુમલો કર્યો, અને તેજ તેજુલેશ્યાના પ્રભાવે પોતે પોતાનીજ તેજુલેશ્યાથી કાળ ધર્મ પામ્યો

ગોશાળો કાળધર્મ પામ્યો એ વખતમા મહાવીરની પ્રવજ્યાના ૨૬ વરસ અને ગોશાળાની પ્રવજ્યાના ૨૪ વરસ પૂરાં થયા

બકાતનાં ૧૬ વરસ મહાવીર કેવળપદમા વિચરી ૩૦ વરસ કેવળપદના અને ૪૨ વરસ પ્રવજ્યાના ભોગવી ૭૨ વર્ષે નિર્વાણ થયા

પ્રશ્ન ૭૪—ગોશાળાનુ સર્વ આઉખું કેટલુ ?

ઉત્તર—તે કોઇ ઠેકાણેથી મળી આવતું નથી, પરંતુ તેની પ્રવજ્યાને ૨૪ વર્ષે શ્રી ભગવતીજીના ૧૫ મા શતકથી તથા ડૉક્ટર ઉપાસક દશાના [illegible] સાહેબે અન્ય ગ્રંથોથી મેળવણી કરી છે, પણ [illegible] આયુષ્યનો નિર્ણય તેને પણ મળી આવ્યો નથી. પણ અનુમાન કલ્પનાએ [illegible] ઉત્તરે દાખલ કર્યો હશે. એટલે ૬૨ વર્ષની ઉમર [illegible]

ગોશાળો મહાવીરને મળ્યો અને તેમના શિષ્યપણે વર્ત્યો, એમ કોઇનું કહેવું છે. પણ બહુ વિચાર કરતાં એમ તો જણાય છે કે–તે છોટી ઉમરથીજ ચપળ, ચાલાક, વાચાળ અને મજબત મનવાળો હોવાથી ઉછરતી વયમાં ઉદ્ધત્તાઇને લઇને તેના કાર્યકર્મ ઉપરથી તેની ઠરેલી વય નથી. આ ઉપરથી ૪૦ વરસથી વધારે ઉમર જણાતી નથી. પછી કોઇ ગ્રંથમાથી મળી આવે તે ખરૂ.

પ્રશ્ન ૭૫—તીર્થંકર નામકર્મની ઉપરાજણ કરેલ હોય તે જીવને તીર્થંકર નામકર્મ ઉદય આવ્યુ કયારે કહેવાય ?

ઉત્તર—જે કર્મને ઉદયે તીર્થંકરપણું પામે, ત્રિલોકને વિષે પૂજનિક થાય તે કેવળજ્ઞાન ઉપજ્યા પછી તીર્થંકર નામકર્મ પ્રગટ થાય. શાસ્ત્ર પન્નવણાજી છાસઠ હજારૂં, પદ ૨૩ મુ, કર્મપ્રકૃતિના અધિકારે નામકર્મના ભેદમા કહેલ છે.

પ્રશ્ન ૭૬—તીર્થંકર નામકર્મની સ્થિતિ પન્નવણા પદ ૨૩ મે, ઉદ્દેશે ૨ જે, જઘન્ય ને ઉત્કૃષ્ટી અંતોકોડાકોડ સાગરોપમની કહી છે તો જ્ઞાતાજીમાં ત્રીજે ભવે મલ્લિનાથના જીવે તીર્થંકરગોત્ર બાંધ્યુ તે કેમ ?

ઉત્તર—તીર્થંકર નામકર્મનાં દળ મેળવવામા આવે તો એક કોડાકોડી સાગરોપમની અંદરના મેળવવામા આવે પણ તેનો નિબંધ તો તીર્થંકર-પદ પ્રાપ્ત થવાના અગાઉના ત્રીજે ભવેજ પડે કદાપિ અંતોકોડાકોડીમાં તીર્થંકર નામકર્મના દળ મેળવેલા ન હોય તો અગાઉના ત્રીજે ભવે તો અવશ્ય મેળવવા સંભવ છે. તે પણ અંતોકોડાકોડીમાજ ગણાય આનો પરમાર્થ એ છે કે–કોડાકોડી સાગરોપમથી વધારે કાળ, સંસારનો રહ્યો હોય તેવા જીવોને તીર્થંકર નામકર્મના દળ મેળવવાને આત્મબળ શકિતવાન થતો નથી, એટલાજ માટે તીર્થંકર નામકર્મ મેળવવાનો કાળ કોડાકોડી સાગરોપમની અંદરનો ગમે ત્યારે મેળવે તેનુ નામ અંતોકોડાકોડી કહેવાય

પ્રશ્ન ૭૭—કેટલાક કહે છે કે–ભગવંત મહાવીર સ્વામીના ગર્ભનું સાહરણ થયુ નથી તે કેમ ?

ઉત્તર—સિદ્ધાંત નહિ માનવાવાળા કદિ એવું વાકય બોલતા હોય તો ભલે સિદ્ધાંતના માનવાવાળા તો તે વાકયને કબૂલ નહિ કરે કારણ કે સૂત્રમા એક ઠેકાણે નહિ પણ અનેક ઠેકાણે અનેક દાખલે મહાવીરના ગર્ભનુ સાહરણ થવાનુ સિદ્ધ થાય છે તે નીચેના દાખલાથી જાણવામાં આવશે સાભળો—

૧. દાખલો પહેલો–આચારાંગ સૂત્ર શ્રુતસ્કંધ ૨ જે, અધ્યયન ૧૬ મે, મંડાતાં મહાવીર સ્વામીના પંચ હત્થુત્તરા હોત્થા કહ્યા એટલે ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રમાં પાંચ કલ્યાણક થયાં. તેમાં ગબ્ભાઓ ગબ્ભ સાહરીએ એવો પાઠ મૂકયો છે. અને વળી મૂળ પાઠમાં પણ કહ્યું છે કે–દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષી થકી મહાવીર સ્વામીનો ગર્ભ સાહરીને ત્રિશલા દેવી ક્ષત્રિયાણીની કુક્ષીને વિષે હરિણગમેષી દેવે મૂકયો

૨ દાખલો બીજો–ભગવતીજી શતક ૯ મે, ઉદ્દેશે ૩૩ મે ભગવત મહાવીર દેવને દેખીને દેવાનંદાજીને પાનો ચડયો, તે વખતે ગૌતમ સ્વામીએ પૂછયું અને ભગવતે કહ્યું છે કે–હે ગૌતમ ! એ તો મોરી અમા–તેમની કુક્ષીને વિષે સાડીબ્યાશી રાત્રિ રહ્યો છું. તો વિચારો કે–તેજ ભવની માતા છે તો પાનો ચડયો અને ભગવંતે મારી માતા કહી

૩. દાખલો ત્રીજો–સમવાયાંગજીમાં કહ્યું કે–પોટીલના ભવથી છઠ્ઠો ભવ મહાવીરનો છે તે છ ભવની મેળવણી કરતા પહેલો ભવ પોટીલનો ૧, બીજો ભવ આઠમા દેવલોકે સર્વાર્થસિદ્ધ વિમાને ( આઠમા દેવલોકે એવુ વિમાનનુ નામ છે ) ૨, ત્રીજો ભવ નંદ રાજાનો ૩, ચોથો ભવ દશમા દેવલોકનો ૪, પાંચમો ભવ દેવાનંદાજીની કુખે ઉપજ્યા, અને છઠ્ઠો ભવ ત્રિશલાદે રાણીની કુંખેથી અવતર્યા ૬, એ લેખે મહાવીરના ગર્ભનું સાહરણ થયુ સાબીત થાય છે.

૪. દાખલો ચોથો–દશાશ્રુત સ્કંધ સૂત્ર અધ્યયન ૮ મે, ભગવતનો ગર્ભ સાહરણ કર્યાનો અધિકાર છે. गब्भाओ गब्भं साहरिए એવો પાઠ છે

૫ દાખલો પાંચમો–ઠાણાંગજીના ૧૦ મે ઠાણે, દશ પ્રકારના અછેરાં કહ્યાં છે. તેમાં ગબ્ભ સાહરેણ એવો પાઠ છે.

ઉપરના પાંચ દાખલે ભગવંત મહાવીર દેવના ગર્ભનું સાહરણ થયુ છે, એમ સૂત્રપાઠથી નિર્ણય થાય છે. છતાં એથી ઉલટું બોલવુ તે સૂત્ર અને ભગવતની આશાતના લાગવા જેવું વાકય થાય છે કે નહિ તેનો વિચાર એવો ઉચ્ચાર કરનારાએજ કરવો.

પ્રશ્ન ૭૮—મહાવીર સ્વામીના ગર્ભનુ સાહરણ હરિણગમેષી દેવે કેવી રીતે કર્યું ?

ઉત્તર—કલ્પસૂત્રમા એક શ્લોકરૂપેજ ગાથા કહી છે તે વાચવામાં આવી છે. તે આ પ્રમાણે છે.

प्रविष्टो दशमद्वारे, निर्गतो नाभिमंडले; गृहीत्वा वीरजीवोयं, हरिणा हरिदेशत. १

આમા એમ જણાવે છે કે—શક્રેંદ્ર મહારાજના આદેશથી હરિણુ ગમેષીદેવે, મહાવીર સ્વામીનો ગર્ભ નાભિમડળથી સાહરીને, જન્મદ્વારા એ મુકયો.

પ્રશ્ન ૭૯—ભગવતીજીના શતક ૫ મે–ઉદ્દેશે ૪ થે-ગર્ભના સાહરણ સબધીના ચોભગી કહી છે, તેમા કહ્યું છે કે–ગર્ભ થકી ગર્ભનુ સાહરણ થાય કે ગર્ભ થકી જોણીનુ સાહરણ થાય કે જોણી થકી ગર્ભનુ સાહરણ થાય કે જોણી થકી જોણીનુ સાહરણ થાય? તેના ઉત્તરમા ભગવતે જોણી થકી ગર્ભનુ સાહરણ થાય એ એકજ બોલની હા કહી, ત્રણ બોલની ના કહી અને આચારાગજીના બીજા શ્રુત સ્કધના ૧૬ મા અધ્યયનમા ભગવંત ના ગર્ભ સહર્યો ત્યાં ગભાઆ ગભ સાહરઇ એવો પાઠ મૂકયો અને કલ્પ સૂત્રમા નાભિથકી ગર્ભને સહર્યો–કાઢયો એમ કહ્યુ તેનુ શુ સમજવું?

ઉત્તર—ભગવતીજીમાં જ્યાં હરણગમેષી દેવની શક્તિ વર્ણવેલી છે ત્યા તો એમ પણ કહ્યુ છે કે–નખાગ્ર નખના અગ્રભાગ જેટલા છિદ્રમાથી તથા રોમરાય એટલે એક રૂવાડા જેટલા છિદ્રમાંથી ગર્ભને ખડોખડ કરીને કાઢે તો પણ તે ગર્ભને બાધા પીડા થવા દે નહિ, એટલી શકિત તે દેવમા રહી છે પણ ગર્ભનું સાહરણ કરવાનું કામ તો જોણીયં ગભ સાહરઇ એ પાઠને અનુસરી આચારાગના પાઠનો વિચાર કરતા ગભાઓ ગભ સાહરઇનો અર્થ ગર્ભ થકી ગર્ભને સાહર્યો કરીએ તો ભગવતીજીના પાઠને ધક્કા લાગે માટે એનો અર્થ એમ થાય છ કે–એક ઉદર થકી સહરીને બીજા ઉદરને વિષે મૂકયો. એટલે મહાવીરનો ગર્ભ એક ઉદર થકી બીજા ઉદરે મૂકયો અને કલ્પસૂત્રમા કહ્યા પ્રમાણે નાભિ થકી ગર્ભ સહરવામા આવે તો અખડ ગર્ભ નીકળે નહિ અને તીર્થકરના ગર્ભનું ખડન થાય નહિ આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે– કલ્પ સૂત્રમા કહેલી ગાથાનુ બીજુ પદ નાભિ થકી ગર્ભ સાહરવાનુ ભગવતીથી વિરૂદ્ધ પડે છે. માટે ભગવતીજીમા કહ્યા પ્રમાણે જોણીઆ ગભ સાહરઇ જોની થકી ગર્ભન સાહર્યો એટલે મહાવીરનો ગર્ભ એક ઉદરથી બીજે ઉદરે અખડપણે સાહરીન મૂકયો એટલે ગ્રહણ કરીને મૂકયો તે, જન્મદ્વારાએજ સાહરણ કર્યો એ વાત ન્યાયપૂર્વક છે

પ્રશ્ન ૮૦—ભગવતે ગર્ભમા અભિગ્રહ કર્યો ત્યારે ગર્ભ કેટલો હ તા?

ઉત્તર—કલ્પસૂત્રમાં આ વિષેની એક ગાથા વાચવામા આવી છે તે આ પ્રમાણે છે.

अह सत्तमि मासे, गप्मत्थो चेव अभिगहं गिन्हे; नाहं समणो होहं, अम्मा पियरे जीवर्तोह. ॥ १ ॥

અહિંયાં ગ્રંથકાર કહે છે કે-મહાવીરનો ગર્ભ સાત માસનો હતો ત્યારે એવો અભિગ્રહ કર્યો કે માતા પિતા જ્યાસુધી જીવે ત્યાસુધી મારે દીક્ષા લેવી નહીં.

પ્રશ્ન ૮૧—સૂત્રમાં ભગવંત મહાવીરને नायपुत्ते કહીને બોલાવ્યા છે, તેનો અર્થ કેટલાક એમ કરે છે કે-મહાવીરના પિતા શ્રાવક ધર્મ પાળે છે, પાર્શ્વનાથ ભગવાનના શાસનના શ્રાવક છે, માટે તે જ્ઞાની હોવાથી જ્ઞાતપુત્ર કહીને બોલાવ્યા છે તે કેમ?

ઉત્તર—પન્નવણાજી છાસઠ હજારૂં-પન્નવણા પદ પહેલામા આર્ય વંશનાં નામ કહ્યાં છે, તેમા જ્ઞાત વંશ લખેલ છે. એટલે જ્ઞાત કુળનો ક્ષત્રી વંશપરંપરાનો ચાલ્યો આવે છે. તે કુળમા તે વંશમાં તે સિદ્ધાર્થ રાજા ઉત્પન્ન થયા છે, તેથી ભગવંતને नायपुत्ते જ્ઞાતપુત્ર કહીને બોલાવ્યા છે.

પ્રશ્ન ૮૨—તીર્થંકર જન્મ્યા પછી તેમની માતાને સંતાન થાય કે નહિ?

ઉત્તર—હા, થાય સાખ જ્ઞાતાજીના અધ્યયન ૮ મે મલ્લિનાથ ભગવાન પછી મલ્લિદિનકુમાર થયા તે પાઠ—

तत्थणं महिलाए कुंमस्सपुत्ते पभावइए देवीए अंतए मल्लीए अणुमग्ग जायए मल्लीदीन्नए नामं कुमारे जाव जुवरायावि होत्था.

આ ઉપરના પાઠ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે-તીર્થંકરનો જન્મ થયા પછી તેમની માતાને સંતાન થવું હોય તો થાય ખરૂં. જેમ મલ્લિનાથ ભગવાનની પછી પ્રભાવતી રાણીને મલ્લિદીનકુમારનો જન્મ થયો

પ્રશ્ન ૮૩—કેટલાક કહે છે કે-રહનેમીએ નેમીશ્વર ભગવાન પહેલા દીક્ષા લીધી છે તે કેમ?

ઉત્તર—તે વાત સભવે નહીં કારણ કે-રહનેમીએ નેમીશ્વર ભગવાનની સાથે દીક્ષા લીધી છે. નેમનાથ ભેગા હજાર પુરૂષે દીક્ષા લીધી છે તેમા સમુદ્રવિજયના દીકરા ૨૮ નો દીક્ષા લેવાનો અધિકાર છે. વળી નેમનાથના વરસીદાનના એક વરસના કાળમા રહનેમી રાજેમતી પાસે જતા

આવવાના કારણથી તેમના ઉપર મોહભાવ પ્રગટેલો, તે ગુફામા પ્રગટ ઉદય થયો એ ઉપરથી નેમનાથની સાથે દીક્ષા લીધેલી સભવે છે.

પ્રશ્ન ૮૪—રાજેમતીએ નેમનાથને કેવળ ઉત્પન્ન થયા પછી દીક્ષા લીધી છે કે તે પહેલા ?

ઉત્તર—નેમનાથને કેવળ ઉત્પન્ન થયા પછી સભવે છે. કારણ કે—નેમનાથને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ ત્યારે ચારે તીર્થની સ્થાપના કરી છે. તેમની વડી ચેલી જક્ષણી આર્યાજી કહેલ છે તે ઉપરથી નેમનાથને કેવળ ઉત્પન્ન થયા પછી રાજુલે દીક્ષા લીધી છે

પ્રશ્ન ૮૫—ત્યારે કોઇ કહે કે—તો પછી વર્ષાઋતુ કયાથી હોય ?

ઉત્તર—નેમનાથે શ્રાવણ શુદ્દી ૫ મે દીક્ષા લીધી ત્યાંથી ત્રણ મહિના ને ૧૦ દિવસનો ચોમાસાનો કાળ બકાત છે. અને ભગવત નેમનાથને ૫૪ દિવસે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તો ૪૬ દિવસનો ચોમાસાનો કાળ બકાત હોવાથી ચાલતા આસો માસમા વર્ષાદ હોય છે, માટે રાજુલ દીક્ષા લઇ નેમનાથ ભગવંતને વાંદવા જતા રસ્તામાં વરસાદ થયો અને ગુફામા ચીત્તર સૂકવવા ગયા વગેરે કાઇ વિરૂદ્ધ પડે તેમ નથી.

પ્રશ્ન ૮૬—શ્રી સમવાયાગજીમા શ્રી મલ્લિનાથ ભગવાનને ૫૭૦૦ મનઃપર્યવજ્ઞાની કહ્યા અને શ્રી જ્ઞાતાજીમા ૮૦૦ કહ્યા તેનું શુ કારણ ?

ઉત્તર—શ્રી સમવાયાગજીમા મલ્લિનાથ ભગવાનને ૫૭૦૦ મનઃપર્યવ જ્ઞાની કહ્યા તે ઋજુમતી અને વિપુલમતી મળીને સમચ્ચે મન પર્યવજ્ઞાની કહ્યા, અને જ્ઞાતા સૂત્રમા ૮૦૦ કહ્યા તે એકલા વિપુલમતીના કહ્યા હોય એમ સંભવે છે

પ્રશ્ન ૮૭—શ્રી સમવાયાગજીમા મલ્લિનાથ ભગવાનને ૫૯૦૦ અવધિ જ્ઞાની કહ્યા અને જ્ઞાતાજીમા ૨૦૦૦ અવધિજ્ઞાની કહ્યા તેનુ કારણ શુ ?

ઉત્તર—સમવાયાગજીમા ઓગણસાઠસે અવધિજ્ઞાની કહ્યા તે સમચ્ચે ભેદના જાણવા અને જ્ઞાતાજીમા બે હજાર અવધિજ્ઞાની કહ્યા ને વિશેષ અવધિજ્ઞાનવાળા જાણવા.

પ્રશ્ન ૮૮—શ્રી જ્ઞાતાજીમા શ્રી કૃષ્ણ મહારાજને ૩૨૦૦૦ સ્ત્રી કહી, અને શ્રી અંતગડ સૂત્રમા ૧૬૦૦૦ કહી તેનું શું કારણ ?

ઉત્તર—શ્રી જ્ઞાતાજી સૂત્રમા બત્રીસ હજાર સ્ત્રી શ્રીકૃષ્ણ મહારાજને કહી યા મહિલા એવો પાઠ છે, તેથી રાજપુત્રી અથવા શેઠસાહુકાર સામા-

નિક રાજા વગેરેની પુત્રીઓ સર્વ જાણવી અને અંતગડ સૂત્રમાં શ્રીકૃષ્ણ મહારાજને સોળ હજાર સ્રીઓ કહી, ત્યા દેવી એવો પાઠ છે; તે ઉપરથી મોટા રાજાની પુત્રીઓ જાણવી.

પ્રશ્ન ૮૯—શ્રી રાયપસેણી સૂત્રમાં કેશીકુમાર શ્રમણને ૪ જ્ઞાન કહ્યા તે કેશી સ્વામી અને ઉત્તરાધ્યયનના ૨૩ મા અધ્યયનમાં કેશી કુમાર શ્રમણને ૩ જ્ઞાન કહ્યાં. તે બન્ને કેશી સ્વામી જુદા કે એક?

ઉત્તર—તે બન્ને કેશી સ્વામી જુદા જાણવા. કારણ કે ચાર જ્ઞાનવાળા કેશી કુમારે રાજા પ્રદેશી પાસે ચાર મહાવ્રતરૂપ ધર્મ પરૂપ્યો છે, અને ત્રણ જ્ઞાનવાળા કેશી કુમાર તે શ્રી ગૌતમ સ્વામી ભેગા ભળ્યા. માટે બન્ને જુદા છે.

પ્રશ્ન ૯૦—ત્યારે કોઇ કહે કે—ગૌતમ સ્વામી ભેગા ભળ્યા પછી કેશી સ્વામીને ચોથું જ્ઞાન ઉપન્યું હોય અને પછી પ્રદેશી રાજાને બુઝવ્યા હોય તો ના કેમ કહેવાય?

ઉત્તર—જો ગૌતમ સ્વામી ભેગા ભળ્યા પછી કેશી સ્વામીએ પ્રદેશી રાજાને ઉપદેશ દીધો હોય તો પાંચ મહાવ્રતરૂપ ધર્મ પ્રરૂપત, પણ ત્યાં તો ચાર મહાવ્રતરૂપ ધર્મ પરૂપ્યો છે માટે બન્ને કેશી કુમાર જુદા જાણવા.

પ્રશ્ન ૯૧—ગૌતમ સ્વામી અને કેશી સ્વામી બન્ને પાંચસેં પાચસેં શિષ્યોના પરિવારે સાવથી નગરીએ પધાર્યા અને બન્નેનો મેળાપ થયો તો બન્નેમાં મોટા કોણ સમજવા?

ઉત્તર—દીક્ષાએ તો કેશી સ્વામી મોટા સંભવે છે. પણ પદવીએ મોટા ગૌતમ સ્વામી છે કારણ કે—કેશી સ્વામી આચાર્ય પદવીના ધણી છે, અને ગૌતમ સ્વામી ગણધર પદવીના ધણી છે. વળી કેશી સ્વામી ૧૧ અંગના જાણ અને ત્રણ જ્ઞાનના ધણી છે, અને ગૌતમ સ્વામી ૧૨ અંગના જાણ અને ૪ જ્ઞાનના ધણી છે. માટે ગૌતમ સ્વામી જ્ઞાને અને પદવીએ મોટા છે.

પ્રશ્ન ૯૨—જો ગૌતમ સ્વામી જ્ઞાને અને પદવીએ મોટા છે તો તે કેશી સ્વામીના સન્મુખ કોષ્ટક બાગમાંથી તહુક બાગમાં કેમ ગયા?

ઉત્તર—ગૌતમ સ્વામી કેશી સ્વામીના સન્મુખ ગયા તેના બે કારણ છે. એક તો એ કે—કેશી સ્વામી દીક્ષાએ મોટા છે, એમ જાણી અને બીજું કારણ પાર્શ્વનાથ ભગવાન મહાવીર સ્વામી પહેલાં તીર્થંકર થયા છે અને

મોક્ષ ગયા છે, તેમના શાસનના આ પુરૂષ અધિકારી છે; માટે તેમનું કુળ મોટું છે. એમ ૨૩ મા અધ્યયનમાં કહેલ છે, માટે ગૌતમ સ્વામી સન્મુખ ગયા છે

પ્રશ્ન ૯૩—કેશી સ્વામીને દીક્ષાએ મોટા ગણ્યા પણ તે તો સામાયિક ચારિત્રિયા છે, અને ગૌતમ સ્વામી છેદોપસ્થાપનીય ચારિત્રિયા છે. તો બે જણાએ સાથે દીક્ષા લીધી હોય તેમા એકને છેદોપસ્થાપનીય ચારિત્ર સાત દિવસે અંગીકાર કરાવ્યું હોય અને બીજાને છ મહિને આદરાવવાનું હોય તો તે સામાયિક ચારિત્રિયા કરતા છેદોપસ્થાપનીય સાત દિવસે આદરેલો મોટો ગણાય. સામાયિકચારિત્રિયો તેમને નમસ્કાર કરે. તો તે હિસાબે ગૌતમ સ્વામી મોટા ગણાય અને તમે કેશી સ્વામીને મોટા કેમ ગણ્યા ?

ઉત્તર—વચલા ૨૨ તીર્થંકરના વારામા છેદોપસ્થાપનીય ચારિત્ર આદરવાનો વ્યવહાર નથી અને છેલ્લા તીર્થંકરના શાસનમા છેદોપસ્થાપનીય ચારિત્ર જઘન્ય ૭ દિવસે મધ્યમ ૪ માસે, અને ઉત્કૃષ્ટ ૬ માસે આદરવાનો વ્યવહાર છે દીક્ષા લેતા પ્રથમ સર્વ તીર્થંકરના શાસનના સાધુને સામાયિકચારિત્રજ આદરવામા આવે માટે દરેક શાસનના બંધારણ પ્રમાણે વર્તતાં ન્યૂનાધિક પણું નથી. માટે કેશી સ્વામી સામાયિકચારિત્રવાળા હોવા છતાં તેમના શાસનમાં તે પુરૂષ અધિકારી હોવાથી ગૌતમ સ્વામીએ તેમનું વડીલપણું જાહેર કર્યું છે અને પોતે ચલાવીને સામા ગયા

પ્રશ્ન ૯૪—કેશી સ્વામી મોટા છે એવો કોઇ દાખલો સૂત્રથી મળી આવે તેમ છે ?

ઉત્તર—હા, છે, સાંભળો, કેશી સ્વામી જાણે છે કે ગૌતમ, ગણધર પદવીના ધણી છે, માટે મારાથી વિશેષ જ્ઞાનવાળા છે, તો તેમને પૂછીને મારો તથા શિષ્યોનો તથા પ્રખદાનો સંશય ટાળવો એ વિનયધર્મ છે એમ ધારી કેશી સ્વામી બોલ્યા કે—पुच्छामि ते महाभागा ! હે મહા ભાગ્યના ધણી! મારે કાંઇ પૂછવાનું છે તે પૂછું ? ત્યારે ગૌતમ સ્વામીએ કહ્યું કે—पुच्छ भंत्ते जहिच्छंते હે ભન્તે ! હે પૂજ્ય ! જે આપની ઇચ્છા હોય તે પૂછો આ બન્ને શબ્દ ઉપરથી નિશ્ચય થયું કે—કેશી સ્વામી મોટા છે અને ગૌતમ સ્વામી નાના છે.

પ્રશ્ન ૯૫—કેશી સ્વામી ગૌતમ સ્વામી સાથે એટલે મહાવીરના શાસનમા ભળ્યા ત્યારે બેમા મોટુ કોણ રહ્યુ ? અને આહારાદિકની સમાચારીનું શી રીતે થયુ ?

ઉત્તર—કેશી સ્વામીએ તમામ પ્રશ્નોના ઉત્તર ગૌતમ સ્વામીના મુખેથી સાંભળ્યા બાદ ૨૩ મા અધ્યયનની ૮૬ અને ૮૭ મી ગાથામા કહ્યુ છે કે કેશી સ્વામીનો તમામ સંશય ગૌતમ સ્વામીએ છેદ્યા બાદ ઘોર પરાક્રમના ધણી એવા કેશી સ્વામી તે પોતે ઉભા થઇ ગૌતમ સ્વામીને નમસ્કાર કરી ગૌતમ સ્વામીની પાસે પાંચ મહાવ્રતરૂપ ધર્મ અંગીકાર કર્યો અને સૂયસીલ સમુક્કરિસો સૂત્ર એટલે પ્રરૂપણા અને શીલ એટલે આચાર સરખો કર્યો. અર્થાત્ મહાવીરના શાસનમા કેશી સ્વામી ભળ્યા અને મહાવીરના શાસનની પ્રવૃત્તિ પ્રમાણે પોતાની પ્રવૃત્તિ ચલાવી અને આહાર પાણીની સમાચારી પણ સરખી કરી.

પ્રશ્ન ૯૬—અહિંયાં કોઇ કહે કે કેશી સ્વામીએ છેદોપસ્થાપનીય ચારિત્ર અંગીકાર કર્યું કે કેમ? અને જો અંગીકાર કર્યું હોય તો તેનો કાળ તો જઘન્ય ૭ દિવસનો ને ઉત્કૃષ્ટો ૬ મહિનાનોજ કહ્યો છે તો તેથી ઉપરાત છેદોપસ્થાપનીય અદરાવાનો કાળ નથી તેનુ શુ સમજવુ?

ઉત્તર—એ તો પહેલા છેલ્લા તીર્થંકરના સાધુ સામાયિક ચારિત્રવાળા હોય, તેના માટે જઘન્ય ૭ દિવસ અને ઉત્કૃષ્ટા ૭ મહિને છેદોપસ્થાપનીય ચારિત્ર અદરાવવાનો નિયમ છે પણ શાસનના ભેદે એ નિયમ હોય એમ જણાતું નથી. પાર્શ્વનાથ ભગવાનના સાધુ મહાવીર દેવના શાસનમા જ્યારે ભળે ત્યારે છેદોપસ્થાપનીય ચારિત્ર આદરે. અને ઋષભદેવ ભગવાનના સાધુ અજીતનાથ તીર્થંકરના શાસનમા ભળે ત્યારે તે છેદોપસ્થાપનીય ચારિત્રની પ્રવૃત્તિ બધ પાડી સામાયિક ચારિત્રની પ્રવૃત્તિનો સ્વીકાર કરે. એમ અનાદિ કાળની સ્થિતિ ચાલી આવે છે કે આગલા તીર્થંકરના સાધુ પાછળના તીર્થંકરના શાસનમાં અવશ્ય ભળે અને તેમની પ્રવૃત્તિ પ્રમાણે પ્રવર્તે એવો સદાનો નિયમ છે.

પ્રશ્ન ૯૭—આગલા તીર્થંકરના સાધુને પાછળના તીર્થંકરના શાસનમાં અવશ્ય ભળવું જોઇએ. તેનુ શુ કારણ? અને ન ભળે તો તેને શું દોષ?

ઉત્તર—દરેક તીર્થંકરનુ એકજ શાસન હોવુ જોઇએ, બે શાસનની હયાતી ધરાવતી હોય ત્યાં શંકાશીલપણુ વધારે રહે એક બીજાના પક્ષની મજબુતી કરવા માટે મમત્વ ભાવ પ્રગટે. એક બીજાના પક્ષને ખરો ખોટો કહેવાનો એટલે પોતાનો પક્ષ ખરો ઠરાવવા થાપ ઉત્થાપ કરવો પડે આનુ પરિણામ એ આવે કે તીર્થંકર વિષે પણ શંકા કરવી પડે. તેથી

સમકિતની મલીનતા થાય. વળી એમ પણ સંભવે છે કે તીર્થંકર માતાના ઉદરમા આવ્યા પહેલાજ આગલા તીર્થંકરના શાસનમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થવું બંધ પડે છે અને જ્યાં સુધી તીર્થંકર જન્મ્યા બાદ દીક્ષા લઈ કેવળ જ્ઞાન ઉત્પન્ન થયા પછી ચાર તીર્થની સ્થાપના કરે અને તેમના શાસનમાં ભળે ત્યારે કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય. જ્યા સુધી ન ભળે ત્યા સુધી આગલા શાસનમા કેવળજ્ઞાન અટકે છે.

દાખલા તરીકે-પાર્શ્વનાથ ભગવાનના સાધુ ગંગીઆ અણગાર મહા વિદ્વાન્ હોવા છતા તીર્થંકર માટે શંકાશીલ હતા કે ગોશાળો તીર્થંકર ખરો કે મહાવીર ખરા? એક ક્ષેત્રે એક સમયે બે તીર્થંકર હોય નહિ. જો કે ગોશાળા માટે તેને બહુ માન હતુ નહિ. કારણ કે પાર્શ્વનાથના પડવાઇ થયેલા દિગ્ચારિયો તેની પાસે કાયમ રહેતા હતા અને તેનાથીજ તેનું માહાત્મ્ય વધ્યું હતું, એમ તે જાણતા હતા. પણ મહાવીરને માટે પરીક્ષા કરવાની જરૂર છે, એમ વિચારી મહાવીર પાસે આવ્યા અને ઠિચ્ચામેત્ર વંદણા નમસ્કાર કર્યા વિના ઉભા રહ્યા. મહાવીરના એક હજાર ને આઠ ઉત્તમ લક્ષણ શરીર સંબંધી પોતે જાણતા છતાં એમ માનતા કે-જિનપદ નહિ શરીરમે, જિનપદ ચૈતન્ય માંય, તીર્થંકરપદ કાંઇ શરીરથી સિદ્ધ થતું નથી, પણ જ્ઞાનથી સિદ્ધ થાય છે માટે પાર્શ્વનાથ ભગવાને પ્રરૂપેલા જીવની ઉત્પત્તિના ભાગા જો પ્રકાશે તો તે કેવળી સિવાય બીજો પ્રકાશી શકે નહિ અને હું જે જાણુ છુ તે પાર્શ્વનાથ ભગવાનના કહ્યાથી જાણું છું. આ બધો અભિપાય મહાવીર દેવે જાણીને ગંગીયા અણગારની શંકાનુ સમાધાન કરી બતાવ્યું. ભગવંતને વાંદી ભગવંતના શાસનમા ભળ્યા અને કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ ગયા

આવા હેતુથી આગલા તીર્થંકરના શાસનના સાધુ વર્તમાન તીર્થંકરના શાસનમા ભળે અને ચાલતા શાસનની પ્રવૃત્તિ પ્રમાણે વર્તે એવો સદાકાળનો નિયમ છે.

પ્રશ્ન ૯૮—શ્રી ભગવતીજીના પહેલા શતકના બીજે ઉદ્દેશે વિરાધક સંજમી જઘન્ય ભવનપતિમાં જાય અને ઉત્કૃષ્ટા સુધર્મ દેવલોકે જાય એમ કહ્યુ છે છતા જ્ઞાતાજી સૂત્રમા સુકુમાલિકા વિરાધક સંજમી ઇશાન (બીજા) દેવલોકમા ગઇ તેનુ શુ કારણ?

ઉત્તર—તે દેશથી વિરાધક છે અને ભદ્રિક પ્રણામી છે, માટે બીજા દેવલોકે ગઇ

પ્રશ્ન ૯૯—શ્રી ઉવવાઇ સૂત્રમાં કહ્યુ કે તાપસ ઉત્કૃષ્ટ જોતિષી સુધી જાય અને શ્રી ભગવતીજીમાં ૧૪ બોલમા પણ એમજ કહ્યુ છે, અને તામલીતાપસ ઇશાનેંદ્ર થયા તેનુ શું કારણ ?

ઉત્તર--તામલીતાપસ તપસ્યા કરવાથી તાપસ કહેવાણો પણ તે તેતાળીસ જાતના તાપસ માહિલો નથી અને તે તામલી તાપસ પ્રણામ પ્રવર્જ્યાવાળો છે તેથી ઇશાનેદ્ર થયો

પ્રશ્ન ૧૦૦—શ્રી ભગવતીજીમા કહ્યુ જે શ્રાવક હોય તે કર્માદાનના ત્રિવિધે ત્રિવિધે પચ્ચખાણ કરે, તેમ છતા શ્રીઉપાસક દશાંગ સૂત્રમાં શ્રી આણંદજી શ્રાવકે હળ મોકળા રાખ્યા અને કુંભાર શ્રાવકે (શકડાળે) નીભાડા મોકળા રાખ્યા તેનું કેમ ?

ઉત્તર—આ વિષે ત્રીજા ભાગમાં સારી રીતે ખુલાસો આપવાના આવ્યો છે. જે શ્રાવકને ઘેર કર્માદાન માહેલો વેપાર ન હોય તો તે કર્સાદાન માહેલો કસબ ન કરે અને ઉપર લખેલા બન્ને શ્રાવકને ઘરે હળ તથા નીંભાડાનો ધંધો હતો તેટલો આગાર રાખી બાકીના કર્માદાનના પચ્ચખાણ કર્યાં છે.

પ્રશ્ન ૧૦૧--શ્રી પન્નવણાજી સૂત્રમા વેદનીય કર્મની સ્થિતિ ૧૨ મુહૂર્ત કહી છે અને શ્રી ઉત્તરાધ્યયનમા અંતર્મુહૂર્તની કહી છે તે કેમ ?

ઉત્તર---શ્રી પન્નવણાજીમા સંપરાય ક્રિયાના બંધ આશ્રી શાતાવેદનીયની સ્થિતિ જઘન્ય ૧૨ મુહૂર્તની કહી છે અને ઇરિયાવહીના બંધ આશ્રી જઘન્ય સ્થિતિ શાતાવેદનીયની બે સમયની કહી છે તે લેખે શ્રી ઉતરાધ્યયનમા વેદનીય કર્મની સ્થિતિ અંતર્મુહૂર્તની કહી તે બે સમયની અપેક્ષાએ જાણવી; કારણકે મુહૂર્તની અંદરની તે માટે અંતર્મુહૂર્ત માટે બે સમયરૂપ અંતર્મુહૂર્ત જાણવી

પ્રશ્ન ૧૦૨—શ્રી જંબુદ્વીપપન્નતિમા કહ્યુ છે કે નંદનવન પાંચસે જોજનનું છે. તેમા ૧૦૦૦ એક હજાર જોજનનો બલકુટ મૂળે પહોળો છે તે કેમ ?

ઉત્તર—શાશ્વતા ભાવે નંદનવનમાહી સમાય. જેટલો નંદનવનમાહી સમાણો તેટલો કુટ નંદનવનમાં અને બાકી વધ્યો તે બહાર રહ્યા.

પ્રશ્ન ૧૦૩--શ્રી પન્નવણાજી સૂત્રમા કહ્યુ જે બાદર તઉકાય આ મનુષ્ય ક્ષેત્રમાંજ હોય અને ઉત્તરાધ્યયનના ૧૯મા અધ્યયનમાં નરકમા અગ્નિ કહી તેનું કેમ ?

ઉત્તર—બાદર અગ્નિકાય તો અઢી દ્વીપમાજ છે. તે સિવાય બાદર અગ્નિકાય બીજે ઠેકાણે નથી, અને ઉત્તરાધ્યયનના ૧૯ મા અધ્યયનમા અગ્નિ કહી તે દેવતાની વિકૂર્વેલી અચેત પુદ્ગલની જાણવી, પણ અગ્નિકાયરૂપ અગ્નિ નહિ.

પ્રશ્ન ૧૦૪—તેજ ઉત્તરાધ્યયનના ૧૯ મા અધ્યયનમાં કહ્યુ છે કે-પરમાધામી નારકીના શરીરમાંથી માસ કાપીને ખવરાવે છે, અને બીજા સૂત્રમા નારકીને હાડ, માસ, રૂધિર નથી એમ કહ્યુ છે તેનું કેમ ?

ઉત્તર—નારકીનું શરીર એકાત અશુદ્ધ પુદ્ગલનુંજ બનેલુ હોય છે તે શરીરને છેદીને તેને ખવરાવે માટે તે માસ, રૂધિર સમાન કહેવાય

પ્રશ્ન ૧૦૫—આ ચાલતા ભાગમા પ્રશ્ન ૨૦ મે સ્નિગ્ધતા અને રૂક્ષત્વ વડે બધ થાય છે. તેના બંધનુ સ્વરૂપ કેવી રીતે કહ્યુ છે ?

ઉત્તર—તત્ત્વાર્થાધિગમ સૂત્રમા, પાને ૭૧ મે, સ્નિગ્ધ પુદ્ગલોનો લુખા પુદ્ગલ સાથે મળવાથી બધ થાય છે પણ न जघन्य गुणानाम् । એક ગુણ ( અશ ) વાળા સ્નિગ્ધ, રૂક્ષ પુદ્ગલોનો બધ થતો નથી

गुण साम्ये सदृशानाम् । ગુણની સમાનતા હોતે છતે પણ સદૃશ ( એક જાતના ) પુદ્ગલોનો બધ થતો નથી. એટલે સમાન ગુણવાળા સ્નિગ્ધ પુદ્ગલોનો સ્નિગ્ધપુદ્ગલ સાથે, અને રૂક્ષનો તેવા રૂક્ષ પુદ્ગલ સાથે બધ થતો નથી.

द्व्यधिकादि गुणाना तु । દ્વિગુણ આદિ અધિક ગુણવાળા એક જાતના પુદ્ગલોનો બધ થાય છે.

बन्धे समाधिकौ पारिणामिकौ । બધ થયે છતે સમાન ગુણવાળાનો સમાન ગુણ પરિણામ અને હીનગુણનો અધિક ગુણ પરિણામ થાય છે.

गुणपर्यायवद् द्रव्यम् । ગુણ અને પર્યાયવાળુ દ્રવ્ય છે એટલે ગુણ અને પર્યાય જેને હોય તે દ્રવ્ય

આનો પરમાર્થ એમ છે કે-સ્નિગ્ધ એટલે ચીગટા અને રૂક્ષ એટલે લુખા એ બને પુદ્ગલ મળવાથી બધ થાય છે, પણ એક ગુણ ચીગટા અને લુખાનો બધ થતો નથી દ્વિગુણા માડી ચડતા ગુણવાળાનો બધ થાય. પણ લુખે લુખાનો ને ચોપડયે ચોપડયાનો બધ થતો નથી. ચીગટા અને લુખા પરમાણુનો જે બધ થયો હોય છે તે જો સમાન ગુણવાળા હોય તો સમાનપણે પરિણમે, અને ન્યૂનાધિક હોય તો હીન ગુણવાળો અધિક ગુણવાળા સાથે મળવાથી અધિક ગુણ પણે

પરિણમે. પરંતુ જે પરમાણુઓ જે દ્રવ્ય, જે ગુણ અને જે પર્યાયવાળો હોય છે, તેના ગુણ અને પર્યાયવાળો દ્રવ્ય કહેવાય છે, એટલે મૂળ પરમાણુઓ તો મૂળ ગુણ અને પર્યાયવાળોજ હોય છે, તે તો સદાકાળ તદ્રૂપેજ હોય છે.

પ્રશ્ન ૧૦૬—શ્રાવકનું પ્રતિક્રમણ પુરૂં થયા બાદ પાછળ કહેવામા આવે છે કે–૮૨ બોલનું પ્રતિક્રમણ ૧૨૪ દોષ ટાળીને કરવું. એમ કહ્યુ છે તો ૮૨ બોલ કયા ?

ઉત્તર—૧ મિથ્યાત્વનું પ્રતિક્રમણ–તે (૨૫) પ્રકારના મિથ્યાત્વ–૨ અવ્રતનું પ્રતિક્રમણ તે–અવ્રત (૧૨) પ્રકારની, પંચ મહાવ્રતના ૫, પંચ ઈંદ્રિયોના વિષયના ૫, રાત્રિ ભોજનનો ૧, અને મનનો ૧, એ પ્રમાણે મળીને અવ્રતના (૧૨) બોલ થાય છે. (આ બોલ ઘણું કરી સાધુને લાગુ થાય છે, અને શ્રાવકને માટે કહેલા ૧૨ વ્રત માંહેલી અવ્રત હોવી જોઈએ.) ૩ પ્રમાદનું પ્રતિક્રમણ તે–મદ ૧, વિષય ૨, કષાય ૩, નિંદા યા નિદ્રા ૪, અને વિકથા ૫ એ પ્રમાણે પ્રમાદના ૫ બોલ.—૪ કષાયનુ પ્રતિક્રમણ તે–(૨૫) બોલ કષાયના.—

૫ અશુભ જોગનું પ્રતિક્રમણ તે–૪ મનના, ૪ વચનના, ને ૭ કાયાના મળી (૧૫) જોગ તે અશુભ જોગનું પ્રતિક્રમણ કહેવાય એટલે મિથ્યાત્વના (૨૫) અવ્રતના (૧૨) પ્રમાદના (૫) કષાયના (૨૫) ને અશુભ જોગના (૧૫) મળી કુલ ૮૨ બોલ થયા.

પ્રશ્ન ૧૦૭—૧૨૪ દોષ ટાળીને પ્રતિક્રમણ કરવું કહ્યું તે દોષ કયા ?

ઉત્તર—નવાણું અતિચાર માંહેથી જ્ઞાનના ચૌદ અતિચાર વરજીને બાકીના ૮૫ રહ્યા તે.

૮. જ્ઞાનાચારના તે એ કે. ૧ બત્રીશે જાતની અસઝાય વરજીને વખતસર ભણવું, ૨ વિનય સહિત ભણવું, ૩ જ્ઞાનનો આદર સત્કાર કરી ભણવું, ૪ ઉપધ્યાન સહિત (સૂત્ર શીખવાને જે જે તપ કરવો કહ્યો છે તે તે કરીને) ભણવું, ૫ ઉપકારીનો ગુણ ભૂલવો નહિ, ૬ શુદ્ધ ઉચ્ચાર સહિત ભણવું, ૭ અર્થ સહિત ભણવું ૮ પાઠ અર્થ ઇત્યાદિ શુદ્ધ ભણવું આ આઠ આચાર પ્રમાણે દોષ ટાળીને વર્તવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય છે માટે જ્ઞાનાચારના આઠ દોષ ટાળવા

૮ દર્શનાચારના એટલે દર્શનના આચારના દોષ વર્જવા. તે એ કે ૧ જિનભાષિતમાં શંકા ન રાખવી; ૨ કંખા રહિત એટલે અન્ય-

મતની વાછા ન કરવી, ૩ કરણીના ફળનો સદેહ ન રાખવો, ૪ અન્ય-મતના આડંબર દેખી મુઝાવું નહિ અમૂઢદ્રષ્ટિપણે રહેવું. ૫ ઉપકારીના ગુણ દીપાવવા, ૬ ધર્મથી પડતાને લથડતાને સ્થિર કરવો, ૭ ચાર તીર્થનો યથાયોગ્ય વાત્સલ્યતા મદદ કરવી, ૮ જૈન માર્ગનો મહિમા નિરવદ્યપણે પરિણમાવવો.

૮ ચારિત્રાચારના એટલે ચારિત્રના આચારના દોષ વર્જવા તે એકે ૫ પાચ સમિતિ, ૩ ત્રણ ગુપ્તિ. એ ૮ને વિષે આત્માને અશુભ જોગથી નિવર્તાવવા અને શુભ જોગમા પ્રવર્તાવવા તે ચારિત્રાચાર તેના દોષ ટાળવા

૧૨ અવ્રતના દોષ ટાળવા તે. ૫ પહેલા પાચ મહાવ્રતના, ૫ પાચ ઈંદ્રિયોના વિષયના, રાત્રિભોજન અને ૧ મન મળી બાર થયા તે. (પૂર્વવત્)

૩ વીર્યના તે આત્મશકિતના દોષ ટાળવા તે ૧ ધર્મકાર્ય વિષે બળ ગોપવવુ નહિ, ધર્મકાર્ય કરવું તે ઉપયોગ સહિત કરવુ, અને ૩ યથા શકિત મુજબ ક્રિયાનું અનુષ્ટાન કરવું.

એ સર્વ મળીને કુલ ૧૨૪ પ્રકારના દોષ ટાળીને સાધુ અને શ્રાવકે પ્રતિક્રમણ કરવુ

પ્રશ્ન ૧૦૮—સતી, શીલવતી, શીયળવતી અને બ્રહ્મચારિણીમા શો તફાવત ?

ઉત્તર—સત્ય પ્રતિજ્ઞા પાળે તે સતી એટલે પતિવ્રતા ધર્મ પાળે તે સતી ૧

રૂડા આચાર પાળે તે શીળવતી. ૨

પોતાના પતિ સિવાય અબ્રહ્મનો ત્યાગ અને પતિની મર્યાદા સહિત રૂડા આચાર પાળે તે શીયળવતી. ૩

સર્વથા અબ્રહ્મનો ત્યાગ કરે એટલે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરે તે બ્રહ્મચારિણી. ૪.

અને બાળપણાથીજ બ્રહ્મચર્ય પાળે તેને બાળબ્રહ્મચારિણી કહેવામા આવે છે. ૫.

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાલજી સ્વામી. તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી "પ્રશ્નોત્તર મોહનમાળા" છઠ્ઠો ભાગ સમાપ્ત. ॥





પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.



# શ્રી પ્રશ્નોતર મોહનમાળા

## ભાગ ૭ મો.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.



## ભાગ ૭ મો.



પ્રશ્ન ૧—શ્રી જીવાભિગમ સુત્રમાં જુગલીયાંને દશ જાતનાં કલ્પવૃક્ષ સોગોપભોગપણે કાયમ કામ આવે છે એમ કહ્યું છે. તો તે કલ્પવૃક્ષ સચેત છે કે અચેત ? અને જો તે સચેત છે તો પાચ સ્થાવર કાય માહેલી કઇ કાયનાં છે ? અને જો તે અચેત છે તો કયા પુદ્‌ગલના છે ?

ઉત્તર—જુગલિયાનાં દશ જાતનાં કલ્પવૃક્ષ કહ્યા તે સચેત છે, વનસ્પતિ કાય છે, ને તે ઉદારિક પુદ્‌ગલ છે.

પ્રશ્ન ૨—કલ્પવૃક્ષ વિસસા પુદ્‌ગલના કહ્યા છે તે કેમ ?

ઉત્તર—વિસસા પુદ્‌ગલનાં કહ્યાં નથી, પણ વિસસા કહ્યા છે. તેનુ કારણ કે—તે સ્વાભાવિક ઉગ્યા છે, એટલે કોઇના વાવ્યાં ઉગ્યાં નથી અને ભગવતીજીમાં કહેલા ત્રણ જાતનાં પુદ્‌ગલ માહેલા પ્રયોગસા પુદ્‌ગલ છે. પણ સ્વાભાવિક વાવ્યા વિના પોતાની મેળે ઉગ્યા છે, માટે વિસસા કહ્યા છે

પ્રશ્ન ૩—જુગલિયાં આહાર શાનો કરે ?

ઉત્તર—કેટલાક કહે છે કે જુગલિયાને જ્યારે આહારની ઇચ્છા થાય ત્યારે ઇચ્છા પ્રમાણે વસ્તુની પ્રાપ્તિ કલ્પવૃક્ષ પાસેથા થઇ આવે પણ એ વાત બંધ બેસતી નથી. કારણ કે—જંબુદ્વીપ પન્નત્તિમા કહ્યુ છે કે—પુઢવી पुप्फ फलाहाराणं ते मणुया पन्नत्ता—અહિંયા તો એમ કહ્યું કે—તે જુગલિયા મનુષ્ય પૃથ્વી, પુષ્પ અને ફળનો આહાર કરે છે, એમ સૂત્ર શાક્ષો આપે છે. ત્યારે કેટલાક ઉપરના પાઠ ઉપરથી એમ પણ કહે છે કે—પુઢવી આશ્રિત રહેલા—પુઢવીથી ઉત્પન્ન થયેલા વૃક્ષના ફળ ફુલનો આહાર કરે છે. કેટલાક કહે છે કે—જુગલિયાંને જેવી ઇચ્છા થાય તેવો આહાર કલ્પવૃક્ષ આપે છે, એટલે પૃથ્વી ફળ ફુલના પુદ્‌ગલ તે આહારપણે પરણમે છે તે પુદ્‌ગલ તેટલા માટે વીસસા કહ્યાં છે તેનો આહાર જુગલિયાં કરે છે.

શ્રી પ્રશ્નવ્યાકરણ સૂત્રમા ચોથા આશ્રવદ્વારમા, બાબુવાળા છપેલ પાને ૨૭૬ મે, ઉત્તરકુરૂ દેવકુરના મનુષ્ય વનને વિષે ચાલનારા (જુગલિયા) अमयरस फलाहारी—કહ્યા છે ટીકામા કહ્યું છે કે—अमृतस्येवरसोयेसांतानि तथा

फलान्याहारो येषां. તથા ભાષામાં પણ કહ્યું છે કે—અમૃત સરીખો રસ જેહનો એહવા ફળનો આહાર છે જેહનો—અર્થાત્ અમૃતરસ સરખા ફળનો આહાર કરે છે.

પ્રશ્ન ૪—કલ્પવૃક્ષ જુગલીયાને ઇચ્છા થાય ત્યારેજ બની આવે કે કેમ ?

ઉત્તર—જીવાભિગમ સૂત્રમા તો એમ કહ્યું છે કે बहवेरुखा એવાં ઘણાં વૃક્ષ છે એટલે દશે પ્રકારનાં વૃક્ષ ઘણાંજ છે તે કાયમ અને ઘણા કાળની સ્થિતિના હોય એમ જણાય છે પણ સ્વભાવે વગર વાવ્યા ઉગે છે, તેથી તેને વિસસા કહ્યાં છે

પ્રશ્ન ૫—શ્રી જીવાભિગમ સૂત્રમા કહ્યું છે કે લવણ સમુદ્રમા જલની વૃદ્ધિને માટે કહ્યું છે કે જંબુદ્રીપની જગતીના કાઠાથી લવણ સમુદ્રમા જઇએ ત્યારે જલની વૃદ્ધિને માટે '૯૫' પ્રદેશે ૧૬ પ્રદેશની ઉંચાઇ અને ૧ પ્રદેશ ની નીચાઇ કહી છે. એમ વાલાગ્ર, લીંખ, જુ, જવ, આંગુલ, વેત, હાથ, ધનુષ્ય, ગાઉ, જાવત્, ૯૫ હજાર જોજન જઇએ ત્યારે ૧૬ હજાર જોજનનો ઉંચો અને ૧૦ હજાર જોજનનો જાડો ( પહોળો ) દગમાલો કોટને આકારે લવણ સમુદ્રનો મધ્ય ભાગે સમશ્રેણીએ ઉંચો કહ્યો છે એ પ્રમાણે જો જળની વૃદ્ધિ ગણીએ તો વેલંધર અણુવેલધર નાગ રાજાના પર્વત ૧૭૨૧ જોજન ઉંચા કહ્યા છે તે જળ બહાર શી રીતે રહે ? કેમકે લવણ સમુદ્રમા ૪૨ હજાર જોજન જતા તે પર્વત આવે છે ને ઉપરની ગણત્રી પ્રમાણે ગણતાં તે ઠેકાણે જલની વૃદ્ધિ ૭૦૭૩ જોજન અને ૯૫ યા ૫૬ ભાગની થાય એટલે એક હજાર જોજને જળવૃદ્ધિ ૧૬૮ જોજન ને ૯૫ યા ૪૦ ભાગની થાય. એ હિસાબે તે પર્વત પાણીમા ડુબ થાય માટે ત વિષે શુ સમજવું ?

ઉત્તર—એ ગણતરી ૧૬ હજાર જોજનનો ડગમાલો માપવાને માટે કહેલ હોય એમ જણાય છે. ટીકાકારે કહ્યુ છે કે જગતીથી દોરી ડગમાળાની શિખાએ મુકતા લવણ સમુદ્રમા પચાણુ જોજન જઇએ ત્યારે ૧૬ જોજનની ઉંચાઇ થાય તે દોરી વચ્ચે જળ અને આકાશ મળીને થાય એમ દોરીની ઉંચાઇ લાવવા માટે ગણત્રી કહી છે એમ બાબુવાળા છાપેલા જીવાભિગમના પાને ૭૪૯ મે કહેલ છે અને જળવૃદ્ધિ તો ૯૫ હજાર જોજને ૭૦૦ જોજન-નીજ કહી છે એ લેખે ૪૨ હજાર જોજને ૩૦૯ જોજન ને ૯૫ યા ૪૫ ભાગનીજ જળવૃદ્ધિ થાય છે. અને એમ હોય તોજ તે પર્વત જળ બહાર રહે.

પ્રશ્ન ૬—લવણ સમુદ્રનું પાણી એક હજાર જોજને કેટલું ઉંચું ચડે અને પચાણું હજાર જોજને કેટલું ઉંચું ચડે ? તે સહેલાઇથી સમજાય તેમ બતાવશો ?

ઉત્તર—જગતીથી ૫૦૦ જોજન જઇએ ત્યારે ૫૦૦ જોજનનો લાંબો પહોળો ત્રીજો અંતરદ્વીપ આવે તે જંબુદ્વીપ તરફ સાડાત્રણ જોજન ને ૬૫ કળા ૯૫ ની એટલો દેખાય છે અને લવણ સમુદ્ર તરફ કોસ (૨) દેખાય છે. એ લેખે પાંચસેં જોજને ૩ જોજન ને ૬૫ પંચાણુયા ભાગના પાણીની વૃદ્ધિ થઇ તેને બમણા કરતાં ૭ જોજનને ૩૫ ભાગ એક હજાર જોજન જતાં પાણી ચડે. તેને ૯૫ એ ગણતા ૭૦૦ જોજનનો પાણીનો ચડાવ પંચાણું હજાર જોજને થાય એમ જંબુદ્વીપપન્નત્તિના યંત્રમાં તથા વીરંજય ક્ષેત્રસમાસમા કહેલ છે.

પ્રશ્ન ૭—જેમ ઉપર ગ્રંથના દાખલાથી જણાવ્યું તેમ કોઇ સૂત્રના દાખલાથી સમજાય તેમ છે ?

ઉત્તર—હા, સાભળો, જીવાભિગમ સૂત્રમા ગૌતમદ્વીપો ૧૨ હજાર જોજનનો લાંબો પહોળો કહ્યો છે. તે લવણ સમુદ્રમાં ૧૨ હજાર જોજન જઇએ ત્યારે આવે છે. તે દ્વીપો જગતી તરફ ૮૮ાા સાડીઅઠયાસી જોજન ને ૯૫ યા ૪૦ ભાગ દેખાય છે ને લવણ સમુદ્ર તરફ ૦ાા અર્ધો જોજન દેખાય છે. એટલે ૧૨ હજાર જોજનમાં પાણીનો ચડસ ૮૮ અડયાસી જોજન ને પંચાણુયા ૪૦ ભાગ થયો. એ લેખે સૂત્રન. ન્યાયથી એક હજાર જોજને ૭ જોજન ને પંચાણુયા ૩૫ ભાગના જળવૃદ્ધિ થાય છ. એ હિસાબે લવણ સમુદ્રમા ૯૫ હજાર જોજન જઇએ ત્યારે ૭૦૦ સાતસે જોજનની જળની વૃદ્ધિ થાય છે. તે વાત ન્યાયપૂર્વક સારી જણાય છે.

ઉપર કહેલ ગૌતમદ્વીપનો અધિકાર બાબુવાળા છાપેલા જીવાભગમના પાન ૭૨૭ મે કહેલ છે.

વળી તેજ જીવાભિગમના પાને ૭૪૬ મે ટીકાકારે લવણ સમુદ્રના પાણીની ઉંચાઈ પચાણું હજાર જોજને ૭૦૦ જોજનની કહી છે.

પ્રશ્ન ૮—વેલધર, અણુવેલધર નાગરાજાના પર્વત લવણ સમુદ્રમા જલ થકી બહાર બન્ને તરફ કેટલા દેખાય છે ?

ઉત્તર—તે પર્વત ૧૭૨૧ જોજનના ઉંચા છે જગતી થકી ૪૨ હજાર જોજન લવણ સમુદ્રમા જઇએ ત્યારે તે પર્વત આવે છે તે ઉપર કહ્યા પ્રમાણે ૧૭૨૧ જોજન ઉંચા છે. ૧૦૨૨ જોજન મૂળે પહોળા છે. ૪૨૪

જોજન શિખરે ઉપરે પહોળા છે જબુદ્વીપની દિશે ૯૯૯ જોજન ને ૯૫ યા ૪૦ ભાગ જળથી બહાર દેખાય છે, અને લવણના ડગમાલા તરફ પેલી પાર એટલે પર્વતના પેલે છેડે ૯૬૨ જોજનને ૯૫ યા ૭૭ ભાગ એટલા પાણી ઉપર પર્વત દેખાયછે એ ઉપરથી બેતાળીશ હજાર જોજને જલવૃદ્ધિ ૩૦૯ જોજન ને ૯૫ યા ૪૫ ભાગ એટલી થાય, અને તે ઠેકાણે જળનુ ઉંડાઈપણુ ૪૨ હજાર જોજને ૪૪૮ જોજન ને ૯૫ યા ૧૦ ભાગ એટલું જળ ઉંડું છે પચાણુ હજારે એક હજારની ઉડાઈ ॥ અપેક્ષાએ બેતાળીશ હજારે એટલું જળ ઉડું છે

હવે જળવૃદ્ધિ અને જળનું ઉડાઇપણુ એ બે ભેકઠા કરીએ ત્યારે ૭૫૧ જોજન ન ૯૫ યા ૫૫ ભાગ એકત્ર જળમાથાય, ત ૧૭૨૧ જોજન પર્વત ઉંચા છે, તેમાથી એકત્ર જળનો ભાગ બાદ કરતા ૯૬૯ જોજન ને ૯૫ યા ૪૦ ભાગ એટલો જબુદ્વીપથી જતા વેલધર અણુવેલધર પર્વત પાણીથી બહાર ઉચા છેડે દેખાતા છે. તે ઠેકાણે પર્વતનો વિસ્તાર કેટલો છે તે કહે છે ૭૬૦ જોજનને ૯૫ યા ૮૦ ભાગ એટલો પર્વતનો વિસ્તાર છે, હવે એટલા વિસ્તારે જળવૃદ્ધિ કેટલી થઇ તે કહે છે ૫ જોજન ને ૫૮ કળા એટલી માહેલી દિશિએ જળવૃદ્ધિ છે. તે જળ થકી પર્વતનું ઉચપણું ૯૬૯ જોજન ને પચાણુયા ૪૦ ભાગ, તે માહથી પાચ જોજન ને અઠાવન ભાગ બાદ કરીએ તે વારે ૯૬૩ જોજન ઉપર પચાણુયા ૭૭ ભાગ, એટલો લવણ સમુદ્રની શિખા દિશિથી જોતા તે પર્વત ઉચા છે.

(આ અધિકાર પ્રકરણ રત્નાકર પાને ૨૭૫ મે, લઘુક્ષેત્રસમાસ પ્રકરણમા છે)

એ પ્રમાણે લવણ સમુદ્રમા રહેલા વેલધર, અણુવેલધર નાગરાજાના પર્વત જળ થકી બહાર રહ્યા છે

પ્રશ્ન ૯—લવણ સમુદ્રના પાણીની ઉચાઇ નીચાઇની ગણતરી શી રીતે છે?

ઉત્તર—લવણ સમુદ્ર મધ્યે પચાણુ હજાર જોજન જતા સાતસે જોજનની જળવૃદ્ધિ છે. ના બેતાળીસ હજાર જોજન જઇએ ત્યા વેલધર પર્વત છે તે સ્થાનકે કેટલી જળવૃદ્ધિ હેય? તે જાણવાની રીની બતાવે છે અહિંયા પ્રથમ શ્રેણી ૯૫૦૦૦ની, બીજી ૭૦૦ની, ત્રીજી શ્રેણી ૪૨૦૦૦ની એવી આંકની ૩ શ્રેણી માંડીએ એ ત્રણ આંકની રાશી માંડયા પછી તે રાશી કરવી, ને આવી રીતે કે-વચમાની જે ૭૦૦ ની શ્રેણી તેને છેલ્લી ૪૨૦૦૦

પાણીનો વાંધો આવતો નથી, પાણીના બે ભાગ પાડી વચ્ચે વૈમાન ચાલ્યા જાય છે આ વાત બંધ બેસતી નથી, કારણ કે સૂત્રમાં કહ્યુ છે કે–લવણ સમુદ્રમા જ્યોતિષ્ય મંડળ તપ્યા, તપે છે ને તપશે, એ લેખે જળમા ચાલવાનું સાબીત થતું નથી, અને જ્યોતિષ્ય મડળને જળમા ચાલવાનો અવકાશ રહે તેમ નથી. કારણ કે–સમભૂતળ થકી જ્યોતિષ્ય મડળ ૭૯૦ જોજન ઉંચા ચાર કરે છે, અને લવણ સમુદ્રમા જ્યા જ્યોતિષ્ય મડળને ચાર કરવાનું છે ત્યા જળની વૃદ્ધિ સમભૂતળથી ઘણામા ઘણી ૭૦૦ જોજન નીજ હોય છે એથી વધારે નથી. માટે લવણ સમુદ્રના જ્યોતિષ્ય મડળને બન્ને પડખે પંચાણું હજાર જોજનમાં પાણીથો ઉપર છેવટે ૯૦ જોજનને આંતરે રહીને ચાલવાની ગતિ છે એટલે જળને ને જ્યોતિષ્ય મડળને કાંઇપણ સબંધ નથી.

પ્રશ્ન ૧૪—લવણ સમુદ્રમા વચ્ચે દશ હજાર જોજનનો પહોળો અને સોળ હજાર જોજનનો ઉંચો ડગમાલો પાણીનો રહ્યા છે, તેમા જ્યોતિષ્ય મંડળ કેવી રીતે ચાર કરતા હશે અર્થાત્ ચાલતા હશે ?

ઉત્તર—લવણ સમુદ્રમા વચ્ચેના ૧૦ હજાર જોજનના ડગમાલામાં જ્યોતિષ્ય મડળ છેજ નહિ. ડગમાલાની બન્ને બાજુમાં પચાણુ પંચાણુ હજાર જોજનની હદમાંજ જ્યોતિષ્ય મડળ ચાર કરે છે તે પણ જળની ઉપર ઘણે છેટે રહ્યા ચાર કરે છે, અને ડગમાલાને અને જ્યોતિષ્ય મંડળને તો કાઇપણ સબધ છેજ નહિ. તેની બન્ને બાજુએ ૧૧૨૧ અગ્યારસે એકવીશ જોજન છેટે રહ્યા ચાર કરે છે.

પ્રશ્ન ૧૫—લવણ સમુદ્રમા ડગમાલાથી ૧૧૨૧ જોજન છેટે રહી જ્યોતિષ્ય મડળ ચાર કરે છે એવો કોઇ સૂત્રનો ન્યાય છે ખરો ?

ઉત્તર—હાજી, સાંભળો, જ્યોતિષ્ય મડળના ચાર આશ્રી આતરૂ પડે તો વ્યાઘાત સહિત આતરૂ જઘન્ય ૨૬૬ જોજનનું અને ઉત્કૃષ્ટું ૧૨૨૪૨ જોજનનું કહ્યુ છે, તે મેરૂ પર્વત ૧૦ હજાર જોજનનો જાડો છે. તેનાથી ૧૧૨૧ જોજન છેટે રહીને જ્યોતિષ્ય મડળ જબુદ્વીપમા ચાર કરે છે. તથા લવણ સમુદ્રનો ડગમાળો સોળ હજાર જોજનનો ઉચો છે ને ૧૦ હજાર જોજનનો જાડો છે તેનાથી પણ ૧૧૨૧ જોજનને છેટે રહીને જ્યોતિષ્ય મડળ લવણ સમુદ્રમા ચાર કરે છે, તે આશ્રી તે વ્યાઘાતને લઇને ૧૨૨૪૨ જોજનનું ઉત્કૃષ્ટુ આતરૂ કહ્યુ છે. સાખ જબુદ્વીપ પન્નત્તિ તથા જ્યોતિષ્યચક્રની જઘન્ય આતરૂ ૨૬૬ જોજનનું કહ્યુ તેનો ખુલાસો હવેના પ્રશ્નથી જાણવો

પ્રશ્ન ૧૬—તારાવિમાનને નિર્વ્યાઘાત અને વ્યાઘાત સહિત આતરૂં પડે કહ્યું છે તે શી રીતે ?

ઉત્તર—તારાવિમાનને નિર્વ્યાઘાત આતરૂ પડે તો, તારા તારાને જઘન્ય પાચસેં ધનુષ્યને ઉત્કૃષ્ટું બબ્બે ગાઉનું, અને વ્યાઘાત સહિત આતરૂં પડે તો જઘન્ય ૨૬૬ જોજનનું ઉત્કૃષ્ટું ૧૨૨૪૨ જોજનનું તે એ રીતે કે-ધરતી થકી ૭૯૦ જોજન ઉંચા જઇએ ત્યારે તારામંડળ આવે. અને જંબુદ્વીપમાં નિષઢ નીલવંત પર્વત ૪૦૦ જોજનના ઉચા છે તેના ઉપર ૫૦૦ જોજનના ઉંચા કુટ છે. તે મૂળે ૫૦૦ જોજનના પહોળા છે, વચ્ચે ૩૧૫ જોજનના ને ઉપરે ૨૫૦ જોજનના પહોળા છે. તેનાથી આઠ આઠ જોજન તારામંડળ છેટે ચાર કરીને ચાલે છે. એ અપેક્ષાએ ૨૬૬ જોજનનું જઘન્ય આંતરૂં કહ્યું.

પ્રશ્ન ૧૭—સમભૂતળથી તારામંડળનો પ્રારંભ થતા કુટનું દળ તેની સનધે ૩૦૫ જોજન છે. અને વ્યાઘાત સહિત આતરૂં ૨૬૬ જોજન કહ્યુ માટે ત્યાં કેવી રીતે ચાર કરી શકે ?

ઉત્તર—મધ્યમ ભાગે ગણુતાં ત્રણસેં પાંચ જોજનથી વધારે આંતરૂં ગણવું. ને તેનાથી છેટે રહી ચાર કરે એમ જણાય છે અને ઉત્કૃષ્ટું આંતરૂં મેરૂ અને ડગમાળા આશ્રી જાણવું. બન્નેથી ૧૧ સેં ૨૧ જોજન છેટે જ્યોતિષ્ય મંડળ ચાર કરે છે, એટલે બેકોરનું આતરૂં ગણુતા ૨૨૪૨ જોજન થાય. અને ૧૦ હજાર જોજનનું દળ મેરૂ તથા ડગમાળાનું ગણુતા ૧૨૨૪૨ જોજનનું આંતરૂં જાણવું. શાખ જંબુદ્વીપ પન્નત્તિની

પ્રશ્ન ૧૮—નક્ષત્રના માડલાં ૮ આઠ કહ્યા તે ચંદ્રમાનાં ૧૫ માડલા મા સમાયા છે. ચંદ્રમાના માડલાને આતરૂં ૩૫ પાંત્રીશ જોજન ને ઉપર એક જોજનના ૬૧ યા ૩૧ ભાગ અને એકસઠીયા માંહેલા ૧ ભાગના ૭ ભાગ કરીએ તેને ચુરણીયા ભાગ કહેવાય તેવા ૪ ચુરણીયા ભાગનું ચંદ્રમાના માંડલે માંડલાનું આતરૂં કહ્યુ, અને નક્ષત્રના માંડલાને બબ્બે જોજનનું આંતરૂં કહ્યું છે. તો ચંદ્રમાનાં ૧૫ માંડલામાં નક્ષત્રનાં ૮ માડલા કેવી રીતે સમાણા ?

ઉત્તર—ચદ્રમાના અમુક અમુક માડલે અમુક અમુક નક્ષત્ર કહ્યા છે. નક્ષત્રનાં માંડલાને બબ્બે જોજનનું આતરૂં હોય એમ જણાય છે વિશેષ સમજુતી માટે લીંબડી સંપ્રદાયના હીરાજી મહારાજ કૃત લોક પ્રકાશમાં

જ્યોતિષ્ય મંડળ સંબધી હકીકતમાથી વિશેષ બીના મળી આવશે તથા જ્યોતિષ્ય ચક્રમાંથી પણ ખુલાસો મળી આવશે.

પ્રશ્ન ૧૯—મેરૂ પર્વત થકી તથા અલોક થકી જ્યોતિષ્ય મંડળ કેટલે છેટે રહીને ચાર કરે છે?

ઉત્તર—જીવાભિગમ સૂત્રમાં કહ્યું છે કે—મેરૂ પર્વતથી અગ્યારસેં ને એકવીશ (૧૧૨૧) જોજન છેટે રહીને ચાર કરે છે અને અલોકથી ૧૧૧૧ જોજન છેટે લોકમાં જ્યોતિષ્ય મંડળ સ્થિર છે.

અને સંગ્રહણીમા પણ એમજ કહ્યું છે કે—इक्कारस जोयणसय, इगवीसिक्कारसाहीया कमसो, मेरु अलोगाबाहिं, जोइस चक्कं चरइठाइ ५१

એટલે મેરૂથી ૧૧૨૧ અને અલોકની અંદર લોકને છેડે ૧૧૧૧ જોજન છેટે છે જ્યોતિષ્ય મંડલ ચરે છે ને સ્થિર છે એટલે મેરૂ થકી ૧૧૨૧ જોજન છેટે રહી ચાર કરે છે અને લોકને અંતે અલોકની અંદર અલોક થકી ૧૧૧૧ જોજન છેટે જ્યોતિષ્ય મંડળ સ્થિર કહ્યા છે

પ્રશ્ન ૨૦—એક તરફ અસંખ્યાતા દ્વીપ સમુદ્ર અને બીજી તરફ એક સ્વયંભૂરમણ સમુદ્ર તે બેમાં વધારે જગ્યા કોણે રોકી?

ઉત્તર—સ્વયંભૂરમણ સમુદ્રે ત્રણ લાખ જોજન વધારે જગ્યા રોકી, કેમકે સમશ્રેણીયે દોરી ભરતા ૧ લાખ જોજન જમીન જંબુદ્વીપે રોકી ને ૪ લાખ જોજન લવણ સમુદ્રે રોકી. એમા ત્રણ લાખ જોજનનો વધારો રહ્યો. એમ ધાતકી ખંડે આઠ લાખ જોજન જગ્યા રોકી તેમા વચ્ચે લવણ સમુદ્રે તથા જંબુદ્વીપે ભળી ૫ લાખ જોજન જગ્યા રોકી. તેથી ધાતકી ખંડની ૩ લાખ જોજન જગ્યા વધી. એમ સરેરાશ સમશ્રેણીએ ગણતાં છેવટે સ્વયંભૂરમણ સમુદ્રમાં ત્રણ લાખ જોજનનો વધારો થયો એટલે સર્વ દ્વીપ સમુદ્રથી સ્વયંભૂરમણ સમુદ્રે ત્રણ લાખ જોજન જગ્યા વધારે રોકી શાખ જીવાભિગમ તથા સંગ્રહણીની.

પ્રશ્ન ૨૧—દરેક દ્વીપ સમુદ્રમા ચંદ્રમા સૂર્યનું ગણિત શી રીતે કરવું?

ઉત્તર—પ્રથમ ધાતકી ખંડથી ગણિત કરવુ એટલે કાળોદધિ સમુદ્રના ચંદ્ર સૂર્ય લાવવા હોય તો ધાતકી ખંડના ચંદ્ર સૂર્યને ત્રણ ગુણા કરવા એટલે ૧૨ તરી ૩૬ થયા ને તેમા લવણ સમુદ્રના તથા જંબુદ્વીપના મેળવતા જેટલા થાય તેટલા કાળોદધિ સમુદ્રના જાણવા એટલે ૩૬ મા ૪ લવણના અને ૨ જંબુદ્વીપના મેળવતા ૪૨ ચંદ્ર સૂર્ય કાળોદધિ સમુદ્રના થયા

તેમજ પુષ્કર દ્વીપના ગણુવા હોય ત્યારે કાળોદધિના ત્રણુ ગુણા કરી ધાતકી ખંડ, લવણુ સમુદ્રને જંબુદ્વીપના ભેળવતાં પુષ્કરદ્વીપના થાય. એટલે કાળોદધિના ૪૨ તેને ત્રણુ ગુણા કરતાં ૧૨૬ થાય, ભેગા ધાતકી ખંડના ૧૨ લવણુ સમુદ્રના ૪ ને જંબુદ્વીપના ૨ ભેળવતાં ૧૪૪ ચંદ્ર સૂર્ય પુષ્કર દ્વીપના જાણુવા, એમજ જે દ્વીપ સમુદ્રની પૃચ્છા હોય તેહના પહેલાના ત્રણ ગુણા કરી તેની અંદર પ્રથમની પેઠે પાછળના ભેળવતાં જેટલા થાય તેટલા તે દ્વીપ સમુદ્રના જાણુવા. શાખ જીવાભિગમ તથા સંગ્રહણીની.

પ્રશ્ન ૨૨—છપન અંતરદ્વીપા જે છે તેમાં એકેક દાઢા ઉપર સાત સાત અંતરદ્વીપા કહ્યા છે તેને કેટલાક ગજદંતા આકારે કહે છે અને કેટલાક એમ કહે છે કે દાઢા ઉપર અધર દ્વીપાના રહેનારા એમ કહેલ છે. એટલે તે દાઢા શું અધર ચુલહિમવંતમાંથી નીકળીને ચાલી કે કેમ ? વળી દાઢા તો મૂળમાં સાંકડી ને ઉપર પહોળી હોય છે. ને અહિં તો ગજ (હાથી) ના દાંતનો આકાર બતાવે છે માટે તે વિષે શું સમજવું ?

ઉત્તર—જીવાભિગમ સૂત્રની ત્રીજી પડિવૃત્તિમાં તથા પન્નવણાજી બાબુવાળા છાપેલ પાને ૫૯ મે, ટીકામા કહ્યું છે કે–ચુલહિમવંત પર્વતના ચરમાંતથી તથા શિખરી પર્વતના ચરમાંતથી એકેક દિશે દ્વે દ્વે ગજદંતાકારે દન્ષ્ટ્રે વિનિર્ગતે બે બે ગજદંતા આકારે દાઢાઓ નીકળી છે. તે હેઠે મૂળમાથી ચાલી છે. નીકળતાં સાંકડી છેડે જતાં પહોળી તેમા આતરે આંતરે દ્વીપા નીકળ્યા છે. વચ્ચે વચ્ચે આંતરામાં પાણી રહેલ છે. અને તે દાઢા પણુ પાણીમાજ ચાલી છે. તે દાઢામાંથીજ દ્વીપા નીકળ્યા છે. તે દ્વીપા ઉપર જુગલિયાં મનુષ્ય રહે છે, માટે અંતરદ્વીપાનાં મનુષ્ય કહ્યા. તે દાઢા જેમ જેમ આગળ ચાલી તેમ તેમ પહોળી પડતી ગઇ અને ગજદંતના આકારે કામઠ વળતી ગઇ એટલે એક દ્વીપાથી બીજા દ્વીપાને જેટલુ આતરૂ તેટલુજ જગતીથી દ્વીપાને આતરૂં થાય છે. એમ દરેક દ્વીપાને જાણુવુ.

પ્રશ્ન ૨૩—લવણુ સમુદ્રમાં પાતાલા કલશામા ત્રણુ ભાગ કર્યા તેમાં હેઠલા પહેલા ભાગમા વાયરો, અને બીજા વચલા ભાગમાં વાયરો ને પાણી બન્ને, ત્રીજા ઉપલા ભાગમા પાણી, એમ ત્રણે ભાગ જુદા જુદા કહ્યા તેમા વચલા ભાગમા વાયરો ને પાણી શી રીતે રહ્યા ?

ઉત્તર—આમા વિકલ્પ ઘણુા સંભવે છે, તેમા

૧. પ્રથમ એ કે—વચલા ભાગના બે ભાગ કરવા તે પણુ ઉભા બે ભાગ કરવા. તેમા એક ભાગમા વાયરો અને ને એક ભાગમા પાણી.

૨. બીજા વિકલ્પે—હેઠે વાયરો ને ઉપર પાણી

૩. ત્રીજે વિકલ્પે—હેઠે પાણી ને ઉપર વાયરો

આમ ૩ વિકલ્પ થયા. તેમાં બીજા વિકલ્પનો વિચાર કરતાં ૧ લાખ જોજનનો પાતાળ કળશો કહ્યો છે. તેમાં ૩૩ હજાર જોજન ને એક ત્રાહીયો ભાગ એટલે એક હજાર જોજનનો ત્રીજો ભાગ એટલામાં, હેઠે એકલો વાયરો રહ્યો છે. ને બીજા વચલા ભાગમા જ્યારે હેઠે વાયરો ને ઉપર પાણી હોય ત્યારે અર્ધા કળશામા વાયરો અને અર્ધ ભાગમા પાણી થયું તો પછી ત્રણ ભાગ કરવાનું કારણ રહ્યુ નહી માટે એ વાત બંધબેસતી નથી

અને ત્રીજે વિકલ્પે કહ્યા પ્રમાણે હેઠે પાણી ને ઉપર વાયરો હોય તો હેઠલા ત્રીજા ભાગમા વાયરો કહ્યો છે તે વાયરો કંપવાથી વચલા ત્રીજા ભાગમાં હેઠેનું પાણી તો કંપે-ઉછળે પણ તે પાણીના કંપવાથી વાયરો કંપે નહિ તો પછી ઉપલા ત્રીજા ભાગમાં રહેલુ પાણી શી રીતે કંપે, ને ડગમાળાના પાણીનું ઉછળવું શી રીતે થાય ? માટે તે વાત પણ સંભવે નહી. વળી બીજો વાધો એ આવે કે વાયરા ઉપર પાણી તો રહે એમ ભગવતીજીમા મસકનું દૃષ્ટાંત આપ્યું છે તે સૂત્રનો ન્યાય પણ પાણી ઉપર વાયરો રહે નહીં. એમ કેટલાક ન્યાય જોતાં તો પ્રથમ પહેલો વિકલ્પ કહ્યા પ્રમાણે કાંઈક ઠીક લાગે છે એટલે હેઠલો ત્રીજો ભાગ આખો ને વચલો ત્રીજો ભાગ ઉંચાઇમા અર્ધો એટલે હેઠેથી ઉંચાઇપણે છાસઠ હજાર જોજન ને બે ત્રાહીયા ભાગ દોઢ ભાગમા સલગ વાયરો હોય અને વચલા ત્રીજા ભાગના અર્ધામાં સલંગ ઉંચાઇપણે ને ઉપલા ત્રીજા ભાગમા આખામાં મળી દોઢીયા છાસઠ હજાર જોજનને બે ત્રાહીયા ભાગમા પાણી એમ જણાય છે.

આ પહેલા વિકલ્પ




૪ ચોથો વિકલ્પ પણ આ ચિત્ર પ્રમાણે હોવા સંભવ છે.

પ્રશ્ન ૨૪--સિદ્ધાંતમા, આઠમ, ચૌદશ, ને પાખીનું માહાત્મ્ય કહ્યું અને પોષા વગેરે ધર્મ કરણી કરવાને તેજ તિથિ કહી તેનું શું કારણ ?

ઉત્તર—તે તિથિએ ડગમાલાનો ભરતી ઓટ આવે છે. એટલે લવણ સમુદ્રમાં દશ હજાર જોજનનો જાડો અને ૧૬ હજાર જોજનનો ઉંચો મધ્ય ભાગે ડગમાળો છે, તેમાં ચાર દિશિએ લાખ લાખ જોજનના ઉંડા ને પહોળા ચાર પાતાળ કળશા છે. તેમાથી પવનના જોરે પાણી ઉછળીને ડગમાળાના શિખરે ચડે છે. હંમેશા આ પ્રમાણે બે વખત ભરતી ઓટ થયા કરે છે. તેમાં આઠમ ચૌદશ પાખીએ ડગમાળાનુ વિશેષ ઉછળવાપણું થવાનો સંભવ છે. તે ઉપરથી ગૌતમ સ્વામીએ ભગવંતને પ્રશ્ન કર્યું છે કે—ને ડગમાળો ઝાલક મારી જબુદ્વીપને કેમ બોળતો નથી ? તેના ઉત્તરમાં ભગવંતે જણાવ્યું કે-ઉત્તમ પુરૂષો તથા ચાર તીર્થ વગેરેનાં પુણ્યને લીધે બોળતો નથી. એમ જીવાભિગમ સૂત્રમા કહ્યું છે. એ ઉપરથી તે તિથિએ ધર્મ કરણી કરવી કહી હોય તો ના નહીં.

પ્રશ્ન ૨૫—શાસ્ત્રમાં આઠમ ચૌદશ ને પાખી (પૂનેમ કે અમાવાસ્યા) એ ત્રણજ તિથિ ધર્મકરણીને માટે કહી છે. છતા છપરબી જે બીજ, પાંચમ, આઠમ, અગ્યારશ, ચૌદશ ને પાખી. એ છ તિથિઓ પાળવાનું શું કારણ ?

ઉત્તર—ચારે તીર્થને માટે, દરેક તિથિ ધર્મકરણીને માટે તો ખુલ્લીજ છે, પણ પોષા ઉપવાસાદિ હમેશાં બની શકતા નથી. માટે ભગવંતે સાત સાત દિવસને આતરે પોષો ઉપવાસ અવશ્ય કરવાની કરણી બતાવી છે. તેમાં પણ અનેક હેતુઓ સમાયેલા છે

૧. એક તો એ કે, પોતાની ઇંદ્રિયો કબજામાં રહે

૨. બીજો ગુણ, શરીર અને આહારાદિક ઉપરથી મૂર્છા ઉતરે તેમજ છય કાયના આરંભનો ત્યાગ થાય તેથી અનતી નિર્જરા પ્રાપ્ત થાય

૩ ત્રીજો ગુણ, દેહે દુખ્ખં મહા ફલ દેહને છતી શક્તિએ કષ્ટ સહન કરવાથી દ્રવ્યે ને ભાવે મહા લાભદાયક થાય છે

૪. ચોથો ગુણ, વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે ઉપવાસ કરવા અજીર્ણ અપચો વગેરે રોગોત્પતિ થતી અટકે છે અને થયેલ હોય તેનો નાશ થાય છે

૫. પાંચમો ગુણ, જેને ઉપવાસાદિ કરવાની પ્રેકટીસ હોય તેને કોઇ વખત રાજદ્વારી આફત આવી પડે તો તેને તેવી મુશીબત વિશેષ નડતી નથી. અને સમભાવથી તેવા પરિસહો સહન કરે તો ઘણી નિર્જરા થવા સાથ આવેલા કષ્ટનું ટુંકી મુદતમા નિવારણ થાય છે. એમ દ્રવ્યે ને ભાવે મહા લાભ થાય છે

હવે છપરબી પાળવાને માટે એવો સૂત્રમા ખુલ્લો દાખલો નથી, પણ પૂર્વાચાર્યોએ ભવ્ય જીવોના હિતને માટે એ તિથિઓ ધર્મકરણીમા તથા ત્યાગ વૈરાગ્યમા જોડવાને માટે પ્રતિપાદન કરેલ છે તેનો હેતુ એમ પણ જણાય છે કે-દરેક જીવને આવતા ભવના આઉખાનો બધ ચાલતા ભવના આઉખાના ત્રીજે ભાગે પડે છે એમ આઉખાના અત સુધી ત્રીજા યા ત્રીજાના ત્રીજા ભાગની છેવટ સુધીની ગણુના કરી છે તે પણ ચાલતા માસની ગમે ત તિથિમા થાય માટે દરેક તિથિ તો શાસ્ત્રના નિયમ પ્રમાણે વ્રત, નિયમ ત્યાગ, વૈરાગ્ય વાળીજ હોવી જોઇએ. એટલા માટે જ્ઞાની પુરૂષોએ નિત્ય નિયમની સકલના કરી છે અને ત પ્રમાણે ન વર્તી શકે તેના માટે આઉખાના બધના નિયમ પ્રમાણે તિથિઓમા પણ ત્રીજે ત્રીજે ભાગે બબ્બે દનીયા છોડી દઇને ત્રીજી તિથિએ એટલે બીજ, પાચમ, આઠમ, અગીયારશ અને ચૌદશ પાખી, (પુનમ અને અમાવાસ્યા ભારે હોવાથી તે પણ સાથે ગણી) એ તિથિઓમા વ્રત, નિયમ, પચ્ચખાણુ, ત્યાગ વૈરાગ્ય વગેરે હોય અને આઉખાની હદ પૂરી થવાનો સમય તથા આઉખાનો બધ પડવાનો સમય લાગુ થાય તો તે જીવનો સારી ગતિમા જવાનો બધ પડે અને તેની ગતિ પણ સુધરે. એવા હેતુથી છપરબીનું પ્રતિપાદન કર્યું હોય એમ જણાય છે,

પ્રશ્ન ૨૬—ભરત ક્ષેત્રમાં, માગધ, વરદામ, ને પ્રભાસ, એ ત્રણ તીર્થ કહ્યા છે. તો આખા જબુદ્વીપમા કેટલા તીર્થ હોય?

ઉત્તર--ભરત, ઇરવત, અને મહાવિદેહના મળી ત્રણ ત્રણ ગણુતા ૧૦૨ થાય સાખ જબુદ્વીપ પન્નત્તિની.

પ્રશ્ન ૨૭--ભરત ઇરવતના તીર્થ લવણ સમુદ્રમા કહ્યા છે તો મહાવિદેહનાં તીર્થ કયા છે?

ઉત્તર—બત્રીશે વિજયના મળી ૯૬ તીર્થ તે સીતા સીતોદા નદીમા છે શાખ જબુદ્વીપ પન્નત્તિની.

પ્રશ્ન ૨૮--જંબુદ્વીપ પન્નતિમા કહ્યુ કે ભરતચક્રવર્તિને ત્યા છપન્ન અતરદ્વીપા છે તે કયા?

ઉત્તર—જગતીની અદર લવણ સમુદ્રની ખાડીમા ભરતક્ષેત્રની હદમાં ૫૬ અતરદ્વીપા છે, તે ચક્રવર્તિની હદમા તના સ્વાધીનના છે જુગલીયાના છપન અતરદ્વીપા કહ્યા છે તે આ નહિ જુગલીયાના તો જબુદ્વીપ બહાર લવણ સમુદ્રમા છે અને આજે કહ્યા તે જગતીની અદરના છે.

પ્રશ્ન ૨૯--જંબુદ્વીપ પન્નતિમાં નવનિધાન કહ્યાં તે નવે નોખાં નોખાં કે એકમાં નવેનો સમાવેશ થાય છે ?

ઉત્તર—ટીકાકારે નવે નોખાં નોખાં કહ્યાં છે ને દરેકનાં આઠઆઠ પઇડાં પણ કહ્યાં છે.

પ્રશ્ન ૩૦--નિધાનમાં કાંઇ વસ્તુ હશે કે ખાલી હશે?

ઉત્તર--સૂત્ર પાઠે રત્ને કરીને સહિત કહ્યા છે. ટીકાકાર એમ પણ કહે છે કે ચક્રવર્તિની ઇચ્છા પ્રમાણે વસ્તુ પ્રાપ્ત થાય છે, તથા નવેમાં કહેલી વિધિનાં પુસ્તકો છે. એટલે તમામ વસ્તુની ઉત્પત્તિનું સ્વરૂપ જાણવામાં આવે એવો અધિકાર છે

પ્રશ્ન ૩૧—નવનિધાનનાં મુખ લક્ષ્મી ઘરના ભંડારમા કહ્યાં તે શી રીતે રહ્યાં હશે ?

ઉત્તર—કેટલાક કહે છે કે-ચારે દિશે બબ્બે ને એક વચ્ચે એમ રહ્યા છે, એટલે નવેના મુખ લક્ષ્મી ઘરના ભંડારમાં છે. કેટલાક એમ પણ કહે છે કે-નવે સાંકળેલા રેલ્વેના ડબાની પેઠે છે. તેમાંના આગલા એક નિધાનનું મુખ લક્ષ્મી ઘરના ભંડારમાં છે તેમાં ચક્રવર્તિ પ્રવેશ કરી એકથી બીજામાં ને બીજાથી ત્રીજામાં એમ અનુક્રમે નવે નિધાનમા એક બીજામાંથી જાય છે. એકેક નિધાનને આગળ પાછળ મળી બબ્બે બારણાં હોય છે. એટલે એક બારણેથી અંદર પેસે ને બીજા બારણેથી બહાર નીકળે. બીજા નિધાનના બારણામાં પ્રવેશ કરે એમ જણાય છે પણ ઘણાનો મત પ્રથમ પ્રમાણે હોય છે.

પ્રશ્ન ૩૨—નિધાન પ્રમાણ આગુલના ૧૨ જોજનનું હોય તો ૪૮ હજાર ગાઉનું લાબું એકેક નિધાન હોવું જોઇએ તો નવે નિધાન મળીને ૪૩૨૦૦૦ ચાર લાખ બત્રીશ હજાર ગાઉ થાય તેનો પાર કયારે પામી શકે ?

ઉત્તર—કેટલાક એમ કહે છે કે—ચક્રવર્તિને હજારો દેવ_સાનિધ્ય છે. માટે દેવ શકિતએ ગમે તેમ કરી શકે. વળી એમ પણ સંભવે છે કે—ચક્રવર્તિ રાજાને લાખ જોજનનું વૈક્રિય શરીર કરવાની શક્તિ છે, માટે નિધાનની ઉંચાઇ પ્રમાણાગુલે આઠ જોજનની છે તો ઉચ્છેદ આંગુલે બત્રીશ હજાર ગાઉ ઉચું થાય ને ચક્રવર્તિ પણ તેટલીજ તેની હદ પ્રમાણે જેટલી જોઇએ તેટલી કાયા વિકુર્વી તેજ પ્રમાણના પગલે ચાલે તો તેને નવ નિધાન ફરી વળતા વાર લાગે નહી એમ જણાય છે

પ્રશ્ન ૩૩—જંબુદ્વીપ પન્નત્તિમા કહ્યુ છે કે-નવ નિધાન લક્ષ્મી ઘરના ભંડારમા ઉત્પન્ન થયા છે ને વળી એમ પણ કહ્યુ છે કે—નવે નિધાન તો

ચક્રવર્તિને ગંગા નદીને કાઠે મળ્યા છે, અને વિનીતા નગરીને બહાર રહ્યાં છે. એવો સૂત્ર પાઠ છે માટે શું સમજવું ?

ઉત્તર—બન્ને વાત સત્ય છે. દરેક ચક્રવર્તિને નવે નિધાન ગંગાના કાઠે પ્રાપ્ત થાય છે, અને રહે પોતપોતાની નગરીની બહાર પણ તેનુ મુખ લક્ષ્મી ઘરના ભંડારમાં હોવાથી ત્યા તેની ઉત્પત્તિ થઇ એમ મનાય છે. દાખલા તરીકે-ચક્ર ગમે ત્યા હોય અગર ગમે ત્યાથી મળે પણ તેની ઉત્પત્તિ આયુદ્ધશાળામાંજ થઇ ગણાય છે પ્રાપ્તિ ગમે ત્યાં થાય પણ જ્યાં જેનો નિવાસ ત્યા તેની ઉત્પત્તિ ગણાય, એમ સંભવે છે.

પ્રશ્ન ૩૪—બ્રહ્મદત ચક્રીને પૂર્વના ૬ છ ભવની વાત જાણવામા આવી તે શા આધારે ?

ઉત્તર—કેટલાક કહે છે કે-અવવિજ્ઞાનથી. કેટલાક કહે છે કે-જાતિસ્મરણજ્ઞાનથી પણ તે વાત ન્યાયમાં આવતી નથી. કારણ કે તેને ચક્રવર્તિના ભવમા સમકિત છેજ નહીં. અવધિજ્ઞાન હોય તો સમકિત હોવું જોઇએ ને તે અવશ્ય દીક્ષા લેત પણ તેમ બન્યું નથી. વળી જાતિસ્મરણનો પણ સંભવ નથી, કારણ કે જાતિસ્મરણજ્ઞાન થવાવાળાને પ્રથમ મોહનીય કર્મનો ઉપશાત થાય છે. શાખ ઉત્તરાધ્યયનના નવમા અધ્યયનની પેલી ગાથાની उवसंतमोहणिज्जोसरइ पोराणीयंजायं १ બ્રહ્મદત્તને મોહનીયનો ઉદય છે માટે જાતિસ્મરણનો સંભવ નથી.

પ્રશ્ન ૩૫—તો છ ભવ શાથી જાણ્યા ?

ઉત્તર—કાળજ્ઞાનથી જાણ્યા હોય એમ સભવે છે. નવનિધાનમા કાળજ્ઞાન નામનું નિધાન છે તેમા પ્રવેશ કરે, અને પોતાની જાતિનો વિચાર કરે અથવા કાળજ્ઞાન જાણવાના તેમા પુસ્તકો છે તેમા ઉપયોગ મૂકવાથી પૂર્વ ભવના કેટલીક વાતો જાણવામા આવે છે તે ઉપરથી બ્રહ્મદત્તને ચિત્ત સાથેના પૂર્વ સહચારી છ ભવની વાત જાણવામા આવી હોય એમ જણાય છે.

પ્રશ્ન ૩૬—ચક્રવર્તિ દેશ સાધવા જતા તિમસ ગુફામા ૪૯ માડલા આલેખે છે તેમા એક ભીતે ૨૪ અને બીજી ભીતે ૨૫ ગોમૂત્રિકાને આકારે આલેખે દરેક ભીતે માડલાં માડલને બબ્બે જોજનનું અતર રહ્યું છે વળી તિમસ ગુફા ૧૨ જોજનની પહોળી છે. આઠ જોજન ઉચી છે ને ૫૦ જોજન લાંબી છે. વિચારો કે-એક ભીત એક માડલુ આલેખી બીજી ભીતે બીજુ માડલુ આલેખવા જતા ૪૮ હજાર ગાઉ થાય. એમ દરેક માડલુ આલેખતા

અડતાળીશ અડતાળીશ હજાર ગાઉ આવવું જવું પડે તો કુલ પંથ ૨૩૫૨૦૦૦ ગાઉને અનુમાન થાય તે ક્યારે આલેખી શકે ?

ઉત્તર—દેવશકિત અગાધ છે, પરંતુ વૈક્રિયશકિત લાખ જોજનની છે. તેથી તે કાર્ય કરતાં વિલંબનો સંભવ રહેતો હોય એમ જણાતું નથી.

ચક્રર્તિ રાજા લશ્કર સહિત તિમસ ગુફામા પ્રવેશ કરતાં અંદરનું અંધારૂ ટાળવાને માટે બારણામાથી મધ્ય ભાગે પ્રવેશ કરતાં હસ્તીપર બેઠા થકા મણીરત્ન હાથીના કુંભસ્થળે મૂકવાથી પ્રથમ પ્રવેશ કરતા અંધારાનો નાશ થાય અને કાયમ પ્રકાશ રહેવાને માટે હસ્તી પર બેઠા બેઠા પોતાના હસ્તને લંબાવી બન્ને બાજુની ભીંતે કાગણી રત્ન વડે કરી સૂર્ય જેટલો પ્રકાશ આપે તેવાં સૂર્યના જેવા માડલાં આલેખે, દરેક ભીતે માંડલા માડલાંને બબ્બે જોજનનું આંતરૂં હોય, અને આંતરાના મધ્ય ભાગે સામી લેનમાં માંડલું આલેખવાથી એક બીજાના તેજનું મળવાપણું થવાથી તિમસ ગુફામાં કાયમને માટે એટલે જ્યાં સુધી તે ચક્રવર્તિનું રાજ રહે, જ્યા સુધી ચક્રવર્તિના લશ્કરને આવવા જવાપણું હોય, જ્યાં સુધી તિમસ ગુફાનાં બારણાં ખુલ્લાં રહે ત્યા સુધી તે માંડલાં સૂર્યની માફક પ્રકાશ આપ્યા કરે, એજ ચક્રવર્તિના પુણ્યના પ્રકાશની ખુબી છે

પ્રશ્ન ૩૭—લોક સાંકડામા સાંકડો કેટલો ને ક્યા હોય ?

ઉત્તર—સાંકડામાં સાકડો લોક એક રાજનો હોય છે તે ત્રીછો, અને ઉપરનો ભાગ એટલે ઉર્ધ્વલોકને અંતે એક રાજ છે

પ્રશ્ન ૩૮—દિગંબર મતનો ભગવતી આરાધના નામનો ગ્રંથ છે. તેમાં સાંકડામાં સાકડો લોક ૪૫ લાખ જોજન કહેલ છે. તેનું કેમ ?

ઉત્તર—તે ગમે તેવા કારણે કહેલ હોય, લખનારની દૃષ્ટિએ આવ્યું હોય તે ખરૂં. પણ ભગવતીજી શતક ૧૩ મે ઉદ્દેશે ૪ થે અધિકાર પૂરો થતા, ત્રીછાલોક સાંકડામાં સાંકડો કહ્યો છે એથી અધિક સાંકડો બીજે નથી, તથા નંદીજી સૂત્ર, બાબૂવાળા છાપેલ પાને ૧૯૭ મે લીટી છેલ્લીએ લખ્યું છે કે ઉપર ઉર્ધ્વલોકના લોકાંતે એક રાજલોકનો વિસ્તાર છે. બીજા લોકના લી પ્રમુખ ગ્રંથોમાં પણ ત્રીછો અને ઉર્ધ્વલોકનો અંતનો ભાગ એકરાજનો કહ્યો છે. એમ કેટલાક દાખલાથી જણાય છે કે—ચૌદરાજલોકમાં એકરાજથી ઓછી જગ્યા લંબાઈ પહોળાઈમા જણાતી નથી.

પ્રશ્ન ૩૯—સાતમી નરક ૭ રાજની કહી તેમા બાદર પૃથ્વી કેટલામા ?

ઉત્તર—સંગ્રહણીમાં કહ્યું છે કે—સાતમી નરક સાત રાજની છે ને ૮ જોજનનો ઘનોદધિ, ૬ જોજનનો ઘનવા ને ૨ જોજનનો તનવા છે એટલે સાતમી નરકના છેડાથી ત્રીછો ૧૬ જોજન છેટે અલોક છે તે અપેક્ષાએ સાતમી નરક સાતે રાજની બાદર પૃથ્વીની છે

પ્રશ્ન ૪૦—પાચમુ દેવલોક પાંચ રાજનું છે તેમા બાદર પૃથ્વી કેટલામાં સમજવી ?

ઉત્તર—તેનો કોઇ ઠેકાણે ખુલાસો મળતો નથી, પણ કોઇ કહે છે કે—એકરાજમા ત્રસનાડી પ્રમાણે (પહેલા બીજા દેવલોક પ્રમાણે) પન્નવણામાં બીજા સ્થાનપદમા કહ્યુ છે ( પણ તે વાત જોઇને નિર્ણય કરવાની છે ) પણ સાતમી નરકની અપેક્ષાએ તો પાચમુ દેવલોક પણ પાચ રાજમાં બાદર પૃથ્વીનું સમજાય છે અને ત્રસનાડી તો દેવલોકમા અને નરકમાં એકરાજની સરખીજ હોય તેના ફરતી બાદર પૃથ્વી હોવી જોઇએ તેનો વિશેષ ખુલાસો જોતા—

ભગવતીજી શતક ૩૪ મે, ઉદ્દેશે ૧ લે, બાબુવાળા છાપેલ પાને ૧૮૭૮ મે અધોલોકના અધિકારે સાતમી નરકે લોકનાલી બહાર (ત્રસનાડી બહાર) બાદર પૃથ્વીકાય કહી છે. અને ઉર્ધ્વલોકમા ત્રસનાડી બહારની ભલામણ અધોલોકની આપી છે આ ઉપરથી એમ જણાય છે કે સાતમી નરક સાતરાજની અને પાચમુ દેવલોક પાચરાજનુ બાદર પૃથ્વીનુ છે તે સાત શ્રેણીએ ઉપજવાના અધિકાર કહેલ છે

પ્રશ્ન ૪૧—એક જીવ સાતમી નરકના તળાથી છુટેલો તે ઉર્ધ્વલોકે સમશ્રેણીએ એક સમયે ચૌદ રાજલોકને અંતે જવાનો છે તે, અને એક જીવ ત્રીછા લોકમાથી ચવેલો તે પણ ઉર્ધલોકના અન્તે સમશ્રેણીએ એક સમયે જવાનો છે અને એક જીવને નજીકમાજ ઉપજવાનુ છે, તેનો પણ એક સમય થાય છે તો તે સમયમા તફાવત હોય કે ગતિમા તફાવત હોય ?

ઉત્તર—સમય તો ત્રણેના સરખાજ હોય, પણ ગતિમા તફાવત હોય એમ જણાય છે

પ્રશ્ન ૪૨—આગમે વૈમાનિકને દશ ચિન્હ દીધા છે, અને સંગ્રહણીમા બાર ચિન્હ દીધા તેનુ કેમ ?

ઉત્તર—આગમે દશ દીધા છે તે દશ જાતી સમજવા, [illegible] છે માટે અને સંગ્રહણીમાં બાર દીધા છે તે બારે દેવલોકના વૈમાનની [illegible]

આશ્રી તથા બારે દેવલોકના દેવતાનાં ચિન્હ ઓળખાણુ આશ્રી નોખાં કહ્યાં હોય એમ જણાય છે.

પ્રશ્ન ૪૩—વાસુદેવને કેટલા રત્ન હોય ?

ઉત્તર—સંગ્રહણીમા સાત રત્ન કહ્યાં છે. શખ ૧, ચક્ર ૨, ગદા ૩, ખડ્ગ ૪, ધનુષ્ય ૫, માળા ૬, ને મણી ૭, વાસુદેવને એ સાત રત્ન હોય.

પ્રશ્ન ૪૪—દેવતાની ઉત્કૃષ્ટી ગતિ કહી તેમા ચડા, ચપલા, જયણા, ને વેગવતી. એ ચાર પ્રકારની ગતિ કહી તે કેવી રીતે ?

ઉત્તર—કર્કસંક્રાંતિને દહાડે સૂર્ય ૯૪૫૨૬ જોજન અને સાઠીયા એક જોજનના ૪૨ ભાગ એટલો સૂર્ય ચાલે, એવી ગતિએ એક પગલું કરી ચાલે, તેથી--

| | |
|---|---|
| ૩ ગુણી ગતિએ | ચંડાગતિ ૧ લી |
| ૫ ગુણી ગતિએ | ચપલાગતિ ૨ જી |
| ૭ ગુણી ગતિએ | જયણાગતિ ૩ જી |
| ૯ ગુણી ગતિએ | વેગવતીગતિ ૪ થી |

આ પ્રમાણે દેવતાને ચાલવાની ઉત્કૃષ્ટી ગતિ કહી છે. તેમાંથી જેવી ગતિ કરવી હોય તેવી તે કરી શકે.

પ્રશ્ન ૪૫—પાપ તત્ત્વ ૧૪ રાજલોકમાં લાભે અને પુણ્ય તત્ત્વ દેશે ઉણું કહ્યું તેનું શું કારણ ?

ઉત્તર—સૂક્ષ્મ ૧૪ રાજલોકમા છે ને બાદર દેશે ઉણું છે. શાખ ઉત્તરાધ્યયનના ૩૬ મા અધ્યયનની—सुहुमासव्वलोगंमि, लोगंदेसेय वायरा; સૂક્ષ્મ જીવ સર્વલોકમાં લાભે છે અને બાદર જીવ લોકના દેશ ભાગમાં લાભે છે, માટે કહેલ છે.

પ્રશ્ન ૪૬—સૂક્ષ્મ ચૌદ રાજલોકમાં કહ્યા તે ઠીક. કારણ કે–તે ચૌદ રાજમા વ્યાપી રહ્યો છે. પણ બાદર દેશભાગે કેમ કહેવાય ? પાચે બાદર સ્થાવર કાય મળી ચૌદ રાજમા લાભવા સભવ છે. જ્યા પોલાર ત્યાં બાદર વાયરો અને જ્યા પોલાર ન હોય ત્યા બાદર પૃથ્વી તથા ધનોદધિ વગેરે પણ હોય છે, અને પોલારને લીધે બાદર વાયરો લોકના અત સુધી પણ હોય છે, માટે સમુચ્ચે બાદર ચૌદ રાજમા લાભે તેમ કહેવાને શું વાધો ?

ઉત્તર—સૂત્રથી વિરૂદ્ધ એટલો વાધો

સૂત્રમાં લોકના દેશભાગે બાદર કહેલ છે તે વ્યાજબી છે. કારણ કે પાંચે બાદર સ્થાવરકાયને જુદા જુદા પણે ગણતાં તે દેશભાગેજ હોય છે. અને પાચેની સાથેની કલ્પના કરીએ તોપણ જ્યાં લોઢાં, ઇટો લાકડા વગેરે અચેત ચીજોના ભીત થંભાદિક હોય ત્યાં બાદરપૃથ્વી કે વાયરો વગેરે કાંઇ પણ હોતા નથી માટે બાદર દેશભાગમાં કહેલ છે તે સત્ય છે.

એ અપેક્ષાએ સૂક્ષ્મ તે પાપનો ભેદ છે અને બાદર તે પુણ્યનો ભેદ છે. માટે પાપ તત્ત્વ ૧૪ રાજમાં એટલે સર્વલોકમાં લાભે અને પુણ્ય તત્ત્વ દેશે ઉણું ૧૪ રાજલોકમા લાભે છે.

બીજી રીતે પુણ્યતત્ત્વ ૧૪ રાજલોકમા લાભવા સંભવ છે કેમકે સૂક્ષ્મમાં શાતાવેદનીયકર્મનો બંધ છે અને શાતાવેદનીય પુણ્યથી બંધાય છે માટે સૂક્ષ્મમા પુણ્યપ્રકૃતિ લાભવાથી ૧૪ રાજલોકમાં પુણ્ય લાભવા સંભવ છે.

પ્રશ્ન ૪૭—સૂક્ષ્મજીવમા પુણ્યતત્ત્વ અને બાદરમાં પાપતત્ત્વ લાસે છે એમ કોઇ સૂત્રથી સાબીત થાય તેમ છે ?

ઉત્તર—ભગવતીજીના ૭ મા શતકમાં શાતાવેદનીય અને અશાતાવેદનીયકર્મ ચોવીશે દંડકવાળા બાંધે છે એમ કહ્યુ છે. તો શાતાવેદનીયકર્મ પુણ્યને ઉદયે અને અશાતાવેદનીયકર્મ પાપના ઉદયે બંધાય છે. માટે સૂક્ષ્મમાં પુણ્યતત્ત્વ અને બાદરમા પાપતત્ત્વ લાભે એ અપેક્ષાએ પુણ્ય ને પાપ બન્ને ભેદ આખા લોકમાં લાભે

પ્રશ્ન ૪૮—ભગવતીજીના સાતમા શતકમા શાતાવેદનીયકર્મ, અસોચણીયાયે, અજુરણીયાયે આદિ ૧૦ બોલથી બાંધે છે, તે સૂક્ષ્મમાં કેવી રીતે લાસે ?

ઉત્તર—સૂક્ષ્મજીવથી બીજા કોઇ જીવને શોચના, જુરણા, ટીપણ, પીટણ વગેરે ૧૦ બોલ માંહેલુ કારણ પડતું નથી, તેથી તેને અસોયણીયાયે અજુરણીયાયે વગેરે દશે બોલ સવળા હોવાથી સ્વભાવેજ શાતાવેદનીયકર્મ બાંધે છે.

પ્રશ્ન ૪૯—સૂક્ષ્મજીવ, શાસ્ત્રમા કહેલા નવ પ્રકારના પુણ્ય માંહેલા કયા પુણ્યથી શાતાવેદનીયકર્મ ઉપાર્જે ?

ઉત્તર—કાયપુન્ય એ નામના પુણ્યથી શાતાવેદનીયકર્મ ઉપાર્જવા સંભવ છે [illegible] તે [illegible] થી કોઇ જીવને અશાતા થતી નથી એટલે [illegible] માં કહેલા [illegible] વેદનીય માંહેલા બોલ તે જીવને લાગુ [illegible] શાતાવેદનીયકર્મ [illegible]

પ્રશ્ન ૫૦—વિરહદ્વારમાં જે જે ઠેકાણે વિરહકાળ કહ્યો છે તેનો અર્થ શું ?

ઉત્તર—જે જે ગતિનો કે જે જે બોલનો વિરહકાળ કહ્યો છે તેટલો કાળ તે સ્થાનકમાથી ચવી બીજી ગતિમાં જાય નહિ. અને બીજી ગતિમાથી તેમાં આવી ઉપજે નહિ. તેનું નામ વિરહ કહેવાય.

અને બીજો ભેદ એમ પણ જણાય છે કે—જે જીવ થોડા કાળની સ્થિતિના હોય તે તમામ ચવી ગયે તેના વિરહના કાળ સુધીમા કોઇ જીવ આવી ઉત્પન્ન ન થાય તે પણ વિરહકાળ કહેવાય.

પ્રશ્ન ૫૧—સમૂર્ચ્છિમ મનુષ્યની સ્થિતિ અતર્મુહૂર્તની છે ને તેનો વિરહકાળ ૨૪ મુહૂર્ત્તનો છે ને અવઠીયા કાળ ૪૮ મુહૂર્તનો છે. તો તે વિષે શું સમજવુ ?

ઉત્તર—આ સમુર્છિમ મનુષ્યનો વિરહકાળ બે પ્રકારનો છે. ભગવતીજી શતક ૫ મે ઉદ્દેશે ૮ મે, સમૂર્ચ્છિમ મનુષ્યનો વિરહ ૨૪ મુહૂર્તનો કહ્યા છે ને અવસ્થિત કાળ ૪૮ મુહૂર્તનો કહેલ છે. એટલે ૨૪ મુહૂર્ત સુધી તેમા ચવે ને તેમા ઉપજે. તેમાથી બીજે જાય નહિ ને નવા બીજા આવે નહિ એટલે જેટલા હોય તેટલાને તેટલા રહે તે ૨૪ મુહૂર્તનો વિરહકાળ અને ઉપરાતના ૨૪ મુહૂર્તમાં જેટલા ચવે તેટલા તે ઠેકાણે આવી ઉપજે, સ ખ્યાએ સરખા રહે, તેનું નામ અવઠીયા કાળ. એટલે ૪૮ મુહૂર્તનો અવઠીયા કાળ એ પ્રમાણે કહ્યા

અહિંયા કોઇ થોકડાવાળા એમ કહે છે કે—સમૂર્ચ્છિમ મનુષ્ય ઉપરા ઉપર ભવ કરે તો ૨૪ કરે. તે અતર્મુહૂર્તના કરે, આમ કોઇ કોઈનુ કહેલું હ ય છે. પણ આ વાત ન્યાયમા આવતી નથી.

પ્રશ્ન ૫૨—ઉપરની વાત ન્યાયમા નહિ આવવાનુ શુ કારણ છે ? ઉપર કહ્યા પ્રમાણે વિરહકાળમા કે અવસ્થિતકાળમા કાઇ વાંધો આવે તેમ છે ?

ઉત્તર—હા, જો ઉપર પ્રમાણે હોય તો ૨૪ મુહૂર્તના વિરહકાળમા [illegible] આવે છે. કેમકે, ભગવતીજી શતક ૨૪ મે, ઉદ્દેશે ૨૧ મે, ગમામા એમ પ્રમાણે સમૂર્ચ્છિમ મનુષ્ય ઉપરાઉપર તેમા ને તેના ભવ કરે તો ઉત્કૃષ્ટા ૮ ભવ કરે. એટલે આઠ અતર્મુહૂર્ત તેમાજ રહે પછી અવશ્ય ગતિ બદલવી જોઈએ તેમજ વળી ઉત્તરાધ્યયનના ૧૦ મા અધ્યયનમા સમૂર્ચ્છિમ મનુષ્યના ઉપરા ઉપર ભવ કરે તો સાત આઠ ભવ કરવા કહ્યા છે [illegible] છાપેલ પાને ૧૮૫ મે મૂળપાઠ [illegible]

કહ્યા છે. એટલે કોઇ વખત પૂછ્યા સમય સમૂર્ચ્છિમ મનુષ્ય ન હોય ત્યારે બીય સંખ્યાતા મનુષ્ય ગર્ભજ આશ્રી જાણવા અને ગર્ભજ ને સમૂર્ચ્છિમ બન્ને હોય ત્યારે સીય અસંખ્યાતા જાણવા આ પાઠ ઉપરથી સમૂર્ચ્છિમનો વખતે અભાવ જણાય છે.

ઇંદ્રિય પદમાં પણ કહ્યું છે કે-ગતકાળે મનુષ્યપણાની અનતી ઇંદ્રિયો કરી, વર્તમાનકાળે સંખ્યાતી હોય અથવા અસંખ્યાતી હોય, આવતે કાળે કોઇ કરશે કોઇ નહિ કરે, કરશે તો સંખ્યાતી અસંખ્યાતી અને અનંતી, હવે વિચારો કે વર્તમાન કાળે પૂછ્યા સમયે વખતે સંખ્યાતી હોય અને વખતે અસંખ્યાતી હોય. હવે જ્યારે સંખ્યાતીજ હોય ત્યારે ગર્ભજ મનુષ્યજ હોય. તે વખતે એમ માનવાનું કે સમૂર્ચ્છિમનો વિરહ પડયો. તે વિરહમાં ૨૪ મુહૂર્ત સુધી સમૂર્ચ્છિમ મનુષ્યપણે કોઇ જીવ ઉત્પન્ન થાયજ નહિ માટે તે બોલ અશાશ્વતો પણ કહ્યો છે

પ્રશ્ન ૫૫—મનુષ્ય ક્ષેત્રમાં એટલે અઢીદ્વીપમા એવો વખત કેમ આવે કે ૨૪ મુહૂર્ત સુધી સમૂર્ચ્છિમ મનુષ્ય ઊત્પન્ન નજ થાય ? કારણકે ઉચ્ચાર પાસવણાદિ ૧૪ સ્થાનક કે જે સમૂર્ચ્છિમની ઉત્પત્તિનાં સૂત્રમાં કહ્યા છે તેનો અભાવ કેમ હોય ?

ઉત્તર—૧૪ સમૂર્ચ્છિમની ઉત્પત્તિના સ્થાનકનો અભાવ તો નજ હોય પણ સમૂર્ચ્છિમની ઉત્પત્તિનો વિરહ કહ્યો છે. માટે તેને ઉપજવાનો અભાવ હોય તેનું કારણ એમ જણાય છે કે આખા મનુષ્યક્ષેત્રમા એટલો કાળ એવી જાતનો વાયરો વાય કે જેને લઇને તેમાં સમૂર્ચ્છિમ મનુષ્યની ઉત્પત્તિ થાયજ નહિ

પ્રશ્ન ૫૬—અઠાણું બોલનો અલ્પબહુત્વ કહ્યો છે તેમા અશાશ્વતા બોલ કેટલા ?

ઉત્તર—૨૪ મો, ૯૫ મો ને ૯૭ મો, એ ત્રણ બોલ અશાશ્વતા છે તે કેવી રીતે કે—

૨૪ મો બોલ સમૂર્ચ્છિમ મનુષ્યનો, સમૂર્ચ્છિમ મનુષ્યનું આઉખું [illegible] ને તેનો વિરહ કાળ ૨૪ મુહૂર્તનો સાખ પન્નવણાના [illegible]

[illegible]

[illegible]

૬ માસનું. સાખ ભગવતી શતક ૨૫ મે-ઉદ્દેશે ૬ ઠ્ઠે-નિગ્રંથ નિયંઠાનું આંતરૂં ૭ માસનું કહ્યું છે.

૯૭ મો બોલ—સંસારત્થા વિશેષાહીયા, તે ૯૬ મો બોલ સજોગીનો કહ્યો તેથી સંસારત્થા વિશેષાહીયા ને તેરમા ગુણઠાણા સુધી સજોગી અને ૧૪ મુ ગુણઠાણુ ભોગવતા ત્યાસુધી સસારત્થા ૯૭ મો બોલ તેની સ્થિતિ એટલે ૧૪ મા ગુણઠાણાની સ્થિતિ પાચ હ્રસ્વ અક્ષરની તેથી ૯૮ મો બોલ સર્વ જીવ સિદ્ધના ભળવાથી વિશેષાહીયા કહ્યા, હવે જ્યારે ૭ મહિનાનો સિદ્ધનો વિરહ પડે ત્યારે ૧૪ મા ગુણઠાણાવાળા ન હોય તો તે બોલ સંસારત્થાનો અશાશ્વતો કહ્યો. એ પ્રમાણે અઠાણું બોલમાના ૩ બોલ અશાશ્વતા કહ્યા.

પ્રશ્ન ૫૭--જીવના ૧૪ ભેદ કહ્યા છે તેમાં ૧૩ મો ભેદ અશાશ્વતો કહ્યો છે તે શી રીતે ?

ઉત્તર--તેરમો ભેદ સજ્ઞી પંચેદ્રિયનો અપર્યાપ્તો છે તેની સ્થિતિ અંતર્મુહૂર્તની છે ને તેનો વિરહકાળ ઉત્કૃષ્ટો ૧૨ મુહૂર્તનો છે. તો અંતર્મુહૂર્તમા તમામ અપર્યાપ્તા મટી પર્યાપ્તા થઇ ગયા અથવા ચવી ગયા અને વિરહ ૧૨ મુહૂર્તનો પડયો ત્યાં સુધી સજ્ઞી પંચેદ્રિયનો અપર્યાપ્તો નથી. માટે તે બોલ અશાશ્વતો કહ્યો.

પ્રશ્ન ૫૮--અકેવળી અને છદ્મસ્થમા શો તફાવત ?

ઉત્તર—૧૧ મા ગુણઠાણા સુધી છદ્મસ્થ અને ૧૨ મા ગુણઠાણા વાળા અકેવળી એટલે છદ્મસ્થથી અકેવળી વિશેષાહિયા કહેવાય.

પ્રશ્ન ૫૯--સંસાર પરિઅટ્ટણા અને અસિદ્ધમાં શો તફાવત ?

ઉત્તર--સંસાર પરિઅટ્ટણા ૧૧ મા ગુણઠાણા સુધી અને અસિદ્ધ ૧૪ ગુણઠાણા સુધી તેપણ વિશેષાહિયા કહેવા.

પ્રશ્ન ૬૦--કેવળીનુ સાહરણ થાય કે નહિ ?

ઉત્તર--પ્રવચન સારોદ્ધારમા બસેં ને એકસઠમા દ્વારમા ગાથા ૪૩૩ મો તેમા કહ્યુ છે કે-ગાથા--

समणी मवगयवेयं परिहार पुलायमप्पमत्तं च, चउदसपुव्वि आहारगं च. नकयाइ संहरइ. छ ३३ ॥

અર્થ—સાધવી ૧, અવેદી-નવમા ગુણસ્થાનકમાં વેદના ઉપશમ પામ્યા ૨, પરિહાર વિશુદ્ધ ચારિત્રવાળા ૩, પુલાકલબ્ધિવાળા ૪, અપ્રમત્ત

ઉત્તર—મહાવિદેહ ક્ષેત્રે પૂર્વકોડીની સ્થિતિએ ઉપજેલી સ્ત્રીને નવ વરસના આશરે કોઇએ સાહરણ કરીને ભરત તથા ઇરવતમાં મૂકી છે તે વખતે તે ક્ષેત્રે સુસમ સુસમ સમય (પહેલો આરો) વર્તે છે. તે સ્ત્રી ત્યાં દેશે ઉણું પૂર્વકોડી કાળ પૂરો કરી મૃત્યુ પામી ત્યાંજ ત્રણ પલ્યોપમની સ્થિતિએ ઉપજે તે આશ્રી ત્રણ પલ્યોપમને દેશે ઉણી પૂર્વકોડી અધિક સ્થિતિ કહી.

પ્રશ્ન ૬૩—અઢીદ્વીપ બહાર મનુષ્ય જન્મે મરે કે કેમ ?

ઉત્તર—બાબુવાળા છાપેલા જીવાભિગમ સૂત્ર પાને ૭૭૫ મે ટીકાકારે તથા ભાષ્યવાળાએ કહ્યું છે કે–મનુષ્ય ક્ષેત્ર બહાર મનુષ્ય જન્મે મરે નહીં કદાપિ દેવાધિક અપહરણ કરે તો પણ તેની બુદ્ધિ સ્વભાવે પાછો મનુષ્ય ક્ષેત્રમાં લાવીને મૂકવાની થાય એમ કહ્યુ છે.

પ્રશ્ન ૬૪—ઠાણાગ ઠાણે ૧૦ મે, સિદ્ધની વિગ્રહગતિ કહી તેનું શું કારણ ?

ઉત્તર—સિદ્ધની તો સદાકાળ અવિગ્રહ ગતિજ કહી છે. મનુષ્ય ક્ષેત્રમા જે સિદ્ધ થાય તે સમશ્રેણીએજ સિદ્ધ થાય એમ સૂત્રમાં કહ્યુ છે. પણ ઠાણાગજીના ૧૦ મે ઠાણે નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવતા અને સિદ્ધ એ પાચેની અવિગ્રહગતિ અને વિગ્રહગતિ કહી તેમાના ચાર બોલને માટે બન્ને ગતિ ભગવતીજી વગેરે સૂત્રોમા છે. પણ સિદ્ધને માટે વિગ્રહગતિ દશમે ઠાણે કહી તેનો કાંઇક પણ હેતુ હોવો જોઇએ. આમ બહુ વિચાર કરતાં સિદ્ધની, સિદ્ધક્ષેત્રથી કાંઇક અધિક ફરસના કહી છે તો અધિક ફરસના ક્યારે થાય કે જ્યારે અઢીદ્વીપ બહાર સિદ્ધ થાય ત્યારે અધિક ફરસના થઇ કહેવાય આ ઉપરથી એમ કલ્પના થઇ શકે [illegible] દેવે અપહરણ કરીને અઢીદ્વીપ બહાર મૂક્યા ત્યા અંતગડકેવળી થઇ સિદ્ધ થાય પણ અઢીદ્વીપ બહાર સમશ્રેણીએ સિદ્ધક્ષેત્ર નથી. તેથી વિગ્રહગતિ કરી જે સ્થળથી દેવે ઉપાડેલ તે સ્થળે આત્મપ્રદેશ આવી સમશ્રેણીએ સિદ્ધક્ષેત્રમા એક સમયમા દાખલ થાય. એમ જો બને તોજ સિદ્ધની વિગ્રહગતિ અને સિદ્ધની સિદ્ધક્ષેત્રથી કાંઇક અધિક ફરસના લાગુ થાય. આ વાત [illegible] છતા ઠાણાગ [illegible] પાઠ પ્રમાણે [illegible] [illegible] તોજ સિદ્ધની વિગ્રહગતિનો પાઠ સાબિત [illegible]

પ્રશ્ન ૬૫—ઔદારિક ને ઔદારિકનો મિશ્ર, વૈક્રિય [illegible] મિશ્ર, આહારક ને આહારકનો મિશ્ર એટલે શું ?

ઉત્તર—[illegible]

ઉદારિકનો મિશ્ર અને શરીર પર્યાપ્તિ બાંધી એટલે ઉદારિક કહેવાય. એમ વૈક્રિય અને આહારકનું જાણવું.–આહારકઆશ્રી ઉદારિકવાળો આહારક કરતાં ઉદારિકનો મિશ્ર જાણવો. આહારક મૂકી ઉદારિક ગ્રહતાં આહારકનો મિશ્ર જાણવો. શાખ પન્નવણાના ૧૬ મા પ્રયોગપદની.

તથા લીંબડી સંપ્રદાયના પૂજ્ય શ્રી હીરાજી મહારાજકૃત પન્નવણાના ગોટકામાં–૧૬ મા પ્રયોગપદમાં કહ્યું છે કે–ઉદારિક મિશ્ર શરીર કાયપ્રયોગ મનુષ્ય તિર્યંચના અપર્યાપ્તા અવસ્થાએ કાર્મણ શરીરે કરી મિશ્ર ઉદારિક હોય, તથા પહેલા ઉદારિકવાળો વૈક્રિય પ્રારંભના ઉદારિકના પ્રધાનપણા માટે ઉદારિકનો મિશ્ર કહીએ.

વૈક્રિય મિશ્ર તે–દેવતા નારકીને અપર્યાપ્તા અવસ્થાએ કાર્મણ શરીરે કરી વૈક્રિય મિશ્ર હોય–અને મનુષ્ય તિર્યંચ ને વાયુકાયને વૈક્રિય શરીર કાર્ય કરીને વૈક્રિય શરીર તજતે, ઉદારિક ગ્રહતા વૈક્રિયના પ્રધાનપણા થકી વૈક્રિયનો મિશ્ર કહીએ.

નારકી દેવતાને ભવધારણમાંથી ઉત્તરવૈક્રિય કરતા તથા ઉત્તરવૈક્રિયમાંથી ભવધારણીમાં આવતાં વૈક્રિયનો મિશ્ર કહેવાય. સનાકાળ આશ્રી —

આહારકનો મિશ્ર તે આહારક શરીર છાંડતાં ઉદારિકમા આવતાં આહારક મિશ્ર હોય.

કાર્મણ કાયજોગ સર્વ જીવને ઉપજતા પ્રથમ સમય આહાર લે ત્યારે હોય. શાખ પન્નવણાના ગોટકાની.

પ્રશ્ન ૬૬—સાતમા ગુણઠાણાથી માંડી ઉપરલા ગુણઠાણાવાળા નોસન્નાવઉતા છે, અને તે આહાર કરે છે, પરંતુ આહારની સન્ના નથી એમ કેમ કહી શકાય?

ઉત્તર—આહાર કરવાની સન્ના એટલે અભિલાષા નથી, તથાપિ આહાર કરે. જેમ રોગીને કડવી દવા પીવાની અભિલાષા નથી, પણ વેદનાની બહુલતાએ કડવું ઓસડ પીએ, તેમ દેહને લઈને ક્ષુધા વેદનીયના ઉદયથી કડવા ઓસડરૂપ આહારની ઇચ્છા વિના આહાર કરે તે નોસન્નાવઉતા કહેવાય.

પ્રશ્ન ૬૭—લેશ્યા પ્રણમ્યા પછી જીવ મરી ક્યારે પરભવમાં જાય?

ઉત્તર—ઉત્તરાધ્યયનના ૩૪ મા અધ્યયનની ૬૦ મી ગાથામાં કહ્યું છે કે—અંતોમુહુત્તમિગએ, અંતોમુહુત્તમિ સેસએ ચેવ; આયુષ્યના અંતે જે લેશ્યા આવે તેના પહેલા સમય તથા છેલ્લા સમય જીવને મરવું નથી. મરણ

પહેલાં અંતર્મુહૂર્ત અગાઉ જે લેશ્યા હોય તેના ત્રણ ભાગ કરવા, એટલે અંતમુહૂર્ત લેશ્યા ગયે અને અંતમુહૂર્ત લેશ્યાના બાકી રહે લેશ્યા પ્રણમ્યે થકે જીવ પરભવે જાય, એટલે લેશ્યાના મધ્ય ભાગમાં મરે મનુષ્ય તિર્યંચમા ઉત્પન્ન થયા પછી અતર્મુહૂર્તે લેશ્યા પાલટે અને દેવ I નારકીમાં તેજ લેશ્યા આખો ભવ પોતાની સ્થિતિ પ્રમાણે ભોગવે અને ત્યાથી ચવી પરભવે અતર્મુહૂર્ત ભોગવે ને સૂત્ર અતર્મુહૂર્તનો વધારો છે તેજ ભોગવે. એટલા માટે નારકી દેવતાની સ્થિતિથી લેશ્યાની સ્થિતિ અતર્મુહૂર્ત અધિક કહી છે

પ્રશ્ન ૬૮—કેટલી લેશ્યાના નીકળ્યા તીર્થંકર થાય ?

ઉત્તર—પાચ લેશ્યાના નીકળ્યા તીર્થંકર થાય એક પહેલી નહિ તે કેમ ? ત્રણ નરક પહેલી અને પહેલા દેવલેકથી સર્વાર્થસિદ્ધ વિમાન સુધીના નીકળ્યા તીર્થંકર થાય. તો ત્રીજી નરક સુધીમા કાપોત ને નીલ બે લેશ્યા છે, અને પહેલા દેવલોકથી સર્વાર્થસિદ્ધ વિમાન સુધીમા તેજુ પદ્મ અને શુકલ એ ત્રણ લેશ્યા છે એ પાચે લેશ્યાના નીકળ્યા તીથંકર થાય છે

પ્રશ્ન ૬૯—પાચ લેશ્યા શામાં લાભે ?

ઉત્તર—પાચ લેશ્યા તીર્થંકરની આગતિમા તથા ૩ જા, ૪ થા ને ૫ મા દેવલોકે ઉત્પન્ન થાવાવાળા તિર્યંચના જઘન્ય ગમાવાળાને શુકલ લેશ્યા વરજીને પાચ લેશ્યા હોય. આખા ભવમા તે પાચ લેશ્યા ફરસે

પ્રશ્ન ૭૦—તીર્થંકર કેટલાં ગુણઠાણા ફરસે ?

ઉત્તર--૧લું રજું, ૩જું; ૫મુ ને ૧૧મુ એ ૫ ગુણઠાણા ન ફરસે બાકીના સર્વ ગુણઠાણા તીર્થંકર ફરસે શ્રીમદ્ રાજચંદ્ર પાને ૫૨૬ મે ૪ કહેલ છે તે ભુલ છે ૪ થું [illegible] ગુણઠાણુ પણ ન ફરસે

પ્રશ્ન ૭૧—દરેક તીર્થંકરના વખતમા પ્રત્યેકબુદ્ધ કેટલા થાય ?

ઉત્તર—નદીજી સૂત્રમા કહ્યુ છે કે દરેક તીર્થંકરના વખતમા ચાર બુદ્ધિવાળા જેટલા હોય તેટલા પ્રત્યેકબુદ્ધ કહ્યા છે

પ્રશ્ન ૭૨—પાચમા આરાને છેડે કેટલા સૂત્ર રહેશે.

ઉત્તર--કેટલા કહે છે કે પાચમા આરાને છેડે દશવૈકાલિક [illegible] પહેલા ૪ અધ્યયન રહેશે કેટલાક કહે છે કે દશવૈકાલિક ૧, આચા[illegible] [illegible] ૨, અનુયોગ ૩, [illegible] ૪ [illegible] ૧ [illegible] ૪ સૂત્ર રહેશે અને નદીજીમા [illegible] [illegible] પ્રવચન [illegible] છે કે—

[illegible]

એ ચાર સૂત્ર મુખ્ય માટે તીર્થંકરના તીર્થ સુધી પ્રવર્તે, વિચ્છેદ ન જાય. મુખ્ય માટે સ્થિર રહે એમ કહ્યું છે.

પ્રશ્ન ૭૩—જંબુદ્વીપ પન્નતિમાં કહ્યું છે કે, પાંચમા આરાના ૩ ભાગ કરવા અને ત્રીજા ભાગમાં રાજનીતિ વગેરે કેટલાક બોલ વિચ્છેદ જાશે તે કેમ ?

ઉત્તર—ક્રમેક્રમે તમામ બાબત ઓછી થાશે, પરંતુ છઠ્ઠો આરો બેસવા પહેલા જ્યારે જે વસ્તુ વિચ્છેદ જાય તે ઉપલા ત્રીજા ભાગમાંજ ગણાય.

પ્રશ્ન ૭૪—ભગવતીજી શતક ૨૫માં ઉદ્દેશે ૭મે સંજયાના અધિકારે ઉપયોગદ્વારમા સૂક્ષ્મ સંપરાય ચારિત્રમાં (૧૦ મે ગુણઠાણે) सागारोवउत्ते होज्जा, णो अणागारोवउत्ते होज्जा. એક સાગાર ઉપયોગ કહ્યો. અણાગાર ઉપયોગની ના કહી તેનું શું કારણ? દશમા ગુણઠાણાની સ્થિતિ અંતર્મુહૂર્તની છે ને ઉપયોગ એકજ કહ્યો અને બીજાં ગુણઠાણાં અંતર્મુહૂર્તની સ્થિતિનાં કહ્યાં છે, તેમાં ઉપયોગ બે કહ્યા છે અને અહિયા એકજ કહેવાનું શું કારણ ?

ઉત્તર—દર્શન ઉપયોગ વિના કોઇ જીવ નથી અને એક ૧૦મા ગુણઠાણેજ દર્શન ઉપયોગ નથી. તેનું કારણ દલપતના ૯૬મા પ્રશ્નમાં એમ જણાવે છે કે ૧૦મા ગુણઠાણાની સ્થિતિ જઘન્ય ને ઉત્કૃષ્ટી અંતર્મુહૂર્તની છે કાલ નિપટ થોડો છે દર્શન છે પણ દર્શનનો ઉપયોગ નથી તથા સૂક્ષ્મ સંપરાયનો સ્વભાવ માત્ર જ્ઞાન ઉપયોગનોજ છે, દર્શન ઉપયોગનો નથી એમ કહ્યું છે.

પ્રશ્ન ૭૫—ઉત્તરાધ્યયનના ૧૮મા અધ્યયનમાં સંજતી રાજઋષિનો અધિકાર છે તે સંજતી રાજઋષિ ક્યારે થયા ?

ઉત્તર—સંજતીરાજર્ષિ શ્રી મહાવીર સ્વામીના વારે થયા છે સાખ ઠાણાંગ ઠાણે ૮મે.

પ્રશ્ન ૭૬—રોગની ઉત્પતિ કેટલા કારણે થાય ?

ઉત્તર—ઠાણાંગ ઠાણે ૯મે કહ્યું છે કે માણસને નવ પ્રકારે રોગ ઉત્પન્ન થાય છે તે એ કે.—

(૧) અતિ આસન કહેતા ઘણું બેસી રહેવાથી, તથા ઘણું [illegible]વાથી.

(૨) અહિત આહાર કરવાથી, તથા અહિત બેસવાથી, એટલે કે જે શરીરને નુકશાન થાય તેવી ચીજ ખાવાથી તથા નુકસાન થાય તે એમ કે [illegible]

(૩) ઘણું સૂવાથી (૪) ઘણું જાગવાથી (૫) ઝાડો રોકવાથી (૬) પેસાબ રોકવાથી, (૭) ઘણું ચાલવાથી, (૮) પ્રતિકૂલ આહાર કરવાથી, (૯) પાંચેઇંદ્રિયનો હદ ઉપરાંતનો ઉપયોગ કરવાથી અર્થાત્ ઇંદ્રિય વિષયાસક્ત હોવાથી એ પ્રમાણે ૯ કારણે રોગની ઉત્પત્તિ થાય છે.

પ્રશ્ન ૭૭—શ્રાવક સૂત્ર ભણે કે કેમ?

ઉત્તર—શ્રી નંદીજીમાં શ્રમણોપાસકને "સુયપરિગ્ગહા" કહ્યા છે. માટે સૂત્ર ભણ્યા જણાય છે. એ અધિકાર નંદીજીમા—ઉપાસક દશાંગની હુંડીમાં છે. અને અંતગડની હુંડીમા પણ સાધુને ભણવાના અધિકારે એજ પાઠ કહ્યો છે એ ઉપરથી શ્રાવકને સૂત્ર ભણવું સિદ્ધ થાય છે

સૂત્રના ન્યાયથી શ્રાવકને સૂત્ર ભણવાનો અધિકાર ગુરૂગમ્યથી અને ગુરૂએ ભણાવાનો અધિકાર પાત્ર પ્રમાણે હોવો જોઇએ.

પ્રશ્ન ૭૮—ઠાણાંગ ઠાણે ૩ જે, ઉદ્દેશે ૨ જે, ચંદ્રપન્નત્તિ અને સૂર્યપન્નત્તિને કાલિક સૂત્ર કહ્યા અને નંદીજીમા સૂર્યપન્નત્તિ ઉત્કાલિક કહ્યું તેનું શું કારણ?

ઉત્તર—સૂર્યપન્નત્તિની ઉપરની ગાથાઓ ઉત્કાલિક છે માટે નંદીજીમા ઉત્કાલિક કહ્યું હોય અને ઉપરની ગાથા સિવાયનો અધિકાર ચંદ્રપન્નત્તિના સરખો છે. માટે કાલિક કહેલ હોય એમ જણાય છે

પ્રશ્ન ૭૯—તીર્થંકરના બાર ગુણ કહ્યા છે તેમા અપાયાપગમ અતિશય કહ્યો છે તે શુ?

ઉત્તર—અપાયાપગમ અતિશયનો અર્થ એમ જણાય છે કે—સર્વ દોષ રહિત તથા સર્વ રોગ રહિત એમ કહેલ છે.

પ્રશ્ન ૮૦—કુંડરીકે એક હજાર વર્ષ ચારિત્ર પાળ્યું અને ત્રણ દિવસ રાજ ભોગવ્યું મરીને સાતમી નરકે ગયો તો સંજમ પાળ્યાનું ફલ મળશે કે નહિ? તેનું ફળ ક્યાં ભોગવશે?

ઉત્તર—એક હજાર વર્ષમાં સંજમ પાળી કર્મની નિર્જરા કરી હતી આત્મા કર્મથી હળવો થયો હતો પણ સંજમ મૂકી [illegible] આત્મા પાછો કર્મે કરી ભારે થયો તેથી નરકે ગયો [illegible] કાંઇ નથી. ફક્ત તો કર્મની નિર્જરાનું હતુ તે નષ્ટ થયું. [illegible] [illegible] આત્માની [illegible] [illegible] [illegible] પણ તેજ [illegible] પાળી [illegible] અને [illegible] [illegible] કુંડરીકનું [illegible].

પ્રશ્ન ૮૧—[illegible]

ઉત્તર—દેવતા સંબંધીની નારકીને ૩–૪ ક્રિયા લાગે એમ પન્નવણામાં કહેલ છે.

પ્રશ્ન ૮૨—નારકી થકી દેવતાને પરિતાપ કેવી રીતે થાય કે દેવતા સંબંધીની નારકીને પરિતાપની ક્રિયા લાગે ?

ઉત્તર—કોઇ પૂરવલો વેરવાઇ દેવતા નારકીને દુઃખ દેવા ગયો હોય અને તેને દુઃખ દેતાં નારકી ક્રોધાતુર મરણીયો થઇ દેવતાને પ્રહાર કરે તે આશ્રી ૩–૪ ક્રિયા લાગવી કહી છે. શાખ પન્નવણાના ગોટકાના પદ ૨૨ ની.

પ્રશ્ન ૮૩—સિદ્ધાંતમા ઉદ્દેશ, સમુદ્દેશ ને અણુજ્ઞા કહેલ છે તે શું ?

ઉત્તર—ગુરૂએ અધ્યયનાદિકનો ઉપદેશ કર્યો તે ઉદ્દેશ અને જે શિષ્ય સમજે તે સમુદ્દેશ અને અણુજ્ઞા તે ગુરૂએ શિષ્યને આજ્ઞા આપી જે જેમ તમે ધાર્યું તેમ બીજાને ધરાવજો, તે અણુજ્ઞા.

પ્રશ્ન ૮૪—ચાર પ્રકારે ધર્મ કથા કહી તે શી રીતે. તેનું નામ અને સ્વરૂપ શું ?

ઉત્તર—ચાર પ્રકારની ધર્મકથાનાં નામ-આક્ષેપિણી ૧, વિક્ષેપિણી ૨, નિર્વેદિની ૩, સંવેદિની ૪ તેનું સ્વરૂપ-જેણે કરીને તત્ત્વમાર્ગમાં પ્રવૃત્તિ હોય એવી કથા કરવામાં આવે તે આક્ષેપિણી ૧, જેણે કરી મિથ્યાત્વની નિવૃત્તિ હોય તેવી કથા તે વિક્ષેપિણી ૨, જેણે કરી મોક્ષની અભિલાષા હોય એવી કથા તે નિર્વેદિની ૩, જેણે કરી વૈરાગ્યની ભાવના હોય એવી કથા કરવામાં આવે તે સંવેદિની કથા કહીએ

પ્રશ્ન ૮૫—નારકી દેવતાને આહારક, તૈજસ, કાર્મણની ઉત્કૃષ્ટી ૪ ક્રિયા કહી તે કેમ ?

ઉત્તર—નારકી દેવતાનાં પૂર્વકૃત શરીર વોસરાવ્યા વિનાના હોવાને લીધે તેના શરીરના પુદ્‌ગલને ફરસતાં આહારક તથા ઉદારિકને કીલામના થવાથી ૪ ક્રિયા લાગે. ઉદારિકને આશ્રી તૈજસ કાર્મણ રહ્યા છે માટે તેની ૪ ક્રિયા કહી.

પ્રશ્ન ૮૬—ઉદ્દેશો, સમુદ્દેશો, અણુન્ન ને અણુયોગ એટલે શુ ?

ઉત્તર—ઉદ્દેશો એટલે વાચણી લેવી સમુદ્દેશો એટલે ધારણા કરવી. અણુન્ન એટલે વાચણી દેવી અણુયોગ એટલે ઉપદેશ દેવો. શાખ અનુયોગ દ્વારના શ્રુતજ્ઞાનના અધિકારે સૂત્ર મંડાના એ ૪ બોલ કહ્યા છે

પ્રશ્ન ૮૭—ઠાણાંગ ઠાણે ૧૦ મે દશ પ્રકારની સંજ્ઞા કહી છે તેમાં ઓઘસંજ્ઞા અને લોકસંજ્ઞા કહી તે કોને કહેવી ?

ઉત્તર—બાબુવાળા છાપેલ ઠાણાંગ પાને ૫૭૧ મે કહ્યુ છે કે–મતિજ્ઞાનાદિક આવરણનો ક્ષયોપશમ તેના શબ્દાર્થનો સામાન્ય અવબોધ થવો

તે ઓઘસંજ્ઞા, તથા વિશેષ અવબોધ થવો તે લોકસંજ્ઞા ૧. બીજો ભેદ-દર્શનઉપયોગ તે ઓઘસંજ્ઞા, અને જ્ઞાન ઉપયોગ તે લોકસંજ્ઞા ૨. ત્રીજો ભેદ-સામાન્ય પ્રવૃત્તિ તે ઓઘસંજ્ઞા અને લોકદૃષ્ટિ તે લોકસંજ્ઞા.

પ્રશ્ન ૮૮—આરંભ, સારંભ ને સમારંભ એટલે શું ?

ઉત્તર—તત્ત્વાર્થાધિગમ સૂત્રમ્ મા પાને ૭૭ મે ફુટનોટમા લખ્યુ છે કે—संरंभः सकषाय , परितापनयाभवेत्समारम्भः ; आरम्भः प्राणीवधः त्रिविधोयोग स्ततोज्ञेयः. સંકલ્પ મારવાનો વિચાર તે સંરંભ, પીડા ઉપજાવવી તે સમારંભ અને હિંસા કરવી તે આરંભ કહેવાય છે

પ્રશ્ન ૮૯—આરંભીયા ૧, પરિગ્ગહિયા ૨, માયાવત્તીયા ૩, અપચ્ચખાણવત્તીયા ૪, ને મિથ્યાદર્શનવત્તીયા ૫ એ પાચ ક્રિયાનો અલ્પ બહુત્વ કેવી રીતે થાય ?

ઉત્તર—સર્વથી થોડા મિથ્યાદર્શનવતીયા ૧. એથી અપચ્ચખાણવતીયા વિસેસાહીયા ચોથા ગુણઠાણાવાળા વધ્યા ૨. તેથી પરિગહીયા વિસેસાહિયા પાચમા ગુણઠાણાવાળા વધ્યા ૩. તેથી આરંભીયા ક્રિયાવાળા વિસેસાહિયા છઠ્ઠા ગુણઠાણાવાળા વધ્યા ૪. તેથી માયાવત્તીયા ક્રિયાવાળા વિસેસાહિયા છઠ્ઠાથી તે દશમા ગુણઠાણા સુધીના વધ્યા. ૫ ||

પ્રશ્ન ૯૦—પાચ શરીરનો અલ્પબહુત્વ શી રીતે ?

ઉત્તર—તત્ત્વાર્થાધિગમ સૂત્રમ્મા પાને ૩૩ મેથી—औदारिक वैक्रियाहारक तैजसकार्मणानि शरीराणि, पर परंसूक्ष्मम् ॥ ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ. એ પાચ પ્રકારના શરીરો છે તે શરીરોમા એક એકથી આગળ આગળનું સૂક્ષ્મ છે.

प्रदेशतोऽसङ्ख्येयगुणं प्राक्तैजसात्-अनन्तगुणे परे । તૈજસ શરીરના પૂર્વના ત્રણ શરીરો પ્રદેશ વડે એક એકથી અસંખ્યાતગુણા છે તૈજસ અને કાર્મણ પૂર્વ પૂર્વથી અનંત અનંતગુણા છે. એટલે ઔદારિકથી વૈક્રિયના પ્રદેસ અસંખ્યાતગુણા, વૈક્રિયના આહારકના પ્રદેસ અસંખ્યાતગુણા અને આહારકથી તૈજસના પ્રદેસ અનંતગુણા અને [illegible] અનંતગુણા છે

પ્રશ્ન ૯૧—તૈજસ અને કાર્મણ આ બે શરીર [illegible] શરીરને કેવી રીતે સંબંધ કરાવે છે ?

ઉત્તર—તૈજસ અને કાર્મણ [illegible] ( [illegible] ) [illegible] છે [illegible]

अनादि सम्बन्धे च–વળી તે બંને શરીરો જીવને અનાદિ કાળ સંબંધવાળાં છે.

એક આચાર્ય એમ કહે છે કે કાર્મણ શરીરજ અનાદિ સંબંધવાળું છે. તૈજસ શરીર તો લબ્ધિની અપેક્ષાએ છે, તે લબ્ધિ બધાને હોતી નથી નથી. ક્રોધવડે શાપ દેવાને અને પ્રસાદ વડે આશીર્વાદ દેવાને માટે સૂર્ય ચંદ્રની પ્રભાતુલ્ય તૈજસ શરીર છે.

(બીજા આચાર્ય એમ કહે છે કે–તૈજસ શરીર અને તેજુલેશ્યાની લબ્ધિ એ બન્ને જુદાં છે. તૈજસ શરીર, કાર્મણ શરીર ને સહચારી છે જીવે ગ્રહણ કરેલાં કર્મપુદ્‌ગલનાં દળને આત્મ પ્રદેશની સાથે એક રૂપે કરવાને જઠરારૂપ તૈજસ શરીર કામ આવે છે)

सर्वस्व–એ બે શરીરો સર્વ સંસારી જીવોને હોય છે. तदादीनिभाज्यानि युगपदेकस्याऽचतुर्भ्यः–તે બે શરીરને આદિ લઇને ચાર સુધીનાં શરીરો એકી સાથે એક જીવને હોઇ શકે છે.

અર્થાત્ કોઇને તૈજસ, કાર્મણ; કોઇને તૈજસ, કાર્મણ અને ઔદારિક, કોઇને તૈજસ, કાર્મણ અને વૈક્રિય; કોઇને તૈજસ, કાર્મણ, ઔદારિક, વૈક્રિય; કોઇને તૈજસ, કાર્મણ, ઔદારિક, આહારક હોય; એક સાથે પાંચ ન હોય કેમકે આહારક વૈક્રિય એક સાથે હોય નહિ.

પ્રશ્ન ૯૨—કાર્મણ શરીર શું ઉપયોગમાં આવે છે?

ઉત્તર---તત્ત્વાર્થાધિગમમાં–શ્રી ઉમાસ્વાતિવાચક કહી ગયા છે કે–निरुपभोग मन्त्यम् છેલ્લું જે (કાર્મણ) શરીર તે ઉપભોગ રહિત છે. તેનાથી સુખ દુઃખ ભોગવાતું નથી, કર્મબંધનિર્જરા પણ તે શરીર વડે થતાં નથી. બાકીનાં ઉપભોગ સહિત છે. ઇતિ

છે અર્થાત્ કાર્મણશરીર કર્મને ગ્રહે છે, કર્મનો બંધ કાર્મણશરીરનેજ થાય છે. આત્માને ને કર્મને કાંઇ સંબંધ છેજ નહિ

આ વાક્ય શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના તથા શ્રી ઉમાસ્વાતિવાચકના વાક્યથી વિરૂદ્ધ કેમ ન ગણાય ? તદ્દન વિરૂદ્ધ ગણાય

કાર્મણશરીર એ કર્મનાં દળ છે કષાયઆત્મા જોગઆત્માવડે કર્મના દળનું મળવાપણુ થાય છે સકર્માને કર્મ લાગે છે અકર્મા (સિદ્ધ) ને કર્મ લાગતાં નથી. अकम्मस्सववहारो न विज्जति—આ આચારાંગ સૂત્રનુ વેદવાક્ય છે. માટે કર્મ સહિત જીવનેજ કર્મ લાગે છે સુખ-દુઃખ બંધ-મોક્ષ વગેરે સર્વ ક્રિયા સકર્મ આત્માનેજ છે. માટે કર્તા, ભોકતા ને મુક્ત પોતે આત્માજ છે.

પ્રશ્ન ૯૩—ઔદારિકાદિક પાંચ શરીરનું સ્વરૂપ શું ?

ઉત્તર—સ્થલપુદગલોનુ બનેલુ, ઉત્પન્ન થયા પછી તરતજ સમયે સમયે વધે, ઘટે, પરિણમે એવું, ગ્રહણ, છેદન, ભેદન અને દહન થઇ શકે એવું ઔદારિક શરીર છે

નાનાનુ મોટું, મોટાનું નાનું, એકનુ અનેક, અનેકનુ એક દૃશ્યનું અદૃશ્ય, અદૃશ્યનુ દૃશ્ય, ભૂચરનુ ખેચર, ખેચરનુ ભૂચર, પ્રતિઘાતીનુ અપ્રતિઘાતી, અપ્રતિઘાતીનુ પ્રતિઘાતી ઇત્યાદિ રૂપે વિક્રિયા કરે તે વૈક્રિય શરીર. થોડા કાળને માટે જે ગ્રહણ કરાય તે આહારક

તેજનો વિકાર, તેજમય, તેજપૂર્ણ અને શાપ કે અનુગ્રહના પ્રયોજનવાળુ તે તૈજસ (અથવા જઠરારૂપ કર્મને પાચન કરનાર એવુ [illegible],

કર્મનો વિકાર, કર્મસ્વરૂપ, કર્મમય અને પોતાનું [illegible] શરીરનું આદિ કારણ ભુત તે કાર્મણ શરીર

કારણ, વિષય, સ્વામી, પ્રયોજન, પ્રમાણ, પ્રદેશ [illegible], [illegible] સ્થિતિ અને અલ્પ બહુત્વ વડે કરીને ઉપરોક્ત [illegible] [illegible] [illegible], (તત્વાર્થાધિગમ સૂત્રમ્)

પ્રશ્ન ૯૪—ઔદારિક શરીરને પ્રધાન [illegible] [illegible] [illegible] છે તેનુ કારણ શું ?

ઉત્તર—જુગલિયામાં વેદ બેજ છે; સ્ત્રી અને પુરૂષ. ત્રીજો નપુંસક વેદ જે કહ્યો તે તો સમૂર્છિમ મનુષ્ય આશ્રી કહ્યો છે.

પ્રશ્ન ૯૯—મનુષ્ય સંબંધી ત્રણે વેદનો કામાગ્નિનો વિષય કેવો હોય ?

ઉત્તર—બાબૂવાળા છાપેલા જીવાભિગમમા પાને ૧૫૦ મે સ્ત્રીવેદનો વિષય फुंफ अग्गिसमाणेपण्णत्ते કહેલ છે. તેનો અર્થ ભાષ્યવાળાએ એવો કર્યો છે કે-લીંડી તથા અડાયા છાણા તથા કાષ્ટની ધગધગતી અગ્નિ સમાન સ્ત્રીનો કામાગ્નિ છે.

પુરૂષ વેદનો વિષય—वणदवग्गि जालसमाणे पण्णत्ते. પાને ૧૭૬ મે.

ભાષા—મનુષ્યનો કામાગ્નિ દાવાનળની જવાળા સમાન કહ્યો છે. એટલે આરંભ કાળે તીવ્ર કામાગ્નિનો દાહ હોય

નપુંસકવેદનો વિષય—महाणगरदाह समाणे पण्णत्ते. એટલે મોટા નગરનો દાહ અગ્નિ સરખો ઘણા કાળ સુધી ધગધગતો રહે તેમ સઘળી અવસ્થાએ કામાગ્નિ મટે નહિ. પાને ૧૯૭ મે.

મનુષ્યના કામાગ્નિથી સ્ત્રીનો કામાગ્નિ વિશેષ અને તીવ્ર હોય છે, તેથી નપુંસકનો કામાગ્નિ વિશેષાવિશેષ અને અતિતીવ્ર કે જેને આખી જીંદગીમાં ઉપશાંત થવા સંભવ નહિ.

પ્રશ્ન ૧૦૦—તિર્યંચ, મનુષ્ય અને દેવ. એ ત્રણની પુરૂષ થકી સ્ત્રી કેટલા ગુણી સૂત્રમા કહી છે ?

ઉત્તર—જીવાભિગમ સૂત્રમા ત્રણ બોલની બીજી પડેવૃત્તિમા પૂરૂં થતાં મૂળપાઠમા તથા ટીકામા કહ્યું છે કે-તિર્યંચની સ્ત્રી તિર્યંચના પુરૂષ કરતા ત્રણ ગુણી અને ત્રણરૂપે અધિક-એમ મનુષ્યની સ્ત્રી પુરૂષ કરતા સતાવીશ ગુણી અને સતાવીશરૂપે અધિક-એમ દેવતાની સ્ત્રી દેવ પુરૂષ કરતા બત્રીસ ગુણી ને બત્રીસરૂપે અધિક. એ પ્રમાણે છાપેલા બાબુવાળા જીવાભિગમ પાને ૨૧૪ મે કહેલ છે.

પ્રશ્ન ૧૦૧—ઉપર કહ્યા પ્રમાણે મનુષ્યમા તો જોવામા આવતુ નથી એમ ઘણા લોકો આશંકા કરે છે તેનું કેમ ?

ઉત્તર—ઉપરનું લખાણ આ એક ક્ષેત્રને માટે નથી મનુષ્યને માટે તો અઢીદ્વીપ, કર્મભૂમિ, અકર્મભૂમિ અને તમામ મહાવિદેહનો તમામ વિજયમા વસનારાં મનુષ્યોને માટેની એ ગણના કરી છે અને તિર્યંચને માટે અસંખ્યાતાદ્વીપ સમુદ્રમા રહેલાની વ્યાખ્યા કરી છે તેમજ દેવતાને માટે પરિગ્રહિત કરતા અપરિગ્રહિત દેવાંગનાની સંખ્યા વિશેષ છે. માટે

જ્ઞાની પુરૂષે જ્ઞાને કરીને જેવું લોકનું સ્વરૂપ જાણ્યું તેવું પ્રકાશ્યું તેમાં કાંઇ શંકા કરવા જેવું નથી.

પ્રશ્ન ૧૦૨—જીવાભિગમમાં ત્રીજી પડિવૃત્તિમાં–બાબુવાળા છાપેલા પાને ૩૧૩ મે, ગાથા ૧૦ મીમાં કહ્યું છે કે–नेरइयाणुंप्पाउ उक्कोसं पंचजोयण सयाइं. । આમાં શું જણાવે છે?

ઉત્તર—નારકીનો ઉપપાત–ઉંચો ઉછળવો ઉત્કૃષ્ટો પાચસેં જોજનનો એ સાતમી નરકના નારકી આશ્રી અને પહેલી નરકે એક કોશ ઉંચા ઉછળે એમ જીવાભિગમના ભાષ્યમાં કહ્યું છે.

પ્રશ્ન ૧૦૩—નારકીનો સાતેનો એક દંડક અને દશ ભવનપતિના દશ દંડક કહ્યા તેનું શું કારણ?

ઉત્તર—દશે ભવનપતિમાં વચ્ચે નારકીના પ્રતર છે, માટે ભવનપતિના દંડક જુદા પાડવા પડયા.

પ્રશ્ન ૧૦૪—વાણવ્યંતરનાં નગર કયાં છે?

ઉત્તર—વાણવ્યંતરનાં નગર સમુદ્ર નીચે હોય નહિ, પરંતુ દ્વીપની નીચે હોય, અને તે લાખ જોજનથી વધારે ન હોય. તેના દાદરા જ્યાં નગર ત્યાં હોય.

પ્રશ્ન ૧૦૫—સૂત્રમા સત્ય ભાષા કઇ કહી?

ઉત્તર—નિરવદ્ય ભાષા બોલવી તે. સાખ સૂયગડાંગના ૮ઠ્ઠા અધ્યયનની. सच्चेसु या अणवज्जं वयंति

પ્રશ્ન૧૦૬—દુનિયામાં દુઃખ શાનું છે.?

ઉત્તર—મારાપણાનું જ્યા મારાપણું ત્યાંજ દુઃખ છે.

પ્રશ્ન૧૦૭—દાનમાં શ્રેષ્ટ દાન કયું?

ઉત્તર—અભયદાન. શાખ સૂયગડાંગના ૬ ઠ્ઠા અધ્યયનની. दाणाणसेट्ठं अभयप्पयाणं.

પ્રશ્ન ૧૦૮—સકામ મરણ કેવી રીતે બની શકે?

ઉત્તર—જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપની આરાધનાથી તથા ત્રણ પ્રકારના સંથારાથી બની શકે છે.

ઇતિ શ્રી પરમપુજ્ય શ્રી ગોપાળજી સ્વામી તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી "પ્રશ્નોત્તર મોહનમાળા" સાતમો ભાગ સમાપ્ત. ॥





પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.



# શ્રી પ્રશ્નોતર મોહનમાળા

## ભાગ ૮ મો.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.



## ભાગ ૮ મો.



પ્રશ્ન ૧—શ્રી ભગવતીજીના બીજા શતકના પાચમા ઉદ્દેશે, તુંગીયા નગરીના શ્રાવકે શ્રી પાર્શ્વનાથ ભગવાનના સંતાનીયાને પ્રશ્ન પૂછેલા તેના ઉત્તર પ્રત્યુત્તરમાં સાધુને દેવલોકની ઉત્પત્તિના સંબંધમા પુવ્વસંજમેણં. પુવ્વ તવેણં. આ બે શબ્દ મૂકેલ છે તો તેનો અર્થ શું ?

ઉત્તર—તેનો અર્થ તો ખુલ્લો છે કે પૂવ્વસંજમેણં એટલે પૂર્વલો-સંજમ અને પૂવ્વતવેણં કેતા પૂર્વલો તપ.

પ્રશ્ન ૨—પૂર્વલોસંજમ અને પૂર્વલોતપ તે કોને કહેવો ? આ ભવનો લેવો કે પરભવનો ?

ઉત્તર—અહિયાં પરભવની પૃચ્છા નથી, માટે આ ભવનોજ લેવો.

પ્રશ્ન ૩—આ ભવનો પૂર્વલોસંજમ અને પૂર્વલોતપ કેવી રીતે ગણવો ?

ઉત્તર—પૂર્વ એટલે પહેલો, તેની અપેક્ષાએ પર એટલે પછીનો એટલે વ્યાકરણના મતે પૂર્વ અને પર–પહેલો અને બીજો અથવા પૂર્વ અને ઉત્તર એમ બે પક્ષ થયા. હવે પૂર્વસંજમ અને પૂર્વતપ એ બે શબ્દ મૂકવાનો હેતુ એ છે કે—

તુગીયા નગરીના શ્રાવકે પાર્શ્વનાથ ભગવાનના સતાનીયાને પ્રશ્ન કર્યો કે—संजमेण किं फले तवेणं किं फले ? સંજમનું શું ફળ ? તપનું શું ફળ ?

તેના ઉત્તરમા સ્થિવર ભગવતે કહ્યુ કે–સંજમેણં-સંજમનું અણ-આશ્રવ ફળ ( નવાં કર્મને આવતા રોકવાનું ફળ ) અને તપનું વોદાણ ફળ તે તરથાળે ( શિલિકે ) રહેલા કર્મને ખપાવવાનુ–નાશ કરવાનું ફળ. આ ઉત્તર સાંભળીને—

શ્રાવક બોલ્યા કે અહો પૂજ્ય ? જ્યારે સંજમે કરી નવા આવતાં કર્મ રોકાય–બંધ પડે, અને તપે કરી જુનાં કર્મને ખપાવે, તોપછી શા માટે દેવ દેવલોકને વિષે ઉપજે, એટલે દેવતા દેવલોકમાં શા માટે ઉપજે ? એ પ્રશ્ન કર્યો.

ત્યારે પાચસેં મુનિમાં ચાર અણગારે જુદી જુદી રીતે ઉત્તર આપ્યો કે, પૂવ્વતવેણું પૂવ્વસંજમેણું કમ્મિયાએ સંગીયાએ વળી ચારમાંથી એક મુનિ બોલ્યા કે હે આર્ય! એ ચાર બોલે કરી દેવા દેવલોકને વિષે ઉપજે. सच्चेणंएसमट्ठे नो चेवणं आयमात्रवत्तवया સાચો છે એ અર્થ–નહિ નિશ્ચે આત્મ ભાવની વ્યક્તવ્યતા એટલે દેવતામા ઉત્પન્ન થવાનાં એ ચારજ કારણ છે. તેમાં આત્મભાવની વ્યક્તવ્યતા નથી એ અર્થ સાચો છે. આટલું કહેતાંજ શ્રાવક સમજી ગયા

પ્રશ્ન ૪—હવે અહિંયા પ્રશ્ન તો પૂવ્વતવેણું અને પૂવ્વ સંજમેણુનો છે, કારણ કે પશ્ચાત્‌ના બે બોલ કમીઆઅ અને સંગીયાએનો અર્થ સુગમ છે માટે પૂછેલા પ્રશ્નનો ખુલાસો થવો જોઇએ.

ઉત્તર—સાભળો. શ્રાવકે પૂછેલા પ્રશ્નનો ઉત્તર સાધુજીએ આપતા, શ્રાવકે તર્ક કર્યો કે સંજમે કરી નવા કર્મ આવતા બધ પડે અને તપે કરી જુના કર્મ ખપાવે તો સાધુ મોક્ષમાજ જાય કારણ કે–સાધુની માત્ર બેજ ગતિ છે. દેવલોક અને મોક્ષની. સજમ તપના અધિકારી પણ સાધુજ છે. વળી ધર્મદેવ તરીકે ગણાતા પણ સાધુજ છે, માટે દેવા શબ્દ કહીને બોલાવ્યા છે. બાકીના બીજા (સાધુ સિવાયના) દેવલોક જવાવાળા હોવાથી ભવિયદ્રવ્ય દેવ કહેવાય પણ ધર્મ દેવ કહેવાય નહી માટે પ્રશ્નના કરવાવાળા અને ઉત્તરના દેવાવાળાને એકજ અભિપ્રાય ધર્મદવ સબધીનાજ હોવાથી તેની ગતિ તો મોક્ષનીજ હોવી જોઈએ એવો શ્રાવકે ફરીથી કરેલા પ્રશ્નનો અભિપ્રાય સાધુએ જાણીને ધર્મદેવ દેવલોક કેમ જાય છે? તેનો ઉત્તર ચાર સાધુએ જુદા જુદા સ્વરૂપે આપ્યો, તેમા પ્રથમના બે બોલમા એમ જણાવ્યું કે–સંજમ બે પ્રકારના છેઃ પૂર્વ અને ઉત્તર ( પ્રધાન ) એટલે સરાગ સંજમ, અને વીતરાગ સંજમ. તેમા સરાગ સજમ દશમા ગુણઠાણા સુધી છે તે પૂર્વ કહેનાં પહેલો છે. તેની ગતિ દેવલોકનીજ છે. અને બીજો ઉત્તર એટલે પ્રધાન વીતરાગ સંજમ છે. તેના પણ બે ભેદ છે. પહેલો ઉપશાંત વીતરાગ સજમ તે અગીયારમે ગુણઠાણે છે. તે ઉપશાત હોવાથી સરાગને સત્તામા ગણીને પણ પૂર્વ સંજમમાં ગવેષી દેવલોકની ગતિ કહી છે. અને બીજો ક્ષીણ મોહ વીતરાગ સંજમ બારમા ગુણઠાણાથી ચૌદમા ગુણઠાણા સુધીનો કહ્યો છે તેની ગતિ મોક્ષનીજ હોય. માટે ધર્મદેવ સરાગ સજમને લઇને દેવલોકમાજ જાય છે; માટે તે પૂર્વનો સજમ કહેવાય.

પ્રશ્ન ૫—પૂર્વનો સંજમ તો ઠીક જણાવ્યો, પણ હવે પૂર્વનો તપ કેવી રીતે ગણાય?

ઉત્તર—પુવ્વ તવેણં—એટલો પૂર્વનો તપ. આહુંયા તપના બે ભેદ છે. પૂર્વ અને પર, અથવા પૂર્વ અને ઉત્તર (પ્રધાન), અથવા પ્રથમને પછી-પહેલો ને બીજો—એમ બબ્બે ભેદ થાય છે. તથા સૂત્રમાં કહેલા બાહ્જ્ય તપ અને અભ્યંતર તપ તેમાં બાહ્જ્ય તપ તે પૂર્વ તપ છે. તેથી ભવનું ઘટવાપણું અને ઘણાં કર્મની નિર્જરા થાય છે, પણ ગતિ તો દેવલોકનીજ છે. (ધના અણગાર વત્)

હવે અભ્યંતર તપના બે ભેદ, પૂર્વ અને ઉત્તર. તેમાં પ્રાયશ્ચિત ૧ વિનય ૨ વૈયાવચ્ચ ૩ સજ્ઝાય ૪ અને કાયોત્સર્ગ ૫ એ પાચે ભેદ પૂર્વ તપના છે, તેથી ક્રોડગમે ભવનાં સચેલા કર્મની નિર્જરા થાય છે પણ ગતિ તો દેવલોકની. (મેઘકુમાર અણગાર વત્) બે આંખોનો આગાર રાખી પોતાનું શરીર સાધુનો વિનય વૈયાવચ્ચ ખાતેજ ભગવંતની સમક્ષ અર્પણ કર્યું તોપણ ગતિ તો દેવલોકનીજ થઇ અને એક ધ્યાન ઉત્તર તપમાં, તેના પણ બે ભેદ. એક ધર્મધ્યાન અને બીજું શુકલધ્યાન. તેમાં ધર્મધ્યાન પૂર્વતપમાં અને શુકલધ્યાન ઉત્તર તપમાં. ધર્મધ્યાનથી ઘણાં કર્મની નિર્જરા સાથ ગતિ દેવલોકની અને શુકલ ધ્યાનના પણ બે ભેદ, એક ઉપશમ શ્રેણીનું શુકલધ્યાન, અને બીજું ક્ષપક શ્રેણીનું શુકલધ્યાન. તેમા:—

આઠમે ગુણઠાણે શુકલધ્યાનનો પહેલો પાયો પ્રગટે તે અગ્યારમા ગુણઠાણા સુધીના ઉપશમ શ્રેણીએ ચડેલાની શુકલધ્યાનના પહેલા પાયાવાળાની ગતિ દેવલોકની હોય માટે ત્યાસુધી પૂર્વ તપ ગણવો.

હવે આઠમે ગુણઠાણે (પ્રથમ સાત પ્રકૃતિનો ક્ષય થયો હોય તો ૧૭ સત્તર પ્રકૃતિનો ક્ષય કરી ૩ દર્શન મોહનીયની ને ૧૪ ચારિત્ર મોહનીયની કષાયની પ્રકૃતિનો ક્ષય કરી) ક્ષાયક ભાવ પ્રગટ કરી ક્ષપક શ્રેણીએ ચડવા માટે શુકલધ્યાનનો પહેલો પાયો (પહેલે પગથીએ) ચડી બકાતની મોહનીયની પ્રકૃતિઓને ખપાવતાં ખપાવતા ક્ષપક શ્રેણીએ ચડતાં બારમે ગુણઠાણે પહેલે સમય શુકલધ્યાનના બીજે પાયે (બીજે પગથીએ) મોહનીય કર્મની ૨૮ અઠાવીશ પ્રકૃતિનો ક્ષય કરે ત્યા અંતમુહૂર્તની સ્થિતિમા ક્ષાયક ભાવે ક્ષપક શ્રેણીએ ચડતા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાય એ ચાર ઘન ઘાતીકર્મનો ક્ષય કરી શુકલધ્યાનને ત્રીજે પાયે (ત્રીજે પગથીએ) ૧૩ તેરમા ગુણઠાણાના પહેલે સમય કેવળ જ્ઞાન ને કેવળ દર્શન પ્રગટ કરે. તેરમા ગુણઠાણાની જઘન્ય સ્થિતિ અંતમુહૂર્તની ને ઉત્કૃષ્ટી દેશે ઉણી પૂર્વ ક્રોડની ત્યાસુધી અઘાતી કર્મને ખપાવવા શુકલ

ધ્યાનની રમણુતામાં વિચરે ને સમય સમય તે ચાર અઘાતી કર્મને પાતળાં પાડતાં પાડતાં ચૌદમે ગુણુઠાણે શુકલધ્યાનના ચોથે પાયે (ચોથે પગથીએ) ચડી વેદનીય, આઉખું, નામ ને ગોત્ર એ ચાર અઘાતી કર્મનો સર્વથા ક્ષય કરી મોક્ષ ગતિને પ્રાપ્ત થાય.

પ્રશ્ન ૬--શુકલધ્યાનમાં પડિવાઇ અપડિવાઇપણુાનો ભેદ હોય ખરો ?

ઉત્તર—સાતમા ગુણુઠાણુા સુધી ધર્મધ્યાનની પ્રવૃત્તિ રહી છે, તેના અનેક ભેદ છે. પરંતુ શુકલધ્યાનના માત્ર બેજ ભેદ છે. એક ઉપશમ શ્રેણીનું શુકલધ્યાન છે તેને પડવાનો સંભવ છે અને બીજું ક્ષપકશ્રેણીનું શુકલધ્યાન તે અપડિવાઇજ હોય. અર્થાત્ શુકલધ્યાનના પહેલે પાયે ક્ષપક-શ્રેણીએ ચડેલા જીવ અપડિવાઇજ હોય.

એટલે આઠમે ગુણુઠાણેથી ક્ષપકશ્રેણીએ ચડેલો અભ્યન્તર તપના શુકલધ્યાનના પહેલા પાયેથી ઉત્તરોત્તર ચડતા નવમે, દશમે, બારમે, તેરમે, ચૌદમે ગુણુસ્થાનકે પહોચતાં સુધીમાં શુકલધ્યાનનો બીજો, ત્રીજો અને ચોથો પાયો એટલે ક્ષપકશ્રેણીના શુકલધ્યાનના ચારે પાયાનો અભ્યન્તર તપનો ધ્યાન માહેલો જે ભેદ તે ઉત્તરતપ મોક્ષફળનેજ આપવાવાળો છે. તેનો એકજ ભેદ છે. તે પહેલાનો બાર માહેલો ગમે તે તપ હોય પણુ તે ક્ષપક-શ્રેણીએ શુકલધ્યાનના પાયાને પ્રાપ્ત થયેલાને તે પણુ ઉત્તર તપના અધિકારી થઇ મોક્ષગતિનેજ પામે. તે સિવાયનો તપ તે પૂર્વ તપ છે. દેવલોકની ગતિનો આપનારો છે. ઇત્યર્થ:—

પ્રશ્ન ૭--ઘણી વખત પૂર્વસંજમ અને પૂર્વતપ વિષે વ્યાખ્યા સાંભળીએ છીએ. તેમા તો કોઇ કોઇ નિશ્ચય ને વ્યવહારની વાતો કરે છે. તેમજ કોઇ દ્રવ્યે અને ભાવથી સમજાવે છે. એટલે પૂર્વસંજમ અને પૂર્વ તપને કોઇ વ્યવહારસંજમ અને વ્યવહારતપ કહે છે તથા દ્રવ્યસંજમ અને દ્રવ્યતપ કહી સમજાવે છે એટલે પૂર્વસંજમ અને તપનો અર્થ વ્યવહારથી અથવા દ્રવ્યથી કહી દેવલોકની ગતિ જણાવે છે, અને નિશ્ચય તથા ભાવથી સંજમ તપવાળાને દેવગતિ હોય નહિ, મોક્ષગતિ હોય એમ કેટલાક અર્થ કરે છે તે લાગુ થાય કે કેમ ?

ઉત્તર—બન્નેનું સ્વરૂપ જાણુવું જોઇએ. હવે પ્રથમ અહિયા વ્યવહાર અને નિશ્ચય ચારિત્રનું સ્વરૂપ જણાવે છે. ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનની ૫ મી ગાથાની પર્યાય ૨૫ દ્વારની છે. તેમા પાને ૩૦૫ મે કહ્યું છે કે—

સમકિત સહિત અંતરંગ ભાવે અઢાર પાપસ્થાનકના અવ્રતનું પચ્ચખવું તે નિશ્ચય ચારિત્ર કહીએ અને તે સહિત પાંચ મહાવ્રત; પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ પ્રમુખને વિષે પ્રવર્તવુ તે શુદ્ધ વ્યયહાર ચારિત્ર.

નિશ્ચય વ્યવહાર તપનું સ્વરૂપ—સમકિત સહિત એવા ચારિત્રના રસને વિષે વીર્ય સહિત દ્રવ્ય આત્માનું તલ્લીનપણું તે ચારિત્ર આશ્રિત સદા સર્વદા નિશ્ચે તપ કહીએ, અને તેણે કરીને સહિત બાર પ્રકારે અનશનાદિક તપને વિષે એકાંત નિર્જરાને અર્થે પ્રવર્તવું તે શુદ્ધભાવ વ્યવહાર તપ જાણવો.

હવે દ્રવ્યભાવ ચારિત્ર તપ કહે છે. પાને ૩૦૯ મે ત્રસ સ્થાવર જીવના આરંભથી તથા સર્વ આશ્રવથી નિવર્તવું તે દ્રવ્યથી ચારિત્ર કહીએ. સર્વ પદાર્થને વિષે મૂર્ચ્છાભાવ રહિતપણે વર્તે તે ભાવથી ચારિત્ર કહીએ.

સમકિત સહિત બાર પ્રકારના તપનુ કરવું તે દ્રવ્યથી તપ કહીએ. એકાંત નિર્જરાને અર્થે તપ કરવો તે ભાવથી તપ કહીએ ઇતિ:—

ઉપર કહેલા નિશ્ચય વ્યવહાર, તથા દ્રવ્યભાવ ચારિત્ર અને તપ તો સમકિત સહિત સજમ ગુણવાળાને માટે સરખી રીતે લાગુ કર્યા છે. તે તો છઠ્ઠા ગુણસ્થાનવાળા જીવોને સારી રીતે લાગુ થાય છે. અર્થાત્ અગીઆરમા ગુણઠાણાવાળા સુધીના જીવો પણ નિશ્ચય વ્યવહાર તથા દ્રવ્યભાવ ચારિત્ર અને તપના અધિકારી છે અને તેની ગતિ પણ દેવલોકનીજ હોય છે, માટે તે ચારે બોલ પૂર્વ સંજમ તપનેજ લાગુ થાય છે.

અને ઉત્તર સજમ તપ તો ક્ષપકશ્રેણી અને અભ્યન્તર તપમા ધ્યાનમા પણ શુકલધ્યાનના ચાર પાયાની શ્રેણીએ ચડેલાનો અભ્યન્તર તપ તેજ તદ્ભવ મોક્ષ ફળને આપે છે, તે વાત સૂત્રના ન્યાયે સત્ય જણાય છે.

પ્રશ્ન ૮—સ્થિવરજીએ પૂર્વે કહેલા ચાર બોલને અંતે કહ્યુ છે કે

सच्चेणं एस मट्ठे नो चेवणं आयमाव वत्तवयाए.

એ પદમા શું જણાવ્યું છે ?

ઉતર—એ પદમાં એમ જણાવ્યું કે ધર્મદેવની ગતિ તો પ્રાયે મોક્ષનીજ હોવી જોઇએ, છતા દેવલોકમા જાય તે પૂર્વના સજમે કરી, પૂર્વના તપે કરી, તથા શેષ કર્મ રહેવાથી, અને પુદ્ગલના સગે દેવા દેવલોએસુ ઉવવજંતિ નો ચેવણં આયભાવ વત્તવયા એ અર્થ સાચો છે એટલે દેવલોકમાં જવાની નિશ્ચે કરીને આત્મભાવની વ્યકતવ્યતા નથી. આત્મા આત્મ ભાવે તો મોક્ષ ગતિનોજ અધિકારી છે જેમ તુંબી તુંબીના ભાવે

તો જળ ઉપરજ રહે. તેમ આત્મા આત્મભાવે તો મોક્ષજ જાય એ અર્થ સાચો છે. એમ સ્થિવરજીએ કહ્યુ.

પ્રશ્ન ૯—ધર્મદેવનો પૂર્વ સંજમ અને પૂર્વ તપ તે આત્મભાવનો નથી એવું કેમ કહેવાય ? આત્માના ભાવ વિના સંજમ તપનું સેવન થઇ શકતું નથી. આત્માનો ભાવ મળે ત્યારે તે બની શકે છે, માટે તે વાત તો બધ બેસતી નથી.

ઉત્તર—એ વાત ખરી છે કે-સજમતપ આત્મભાવનાજ છે, પણ સરાગ આત્મભાવનો નથી. તે તો કર્મ અને પુદ્ગલના ઘરનો છે માટે સજમ અને તપની સાથે સરાગભાવ હોવાથી ભગવતે સરાગસંજમ કહ્યો, તે વડે ક્ષપકશ્રેણીને શુકલધ્યાનનો પાયો પ્રાપ્ત ન થવાથી બન્નેને દેવલોકની ગતિ કહી, તે કર્મ અને પુદ્ગલના સંગને લઇનેજ કહેલ છે જેમકે અનુત્તર વિમાનના દેવતાને ઉપશાતમોહી કહ્યા છે, પણ ક્ષીણમોહી તો કહ્યા નથી. તેનું કારણ કે, ઉપશાતપણે સેવેલા સજમતપ પણ સરાગ સંજમમાંજ ગણ્યા છે, કારણ કે સત્તામાં રહેલા છે માટે તેટલાજ માટે પાછળના બે બોલ જે કર્મ અને પુદ્ગલનો સંગ જોડવો પડયો છે, તે આત્મભાવનાનો નથી

પ્રશ્ન ૧૦—અહિયાં કેટલાક એવો અર્થ કરે છે કે, સ્થિવરજીએ એમ કહ્યુ કે, અમે જે આ ચાર બોલ દેવલોકની ઉત્પત્તિના કહ્યા તે અમારા આત્મભાવની વક્તવ્યતા નથી, એટલે અમે અમારી બુદ્ધિએ કહેતા નથી અર્થાત્ તીર્થંકરના કહ્યા પ્રમાણે કહીએ છીએ. એમ ટબાકાર પણ અર્થ કરી ગયા છે. અને તમે તો એથી બીજો અર્થ જણાવો છો તેનું શુ કારણ ?

ઉત્તર—છદ્મસ્થને માટે કદી એ અર્થ લાગુ પાડવો હોય તો પડે ખરો, પણ તીર્થંકર મહારાજને માટે એ સવાલ કેવી રીતે લાગુ થાય ? તે જરા વિચાર કરવા જેવું છે, કારણ કે તુગીયા નગરીના શ્રાવકે પાર્શ્વનાથ ભગવાનના સ્થિવરને પૂછેલા પ્રશ્નની વાત રાજગ્રહી નગરીમા પસાર થતાં ગૌતમ સ્વામીએ ગોચરી અર્થે ફરતા તે વાત સાંભળીને ભગવંતની પાસે રજુ કરી તે સબધી ખુલાસો માગતા ભગવત મહાવીર દેવે એમ કહ્યુ છે કે— अहं पुण गोयमा एवमाइक्खामि भासेमि पणवेमि परुवेमि, पूव्वतवेणं देवादेवलोएसु उववज्जंति, पूव्वसंजमेणं देवादेवलोएसु उववज्जंति, कम्मीयाए देवादेवलोएसु उववज्जंति, संगियाए देवादेवलोएसु उववज्जंति, पूव्वतवेणं, पूव्वसजमेण, कम्मियाए, संगीयाए, अज्जो देवा देवलोएसु उववज्जंति, सचेण एसमट्ठे, णो चेवणं आयभाववत्तवयाए।

હે ગૌતમ ! હું પણ એમ કહું છું, એમ ભાખું છું, એમ પ્રજ્ઞા પ્રકાશું છું, એમ પરૂપું છું કે–પૂર્વ તપે કરી દેવા (ધર્મ દેવ–સાધુ) દેવલોકને વિષે ઉપજે છે. પૂર્વ સંજમે કરી સાધુ દેવલોકને વિષે ઉપજે છે. કર્મે કરી દેવા–સાધુ દેવલોકને વિષે ઉપજે છે. પુદ્ગલને સંગે દેવા–સાધુ દેવલોકને વિષે ઉપજે છે. પૂર્વ તપે કરી, પૂર્વ સંજમે કરી, કર્મે કરી, સંગે કરી હે આર્ય ! દેવા–ધર્મદેવ દેવલોકને વિષે ઉપજે છે. સાચો છે એ અર્થ નિશ્ચે કરી આત્મભાવની વકતવ્યતા નથી.

ત્યાં પણ એજ પ્રમાણે પાઠ બોલાવ્યા છે તો શું ભગવંતે એમ કહ્યું કે મારા આત્મભાવની વક્તવ્યતાએ ન્હેતો નથી, એટલે હું મારી બુદ્ધિએ કહેતો નથી, એમ તો કદી હોય નહિ. એ પ્રમાણે જો તીર્થંકર મહારાજ પોતે કહે તો પ્રથમનું પોતાનું વાકય જે, અહું પુણ ગોયમા એ-વમાઇકખામિ એ વાકય નિરર્થક ઠરે ? માટે એ અર્થ લાગુ થતો નથી. પણ સ્થિવરનું વાક્ય અને ભગવંતનું વાકય એકજ અર્થવાળું હોય તોજ તે પ્રમાણે કહેવાય. માટે બન્ને ઠેકાણે નીકળેલા વાકયનો અર્થ સરખોજ અને બન્નેનો હેતુ પણ એકજ છે કે દેવલોકની ઉત્પત્તિને માટે એ ચાર બોલ કહ્યા તેજ છે, પણ આત્મભાવની વક્તવ્યતા નથી આત્મા આત્મ ભાવે તો મોક્ષજ જાય એ અર્થ સાચા છે. એ પ્રમાણે સ્થિવરનું અને ભગ-વંતનું એકજ વાકય છે અને પરમ પૂજ્ય શ્રીગોપાલજી સ્વામીના મુખ થકી પણ એજ પ્રમાણે અર્થ સાભળ્યો છે, માટે એ વાત સત્ય લાગે છે. તત્ત્વ કેવળીગમ્ય.

પ્રશ્ન ૧૧—ભગવતીજીમાં કહ્યા પ્રમાણે સંજમનું અણઆશ્રવ ફળ અને તપનું વોદાણ ફળ કહ્યુ તો આશ્રવ બંધ થવાના કારણો સંજમીને ક્યાં ક્યાં હોવાં જોઇએ ? અને કેવા પ્રકારના તપથી કર્મ બોદા થાય છે. અર્થાત્ કર્મનો નાશ થાય છે, વગેરે સ્વરૂપ જણાવશો ?

ઉત્તર—ઉત્તરાધ્યયનના ૩૦મા અધ્યયનમાં કહ્યું છે કે––

पाणवह मुसावाया अदत्त मेहुण परिग्गहाओ विरओ, राईभोयणविरओ जीवो भवइ अणासवो, ॥२॥ पंचसमिओ त्तिगुत्तो अकसाओ, जिइंदिओ अगारवो य, निसल्लो, जीवो भवइ अणासवो. ॥ ३ ॥

અર્થ.—પ્રાણીવધ, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ અને રાત્રિ ભોજનથી વિરક્ત રહેવાથી જીવ નિરાશ્રવ ( પાપહેતુ રહિત ) બને છે, (૨) પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ સહિત, કષાય રહિત, જીતેંદ્રિય, ગર્વ

રહિત, અને નિ.શલ્ય ( શલ્ય નિદાન–મિથ્યાત્વ અથવા માયા રહિત થવાથી જીવ અનાશ્રવ-( આશ્રવ રહિત ) બને છે. (૩)

નવા કર્મ આવતા અટકાવવાને ભગવંત મહાવીરે ઉપરનો પ્રયોગ બતાવ્યો. આ પ્રયોગ એવો છે કે–જેનું હંમેશાં સેવન કરવાથી નવા કર્મનો લેપ લાગતો નથી. આનું નામ સયમ કહેવાય છે.

પ્રશ્ન ૧૨—સંયમનો અર્થ શુ ?

ઉત્તર—સં અને યમ એટલે સમ્યક્ પ્રકારે આત્માને યમ નામ નિયમમા રાખવો તેનું નામ સંયમ કહેવાય છે. ઉપર કહેલા સંયમોના ગુણો વડે નવાં કર્મ આવતા અટકે છે અર્થાત્ નવા પાપકર્મોને અટકાવવાનું સાધન સયમજ છે અને ઉપરની બે ગાથામા કહેલા ગુણોનો સમાવેશ સંયમ શબ્દમાજ થાય છે.

પ્રશ્ન ૧૩—નવા આવતા પાપકર્મોન અટકાવવાનું સાધન તો બરાબર બતાવ્યું, પણ પૂર્વે રાગદ્વેષે કરીને ઉપાર્જેલા કર્મો જે તરથાળે ( શિલિકે ) રહેલાં છે તેનો કેવી રીતે નાશ થાય ?

ઉત્તર—ઉત્તરાધ્યયનના ૩૦ મા અધ્યયનમા પહેલીજ ગાથામા પ્રથમ એજ જણાવ્યું છે કે-जहाउ पावगंकम्मं, रागदोस समज्जियं, खवेइ, तवसा भिक्खु तमेगग्गमणो सुण !

અર્થ:—રાગદ્વેષે કરીને ઉપાર્જેલા પાપકર્મનો, સાધુ તપ વડે ક્ષય કરે છે તે એકાગ્ર મને સાંભળો. (૧)

હવે કેવી રીતે તપ વડે કર્મનો ક્ષય કરે છે તે જણાવવાને માટે દષ્ટાંત સહિત સિદ્ધાંત બે ગાથાથી જણાવે છે. તે એ રીતે કે–जहा महातलागस्स, संनिरुद्धे जलागमे, उस्सिचणाए तवणाए. कम्मेणसोसणाभवे. ॥५॥ एवं तुसं जयस्सावी, पावंकम्मं निरासवे, भवकोडी संचियंकम्मं, तवसा निज्जरिज्जइ ।६।

અર્થ:—જેમ કોઇ મોટા તળાવનો પાણી આવવાનો માર્ગ રૂંધી રાખવાથી એટલે નવા પાણી આવવાનો ઠામ જે ગરનાલાદિક બધ કરવાથી તથા તે તળાવમા રહેલા પાણીને અરહટ્ટાદિકે, ઉલેચવાથી તથા સૂર્યના તાપે કરીને અનુક્રમે જેવી રીતે પાણી સોસાઇ જાય છે. તેવીજ રીતે જે સાધુ પૂર્વોક્ત પ્રકારે પાપકર્મને આવવાનો માર્ગ રૂધે છે તો કોટી ભવમા તેને લાગેલાં (સચેલા) કર્મનો તપ વડે કરીને ક્ષય કરી શકે છે. (૫–૬)

એ પ્રમાણે ભગવતીજીમાં કહેલા સંજમ વડે આવતાં કર્મને રોકવાનું અને તપ વડે પૂર્વના તરથાલાના કર્મને ખપાવવાનું સ્વરૂપ જણાવ્યું.

પ્રશ્ન ૧૪—તપના ભેદ કેટલા ?

ઉત્તર—તપના અનેક ભેદ છે. સાંભળો. ધારો અને વિચારો ૧ અનશન, ૨ ઉણોદરી, ૩ ભિક્ષાચર્યા, ૪ રસત્યાગ, ૫ કાયકલેશ, ૬ સંલીનતા, (એ છએ બાહ્ય તપ) ૭ પ્રાયશ્ચિત, ૮ વિનય, ૯ વૈયાવૃત્ય, ૧૦ સ્વાધ્યાય, ૧૧ ધ્યાન, ૧૨ કાયોત્સર્ગ (એ ૭ અભ્યંતર તપના મળી બાર ભેદ જિનોક્ત તપના જાણવા) ૧૩ ઉગ્રતપ, ૧૪ દિપ્તતપ, ૧૫ તપ્ત-તપ, ૧૬ મહાતપ, ૧૭ ઘોરતપ, ૧૮ લબ્ધિતપ, ૧૯ સભાવી તપ, ૨૦ નિર્જરા તપ, ૨૧ સકામ તપ, ૨૨ અકામ તપ, ૨૩ જ્ઞાન તપ, ૨૪ અ-જ્ઞાનતપ, ૨૫ આશીતપ, ૨૬ નિરાશી તપ, ૨૭ નિદાન તપ, ૨૮ સ્વાર્થી તપ, ૨૯ કીર્તિતપ, ૩૦ સરાગી તપ, ૩૧ વેતાળી તપ, ૩૨ સરાપી તપ, ૩૩ કલેશી તપ, ૩૪ માયિ તપ ૩૫ આસુરી ભાવના તપ.

એ પ્રમાણે ૩૫ પ્રકારનો તપ કહ્યો તેમાં કેટલોક તપ જિનરાજ દેવની આજ્ઞામા છે અને કેટલોક આજ્ઞા બહાર છે

પ્રશ્ન ૧૫—જિનોક્ત તપ કેટલા પ્રકારનો અને તેનું સ્વરૂપ શું ?

ઉત્તર—જિનોક્ત તપ ઉત્તરાધ્યયનના ૩૦ મા અધ્યયનમાં ૧૨ બાર પ્રકારે કહ્યો છે તે અને તેનું સ્વરૂપ નીચે પ્રમાણે જણાવેલ છે.

अणसणमूणोयरिया, भिक्खायरिया रसपरिच्चाओ; कायकिलेसो संलीणयाय, वज्जोतवोहोइ.॥८॥

અર્થ:—(૧) અનશન એટલે ઉપવાસાદિક, (૨) ઉણોદરી એટલે ઓછું ખાવું તે, (૩) ભિક્ષાચર્યા એટલે ઘરોઘર ફરીને ભિક્ષાથી આહાર મેળવવો તે, (૪) રસત્યાગ એટલે સ્વાદિષ્ટ ખોરાકનો પરિત્યાગ કરવો તે, (૫) કાયકલેશ એટલે ટાઢ તડકો વગેરે સહન કરવો તે, (૬) સંલીનતા એટલે અંગ-ઉપાગ (ઇંદ્રિયોને) સંકોચવાં તે. એ પ્રમાણે ૭ ભેદે બાહ્ય તપ કહ્યો છે.

પ્રશ્ન ૧૬—અભ્યંતર તપનું સ્વરૂપ ભગવંતે કેવા પ્રકારે જણાવ્યું છે ?

ઉત્તર—पायच्छितंविणओ, वेयावच्चं तहेवसज्झाओ, झाणं- विऊस्सग्गोविय, अब्भितरओतवोहोइ. ॥३०॥

અર્થ:--અભ્યંતર તપના છ ભેદ. (૧) પ્રાયાશ્ચત-ગુરૂ સમીપે પાપને આલોવવાં તે, (૨) વિનય-ગુરૂને આવતા જોઇને ઉભા થવું, હાથ જોડવા, તેમને આસન આપવું, તેમના ઉપર ભાકતભાવ રાખવો અને ગુરૂના આદેશ પ્રમાણે વર્તવું, તે વિનય અભ્યંતર તપ કહેવાય છે. (૩) વૈયાવૃત્ય એટલે આચાર્યાદિની આહારાદિ દશ વિધે સેવા કરવી તે. (૪) સ્વાધ્યાય-પાચ પ્રકારે સૂત્રની સજઝાય કરવી તે. (૫) ધ્યાન એટલે આર્ત-રોદ્રધ્યાન વર્જીને દ્રઢ ચિત્તથી ધર્મધ્યાન એને શુકલધ્યાન ધરવું તે. (૬) ઉત્સર્ગ એટલે કાયોત્સર્ગ અથવા કાઉસગ્ગ-શયને અ સને અન અભ્યુસ્થાને ( એટલે સૂતાં, બેસતા, ઉઠતા ) જે સાધુ કાયાનો વ્યાપાર ( હાલવુ ચાલવું ) ન કરે તે છઠ્ઠા પ્રકારનો કાયોત્સર્ગ-અભ્યતર તપ કહેવાય--

પ્રશ્ન ૧૭--ઉપર કહેલા બે પ્રકારના તપથી શું ફળ પ્રાપ્ત થાય છે ?

ઉત્તર--एवं तवतुदुविह, जेसम्मंआयरमुणी; से खिप्पंसव्व संसारा, विप्प-मुच्चइ पंडिए ३७.

અર્થ.-જે મુનિ બન્ને પ્રકારના એટલે બાહ્ય અને અભ્યંતર તપ રૂડી રીતે આચરે તે ચતુર્ગતિ ભવભ્રમણમાથી સસારમાથી ) શીઘ્રપણે મુક્ત થાય છે.

અહિંયા જિનોક્ત બાર પ્રકારનો તપ ( છ બાહ્ય અને છ અભ્યતર તપ ) ભગવતે મુક્તિના ફળને હેતે કહેલ છે. તો તે ફળદાયક કયારે થાય ? કે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન સહિત પ્રાણીવધ, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન પરિગ્રહ અને રાત્રિભોજનથી વિરક્ત હોય , પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ( આઠ પ્રવચન ) નો આરાધક હોય, કષાય રહિત, જીતેંદ્રિય, ગર્વ રહિત, નિઃશલ્ય, માયા (કપટ) અને નિયાણા રહિત હોય ; તેવો તપ મોક્ષ ગતિના નિર્જરાના ફળને આપે છે.

પ્રશ્ન ૧૮—જ્ઞાની અને અજ્ઞાનીના તપમા શો તફાવત ?

ઉત્તર--" દિગમ્બર મતના " " સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા. ' જૈન ગ્રથ રત્નાકરસ્ય. રત્ન ૩ તીસરા વીર સંવત્ ૨૪૩૦ ઇસ્વીસન ૧૯૦૪ પ્રથમાવૃત્તિ પાને ૪૦ મે કહ્યું છે કે-( જ્ઞાનીની તપસ્યા કેવા પ્રકારની હોય તે જણાવે છે ) ગાથા-

द्वादशविधेन तपसा, निदानरहितस्य निर्ज्जरा भवति, वैराग्यभावनातः, निरहङ्कारस्यज्ञानिनः ॥१०२॥

ભાષાર્થ—જો જ્ઞાની હોય તાકે બારહ પ્રકાર તપ કરી કર્મનીકી નિર્જરા હોય હૈ કૈસે જ્ઞાની કે હોય ? જો નિદાન કહીયે ઇંદ્રિય વિષયનિકી ઇચ્છા તાકરી રહિત હોય. બહુરિ અહંકાર અભિમાન કરી રહિત હોય બહુરિ કાહેતેં નિર્જરા હોય ? વૈરાગ્યભાવના જો સંસાર દેહ ભોગતેં વિરકત પરિણામતાતેં હોય.—

ભાવાર્થ—તપકરિ નિર્જરા હોય સો જ્ઞાન સહિત તપ કરે તાકે હોય.–અજ્ઞાન સહિત વિપર્યય તપ કરૈ તામેં હિંસાદિક હોય, ઐસે તપ તેં ઉલટા કર્મકા બન્ધ હોય હૈ બહુરી તપ કરિ મદ કરે પરકૂં ન્યૂન ગિણૈ, કોઇ પૂજાદિક ન કરે. તાસૂં ક્રોધ કરે ઐસે તપતેં (કર્મકા) બન્ધહી હોય. ગર્વ રહિત તપતે નિર્જરા હોય. બહુરિ તપ કરી આલોક પરલોક વિષે ખ્યાતિ લાભ પૂજા ઇંદ્રિયનકે વિષયભોગ ચાહે, તાકે (કર્મ) બંધહી હોય. નિદાન રહિત તપતૈં નિર્જરા હોય. બહુરિ સંસારદેહ ભોગ વિષે આસકત હોય તપ કરૈ, તાકા આશય શુદ્ધ હોય નાહિ, તાકે નિર્જરા ન હોય. વૈરાગ્ય ભાવનાહી તૈ, નિર્જરા હોય હૈ. એસા જાનના.

પાને ૪૪ મે કહ્યું છે કે નિર્જરા સ્વરૂપ “ દોહા–પૂરવ બાધેલ કર્મ જે, ક્ષરે તપોબળપાય; સો નિર્જરા કહાય હૈ ધારે તે શિવ જાય ” ગૌતમાદિક ઉત્કૃષ્ટી કરણીવાળાનો ઉગ્રતપ ૧, દીપ્તતપ ૨, તપ્તતપ ૩, મહાતપ ૪, અને ઘોરતપ ૫ કહેલ છે. તે તથા નિરાશીતપ, સકામતપ, લબ્ધિતપ અને સંભાવી તપ. એ તમામ તપનો ઉપર કહેલા બાર પ્રકારના તપમાં સમાવેશ થાય છે.

પ્રશ્ન ૧૯—કોઇ એમ કહે કે તપશ્ચર્યાદિ કષ્ટક્રિયા કરવાથી દેહને કષ્ટ પડે છે. તેથી આત્મા પણ દુઃખી થવો જોઇએ તે કેમ ?

ઉત્તર—તપશ્ચર્યાદિ કરવાથી દેહને કષ્ટ થાય છે, પણ આત્મા દુખી થાય છે એમ કહેવાય નહિ કેમકે– જે તપશ્ચર્યાદિ કરે છે તે આત્માના કલ્યાણને માટે કરે છે. અને તેમ કરવાથી તે આત્માને આનંદ માને છે. અને જ્ઞાની પુરૂષો એટલે સુધી કહે છે કે–देहदुःक्खं महाफलं જપ તપાદિ ક્રિયા વડે જે જે દેહને દુઃખ થાય છે તે મહાફળની પ્રાપ્તિને માટે છે.

જેમ કાચા દૂધનો કઢો કાઢવા તથા પયપાક ( દૂધપાક ) કરવા માટે દૂધ સહિત કડા ચુલા ઉપર ચડાવી હેઠે અગ્નિનું જોર કરવાથી જોકે કડાયાને તપવા ( દાઝવા ) પણું તો થાય છે, પરંતુ તેને લીધે દૂધ કઢાઇને અમૃત જેવો સ્વાદ આપે છે. તેમ દેહરૂપ કડાયાને તપરૂપ અગ્નિએ દહન કરતાં

આત્મિક ગુણનો એકરસ થવાથી જ્ઞાની પુરૂષોને એવો આનંદરસ પ્રગટે છે કે, તે પયપાકના રસના સ્વાદ કરતા પણ અસંખ્ય અનંતગુણો રસ પ્રગટે છે. દેહના રક્ષણના કરવાવાળાથી તપશ્ચર્યા થતી નથી અને તપસ્યા કરવાવાળા દેહની દરકાર કરતા નથી જુઓ અણુત્તરોવવાઇ પ્રમુખ સૂત્રોને વિષે ધના અણગાર વગેરે મુનિઓના ચરિત્ર, કેવી અદ્‌ભુત તેઓની તપસ્યા, કેવા તેઓના કૃશ દેહ, અને કેવી ઉત્તમ ક્રિયાઓ કરી તેઓ ઉત્તમ ગતિને પામ્યા. વગેરે અધિકાર શ્રવણ કરવાથી ખાત્રી થશે કે તપશ્ચર્યા કરવાથી દેહને કષ્ટ છે પણ આત્માને મહાસુખના ફળની પ્રાપ્તિ થાય છે.

પ્રશ્ન ૨૦—અન્ય મતના શાસ્ત્રમાં તપ વિષે કાંઇ કહ્યુ છે ?

ઉત્તર—જૈન ધર્મ સિવાય અન્ય મતના શાસ્ત્રમાં પણ ઉપવાસનું માહાત્મ્ય મોટું કહ્યુ છે શિવપુરાણના છવીશમા અધ્યયનમા એક ઉપવાસથી માંડીને એક મહિના સુધીના ઉપવાસના ફળ ચાલ્યા છે, તેમા કહ્યું છે કે તેઓ જમને ભાળતા નથી અને દેવલોક સ્વર્ગ તથા મોક્ષનાં સુખને પામે છે.

ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનમા મોક્ષ પ્રાપ્ત થવાનાં ૪ ચાર કારણ બતાવ્યા તેમાનું તપશ્ચર્યા પણ એક કારણ કહ્યું છે, અને તેજ અધ્યયનમાં કહ્યુ છે કે—तवेण परिसुज्झइ તપથી આત્મા વિશુદ્ધ થાય છે દશવૈકાલિક સૂત્રમા તપશ્ચર્યાથી કર્મની નિર્જરા થવાનું કહ્યુ છે, અને વેદાંતમા પણ કહ્યુ છે કે—तपस्नाने कर्मघ्नती તપરૂપ સ્નાનથી કર્મનો નાશ થાય છે. વગેરે કેટલાંક શાસ્ત્રોના ન્યાય જોતાં તપશ્ચર્યા છે તે ઉત્તમ છે અને ઉત્તમ ફળને આપનાર છે. એમ સિદ્ધ થાય છે.

માટે દેહને કષ્ટ થવા છતાં તપશ્ચર્યાદિ કરવુ તે આત્માને ફળદાયક છે તપશ્ચર્યાથી-ઇંદ્રિયો વશ થાય છે અને ઇંદ્રિયોના વિકારનું દહન થાય છે. વગેરે ઘણા આત્મિક ગુણોની વૃદ્ધિ થાય છે એમ માની તપશ્ચર્યા કરવી, તપશ્ચર્યા કરવાથી પૂર્વકૃત નીવડ કર્મનો પણ નાશ થાય છે.

પ્રશ્ન ૨૧—સકામ-અકામ તપનુ સ્વરૂપ શું ?

ઉત્તર—ઉત્તરાધ્યયનના પહેલા અધ્યયનમા ૧૬ મી ગાથામા કહ્યું છે કે—वरं मे अप्पादन्तो, सजमेण तवेणय, माहपरोहिंदमन्तो, बन्धणेहि वहेहिय॥१६ આમા એમ જણાવે છે કે-હે આત્મન ! રખે તારે પરના હાથે વધબંધને કરી દમાવું થાય. તેમ થવા કરતા આત્માને સયમ તપે કરીને દમવો ઉત્તમ છે.

" એટલે બીજા પ્રકારે દેહને દુઃખ દેવું યા બીજા તરફથી પ્રાપ્ત થયેલું દુઃખ સહન કરવું તેમ કરતાં જપ તપાદિ ઉત્તમ ક્રિયા (સકામક્રિયા) કરવાથી સકામ નિર્જરા થાય છે અને તેજ મુક્તિના ફળને આપે છે. માટે સકામ તપથી સકામ નિર્જરાના ખપી થવું કે જે તપ સફળતાને પામે.

અકામ તપ–અકામ નિર્જરા (અજ્ઞાન કષ્ટથી) જો કે દેવાદિકની ગતિ પામે છે, તોપણ પરિણામે સંસાર ફળની વૃદ્ધિ કરે છે. એમ ઉવવાઇ પ્રમુખ સૂત્રમાં કહ્યુ છે.

ઇંદ્રિયોના વિષયાર્થે તથા પુત્ર કલત્રાદિક તથા ધનાદિ ઉપાર્જનાદિ કારણે જે જે પ્રકારે દેહને કષ્ટ સહન કરવામાં આવે છે તે પણ એકાંત સંસારની વૃદ્ધિનોજ હેતુ છે. એમ દરેક શાસ્ત્ર કહે છે, માટે તેમ નહિ કરતાં સમભાવી તપના ખપી થવું.

પ્રશ્ન ૨૨––સમભાવી તપ કેવી રીતે હોઇ શકે ?

ઉત્તર––સાભળો દિગમ્બરી "સ્વામી કાર્તિકેયાનુંપ્રેક્ષા પાને ૧૬૨ મે કહ્યું છે કે––

इह परलोक सुखानां, निरपेक्षः यत्करोतिसमभावः; विविधंकायक्लेशं, तपो धर्मः निर्मलः तस्य ॥४००

ભાષાર્થ:––જો મુનિ ઇસલોક પરલોકકે સુખકી અપેક્ષાસૂં રહીત હૂવા છતા, બહુરી સુખ દુઃખ શત્રુ મિત્ર તૃણ કંચન નિંદા પ્રશંસા આદિ વિષે રાગદ્વેષ રહિત સમભાવી હૂવા છતા અનેક પ્રકાર કાય કલેશ કરે હૈ તિસ મુનિકે નિર્મળ ધર્મ હોય હૈ.

ભાવાર્થ:—ચારિત્રકે અર્થ જો ઉદ્યમ અર ઉપયોગ કરૈ સો તપ કહ્યા હૈ તહાં કાય કલેશ સહિતહિ હોય હૈ. તાતૈ આત્માકી વિભાવ પરિણતિકા સંસ્કાર હોય હૈ તાકૂ મેટનેકા ઉદ્યમ કરૈ. અપને શુદ્ધ સ્વરૂપ ઉપયોગકૂં ચારિત્ર વિષે થાભે, તહા બડાજોરસૂં થંસે હૈ સો જોર કરના સોહિ તપ હૈ. સો બાહ્ય અભ્યંતર ભેદ તે બાર પ્રકાર કહા હૈ સો સમભાવી તપ કહાતે હૈ ઇતિ.

માટે મુક્તિના અભિલાષી જીવે જ્ઞાન સહિત સમભાવી જપ તપાદિ ઉત્તમ ક્રિયા કરી દેહ દમન કરવું કે જેથી આત્મિક ગુણની વૃદ્ધિ થાય અને પરમ પદની પ્રાપ્તિ થાય.

' એ બધા પ્રકારના તપ જિનોકત જ્ઞાન સહિત નિર્જરાના અર્થે હોય તો મોક્ષ ફળને આપે છે અન્યથા કર્મ બંધનો હેતુ થાય છે

પ્રશ્ન ૨૩—એવા ક્યા પ્રકારના તપ હોય કે જેથી આત્મગુણની હાનિ થાય ?

ઉત્તર—જે તપ આત્માને નિર્મળ કરે છે, જે તપથી કર્મની નિર્જરા થાય છે, જે તપ મોક્ષના ફળને આપે છે, એવો જિનોક્ત તપ પ્રાપ્ત થયે છતે તે વાતને ભૂલી જઇને ચિંતામણી રત્ન વડે કાગડાને ઉડાડવા જેવું કરે છે, તેવા જીવોની દયા આવે છે કે તે બિચારા કષ્ટ તો ઘણું સહે છે, પરંતુ ફળ તો કર્મ બંધનનુંજ પ્રાપ્ત થાય છે, અર્થાત્ સંસાર ફળને વધારે છે. માટે તપના કરવાવાળાએ નીચેની વાત ખાસ ધ્યાનમા રાખવાની છે કે–તપ રૂપી ધનને લુંટારા ઘણા છે. તે અન્ય સ્થળે નહિ પણ પોતાનીજ પાસે (પોતાનાજ હૃદયમા) વાસ કરીને રહેલા છે તેજ તમારા તપ રૂપી ઋદ્ધિને લુંટીને તમારા કરેલા તપના શુભ ફળનો વિનાશ કરશે, એટલુંજ નહિ પણ સંસાર ચક્રવાળમા અનંતા જન્મ મરણના દુ:ખમા ઢોળી પાડશે. આ ઉજળું ખડગ બીજાના નહિ પણ પોતાનાજ આત્માનો વિનાશ કરશે, માટે હે તપોધન! તમારા તપ રૂપી ધનને જાળવવા માટે નીચેના બોલનો તમારા હૃદયમા વાસ થવા દેશો નહિ. સાંભળો, અજ્ઞાનતપ ૧ આશીતપ ૨ અકામતપ ૩ નિદાનતપ ૪ સ્વાર્થીતપ ૫ કીર્તિતપ ૬ સરાગીતપ ૭ વેતાળીતપ ૮ સરાપીતપ ૯ કલેશીતપ ૧૦ માયિતપ ૧૧ અને આસુરીભાવનાતપ ૧૨ આદિ તપો આત્માના ગુણની હાનિ કરનારા છે, માટે આવા પ્રકારના તપ કરી આત્માની ઋદ્ધિનો તથા સદ્ગતિનો નાશ કરશો નહિ :–

વાચનારે ખ્યાલ કરવો કે આત્માને અહિતકર્તા તપનો સ્વીકાર નહિ કરતા જે તપથી આત્માનું કલ્યાણ થાય છે અર્થાત્ આ ભવ અને પરભવમાં આરાધકપદ મળે તેવા તપના ઇચ્છક થવું.

પ્રશ્ન ૨૪—વૈતાળી તપનું સ્વરૂપ શુ ?

ઉત્તર—વૈતાળી તપ તે, જેમ કોઇ મંત્ર વિદ્યાના પ્રયોગે કોઈ ઉપર મૂઠ પ્રમુખ નાખે તથા આગિયાદિક વિદ્યાથી પલીતો મુકી ગ્રામ પ્રમુખ બાળે. તેમ જે કોઇ તપના પ્રયોગે પોતાના વૈરી ( દુશ્મન ) ઉપર દ્વેષ ભાવ રાખી તેનું બુરૂં ચિંતવે, તેના ગ્રામ ગરાશ, જાન માલ કુળ કુટુંબ, પુત્રકલત્ર ધનાદિ વસ્તુનો ક્ષય ચિંતવે તેની હાનિ ચિંતવે પરંતુ કાગતાડના ન્યાયે, કોઇના ભવિષ્યે કોઇને કોઇ પ્રકારની હાનિ થાય તો પોતાનું પરાક્રમ માને પોતાના તપનો પ્રભાવ માને જે મારા તપના પ્રભાવે એ બન્યું. એવા અધ્યવસાયવાળાને મનુષ્ય હત્યા, સ્ત્રીહત્યા, બાળહત્યા, ગર્ભહત્યા, વગેરેનો દોષ માથે ચડે છે. માટે તેનો વૈતાળી તપ જાણવો.

ભક્તિ ) કરે. તેના સહચારી લેકો પણ એમ કહે કે તમે આ તપસ્વીજી મહારાજની આસ્તા રાખશો તો તમારૂં ધાર્યું કાર્ય સિદ્ધ થશે. ખુદ પોતે પણ બોલે કે તમારે ચિંતા કરવી નહિ. આસ્થા રાખજો બધું સારૂં થશે. એમ કહી જ્યોતિષ્ય નિમિત્તાદિક વિદ્યા પ્રકાશે અથવા દોરા ધાગા ચીઠ્ઠી પત્રી કરે, પોતાની માનતા મનાવે વગેરે ભ્રમણાઓમા નાંખેલા બાળ જીવોને પોતાને આધીન કરવા તથા પોતાનો રાગ વધારવા ઘરેઘર ફરે, ગમતાં વચનો કહે, દૈવયોગે સામાના પુણ્ય યોગથી ધારેલુ કાર્ય થાય તો, મેલડીની પેઠે પોતાનું પરાક્રમ ઠસાવે એવા આશાલુબ્ધ ભક્તજનોને દ્વેષની પરિણતિમા જોડી પોતાના પક્ષની જમાવટ કરે મજબૂતી કરે. અને પોતાના માનેલા વિરોધીઓના શત્રુ બનાવી કલેશમા ઉતારી અંદરોઅંદર ખટપટ જગાવી ઘણા અંધ શ્રદ્ધાળુ ભક્તોને મોટી પીડામા નાખી પોતાની આજીવિકા ચલાવી ભવ પૂરો કરે. એવા નિર્દય પરિણામી ( તપનો આશય નહિ સમજનારા ) જીવનો તપ તે આસુરી ભાવના તપ સમજવો.

પ્રશ્ન ૨૬—આશીતપ કોને કહેવામા આવે છે ?

ઉત્તર—આશીતપના ત્રણ પ્રકાર છે એટલે આશા રહિત તપ કરે તે કોઇ આલોકને અર્થે, કોઇ પરલોકને અર્થે, કોઇ કીર્તિ આદિ મેળવવાને અર્થે, કોઇ ધનની ઇચ્છાએ તો કોઇ ખાવાની ઇચ્છાએ. કેઇ પુત્રાદિકની ઈચ્છાએ તો કોઇ શારીરિક માનસિક દુખ ટાળવાની ઇચ્છાએ તપશ્ચર્યા કરે. તપસ્યા કરતા એમ ચિંતવે જે મારા તપ જપનુ ફળ હોય તો હુ મોટો રાજા થાઉં, શેઠ સાહુકાર થાઉં, યા લબ્ધિ પ્રમુખ ઋદ્ધિને પામુ તેને આલોક અર્થી તપ કહ્યો છે

બીજો પરલોક અર્થીતપ–તે ઇદ્રાદિક મહર્દ્ધિક દેવ પ્રમુખની ગતિની વાચ્છા કરે તે

ત્રીજો કીર્તિતપ–ને પોતાની કીર્તિ, માન, માહાત્મ્ય, મરતબો, જશ, શોભા મહિમા વધારવાને માટે તથા પોતાની પ્રખ્યાતિ અર્થે તેમજ જગતને પોતાના વચનમા પ્રવર્તાવવાને માટે તેમજ દેશી પરદેશી માણસોના મેળાવડા કરવા માટે તપસ્યા કરે લ્હાણી, પ્રભાવના, પારણા, અંતરવારણું, જમણ પ્રમુખ ધામધુમમા થતી છયે કાયના આરંભરૂપ ક્રિયા દેખી પોતે હર્ષ પામે તેમા પોતાના જોગ જોડે, તેમાજ તલ્લીન રહે ને પોતાના તપનું કૃતાર્થ માને. કદાચ તેમા કાઇ ઓછપ યા હાનિ જેવુ થાય તો પોતાનો આત્મા ખેદાકુલ થાય અને એમ માને કે આ મારી કીર્તિને સારી

પૂજા શ્લાઘાને હાનિ થાય છે: તો આમ ન થવું જોઇએ એમ કહી પોતાના ભક્તોને ઉશ્કેરે, જેમ બને તેમ આરંભનો વધારો થાય તેવી પ્રેરણા કરે તે કીર્તિ તપ જાણવો.

આ ત્રણે પ્રકારનો તપ આત્માને એકાંત હાનિકર્તા છે. માટે ભગવંત મહાવીરદેવે દશવૈકાલિક સૂત્રના નવમા અધ્યયનમા તેવા પ્રકારના તપ કરવાની ચોકખી મના કરી છે. માટે આત્મકલ્યાણ ઇચ્છક જનોએ આશા સહિત એટલે આશી તપ કરવો નહિ.

પ્રશ્ન ૨૭—તામસી તપ કોને કહેવો ?

ઉત્તર—તામસી તપસ્યાવાળાને આત્મજ્ઞાન હોતું નથી, તેથી તેનો આત્મા પ્રજવલિત રહ્યાં કરે, સદા કાળ દ્વેષથી ધખધખ્યો રહે કેટલાકનો દ્વેષ ઉઘાડો પડે, કેટલાકનો દ્વેષ અભ્યન્તર રહે. કેટલાકનાં હૃદય કોઠ–ફળ જેવાં ઉપર કઠણ ને અંદર ખટાશવાળાં હોય છે. કેટલાકનાં હૃદય બોર ફળ જેવાં ઉપર કોમળ ને અંદર ઠળીઆ જેવાં કઠણ હોય છે. જ્યારે તેની ધારેલી મુરાદ પાર પડતી નથી ત્યારે એક તો ક્ષુધા વેદનીયના પરાભવથી અને બીજું ધારેલી મુરાદના અભાવથી દ્વેષાનલે પ્રજવલિત રહે. ને કોપાનલે દગ્ધ થયો થકો શ્રાપ પણ આપે છે. કેટલાક તો મોઢે મીઠું મીઠું બોલે ને અંત:કરણમાં દ્વેષ રાખે. કપટથી વિશ્વાસ ઉપજાવવા દેખાવમાં કોમળ વૃત્તિ ધારણ કરી અમૃતના ઢાંકણાં ને ઝેરના ઘડાની પેઠે બહાર સુકોમળ ને અભ્યંતર મલીન એમ કપટ ભાવથી પોતાની કીર્તિનો વધારો કરવા અનેક પ્રકારની તપશ્ચર્યા કરી લોકોને વશ કરવા ઠગ બાજી માંડી કાર્ય સાધવા કોઇ ધારે તો તેવી તપશ્ચર્યા કરવાની ભગવંતની આજ્ઞા નથી.

પ્રશ્ન ૨૮—નિદાન તપ કોને કહેવામાં આવે છે ?

ઉત્તર—આ લોકના અર્થે, પર લોકના અર્થે, કીર્તિના અર્થે એ ત્રણ પ્રકારના તપને વિષે ગર્ભિત વિચાર કરતા તેને નિદાન તપ પણ કહી શકાય. કેમકે તપના ફળની ઇચ્છા કરે તેજ નિયાણું કહેવાય છે. અને નિયાણું કરવું તે ત્રણ શલ્ય માહેનું એક શલ્ય છે અરે! ઉપરોકત વૃત્તિથી તપશ્ચર્યા કરનારા ત્રણે શલ્યના સેવન કરવાવાળા હોવાને લીધે કરેલા તપનો નાશ કરી સંસાર ફળને વધારે છે. માટે તેવા પ્રકારનો તપ કરવાની ભગવંતની મના છે.

પ્રશ્ન ૨૯— પૂજા શ્લાઘાર્થે તપસ્યા કરવાથી શું ફલ ?

કીર્તિને માટે દુનિયામાં પૂજાવા માટે યા જાહેરાતમાં આવવાને માટે યા કલહકલેશાદિ કરવા માટે માયિ (કપટ) ભાવથી તપસ્યા કરનારનું તો કહેવુંજ શું ? અર્થાત્ આત્મકલ્યાણની તો આશાજ શી ? મનમાં કપટ રાખી તપસ્યાના કરનારને ભગવંતે અનંતાં જન્મ મરણ કહ્યા છે.

પ્રશ્ન ૩૧—માયા (કપટ) સહિત તપસ્યાના કરનારને સૂત્રમાં શું ફળ કહ્યું છે તે સૂત્રપાઠથી જણાવશો ?

ઉત્તર—સાભળો, સૂયગડાગ સૂત્રના અધ્યયન ૨ જે, ઉદ્દેશે ૧ લે ગાથા ૯ મીમા કહ્યું છે કે—

जइवियणिगणे किसेचरे, जइवियमुजिय मासमंतसो;
जेइहमायाविगिज्जई, आगंतागप्मायणंतसो. ॥९॥

અર્થ:—જે કોઇ અદ્યપિ દ્રવ્ય ભાવે નગ્ન (દ્રવ્યથી વસ્ત્ર રહિત ભાવથી નિષ્પરિગ્રહી) કૃશ દુર્બળ કીધું છે શરીર જેણે એવો પ્રવર્જ્યા આદરીને, દીક્ષા અગીકાર કરીને વિચરે છે વળી માસ માસખમણાંનાં પારણાં કરે એટલે માસને અતે જમે, તથાપિ જે આ સંસારને વિષે માયા (કપટ) સહિત સયોગ કરે, ઉપલક્ષણથી કષાયાદિકે કરી યુક્ત હોય તે આગામી કાળે અનંત ગર્ભાદિક દુઃખ પામે એટલે અનંતો સંસાર પરિભ્રમણ કરે.

આજ ગાથાના આધારે, શ્રીમદ્‌યશોવિજયજી ઉપાધ્યાયજીએ કહ્યું છે કે—

નગ્ન માસ ઉપવાસીયા સુણો સંતાજી;
શીથ, લીએ કૃશઅન્ન, ગુણવંતાજી;
ગર્ભ અનંતા પામશે, સુણો સંતાજી;
જો છે માયા મન્ન, ગુણવતાજી ૧.

અહિયાં તો માસ માસે ખમણના કરવાવાળાને માયા (કપટ) કરવાથી અનંતા ગર્ભાવાસ (અનંતા જન્મ મરણ) ના દુઃખ ભોગવવાનું તીર્થંકર મહારાજે પણ કહેલ છે.

મલ્લિનાથ ભગવાનના જીવે પૂર્વ ભવે માયાભાવથી માત્ર એકજ ઉપવાસ વધારી—છઠને અઠમ કરવાથી સ્ત્રીવેદનું કર્મ ઉપરાજી તીર્થંકરપદે સ્રીપણે ઉત્પન્ન થયા, તો પછી તપસ્વી નામ ધરાવી રાતને દિવસ માયા કપટમાંજ જીંદગી ગાળનારની શી દશા થવાની ?

પ્રશ્ન ૩૨—કીર્તિ અર્થે માયા સહિત તપસ્યા કરનારને શું ફળ ?

ઉત્તર—કીર્તિ અર્થે અને માયા સહિત તપ કરવાની ભગવતની ચોકખી મનાઇ છે તે સૂત્રથી જાણવામાં આવી ગયું છે. તેમજ

"દિગમ્બર મતનો ગ્રંથ" જૈન ગ્રંથ રત્નાકર રત્ન તીસરા સ્વામી કાર્તીકેયાનુપ્રેક્ષા (અથધર્મ્માનુંપ્રેક્ષા) પાને ૧૮૦મે કહ્યું છે કે

यः पुनः कीर्तिनिमित्त, माययामिष्टभिक्षालाभार्थं अल्पं भुक्ते भोज्यं तस्य, तपः निष्फलं द्वितीयं.

ભાષાર્થ—જો મુનિ કીર્તિકે નિમિત્તે તથા માયા કપટ કરી તથા મિષ્ટ ભોજન કે લાભ કે અર્થે અલ્પ ભોજન કરે હૈ તપકા નામ કહે હૈ તાકે તો દુસરા અવમોદર્ય તપ નિષ્ફલહૈ

ભાવાર્થ—જોઐસા વિચારે અલ્પ ભોજન કીયેસૂ મેરી કીર્તિ હોયગી તથા કપટ કરી લોકકૂ ભુલાવા દે કછુ પ્રયોજન સાધનેકે નિમિત્ત તથા યહ વિચારે જો થોડા ભોજન કિયે ભોજન મિષ્ટરસ સહિન મિલેગા ઐસે અભિપ્રાય તૈ ઉનોદર તપ કરે તો તાકે નિષ્ફલ હૈ. યહ તપ નાહી પાખડ હૈ ઇતિ.

પ્રશ્ન ૩૩—કળિકાળના તપસ્વીનું સ્વરૂપ કેવું હોય ?

ઉત્તર—મોક્ષમાર્ગ પ્રકાશ-દિગમ્બરી પંડિત ટોડરમલજી કૃત ઔર ગુણભદ્રાચાર્ય કૃત આત્માનુશાસન વિષે પાને ૨૮૧ મે ઐસા કહા હૈ. कलौकष्ट तपस्विनः—એ કળીકાળને વિષે તપસ્વી ઇધર ઉધર ભયવાન હોકર ફરતે હૈ તિસે તેનો તપ કષ્ટરૂપ હૈ,

પ્રશ્ન ૩૪—તપસ્વીના તપના લુંટારા કોણ છે ?

ઉત્તર—તપના લુંટારા માટે ઉપર કહેલા ગ્રંથમા કહ્યું છે કે.—वरंगार्हस्थमेवाद्य, तपसोभाविजन्मनः, स्वस्त्रीकटाक्षलुण्टा, कलसैराग्यसम्पदः ॥ એમા એમ જણાવે છે કે-એ તપ કરતાં ગૃહસ્થપણું ભલું છે, કેમકે જે તપના પ્રભાવથી સ્રીયોના ટોળા મળે, અને તેના કટાક્ષરૂપ લુંટારાથી વૈરાગ્ય રૂપ સંપદા લુંટાઇ જાય છે. એનો પરમાર્થ એ છે કે-તપ કોઇ ન જાણે તેમ કરવો ઉત્તમ છે. એમ જૈન ધર્મનો સિદ્ધાત છે.

પ્રશ્ન ૩૫—ખરો તપ કયો કહેવાય છે ?

ઉત્તર—ઉપર કહેલા ગ્રંથના પાને ૩૫૧ માં કહ્યુ છે કે-इच्छानिरोधस्तपः એટલે ઇચ્છાનો નિરોધ કરવો અર્થાત્ ત્યાગ કરવો તેજ તપ કહેવાય છે.

પ્રશ્ન ૩૬—શાસ્રમા તપ કેવો કરવો કહ્યો છે ?

ઉત્તર—તપ કેવો કરવો તે વિષે ધર્મબિંદુ અધ્યાય ૫ મે પાને ૨૦૨ મે કહ્યું છે કે-શ્લોક—कायो न केवलंमयं परितापनीयो, मिष्टैरसैर्बहुविधैर्नच लालनीयः चित्तेन्द्रियानि न चरन्ति यथोत्पथेव, वश्यानियेन चतदाचरितं जिनानाम्.

અર્થ:—પોતાની શકિતને અનુસારે અનશનાદિક તપનું આચરણ કરવું તે વાત શાસ્ત્રમાં કહી છે કે, આ શરીરને કેવળ તપ વડે પરિતાપવાળુંજ થાય એમ પણ ન કરવું તથા મિષ્ટ એવા અનેક પ્રકારના રસ વડે લાલન પાલન પણ ન કરવું, ત્યારે શું કરવું ? તેને કહે છે. ચિત્ત તથા ઇન્દ્રિયો જેણે કરીને ઉન્માર્ગે ન ચાલે અને જેણે કરીને વશ થાય, એવું જિન પરમાત્માએ તપ કરવાનું કહ્યું છે. (ઇતિ)

પ્રશ્ન ૩૭—જ્ઞાની એને અજ્ઞાનીના તપમાં શો તફાવત ?

ઉત્તર—પૂર્વે તપના ૩૫ પ્રકાર કહ્યા છે તેનો સમાવેશ બે ભેદમા થાય છે: એક જ્ઞાન તપ અને બીજો અજ્ઞાન તપ. અજ્ઞાન તપ તે સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન વિના જે તપ કરવામા આવે તે અજ્ઞાન તપ કહેવાય. તેવા ઉવવાઇ સૂત્રમા ૪૩ પ્રકાર છે. તેની ગતિ જ્યોતિષ્ય દેવની અને પરભવના આરાધક નહિ એમ સૂત્રમા કહ્યુ છે, એનો પરમાર્થ એ છે કે સમ્યગ્જ્ઞાન દર્શનના ગુણ વિના જે જે કરણી કરવામા આવે તે આત્માને ઉત્તમ ફળદાયક થતી નથી, પરંતુ સંસાર ફળને વધારનાર છે. ઉત્તરાધ્યયનના ૯ મા અધ્યયનમા ગાથા ૪૪ મીમા કહ્યુ છે કે-मासे मासे उ जो बाले, कुसग्गेणं तु भुंजए; न सो सुयक्खाय धम्मस्स, कल अग्घइ सोलसिं ४४ ॥

અર્થ —કોઇ અજ્ઞાન માણસ માસ માસખમણને પારણે કુશાગ્ર (દર્ભની અણી) ઉપર રહે એટલો આહાર લે તોપણ તેના તપનું ફળ શ્રી ભગવંતે ભાખેલા શ્રુત ચારિત્ર રૂપ ધર્મની સોળમી કળાએ સોળમા ભાગના ફળને પણ પહોંચે નહિ.

ચંદ્રમાની ૧૬ કળા છે. તે પૂર્ણિમાએ સોળ કળા ખુલ્લી હોય છે, અને ઘટવાથી એકેકી કળા ઢંકાતી જાય છે, અમાવાસ્યાને દિવસે ૧૫ કળા ઢંકાય અને એક કળા ઉઘાડી રહે, તોપણ અમાવાસ્યાનું ઘોર અંધારૂં કંઈ ટળતું છે; પરંતુ અહિંયા તો અજ્ઞાનરૂપ તપ, જ્ઞાની પુરૂષના એક શ્વાસોશ્વાસના તપના સોળમે ભાગે પણ ન આવે. એટલે ઘણું કષ્ટે કરેલો તપ પણ જિન [illegible] કેવળીની આજ્ઞાથી વિરૂદ્ધ તે આત્માને ફલદાયક

થતો નથી. અને જિનોક્ત જ્ઞાની પુરૂષોનો એક ઉપવાસ પણ ઘણા ફળને આપે છે.

પ્રશ્ન ૩૮—જ્ઞાન સહિત તપનું શું ફળ?

ઉત્તર—દિગંબર મતના સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષામા કહ્યું છે કે,

एकं आपिरारम्भ, उपवानि सं यः करोतिउपशान्तः वहुविघसञ्चितकर्म, सः ज्ञानी क्षिपति लीलया ॥ १ ॥

ભાવાર્થ:—જો જ્ઞાની સમ્યગદષ્ટિ આરભનો ત્યાગ કરી ઉપશમ ભાવ મંદ કષાય રૂપ થઇને એક પણ ઉપવાસ કરે તો તે ઘણા ભવનાં સંચિત કરી બાધેલા જે કર્મ તે કર્મને લીલા માત્રમા ક્ષય કરે છે.

ભાવાર્થ—કષાય વિષય આહારનો ત્યાગ કરી ઇહલોક પર લોકના ભોગની આશા છોડી એક પણ ઉપવાસ કરે તે ઘણા કર્મની નિર્જરા કરે છે

પ્રશ્ન ૩૯—આરભવૃત્તિવાળાનો ઉપવાસ ફળદાયક થાય કે નહિ?

ઉત્તર—મોહને વશ પડેલા પ્રાણી આરંભમા આસક્ત એવાઓનો ઉપવાસ (તપ) તે ફળદાયક થતો નથી તે વિષે શાસ્ત્રમા કહ્યું છે કે—

उपवासंकुर्वन आरम्भं, य· करोति मोहात्ः सः निजदेहं शुष्याति, नउज्झतिकर्मलेसंअपि. ॥ १ ॥

અર્થ—ઉપવાસ કરીને જે જીવ મોહને વશ પડેલા આરંભ કરે છે એટલે આરભ કરવા, કરાવવા અને રૂડુ જાણવામા લીન હોય છે તે જીવ કેવળ દેહનેજ શોષે છે; તેને કર્મની નિર્જરા લેશ માત્ર પણ થતી નથી.

મોહનીય કર્મનો ઉપશાંત, ક્ષયોપશમ, કે ક્ષય થયા વિના ઉપવાસ કે તપનું ફળ મળતુ નથી એ ત્રણમાથી એક પણ ગુણ પ્રગટ થાય તે તેનો તપ નિર્જરાના ફળને આપે છે બાકીના તપથી કદાપિ માગેલ ફળ મળે પણ કર્મનો ક્ષય થાય નહી, પરતુ સસાર વધારે અને તપનો પ્રતાપ યા, તપનો પ્રભાવ ઓછો થાય અર્થાત્ ઘણી મહેનતે કરેલો તપ નિષ્ફળ થાય. માટે પ્રથમના ઉપવાસના (તપસ્યાના) કરનારે ક્ષમાને વિસારી મૂકવી નહિ; કેમકે તપની સાથે ક્ષમા હોય તો ડબલ ફાયદો થાય છે.

પ્રશ્ન ૪૦—ઉપવાસનો અર્થ શુ?

ઉત્તર—उपावर्तेस्तु पापेभ्यो, वासश्चैवगुणैःसहः उपवासः सविज्ञेयः, सर्व भोग विवर्जितं. ॥ १ ॥

અર્થ—ઉપ અને વાસ મળી ઉપવાસ; ઉપ એટલે પાપમા વર્તવું નહીં–પાપથી અલગ થવું, પાપથી ઉપરાઠું થવું. વાસ એટલે પોતાના ગુણોમા વાસ કરવો એટલે આત્મિક ગુણોનો વાસ કરવો અર્થાત્ પાપથી ન્યારા થઇ સદ્‌ગુણોનો આત્મા સાથે વાસ કરવો તેનું નામ ઉપવાસઃ તેવો ઉપવાસ વિજ્ઞાન સહિત અને સર્વ ભોગથી નિવર્તીને સર્વ ભોગનો ત્યાગ કરીને કરવો તે ખરો ઉપવાસ કહેવાય છે.

પ્રશ્ન ૪૧—ઉપરના શ્લોકમાં ત્રીજા પદમાં વિજ્ઞાન સહિત ઉપવાસ કરવો કહ્યો તે વિજ્ઞાન કેવા પ્રકારનું ?

ઉત્તર—મોક્ષમાર્ગ પ્રકાશ–દિગમ્બર પંડિત ટોડરમલજી કૃત અને ગુણભદ્રાચાર્ય કૃત આત્માનુશાસન વિષે પાને ૩૫૨ મે કહ્યું છે કે—

कषायाविषयाहार, त्यागोयत्रविधीयते; उपवासः सविज्ञेयः शेषंलंघनकंविदुः

અર્થઃ—કષાય વિષય અને આહારનો વિધિએ કરીને ત્યાગનો કરનાર તેનો ઉપવાસ વિજ્ઞાન સહિત કહેવાય છે, અને બાકી તો જ્ઞાની પુરૂષો તેને લાંઘણ કહે છે.

પ્રશ્ન ૪૨—ઉપવાસ કરવાવાળા અને ધ્યાનના ધરવાવાળામા વિશેષ તપસ્વી કોણ ?

ઉત્તર—ઉપર કહેવા ગ્રંથમા પાને ૪૩૦ મે કહ્યુ છે કે જો જીવ બહુત ઉપવાસાદિક કરે તિસકો તપસ્વી કહીએ હૈ. યદ્યપિ કોઇ ધ્યાન અધ્યયનાદિક વિશેષ કરેહૈ સો ઉત્કૃષ્ટ તપસ્વી હૈ. (પ્રતિ.)

વળી અન્યમતના શાસ્ત્રમા મનુસ્મૃતિ અધ્યાય ૨, શ્લોક ૮૩ માં કહ્યું છે કે—પ્રાણાયામાઃ પરંતપઃ તથા ૧૬૭ મા શ્લોકમા પણ કહ્યુ છે કે હમેશા સ્વાધ્યાયના કરવાવાળાને પરમ તપ કહ્યો છે.

સુયગડાંગ સૂત્રના છઠ્ઠા અધ્યયનમા ભગવતે કહ્યું છે કે–तवेसु वा उत्तमबंभचेरं. તપમા ઉત્તમ તપ બ્રહ્મચર્ય કહ્યો છે.

પ્રશ્ન ૪૩—અન્યમતના શાસ્ત્રમા કેવા પ્રકારના તપનો વિશેષ કહ્યો છે ?

ઉત્તર—સત્યાર્થ પ્રકાશમા ૧૧ મા સમુલ્લાસમા કહ્યુ છે કે–ऋतंतपः सत्यंतपः श्रुतंतपः शान्तंतपो दमस्तपः स्वाध्यायस्तपः ઇત્યાદિ તપ કહેવાય છે.

(ऋतंतपः) યથાર્થ શુદ્ધ ભાવ, સત્ય માનવુ, સત્ય બોલવું, સત્ય કરવું, મનને અધર્મમા ન જવા દેવું, બાહ્યેંદ્રિયોને અન્યાયાચરણોમાં જવાથી રોકવી, અર્થાત્ શરીર ઇદ્રિય અને મનથી શુભ કર્મોનાં આચરણ કરવા, સત્ય શાસ્ત્રો ભણવાં ભણાવવાં, સૂત્રાનુસાર આચરણ કરવાં, આદિ ઉત્તમ ધર્મયુક્ત કર્મોનું નામ તપ છે. ધાતુને તપાવીને ચામડી બાળવી એ તપ નથી કહેવાતું. ઇતિ.

"ચાણાક્ય નીતિદર્પણઃ" મા અધ્યાય ૩ જે શ્લોક ૯ મો તેમાં કહ્યુ છે કે–क्षमारूपं तपस्विनाम् તપસ્વિ લોકો ક્ષમા ધારણ કરવાથીજ દીપે છે. અધ્યાય ૮ મે શ્લોક ૧૩ મો તેમા કહ્યુ છે કે–शांतितुल्यं तपोनास्ति આત્માને શાન્તિ સમાન તપ નથી. ઇતિ.

આત્મારામજી કૃત "જૈનતત્વાદર્શ ચોથા પરિચ્છેદમાં પાને ૧૯૭ મેં વ્યાસ મહાઋષિ કહે છે કે तपः पापविशुद्धयर्थ, ज्ञानंध्यानं च मुक्तिदं; તપ જે છે તે પાપની વિશુદ્ધિને અર્થે છે, એટલે પાપ ટાળવાને અર્થે છે. અને જ્ઞાન અને ધ્યાન તે મુક્તિ પદને આપે છે. (ઇતિ.)

ભારતાર્થ પ્રકાશ—શાન્તિ પર્વ ૧૨ મું સવત્ ૧૯૪૪ માં છપાયલુ છે તેના પાને ૧ લે કહ્યું છે કે મોક્ષને અર્થે તપરૂપ ધર્મ આચરનારને સ્વર્ગાદિક પણ મળે છે. અને સ્વર્ગાદિક ફળને માટે ધર્મ કરનારને અંત:-કરણ શુદ્ધિદ્વારા જ્ઞાન પણ ઉપજે છે અને મોક્ષ પણ મળે છે: એ પ્રમાણે ધર્મની કોઇ ક્રિયા નિષ્ફળ જતી નથી. (ઇતિ.)

ભાગવત—એકાદશમ સ્કંધે અધ્યયન ૧૯ મો શ્લોક ૩૭ મે કહ્યુ છે કે कामत्यागस्तपः स्मृतम् ચાંદ્રાયણાદિક કરવાં એ તપ નહીં પણ ભોગની ઉપેક્ષા કરવી એ તપ સમજવું. (ઇતિ)

એ પ્રમાણે સ્વમત અને અન્યમતના શાસ્ત્રમા કહ્યુ છે કે, જ્ઞાન સહિત તપ ફલદાયક છે.

પ્રશ્ન ૪૪—જિનોકત તપનું ફળ સૂત્રમાં કેવી રીતે કહ્યુ છે?

ઉત્તર—ભગવતીજી શતક ૧૬ મે ઉદ્દેશે ૪ થે ભગવતે કહ્યુ છે કે જ્ઞાની પુરૂષો (શ્રમણ નિગ્રંથ) ભગવંતની આજ્ઞાનુસાર માત્ર અન્નકિલામના અન્ન વિના કિલામના પામેલ અણગાર અન્ન મળ્યે આતુરતા રહિત આત્મ-વિચારમાં અમુક વખત થોડો સો વિલંબ કરી જમે અથવા એક વખત ઉણોદરી યા લુક્ષવૃતિ તપ કરે તો, સો વર્ષ સુધીના નારકીના જીવો નરકનાં દુ:ખ ભોગવી જેટલા કર્મની નિર્જરા કરે છે, તેથી અધિક કર્મની નિર્જરા સંતોષથી આહાર કરનાર કરે છે. તેમજ એક ઉપવાસ કરવાથી હજાર

વર્ષથી અધિક નારકીનાં દુઃખથી નિર્જરા થાય છે. છઠ્ઠ (બે ઉપવાસ) કરવાથી લાખ વરસથી અધિક અને અઠમ (ત્રણ ઉપવાસ) કરવાવાળા ક્રોડ વરસનાં અને ચોલો કરવાવાળા ક્રોડાક્રોડી વર્ષનાં નારકીનાં દુઃખથી અધિક નિર્જરા કરે છે.

તો પછી અધમાસખમણ—માસખમણ આદિ તપસ્યાના કરવાવાળાની નિર્જરાનું તો કહેવુંજ શું ? અર્થાત્ અંતગડ સૂત્રમાં તપોબળથી કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરી મોક્ષ ગતિના ફળને મેળવેલા ઘણા મુનિઓનો અધિકાર છે. તેમજ અણુત્તરોવવાઇ સૂત્રમાં ધના અણગાર પ્રમુખ ઘણા મુનિઓ અઘોર તપ કરી અણુતર વિમાનને પ્રાપ્ત થયેલાના અધિકારો ચાલેલા છે.

એ તમામ અધિકારનો મૂળ પાયો વિચારતા પઢમંનાણં પહેલું જ્ઞાન જ છે. દરેક સૂત્રમાં પ્રથમ જ્ઞાન મેળવી પછી તપસ્યા કરવાનો અધિકાર ચાલ્યો છે, માટે જ્ઞાન સહિત તપસ્યા ઉપર પ્રમાણે ફળને આપે છે એ વાત નિઃસંશય છે.

પ્રશ્ન ૪૫—અન્યમતના શાસ્ત્રમાં ઉપવાસ કેવા પ્રકારે કરવા કહેલ છે ?

ઉત્તર—શિવ પુરાણ અધ્યાય ૭૩ મે શિવરાત્રિનું મહાત્મ્ય વિશેષ કહેલ છે, તે શિવરાત્રિનો ઉપવાસ નિરાહાર નિર્જળો ને કામક્રોધ રહિત કરવો કહ્યો, અને વિષ્ણુ પુરાણમા એકાદશીનું માહાત્મ્ય વિશેષ કહ્યું છે તેમાં એકાદશીનો ઉપવાસ એ પ્રકારે કરવો કહ્યો છે કે—अन्नंनागं नर्निद्रा, फल शिज्जा न मैथुनं; व्यापारंविग्रहंक्षुरं, असत्य दातण न वावनं. ॥१॥ एकादशी अहोरात्रि, अंवुत्यागीजेनरा; सिध्यंति दशजन्मान्तरे, सुण हो राजा युधिष्ठिर ॥२॥

અર્થ:—એકાદશી વ્રત કેવું હોવું જોઇએ કે—તે દિવસે એવા પ્રકારનો ઉપવાસ કરવો કે—કોઇ જાતનું અન્ન કે કોઇ જાતનું પાન અને ફળની જાત ખાવી નહિ. તે દિવસે નિદ્રા કરવી નહિ, પલંગે સૂવું નહિ, મૈથુન સેવવું નહિ, વ્યાપાર કરવો નહિ, વિગ્રહ કલેશ કજીઓ, કંકાસ કરવો નહિ, હજામત કરાવવી નહિ, તે દિવસે અસત્ય બોલવું નહિ, દાતણ કરવું નહિ, મર્દન અંઘોળાદિ કરવું નહિ. આ પ્રકારે એકાદશી વ્રત દિવસ અને રાત્રિ પાણીના ત્યાગ સહિત પાળવાવાળા તે મનુષ્ય દશ જન્મતરમાં મોક્ષ ફળને પામે છે, અર્થાત્ દશ ભવમાં મુક્તિને પામે છે. એમ શ્રીકૃષ્ણ મહારાજે ધર્મરાજા પ્રત્યે કહ્યું છે.

ગઢડા મધ્ય પ્રકરણનું વચનામૃત ૮ તેના પાને ૪૨૮ મે એકાદશી વ્રત વિષે લખ્યું છે કે—

વળી ધર્મશાસ્ત્રમાં પણ એમ કહ્યુ છે જે એકાદશીનું વ્રત કરવું તે દિવસ કામ ક્રોધ લોભાદિક સંબધી ભુંડા ઘાટ મનમા થાવા દેવા નહિ અને દેહે કરીને કાંઇ ભુડું આચરણ કરવું નહિ એમ શાસ્ત્રમા વચન છે અને તેજ શાસ્ત્ર પ્રમાણેજ અમે પણ કહીએ છીએ જે એકાદશીને દિવસે ઢોર લાંઘણ કરવી નહિ, અને એકાદશ ઇંદ્રિયોના આહારનો ત્યાગ કરે ત્યારે તે એકાદશી સાચી ને તે વિના તો ઢોરલાંઘણ કહેવાય અને જેમ પ્રાણને અન્નનો આહાર છે તેમજ શ્રોત્રને શબ્દનો આહાર છે, અને ત્વચાને સ્પર્શનો આહાર છે, ને નેત્રને રૂપનો આહાર છે, ને જીવ્હાને રસનો આહાર છે, ને નાસિકાને ગધનો આહાર છે, ને મનને સકલ્પ વિકલ્પનો આહાર છે એવી એવી રીતે અગીઆરે ઇંદ્રિયોના જુદા જુદા આહાર છે તે સર્વે આહારનો ત્યાગ કરે તેનું નામ એકાદશી વ્રત કહેવાય, પણ અગીયારે ઇદ્રિયો કુમાર્ગે દોડે અને પોતપોતાના અન્નને ખાય તે એકાદશીનું વ્રત શાસ્ત્ર પ્રમાણે ન કહેવાય માટે એકાદશીનું વ્રત કરવું ત્યારે તો અગીઆરે ઇંદ્રિયોને આહાર કરવા દેવી નહિ એવુ વ્રત પદર દિવસમા એકવાર આવે તે ખબરદાર થઇને કરવું તો તેના ઉપર ભગવાન પ્રસન્ન થાય છે, તે વિના જે ઢોરલાંઘણ તેણે કરીને ભગવાન પ્રસન્ન થતા નથી, અને શ્વેતદ્વીપમા જે નિરન્નમુક્ત કહેવાય છે તે તો સદાય એ વ્રત રાખે છે, કયારે પણ એ વ્રતનો ભગ થવા દેતા નથી, માટે નિરન્ન કહેવાય છે, અને આપણે પણ ઇચ્છા તો એમ રાખવી જે જેવા શ્વેતદ્વીપમા નિરન્નમુક્ત છે તેવુજ થવું છે, પણ એ વાતમાં હિમ્મત હારવી નહીં એવી રીતે જે હિમત રાખીને જેવું મોરચે કહ્યુ તેવું એકાદશીનું વ્રત કરે અને ભગવાનની કથા કીર્તનાદિકને કરે ને સાભળે ને રાત્રિએ જાગરણ કરે તો તે વ્રત સાચુ છે અને શાસ્ત્રમા એનુંજ નામ એકાદશી કહી છે. એટલી વાત કરીને શ્રીજી મહારાજ (સહજાનદ સ્વામી) મૌન રહ્યા ને સતે કીર્તન ગાવા માડયા. (ગ્રથમાથી કોપી હુ કોપી કરી છે)

એ પ્રમાણે દરેક ધર્મમા દરેક શાસ્ત્રમા ઉપવાસાદિક તપશ્ચર્યા કરવાનુ વિશેષ માહાત્મ્ય કહેલ છે

પ્રશ્ન ૪૬—તપશ્ચર્યાદિ ગુણો પ્રાપ્ત થયે ગુણોપર મત્સર કરે તેને શું ફળ?

ઉત્તર—અધ્યાત્મ કલ્પદ્રુમની બીજી આવૃત્તિ સવત્ ૧૯૬૭ માં છપાયેલ છે તેના પાને ૩૧૨ મે કહ્યુ છે કે—

तपः क्रियावश्यक दान पूजनैः शिवंनगन्तागुणमत्सरीजनः अपथ्य भोजी-ननिरामयो भवे, द्रसायनैरप्यतुलैर्यदातुरः १.

અર્થ—ગુણ ઉપર મત્સર કરનાર પ્રાણી તપશ્ચર્યા, આવશ્યક ક્રિયા દાન અને પૂજાથી મોક્ષ જતો નથી। જેમકે માંદો માણસ જો અપથ્ય ભોજન કરતો હોય તો પછી તે ગમે તેટલુ રસાયણ ખાય તો પણ તે સાજો ન થાય.

ભાવાર્થ—જેવી રીતે પોતાના સુકૃત્યોની સ્તુતિ સાંભળવાની ઇચ્છા રાખવી એ ધર્મશુદ્ધિમાં મળરૂપ છે, તેવીજ રીતે પારકાના સારા ગુણો તરફ ઇર્ષા, અદેખાઇ કરવી એ પણ મળરૂપ છે. પારકો મત્સર કરનાર માણસ ગમે તેટલા ધર્મકૃત્યો કરે, છઠ્ઠ અઠ્ઠમ કરે, યોગ ઉપધાન વહે, પ્રતિક્રમણ પચ્ચખાણ વગેરે આવશ્યક કરે કે, પાચ પ્રકારના દાન આપે, યા તો મહા આડમ્બરથી અષ્ટ, સતર, એકવીસ કે એકસો આઠ પ્રકારી પૂજાઓ રચાવે પણ તે મોક્ષે જશે નહીં. જેમ કોઇ માંદો માણસ કરી કરે નહિ ( પરહેજી પાળે નહિ ) અને ખાટ, ખટાશ, વર્જ્ય હોય છતાં છાની રીતે ખાય, પછી તેને પંચામૃત પરપટી, વસંતમાલતી કે ગજવેલ ખવરાવો તો પણ લાભ થશે નહિ, તેવીજ રીતે તપ, ક્રિયા, દાન વગેરે રસાયણ છે, જો ગુણ તરફ મત્સરરૂપ અપથ્ય ભોજન લેવામાં આવે તો પછી શિવગમન રૂપ નિરોગીપણું આ જીવરૂપ વ્યાધિગ્રસ્ત પ્રાણીને પ્રાપ્ત થતું નથી એ પ્રમાણે દૃષ્ટાંત દૃષ્ટાંતિક યોજના સમજવી

ઘોર તપસ્યાના પરિણામે દેવલોકનાં સુખ મળે એ શા કામનું ? આવશ્યક ક્રિયા કરીને પાછું તેજ કૃત્ય તે ભાવે ફરી ફરી કરવાના વમલમાં ફરવું પડે તે શા કામનું ? દાન આપ્યા પછી પાછું દાન લેવાનો વારો આવે તે શા કામનું ? અલબત, याया क्रियासासा फलवर्ता—એ સૂત્ર ખરેખરૂં છે, પણ ઉપર જણાવ્યું છે તેમ મોક્ષે જનાર અને મોક્ષે જવાની ઇચ્છા રાખનારની નજરમાં એ લાભ તદ્દન અલ્પ છે, તેથી નિષ્ફળ છે એમ કહીએ તો પણ ખોટું ગણાય નહિ. હે ચેતન ! તું પર ગુણ અસહિષ્ણુતા તજી દે અને તેમ કરી તારા કર્મરૂપ રોગોને દૂર કર. ( ઇતિ )

પ્રશ્ન ૪૭—તપશ્ચર્યાના કરનારે ઉપરની હકીકત ધ્યાનમાં નહિ રાખતાં કીર્તિ માટે તથા પોતાની પ્રશંસા પારકી નિંદા અને મત્સર ભાવે વર્તી તપસ્યા કરનારને શું ફળ ?

ઉત્તર—स्वश्लाघा परनिंदाच, मत्सरोमहतांगुणैः; असंबद्धप्रलापित्व, आत्मानं पात यत्यधः ॥१॥

( ચોપાઇ. )

નિજ પરશંસ હીલા પરતણી, આણે મત્સર દેખી ગુણી;
મુખથી બોલે આળપંપાળ, અધોગતિ જાએ તતકાળ. ૧.

લોકમાં કીર્તિ પ્રાપ્ત થઇ અને વાહ વાહના પોકાર પડાવ્યા તેથી શું વળ્યું ? શું તેથી આત્મકલ્યાણ થઇ ગયુ ? આત્મકલ્યાણ તો પોતાની શ્લાઘા, પરની નિંદા અને મત્સરભાવ દૂર કરી, કોઇ પ્રકારના દોષ વિના, નિષ્કપટપણે, સરલતાથી અને કોઇ પ્રકારની ખટપટમા પડયા વિના, નિરાશી ભાવથી સૂત્રની શ્રદ્ધા સહિત જો તપશ્ચા કરવામા આવે તોજ તે તપ ફળીભૂત થાય છે

પ્રશ્ન ૪૮—નિરાશી તપ શી રીતે કહેવાય છે ?

ઉત્તર—જે તપ કરવામા આવે તે તપસ્વીઓએ નિરાશીપણે (કોઇ પ્રકારની ઇચ્છા વિના) તપ કરવો તપનું ફળ માગવું નહિ, તપ કરી અભિમાન કરવું નહિ, સૂત્રમાં કહ્યા મુજબ નિદાન રહિત તપ કરવો તે નિરાશી તપ કહેવાય છે નિરાશી તપ જ્ઞાનબળ વિના થાતો નથી, માટે ભગવંતે તમામ મુનિઓને પ્રથમ જ્ઞાન મેળવવાની ફરજ પાડી છે, અને જ્ઞાનથીજ સમાધિ પ્રાપ્ત થાય છે, માટે તપશ્ચર્યાના અભિલાષીઓને પ્રથમ જ્ઞાનની આવશ્યકતા છે.

પ્રશ્ન ૪૯—જ્ઞાન અને તપમા પહેલી આવશ્યકતા કોની કોની છે ?

ઉત્તર—ભગવત મહાવીર દેવના હસ્તદીક્ષિત જે જે સૂત્રદ્વાર ચાલ્યા છે. તે તમામ મુનિઓને પહેલુ જ્ઞાન મેળવ્યા પછી તપસ્યા કરવાનો અધિકાર ચાલ્યો છે, માટે પહેલુ સૂત્રજ્ઞાન કરવું અર્થાત્ સૂત્ર આખ્યાત ધર્મનું પહેલું પ્રતિપાદન કરવુ. સૂત્ર આખ્યાત ધર્મ યા જ્ઞાન વિનાનો તપ નિસ્તેજ સોળમી કળાએ પણ અર્ઘે નહિ (શોભે નહિ, ઘટે નહિ) એમ ઉત્તરાધ્યયનમા કહ્યું છે.

પ્રશ્ન ૫૦—જ્ઞાનીઓને વિશેષ કયા તપની જરૂર છે ?

ઉત્તર—સૂત્રમા બે પ્રકારના તપ કહ્યા છે. બાહ્ય અને અભ્યંતર. તેમા જ્ઞાની પુરૂષો બાહ્ય તપન તો યથાશક્તિ અગીકાર કરે છે, પણ અભ્યંતર તપનુ સેવન તો નિરતર કર્યા કરે

બાહ્ય તપ ઘણે કષ્ટે ને ઘણે કળે કરેલી પ્રતિજ્ઞાને પાર પહોચાડે છે ત્યારે ફળ આવે છે, અને અભ્યતર તપ થોડા કષ્ટે અલ્પ મુદતે ઘણા ફળને આપે છે. તેમા પણ અજ્ઞાન કષ્ટે આખી જીંદગીમા જેટલા કર્મ

ખપાવે તેથી અધિક, જ્ઞાની પુરૂષો એક શ્વાસોશ્વાસમા કર્મ ખપાવે છે માટે જ્ઞાની પુરૂષો કહી ગયા છે કે—

ज्ञानमेवबुधाः प्राहुः, कर्मणां तापनातपः,
तदभ्यंतरमेवेष्टं, बाह्यंतदुपबृंहकम्. १.

અર્થ—કર્મોનુ જ્વલન કરવાથી જ્ઞાન એજ તપ છે. એમ તત્વજ્ઞો કહે છે, તેમા અભ્યંતર તપજ ઇષ્ટ છે, બાહ્ય તપ તેને વધારનાર છે, માટે જ્ઞાન નિરપેક્ષ–અજ્ઞાન કાય કષ્ટરૂપ તપનો ત્યાગ કરવો કેમકે—

અનુભવને જાણ્યા વિના, સહે કષ્ટ કરી ત્યાગ,
સરપ તજે ભલે કાંચળી, તોહી નાગનો નાગ. ૧.

બહુ ક્રોડયો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ;
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાપે તેહ. ૨.

તપસ્વી એવુ બિરૂદ ધરાવનારે એક વાત ખાસ કરીને ભૂલવી જોઇતી નથી, કે જ્યારે ઉત્તમ એવા મનુષ્ય દેહને પામીને ત દેહને દમન કરવાનેજ માટે મહાફળદાયક તપશ્ચર્યાને અંગીકાર કરી માયા કપટનુ સથે સેવન યા તો કોઇપણ પ્રકારની સંસારી ખટપટમા ભાગ લેવો કે માનના ભીખારી થાવુ એ અમૂલ્ય રત્નને ખોટી બદામ સાટે ફેંકી દેવા જેવું છે એટલુજ નહિ પણ શ્રી સૂયગડાગ સૂત્રનું વાકય યાદ કરતા અનંતા ગર્ભ પામવાનુ ઉલટું ફળ મળે છે, તો પછી કર્મ ક્ષયના (શુભ ફળની) તો આશાજ શી? માટે તપસ્વી લોકોએ એવી ભૂલવણીમા ફસાવું નહિ.

પ્રશ્ન ૫૧—સાધુએ ગૃહસ્થ ઉપર મમત્વભાવ રાખવો કે સંસારીની ખટપટમા ઉતરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે?

ઉત્તર—એ વિષે, અધ્યાત્મ કલ્પદ્રુમમાં પાને ૪૦૮ મે કહ્યું છે કે—

दधद् गृहस्थेषुममत्वबुद्धिं, तदीयसप्त्या परितप्यमानः; अनिवृतातः करणः सदास्वै, स्वं पाच पापैर्भ्रमिता भवेसी. ॥६॥

અર્થ—"ગૃહસ્થ ઉપર મમત્વબુદ્ધિ રાખવાથી અને તેઓના સુખ દુ:ખની ચિંતાવડે તપવાથી તારૂં અંત:કરણ સર્વદા વ્યાકુળ રહેશે, અને તારા અને તેઓના પાપથી તુ સસારમાં રખડયા કરીશ"

ભાવાર્થ—આ મારા શ્રાવક છે. આ મારા ભક્ત છે એ મમત્વબુદ્ધિ છે, એ રાગનું કારણ છે, મોહને ઉત્પન્ન કરે છે અને એક જાતનો નવો વ્યાપાર કરાવે છે. તેથી વધારે થાય છે, ત્યારે ભકતરાગી શ્રાવકોના સુખ

દુઃખથી તેવા યતિ (તપસ્વી) નુ મન પ્રસન્ન થાય છે અથવા બળે છે, પરિણામે મનમા કોઇ જાતની નિવૃત્તિ રહેતી નથી. સમતાનો છેડો આવનો, જાય છે અને અનેક પ્રકારના સાવદ્ય ઉપદેશ કરતાં અને ગૃહસ્થના સલાહ-કારક થતાં સાધુપણું નાશ પામે છે

પાને ૪૦૯ માં કહ્યું છે કે-त्यक्त्वागृहस्त्र परगेहचिंता, तप्तस्य कोनाम गुणस्तवर्षे ॥४७॥ પોતાનું ઘર તજીને પારકા ઘરની ચિંતાથી પરિતાપ પામતા હે ઋષિ! તને શો લાભ થવાનો છે. (ઇતિ)

આનો પરમાર્થ એ છે કે જેનુ મન પોતાના કબજે નથી માત્ર શ્રાવકના આધારેજ પોતાનુ જીવન ગાળે છે અને શ્રાવકનીજ રાગદ્વેષની બેડીમા બંધાણા છે એવા પામર પ્રાણીઓ પોતાનુ કલ્યાણ કેવી રીતે કરી શકે?

પ્રશ્ન ૫૨—જપ, તપ, જ્ઞાન અને ક્રિયાનુ ફળીભુતપણું ક્યારે થાય?

ઉત્તર—સાભળો, "અધ્યાત્મ કલ્પદ્રુમ" પૂર્વાચાર્ય, મુનિસુંદર સુરિ કૃત તેના ભાષાતરના પાને ૫૫ મે કહ્યું છે કે—

આખા ગ્રંથના મધ્યબિંદુરૂપ નવમો અધિકાર ચિત્તદમનનો આવે છે. ગમે તેટલી ક્રિયા કરવામા આવે. ગમે તેટલુ જ્ઞાન ભણવામા આવે, ગમે તેટલી તપસ્યા કરવામાં આવે અને ગમે તેટલી યોગ સાધના કરવામાં આવે, પણ જ્યા સુધી મનની અસ્થિરતા હોય, ચિત્ત આકુળવ્યાકુળ હોય, માનસિક ક્ષોભ હોય ત્યા સુધી સાધ્ય પ્રાપ્ત થઇ શકતુ નથી, એ ખાસ લક્ષમા રાખવાનું છે. જ્ઞાનનો, તપનો અથવા ક્રિયાનો આશય મનપર અંકુશ લાવવાનો હોવો જોઇએ.

એજ ગ્રંથમા નવમા અધિકાર, ચિત્તદમન પાને ૨૧૯ મે કહ્યુ છે કે-

रागद्वेषोयदिस्यांता, तपसार्किंप्रयोजनम् , तावेयगद्विनस्याता, तपमार्कि प्रयोजनम् .

અર્થ—જો રાગદ્વેષ હોય તો તપનુ શુ કામ છે? તેમજ જો તે ન હોય તો પછી પણ તપનુ શુ કામ છે? આ સર્વ હકીકતનો સાર એ છે કે મનને વશ રાખવાની બહુજ જરૂર છે—

પ્રશ્ન ૫૩—મનશુદ્ધિ કરનારને શો ગુણ પ્રાપ્ત થાય છે?

ઉત્તર—હેમાચાર્ય કૃત યોગશાસ્ત્ર તેનું ભાષાન્તર પ્રકાશ ૪ થો પાને ૩૫૩ મે શ્લોક ૪૧ મે કહ્યુ છે કે—

सत्यांहि मनसः शुद्धो, संत्यसंतोपियद्गुणाः ; संतोप्यसत्यांनोसंति, सैवकार्याबुधैस्ततः ॥४१॥

અર્થ—મન શુદ્ધિ હોતે છતે નહિ છતાં એવા પણ ક્ષાંતિ આદિક ગુણો થાય છે, અને મનશુદ્ધિ ન હોતે છતે, તે ગુણો હોય, તોપણ નથી લેખાતા, માટે પંડિત લોકોએ તે મનશુદ્ધિજ અંગીકાર કરવી.

પ્રશ્ન ૫૪—કોઇ અભિમાની અહંકારનો ભરેલો એમ કહે કે અમારે મનશુદ્ધિની કાંઇ જરૂર નથી, અમે તો તપબળથીજ મુક્તિ મેળવશું તેનું કેમ ?

ઉત્તર—ઉપર કહેલા યોગશાસ્ત્રના ભાષાંતરમાં શ્લોક ૪૨ માં કહ્યું છે કે—

मनःशुद्धिमबिभ्राणा, येतपस्यंतिमुक्तये;
त्यक्त्वानावंभुजाभ्यांते, तितीर्षंति महार्णवं. ॥४२॥

અર્થ—હવે જે લોકો એમ માને છે કે મનશુદ્ધિની કાંઇ જરૂર નથી, અમે તો તપબળથીજ મુક્તિ મેળવશું તેઓને માટે કહે છે. મનશુદ્ધિને નહિ ધારણ કરનારા એવા જે કદાગ્રહી માણસો મુક્તિ માટે તપજ કર્યા કરે છે, તેઓ પાસે રહેલા નાવને છોડીને પોતાના હાથથીજ મહાસાગર તરવાને ઇચ્છે છે.

પ્રશ્ન ૫૫—કોઇ મનશુદ્ધિ વિના માત્ર ધ્યાનથીજ કર્મ ક્ષય કરવા માને તેનું કેમ ?

ઉત્તર—એજ યોગશાસ્ત્રના ભાષાંતરમાં શ્લોક ૪૩, ૪૪ માં કહ્યું છે કે—

तपस्वीनोमनःशुद्धि, विना भूतस्यसर्वथा;
ध्यानंखलुमुधाचक्षु, विकलस्येवदर्पण. ॥ ४३ ॥
तदवश्यं मनः शुद्धिः, कृतव्यासिद्धि मिछता;
तपः श्रुतयम प्रायः, किमन्ये.कायदंडनैः ॥ ४४ ॥

અર્થઃ—હવે મનઃશુદ્ધિને તજીને જેઓ કેવલ ધ્યાનનેજ કર્મક્ષયનું કારણ માને છે, તેઓ પ્રત્યે કહે છે કે—એક લેશ માત્ર પણ મનઃશુદ્ધિ વિનાના એવા તપસ્વીનું ધ્યાન, ખરેખર ચક્ષુ વિનાના માણસપ્રત્યે જેમ દર્પણ તેમ વૃથા છે.

(જો કે મનઃશુદ્ધિ વિના ધ્યાન ધરનારને તપ અને ધ્યાનના બળથી છેક નવમી ગ્રૈવેયક સુધી ગતિ થાય છે, તો પણ તે પ્રાયિક છે, પણ કાંઇ ફળરૂપે નથી; કેમકે ઉત્તમ ફળ તો મોક્ષજ છે.)

માટે મોક્ષને ઇચ્છતા એવા પ્રાણિએ, અવશ્ય મન શુદ્ધિ કરવી, બીજાં કાયાને દંડરૂપ એવાં, તપ, આગમજ્ઞાન, નિયમ વગેરેથી શું વળવાનું છે ?

પ્રશ્ન ૫૬—મનશુદ્ધિ કેવી રીતે થાય ?

ઉત્તર—મનની મલીનતા દૂર કરે તો મન શુદ્ધિ થાય. મનની શુદ્ધિ ગુણાનુંરાગ થયા સિવાય થતી નથી જ્યા સુધી દોષદ્રષ્ટિ હોય છે ત્યાંસુધી જ્ઞાન ધ્યાનાદિ ફળીભુત થતા નથી, દોષદ્રષ્ટિમા કષાયનો નિવાસ રહ્યો છે અને કષાય મનની મલિનતા હોય ત્યાંસુધી ગુણાનુંરાગ પ્રગટ થતો નથી માટે "સદ્‌ગુણ પ્રાપ્તિનો ઉપાય" તેમાં કહ્યું છે કે—

किं बहुण भणिएणं, किंवा तविएणं किंवदाणेण; इक्कगुणाणुरायं. सिक्स्वह मुक्खाण कुलभवणं ॥

અર્થ—બહુ ભણવાથી અથવા બહુ તપ કરવાથી અથવા બહુ દાન દેવાથી શું થનાર છે ? એકલા ગુણાનુરાગને શીખો કે જે સુખોનું (ખાસ) ઉત્પત્તિ સ્થાન છે.

ગુણાનુરાગ કર્યા વગર આપણે ગમે તેટલું શીખીએ તોપણ તેથી કઇ સિદ્ધિ થતી નથી.

ગુણાનુરાગ સિવાય ભારે તપશ્ચર્યા કર્યાથી પણ કાંઈ સિદ્ધિ મળતી નથી કારણકે મનની મલિનતા ટાળ્યા સિવાય તપશ્ચર્યાનું ફળ મળી શકતું નથી માટે કહેવામા આવે છે કે—

" क्रोध क्राडे पूरवतणो, तप पामे छे नाश " મતલબ કે ક્રોડો વર્ષ લગી તપ કર્યો છતા પણ જો મુહૂર્ત માત્ર ક્રોધ કરવામાં આવે તો તે સઘળું રદ બાતલ થાય છે માટે ગુણાનુંરાગ પૂર્વક જો થોડો પણ તપ કરવામાં આવે તો તે મોટું ફળ આપે છે (ઇતિ)

ક્રોધ એ તપનું અજીર્ણ છે, માટે તેથી બહુજ સાવચેતીએ ચાલવું.

પ્રશ્ન ૫૭—અજીર્ણ કેટલા પ્રકારના છે ?

ઉત્તર—અજીર્ણ ચાર પ્રકારના છે. નીતિ શાસ્ત્રમા કહ્યુ છે કે—

अजीर्ण तपसः क्रोध ज्ञानाजीर्ण महंक्रुती परिताप: क्रियाजीर्ण मन्नाजीर्ण विशुचिका.

બળવાન ક્ષમા ધારણ કરે, અને જ્ઞાની પુરૂષો કોમળતાને પકડે, તે આ પૃથ્વીને દીપાવનાર ઘરેણા સમાન છે.

પ્રશ્ન ૫૯—તપસ્યા કરી ગર્વ કરે તેને શું ફળ?

ઉત્તર—મનુસ્મૃતિ અધ્યાય ૪ થે શ્લોક ૨૩૬ મે કહ્યું છે કે—नविस्मयेत् तपसावदेत् એટલે તપ કરીને ગર્વ કરવો નહિ—

શ્લોક ૨૩૭મે કહ્યુ છે કે—तपः क्षरति विस्मयात्—એટલે ગર્વ કરવાથી તપ નિષ્ફળ થાય છે. વળી નીતિશાસ્ત્રમા કહ્યું છે કે—

ગુણે ગર્વ ન કીજીએ, ગર્વે ગુણ ન ગણાય,
પયસાકરના વિષ ભળે, તે પણ વિષ સમ થાય. ૧

માટે તપસ્વી લોકે કોઈપણ પ્રકારનો ગર્વ કે અભિમાન કરવો નહિ. કારણ કે તપનું ફળ મોટુ છે. તો ગર્વ કરીને તે ફળનો શા માટે નાશ કરવો જોઇએ.

પ્રશ્ન ૬૦—જે ગર્વ કરી પરની નિંદા કરે તે માની અભિમાની અહંકારી હોય. મદે કરીને ગર્વિષ્ટ હોય, પરની નિંદા હેલના કરે, પરને ખેદ પાડે, તેના છતા અછતા અવગુણ પ્રગટ કરી તેનો પરાભવ કરે, તેનું અપમાન કરે, એવાઓને શુ ફળ મળે?

ઉત્તર—એવાઓને મહા માઠાં ફળ પ્રાપ્ત થાય છે એમ સૂયગડાંગ સૂત્રના બીજા શ્રુતસ્કંધના બીજા અધ્યયને બાબુવાળા છાપેલા પાને ૬૮૯ મે કહેલ છે. વાંચો સૂત્રપાઠ.

अहावरे णवमेकिरियाठाणे माणवत्तिएत्तिआहिज्जई सेजहाणामए केइपुरिसे जातिमएणवा, कुलमएणवा, बलमएणवा, रूवमएणवा, तवमएणवा. सुयमएणवा, लाभमएणवा, इस्सरीयमएणवा पन्नामएणवा, अन्नतरेणवा, मयठाणेणं मत्ते समाणे परंहिलेति, निंदेति, खिंसति,गरहति, परिभवइ, अवमणेती, इत्तरिएअयअहमंसि पुण विसिठे जाइ कुलबलाइ गुणोववेए एवं अप्पाणं समुक्कस्से देहाच्चुए कम्म बितिए अवमे पयाई तंजहा गम्भाओगम्भ, जम्माओजम्म, माराओमारं, णरगाओ-णरगं चंडे, थद्ध,चवलेमाणियाविभवइ एवंखलु तस्सतप्पतियं सावज्जंति आहिज्जइ णवमे किरियाठाणे माणवत्तिएत्ति आहिए. ॥१७॥

અર્થ—કોઇ પુરૂષ આઠ પ્રકારના મદે કરીને એટલે જાતિ, કુલ, બળ, રૂપ, તપ, સુત્ર, લાભ, ઠકુરાઇ અને પ્રજ્ઞા વગેરે અનેરા (આચારક્રિયાદિકના)

મદના સ્થાનકે કરીને માતો છતો, બીજાની હેલના કરે, નિંદા કરે, ખ્રિંષ્ટ કરે ગર્હા કરે, પરાભવ કરે, અપમાન કરે, એ જાતિકુલાદિકે હીન છે. હું સર્વથી અધિક છું એમ પોતાના આત્માને ઉત્કર્ષે એટલે અહંકાર કરે (એટલે મારા જેવો કોઇ તપસ્વી નથી, મારા જેવો કોઇ જ્ઞાની નથી, મારા જેવો કોઈ આચારી નથી, દુનિયામાં કોઇ સાધુ નથી, હુંજ સાધુ છું. હુંજ આચારી છું, હુંજ જ્ઞાની છું, હુજ તપસ્વી છું. (ઇત્યાદિ મદ કરનારને વિપાક દેખાડે છે.) તે પુરૂષ આ લોકમાંહે પણ નિંદા ગર્હાનું સ્થાનક થાય, અને પરલોકે પણ નિંદા અને ગર્હાનું સ્થાનક થાય. દેહાચુએ એટલે આ શરીર થકી ચવીને પરભવે કર્મદ્વિતીય એતાવતા કર્મને વશ વર્ત્તતો ચતુર્ગતિ સંસારમાહે પરિભ્રમણ કરે, તે કહે છે. એક ગર્ભ થકી મરણ પામીને વળી બીજા ગર્ભમાંહે ઉપજે. એક જન્મ થકી બીજે જન્મ પામે, મરણ થકી મરણ પામે, નરક થકી નીકળીને વળી નરકાતરે નરકમાં જઇને તીવ્ર દુ:ખ ભોગવે, એટલે તે નરકમાહેથી નીકળીને સિંહ મત્સ્યાદિક માહે ઉત્પન્ન થાય, ફરી ત્યાંથી મરણ પામીને તીવ્રતર નરકાંતરે જાય એતાવતા તે, રૌદ્રઅહંકારી, સ્તબ્ધ, અનમ્રશીલ, ચપળ એવાં લક્ષણોયુક્ત તે અભિમાની પુરૂષ હોય એમ નિશ્ચે તેને તત્પ્રત્યયિક સાવદ્યકર્મ બંધાય, એ નવમો ક્રિયાસ્થાનક માન પ્રત્યયિક નામે કહ્યો. ॥૨૭॥

એ પ્રમાણે ગર્વિષ્ટ, મદવંત, અંહકારી નિંદાદિકના કરનારને માઠાં ફળ કહ્યાં.

પ્રશ્ન ૬૧—માયાવી સાધુને શું ફળ પ્રાપ્ત થાય ?

ઉત્તર—તેજ સૂયગડાંગ સૂત્રના પહેલા શ્રુતસ્કંધના ૧૩મા અધ્યયનની ૪ થી ગાથાના ચોથા પદમાં કહ્યું છે કે–मायणिएसंति अणंत घातं. માયાવી સાધુ આ સંસારને વિષે અનંતઘાત પામે. એટલે અનંત કાળ પર્યંત સંસારમાં પરિભ્રમણ કરે. કારણ કે પાંચમી ગાથામા કહ્યું છે કે–માયાવી સાધુ અંત:કરણમાં છુપી રીતે વૈર રાખી માયાવઇ કુત્રિમ ઉપશાંતપણું જણાવી वीउसियंजेउदीरएज्जा · ઉપશમાવેલો એવો જે કલહ વળી તેને ઉદીરે. તથા છઠ્ઠી ગાથામાં કહ્યું છે કે–जेविग्गहिए अनायभासी, नसेसमेहोइ अजजपत्ते; જે કોઇ વિગ્રહ એટલે કલહકારી હોય તે યદ્યપિ ક્રિયા તો કેટલીક કરે તથાપિ તે ક્રિયાવિગ્રહ એટલે યુદ્ધપ્રિય થાય, તથા અન્યાયનો બોલનાર હોય.

માટે મદે કરીને માચેલો નિંદક, માયાવઇ, ઉપશમાવેલા કલહને જગાવનાર, ક્રિયાવિગ્રહ કરનાર એટલે જપતપાદિ ઉત્તમ ક્રિયા કરી ઠાર ઠાર

બોલ જે તપના ગુણની હાની કરનારા તેનો નાશ કરી એટલે તે દુર્ગુણોને હ્રદયમાંથી દૂર કરો અને આત્માને સરળ બનાવો અને પછી જોઇ લો કે આત્માને સમાધિનો લાભ કેવો મળે છે, જેમ રોગી માણસ તે પ્રથમ રેચ (જુલાબ) લઇ પછી દવા કરવાથી રોગનો નાશ થાય છે અને દવા પણ લેખે લાગે છે, અને આત્માની તથા શરીરની સમાધિ થાય છે. તેમજ કર્મ રૂપી દરદનો નાશ કરવા, તપરૂપી દવાના કરવાવાળાએ ક્ષમા, શાન્તિ અને માર્દવ ગુણરૂપ ત્રિફળાનો રેચ લેવાથી કષાય અને ગર્વ આદિ મહામલીન રોગના જામેલા મળનું છૂટવાપણુ થાય છે અને મહામાત્રા જે સમાધિરૂપી તપની દવા લેવાથી ઘણા ભવના લાગેલા કર્મરૂપી મહાદરદ મહા રોગનો નાશ થવારૂપ નિર્જરા થાય છે, માટે કર્મની નિર્જરા કરવા ભગવંતે તપની સમાધિ કરવા કહેલ છે.

પ્રશ્ન ૬૫--તપની સમાધિ કેવી રીતે ને કેટલા પ્રકારે થાય છે?

ઉત્તર--દશવૈકાલિક સૂત્ર અધ્યયન ૯ મું, ઉદ્દેશો ૪ થો તેમા ૧૬ પ્રકારની સમાધિ કહી છે તેમાં તપની સમાધિ ૪ પ્રકારે કહેવામાં આવી છે, તે એ પ્રકારે છે કે—

चउव्विहा खलु तवसमाही भवइ तंजहा नोइहलोगट्ठयाए तवमहीठिज्जा, नोपरलोगट्ठयाए तवमहीट्ठिज्जा, नोकित्तिवन्नसद्दसिलोगट्ठयाएतवमहिठेज्जा, नन्नत्थ निज्जरट्ठयाएतवमहीठेज्जा, चउत्थं पयं भवइ भवय इत्थ सीलोगो ( गाथा ) विविहगुणतवोरए निच्चं, भवइ निरासएनिज्जरठिए, तवसाधूगइ पुराण पावगं, जुत्तो यसयातवसमाहीए. એ સૂત્રપાઠ કહ્યો

ભાવાર્થ:—નિશ્ચે ચારે પ્રકારે તપની સમાધિ હોય તે કહે છે. આ લોક-મનુષ્ય લોકનાં સુખ તથા લબ્ધિ પ્રમુખ પામવાને અર્થે તપ ન કરે ૧ પરલોક દેવલોકના કામ ભોગ પામવાને તપ ન કરે. ૨ કીર્તિ સર્વ દિશાએ વિસ્તરે તે કીર્તિ, વર્ણ એક દિશાએ વિસ્તરે તે વર્ણ, અર્ધ દિશાએ વિસ્તરે તે શબ્દ અને તેજ સ્થાનકે બોલાય તે શ્લાઘા ૩ એમ જશ કીર્તિ ને શ્લાઘાને અર્થે તપ ન કરે. તો શેને અર્થે તપ કરે? એમ શિષ્યે પૂછયા થકા—

ગુરૂ--એકાંત નિર્જરાને અર્થે એટલે એકાંત કર્મ ખપાવી મુક્તિ જવાને અર્થેજ તપ કરે. એ પ્રમાણે તપ સમાધિના ચાર પદ કહ્યાં. હવે એ ચારે પદનો શ્લોક ( તેનો અર્થ ) કહે છે. ઘણા પ્રકારના ગુણે કરીને સહિત સદા કાળ રક્ત થકો એવા તપને વિષે ઉદ્યમી થાય, અને આ લોક તથા પરલોકની ઇચ્છા રહિત ( નિરાશી ભાવે ) એકાંત નિર્જરાને

અર્થે તપ કરે. અને પૂર્વ ભવનાં કરેલા પાપકર્મ તેને તપસ્યાએ કરીને ટાળે ( ખપાવે ) એ પ્રમાણે તપ સમાધિ એટલે તપને વિષે સમાધિ સહિત સદા કાળ વિચરે. એમ મહાવીર પરમાત્માનું ફરમાન છે.

પ્રશ્ન ૬૬—મૂળ ઉઘાડાં કરવાથી શું ફળ મળે ?

ઉત્તર—ગુપ્તપણે સમાધિ સહિત તપશ્ચર્યા કરનારનું ક્રોડ કલ્યાણ થાય છે. અર્થાત્ ક્રોડો ભવનાં કરેલા ( સંચેલા ) કર્મનો ક્ષય કરે છે. એટલે નિરાક્ષી ભાવે તપસ્યા કરવાવાળાને તો ક્રોડો ભવના કરેલા પાપકર્મની નિર્જરા થાય છે. પરંતુ મોહને વશ પડેલા પ્રાણી, તપશ્ચર્યાદિ ઉત્તમોત્તમ મોક્ષ ફળદાયક જેવા ગુણોને અંગીકાર કરી બીજા પાસે પોતાના ગુણોનાં ગીતો ગવરાવવાથી યા નો વાકયો સાભળીને આનંદ માનવાથી પોતાના ગુણરૂપ વૃક્ષના મૂળ ઉઘાડા કરવાથી તે વૃક્ષનો નાશ વહેલો થાય છે

પ્રશ્ન ૬૭—એવું વળી કયે ઠેકાણે કહ્યું છે કે બીજા આપણા ગુણો ગાય અને આપણે કાંઇક આનંદ માનીએ તેથી આપણા ગુણોની હાનિ થાય ?

ઉત્તર—આ વિષે પ્રથમ સૂયગડાંગ સૂત્રનો ન્યાય અપાઇ ગયો છે, વિશેષ જાણવા ઇચ્છવા હોય તો સાંભળો, અધ્યાત્મ કલ્પદ્રુમની બીજી આવૃત્તિ સંવત્ ૧૯૬૭ માં છપાયેલ છે તેના પાને ૩૧૧ મે કહ્યું છે કે—

જીવનો અનાદિ સ્વભાવ અભિમાન કરવાનો છે તે સીધી અને આડકતરી રીતે શુભ કૃત્યોમાં પણ થઈ જાય છે અને તેનું કારણ વાસ્તવિક તત્વગવેષણા નહિ એજ છે. વિચાર કરતાં જણાય છે કે, વસ્તુસ્વરૂપ આથી ઉલટું જ છે, એક સુકૃત્ય કરવા પહેલા અથવા કરતી વખતે તેને ખાનગી રાખવાથી બહુ જાતના લાભ થાય છે. અભિમાન ન થઇ જાય તે બહુ મોટો લાભ છે. કારણ કે અભિમાનથી સુકૃત્યનું ફળ અહિંજ રહી જાય છે લોકમાં કીર્તિ લેપાય અથવા બહુ તો દેવગતિ મળે, પણ નિર્જરા થવી મુશ્કેલ છે. એ ઉપરાંત ગુપ્ત સુકૃત્ય કરતી વખત અપૂર્વ માનસિક આનંદ થાય છે, આત્મસ્વરૂપમાં રમણ થાય છે અને ફરજ બજાવવાનો શુદ્ધ ખ્યાલ આવે છે એ સર્વ લાભો જુદાજ છે

પ્રશ્ન ૬૮—ઉપરના ચાલતા અધિકારમાં કહ્યું છે કે—સ્વગુણ પ્રશંસાથી લાભ જરા પણ નથી, એમ કહેવાનું શું કારણ ?

ઉત્તર—ગ્રંથકારને આ વિષે કંઇક કહેવાની જરૂર છે માટે ગ્રંથકર્તા કહે છે કે—स्तुतैः श्रुतैर्वाप्यपरैर्निरीक्षितैः, गुणास्तवात्मन् सुकृतैर्नकश्चन । फलन्ति नैव प्रकटी कृतैर्भुवो, द्रुमाहि मूलैर्निपतन्त्यपित्त्वध. १०

અર્થ—"તારા ગુણો અથવા સુકૃત્યોની બીજા સ્તુતિ કરે અથવા સાંભળે, અથવા તારાં કામો બીજા જુએ, તેથી હે ચેતન! તને કાંઇપણ લાભ નથી. જેમકે ઝાડનાં મૂળ ઉઘાડાં કરી નાંખ્યાં હોય તો તેથી ઝાડ ફળતા નથી, પણ ઉલટાં ઉખડી જઇને ભોંયપર પડે છે. (તેમજ સારાં કામો પણ ઉઘાડાં પડવાથી ભોંયે પડે છે)"

ભાવાર્થ—એક માણસે પૃથ્વી ઉપર સુંદર ઝાડ વાવ્યું અને તેના મીઠા ફળ થશે એમ તેને લાગ્યુ, તેથી તેનું મૂળ કેવું હશે તે જોવાની ઈચ્છા થઇ, આમ વિચારી બીજાને બતાવવા સારૂ તથા પોતાને જોવા સારૂ મૂળ ફરતાં જે માટી કચરો વગેરે હતાં તે દૂર કર્યા અને મૂળ બધાએ જોયું પણ પરિણામ શું આવ્યું કે ફળ તો ન મળ્યું, પરંતુ ઝાડ પણ નાશ પામી ગયું.

આવીજ રીતે સારા કામોનો યશ સારો બોલાશે એમ ધારી આ જીવ સુકૃત્ય રૂપ મૂળ બીજાને જોવા સારૂ ઉખેડી તેની ફરતી અપ્રસિદ્ધતા રૂપ માટી વગેરે હોય છે તે દૂર કરે છે; તેમ કરવાથી જો કે યશ તો બોલાય છે, પણ તેના ફળનો નાશ થાય છે અને સુકૃત્યના નાશથી તે પોતે પણ નાશ પામી જાય છે.

પાને ૩૧૨મા કહે છે કે વિચારશો તો છે પણ તેમજ પારકા માણસો આપણા ગુણો કે સારા કામની સ્તુતિ કરે તેમાં લાભ શો છે? તાત્ત્વિક વિચાર કરતાં જણાય છે કે કીર્તિ કે માનની ઇચ્છા એ પણ અજ્ઞાન જન્ય છે, એમાં દમ જેવું નથી, અને વિચિક્ષણ માણસો કદી તેની ઇચ્છા કરતાં નથી. આગતુક રીત્યા (સ્વાભાવિક) તે મળી જાય તો ભલે મળે, પણ તેની ખાતર ચારિત્રવાન પોતાનું વર્તન કરે એ ચારિત્રનેજ છાજતુ નથી; અને ઘણું ખરૂં દુનિયામા બને છે પણ એમ કે જે એની પછવાડે દોડે છે, તેને એ વરતી નથી અને ઉલટો પછવાડે દોડવાનો કલેશ આપે છે. કીર્તિના લોભીને સુકૃત્યનો નાશ થાય છે અને ઘણી વાર ઉલટુ અપમાન મળે છે. આ સર્વ હકીકત અનુભવગમ્ય છે અને અવલોકન કરનાર તુરત પામી જાય તેવી છે. (ઇતિ.)

પ્રશ્ન ૯૯—તપ અને જ્ઞાનમાં વિશેષાધિક કોણ?

ઉત્તર—કોઇ એમ કહે કે અમે જ્ઞાન વડેજ મુક્તિ લઇશું અમારે તપની કાંઇ જરૂર નથી. તેમજ તપસ્યાના કરવાવાળા પણ એમજ બોલે છે કે તપશ્ચર્યા કરવાવાળાને જ્ઞાનની જરૂર નથી, તપસ્યા વડે પણ કર્મ ક્ષય

થાય છે એટલે જેમ જ્ઞાનવાદી તપનો નિષેધ કરે છે કે આવા તપ તો જીવે અનતીવાર કર્યા પણ કાંઇ આત્માનું વળ્યુ નહિ, તેમજ તપસ્યાના કરનારા પોતાના તપના અભિમાને કરીને જ્ઞાનને તુચ્છ માત્ર ગણી તપ વડેજ કર્મનો ક્ષય કરી મુક્તિ પદ લેશુ એટલેથી નહિ અટકતાં કોઇ કોઇ તપના મદથી પોતા સિવાય બીજાને લેખામા નહિ ગણતા માત્ર પુતળા સમાનજ માને એવા અભિમાનીને જ્ઞાનની રૂચિ નહિ થવાથી તે જ્ઞાન અને જ્ઞાનીઓના અવર્ણવાદ બોલે તે એટલે સુધી કે જ્ઞાનના અભ્યાસક તથા ઉપદેશકોને ભાટ ચારણ વગેરેની ઉપમા આપી પોતાનાજ તપને વિશેષ માને છે એમ બન્ને તરફના અવાજો નીકળતા સાભળી બન્ને તરફનો વિચાર કરતા એકાન્ત પક્ષે બન્નેનો મિથ્યાવાદ છે, બન્નેના ગર્વિષ્ટ વચનો છે. જ્ઞાનવાનને જ્ઞાન તો અને તપસ્યાના કરવાવાળાને તપશ્ચર્યાનો જો કે ઘણો મોટો ગુણ છે, પરંતુ તેમા કીર્તિ અને ગર્વ. અભિમાન વગેરે દુર્ગુણો ભળવાથી તેના ફળની (તેના ગુણની) નાસ્તિ થાય છે.

જૈનશાસ્ત્રમા એકલા જ્ઞાન વડે મુક્તિ કહી નથી મુક્તિ તો જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ ચાર વડે કહેલ છે, તેમા પણ જ્ઞાનની અધિકતા જણાય છે એમ કેટલાક શાસ્ત્રથી નિર્ણય થાય છે

મોક્ષ પામવાના ચાર દ્વાર કહ્યા છે તેમા જ્ઞાન એ મુખ્ય દરવાજો કહ્યો છે, જ્ઞાન વિના જપ તપાદિ સર્વ ક્રિયા નિષ્ફળ કહી છે અને અજ્ઞાન તપથી જો કે મોઢુ મીઠુ થાય તેથી શુ વળ્યુ ? માટે દરેક શાસ્ત્રમા પહેલું જ્ઞાન મેળવ્યા બાદ તપશ્ચર્યા કરવાનુ કહ્યુ છે. એ ઉપરથી એમ જણાય છે કે પ્રથમ શાસ્ત્ર જ્ઞાન કરવુ તેજ વિશેષ છે, અને દરેક શાસ્ત્રમા સૂત્રજ્ઞાન વિશેષ બળવાન કહેલ છે

પ્રશ્ન ૭૦—કોઈ એમ કહે કે જ્ઞાન તો માત્ર જાણવાને માટેજ છે પણ કર્મનો ક્ષય કરવાને માટે તો શાસ્ત્રમા તપ કહ્યો છે. नाणेण जाणइभाव × × तवेण परिसुधइ જ્ઞાન થકી જાણે સકલ તપસ્યા ક્ષપન સ્વરૂપ એ ઉત્તરાધ્યયન સૂત્રનું વાકય છે તેનું કેમ ?

ઉત્તર—એ વાત સત્ય છે. પણ શ્રી ભગવતીજીમા કહ્યું છે કે જીવ, અજીવ, ત્રસ, સ્થાવર. એ ચાર બોલો જાણ્યા વિના પચ્ચખાણ કરે તેના દુપચ્ચખાણ, અને એ ચાર બોલનું જ્ઞાન થયે સુપચ્ચખાણ કહ્યા છે. ના પચ્ચખાણ વિના તપ હોય નહિ માટે તપના કરનારને પહેલુ જ્ઞાન હોવુ જોઇએ. અને ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનમા પણ એજ કહ્યુ છે કે—

જ્ઞાન વિના ચારિત્રનો ગુણ નહીં અને ચારિત્રના ગુણ વિના કર્મથી મુકાવા પણું નથી. અહિંયાં તપનો સમાવેશ ચારિત્રમાં કર્યો છે. અને તેજ અધિકારે કહ્યું છે કે-ચારિત્રવડે આવતા કર્મને રોકે ત્યારેજ તપ વડે કર્મને ખપાવી શકાય એ બધાનો મૂળ હેતુ જ્ઞાન છે. જ્ઞાન હોય તોજ ચારિત્ર અને તપનું ફળીભુતપણું છે માટે જ્ઞાન સહિત જિનોકત તપ કરવાથી પૂર્ણ ફળની પ્રાપ્તિ થાય છે. તે સિવાયનો તપ માત્ર શરીરનેજ સુકવવા રૂપ છે. પૂર્વે કહેલા ज्ञान मेववुधाः प्राहुःकर्मणां तापनात्तपः ; એટલે, કર્મોનું જ્વલન કરવાથી જ્ઞાન એજ તપ છે. એમ તત્વજ્ઞો કહે છે.

પ્રશ્ન ૭૧—શું તપસ્યા કર્યા વિના માત્ર જ્ઞાનથીજ કર્મનું ખપવાપણું થાય છે? તેમાં વળી શાસ્ત્ર જ્ઞાનથી તપસ્યા કરવા કરતા અધિક કર્મની નિર્જરા કહે કે કર્મનું ખપવાપણું કહે એ વાત કેમ સંભવે?

ઉત્તર—એ વાત સમજવી કાંઇ પણ કઠણ નથી. જેને શાસ્ત્રનું જ્ઞાન હોય છે તે સહેલાઇથી સમજી શકે તેમ છે. ઘણા તપવડે જે ફળ પ્રાપ્ત થાય છે તેથી અધિક ફળ માત્ર જ્ઞાનવડે પ્રાપ્ત થાય તેમાં શું સંશય છે? આ, જે તપની વાત ચાલે છે તે તો માત્ર દેખાવના બાહ્ય તપનીજ વાત છે, તેથી ગુપ્ત છુપો અભ્યંતર તપ તે હજારો, લાખો કે કરોડો ગમે ગુણે કરી ચડીયાતો છે. તેમાં સઝાયને અભ્યંતર તપમા કહેલ છે તો સઝાય શાની સુત્રની તો સુત્રનું ભણવું ધારવું ને વિચારવું ઇત્યાદિક પાંચ પ્રકારની સજ્ઝાય ને અભ્યંતર તપ કહેલ છે. માટે સૂત્રજ્ઞાન એ પણ અભ્યંતર તપનો ભેદ છે. અને બાહ્ય તપથી વિશેષ ફળદાયક છે. તપસ્યા કરનાર માત્ર પોતાનોજ ઉદ્ધાર કરી શકે, અને સૂત્રજ્ઞાની પોતાનો અને બીજા અનેક જીવોનો ઉદ્ધાર કરી શકે છે, માટે શાસ્ત્રમા જ્ઞાનનો વિશેષ કહ્યો છે.

પ્રશ્ન ૭૨—સૂત્રજ્ઞાનથી કયા કયા ગુણોની પ્રાપ્તિ થાય છે તે જણાવશો ?

ઉત્તર—ભગવતીજીના બીજા શતકના પાચમા ઉદ્દેશામાં સિદ્ધાંત શ્રવણ કરવાથી દશ બોલની પ્રાપ્તિ કહી છે. તેમાં છેવટનો બોલ સિદ્ધપદની પ્રાપ્તિનો કહ્યો છે. તો તે તમામ જ્ઞાન ગુણનોજ પ્રતાપ છે. એટલાજ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે—

यथैधस्तेजसावह्निः प्राप्तनिर्दहतिक्षणात् ;तथाज्ञानाग्निनापापं,सर्वदहातिवेदवित् .

म. अ. ११ श्लो. २४६ मो.

અર્થ—અગ્નિ જેમ તેજવડે પાસે રહેલાં કાષ્ટોને ક્ષણમાંજ બાળીને

ભસ્મ કરી નાખે છે; તેમ વેદવેત્તા ( શાસ્ત્રવેત્તા ) પુરૂષ દાનરૂપી અગ્નિવડે સર્વ પાપોને બાળી નાખે છે.

ધર્મબિંદુ અધ્યાય બીજે પાને ૫૬ મે કહ્યું છે કે--

पापायऔषधंशास्त्र, शास्त्रपुण्यनिबन्धनम् ; चक्षुः सर्वत्रगंशास्त्रं, शास्त्रसर्वार्थ साधनम् १.

અર્થ--પાપરૂપ રોગનુ ઔષધ શાસ્ત્ર છે શાસ્ત્ર તે જે પુણ્યનું નિબંધન કહેતા કારણ છે વળી શાસ્ત્ર જે તે સર્વ જગ્યાએ ગતિ કરતુ એવું નેત્ર છે. એટલે આ નેત્રથી સર્વ દેખાતુ નથી ને શાસ્ત્રરૂપ નેત્રથી સર્વ દેખાય છે, માટે સર્વ અર્થનું સાધન શાસ્ત્ર છે.

પ્રશ્ન ૭૩--શાસ્ત્રનો અનાદર કરનારને શું ફળ ?

ઉત્તર—ઉપરના ચાલતા અધિકારમા કહ્યુ છે કે--यस्यत्वनादरः शास्त्रे, तस्यश्रद्धादयोगुणा, उन्मत्तगुणतुल्यत्वा, न्नाप्रशंसास्पदं सताम् २

અર્થ--જેને શાસ્ત્રને વિષે અનાદર છે તેના શ્રદ્ધાદિક ગુણ જે તે ઉન્મત્ત પુરૂષના જે ગુણ તેને તુલ્ય છે એ હેતુ માટે, સત્ય પુરૂષને પ્રશંસા કરવાનું સ્થાનક નથી થતા. मलिनस्ययथात्यन्तं, जलंवस्त्रस्य शोधनम् ; अन्तः-करणरत्नस्य, तथाशास्त्रविदुबुधाः ३.

અર્થ—મલીન એવાં વસ્ત્રનું અત્યત શોધન કરનાર જેમ જળ છે તેમ મલીન એવા અંત.કરણરૂપ રત્નને શોધન કરનાર શાસ્ત્ર છે એમ પંડિત પુરૂષ કહે છે. ( એ પ્રમાણે ધર્મબિંદુમા કહ્યું છે )

માટે તપસ્યા કરનારને જો કે જ્ઞાનગુણ થોડો હોય છે, તોપણ તેમણે શાસ્ત્રનો અનાદર કરવો નહિ. તેમજ શાસ્ત્ર અને શાસ્ત્રના અભ્યાસકનું ઉપહાસ્ય પણ કરવુ નહિ. કેમકે તેમ કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. એટલુંજ નહિ પણ તેમના અવર્ણવાદ બોલવાથી કિલ્લીપીપણું પ્રાપ્ત થાય છે એટલે ચંડાળ જાતિમા ઉત્પન્ન થવાય છે પછી પણ ઘણે ભાગે તો જીવ્હાની પ્રાપ્તિ થતી નથી ને કદાપિ જીવ્હા પ્રાપ્ત થાય તો તેનું બોલવુ કનિષ્ટ હોવાને લીધે અપ્રિય હોવાથી તેની ભાષા કોઇને ગમે નહિ. ઇત્યાદિ ઘણા કનિષ્ટ ફળની પ્રાપ્તિ છે.

માટે ઉત્તમ એવા તપનો ગુણ જેને પ્રાપ્ત થયો છે, તેણે તો કદાકાળ જ્ઞાન તથા જ્ઞાની પુરૂષોનો અનાદર કરવો નહિ તેમજ તેમની અવહેલણા આશાતના પણ કરવી નહી

પ્રશ્ન ૬૫—જ્ઞાનની રમણુતા વિના જપતપાદિ ક્રિયા કરે તેને માટે શું સમજવું ?

ઉત્તર—પીતાંબરી હુકમ મુનિકૃત "શ્રી જ્ઞાનપ્રકાશ પ્રકરણ સંગ્રહ" નામનો ગ્રંથ તેમા જ્ઞાનભૂષણમાં પાને ૯૫ મે કહ્યું છે કે—

જે મનુષ્ય એક કરોડ ઉપવાસ કરીને જેટલા કર્મ નારકીમા નિર્જરે એટલા કર્મ જ્ઞાની એક શ્વાસ નીચો લેઈને ઉંચો મૂકે તેટલામાં તેટલાં કર્મ નિર્જરે એવું શ્રી વીર પરમાત્માએ વિવિહાપન્નત્તિમાં કહ્યુ છે—

પાને ૧૨૭ મે જ્ઞાનની રમણુતા નથી અને વ્યવહાર માર્ગનુ ક્રિયા-કષ્ટાદિક તપ જપ કરે છે, તો તેથી લોક તેને તપસ્વી કહે તથા વ્યવહાર-માર્ગના ચાલવાવાળા પણ જાણે; લોક તેને ઘણું વખાણે પણ પરમાત્માએ તેને અધર્મી કહ્યા છે પણ ધર્મીમા ગવેષ્યા નથી.

પ્રશ્ન ૭૫—સમભાવવિના તપસ્યા કરનારને શું ફળ ?

ઉત્તર—ઉપરોક્ત કહેલા ગ્રંથના પાને ૨૯૬ મે તથા ૨૯૭ મે કહ્યુ છે કે તપસ્યા કહેતા આત્મવિજ્ઞાન રહિત કર્મનો નાશ ન કરે.

જે કોઇ જીવ સમભાવ વિના રાગદ્વેષ પરિણુતિનુ ઉઠાણ જાણતો નથી સ્થિર સ્વભાવ થયો નથી અને તીવ્ર આકરા તપ કરતો થકો કોટાન કોટી ભવ સુધી એવો તપ કરે અથવા કાયકલેશાદિક અનેક રીતના તપ કરે તોપણ કર્મ ખપે નહિ, એટલે અર્ધો ક્ષણમા જ્ઞાનીને જેટલા કર્મ ખપે તેટલા તપ થકી ન ખપે, શા કારણ માટે ? જે એ તપ છે તે કર્મબંધ છે, પણ મુક્તિ હેતુ નથી

વળી એજ ગ્રંથના પાને ૩૪૯ મે કહ્યું છે કે-જે કષ્ટક્રિયા આતાપના પ્રમુખ કરે છે તથા પચમહાવ્રત ચોખાં પાળે છે, બેંતાળીસ દોષ રહિત આહારાદિ લે છે ઇત્યાદિક જે કષ્ટ કરે છે તેને કંઇ દુક્કર કરણી કહીએ નહિ. એ તો સાધના સાધ્ય છે, એ બાળ જીવની કરણી છે, એ ક્રિયાતપ છે, તે દર્શનની ઓળખાણ આશ્રી તથા બાળ જીવ છે, તેને વાડામા રાખવા વાસ્તે છે માટે એ ક્રિયાનય છે સામાન્ય છે, તે એ ક્રિયાવાળાને કંઇ દુષ્કર કહેવાય નહિ.

પ્રશ્ન ૭૬—કોઇ વંદણા નમસ્કાર કરે યા ન કરે તેના ઉપર સાધુએ કેવો ભાવ રાખવો જોઇએ ?

ઉત્તર—દશવૈકાલિક સુત્રમા અધ્યયન ૫ મે બીજા ઉદ્દેશની ૩૦ મી ગાથામા કહ્યુ છે કે,

जे न वंद्रे न सेकुप्पे, वंदीउ न समुक्कसे;
एव मन्नेसमाणस्स, सामन्न मणुचिट्ठइ. २०

અર્થ.--ભગવંત મહાવીર દેવ કહે છે કે, હે મારા મુનિઓ! તમને કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તમે તેમના ઉપર કોપ કરશો નહીં, અને વંદણાદિક કરે તેથી હર્ષવાન થશો નહી, એમ બંનેને વિષે સમભાવ મનને વિષે માનતો થકો સાધુ તપસ્વી સંયમને વિષે સ્થિર રહે.

મુનિઓ! જો જો હો! નિર્માલ્ય એવા માન મરતબાના ભૂખ્યા થઇ વંદણા નમસ્કારાદિથી પૂજાવાને વિષે લુબ્ધ થતા નહીં, તેમા ઘુચાતા નહીં, કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તેના ઉપર દ્વેષ કરતા નહીં. કોઇ વંદણાદિક કરે તો તેના ઉપર રાગતા ધરાવતા નહી એ બંને કર્મ બંધનો હેતુ જાણી આત્મધર્મનો વિચાર કરવો.

પ્રશ્ન ૭૭—માન સન્માન પૂજા સત્કારના કામી થાય તેના માટે શું સમજવું?

ઉત્તર—તેના માટે તેજ વૈકાલિક સૂત્રના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશમા ૩૫ મી ગાથામાં કહ્યું છે કે,

पूयणट्ठा जसोकामी, माणसम्माणकामए;
बहु पसवइपावं, मायासल्लंच कुव्वइ. ३५

અર્થ—જે સાધુ તપસ્વી, પૂજા સત્કારનો અર્થી, જશનો કામી માન સન્માનનો કામી હોય; અને હમેશાં તેનેજ વિષે તેની વૃત્તિ રહેતી હોય તે ઘણા પાપનો પ્રસવ કરે છે એટલે ઘણા પાપનો વધારો કરે છે કેમકે તેના હૃદયમા માયાશલ્યનો વાસ હોવાથી તે બાહ્યાભ્યંતર કોપે કરી પ્રજ્વલિત હોય છે.

તેમજ સૂયગડાંગસૂત્રના બીજા અધ્યયનની ૧૧ મી ગાથામા કહ્યુ છે કે,

महया पलिगोवजाणिया, जावीय वंदण पूयणो,
इहं, सुहुमे सल्लेदुरुद्धरे, विउमंतापजहेज्जसथवं ॥११॥

અર્થ--જે સાધુ વંદના પૂજના વાંછે તે મોટા કાદવમાં ખુંતા સમાન એ કામ છે કેમકે જે થકી જીવને ગર્વ ઉત્પન્ન થાય તે અંતરંગ સૂક્ષ્મ તીક્ષ્ણ શલ્ય છે તે ઉદ્ધરતા ઘણો દુર્લભ છે, તે માટે વિવેકી પુરૂષ વંદના પૂજા શ્લાઘાના પરિચયનો ત્યાગ કરે ઇત્યર્થ --

પ્રશ્ન ૬૫—જ્ઞાનની રમણતા વિના જપતપાદિ ક્રિયા કરે તેને માટે શું સમજવું ?

ઉત્તર—પીતાંબરી હુકમ મુનિકૃત "શ્રી જ્ઞાનપ્રકાશ પ્રકરણ સંગ્રહ" નામનો ગ્રંથ તેમા જ્ઞાનભૂષણમાં પાને ૯૫ મે કહ્યુ છે કે—

જે મનુષ્ય એક કરોડ ઉપવાસ કરીને જેટલાં કર્મ નારકીમા નિર્જરે એટલા કર્મ જ્ઞાની એક શ્વાસ નીચો લેઈને ઉંચો મૂકે તેટલામાં તેટલાં કર્મ નિર્જરે એવું શ્રી વીર પરમાત્માએ વિવિહાપન્નત્તિમાં કહ્યુ છે—

પાને ૧૨૭ મે જ્ઞાનની રમણતા નથી અને વ્યવહાર માર્ગનુ ક્રિયા-કષ્ટાદિક તપ જપ કરે છે, તો તેથી લોક તેને તપસી કહે તથા વ્યવહાર-માર્ગના ચાલવાવાળા પણ જાણે, લોક તેને ઘણું વખાણે પણ પરમાત્માએ તેને અધર્મી કહ્યા છે પણ ધર્મીમા ગવેષ્યા નથી.

પ્રશ્ન ૭૫—સમભાવવિના તપસ્યા કરનારને શુ ફળ ?

ઉત્તર—ઉપરોક્ત કહેલા ગ્રંથના પાને ૨૯૬ મે તથા ૨૯૭ મે કહ્યુ છે કે તપસ્યા કહેતા આત્મવિજ્ઞાન રહિત કર્મનો નાશ ન કરે.

જે કોઇ જીવ સમભાવ વિના રાગદ્વેષ પરિણતિનુ ઉઠાણ જાણતો નથી સ્થિર સ્વભાવ થયો નથી અને તીવ્ર આકરા તપ કરતો થકો કોટાન કોટી ભવ સુધી એવો તપ કરે અથવા કાયકલેશાદિક અનેક રીતના તપ કરે તોપણ કર્મ ખપે નહિ, એટલે અર્ધી ક્ષણમા જ્ઞાનીને જેટલા કર્મ ખપે તેટલા તપ થકી ન ખપે, શા કારણ માટે ? જે એ તપ છે તે કર્મબંધ છે, પણ મુક્તિ હેતુ નથી.

વળી એજ ગ્રંથના પાને ૩૪૯ મે કહ્યું છે કે-જે કષ્ટક્રિયા આતાપના પ્રમુખ કરે છે તથા પંચમહાવ્રત ચોખા પાળે છે, બેંતાળીસ દોષ રહિત આહારાદિ લે છે ઇત્યાદિક જે કષ્ટ કરે છે તેને કઇ દુક્કર કરણી કહીએ નહિ. એ તો સાધના સાધ્ય છે, એ બાળ જીવની કરણી છે, એ ક્રિયાતપ છે, તે દર્શનની ઓળખાણ આશ્રી તથા બાળ જીવ છે, તેને વાડામા રાખવા વાસ્તે છે માટે એ ક્રિયાનય છે સામાન્ય છે, તે એ ક્રિયાવાળાને કઇ દુષ્કર કહેવાય નહિ

પ્રશ્ન ૭૬—કોઇ વંદણા નમસ્કાર કરે યા ન કરે તેના ઉપર સાધુએ કેવો ભાવ રાખવો જોઇએ ?

ઉત્તર—દશવૈકાલિક સુત્રમા અધ્યયન ૫ મે બીજા ઉદ્દેશાની ૩૦ મી ગાથામા કહ્યું છે કે,

जे न वंदे न सेकुप्पे, वंदीउ न समुक्कसे;
एव मन्नेसमाणस्स, सामन्न मणुचिट्ठइ. ३०

અર્થ:--ભગવંત મહાવીર દેવ કહે છે કે, હે મારા મુનિઓ! તમને કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તમે તેમના ઉપર કોપ કરશો નહીં, અને વંદણાદિક કરે તેથી હર્ષવાન થશો નહી, એમ બંનેને વિષે સમભાવ મનને વિષે માનતો થકો સાધુ તપસ્વી સંયમને વિષે સ્થિર રહે.

મુનિઓ! જો જો હો! નિર્માલ્ય એવા માન મરતબાના ભૂખ્યા થઇ વંદણા નમસ્કારાદિથી પૂજાવાને વિષે લુબ્ધ થતા નહીં, તેમાં ઘુચાતા નહીં. કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તેના ઉપર દ્વેષ કરતા નહીં. કોઇ વંદણાદિક કરે તો તેના ઉપર રાગતા ધરાવતા નહીં એ બંને કર્મ બંધનો હેતુ જાણી આત્મધર્મનો વિચાર કરવો.

પ્રશ્ન ૭૭—માન સન્માન પૂજા સત્કારના કામી થાય તેના માટે શું સમજવું?

ઉત્તર—તેના માટે તેજ વૈકાલિક સૂત્રના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશમા ૩૫ મી ગાથામાં કહ્યું છે કે,

पूयणट्ठा जसोकामी, माणसम्माणकामए;
बहु पसवइपावं, मायासल्लंच कुव्वइ. ३५

અર્થ—જે સાધુ તપસ્વી, પૂજા સત્કારનો અર્થી, જશનો કામી માન સન્માનનો કામી હોય; અને હમેશાં તેનેજ વિષે તેની વૃત્તિ રહેતી હોય તે ઘણા પાપનો પ્રસવ કરે છે એટલે ઘણા પાપનો વધારો કરે છે કેમકે તેના હૃદયમા માયાશલ્યનો વાસ હોવાથી તે બાહ્યાભ્યંતર કોપે કરી પ્રજવલિત હોય છે.

તેમજ સૂયગડાંગસૂત્રના બીજા અધ્યયનની ૧૧ મી ગાથામા કહ્યુ છે કે,

म्हया पलिगोवजाणिया, जावीय वंदण पूयणो,
इह, सुहुमे सल्लेदुरुद्धरे, विउमंतापजहेज्जसथवं ॥११॥

અર્થ--જે સાધુ વદના પૂજના વાંછે તે મોટા કાદવના ખુના નમાન એ કામ છે કેમકે જે થકી જીવને ગર્વ ઉત્પન્ન થાય તે અંતરંગ સૂક્ષ્મ તીક્ષ્ણ શલ્ય છે તે ઉદ્ધરતા ઘણો દુર્લભ છે, તે માટે વિવેકી પુરુષ વદના પૂજા શ્લાઘાના પરિચયનો ત્યાગ કરે ઇત્યર્થ --

પ્રશ્ન ૬૫—જ્ઞાનની રમણતા વિના જપતપાદિ ક્રિયા કરે તેને માટે શું સમજવું ?

ઉત્તર—પીતાબરી હુકમ મુનિકૃત "શ્રી જ્ઞાનપ્રકાશ પ્રકરણ સંગ્રહ" નામનો ગ્રંથ તેમા જ્ઞાનભૂષણમાં પાને ૯૫ મે કહ્યુ છે કે—

જે મનુષ્ય એક કરોડ ઉપવાસ કરીને જેટલાં કર્મ નારકીમા નિર્જરે, એટલા કર્મ જ્ઞાની એક શ્વાસ નીચો લેઈને ઉંચો મૂકે તેટલામાં તેટલા કર્મ નિર્જરે એવું શ્રી વીર પરમાત્માએ વિવિહાપન્નત્તિમાં કહ્યુ છે—

પાને ૧૨૭ મે જ્ઞાનની રમણતા નથી અને વ્યવહાર માર્ગનુ ક્રિયા-કષ્ટાદિક તપ જપ કરે છે, તો તેથી લોક તેને તપસી કહે તથા વ્યવહાર-માર્ગના ચાલવાવાળા પણ જાણે, લોક તેને ઘણુ વખાણે પણ પરમાત્માએ તેને અધર્મી કહ્યા છે પણ ધર્મીમા ગવેષ્યા નથી.

પ્રશ્ન ૭૫—સમભાવવિના તપસ્યા કરનારને શું ફળ ?

ઉત્તર—ઉપરોક્ત કહેલા ગ્રંથના પાને ૨૯૬ મે તથા ૨૯૭ મે કહ્યુ છે કે તપસ્યા કહેતાં આત્મવિજ્ઞાન રહિત કર્મનો નાશ ન કરે.

જે કોઇ જીવ સમભાવ વિના રાગદ્વેષ પરિણતિનુ ઉઠાણ જાણતો નથી સ્થિર સ્વભાવ થયો નથી અને તીવ્ર આકરા તપ કરતો થકો કોટાન કોટી ભવ સુધી એવો તપ કરે અથવા કાયકલેશાદિક અનેક રીતના તપ કરે તોપણ કર્મ ખપે નહિ, એટલે અર્ધી ક્ષણમા જ્ઞાનીને જેટલા કર્મ ખપે તેટલા તપ થકી ન ખપે, શા કારણ માટે ? જે એ તપ છે તે કર્મબંધ છે, પણ મુક્તિ હેતુ નથી

વળી એજ ગ્રંથના પાને ૩૪૯ મે કહ્યું છે કે–જે કષ્ટક્રિયા આતાપના પ્રમુખ કરે છે તથા પંચમહાવ્રત ચોખા પાળે છે, બેંતાળીસ દોષ રહિત આહારાદિ લે છે ઇત્યાદિક જે કષ્ટ કરે છે તેને કઇ દુક્કર કરણી કહીએ નહિ. એ તો સાધના સાધ્ય છે, એ બાળ જીવની કરણી છે, એ ક્રિયાતપ છે, તે દર્શનની ઓળખાણ આશ્રી તથા બાળ જીવ છે, તેને વાડામા રાખવા વાસ્તે છે માટે એ ક્રિયાનય છે સામાન્ય છે, તે એ ક્રિયાવાળાને કઇ દુષ્કર કહેવાય નહિ.

પ્રશ્ન ૭૬—કોઇ વદણા નમસ્કાર કરે યા ન કરે તેના ઉપર સાધુએ કેવો ભાવ રાખવો જોઇએ ?

ઉત્તર—દશવૈકાલિક સુત્રમા અધ્યયન ૫ મે બીજા ઉદ્દેશની ૩૦ મી ગાથામા કહ્યુ છે કે,

जे न वंदे न सेकुप्पे, वंदीउ न समुक्कसे;
एव मन्नेसमाणस्स, सामन्न मणुचिट्ठइ. ३०

અર્થ:—ભગવંત મહાવીર દેવ કહે છે કે, હે મારા મુનિઓ! તમને કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તમે તેમના ઉપર કોપ કરશો નહીં, અને વંદણાદિક કરે તેથી હર્ષવાન થશો નહી, એમ બનેને વિષે સમભાવ મનને વિષે માનતો થકો સાધુ તપસ્વી સંયમને વિષે સ્થિર રહે.

મુનિઓ! જો જો હો! નિર્માલ્ય એવા માન મરતબાના ભૂખ્યા થઇ વંદણા નમસ્કારાદિથી પૂજાવાને વિષે લુબ્ધ થતા નહીં, તેમા ઘુંચાતા નહીં. કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તેના ઉપર દ્વેષ કરતા નહીં. કોઇ વંદણાદિક કરે તો તેના ઉપર રાગતા ધરાવતા નહી એ બને કર્મ બંધનો હેતુ જાણી આત્મધર્મનો વિચાર કરવો.

પ્રશ્ન ૭૭—માન સન્માન પૂજા સત્કારના કામી થાય તેના માટે શું સમજવું?

ઉત્તર—તેના માટે તેજ વૈકાલિક સૂત્રના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશમા ૩૫ મી ગાથામાં કહ્યું છે કે,

पूयणट्ठा जसोकामी, माणसम्माणकामए;
बहु पसवइपावं, मायासल्लंच कुव्वइ. ३५

અર્થ—જે સાધુ તપસ્વી, પૂજા સત્કારનો અર્થી, જશનો કામી માન સન્માનનો કામી હોય; અને હમેશા તેનેજ વિષે તેની વૃત્તિ રહેતી હોય તે ઘણા પાપનો પ્રસવ કરે છે એટલે ઘણા પાપનો વધારો કરે છે કેમકે તેના હૃદયમા માયાશલ્યનો વાસ હોવાથી તે બાહ્યાભ્યંતર કોપે કરી પ્રજ્વલિત હોય છે.

તેમજ સૂયગડાગસૂત્રના બીજા અધ્યયનની ૧૧ મી ગાથામા કહ્યુ છે કે,

महया पलिगोवजाणिया, जावीय वंदण पूयणो,
इहं, सुहुमे सल्लेदुरुद्धरे, विउमंतापजहेज्जसथवं ॥११॥

અર્થ—જે સાધુ વંદના પૂજના વછે તે મોટા કાદવમાં ખુંતા સમાન એ કામ છે કેમકે જે વડી જીવને ગર્વ ઉત્પન્ન થાય તે અંતરંગ સૂક્ષ્મ તીક્ષ્ણ શલ્ય છે તે ઉદ્ધરતા ઘણો દુર્લભ છે, તે માટે વિવેકી પુરૂષ વંદના પૂજા સાધાના પરિચનો ત્યાગ કરે ઇત્યર્થ —

પ્રશ્ન ૭૮—ઉપરની ગાથાનો સવળો અર્થ નહિ લેતાં અવળો ઉપયોગ કરે તેનુ શું સમજવું?

ઉત્તર—તેનો ઇન્સાફ તો ઉપરની ગાથાઓમાંથીજ નીકળી આવે છે. બીજે ઠેકાણે જોવા જવાની જરૂર પડે તેમ નથી. અવળો ઉપયોગ કરવાવાળો પોતાની આપખુદીથી, અભિમાનને લઇને એટલે તપ આદિ ગુણોના પ્રભાવે દુનિયાએ માન્યો થકો, માન રૂપી માતંગે ચડયો થકો જે પૂજા સત્કાર માન સન્માનનો જશ કીર્તિનો લુબ્ધ થયેલો બીજાઓને પુતળા સમાન ગણી દુનિયામાં ઘણા અનર્થ કરે અને પોતાને પ્રાપ્ત થયેલ લક્ષ્મીને અવળે માર્ગે લુંટાવે તે પોતે પોતાનાજ આત્માનો શત્રુ બને છે. અને કુડ કપટ કષાય રૂપી કાદવમા ખુતે છે. અરે પોતાનાજ શસ્ત્ર વડે પોતાના આત્માનો વિનાશ કરે છે. અરે આ તો ઉજળું જળહળતું બે ધારૂં ભાવ ખડગ પોતાનો અને પોતાના સંગતીઓનો વિનાશ કરે છે. ખટપટ, કુસંપ, કલેશ, વૈર, વિરોધ, નિંદા, ઇર્ષ્યા અને રાગદ્વેષ રૂપી વમલમાં એક બીજાઓને બાથ પકડી સંસાર રૂપી સમુદ્રના ચક્રવાલમાં પડે છે. અર્થાત્ તે જીવો પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે નહિ, તે બીજાઓનો કેવી રીતે કરી શકે? કહ્યું છે કે

દોહરા.

જાણે જગતને તારશુ, આપ તરી સહુ સાથ;
તીર તજી પડયા વમલમાં, પકડી અવળી બાથ ૧
આપ ધખે પર ધાખવે, ઉપજે ઉભયને રોષ;
તો નિશ્ચય કરી જાણવો, ટળ્યો ન અંતર દોષ. ૨
રાગદ્વેષની બેડીમાં, જે જન પડીઆ આપ;
તે પરને કેમ છોડશે, ઉલટો કરે સંતાપ. ૩

માટે હે ભવ્ય જીવો! એવા દુર્ગુણોને દૂર કરી, પોતાને પ્રાપ્ત થયેલા તપ સંયમાદિ ગુણોનું રક્ષણ કરવું તેજ આત્માને શ્રેય છે. એમ જિન વીતરાગ દેવનું તત્ત્વ પ્રકાશે છે.

પ્રશ્ન ૭૯—શિષ્ય આ કાળમા તપથી દેવ દર્શન કેમ થતુ નથી?

ઉત્તર—શાસ્ત્રો પરથી તથા વૃદ્ધોના કહેવા પરથી એમ જણાય છે કે આગળ પર તપજપાદિ ક્રિયા કરનારાને દેવ દર્શન થતું તે એટલે સુધી કે એક અઠમ કરી બેસનારાની પાસે તુરતજ દેવતા હાજર થતા અને મનોવાંછિત કાર્ય કરતા, તથા તે સિવાય અનેક પ્રકારની લબ્ધિઓ પણ પ્રાપ્ત

થાતી એમ શાસ્ત્ર થકી જણાય છે. અને આ કાળમાં દેહને ભસ્મ કરનારા તથા વિકટ તપશ્ચર્યાદિ કરનારા તથા શીતોષ્ણાદિ કાળે આતાપના લેનારા ઘણા જોવામાં આવે છે, છતા તેઓને કોઇ પ્રકારની લબ્ધિ કે દેવ દર્શન વગેરે કાઇ પણ પ્રાપ્ત થતું નથી તેનું શું કારણ?

ઉત્તર—ગુરૂ–હે શિષ્ય! તારૂં પ્રશ્ન ઘણુજ ખુબી ભરેલુ છે. પરતુ તે વિષે હું તને સૂત્રના ન્યાયથી જણાવું તે સાંભળ આગળના સાધુઓ ઘણાજ સરળસ્વભાવી અને આત્માર્થી હતા જેથી સૂત્રોમા તેમને पगइ भद्दयाए पगइ विणयाए पगइ मउए पगइ उवसंते साणुक्कोसीयाए अमच्छरियाए. એક તરફથી પ્રકૃતિના ભદ્રિક, પ્રકૃતિના વિનીત, પ્રકૃતિના સુકમાળ, સરળ, પ્રકૃતિના ઉપશાત, અનુકપાવત, દયાળુ, મત્સર, અહંકાર અભિમાન રહિત એવા સ્વભાવવાળા—

બીજી તરફથી દશાશ્રુતસ્કધ સૂત્રના પાચમા અધ્યયનમા કહેલી ચોથી ગાથા પ્રમાણે વર્તણુક ચલાવવાવાળાને દેવદર્શન થાય છે.

પ્રશ્ન ૮૦—ઉપરનો પાઠ કયા સૂત્રમા છે અને દશાશ્રુતસ્કધમા શુ કહ્યુ છે તે જણાવશો?

ઉત્તર—ઉપર કહેલો પાઠ ભગવતીજી વગેરે ઘણા સૂત્રોમા છે અને દશાશ્રુતસ્કધમા પાચમા અધ્યયનમા આ પ્રમાણે કહ્યુ છે (ગાથા)

पताइभयमाणस्स, विचित्तसयणासण, अप्पाहारस्स दतस देवाउसेरताइणो ।४।

અર્થ—અતપ્રાત આહારનો કરનાર, પાપકર્મથી બીહનાર, સ્ત્રી, પશુ, પડગ (નપુસક પાવઇયાદિ) રહિત સ્થાનક પાટપાટલાદિ આસનો સેવનાર અર્થાત્ ચોખુ બ્રહ્મચર્ય પાળનાર, અલ્પ આહારનો કરનાર ઇંદ્રિયોનો દમનાર એવો હોય તને દેવતા દર્શન દે છે.

અર્થાત્ આગળના ઉત્તમ પુરૂષો એવા સદ્‌ગુણોવાળા હતા કે તેઓની કરેલી તમામ કરણી ફળીભૂત થતી તેનુ મૂળ કારણ તો એજ છે કે તેઓ જે જે કરણી કરતા તે કાઇ પણ પોતાના સ્વાર્થ વિના માત્ર પરમાર્થ બુદ્ધિ એટલે મોક્ષ ફળનેજ હેતે એકાત નિર્જરા અર્થે, નિરાશીભાવે કરતા તે પણ ખેદ રહિત અકલુષિતપણે તથા સરલ અને મૃદુ પ્રકૃતિને લઇને લબ્ધ્યાદિ ગુણોની પ્રાપ્તિ અને દેવતાનુ આવવુ શીઘ્ર થતુ

પ્રશ્ન ૮૧—શુ આ કાળમા ઉપર કહ્યા પ્રમાણેના પ્રકૃતિના નહિ હોય?

ઉત્તર—નહિ હોય એમ કેમ કહી શકાય? મહુન્ન વસુ વના ઘણાએ ઉત્તમ પુરૂષો પેદા થયા, થાય છે ને થશે પાચમા આરાના છેડા સુધી

એકાવતારી જીવ હોવાનો સંભવ છે. પણ એવા સમદ્રષ્ટિ જીવ ભાગ્યેજ જોવામાં આવશે. વર્તમાન સમયનો વિચાર કરતાં જપતપાદિ ક્રિયાના કરવાવાળા નજરે પડે છે ખરા, પરંતુ તેમનું અંતઃકરણ ઉપર વર્ણવેલા ગુણોક્ત શુદ્ધ હોય એમ જણાતું નથી; ક્રિયા પ્રમાણે અંતઃકરણ શુદ્ધ હોય તો ફળીભૂત કેમ ન થાય? અવશ્ય થાય.

એક તુલસીદાસ નામના કવિએ કહ્યુ છે કે—સબ ધન પત્થર કરી જાને, સબ સ્ત્રી માત સમાન; એટલું કર્યે પ્રભુ નહી મળે તો, તુલશીદાસ જમાન?

એ પ્રમાણે ધાવ બનાવી તુલશીદાસ પોતાના ગુરૂ પાસે લઇ જતાં તેમના ગુરૂએ કહ્યું કે તારૂં જમાનપણું રહે તેમ નથી, કેમકે એવા તો દુનિયામાં ઘણા નીકળનારા જોવામાં આવે છે પણ દુર્લભ તો એ છે કે—સાંભળ—

સબ ધન તજવો સેલ હે, સેલ તજવો ત્રિયા નેહ;
પરનિંદા ને ઇર્ષા, તુલસી દુર્લભ તેહ. ૨.

પરાઇ નિંદા ને આપકી બડાઇ, પારકા સુખે દુ:ખીયા અર્થાત્ કોઇનુ ભલું સહન ન કરી શકે. તે ઇર્ષા—અદેખાઇ એટલે નિંદા ને ઇર્ષા તેણે આ દુનિયામા ઉંડી જડ નાખી છે કે જેણે ત્યાગી તથા ભોગીનાં તમામના અંતઃકરણ મલીન કરી દીધા છે કે જેણે કરીને તેઓનાં સારાં કૃત્યોના શુભ ફળ બેસવા દીધાજ નહિ. જુઓ તો ખરા કે એક સાધારણ મતવાળા ધર્મને વિષે કાંઇ પણ નહિ સમજતા છતા ફક્ત ભદ્રિક (સરળ) પ્રકૃતિને લઇને તેઓના આયુષ્યની વાતો, આગળથી કહી બતાવે છે ને તેઓના કહેવા પ્રમાણેજ આયુષ્યની હદ પૂરી પડે છે તે પ્રમાણે વિકટ કષ્ટ સહન કરનારા કાંઇ પણ જાણે નહિ તે કેવી અજાયબી? અહિયાં એટલુજ કહેવું બસ છે કે એના સાધારણ જ્ઞાનની હાની થવાનુ કારણ માત્ર માયા (કપટ), પરનિંદા ને ઇર્ષા એજ છે. એ પ્રમાણે જેની ટેવ હોય છે તે કલેશથી કે પરનિંદાથી ડર ખાતા નથી પણ શાસ્ત્રકાર તો ખુલ્લુ કહે છે કે તેના તમામ શુભ કૃત્યોનો નાશ થાય છે. તો પછી દેવદર્શન તો થાયજ કયાથી? અને લબ્ધિની આશા હોયજ શાની?

પ્રશ્ન ૮૨—નિંદા, ઇર્ષા અને માયાવંત પ્રાણીને સદ્દગુણની હાનિ ઉપરાંત શુ ફળ પ્રાપ્ત થાય છે?

ઉત્તર—ધ્યાનવિચાર નામના પુસ્તકમાં પાને ૩૯ મે કહ્યુ છે કે—કલેશ કરવાથી, અને પરનિંદા કરવાથી, જીવ અશુભ કર્મ ઉપાર્જન કરે છે

ઉપદેશમાળામાં કહ્યું છે કે—परदोसे जयंतो न लहइ. अत्थं जसं न पावइ; सुयणं-विकुणइसत्तुं, बंधइ कम्ममहाघोरं. १.

ભાવાર્થ—ચેતન પારકાના દૂષણો કાઢતો છતો અર્થ કઇ પામતો નથી અને પારકાના અપવાદ-દૂષણો બોલતો છતો યશકીર્તિ પામી શકતો નથી અને નિંદા કર્યાથી સજ્જન, મિત્રને પણ નિંદક પુરૂષ શત્રુ કરે છે, અને પરદોષ બોલતો છતો મહા ઘોરકર્મ બાધે છે. વળી અદેખાઇ દ્વેષ વિના સંસારની કારણીભૂત એવી પારકાના દૂષણની કથા થતી નથી, એ માટે નિંદકપણું વર્જવું. માણુસ ધારે છે કે પારકાના દૂષણ કાઢીશ એટલે મારી મોટાઇ થશે પણ જાણતો નથી કે-કોયલા ચાવ્યે લાલ મુખ કદી થાય નહિ. કાળુંજ મુખ થાય તેમ પારકી નિંદાથી પોતાની મહત્તા ઓછી થાય છે, અને પરભવમાં દારૂણ દુ:ખ ભોગવવુ પડે છે, માટે આત્મહિતાર્થી જીવે પરનાં દૂષણ કદી ઉચ્ચારવા નહિ. વળી જીવે માયા પણ કરવી નહિ કપટથી હજારો વર્ષ સુધી ચારિત્ર પાળ્યુ હોય છે તો પણ નિષ્ફળ થાય છે. માસ માસને અંતે પારણુ કરે, અને લુખુ અન્ન વોહરે પણ જો મનમાં કપટ છે તો તેથી અનંત વખત જન્મ મરણ થશે ભૂમિશયન કરવું, કેશલુંચન કરવુ તે પણ શું કરે છે પણ માયાનો ત્યાગ કરવો દુષ્કર છે. (ઇતિ)

એટલે ગમે તેવી ક્રિયા કરે, ગમે તેવા તપ તપે પણ ત્યાં સુધી કપટ, નિંદા ને ઇર્ષાનો ત્યાગ નથી કર્યો ત્યાં સુધી તેની કરેલી તમામ ક્રિયા નિષ્ફળ થાય છે કે જેથી ઉત્તમલબ્ધિ કે દેવદર્શન વગેરે કાંઇપણ ચમત્કારી બાબત પ્રગટ થઇ શકતી નથી

પ્રશ્ન ૮૩—સાધુને કેટલા પ્રકારની ભાષા અવશ્ય વર્જવી જોઇયે ?

ઉત્તર—પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં સંવરદ્વારમાં અધ્યયન બીજે કહ્યુ છે કે સૂત્રપાઠ—

सच्चंपियसंजमस्स उवरोहकारकं किंचिनवत्तव्वं, हिंसा, सावज्जसंपउत्तं भेद-विकहकारकं, अणत्थवायं, कलहकारकं अणज्जं, अववायविवायसंपउत्तं वेलंबउज्जं धेजबहुल, निलज्जलोयगरहणिज्जं दुद्दिठ, दुसुयं, दुमुणियं, अप्पणो थवणा परेसुनिंदा.

અર્થ—સત્ય વચન હોય તોપણ, સંયમને બાધા ઉપજાવે તેવુ વચન હોય તો અલ્પ માત્ર પણ બોલવા યોગ્ય નથી. તે કેવા પ્રકારના વચન કે હિંસાકારી વચન સાવદ્ય પાપ સહિત વચન, સંપ્રદાયમાં અંતરાયકર તથા જ્ઞાનાદિકને ભેદકારી વચન, ચાર પ્રકારની તથા સાત પ્રકારની વિકથાકારક

વાર્તાનું વચન, અનર્થકારી વચન, ક્લેશ ઉત્પન્ન થાય તેવું વચન, અનાર્યનીપેરે વચન, અપવાદકારી વચન, વિવાદકારી વચન, વિવાદ વચન, વિટંબણાકારી વચન, દ્વેષકારી વચન, લજ્જા રહિત વચન, લોક નિંદે તેવું વચન, દુષ્ટ દીઠું તે વચન, દુષ્ટ સાંભળ્યું તે વચન, આ દુષ્ટ અજાણ પુરૂષ છે અથવા આ દુષ્ટ સાધુ છે, આપણી સ્તુતિ અને પરનિંદા ન બોલે અર્થાત્ એ કહેલી તમામ એવા પ્રકારની ભાષા સાધુને બોલવી કલ્પે નહિ.

પ્રશ્ન ૮૪—ઉપર વર્જેલી ભાષાને કદિ કોઇ સાધુ બોલે તો તેને ભગવતે કેવો કહ્યો છે?

ઉત્તર—ભગવંતે જે ભાષા વરજી છે, જે વચન બોલવાનો નિષેધ કરેલ છે છતાં તેવા પ્રકારની ભાષા તેવા પ્રકારના વચનોનો બોલણહાર હોય તેના માટે ભગવંતે કહ્યું છે કે—

नसीमेहावीण, नसीधणो + + + नसीपीयवम्मो, नतंकुलीणो, नसिंदाणपति, नतंसिसूरो, नतपडिरूवो, नतंसिलद्धो, + + + नतंपंडियो; नवहुसुयो, नवियतंतवस्सी,

અર્થ—તે પુરૂષ બુદ્ધિવત નહિ, સારરૂપ ધનનો લેણહાર નહિ તથા તે ધન્યવાદને પાત્ર નહિ, તે પ્રિયધર્મી નહિ, તે નિર્મળજાતિનો કુલવંત નહિ, તે દાતાર નહિ, તે શૂર નહિ, તે ભલો રૂપવત (સારા વેશનો ધણી) નહિ, તે સૌભાગ્યવત તે રૂડા આચારવાળો નહિ, ને પડિત નહિ, + + + તે બહુ સત્રી નહિ, તે તપસ્વી પણ નહિ, અર્થાત્ તેને કોઇ પ્રકારે સદ્ગુણી કહેવો નહિ

પ્રશ્ન ૮૫—ઉપરોક્ત (પૂર્વે કહેલા) વચનના બોલનારને કેવા ફળ હોય?

ઉત્તર—नयावीपरलोग, ननिछियमतिसी, — — — सव्वकालंजातिकुलरूव, नाहीरोगेणवाविनहोइ, वज्जणीज, दुहओ, उवयारमतिक्कात.

અર્થ—વળી તેજ સૂત્રમા તેજ અધિકારે કહ્યુ છે કે પૂર્વે વર્જેલા વચનના બોલનારને કેવા ફળ હોય કે—આ ભવને વિષે નથી શ્રેયકારી મતિ જેની એવો, અને સર્વ કાળ વિવિધ પ્રકારના રોગે કરી આક્રાંત, અને પરભવને વિષે ભલી જાતિ, ભલું કુળ, ભલુ રૂપ, શુભ ગતાગતી એટલા વાનાં ન પામે એવો બેય પક્ષનો (આ ભવ અને પરભવનો) વર્જનિક તે પુરૂષ હોય

પ્રશ્ન ૮૯—નિંદાના કરનારને કયા કયા દોષ લાગુ થાય છે? તે વ્રતનો આરાધક કહેવાય કે નહિ?

ઉત્તર—પ્રશ્નવ્યાકરણ સૂત્રના સંવરદ્વારના ત્રીજા અધ્યયનમાં નિંદકોને તેર દોષની પ્રાપ્તિ કહી છે, ને તે વ્રતનો આરાધક થતો નથી તે સૂત્ર પાઠથી જણાવીએ છીએ,

परपरीवाउ, परस्सदोसो । + – परस्सनासेइ, जंचसुकयं दाणस्सय अतराइयं, दाणविप्पणासो, पेसुणंचेव, मछरियं, + + + सद्दकेर झझकरे, कलहकेर, वैरकरे, विगहकरे, निच्चरोसी, सेसारीसए नाराहएवयमीणं.

અર્થ—પારકા અવર્ણવાદનો બોલનાર (નંદક) પારકા દોષનો પ્રગટ કરનાર ૧ ભલા કીધેલા દાનનો અંતરાય પાડનાર ૨, દાનનો નાશ કરનાર ૩ અનેરાની ચાડી કરનાર ૪, મચ્છર ભાવ ધરનાર ૫ + + + આક્રોશ વચને બોલનાર ૬, ઝગડાનો કરનાર ૭. કલેશનો કરનાર ૮, વેરનો કરનાર ૯, વિગ્રહનો કરનાર ૧૦, અસમાધિનો કરનાર ૧૧, નિરંતર ગાઢ વેરનો વધારનાર ૧૨ નિરંતર સદાય રોષનો ધરનાર ૧૩ એવો પુરૂષ વ્રતને આરાધે નહિ. ઇતિ.

દશાશ્રુતસ્કંધ સૂત્રમા નિંદા કરનારને મોટો અસમાધિરો અને પુઠના માસનો ખાનાર કહ્યો છે.

શાસ્ત્રના આધાર પ્રમાણે વિદ્વાન્ પુરૂષો કહે છે કે—

દોહરા

નિંદક સરખો નહિ પાપીયો, તામેં તેરે દોષ,
દુજે સવરે દેખ લો, કીણવિધ જાશે મોક્ષ. ૧.
સંજમ પાળે સિદ્ધ ભજે, શીયળ ન ખંડે રેખ,
તબલગ મુક્તિ વેગળી, જબલગ રાગ ને દ્વેષ ૨.

જ્યા સુધી આત્મા નિર્મળ થયો નથી, પારકી ખટપટ મુકી નથી, રાગદ્વેષથી ન્યારો થયો નથી, નિંદા, ક્રોધ, વેર, ઇર્ષા, મદ, મોહ, માયા, (કપટ) મત્સર, કુસંપ, કલેશ, વિશ્વાસઘાત, અને કૃતઘ્નપણું આદિ દુર્ગુણોને દેશવટો દીધો નથી ત્યા સુધી ગમે તેટલી ક્રિયા કરવામા આવે, ગમે તેટલો આચાર પાળે, ગમે તેટલો તપ તપે ગમે તેવા વ્રત, નિયમ, પચ્ચખાણ કરે કે ગમે તેવા અતપ્રાંત લુખા અને તુચ્છ આહાર કરે. અરે કાયાને બાળીને ભસ્મ કરી નાખે પણ એ બધું છાર ઉપર લીંપણ છે.

માટે હે માગ બંધુઓ! તમારી કરેલી કરણીને લેખે લગાડવી હોય તો અંતરના દોષોને દૂર કરી તમારા હૃદયને નિર્મળ કરો, સમભાવ દશા ધારણ કરો, ક્ષાંત્યાદિક ઉત્તમ ગુણોને અંગીકાર કરો, પોતાના અને પરના આત્માને શાંત ભાવનાથી શુદ્ધ કરો, સંસારની ખટપટ અને સંસારીની ગુલામીને દૂર કરી તે બંધનથી આત્માને મુક્ત કરી, દરેક ઠેકાણે શાંતિના ને સંપના નેજા ફરકાવો કે જેથી તમારા અને અનેરા ઘણા જીવોનો ઉદ્ધાર થશે.

પ્રશ્ન ૮૭--નિંદાના કરનાર કેવી બુદ્ધિવાળા હોય છે?

ઉત્તર—સત્યાર્થ પ્રકાશમાં પાને ૪૧૯ મે કહ્યું છે કે—નવેતियो यस्य गुणप्रकर्षं, सतस्यनिन्दा सततंकरोति; यथाकिरातीकरिकुम्भजाता, मुक्ताः परित्यज्यबिभर्ति गुञ्जाः ॥ वृ० चा० अ० ११। श्लो० १२॥

અર્થ—જો જીસકા ગુણ નહિ જાણતા વહ ઉસકી નિંદા નિરંતર કરતા હૈ જૈસે જંગલી ભીલ ગજમુક્તાઓકો છોડ ગુંજાકા હાર પહિન લેતા હૈ. ॥૧॥

પ્રશ્ન ૮૮—આપની પ્રશંસા પરની નિંદાનું શું ફળ?

ઉત્તર—શ્વેતાંબર તેરાપંથ મતસમીક્ષા મુનિ વિદ્યાવિજય કૃત સન્ ૧૯૧૪ માં છાપ્યું છે-તેના પાને ૮૧ મે કહ્યું છે કે-परात्मनिन्दाप्रशंसे सदसद गुणछादनो भावने च नीचैर्गोत्रस्य.

પરનિંદા, આત્મપ્રશંસા, પરના છતા ગુણનું આચ્છાદન અને પોતાના અછતા ગુણનું પ્રગટ કરવું, તે નીચ ગોત્રના આશ્રવ છે.

तद्विपर्ययोनीचैर्वृत्त्यनुत्सेकौचोत्तरस्य.

ઉપર કહ્યાથી વીપરીત એટલે આત્મનિંદા, પરપ્રશંસા, પોતાના છતા ગુણનું આચ્છાદન અને પરના અછતા ગુણનું પ્રગટ કરવું, નમ્ર વૃતિનું પ્રવર્તન અને કોઇની સાથે ગર્વ નહિ કરવો, એ ઉચ્ચ ગોત્રના આશ્રવ છે.

પ્રશ્ન ૮૯—જેના વિશ્વાસે રહેલા તેજ માણસ પડખામા રહીને તેનું બુરૂ ચિનવે બુરૂં કરે એવા વિશ્વાસઘાતીને શું ફળ?

ઉત્તર--નીતિશાસ્ત્રમા કહ્યું છે કે-विश्वासेप्रतिपद्यानां, तेहिजाविश्वास घातीकं; तेनगानरकेपुयान्ति, यावत्चंद्र दीवाकरौ. ॥१॥

જેના વિશ્વાસે રહેલ હોય તેજ વિશ્વાસે રહેલાનો ઘાત કરે એવા વિશ્વાસઘાતી મનુષ્યો મરીને નરકને વિષે જાય છે, અને જ્યાં સુધી ચંદ્ર

સૂર્ય તપે ત્યાં સુધી તે ત્યા રહે છે. અર્થાત્ જેટલી ચંદ્ર સૂર્યની સ્થિતિ હોય તેટલો કાળ વિશ્વાસઘાતી નરકમાં રહે

પ્રશ્ન ૯૦—કરેલા ઉપકારના ઓળવનાર અથવા ઉપકારના બદલે અપકાર કરનાર કૃતઘ્નીને શું ફળ પ્રાપ્ત થાય ?

ઉત્તર—નીતિશાસ્ત્રમા કહ્યું છે કે–मेरु नगस्यनभारा, नभारासप्तसागरा, कृतघ्नस्यमहाभारा, महाभारा विश्वासघातकाः ॥१॥

પૃથ્વી એમ કહે છે કે મને મેરૂ પર્વતનો ભાર નથી તેમ પણ સાત સમુદ્રનો ભ ર નથી, પરતુ આ પૃથ્વીપર કૃતઘ્ની (કરેલા ઉપકારને ઓલવનાર અથવા અવળો બદલો આપનાર), અને વિશ્વાસ ઘાતી તે બન્ને મારી પીઠપર બોજારૂપે થઇ પડે છે, તેનો મને મહા ભાર લાગે છે. અર્થાત્ એવા પ્રાણીઓ આ દુનિયામા ભારભૂત છે

પ્રશ્ન ૯૧—કૃતઘ્ની કોણ હોઇ શકે ?

ઉત્તર—પાડવનું ઉત્તર ચરિત્ર પ્રકરણ ત્રીજું પાને ૨૮ મે કહ્યુ છે કે–हीनेकुले प्रजातो भवति कुधी' कातरो भवति; उपकारिण्यपकर्तानभवति, मूविजार जदन्य.—

અર્થ—જે માણસ નીચ કુળમા જન્મ્યો હોય તે કુબુદ્ધિવાન અને બીકણ થાય પરતુ ઉપકાર કરનારનો જે અપકાર કરે તે જાર પિતાથી ઉત્પન્ન થયેલા વિના બીજો હોતો નથી.

પ્રશ્ન ૯૨--ચાડાલ કેટલા પ્રકારના ?

ઉત્તર—નીતિશાસ્ત્રમા પાચ પ્રકારના ચાડાળ કહ્યા છે તે એક શ્લોક–कुट्टसाक्षी सुहृद्द्रोही, कृतघ्नदीर्घरोपण, चत्वारकर्मचाडाला पंचनोजाति म त्व ?

અર્થ—ખોટી શાક્ષી પૂરનાર ૧, રૂડા હૃદયવાળા ઉપર દ્રોહ કરનાર ૨, કૃતઘ્ની ૩, લાંબો કાળ રોષ રાખનાર ૪, આ ચાર પ્રકારના કર્મ ચાડાલ તે કર્તવ્યે કરીને ચાડાલપણુ પામે છે અને પાચના ચાડાળની જાતિમાં ઉત્પન્ન થયેલ તે પણ ચાડાળ કહેવાય છે

પ્રશ્ન ૯૩--ગુરૂ કે મિત્ર ઉપર દ્રોહ રાખનાર કૃતઘ્ની અને વિશ્વાસ-ઘાતના કરનારને શુ ફળ ?

ઉત્તર--નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે–गुरुमित्र द्रोही कृतघ्न, तथा विश्वास घातक, ते यातिनरकं घोरं, यावच्चन्द्र दिवाकरौ. ४.

અર્થ--ગુરૂ અથવા મિત્ર ઉપર દ્રોહ કરનાર, કૃતઘ્ની તથા વિશ્વા [illegible]
[illegible]
[illegible]

પ્રશ્ન ૯૪--ગુર્વાદિકથી માયા કપટ સેવનાર અને અવર્ણવાદ બોલનારને શું ફળ ?

ઉત્તર—ઉત્તરાધ્યયનના ૩૬ મા અધ્યયનમાં કહ્યું છે કે-नाणस्सकेवलीणं, धम्मायरियस्ससंघसाहूणं; माई अवण्णवाई, किव्विसियंभावणं कुणइ ।१६४ ( વાડીલાલવાળા ઉત્તરાધ્યયનમાં )

અર્થ—જ્ઞાની, કેવળી, ધર્મગુરૂ, ધર્માચાર્ય, ધર્મ ઉપદેશના દેનાર ધર્મ પમાડનાર તથા ચતુર્વિધસંઘ અને સાધુ એટલા જણથી માઇભાવે વરતી કપટ રાખી તેમના અવર્ણવાદ બોલે-વાંકાબોલે-નિંદા કરે, અપજશ બોલે તે કિલ્વીષીની ભાવના ભાવનારો કહીએ. એટલે તે મરીને કિલ્વીષી જાતના ( ચાંડાલ જાતના ) દેવતા થાય

તે ઉપરાંત ભગવતીજીમાં કહ્યું છે કે-અનંતો સંસાર પરિભ્રમણ કરે.

અને નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે-ગુર્વાદિકના વાંકાં બોલી તેમના માનનો ભંગ કરે તેને વગર શસ્ત્રે પણ શસ્ત્રે કરી વધ કરવા જેટલો દોષ લાગે

પ્રશ્ન ૯૫--એક પણ અક્ષરના દાતારને ગુરૂપદે ન માને તેને શું ફળ ?

ઉત્તર--નીતિશાસ્ત્રમાં કહ્યુ છે કે-एकाक्षरप्रदातारं, सोपिगुरुनमन्यते; श्वानयोनिशतंगत्वा, चाडालोपिचजायते. ॥१॥

અર્થ--એક પણ અક્ષરના દાતારને ગુરૂપદે ન માને તે શ્વાનની યોનિમા સો વાર ઉત્પન્ન થાય છે અને પછી વારવાર ચાંડાલપણાને પામે છે.

પ્રશ્ન ૯૫--ગુરૂનો ત્યાગ કરનારને શું ફળ ?

ઉત્તર—નીતિશાસ્ત્રમા કહ્યું છે કે-गुरुत्यागेभवेत् दुःखी, मंत्रत्यागेदरिद्रता, गुरुमंत्रपरित्यागो, मृत्योपिनरकंव्रजेत. ॥१॥

અર્થ--ગુરૂનો ત્યાગ કરનાર તે દુ:ખી થાય છે અને મંત્ર એટલે ભગવત્ સ્મરણનો ત્યાગ કરવાથી દારિદ્રપણું પ્રાપ્ત થાય છે. ગુરૂ અને મંત્ર બન્નેનો ત્યાગ કરનાર મરીને નરકમાં જાય છે

પ્રશ્ન ૯૭—અવિનીતના લક્ષણ શુ ? અને તે કેવાં ફળને પામે ?

ઉત્તર--દશવૈકાલિક સૂત્રના ૯ મા અધ્યયનના પહેલા ઉદ્દેશામાં મંડાતાં પહેલી ગાથામા કહ્યું છે કે-थंभावकोहावमयप्पमाया, गुरुस्सगासेविणयं नसिक्खे; सोचेवओ तस्स अभूइ भावो, फलंवकीयस्सवहायहोइ.

અર્થ—જે સાધુ અભિમાની હોય, ક્રોધી હોય, મદવંત હોય, અને પ્રમાદી હોય તે ગુરૂની પાસેથી વિનયથી જ્ઞાન લે નહિ. તે અભિમાની થકો ગુરૂ પ્રત્યે અભાવે વર્તે તેવાઓ વાંસના ફળની પેઠે વિનાશ પામે છે. અર્થાત જ્ઞાનનો નાશ થવા સાથ પોતાનું પતિત થવાપણું થાય છે. એટલે અભિમાની

જીવો ગુરૂ વિમુખી થકા દુર્ગતિને પામે છે. ( આ અધ્યયનમાં વિનીત અ-વિનીતના ગુણદોષનું સ્વરૂપ સારી રીતે જણાવવામાં આવ્યું છે ).

પ્રશ્ન ૯૮—વિનયમાં કેવા ગુણો રહ્યા છે ?

ઉત્તર—સાભળો, શાસ્ત્રમાં કહ્યું છે કે–ગાથા—

विणयाओ जिणसासनमूलो, विणयाओ संजमोतवो, विणओ विप्पमुक्कस, कओधम्मो कओतवो. ॥१॥

અર્થ—વિનય જે છે તે જિન શાસનનું મૂળ છે, વિનય એજ સંયમ અને તપ છે જે પ્રાણી વિનયને મૂકે છે અર્થાત્ વિનયથી ઉપરાઠો થાય છે તેને ચારિત્રરૂપ ધર્મ અને તપ શું કામનો છે ? વિનય ગુણ વિનાના એ સર્વ નિષ્ફળ છે માટે આત્માર્થી જીવે વિનય મૂકવો નહિ

પ્રશ્ન ૯૯—ઉપકારીનો ગુણ ઓશીગણ ક્યારે થાય ?

ઉત્તર—ઠાંણાગઠાણે ૩ જે, ઉદ્દેશે ૧ લે કહ્યું છે કે–શેઠનો વાણોતર માતાપિતાનો પુત્ર અને ગુરૂનો શિષ્ય, પોતાનું શરીર સંપદા તમામ અર્પણ કરે આખી જીંદગી સુધી તોપણ ગુણ ઓશીગણ થાય નહિ તેના ઉપકારનો બદલો વળે નહિ, પરંતુ તેને સમકિત પમાડે, ધર્મ પમાડે. અને તેમનો અંતસમય સુધારી તેમના આત્માને શાંતિ પ્રાપ્ત કરે આરાધિકપદ પમાડે ત્યારે તે ગુણઓશીગણ થયો કહેવાય

પ્રશ્ન ૧૦૦—વૈડાલવૃત્તિવાળા મનુષ્યોની પ્રવૃતિઓ કેવા પ્રકારની હોય છે ?

ઉત્તર—નીતિશાસ્ત્રમા જ્યાં પાખંડીઓના લક્ષણ જણાવ્યા છે ત્યાં કહ્યુ છે કે–धर्मध्वजीसदालु, छाद्मिकोलोकदम्भकः, वैडालवृतिकोज्ञेयो, हिंस्रसर्वाभी सन्धकः १.

અર્થ—(ધર્મધ્વજી) ધર્મ કંઇપણ ન કરે પંતુ ધર્મને નામે લોકોને ઠગે (સદા લુબ્ધ) સર્વદા લોભે કરી યુક્ત (છાદ્મિક) કપટી (લોકદંભક) સંસારી મનુષ્યની પાસે પોતાની બડાઇના ગપોડા માર્યા કરે, (હિંસ્ર) પ્રાણીઓનો ઘાતક અન્ય સાથે વૈરબુદ્ધિ રાખવાવાળો. (સર્વાભીસંધક) સારા અને નરતા સર્વ સાથે મળતીયાપણું રાખે તેને (વૈડાલવ્રતીક) બિલાડ સમાન અર્થાત બિલાડી જેવી વૃત્તિવાળો વર્તે અથવા નીચ સમજે ૧.

પ્રશ્ન ૧૦૧—બગવૃત્તિવાળા મનુષ્યોનું શુ લક્ષણ ?

ઉત્તર—अधोदृष्टिर्नैष्कृतिकः, स्वार्थसाधनतत्पर ; शठोमिथ्याविनीतश्च, बकव्रतचरोनराः ॥१॥

અર્થ—( અધોદૃષ્ટિ ) પોતાની [illegible] નીચે દૃષ્ટિ [illegible] (નૈ-ષ્કૃતિક ) [illegible] તેનો [illegible] [illegible]

તેના બદલામાં સામાના પ્રાણ લેવા સુધી તત્પર થાય, (સ્વાર્થ સાધન) ચાહે કપટ અધર્મ વિશ્વાસઘાત કેમ ન હોય, પરતુ પોતાનુ પ્રયોજન પોતાનું કાર્ય સાધવામા ચતુર હોશિયાર (શઠ.) ચાહે પોતાની વાત જૂઠી કાં ન હોય, પરતુ હઠ કદી ન છોડે. (મિથ્યાવિનીતઃ) મૂઠ મૂઠ અને ઉપરથી શીલ સતોષ ને સાધુતાદિ બતાવે તેને (બકવ્રત) બગલા સમાન નીચ સમજો, એવા એવાં લક્ષણોવાળા (નરા.) મનુષ્યો પાખડી હોય છે. તેનો વિશ્વાસ કે સેવા કદી કરવી નહિ. અર્થાત્ તેનો સગ પણ ન કરવો અને તેવાઓના વિશ્વાસે તો કદી પણ રહેવુંજ નહિ.

પ્રશ્ન ૧૦૨—અન્યાય અધર્મમા ચાલવાવાળાને તેનો બદલો કેમ મળતો નથી?

ઉત્તર—એ તો આપણી સમજમાં ફેર છે આપણી દૃષ્ટિએ ન આવે તેથી એમ સમજવું નહિ કે અધર્મીને બદલો નથી મળતો. જેમ કોઇ બીજ વાવવામા આવે છે તેનું ફળ તેની મુદત પાકયે મળે, તેમ અન્ય અધર્મના કરવાવાળાને તેનો બદલો તેના કર્મની મુદતે અવશ્ય મળે છે. ઉવવાઈ સૂત્રમાં કહ્યું છે કે-सुच्चिणाकम्मा सुचिणफलाभवंति दुच्चिणाकम्मा दुचिणफला भवंति. સુકૃતના કરવાવાળાને શુભ ફળ અને દુઃકૃતના કરવાવાળાને દુષ્ટ ફળ હોય છે. ઉત્તરાધ્યયનના ચોથા અધ્યયનમાં કહ્યુ છે કે—कडाणकम्माणनमोक्ख अત્થિ. કરેલાં કર્મનો આ ભવે કે પરભવે મુદત પાકયે ઉદય આવ્યે તેનાં ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. વળી નીતિશાસ્ત્રમા પણ કહ્યું છે કે—

नाधर्मश्चरितोलोके, सद्यः फलतिगौरीव; शनैरावर्त्तमानस्तु, कर्त्तुर्मूलानिकृन्तति. १

અર્થ—કરેલું અધર્મ નિષ્ફળ કદી હોતુ નથી, પરંતુ જે સમય અધર્મ કરે તેજ સમય તેનું ફળ મળતુ નથી. તેણે કરીને અજ્ઞાની લોક અધર્મથી ડરતા નથી તથાપિ નિશ્ચય જાણો કે તે અધર્માચરણ ધીરે ધીરે અધર્મીના સુખોના મૂળોને કાપતું ચાલ્યુ જાય છે.

अधर्मेणैधतेताव, त्ततोभद्राणिपश्यति; ततः सपत्नाञ्जयति, समुलस्तु विनश्यति. २.

અર્થ—અધર્માત્મા મનુષ્યધર્મની મર્યાદા છોડી મિથ્યા ભાષણ, કપટ, પાખડ, રક્ષણ કરનારને વિટંબના, ધર્મશાસ્ત્રનું ખંડન તથા વિશ્વાસઘાતાદિ કર્મોવડે ધનાદિ પદાર્થોએ પ્રથમ તો વૃદ્ધિ પામે પશ્ચાત્ ધનાદિ ઐશ્વર્યવડે ખાન, પાન, વસ્ત્ર, આભૂષણ, યાન, સ્થાન, માન, પ્રતિષ્ટાદિ પ્રાપ્ત થાય છે. અન્યાયથી શત્રુઓને પણ જીતે છે. પશ્ચાત્ શીઘ્ર નષ્ટ થઈ જાય છે. જેમ જડમાથી કાપેલું વૃક્ષ નાશ પામે છે તેમ અધર્મી પણ નાશ પામે છે.

પ્રશ્ન ૧૦૩—એક માણસે અધર્મથી પાપ કરી મેળવેલું ધન, તેના ભોક્તા તેના કુટુંબ વગેરે તે પાપના ભાગીદાર થાય કે કેમ?

ઉત્તર—જેણે પાપથી-અધર્મથી ધન મેળવ્યું છે તેમા જેની મન, વચન કે કાયાથી જેટલે જેટલે અંશે સમ્મતિ હોય તેવા પ્રકારના તે તે જીવ ભાગીદાર થાય છે પણ અધર્મથી કરેલા પાપનો બોજો તો પોતાનેજ માથે ચડે છે. તેના ફળ તો પોતાનેજ ભોગવવા પડે છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ચોથા અધ્યયનની ૪ થી ગાથામા કહ્યું છે કે-

संसारमावन्न परस्स अट्ठा, साहारणं जंच करेइकम्मं, कम्मस्स ते तस्सउवेयकाले, नवंधवाबंधवयंउवेंति. ॥४॥

અર્થ—કોઇ મનુષ્ય સંસારને વિષે પોતાના (મિત્ર, પુત્ર, કલત્ર બાંધવાદિ) અર્થે અથવા પારકાને અર્થે કાંઇ કૃત્ય કરે છે તે કર્મફળના વિપાક સમયે (ફળ ભોગવવા ટાણે) સગા સગાપણું સાચવતા નથી પણ અળગા જઇને ઉભા રહે છે (અર્થાત્) પોતાની કર્મબંધનરૂપ કમાઇ જીવને પોતાનેજ ભોગવવી પડે છે.

તેમજ અન્યશાસ્ત્રમા પણ કહ્યુ છે કે—

एकः प्रजायतेजन्तु, रेकएव प्रलीयते, एकोनु भुङ्क्ते सुकृत, मेक एव दुष्कृतम्. १. ॥ मनु० ४ ॥ २४० ॥

અર્થ—જુઓ એકલોજ જીવ જન્મ અને મરણને પ્રાપ્ત થાય છે. અને એક પોતેજ ધર્મનું ફળ જે સુખને અધર્મનુ ફળ જે દુઃખ તેનો ભોક્તા થાય છે.

વળી મહાભારતે ઉદ્યોગ ૫૦ પ્રજાગર ૫૦ અધ્યાય ૩૨ મે કહ્યુ છે કે-

एकः पापानिकुरुते, फलभुङ्क्ते महाजन , भोक्तारो विप्रमुच्यन्ते, कर्ता-दोषेणलिप्यते. १.

અર્થ—અહિયા સમજો કે કુટુંબમા એક પુરૂષ પાપ કરીને કમાઈ લાવે છે અને ઘણા જન અર્થાત્ સર્વ કુટુંબ તેના ભોક્તા થાય છે, પરંતુ ભોગવવાવાળા દોષભાગીદાર થાતા નથી, પણ અધર્મના કરનાર તેનેજ દોષના ભાગી થાય છે

પ્રશ્ન ૧૦૪—જે કુટુંબમા કુસંપ-કલેશ હોય તે કુટુંબની શી દશા થાય?

ઉત્તર—તે વિષે નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે—

प्रतापोगौरवं पूजा, श्रीयशो तुष्टिसन्ततिः; [illegible], [illegible] हरति. १.

અર્થ—કુટુંબની અંદર જ્યાંસુધી કુસંપ કલેશ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી પ્રતાપ, મહત્તા, માન્યતા, લક્ષ્મી, કીર્તિ, સુખ અને સંપતિનો વધારો થાય છે. પરંતુ જ્યારથી કુસંપ પેદા થાય છે. ત્યારથીજ એ સાત વસ્તુઓ ક્ષય રોગની પેઠે ન્યૂનતાને ભજતી થોડા વખતમા પ્રલય દશાને આધીન થાય છે.

कलितो जायते क्रोधः; क्रोधाद्द्वेषः प्रवर्द्धते; आत्मघात परावात, स्ततो-गच्छत्यघोगतौ. ॥२॥

અર્થ—કુસંપથી ક્રોધાગ્નિ જાજ્વલ્યમાન થાય છે, તેથી દ્વેષની વૃદ્ધિ થાય છે. દ્વેષથી આત્મઘાત તેમજ બીજાનો વધ કરવામાં પ્રવૃત્તિ થાય છે. અને તેથીજ નરક ગતિમાં જાય છે.

પ્રશ્ન ૧૦૫—દુષ્ટ જનના સંગથી આત્માને શું ફળ પ્રાપ્ત થાય છે?

ઉત્તર—નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

શ્લોક.

कुसंगासंगदोषेण, साधवोयांति विक्रीय; एकरात्रिप्रसंगेण काष्टघंटा वीटंत्रणा ॥१॥

અર્થ—કુસંગી એવા દુષ્ટ જનના સંગથી સારા માણસોને દોષિત બનવું થાય છે અને તેમાથી વિક્રિય કેતાં મોટી આપદામા ઉતરવું થાય છે. દાખલા તરીકે, ભોળી એવી ગાયને એક રાત્રિનો દુષ્ટ ગધેડાનો સંગ થવાથી ગળામાં કાષ્ટને ડેરો પડયો અને મોટી વિટંબણામાં બિચારી ગરીબડી ગાયને પડવાપણું થયું.

માટે પાંડવના ઉત્તર ચરિત્રમા પ્રકરણ ત્રીજે પૃષ્ટ ૨૮ મે શ્રીકૃષ્ણ સદ્ઉપદેશ ધર્મરાજા પ્રત્યે કહે છે કેઃ—

अमात्प्रमादादपिदैवयोगा, न्माभूत्सत्वा दुष्टजनैः प्रसंगः;

यदुद्भवानां किलकिल्बिषाना, प्राणातिको विस्मरणप्रकारः १

અર્થ—ભ્રાંતિથી, પ્રમાદથી અથવા દેવયોગથી પણ સજ્જનને દુષ્ટ જનનો પ્રસંગ થશોમાં જે પ્રસંગમાંથી ઉત્પન્ન થયેલાં દુઃખો પ્રાણ જાય ત્યારેજ ભૂલી જવાય છે.

બ્રહ્માનંદની શિક્ષાપત્રિમાં ૨૬મા શ્લોકમાં કહ્યું છે કે कृतघ्नसंग स्त्यक्तव्यो, કૃતઘ્નીનો સંગ તજી દેવો.

પ્રશ્ન ૧૦૬—જે, ઘરમા કે કુટુબમાં કે ગામમાં અથવા દેશમાં રાજમા કે સમાજમાં ખટપટ કુસંપ કલેશ કે રાગદ્વેષની પરિણુતિ હોય મારા તારાપણું વિશેષ હોય જ્યાં માયા ભાવ વધારે સેવાતો હોય, જ્યાં ઉપકારના બદલે અપકાર થતો જોવાતો હોય સજ્જનોપર ખોટા હુમલા

થતા હોય, જ્યા નીતિ અનીતિ જોવાતી ન હોય, ગોળખોળ એક ભાવે વેચાતો હોય, અને દુષ્ટ સ્વભાવની પ્રકૃતિઓ વધારે સેવાતી હોય ત્યાં સજ્જન પુરૂષોએ શું કરવું ?

ઉત્તર—જેમ પોતાના આત્માને હિત થાય અને કલેશની વૃદ્ધિ ન થાય તેમ સત્પુરૂષોએ વર્તવુ પણ પોતાના આત્માને અશ્રેય જણાય તો તેવાં સ્થળો છોડી શાતિનો માર્ગ પકડવો નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે,—

शकटं पचहस्तेन, दशहस्तेन वाजीन, कुजरगतहन्तेन देशत्यागेन दुर्जनः १

અર્થ—ગાડાથી પાચ હાથ, ઘોડાથી દશ હાથ, અને હાથીથી સો હાથ તરીને ચાલવું, પરતુ જ્યા દુર્જન માણસો વસતા હોય ત્યા તો નહિ પણ તે દેશમા પણ સજ્જન માણસો નહિ વસતા દેશ ત્યાગ થાનુ તે વધારે સલામતી ભરેલુ છે

શ્રી ઉપદેશસાગર પુસ્તકમા પાને ૯૯ મે શ્રી ઉપદેશ શતકમા શ્લોક ૭૪ મો તેમા કહ્યુ છે કે--

छेदश्चदनचूतचंपकवनेरक्षापिशाखोटके, हिंसाहंस मयुरकोकिलकुलेकाकेषु नित्यादरः; मातगेनखरक्रयः समतुलाकर्पूरकापासयो, रेपामत्र विचारणा गुणिगणे देशायतस्मै नमः ॥७७॥

ભાવાર્થ--જે દેશમા ચદન, આબા અને ચપા જેવા ઉત્તમ ઝાડનો નાશ થતો હોય અને બાવળ, કથાર, જેવા નીચ ઝાડનુ પોષણ (રક્ષણ) થતું હોય, જ્યા હસ, મોર કોયલ એવા ઉત્તમ જનાવરનો નાશ થતો હોય અને કાગડા વગેરેનું રક્ષણ થતુ હોય, જ્યા ગધેડા અને [illegible] સરખા ગણાતા હોય અથવા સરખે ભાવે વેચાતા હોય, જ્યા કપૂર અને કપાસીયાના સરખા ભાવ હોય એ પ્રમાણે થતુ હોય તે દેશનો પંડિત પુરૂષે દુરથીજ નમસ્કાર કરી ત્યાગ કરવો, પણ ગામમા પ્રવેશ કરવો નહિ

આનો પરમાર્થ એ છે કે-જ્યા સજ્જનોનો દ્રોહ થતો હોય અને દુર્જનનો આદર થતા હોય ત્યા સત્પુરૂષોએ છેટેથીજ સલામ કરવી.

એક કવિએ કહ્યુ છે કે— દોહરો.

સજ્જન તજે ન સજ્જનતા, દુર્જન તજે ન ટેક
સાકર તજે ન મધુરતા, સોમલ તજે ન [illegible] ૧
હલદી જરદી નહિ તજે, ખટરસ તજે ન આમ,
ગુણીજન ગુણકુ નહિ તજે, ગુણકુ તજે [illegible] ૨

પ્રશ્ન ૧૦૭—ખોટું આળ દેવાવાળાને શું દંડ? અને તે કયા પ્રકારનુ કર્મ બાંધે ?

ઉત્તર--શ્રી ભગવતીજી શતક ૫ મે ઉદ્દેશે ૬ ઠે છેવટના અધિકારમાં કહ્યું છે કે-જે પ્રાણી કોઇને અછતું આળ દે, તે જીવ તેવાંજ કર્મ ઉપરાજે તેને તેવીજ રીતે આળ આવે ને વળી ગર્ભમા પણ તેવીજ આળનુ કર્મ ભોગવે

પ્રશ્ન ૧૦૮--ઉપકાર કરવાવાળા સજ્જનોપર દુષ્ટજનો અપકાર કરવા તત્પર કેમ થતાં હશે?

ઉત્તર—શ્રી ઉપદેશસાગરમાં પાને ૮૫-૮૬ માં શ્રી ઉપદેશ શતકના શ્લોક ૩૫ થી ૩૮ સુધીમાં કહ્યું છે કે—

उपकारोपिनीचाना, मपकारोहि जायते; पयःपानं भुजगाना, केवल विषवर्धनम् ॥३५॥

ભાવાર્થ--નીચ માણસને ગમે તેટલો ઉપકાર કરવામા આવે, પરંતુ તે ઉલટો દ્વેષરૂપ બને છે. જેમ સર્પને ગમે તેટલુ દુધ પાવામા આવે પરંતુ તે ઝેરરૂપ બને છે. તેમ દુર્જનને ગુણ કર્યો હોય પણ અવગુણરૂપ બને છે.

सर्पदुर्जनयोर्मध्ये, वर सर्पो नदुर्जन ; सर्पोदशतिकालेन, दुर्जनस्तु पदेपदे. ।३६।

ભાવાર્થ--દુર્જન અને સર્પ એ બેમાં કોણ ભલુ એમ કોઇ પુછે તો સર્પ ભલો એમ કહેવું કેમકે સર્પ ફક્ત ચપાયોજ કરડે, પણ દુર્જન માણસ તો વગર ચંપાયો પગલે પગલે કરડે (દુઃખ દે છે) માટે દુર્જન માણસ કરતાં સર્પ સારો વળી કહ્યુ છે કે--

सर्पः क्रूरः खलः क्रूरः, सर्पात्क्रूरतः खल. ; मत्रेणशाम्यतेसर्पो, न खलः शाम्यते कदा. ३७.

ભાવાર્થ—ખલ પુરૂષ અને સર્પ બન્ને પણ સરખા છે. સર્પ કરડે તે મંત્ર પ્રયોગથી પણ ઉતરે અને ખલ પુરૂષ જો હૃદયમાં દ્વેષબુદ્ધિ રાખે તો મત્રથી પણ મટે નહિ માટે ખલ કરતા સર્પ સારો. વળી કહ્યું છે કે-

तक्षकस्यविषंदते, मक्षिकायाविषंशिरः ; वृश्चिकस्य विषपुच्छ, सर्वांगे दुर्जनो विषं. ।।३८।।

ભાવાર્થ--સર્પને દાઢમા ઝેર હોય છે મધમાખને માથામા ઝેર હોય છે. વીંછીને આકડામા ઝેર હોય છે અને દુર્જન માણસને રૂવાડે રૂંવાડે ઝેર હોય છે, માટે તેનાની દૂર રહેવુ.

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાળજી સ્વામી તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી "પ્રશ્નોત્તર મોહનમાળા" ગ્રંથ ભાગ ૮ મો સમાપ્તઃ ॥



પરમ પૂજ્યશ્રી ગોપાલજી સ્વામી તત્ શિષ્ય

મુનિશ્રી મોહનલાલજી કૃત.



# શ્રી પ્રશ્નોતર મોહનમાળા

## ભાગ ૯મો.



# શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા.

## ભાગ ૯ મો.

પ્રશ્ન ૧—સાધુ તથા આર્યાને ચોમાસું તથા શેષકાળ રહ્યા પછી કેટલે કાળે પાછું તે સ્થળે આવવું કલ્પે ?

ઉત્તર—શ્રી આચારાંગ સૂત્રમા બીજા શ્રુતસ્કંધે અધ્યયન બીજે, ઉદ્દેશે બીજે, બાબૂવાળા છાપેલ પાને ૧૦૭ મે, શીતકાળ, તથા ઉષ્ણકાળ તથા વર્ષાકાળના ચાર માસ રહી એટલે શેષકાળ તથા ચોમાસું રહી પાછા બમણો કાળ બાહીર રહ્યા વિના તે સ્થળે પાછા આવે તો તેને ઉપસ્થાન ક્રિયાદોષ લાગે. તે સૂત્રપાઠથી તથા ભાષાથી જણાવીએ છીએ.

सेआगंतारे सुवा जेमवंतारो उउवहियंवा वासावासियंवाकप्पं उवातिणा वेत्तातं दुगुणा तुगुणेण अपरिहारित्ता तत्थेवभुज्जो संवसंति अयमाउसो इतराउवठाण किरिया याविभवति. ॥ ભાષામાં પણ કહ્યું છે કે—

માસ કલ્પ તથા ચોમાસું, રહી વળી અનેરે ઠામે માસ કલ્પ કરી બે તથા ત્રણ માસને અંતરે વણ કીધે વળી તે ઉપાશ્રયે વસે તો ઉપસ્થાન દોષ દુષ્ટ જાણવો તે માટે ત્યાં સાધુને રહેવું ન કલ્પે.

અહિયાં તો શેષ કાળ કે ચોમાસું રહી પછી બે ત્રણ માસ બહાર રહી ત્યા આવવાને કે શેષકાળ રહેવાને વાંધો નહિ એમ કહ્યું છે.

પ્રશ્ન ૨—બે ત્રણ માસ બહાર રહી પછી શેષકાળ રહેવું કલ્પે તે તો શેષકાળ કર્યો હોય તેને લાગુ થાય, પણ ચોમાસાના ચાર મહિના રહે તેને આઠ મહિના બહાર રહ્યા પહેલા તે સ્થળે આવાયજ નહિ, આમ કેટલાકનુ બોલવું થાય છે તેનું કેમ ?

ઉત્તર—એ સૂત્રનો ન્યાય જાણ્યા વિના બોલે છે આ ઠેકાણે સૂત્રનો અભિપ્રાય એવો છે કે-શેષકાળ રહેલા સાધુ આર્યાને બમણો કાળ બહાર રહીને એટલે સાધુને બે ત્રણ મહિના અને આર્યાને ચાર છ મહિના પછી તેજ સ્થળે શેષકાળ રહેવું કલ્પે, અને જે સ્થળે ચોમાસું રહેલ હોય ત્યાં ચોમાસું રહેવું ક્યારે કલ્પે કે બે ત્રણ ચોમાસાં બહાર ( બીજે ) કર્યા પછી તે સ્થળે ચોમાસું રહેવું કલ્પે. અર્થાત્ ઉપરા ઉપર ચોમાસું રહેવું કલ્પે નહિ વચ્ચે બે ત્રણ ચોમાસાનું અંતર પડવુ જોઈએ. આ પ્રવૃત્તિ આખા જૈન વર્ગમા સરખી છે. છતાં કોઇ દુનિયાને ભ્રમિત બનાવવા એમ કહે કે-

ચોમાસાના ચાર મહિના રહેલાને આઠ મહિના પહેલાં તો અવાયજ નહિ, એમ સૂત્ર સૂચવે છે. એમ બોલતા પ્રત્યે કહીએ કે–તો પછી આઠ મહિના બહાર રહીને ત્યા આવે એટલે ચોમાસાનો કાળ પણ શરૂ થાય, તો પછી ત્યાં ચોમાસું રહેવું કલ્પે ખરૂ કેમ ?

પ્રશ્ન ૩—એકાંતવાદી-ઉપરાઉપર ચોમાસું રહેવું તો કલ્પે નહિ. ચોમાસાના માટે તો વચ્ચે બે વરસનું અંતર પડવું જોઇએ.

ઉત્તર—અનેકાંતવાદી-એ ન્યાય કયાંનો લાવ્યા ? એક વખત એમ કહો છો કે ચોમાસાના ચાર મહિના રહેલાને આઠ મહિના ગયા પછી ત્યા આવી રહેવું કલ્પે અને બીજી વખત કહો છો કે બે ચોમાસા બહાર રહ્યા વિના ત્યાં ચોમાસું રહેવું કલ્પે નહિ સૂત્રમાં બે વાત કહી નથી, ત્યાં તો બમણો કાળ બહાર રહ્યા વિના ત્યાં રહેવું કલ્પે નહિ એમ કહ્યું છે તો બમણો કાળ કાં તો ચોમાસાનો લ્યો કે કા તો શેષકાળનો લ્યો જો શેષકાળનો બમણો કાળ લેશો તો કાયમ ચોમાસાનો કાળ છુટો રહેશે આઠ મહિના બહાર કાઢે અન ચોમાસુ ત્યાજ રહ્યા કરે તો તમારા મતે તેને વાધો નથી અને જો બે ચોમાસાં બહાર રહ્યા પછી રહેવુ એમ ઠરે તો શેષકાળને માટે આઠ મહિનાનો સવાલ ઉડી જશે, બે મહિના બહાર રહ્યા પછી ગમે ત્યારે શેષ કાળ રહી શકે. સૂત્રના ન્યાય પ્રમાણે શેષકાળ રહેલાને એક માસ રહેનારને બે માસ પછી અને ચોમાસુ રહેલાને બે ચોમાસા પછી ત્યા ચોમાસુ રહેવું કલ્પે, અને ચોમાસું રહેલાને શેષકાળ માટે બે મહિના પહેલા અવાય નહિ અને કદાપિ આવે તો એક બે રાત્રિથી વધારે રહેવાય નહિ, એ વાત ન્યાયપૂર્વક જણાય છે.

પ્રશ્ન ૪—સાધુ સાધ્વીને રોગાદિક કારણ વિના ચોમાસું તથા શેષકાળ ઉપરાંત રહેવું કલ્પે કે કમ ?

ઉત્તર—ચોમાસું ઉતરે વર્ષાદ વરસવે રસ્તો બધ પડવાદિક કારણે ચોમાસા ઉપરાત પદર દિવસ વધારે રહેવાની ભગવતની આજ્ઞા છે શાખ આચારાગના બીજા શ્રુતસ્કધમા, અધ્યયન ૩ જે, ઉદ્દેશે ૧ લે બાબૂવાળા છાપેલ પાને ૧૩૨ મે ઉપર પ્રમાણે કહ્યુ છે

પ્રશ્ન ૫—કાઇ પણ કારણ વિના શેષકાળ કે ચોમાસા ઉપરાત રહે તેને શુ દોષ લાગે ?

ઉત્તર—આચારાગ શ્રુતસ્કધ બીજે, અધ્યયન ૨ જે, ઉદ્દેશે ૨ જે બાબૂવાળા છાપેલા પાને ૧૦૭ મે કહ્યુ છે કે–શેષકાળ તથા ચોમાસા ઉપરાત કારણ વિના સાધુ સાધ્વી તે સ્થળે રહે તો કાલાતિક્રાંત દોષ લાગે

પ્રશ્ન ૬—ચોમાસુ બેઠાં પહેલા કેટલો કાળ અગાઉ ચોમાસું કરવા આવવું કલ્પે ?

ઉત્તર—જેઠ શુદ પૂનેમ પછી આષાઢ શુદ ૧૫ ની અંદર ગમે ત્યારે આવવું કલ્પે. પણ કોઇ કોઇ સપ્રદાયનો બાંધો જેઠ શુદ ત્રીજથી અથવા જેઠ શુદ ૧૧ થી પણ ગણે છે. કારણ કે–કોઇ જમીનમાં વર્ષાદિ કારણે સાધુને નીકળી શકાય તેવું ન હોય તો તેવા સ્થળે અગાઉથી જવાનો આચાર્યનો બાંધો હોય એમ જણાય છે. અને સાધ્વીને માટે તેને કલ્પતા શેષકાળમાં ગમે ત્યારે ચોમાસું કરવા જઇ શકાય એમ જણાય છે

પ્રશ્ન ૭—દીક્ષાના કારણથી શેષકાળ ઉપરાંત સાધુ આર્યાએ રહેવાય કે કેમ ?

ઉત્તર—પર સમુદાયની દીક્ષા હોય તો મોટાના કહેવાથી એટલે તે સમુદાયના મોટાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું એ વિનય મૂળ ધર્મ છે, માટે તેમની આજ્ઞાથી રહી શકાય, અને પરસમુદાયના આર્યા અગર સાધુ નાના હોય તો, પંડે મોટા છે. તેથી જરૂર જેવું જણાય તો રહેવાને હરકત નહિ.

પોતાના સમુદાય માટે પણ એજ પ્રમાણે સમજવું. એમ હીરાજી મહારાજના મુખથી સાંભળ્યું છે.

પ્રશ્ન ૮—ચોમાસામા સાધુથી વિહાર થઇ શકે કે કેમ ?

ઉત્તર—ખરા કારણ સિવાય ચોમાસામાં સાધુને વિહાર કરવાનો કલ્પ નથી.

પ્રશ્ન ૯—કદાપિ ચોમાસામાં સાધુને વિહાર કરવાનો પ્રસંગ પડે તો તે વિષે સૂત્રમાં કાંઇ કારણો જણાવ્યા છે ખરા ?

ઉત્તર—હાજી, ચોમાસામા વિહાર કરવાના દશ કારણો જણાવ્યાં છે. ઠાણાંગ ઠાણે પાચમે, ઉદ્દેશે બીજે, કહ્યુ છે કે–પર્યૂષણ પહેલાં પાંચ કારણે વિહાર કરવો કલ્પે, અને પર્યૂષણ પછી પાચ કારણે વિહાર કરવો કલ્પે. તેમા પર્યૂષણ પહેલાનાં પાચ કારણો જણાવે છે. રાજાદિકના ભયને કારણે ૧, દુર્ભિક્ષ દુકાળને કારણે ૨, કોઇ પ્રત્યનિક પ્રમુખ ઉપાડીને લઇ જાય તો તે કારણે ૩, પાણીના ઉપદ્રવને લીધે ૪, ઘણા મ્લેચ્છાદિક અનાર્યનું લશ્કર આવતું જાણીને ૫; એ ૫ કારણો સાધુને પર્યૂષણ પહેલા વિહાર કરવાનાં કહ્યાં.

હવે પર્યૂષણ પછી સાધુને પાચ કારણે વિહાર કરવો કલ્પે તે જણાવે છે. જ્ઞાનને અર્થે ૧, દર્શન તે સમકિતને અર્થે ૨, ચારિત્રના લાભને અર્થે

૩, આચાર્ય ઉપાધ્યાય તેહુને મરણાદિક-રોગાદિકને કારણે ૪, આચાર્ય ઉપાધ્યાય પ્રમુખની ક્ષેત્ર બહાર વૈયાવચ્ચ કરવાને અર્થે ૫.

પ્રશ્ન ૧૦—ભગવતીજીમા કહ્યુ છે કે-એક માસની પ્રવર્જ્યાવાળો 'વાણવ્યતરની જાવત્ ૧૨ માસની પ્રવર્જ્યાવાળે' અનુત્તર વિમાનની તેજુ લેશ્યા ઉલ્લઘે તે શુ ?

ઉત્તર—શ્રાદ્ધવિધિ ગ્રથમા પાને ૩૩૧મે-એમ કહ્યુ છે કે-દેવતાની મનના ઉત્પન્ન થએલી સુખની પ્રાપ્તિનું ઉલ્લઘન કરે.

આનો પરમાર્થ એ છે કે-દેવતાના સુખથી પ્રવર્જ્યાનુ સુખ અનત-અનુત્તર રહેલુ છે અર્થાત્ દેવતાના સુખથી પ્રવર્જ્યાનુ સુખ અનુત્તર વિમાનના દેવતાથી પણ ઉલ્લઘન કરીને મોક્ષના સુખની હદે પહોંચાડે છે તે આત્મક સુખમા લીન થયેલા પ્રવર્જીત-સયમી મુનિઓને માટે છે એટલે ક્ષીણ મોહી યથાખ્યાત ચારિત્રવત ક્ષપક શ્રેણીએ ચડેલા પરિણામની ધારાવાળા સયમીને માટે અનુત્તર વિમાનના દેવતાથી પણ અનત ગુણું આત્મિક સુખ રહેલુ છે.

પ્રશ્ન ૧૧—ભિક્ષુની ૧૨ પડિમા, દશાશ્રુતસ્કધ વગેરે સૂત્રમાં કહી છે તેમા પહેલી સાત પડિમા સુધી એક માસીયા, દો માસીયા, એમ જાવત્ સાતમી સાત માસીયા કહી તેનો કાળ કેટલો સમજવો ?

ઉત્તર—ભગવતી શતક બીજે ઉદ્દેશે પહેલે ખધકની પડિમાના અધિકારે અર્થમા દરેક પડિમાનો તપ કાળ એક એક માસનો કહ્યો છે. એટલે પહેલી પડિમાથી સાતમી પડિમા સુધી એક એક માસનો કાળ કહ્યો છે.

પ્રશ્ન ૧૨—કેટલાક કહે છે કે-અહિથી મરીને ગયેલા તે પાછા કેમ કાંઈ કહેવા આવતા નથી ?

ઉત્તર—અહિ રહેલો પુરૂષ મદ્ય પાણીએ ઘૃણિત નેત્ર અવ્યક્ત બેભાની, માર્ગમા પડેલો તેને ઉપાડી ઘરે લાવ્યા કેફ ઉતર્યે એમ ન જાણે જે હુ કયાથી આવ્યો છુ (તો કયાથી આવી કહે) તથા એમ ન જાણે કે હુ અહિથી ચવી કયા જઇશ ?

પ્રશ્ન ૧૩—સ્થિતિકલ્પ ૧, અસ્થિતિકલ્પ ૨, જિનકલ્પી ૩, અને કલ્પાતીત તે કોને કહેવા તેનું સ્વરૂપ શુ ?

ઉત્તર—સ્થિતિકલ્પમા પહેલા છેલ્લા તીર્થકરના સાધુ, ૧ અસ્થિતિકલ્પમા-વચલા બાવીશ તીર્થકરના સાધુ, ૨ જિનકલ્પીમા પરિહાર વિશુદ્ધ

ચારિત્રમાંથી જિનકલ્પીપણું ધારણ કરે તે તથા પડિમાધારી, ૩ કલ્પાતીત તે છદ્મસ્થ તીર્થંકર તથા સર્વ કેવળી, ૪ એમ જણાય છે.

પ્રશ્ન ૧૪—વેદનીય કર્મના સંબંધમાં શાતાવેદનીયની સ્થિતિ જઘન્ય બે સમયની ને ઉત્કૃષ્ટી ૧૫ કોડાકોડ સાગરોપમની કહી, અને અશાતા વેદનીયની સ્થિતિ જઘન્ય એક સાગરના સાત ભાગ માંહેલા ત્રણ ભાગની તેમા એક પલ્યને અસંખ્યાતમે ભાગ ઉણાની, અને ઉત્કૃષ્ટી ત્રીશ કોડાકોડ સાગરોપમની કહી તેમા શાતાવેદનીયની બે સમયની સ્થિતિ કહી તેનું શું કારણ ?

ઉત્તર—ઇરિયાવહી ક્રિયાના બંધવાળા ૧૧-૧૨-૧૩ મા એ ત્રણ ગુણઠાણાવાળા ફક્ત એક શાતાવેદનીય કર્મજ બાંધે છે તે બંધ બે સમયની સ્થિતિનોજ છે. એટલે ઇરિયાવહી ક્રિયા પહેલે સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે તો તે કર્મ નિર્જરે માટે શાતાવેદનીય કર્મનો જઘન્ય બે સમયનો બંધ કહ્યો.

પ્રશ્ન ૧૫—નામકર્મ અને ગોત્ર કર્મની સ્થિતિ જઘન્ય ૮ મુહૂર્ત્તની કહી તે કેમ ? બીજાં છ કર્મની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત્તની છે ને આ બે કર્મની આઠ મુહૂર્ત્તની કહો તો સંસારી સર્વ જીવને ૮ કર્મ ભેગા હોય તો પાચ સ્થાવરમાં સૂક્ષ્મ તથા નિગોદાદિકનું આઉખુ જઘન્ય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્તનું છે તો તેને નામ અને ગોત્રકર્મ ૮ મુહૂર્ત્તનું કેવી રીતે ભોગવવું ?

ઉત્તર--ભગવતી શતક ૬ ઠ્ઠે, ઉદ્દેશે ૩ જે બાબુવાળા છાપેલ પાને ૩૯૧ મે કહ્યું છે કે–नाम गोयाणं जहण अठ मुहुत्ताउक्कोसंवींसं सागरोवम कोडाकोडीओ–અથ ટીકા–नाम गोयाण अठ मुहुत्तन्ति ॥ तत्सकषाय स्थितिवन्धमांश्रित्योतिवेदितव्यमिति–અથ ભાષા–નામ ગોયાણિ અઠ્ઠઓ મુહુત્તત્તિ, તે કષાય સ્થિતિ બન્ધઆશ્રયીને જાણવો પન્નવણા પદ ૨૩ મે કર્મપ્રકૃત્તિ અધિકારે કહ્યું છે કે–૧૦ મે ગુણઠાણે નામકર્મના ભેદમા–જશો કીર્તિ ૧, અને ઉંચ ગોત્ર ૨, એ બેની ૮ મુહૂર્ત્તની સ્થિતિ કહી છે તે આશ્રી જઘન્ય ૮ મુહૂર્ત્તની છે તેથી ઓછી સ્થિતિ કોઇ ઠેકાણે બંધાય નહિ એમ શાતાવેદનીય કર્મની જઘન્ય સ્થિતિનો બંધ બે સમયનો ૧૧-૧૨-૧૩ મા ગુણઠાણે કહ્યો છે તેમ સમજવુ

પ્રશ્ન ૧૬—છઠ્ઠું પ્રમત્ત સયતિ અને સાતમું અપ્રમત્ત સયતિ ગુણઠાણું કહ્યું તેનો શું અર્થ ?

ઉત્તર--કર્મગ્રંથ તથા ચોવીશદ્વારના તથા મોટા ગુણઠાણામા કહ્યું છે કે–મદ ૧, વિષય ૨, કષાય ૩, નિદ્રા અથવા નિદ્રા ૪, અને વિકથા

૫. એ ૫ પ્રમાદ કહેવાય છે તે છઠ્ઠે ગુણઠાણે લાભે છે અને સાતમે ગુણઠાણે નથી લાભતા માટે છઠ્ઠાને પ્રમત્ત અને સાતમાને અપ્રમત્ત ગુણઠાણું કહ્યું છે.

પ્રશ્ન ૧૭—પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનનો બીજો અર્થ થાય છે ખરો?

ઉત્તર—ધર્મસિંહ મુનિના દશ દ્વારના જીવ ઠાણામા પ્રમત્ત અને અપ્રમત્તનો અર્થ તદ્દન બીજોજ કર્યો છે તે એ પ્રમાણે છે કે-

પ્રમત્તનો અર્થ જે (અપ્રમત્ત જીવસ્થાનકે સંજવલનના ચાર કષાય છે તે થકી) પ્ર, કહેતા વિશેષે મત્ત કહેતાં માતો છે, સંજવલનનો ક્રોધ, માન, માયા, લોભ, તેને પ્રમત્ત સંયતિ જીવ સ્થાનક કહીએ પણ પ્રમાદી ન કહીએ

અને સાતમા જીવ સ્થાનકનું લક્ષણ, જે, અ, કહેતા નથી, પ્ર કહેતા વિશેષે મત્ત કહેતા માતો, સંજવલનનો ક્રોધ, માન, માયા, લોભ. એટલે છઠ્ઠાથી કાઇક પાતળો છે, તેને અપ્રમત્ત સયતિ જીવસ્થાનક કહીએ (આ પ્રમાણે કહેલ છે)

પ્રશ્ન ૧૮--ચાલતા સમયમા આ ભરતક્ષેત્રમાં સમકિત દષ્ટિ જીવ કેટલા લાભે?

ઉત્તર—આત્મારામજી કૃત તત્ત્વ નિર્ણય પ્રાસાદ ત્રયસ્ત્રિંશઃ સ્તંભઃ॥ પાને ૫૬ મે કહ્યું છે કે-

વિદ્યમાન ભરત ક્ષેત્રમે પંચમ કાળમેં સમ્યગ્દૃષ્ટિ જીવ કેત્તે પાઇએ સમાધાન-જિન પંચ લબ્ધિ રૂપ પરિણામકી પરણત વિષે સમ્યકત્વ ઉપજે હૈ, તે પરિણામ ઇસ કળિ કાળમેં મહા દુર્લભ, તિસતેં દોય, તથા તીન, અથવા ચાર કહે હે; પાંચ છહ તો દુર્લભ હૈ, ઇસ કથનકી સાખ સ્વામી કાર્તિકેય ટીકા કહે છે.

તથા હિઃ— विद्यंति कतिनात्मबोधविमुखाः संदेहिनोदेहिनः प्राप्यंत कतिचित् कदाचन पुनर्जिज्ञासमानाकाचित्॥ आत्मज्ञाः परमप्रमोदसुखिनः प्रोन्मीळ दंतर्दशो। द्वित्राः स्युर्बहवोयदि त्रिचतुरास्ते पंचषा दुर्लभाः॥ तेसंति द्वित्रायदि इति कथनात् ज्ञानार्णवे प्युक्तम्॥

ઇસ કાલમેં ઘને જીવ આપકૂં સમ્યગ્દૃષ્ટિ માને હે તો, માનો; પરંતુ શાસ્ત્ર વિષે તીન ચાર હી કહે હૈ.-જબ ભરતખંડમે દો તીન જઘન્ય, ઔર ઉત્કૃષ્ટ પાચ, વા, છહ; (૬) સમ્યકત્વધારી, જીવ વર્તમાન કાલમેં લાભે હૈ, વે ભી ગૃહસ્થ હૈ, વા સાધુ હૈ યહ નિશ્ચય નહિ તબતો, સર્વ

ભરતખંડમેં દો, વા છ (૬) તક વર્જે કે, (અર્થાત્ એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આ કાળે ભરતક્ષેત્રમા સમ્યગ્દૃષ્ટિ જીવો ઘણાજ થોડા સભવે છે.)

પ્રશ્ન ૧૯—ક્ષયોપશમભાવ અને વીર્યગુણની સત્તા પરમાર્થે એક છે કે તારતમ્યપણું છે? તારતમ્યપણું હોય તો કેવી રીતે સમજવું?

ઉત્તર—વીર્યગુણની સતા તે અંતરાય કર્મના ક્ષયોપશમથી થાય છે, અને ક્ષયોપશમભાવ તેમા તો ચાર ઘન ઘાતી કર્મનો ક્ષયોપશમભાવ થાય છે. તેથી કરી વીર્યગુણમાં ક્ષયોપશમભાવ સમાય નહિ, પણ ક્ષયોપશમભાવમા વીર્યગુણ સમાય, એમ સભવે છે.

પ્રશ્ન ૨૦—સમકિત પામ્યા પછી સમકિત વમ્યું તો સમકિતનો એવો ગુણ છે કે-અર્ધપુદ્ગલમાં મોક્ષનો માર્ગ મળે તેનુ શું કારણ?

ઉત્તર—સમકિત પામી સમકિતનો પડવાઇ થયો પણ સમકિતના પર્યવનો અંશ તેના આત્મામાંથી જાય નહિ શાખ ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણત્રીશમા અધ્યયનમાં ૫૯ મા બોલની.

जहा सूईससुत्तावि, पडियाविनविणस्सइ;
तहा जीवो विससुत्तो, संसारे न विणस्सई. १.

જેમ દોરા સહિત સૂઇ પડી થકી નાશ પામે નહીં, અર્થાત ગોતી હાથ આવે તેમ સમકિત પામેલો જીવ કદિ પડિવાઇ થાય તોપણ તે સંસારમાં-વિનાશ પામે નહિ અર્થાત્ તે જીવ શ્રુતજ્ઞાન સહિત હોવાથી તેને અર્દ્ધપુદ્ગલમાં પાછો સમકિતની પ્રાપ્તિ સહિત મોક્ષમાર્ગ મળે ઇત્યર્થ —

પ્રશ્ન ૨૧—અજીવથી જીવને ભિન્નપણું કરતો એવી પ્રવૃત્તિએ વર્તતો જીવ, તે સમયે શુદ્ધ ક્રિયા કરનો કહેવાય કે કેમ?

ઉત્તર—અજીવથી જીવને ભિન્નપણુ કરે ત્યારેજ શુદ્ધ ક્રિયા કહેવાય, કારણ કે તે સમયે શુકલધ્યાન હોય શુકલધ્યાનના ત્રણ પાયા સુધી શુદ્ધ ક્રિયા વધારતો જાય અને શુકલધ્યાનને ચોથે પાયે આવે ત્યારે સર્વ કર્મ સર્વ પુદ્ગલ છાડે ત્યાર પછી શુદ્ધ ક્રિયા કરવાનું કાંઇ કારણ રહેતુ નથી, કારણ કે તેજ સમય મોક્ષ પહોચે અક્રિયપણુ થાય, એમ સમજવું

પ્રશ્ન ૨૨—તંદુલમચ્છ બાહ્યજય હિંસા કર્યા વિના માત્ર મન વડે હિંસા કરવાથી સાતમી નરકે જાય એમ સાભળ્યું છે, તે વાત સિદ્ધાતમાં છે કે કેમ?

ઉત્તર—તંદુલમચ્છ સાતમી નરકે જાય એવું નામ સૂત્રમા નથી, પણ ભગવતીજી સૂત્રના ચોવીશમા શતકમા એમ કહ્યુ છે કે-આગુલનાં અ-

સંખ્યાતમા ભાગની અવઘેણા અને અંતમુહૂર્ત્તની સ્થિતિવાળો મચ્છ માઠા અધ્યવસાયે કરી પરમ કૃષ્ણ લેશ્યાના પરિણામે રૌદ્રધ્યાને કરી મરીને સાતમી નરકે જાય. તો તંદુલમચ્છ જાય તેમાં શી નવાઇ ?

પ્રશ્ન ૨૩—સાતમી નરકે સંજ્ઞી પંચેન્દ્રિય વિના અને નારકીમાં ઉત્પન્ન થવાનાં ચાર કારણ વિના આંગુલના અસંખ્યાતમા ભાગની અવઘેણાવાળો અથવા તંદુલમચ્છ અંતમુહૂર્તની સ્થિતિવાળો એવું શું કર્મ કરે કે મરીને સાતમી નરકે જાય ?

ઉત્તર—સૂત્રમા મચ્છની જાતિ સંજ્ઞી પંચેન્દ્રિય આંગુલના અસંખ્યાતમા ભાગની અવઘેણાવાળો અંતર્મુહૂર્તની સ્થિતિ ભોગવી સાતમી નરકે જાય, તેનું કારણ એમ જણાય છે કે—કોઇ જીવે મનુષ્યના ભવમા અથવા તિર્યંચના ભવમા છાસઠ ( ૬૬ ) સાગરોપમની સ્થિતિનાં નરક સંબંધીનાં કર્મના દળ મહા આરંભાદિક કરીને મેળવેલા છે તે જીવ મરીને સાતમી નરકે ઉત્કૃષ્ટી ૩૩ તેત્રીશ સાગરોપમની સ્થિતિએ ઉપજે—તે સ્થિતિ પૂરી કરીને વચ્ચે અંતર્મુહૂર્તની સ્થિતિએ મચ્છપણે ઉપજે તે પણ સંજ્ઞી પંચેન્દ્રિયપણે માઠા અધ્યવસાયે એટલે એમ કહેવામા આવે છે કે મોટા હજાર જોજનની અવઘેણાવાળા મચ્છની આખની પાંપણમાં તંદુલમચ્છ સંજ્ઞી પંચેન્દ્રિય અંતર્મુહૂર્તની સ્થિતિવાળો ઉત્પન્ન થયેલો, તે મોટા મચ્છના મુખમાં નાના મોટા મચ્છ-માછલા આવતાં જતાં દેખી તેના અધ્યવસાય એવા થાય કે જો હું આવી મોટી કાયાવાળો હોત તો એકે મચ્છને મારા મુખમાથી જીવતા જવા દેત નહિ. આવા માઠા અધ્યવસાયમા મહા કૃષ્ણલેશ્યામા મરીને પાછો સાતમી નરકે જાય અને ઉત્કૃષ્ટું તેત્રીશ સાગરોપમનું આઉખુ પામે. એટલે વચ્ચે અંતર્મુહૂર્તના આતરે બે વાર સાતમી નરકે ઉત્પન્ન થઈ છાસઠ સાગરોપમના જે દળ મેળવેલા હતા તે પૂરાં કરે, એમ તંદુલમચ્છને માટે પણ કહેવામા આવે છે,

પ્રશ્ન ૨૪—પ્રદેશબંધ અને અનુભાગબંધ એ બે પ્રકારના બંધ કહ્યા, તેમાં પ્રદેશબંધ તે જેવી રીતે બાંધે તેવીજ રીતે ભોગવે અને અનુભાગ બંધ તે, તે રીતે ભોગવે ને અનેરી રીતે પણ ભોગવે. એ બે પ્રકારના બંધ કહ્યા તે એક ભવ આશ્રી કે ઘણા કાળ આશ્રી ? કારણ કે જે કર્મ સીતેર કોડાકોડી સાગરોપમની સ્થિતિએ પ્રદેશબંધ અથવા અનુભાગબંધ પડયો છે તે તેટલીજ સ્થિતિમા ભોગવે કે શુભ ધ્યાનાદિક કાર્યથી પણ તે પ્રદેશબંધ તૂટે ખરો ?

ઉત્તર—આઉખા સાથે જે ૭ બોલનો બંધ પડે છે તેમા અનુભાગ બંધને પ્રદેશ બંધ પડે છે, તે તો એકજ ભવ આશ્રી છે. તેમાં પ્રદેશ બંધ તો જેવો બંધ તેવીજ રીતે ભોગવે, અને અનુભાગ બંધ તે અનેરા પ્રકારે પણુ ભોગવે, પરંતુ ઘણા કાળની સ્થિતિનો જે બંધ પડયો છે તે શુભ ધ્યાનાદિક જોગથી શુભ સંવર કરણીથી ઘણા કાળની સ્થિતિનાં હોય તે હ્રસ્વ થોડા કાળની સ્થિતિનાં થાય, તીવ્ર રસનાં હોય તે મંદ રસનાં થાય, નીવડ બધનાં હોય તે શિથિલ બંધનાં થાય. સાખ ભગવતીજી તથા ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનની તથા ઘણા સૂત્રમાં એ પ્રમાણે જોવામાં આવે છે.

પ્રશ્ન ૨૫—ચાર પ્રકારે બંધ કહેલ છે તે કેવી રીતે થાય છે?

ઉતર—શ્રીમદ્ રાજચંદ્ર પાને ૪૮૭ મે કહ્યું છે કે પ્રકૃતિ અને પ્રદેશ બંધ યોગથી થાય છે, સ્થિતિ તથા અનુભાગ બંધ કષાયથી થાય છે.

પ્રશ્ન ૨૬—જો કર્મ આત્મ પ્રદેશ સંઘાતે ઉપરાઉપર લાગેલાં છે, તો માંહેના કર્મ શી રીતે નીકળી શકે? કારણુ કે પહેલાં તો ઉપરના થરનાં કર્મ નીકળવા જોઇએ, તેમ ન થતા પ્રથમના કર્મ નીકળવાં હોય તો શું ન્યાયે નીકળી શકે?

ઉતર—કર્મ ચોફરસી પુદ્ગલ છે માટે સૂક્ષ્મ પુદ્ગલનો થર થતો નથી. જે કર્મની સ્થિતિ પાકે તે કર્મ ઉદય આવે છે, માટે કર્મનું ઉપર અગર નીચેનુ પ્રાબલ્યતાપણું નથી.

પ્રથમ સમયના કર્મ અને બીજા સમયનાં કર્મ જાવત્ અસંખ્યાત સમયના બાંધેલા કર્મ સર્વ ખીર નીરની પેઠે આત્મપ્રદેશેજ રહે છે. માટે કર્મનો થર થતો નથી.

પ્રશ્ન ૨૭—જ્ઞાનાવરણીય કર્મની પાંચ પ્રકૃતિ છે તે કેડા મોર બંધાય છે કે એકી સાથે બંધાય છે? જો એકી સાથે બધાતી હોય તો એક હારે ૫.ચેનુ આવરણુ ખસવું જોઇએ અને પાચે જ્ઞાન ખુલ્લા થવાં જોઇએ, તેમજ જૂદા બાંધવાનુ ચાલ્યુ નથી. તો શું કર્મ ખસવાથી એક બીજાં જ્ઞાન ઉઘાડાં થાય?

ઉતર—જ્ઞાનાવરણીય કર્મ ૭ કારણે બધાય છે, તે એકી સાથે બધાય અને ન્યારી ન્યારી પ્રકૃતિએ પણ બધાય. અને તે ઉદયાવલિમાં પાચ પ્રકારે આવે. પાચ માહેલી જે પ્રકૃતિનું આવરણ ખસ્યું તે જ્ઞાન ઉઘાડું થાય.

પ્રશ્ન ૨૮—જંબુદ્વીપ પન્નત્તિમાં કહ્યું છે કે ઋષભદેવ સ્વામીએ અનુકંપા નિમિત્તે બ્હોતેર કળા શીખવી તો કળા અભ્યાસ કરતા અનેક આરંભ થાય તો અનુકંપા કયાં રહી? અને ભગવતને સારંભી કળા શીખવવી કેમ કલ્પે?

ઉત્તર—ઋષભદેવ ભગવાન સંસારમ હતા, ત્રણ જ્ઞાન સહિત હતા, રાજનીતિનુ સર્વ સ્વરૂપ જાણતા હતા જુગલ ધર્મથી નિવર્તેલાને ઘણા આરંભે ઘણા પ્રયાસે પોતાના નિર્વાહાદિકની કળા અભ્યાસાદિક કરતા જાણી છયેકાયની દયા અનુકંપા લાવી થોડા પ્રયાસ કરવારૂપ કળા શીખવી એટલે થોડા પ્રયાસે થોડો આરભ થાય, ઘણી હિસા ટળી તે પરમાર્થે અનુકપા જાણવી

પ્રશ્ન ૨૯—વિજયાદિક ચાર અનુત્તર વિમાનના દેવતા ઉત્કૃષ્ટા કેટલા ભવ કરે?

ઉત્તર—જઘન્ય એક ભવ ઉત્કૃષ્ટપણે પંદરની અંદર ભવ કરે ઉત્તરાધ્યયન તથા જીવાભિગમ સૂત્રમાં સખ્યાતા સાગરનુ આતરૂ કહેલ છે અને પન્નવણાના ઇંદ્રિયપદમા સંખ્યાતી ઇદ્રિયો કરની કહી છે માટે તેટલા ભવ કરે એમ જણાય છે

પ્રશ્ન ૩૦—નવ લોકાતિકના દેવતા એકાવતારી હોય કે કેમ?

ઉત્તર—લોકાતિક દેવ એકાવતારીજ હોય એમ નિશ્ચે ન કહી શકાય. તેની રીત પાચમા દેવલોક પ્રમાણે જાણવી

પ્રશ્ન ૩૧—લોકાતિક વિમાનમા પૃથ્વ્યાદિક પણે અનતીવાર ઉત્પન્ન થવાના પ્રશ્નોતરમા ભગવતીજીમાં દેવતાપણે ઉત્પન્ન થવાની ના કહી અને બાકી તમામપણે ઉત્પન્ન થવાની હા કહી તેનું કેમ?

ઉત્તર—એ તો ભગવતીજીમા લેખન દોષ જણાય છે જુની ભગવતીજીમાં નો દેવીત્તાए એવા પાઠ છે એટલે લોકાતિકમા દેવીપણે ઉત્પન્ન થાય નહિ એમ કહ્યુ છે અને વૃદ્ધો વાકયથી પણ એમજ સાભળીએ છીએ.

પ્રશ્ન ૩૨—ભગવતીજી શતક ૯મે ઉદેશે ૩૩મે જમાલીના અધિકારે ત્રણ પ્રકારના કિલ્વીષી કહ્યા તે વૈમાનિકના કિલ્વીષી કહ્યા છે પણ બીજા દેવમા કિલ્વીષી છે કે નહી?

ઉત્તર—સૂયગડાગ શ્રુત સ્કધ બીજે અધ્યયન બીજે તેરમી ક્રિયાના અધિકારે બોલ ૨૭મો ચારિત્રના વિરાધકને આસુરી કિલ્વીષીમા ઉપજવાનું

કહ્યું છે. તે પાખંડી અન્ય દર્શની અથવા ગૃહસ્થ અથવા સ્વપક્ષી દ્રવ્ય લિંગી સાધુને આશ્રીને કહેલ છે.

પ્રશ્ન ૩૩—ભગવતીજી તથા ઉવવાઇ સૂત્ર મધ્યે કિલ્વીષીની ગતિ છઠ્ઠા દેવલોક સુધીની કહી, અને ઉવવાઇ સૂત્રમાં નિન્હવની ગતિ નવગ્રૈવેયકની કહી. તો નિન્હવમાં ને કિલ્વીષીમાં શો તફાવત ?

ઉતર—કિલ્વીષી છે તે સમકિતનો વિરાધક છે, ને નિન્હવ છે તે પ્રવચનનો વિરાધક છે. તેમાં નિન્હવ કરતાં કલ્વીષીપણું વધારે કનિષ્ટ છે. તેના માટે ઉત્તરાધ્યયનના ૩૬ મા અધ્યયનનાં કહ્યું છે કે-જ્ઞાન અથવા જ્ઞાની તથા કેવળી તથા ધર્માચાર્ય, ધર્મગુરૂ તથા ચતુર્વિધ સંઘ અને સાધુ. એટલા જણુથી માયાભાવે વર્તી અવર્ણવાદ બોલે નિંદા કરે તે કિલ્વીષીની ભાવનાનો ભાવનાર કહ્યો છે. અને ભગવતીજી વગેરે સૂત્રોમાં આ ભાવના વાળાને સમકિતના નાશ સાથે મિથ્યાદષ્ટિ કહ્યા છે. અને અનંતો સંસાર પરિભ્રમણ કરવા સાથ ગતિ કિલ્વીષીની કહી છે.

પ્રશ્ન ૩૪—ભગવતીજી શતક ૩ જે, ઉદ્દેશે બીજે, અસુર કુમાર જાતના દેવતાનો ત્રીછો વિષય જઘન્ય નંદીશ્વરદ્વીપ સુધી ને ઉત્કૃષ્ટો અસં-ખ્યાતા દ્વીપ સમુદ્ર સુધી કહ્યો, તેમા નંદીશ્વર દ્વીપે ગયા ને જાશે પણ અસંખ્યાતા દ્વીપ સમુદ્રનો તો વિષય માત્ર કહ્યો. પૂર્વે કોઇ ગયું નથી, જાતું નથી ને જાશે પણ નહિ એમ કહ્યું. તો જ્યારે અસુર કુમાર આ જંબુદ્વીપમાં આવે છે ત્યારે અસંખ્યાતાદ્વીપ સમુદ્રને ઉલ્લંઘીને આવે જાય છે તે કેમ ?

ઉત્તર—ઉત્તરના અસુરકુમારને દાક્ષણુને માટે બંધ ને દક્ષિણુના અસુરકુમારને ઉત્તરના માટે બંધ એટલે નંદીશ્વર દ્વીપ ઉલ્લંઘીને આવે જાય નહિ.

પ્રશ્ન ૩૫—દક્ષિણુ દિશાના અસુરકુમારને ઉંચે જવાનો વિષય જઘન્ય પહેલે દેવલોકે ને ઉત્કૃષ્ટો બારમા દેવલોકે કહ્યો, તેમજ ઉત્તર દિશાવાળાને દક્ષિણુ દિશાની ભલામણ આપી તે કેમ ? ઉત્તર દિશાવાળો પહેલે દેવલોકે કેમ જાય ? દક્ષિણુ દિશાવાળો ગયો તોપણ અછેરૂં થયું, તો પછી ઉત્તર દિશાવાળાને પહેલે દેવલોકે જવાનો દાદરો પણ નથી અને દક્ષિણુ દિશાના નંદીશ્વર દ્વીપથી વધારે જવાનો વિષય પણ નથી, તો પછી પહેલા દેવલોકે કેમ જાય ?

ઉત્તર—જેમ દક્ષિણુવાળો પહેલે દેવલોકે જાય તેમ ઉત્તરવાળો પહેલે દેવલોકે ન જાય, પણ બીજે દેવલોકે જાય. એટલે દક્ષિણુવાળાને જેમ પહેલે

જવું તેમજ ઉત્તરવાળાને બીજે જવું એવો વિષય સમજવો, પહેલું ને બીજું દેવલોક જોડાજોડ છે, માટે ઉંચાઇપણાના વિષયની સરખીજ ભલામણ આપી, પણ ઇહાં પહેલાને બદલે બીજું લેવું.

પ્રશ્ન ૩૬—જંભકા દેવતા શું કરણી કરવાથી થાય છે?

ઉત્તર—નવ પ્રકારનાં વ્યવહારિક પુણ્ય કરવાથી થાય છે. જેવા પ્રકારનું પુણ્ય તેવાજ નામના દેવતા થાય છે, એમ જંભકા દેવતાના નામ ઉપરથી જણાઈ આવે છે

પ્રશ્ન ૩૭—જીવાભિગમ સૂત્રમા કહેલ છે કે પૂર્વે નારકીપણે સર્વ જીવ ઉપન્યા? ત્યા ભગવંતે ના પાડી છે, તેમજ સર્વ પુદ્ગલની ના પાડી છે તેનુ કેમ?

ઉત્તર—સર્વ જીવ પૂર્વે અનંતીવાર ઉપન્યા છે, પરંતુ વર્તમાન કાળે સર્વ જીવ સમકાળે સાથે ઉપન્યા નથી તે આશ્રી કહેલ છે. તેમજ પુદ્ગલનું પણ જાણવું.

પ્રશ્ન ૩૮—એક આકાશ પ્રદેશ ઉપર જીવ અજીવના કેટલા ભાંગા લાભે?

ઉત્તર—ભગવતીજી શતક ૧૦મે ઉદ્દેશે ૧લે બાબુવાળા છાપેલ પાને ૮૫૫થી માંડી ૮૬૦ સુધીમા દશે દિશિમાં જીવ અજીવની પૃચ્છા કરી છે તેમાં સર્વ દિશિમાં જીવ, જીવનો દેશ, જીવનો પ્રદેશ, અને અજીવ, અજીવનો દેશ, અજીવનો પ્રદેશ, એ છએ ભાંગા કહ્યા છે. અને વિદિશિમાં જીવ વરજીને જીવનો દેશ, પ્રદેશ, અને અજીવના ત્રણે મળી ૫ ભાંગા લાભે. (વિદિશિમાં કાળ ન લાભે) વિદિશિમા એક પ્રદેશની શ્રેણી છે અને જીવ અસંખ્યાત પ્રદેશ અવગાહન છે માટે ન સમાય. તેમજ ઉર્ધ્વ દિશિ તથા અધો દિશિ બે પ્રદેશની છે માટે વિદિશિ પેરે જાણવું. જીવના ભેદ માટે, અને અજીવના ભેદ માટે પૂર્વ દિશિની પેઠે કહેવા. એટલે કાળ પણ કહેવો ઉર્ધ્વ દિશિમા અને અધોદિશિમાં કાળની ના કહી છે. વગેરે અધિકાર છે. તેમજ શતક ૧૬મે ઉદ્દેશે ૮મે પાને ૧૩૩૦-૩૧ મે લોકના ચરમાંત આશ્રી જીવ અજીવની પૃચ્છા કરી છે, ત્યા વિદિશિની ભલામણ આપી છે.

પ્રશ્ન ૩૯—એક આકાશના પ્રદેશ ઉપર ધર્માસ્તકાય તથા અધર્માસ્તિકાયનો પ્રદેશ શું ન્યાયે સમાય?

ઉત્તર—લોકમાં ષટ્દ્રવ્ય ખીર નીરની પેરે ભેળાં રહેલાં છે, છતાં પણ પોતપોતાને સ્વભાવે જૂદા છે. માટે ધર્માસ્તિ, અધર્માસ્તિ અને આકાશાસ્તિકાયના પ્રદેશ ત્રણે ભેળા છે. દીપકના પ્રકાશના ન્યાયે

પ્રશ્ન ૪૦—મનુષ્ય કરતા મનુષ્યણી સત્તાવીશ ગુણી કહી અને દેવતા કરતા દેવાંગના બત્રીશ ગુણી કહી તે શું ન્યાયે ?

ઉત્તર—દેવતા કરતાં દેવી સંખ્યાત ગુણી છે, તે પન્નવણાના ત્રીજા પદને તથા જીવાભિગમને ન્યાયે સમજવું—તેમજ મનુષ્યણી માટે શાસ્ત્રમાં ખુલ્લી રીતે કહેલું છે કે—ચક્રવર્ત્તિ; વાસુદેવ, બળદેવ વગેરે પુણ્યશાળીઓને કેટલી કેટલી વધારે સ્ત્રીઓનો વર્ગ છે. તે ન્યાયથી પણ ખાત્રી થાશે. સિવાય પણ પુરૂષવેદ કરતાં સ્ત્રીવેદના બાંધનાર જીવ વધારેજ હોય છે એ દેખીતું છે. ને સત્તાવીશ ગુણી કહેલ છે તે અઢીદ્વીપ આશ્રી સમજવું, પરંતુ વર્ત્તમાન કાળે આ ક્ષેત્ર આશ્રી એ ન્યાય લાગુ પાડવા ધારે તો ન મળે

પ્રશ્ન ૪૧—સાધુજીનું સાહરણ કરી કોઈ દેવતા અકર્મભૂમિમાં મૂકે તો ત્યાં સાધુજી ઘણો કાળ વિચરે કે તરત કાળ કરે ? ને ઝાઝો કાળ વિચરે તો સુજતો આહાર શી રીતે મળે ?

ઉત્તર—ત્યાં આહારાદિકનું સાધન એ ક્ષેત્રમાં સાધુને મળે તેમ નથી. સાધુ ત્યાં રહે તો સંથારો કરે. સિવાય બીજો ઉપાય એ ક્ષેત્રમા આહારાદિક માંહે નથી. અગર દેવતા સાધુને પાછા લાવી મનુષ્ય ક્ષેત્રમાં મૂકે

પ્રશ્ન ૪૨—ભગવતીજી શતક ૯ મે, ઉદ્દેશે ૩૧ મે, શોચાકેવળીના તથા તેમના પક્ષીયાના સમણોપાસક ૧, ને સમણોપાસિકા ૨, શ્રાવક ૩, ને શ્રાવિકા ૪ આ ચાર બોલ કહ્યા તેમાં શો ફેર ?

ઉત્તર—શ્રાવક ને શ્રાવિકા કહ્યા તે છૂટક વ્રત નિયમ પચ્ચખાણ સામાયિક પોષાના કરવાવાળા, અને શ્રમણોપાસક કહ્યા તે તો જીવાજીવાદિક નવ પદાર્થના જાણ, બાર વ્રતધારી, માસના છ પોષા, બે ટંકનાં પ્રતિક્રમણ, હમેશનું સામાયિક વગેરે કાયમના કરવાવાળાને. શ્રમણોપાસક કહ્યા છે. માટે તે પ્રમાણે સમજવું.

પ્રશ્ન ૪૩—ભગવતીજી શતક બીજે, ઉદ્દેશે ૧ લે, ખધકને અધિકારે, ભગવંતને वियट्ट मोइ કહેલ છે તેનો શો અર્થ ?

ઉત્તર—ભગવંતને તે વખતે નિત્ય ભોજી કહેલ છે. તેની ટીકા—वियट्ट मोइत्ति २ वृत्ते २ सूर्येभुक्तइत्येवं शीलोव्यावृत्तभोजी प्रतिदिन भोजीत्यर्थः ॥ તથા ભાષામાં પણ નિત્યભોજી કહ્યા છે

પ્રશ્ન ૪૪—અહિં કોઇ કહે કે-વિયટ્ટનો અર્થ નમોત્થુણુંમાં નિવર્ત્તવાનો કહેલ છે, એટલે વિયટ્ટ છઉમાણુ–નિવર્ત્યા છે છદ્મસ્થથી, તેમ વિયટ્ટ ભોઇનો અર્થ નિવર્ત્યા છે ભોગથી એમ અર્થ થાય છે, માટે તે ઠેકાણે એમ જણાય છે કે ભગવંત મહાવીર ભોગથી નિવર્ત્યા છે. તેનું કેમ ?

ઉત્તર—એમ કહે તેહને કહેવું કે તે ઠેકાણે એવો પાઠ છે કે તેં કાળ તે સમાને વિષે શ્રમણ ભગવત મહાવીર સ્વામી वियट्टमोइआवीहो તથા તો શું તેજ વખતે ભોગથી નિવર્ત્યા એમ સમજવું ? ભોગથી તો સંસાર ત્યાગ કર્યાં પહેલાંજ નિવર્ત્યા છે, માટે તમારો કહેલો અર્થ બધ બેસતો નથી. પણ ભગવંત છદ્મસ્થપણામાં નિત્ય આહાર કરતા નહિ દીક્ષા લીધા પછી છઠ્ઠ છઠ્ઠનાં પારણા કરતા અને કેવલ પામ્યા પછી તે નિયમ નથી એટલે તપશાનું શરીર કૃશ હોય અને નિત્યભોજીનું શરીર એથી વધારે દીપ્ત હોય. ખધકના આગમન સમય ભગવતનું શરીર અતિશય દિપ્તિવાન હતું એમ એ પાઠ સૂચવે છે. તથા જુની ભગવતીજીમાં वियट्टमोइ એવો પણ પાઠ છે અને તેનો અર્થ પણ નિત્ય ભોજી કરેલ છે. તેમજ વૃદ્ધો પણ એમજ અર્થ કરતા આવ્યા છે. માટે અહિં ભોગનો અર્થ સંભવતો નથી, પણ કેવળ પ્રવજર્યામા નિત્યાહાર હોવાથી શરીરની કાંતિ વિશેષ દીપે છે તેથી ખધકને આશ્ચર્ય થયું સંભવે છે. તથા દશાશ્રુતસ્કંધ સૂત્રમાં શ્રાવકની પાંચમી પડિમામા શ્રાવકને વિયટ્ટભોઇ કહ્યા છે, તેના અર્થમાં દિવસે જમવાવાળા કહ્યા છે

પ્રશ્ન ૪૫—ભગવંતને મુગુટાદિક આભરણ અલકાર હોય કે નહિ ?

ઉત્તર—ભગવતીજી શતક બીજે ઉદ્દેશે ૧લે ખંધકના અધિકારે કહ્યું છે કે ભગવંત મુકુટાદિક વસ્ત્ર આભૂષણ વિના પણ અતિશેમાં અતિશે દીપે છે.—ટીકા :—

अणलंकिय विभूसियं॥ अलंकृतं मुकुटादिभि र्विभूषितं वस्त्रादिभिस्तन्निषेधादनलंकृत विभूषितं ॥ लक्खग वंजण गुणोववेयंति ॥

વળી ભાષામા પણ આભરણ વસ્ત્ર રહિત શોભે એમ કહ્યુ છે.

આનો પરમાર્થ એ છે કે ભગવત નિત્ય ભોજી હોવાથી વસ્ત્ર આભરણાદિક રહિત હોવા છતા પણ અતિશેમા અતિશે દેદીપ્યમાન દિસેછે.

પ્રશ્ન ૪૬—ખધક સન્યાસીએ બારમી ભિક્ષુની પડિમા વહી છતા ત્રણ ગુણ માંહેલો ગુણ નથી થયો તેનું શુ કારણ ?

ઉત્તર—ઠાણુંગ સૂત્રમાં કહેલા ભિક્ષુની પડિમાવાળાને ત્રણ માંહેલા ઉપસર્ગમાંનો ઉપસર્ગ ખંધકજીને થયો નથી, તેથી ત્રણ ગુણ કે ત્રણ અવગુણ માંહેલો ગુણ અવગુણ કાંઇ થયો નથી. પણ અનંતી નિર્જરા થઇ એમ સમજવું

પ્રશ્ન ૪૭—ખંધકજીના અધિકારે ખંધક સન્યાસીને પ્રશ્ન પૂછનાર જે પીંગળ નિયંઠો કહ્યો તે સાધુ કે શ્રાવક ?

ઉત્તર—પીંગળ નિયંઠો શ્રાવક છે. તેમાં કેટલક કહે છે કે પછાકડો શ્રાવક છે, એટલે દીક્ષા લઇને મુકેલી અને શ્રાવક ધર્મ પાળે તે પછાકડો કહેવાય. અને કેટલાક કહે છે કે તે શ્રાવક છે પણ તેની અટક નિયઠાની છે અને નામ પિંગળ છે. જેમ સંજતી રાજા એવું નામ છે પણ તે સંજતી શબ્દે સંજમી નથી. વળી જો સાધુ હોય તો વિહુરઇ એવો પાઠ જોઇએ, ઇહાં તો પીંગળ નિયંઠો સાવથીં નગરીને વિષે પરિવસઇ એવો પાઠ છે. વળી વૈશાલિક એવા ભગવંત મહાવીરનો શ્રાવક કહ્યો છે. એટલે विशाला त्रिशला तस्या पुत्रो वैशालिकः વિશાલામાં ઉત્પન્ન થયેલાં ત્રિશલાદે ક્ષત્રિયાણી તેના અંગ થકી ઉત્પન્ન થયેલા ભગવંત મહાવીર તેને વૈશાલિક કહીને બોલાવ્યા અને પીંગળ નિયંઠાને તેમનો શ્રાવક કહીને બોલાવ્યો. માટે તે ભગવંતનો શ્રાવક છે.

પ્રશ્ન ૪૮—વૈશાલિકના કેટલા અર્થ થાય છે ?

ઉત્તર—વૈશાલિકના ઘણા અર્થ થાય છે. ઉત્તરાધ્યયનના ૬ ઠ્ઠા અધ્યયનની ગાથા ૧૮ મીની ટીકામાં કહ્યું છે કે—

विशाला त्रिशला तस्याः पुत्रो वैशालिकः अथवा विशाला शिष्यस्तीर्थं यशः प्रभृतयोगुणाः अस्येति वैशालिकः

તથા મહેતા મોહનલાલ દામોદર તરફથી છપાઇને બહાર પડેલ ઉત્તરાધ્યયનના ભાષાન્તરમાં પૃષ્ટ ૪૨ મે, અધ્યયન ૬ ઠ્ઠાની ગાથા ૧૮ મી પદ ચોથામાં वेसालिए वियाहिएत्तिवेमि ॥ આ પદના વૈશાલિકના અર્થમાં સિદ્ધાર્થ અને ત્રિશલાના પુત્ર કહ્યા છે. અને તેની નીચે ફુટનોટમાં લખ્યું છે કે-વૈશાલિકના ઘણા અર્થ છે વિશાળ શિષ્યોવાળા, વૈશાલીના રહીશ, વિશાલાના પુત્ર વગેરે.

પ્રશ્ન ૪૯—ભગવતી શતક ૩ જે, ઉદ્દેશે ૧ લે, ચમરેંદ્રના અધિકારે હીણ પુણ ચાઉદશ જાએ કહેલ છે તેનો અર્થ શું થાય છે?

કેટલાક કહે છે કે–તેની કાળ ધર્મ થવાની ખાત્રી થયા બાદ તેના શરીર સંબંધી ક્રિયા કરી તેને સાધુ તરફથી વસ્ત્રાદિક પ્હેરાવી પલ્યંકાદિક આસને બેસાડી છેવટની ક્રિયા થઇ રહ્યા બાદ શરીર વોસરાવી દેવું. તે જ્યારે સંસારીના સ્વાધીન થાય ત્યારે વોસરાવવું.

અને કેટલાક કહે છે કે–મૃત્યુ થયા પછી ગમે તેટલો કાળ થયો પણ જ્યાં સુધી માંડવી (પાલખી) માં ન બેસાડે ત્યાં સુધી વોસરાવવું કલ્પે નહિ. પરંતુ તે શરીરની સાર સંભાળ કરવી તેનું રક્ષણ કરવું વગેરે તમામ (મૃતકના શરીર સંબંધી) ક્રિયા કરવી કલ્પે. જ્યારે સંસારી માંડવીમાં દાખલ કરે ત્યારે વોસરાવવું કલ્પે.

ઉપરના ત્રણ પ્રકાર ઉપર બહુ વિચાર કરતાં જણાય છે કે–પહેલા પ્રકારની શ્રદ્ધાવાળાને વખતે એવો પ્રસંગ આવી પડે કે–કોઇ સાધુનો ગામડામાં કે વગડામાં કે શહેરમાં અકસ્માત થયો. પડતાંજ પ્રાણ નીકળી ગયાં હોય, પરંતુ તેમા જીવ છે કે નહિ તેની ખાત્રી કરવાને માટે બે ઘડીથી વધારે કાળ થયો હોય, અથવા ગામડામાથી કે વગડામાંથી શહેરમાં લાવતાં પણ ઘણો કાળ થઇ જાય તેમાં બે ઘડીનો નિયમ રહે તેવુ હોય નહિ. કદાપિ વગડામાં મૂકી વોસરાવી ચાલી નીકળે તો ધર્મની હીલણા થાય, લોકોમાં અપવાદ વધે વગેરે ઘણાં વિપરીત કારણો ઉભાં થાય, એવી જૈન ધર્મની શૈલી હોય નહિ. માટે સૂત્ર શુ ફરમાન કરે છે તે ઉપર ધ્યાન દઈ બોલવું.

પ્રશ્ન ૫૩––મૃતક સાધુની સભાળ સાધુ કયા સુધી કરી શકે તે સંબંધી કાંઇ સૂત્રમા ખુલાસો છે ખરો ?

ઉત્તર––હાજી, સાભળો–ઠાણાગજી ઠાણે ૬ ઠ્ઠે–મંડાતાં કહ્યુ છે કે––

छहिंठाणेहिं निग्गंथा निग्गंथीउय साहम्मियं कालगयं समायरमाणाणाइ क्कमंत्ति तं. अंतोहितोवाबाहिं णीणेमाणे १ बाहिंतोवा निव्वाहिं णीणे माणेवा २ उवेह माणावा ३ उवासमाणेवा ४ अणुन्नवेमाणावा ५ तुसिणाएवा संपव्वयमाणा ६.

અર્થ––૭ સ્થાનકે કરી સાધુ સાધવી પાસે અનેરા સાધુ સાધ્વીના અભાવે એકઠા રહેતા છતા સા૦ સાધર્મિક સરખા ધર્મ સહિત સાધુ સાધ્વીને કા૦ કાલગય કાળ કીધા અનતર સ૦ સમાયરમાણા ઉપાડવાદિક વ્યવહાર કરતાં णा૦ આજ્ઞા અતિક્રમે નહિ સ્ત્રી સઘાતે વિહાર સઝાય બેસવો ઇત્યાદિ ન કરવો એવી તીર્થંકરની આજ્ઞા છતે અહિ મોટા કારણ માટે

આજ્ઞા ઉલ્લંઘે નહિ. તે ૭ કારણ કહે છે. અંતો૦ માંહી થકી મૃતકને ઉપાડીન બા૦ બહાર કાઢતા ૧, બા૦ બહાર થકી વેગળું બહાર કાઢતાં ૨, ઉ૦ નિહરણ ક્રિયાનો કરવો અથવા તેને સ્વજનાદિક નિહરણ ક્રિયા કરે ત્યારે ઉદાસીનપણે રહેવો તે ઉવેહમાણાવા કહીએ ૩. ઉ૦ ઉપાસના કરતાં સેવતાં પાઠાંતરે ભયમાણા૦ રાત્રે જાગવે કરી મૃતકને સેવતાં સાચવતા એ બે શબ્દનો એહજ અર્થ: उवासमेमाणाए ત્રીજો પાઠાંતર તે ક્ષુદ્ર વ્યંતરાદિકે મૃતક અદષ્ટું હોય. તેહને સિદ્ધાત પ્રસિદ્ધ વિધિએ કરીને ઉપશમાડતા ૪. अ પરઠવવા કાજે મૃતકના સ્વજનાદિકને ભાષા ઉપયુક્ત જણાવતાં ૫. तु. પોતેજ અણ બોલ્યા પરઠવવાને લઈ જાતાં આજ્ઞાનો ભંગ નહિ ૬.

એ છદ્મસ્થનો વ્યવહાર ભગવંતે કહ્યો. એમ છવીશ હજારા ઠાણાંગજી સૂત્રમાં લખ્યુ છે.

આનું તાત્પર્ય એ છે કે સાધુ સાધ્વીના મૃતક કલેવર સંસારીએ પોતાના સ્વાધીન કર્યા બાદ અથવા પોતે તે શરીરને સ્મશાનાદિક ભૂમિકાએ મૂક્યાબાદ વોસરાવવાનો વ્યવહાર જણાય છે.

વગડામા કદિ સાધુ સાધ્વીનું મૃત્યું થયું હોય તોપણ તે મૃતકના રક્ષણ માટે બંદોબસ્ત કરી પોતે ગૃહસ્થને જણાવતાં અથવા પોતે હેરવતા ફેરવતા કે તેનું રક્ષણ કરતા અર્થાત્ જ્યાં સુધી લોક પ્રસિદ્ધ વ્યવહાર ક્રિયા ન થય ત્યાંસુધી પરઠવવાનો કે વોસરાવવાનો વ્યવહાર જણાતો નથી. છેવટે પોતે ઉપાડીને ઠેકાણાસર મૂકી પછી તે મૃતકના શરીરને વોસરાવે ત્યા સુધીમા પણ આજ્ઞાના ભંગ થવો જણાતો નથી.

પ્રશ્ન ૫૪—કોઇ ભવી કે અભવી એમ જાણી શકે ખરા કે હું ભવી હોઇશ કે અભવી હોઇશ ?

ઉતર—બાબૂવાળા છાપેલા આચારાગજી સૂત્રના અધ્યયન ૫મે ઉદ્દેશે ૫મે ટીકામા તથા ભાષામા કહ્યું છે કે અભવીને એવો વિચાર થાય નહિ કે હું ભવી હોઇશ કે અભવી હોઇશ? એવો વિચાર અભવીને ન હોય. આ ઉપરથી એમ જણાય છે કે ભવી અભવીનો જેને વિચાર થાય તે ભવી હોય.

પ્રશ્ન ૫૫—ઠાણાગજી સૂત્રના ૭મે ઠાણે ૭ પ્રકારની વિકથા કહી છે તમા दंसणभेयणी અને चारित्तभेयणी એવા છેવટના બે બોલ છે તેનો હેતુ શું છે.

ઉત્તર—દર્શનભેદની એટલે સમકિતનો ભેદ પામે તેવી કોઇને વાત કરે એટલે કુતીર્થીના જ્ઞાનાદિકની પ્રશંસા કરવારૂપ કથા વાર્તા કરવાથી સાભળનારને તે ઉપરથી રાગ ઉપજે તો સમકિતમા ભેદ પામે,

અને ચારિત્રભેયણી તે ચારિત્રનો ભેદ પામે તેવી કથવાર્તા કરે જે હમણા ચારિત્ર છેજ નહિ. કોઇ ઠેકાણે સૂત્રમા કહ્યા પ્રમાણે સાધુ જો સાં આવતા નથી. સાધુને પ્રમાદના બહુલપણા થકી અતિચાર ઘણા લગવા થકી અતિચારના શુદ્ધ કરનાર જે આચાર્ય અને પ્રાયશ્ચિતના લેણુહાર સાધુ તે છેજ નહિ તીર્થ તે જ્ઞાન દર્શનનેજ પ્રવર્તે છે, તે ભણી જ્ઞા દર્શનને વિષે યત્ન કરવો ઇત્યાદિ સાભળતા ચારિત્રની શ્રદ્ધા ભાગે એવી કથા વાર્તા કરનારને ચારિત્રભેદની વિકથાનો કરણહાર કહીએ

પ્રશ્ન ૫૬—ચદ્ર સૂર્ય ઉંચા સો યોજન તપે છે તો ને ઉત્તર શાનો પ્રકાશ હશે ?

ઉત્તર—ભગવતીજી શતક ૧૦ મે ઉદ્દેશ ૧ લે, ઉંચી દિશિને વિમલા દિશિ કહી છે, ને નીચી દિશિને તમા દિશિ કહી છે, તો ઉંચી સહજ પ્રકાશ સમજાય છે. તેજસ્વી પુદ્ગલ છે માટે નિર્મળ દિશિ કહી ને હેઠે સહેજ અધકારનાં પુદ્ગલ છે માટે તમાદિશિ કહી છે

પ્રશ્ન ૫૭—ભગવતી શતક ૧૦ મે, ઉદ્દેશે ૧ લે ખધકના અધિકારે કહ્યુ છે કે-જીવને અનંતા જ્ઞાનના પર્યવ છે, અનતા દર્શનના પર્યવ છે, તો અભવી જીવને અનતા કેવળજ્ઞાનના અને કેવળદર્શનના પર્યવ હોય કે કેમ ?

ઉત્તર—અભવી જીવને જ્ઞાનના પર્યવનો સભવ નથી. અભવીને અજ્ઞાન ત્રણની ભજના કહી છે. પરંતુ પાચ જ્ઞાન માહેલુ એકે નહીં. વળી સમવા-યાંગજી સૂત્રના ૨૬ મા સમવાયમા અભવી જીવને મોહનીય કર્મનીર૬ પ્રકૃતિ કહી છે સમકિત મોહનીય ૧, ને મિશ્ર મોહનીય ૨, એ બે પ્રકૃતિ મૂળથીજ નથી, માટે સમકિતની પ્રાપ્તિ થાયજ નહિ, અને સમકિત વિના જ્ઞાન હોયજ નહિ. नादंसणस्सनाण એ ઉતરાધ્યયનના ૨૮ મા અધ્યયનનુ વાકય છે.

તો ખંધકના અધિકારે જીવના જ્ઞાન દર્શનના પર્યવ અનતા અનતા કહ્યા ત્યા અભવી જીવના માટે બે અજ્ઞાન અને, પહેલાં ત્રણ દર્શનના પર્યવ આશ્રી જાણવું " अट्ठविहेनाणे " ત્યા આઠ પ્રકારના જ્ઞાનમા ત્રણ અજ્ઞાન પણ આવ્યાં. માટે અભવી જીવને કેવળજ્ઞાન ને કેવળદર્શનના પર્યવ હોય નહિ. ઇત્યર્થ.

પ્રશ્ન ૫૮—છઠ્ઠા ગુણસ્થાનવાળા છદ્મસ્થ મુનિને કેટલી લેશ્યા લાભે ?

ઉત્તર—છઠ્ઠે ગુણઠાણે દ્રવ્ય લેશ્યા છ સંભવે છે. પરંતુ ભાવ લેશ્યા તો તેજુ, પદ્મ તથા શુકલ એ ત્રણ હોવી જોઇએ, કારણ કે છઠ્ઠા ગુણઠાણા વાળાનો બંધ તો કલ્પ દેવલોક તથા કલ્પાતીતનો કહ્યો છે. કર્મગ્રંથમાં ચોથા કર્મગ્રંથની ૫૩ મી ગાથામા છ ગુણસ્થાનમા છ લેશ્યા લખી છે, એ ઉપરથી છઠ્ઠા ગુણઠાણે દ્રવ્ય લેશ્યા છ હોય કારણ કે છઠ્ઠા ગુણઠાણાની સ્થિતિ ઘણા કાળની હોવાથી અધ્યવસાયની હાનિ વૃદ્ધિ થવા સભવ છે. તેથી લેશ્યાની પણ હાનિ વૃદ્ધિ થાય, પણ છઠ્ઠું ગુણસ્થાન છોડે નહિ ત્યાં સુધી ભાવલેશ્યાનું ચક્ર તો ઉપર કહેલી ત્રણ લેશ્યાનુંજ ફર્યા કરે, અને બંધ વખતે દ્રવ્યલેશ્યા પણ ઉપરની ત્રણ માહેલીજ હોવાથી દેવલોકની ગતિનો બંધ પડે છે. આનો પરમાર્થ એ છે કે છઠ્ઠે ગુણઠાણે કદિ આદિની ત્રણ લેશ્યા માહેલી કોઈ દ્રવ્ય લેશ્યા હોય તો ભાવલેશ્યા તો ઉપરની ત્રણ માહેલી સમજવી.

પ્રશ્ન ૫૯—દીક્ષા લેતી વખતે કઇ લેશ્યા હોય ?

ઉત્તર—વૈરાગ્યભાવે દીક્ષા લેતી વખતે ઘણું કરી સાતમુ ગુણસ્થાન હોય છે, તેથી કરીને દ્રવ્ય અને ભાવ, ઉપરની ત્રણ લેશ્યાજ હોય. સાતમે ગુણસ્થાને તેજુ, પદ્મ અને શુકલ એ ત્રણ લેશ્યાજ હોય છે. કારણ કે સાતમે ગુણસ્થાને આર્ત-રૌદ્ર ધ્યાન નહિ હોવાથી અતિ વિશુદ્ધતા હોય છે. આઠમા ગુણસ્થાનથી બારમા ગુણસ્થાન સુધી છદ્મસ્થ મુનિને એકજ શુકલ લેશ્યા હોય છે.

પ્રશ્ન ૬૦—ઉત્તરાધ્યયન અ. ૩૪, તેમા ત્રણ ધર્મલેશ્યા ને ત્રણ અધર્મલેશ્યા કહી. તેમાં અધર્મલેશ્યા છાડવી ને ધર્મલેશ્યા આદરવી કહી છે. તેના સંબંધમા અહિ કોઈ કહે કે તે તો ભાવલેશ્યા આદરવી કહી હશે તેનું કેમ ?

ઉત્તર—સિદ્ધાંતમા ભાવલેશ્યા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ રહિત કહી છે, ને અહિં (ચોત્રીશમા અધ્યયનમાં) છયે લેશ્યા વર્ણ, ગધ, રસ, સ્પર્શ સહિત કહી છે, માટે તે દ્રવ્યલેશ્યાજ જાણવી અહિ ભાવલેશ્યાની વક્તવ્યતા નથી.

પ્રશ્ન ૬૧—નિદ્રા કયા કર્મને ઉદયે હોય ?

ઉત્તર—નિદ્રા દર્શનાવરણીય કર્મના ઉદયે અને મોહનીય કર્મની પ્રેરણાએ હોય છે. કારણ કે નિદ્રા એ રતિનું સ્થાન છે, નિદ્રાથી પ્રાણી સુખ

માને છે, માટે મોહનીય કર્મની પ્રેરણાએ અને દર્શનાવરણીયના ઉદયે નિદ્રા આવે, અને એક ઠેકાણે એમ પણ કહ્યું છે કે-નિદ્રા મોહના ઉત્પત્તિસ્થા નથી. અને દર્શનાવરણીય કર્મના વિપાકથી તે (નિદ્રા) ની ઉત્પત્તિ છે અને શાતાવેદનીયના ઉદયે પણ નિદ્રા આવવાનો સંભવ છે.

પ્રશ્ન ૬૨—કોણિક રાજાએ કાળ ક્યારે કર્યો ? ભગવંતની હયાતીમાં કે ભગવંતના નિર્વાણ પછી ?

ઉત્તર—કેટલાક એમ કહે છે કે-કોણિક ચેડા રાજાનું યુદ્ધ જીત્યા પછી બે ઇંદ્રની સહાયતાથી કૃત્રિમ ચક્રવર્તી બની છ ખંડ સાધવા જતાં તિમિસ ગુફા ઉઘાડવા દંડ રત્નનો પ્રહાર કરતાં અંદરથી-અગ્નિની જ્વાળા નીકળી ત્યાંજ તેનું મૃત્યુ થયું. એ વખતે ભગવંત હયાત હતા.

પરંતુ સૂત્રનો ન્યાય જોતાં ઉપરની વાત સાબીત થતી નથી. કારણ કે-ભગવંત મહાવીર નિર્વાણ થયા પછી સુધર્મગણધરને વાંદવાને માટે કોણિક પોતે આવેલ છે એમ જ્ઞાતાજી સૂત્રના પ્રારંભમાં ખુલ્લો પાઠ છે. એ ઉપરથી ભગવંત નિર્વાણ થયા પછી કોણિકે કાળ કર્યો છે.

પ્રશ્ન ૬૩—સુચીકુસગ્ગ કરે તે આશ્રવ, આ શબ્દનો શો અર્થ થાય છે ?

ઉત્તર—આ શબ્દનો કોઇ કોઈ ક્રિયાવાદી એમ અર્થ કરે છે કે-ડાભની અણી ઉપર રહેલા જળના બિંદુ જેટલી સુચી કરે તોપણ તે આશ્રવ છે.

ત્યારે બીજો પક્ષ એમ કહે છે કે-ડાભની અણી ઉપર રહે તેટલા પણ સચેત જળથી સુચી કરે તો આશ્રવ.

હવે ત્રીજો પક્ષ એમ જણાવે છે કે-સુઇ નામ સોય (સીવવાની સોય) અને કુસગ્ગ કેતાં-કુસ-ડાભ અણી સહિત તે અસંવરે તો આશ્રવ. કેમકે તેની અણી તીક્ષ્ણ હોવાથી આશ્રવનું કાર્ય બનવા સંભવ છે, માટે તેને સંવરી એટલે યત્નાથી સાચવી નહિ રાખવાથી આશ્રવ થાય છે અને સંવરી રાખવાથી સંવર થાય છે. સાખ ઠાણાંગ ઠાણે ૧૦ મે.

સૂત્રના મૂળપાઠમાં સૂइकुसग्ग શબ્દ છે. તેમાં જળ શબ્દનો સમાવેશ નીકળતો હોય એમ જણાતું નથી. કદાપિ કોઇ સૂઇનો અર્થ સુચી કરે તો અચેત જળથી સુચી કરવાનો સૂત્રમાં નિષેધ નથી. દશાશ્રુતસ્કંધ સૂત્રના ૭ મા અધ્યયનમાં પણ પડિમાધારી સાધુ જેવાને ફાસુક શીતળ જળથી તથા ઉષ્ણ જળથી અસુચીનો લેપ તથા ભોજનાદિકથી ખરડાયેલા મુખ તથા

હાથ ધોઈ પુચી કરવા કહેલ છે. અર્થાત્ સૂત્રના નવ દાખલાથી ફાસુક જળથી અસુચી આદિ ખરાબ લેપ ટાળી પાણીથી સુચી કરવા શુદ્ધ થવા કહેલ છે, અને તે ભગવતની આજ્ઞા છે માટે માનો કે ભગવત આશ્રવની આજ્ઞા આપે નહિ માટે પહેલો પક્ષ સૂત્રમતે લાગુ થતો નથી.

બીજો પક્ષ સાધારણ રીતે ઠીક છે, પણ અહિ જળનો સંબંધ નથી. તેમ સચેત જળ ડાભની અણી ઉપર રહે તેટલાથી સુચી કરે તો વ્રતના ભગંનો સભવ રહે, અને અહિયા તો આશ્રવની વ્યાખ્યા છે, માટે તે પણ બંધ બેસતુ નથી.

ત્રીજો પક્ષ સૂત્રના ન્યાયે ઠીક જણાય છે, કે સૂઇની કે ડાભની અણી એવી તીક્ષ્ણ હોય છે કે જો તેને સંવરે નહિ ગોપવીને રાખે નહિ તો તેથી આશ્રવ બનવાનો સંભવ છે. માટે તે વાત સત્ય છે તે વિષે શ્રી આગમોદય સમિતિ તરફથી છપાયેલ ઠાણાગ ઠાણે ૧૦ મે, પાને ૪૭૨ મે મૂળપાઠ તથા ટીકા નીચે પ્રમાણે કહે છે.—

सूचीकुसग्गअसंवरे + + તથા सूचीकुसग्ग असंवरे. તેની ટીકામાં કહ્યું છે કે–शूच्याः कुशाग्राणा च शरीरोपघा-कत्वाद्यत्संवरणं–सङ्गोपनं स शूचीकुशाग्रसंवरः, एषतुपलक्षणत्वात्समस्तौपग्रहिकोपकरणापेक्षो द्रष्टव्यः, इहचान्त्यपदद्वयेन द्रव्य संवरावुक्ताविति । असंवरस्यैवविशेषमाह ॥

સૂઇ અને કુશાગ્ર શરીરને ઉપઘાત કરવાવાળાં ઉપકરણ છે તેને ગોપવે તો સવર, અને ન ગોપવે તો અસંવર–આશ્રવ કહેલ છે.

પ્રશ્ન ૬૪— પન્નવણા પદ ૧૭ મે લેશ્યા પદમા છેનટના અધિકારે કેટલીક પ્રતમાં जाणेज्जा અને કેટલીકમાં जणज्जा શબ્દ છે. તો કયો શબ્દ યોગ્ય જણાય છે?

ઉત્તર—जणेज्जा એ શબ્દ યોગ્ય જણાય છે. કેમકે ત્યાં એમ કહ્યું છે કે કૃષ્ણલેશી મનુષ્ય કૃષ્ણલેશી ગર્ભ જણે? એમ કૃષ્ણને નીલાદિકની પૃચ્છા કરતાં છએ લેશ્યાના સમચે મનુષ્યના ૩૬ આલાવા તથા સ્રીના ૩૬ આલાવા સમચે કહ્યા એમ કર્મભૂમિના મનુષ્યના ૩૬ અને સ્રીના ૩૬ આલાવા કહ્યા છે. અને અકર્મભૂમિના ૧૬ ને છપન્ન અંતરદ્વીપાના ૧૬ એ પ્રમાણે કહ્યા છે એટલે યુગલિયામા ૪ લેશ્યા છે માટે સોળ સોળ કહ્યા છે. એનો પરમાર્થ એ છે કે–જો જુગલિયામાં જાણેજ્જા શબ્દ લાગે તો તેને અવધિજ્ઞાન નથી તો શાથી જાણ્યું? માટે જણેજ્જ શબ્દ વધારે લાગુ થાય છે.

તથા કોઇ એમ પણ કહે છે કે–જાણેજ્જા એટલે ગર્ભનો ભાવ જાણે કોણિકના ગર્ભનો ન્યાય.

ગર્ભનો ભાવ જાણવો ડોહોલાદિકથી તે તો અનુમાન કલ્પના છે. અને સ્ત્રી કૃષ્ણલેશી હોય અને ગર્ભ છ લેશ્યામાંનો ગમે તે લેશ્યાવાળો હોય માટે જણેજ્જા શબ્દ વધારે લાગુ થાય છે.

પ્રશ્ન ૬૫—પન્નવણા સૂત્રના ૩૬ મા પદમાં एटलो खेत्र अफुणे, एटलो खेत्रफुडे તેનો અર્થ શું ?

ઉત્તર—કેટલીક પ્રતમાં વળી એવો પણ પાઠ છે કે–एटलोखेत्र आपुणे.

આ બધાનો અર્થ ટીકાકારે આ પ્રમાણે કર્યો છે કે–આત્મ પ્રદેશે કરી એટલો ક્ષેત્ર પૂર્યો, અને વેદની સમુદ્‌ઘાતના પુદ્‌ગલે કરી એટલો ક્ષેત્ર સ્પર્શ્યો શરીર પ્રમાણે, એટલે શરીરના તમામ ભાગમાં તથા તમામ અવયવમાં તથા શરીરની પોલારમા તે આશ્રી છ દિશિ વેદની સમુદ્‌ઘાતનાં પુદ્‌ગલો સ્પર્શ્યાં.

બીજી સમુદ્‌ઘાત કરતા આત્મપ્રદેશ તથા પુદ્‌ગલને બહાર નીકળવા સંભવ છે. ને વેદની સમુદ્‌ઘાત તો શરીરમાંજ શરીર પ્રમાણેજ થાય છે, તે માટે નિયમા છ દિશિ કહી છે, તે શરીરની અંદર છયે દિશિ જણાય છે.

પ્રશ્ન ૬૬—ઉઠ્ઠાણ, કમ્મ, બળ, વીર્ય અને પુરૂષાકાર પરક્કમેનો શો અર્થ ? અને એ છ બોલ રૂપી છે કે અરૂપી ?

ઉત્તર—કોઇ અપેક્ષાએ અરૂપી છે ને કોઇ અપેક્ષાએ રૂપી પણ છે. ભગવતીજી શતક ૧૨ મે, ઉદ્દેશે ૫ મે બાબુવાળા છાપેલ પાને ૧૦૨૭ મે કહ્યું છે કે—

अहभंते ! उठ्ठाणे कम्मेवले वीरीएपुरिसक्कार परक्कम्मे एसणं कइवणे ४ पण चे २ तं चेव जाव अफासे सेपणंत्ते.

ભાષા—હવે હે ભગવન્ ! उ ઉત્થાન ઉભો થાવો ૧ क. કર્મ તે ગમનાદિ ક્રિયા ૨, व શરીરની સમર્થાઇ ૩, वी. જીવનો ઉત્સાહ ૪, पु. પુરૂષકાર અભિમાન વિશેષ ૫, प પરાક્રમ એહુની સાધના કામ પૂરો કીધો તે ૬. તેમા કેટલા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ એ ચાર પ્રશ્ન પ્રત્યે ગૌતમે પૂછયા તેના ઉત્તરમા–તિમહીજ યાવત્ એઓને પણ આત્મધર્મપણે કરી અવર્ણાદિ કહ્યા.

એટલે એ સર્વ બોલ ભગવતે અરૂપી કહ્યા તે આત્મધર્મને લઇને કહ્યા છે.

અને પન્નવણા પદ ૨૩ મે, કર્મપ્રકૃતિના અધિકારે નામકર્મની પ્રકૃતિમા શુભ નામના ૧૪ બોલમાં બોલ ૧૦ મો, બાબુવાળા છાપેલ પાને ૬૭૦ મે શરીર ધર્મઆશ્રી રૂપી કહેલ છે. એટલે ઉઠ્ઠાણાદિ જાવત્ પરક્કમે એ સર્વ બોલનો એક ૧૦ મો બોલ છે, તેને શુભ નામકર્મના બધ સંબંધીમા અનુભાગ ભોગવવા આશ્રી કહેલ છે. માટે રૂપી કહેલ છે.

પ્રશ્ન ૬૭—સાધુને ચાર ભાષા માહેલી બે ભાષા બોલવી કહી છે સત્ય અને વ્યવહાર અને ૧૨ મા ગુણસ્થાને ૯ જોગ લાભે છે તે. ૪ મનના ૪ વચનના ને ૧ ઉદારિકનો તેનું કારણ શુ ?

ઉત્તર—અસત્ય મન ને મિશ્ર મન, અને અસત્ય વચન ને મિશ્ર વચન. તેને ૧૨ મા ગુણસ્થાને ઇરાદાપૂર્વક પ્રવર્તાવે નહિ પરતુ દ્રવ્યગુણ પર્યાયની વ્યાખ્યા કેવળી પ્રમાણે યથાતથ્ય કહી શકે નહી. છદ્મસ્થપણામાં ચારે યોગની પ્રવૃત્તિ રહી છે. બારમા ગુણસ્થાનનો સાધુ જો કે મહા ઉપયોગવંત છે તથાપિ મન, વચનના યોગ દ્રવ્ય ગુણ, પર્યાયની વ્યાખ્યામાં કેવળી પ્રમાણે જાણી શકે નહિ. તે પ્રમાણે મન પ્રવર્તાવી શકે નહિ તથા વચન બોલી શકે નહિ, માટે ૯ જોગ કહ્યા છે.

પ્રશ્ન ૬૮—ઉત્તરાધ્યયનના ૯ મા અધ્યયનમા ગાથા ૪૨ મી, તેમાં નમિ રાજર્ષિ પ્રત્યે ઇંદ્ર મહારાજાએ બ્રાહ્મણના રૂપે કહ્યું છે કે—

घोरासमंचइत्ताणं, अन्नपत्थेसि आसमं;
इहेव पोसहरओ, भवाहि मणुयाहिवा. ४२.

આ ગાથાનો શો અર્થ થાય છે ? અને ઘોરાશ્રમ જે કહ્યો તે આશ્રમનું સ્વરૂપ શુ ?

ઉત્તર—શ્રીમદ્ રાજચંદ્ર પાને ૨૮ મે કહ્યુ છે કે—નિર્વાહ કરવા માટે ભિક્ષાથી સુશીલ પ્રવજ્યાંમા અસહ્ય પરિશ્રમ વેઠવો પડે છે. તેથી તે પ્રવજ્યાં ત્યાગ કરીને અન્ય પ્રવજ્યાંમા રૂચિ થાય છે. માટે એ ઉપાધિ ટાળવા તું ગૃહસ્થાશ્રમમા રહી પૈષધાદિક વ્રતમા તત્પર રહેજે. હે મનુષ્યના અધિપતિ ! હું ઠીક કહુ છુ ( આ પ્રમાણે શ્રીમદ્ રાજચદ્રમા અર્થ કર્યો છે. )

વળી કેટલાક અર્થના કરનાવાળા પણ શ્રાવકપણામા રહી પૌષધાદિ કરવાનું કહી ગયા છે. એટલે દરેક અર્થના કરવાવાળા પોસહ. શબ્દ ઉપરથી

શ્રાવકપણું સાબિત રાખતા ગયા છે. પરંતુ નમિરાજર્ષિએ આપેલા ઉત્તરની ગાથા સામે દ્રષ્ટિ કરી હોય એમ જણાતું નથી.

વળી કેટલાક એમ પણ અર્થ કરે છે કે–હે નરાધિપતિ! બ્રહ્મચારી ૧, ગ્રહી ૨, વાનપ્રસ્થ ૩, અને ભિક્ષુ ૪, એવા ચાર પ્રકારના આશ્રમ છે. તેમા ગૃહસ્થાશ્રમ જેવો ધર્મ થયો નથી ને થશે પણ નહીં, કારણકે બીજા ત્રણ આશ્રમવાળો ગૃહસ્થાશ્રમને આધારે છે, તેથી તે ગૃહસ્થાશ્રમધર્મ પોતાના આત્માના કાર્ય ને પરના આત્માના કાર્ય સાધવાને માટે સમર્થ છે, પણ તે ગૃહસ્થાશ્રમ ભયંકર છે ને તેને શૂરા પુરૂષોજ નિભાવી શકે છે, અને સાધુપણું લઇ ભિક્ષાવૃત્તિ કરવી એ તો કાયર પુરૂષનાં લક્ષણ છે. કારણકે કૃષણી પશુપાલાદિક પણ કહે છે કે ભિક્ષા માગીને ખાઓ છો તો કમાઇને કેમ ખાતા નથી? એમ ભિક્ષાવૃત્તિ કરનારને લોકમા નિંદક ગણે છે. માટે તમારા જેવા શૂર પુરૂષોને તે યોગ્ય નથી તેથી તમે ગૃહસ્થાશ્રમમાંજ રહીને સર્વનું પોષણ કરો એજ ઉત્તમ ધર્મ છે. એ પ્રમાણે કહેલ છે તેનું કેમ?

પ્રશ્ન ૬૯—નમિરાજર્ષિએ ઇંદ્રની કહેલી ઉપરની ગાથાનો શો ઉત્તર આપ્યો છે? અને ઉપરના કહેલ અર્થમા શો તફાવત છે તે જણાવશો?

ઉત્તર—હા, જી, સાભળો ગાથા ૪૫મી

मासेमासे उ जो बाले कुसग्गेणं तु भुंज्जइ।
न सो सुयक्खायधम्मस्स कलं अग्घइसोलसिं।

અર્થ—માસ માસ ખમણને પારણે ડાભની અણી ઉપર રહે તેટલું જમે, અને સરલ હોવા છતાં પણ બાલ છે અજ્ઞાની છે માટે મિથ્યાત્વની કરણી સૂત્ર આખ્યાત ધર્મ જે શ્રુત ધર્મ ને ચારિત્ર ધર્મ તેની સોળમી કળાએ પણ અર્ઘે નહી શોભે નહી અથવા સોળમી કળાએ આવે નહીં.

સૂત્રમા ભગવતે બે પ્રકારનો ધર્મ કહ્યો છે અણગાર ધર્મ ને આગાર ધર્મ એટલે સાધુ ધર્મ અને શ્રાવક ધર્મ તે બન્ને ધર્મના સેવન કરવાવાળા સૂત્ર આખ્યાત ધર્મ જે શ્રુત ધર્મ ને ચારિત્ર ધર્મના અધિકારી છે તો તેમના પોષધ ઉપવાસાદિ શ્રાવક ધર્મની ક્રિયાનો નમિરાજર્ષિ નિષેધ કેમ કરે? એ જરા વિચાર કરવો જોઇએ

પ્રશ્ન ૭૦—અમે તો અત્યાર સુધી એમ સાભળતા આવ્યા છીએ કે ઘોરાશ્રમ જે ગૃહસ્થાશ્રમ તજીને અનેરા આશ્રમની ઇચ્છા કરે છે તેમ

કરવા કરતાં અહિંયાં રહી પોષધ ઉપવાસાદિ કરી શ્રાવકપણું પાળવું ઠીક છે. આ અર્થ નમિરાજાના ઉત્તર સાથે વિચારતા તદ્દન વિરૂદ્ધ પડે છે. એમ તો જણાય છે ખરૂં. તો આનો ખરો અર્થ શો છે તે જણાવશો ?

ઉત્તર—ઘોરાશ્રમ એટલે તદ્દાકાળે અન્યમતમા એવો કોઇ કઠણ-આકરો આશ્રમ હોવો જોઇએ કે ચાર આશ્રમ જે કહ્યા છે તેથી આ આશ્રમ વિકટ આશ્રમ હોવાને લઇને બ્રાહ્મણના રૂપે ઇંદ્રે પોતાના (બ્રાહ્મણના) મતનો જૈન ધર્મના સંયમ ધર્મથી વિરૂદ્ધ એવો ઘોરાશ્રમ જણાવ્યો; અને કહ્યું કે-આવો ઘોરાશ્રમ તજીને જૈન ધર્મના ચારિત્રરૂપ અન્ય આશ્રમની પ્રાર્થના કરે છે ? હે રાજન્ ! તું તેની ઇચ્છા કરે છે ? માટે હું તને જણાવું છું કે-એ બધું જવા દે, કાં તો ઘોરાશ્રમ અંગીકાર કર કે કાં તો ગૃહસ્થાશ્રમમાં રહી એટલે અહિં જ રહી તું વસ્તીનું પોષણ કર, તેમા રક્ત રહે, એટલે તારી વસ્તીનું પોષણ કરવાથી પણ રાજનીતિ પ્રમાણે હે મનુષ્યના અધિપતિ ! તેણે તારૂં કલ્યાણ થશે. આ વાત ન્યાયપૂર્વક જણાય છે

આનો પરમાર્થ એ છે જે-ઘોરાશ્રમ વગેરે જે જે અંગીકાર કરવા બ્રાહ્મણે નમિરાજર્ષિને જણાવ્યું તે સર્વ અમાવાસ્યાના અંધારાથી પણ અધિક અનંતગણું અંધારૂં અજ્ઞાનરૂપી અંધારૂં કહ્યું. કારણ કે અમાવાસ્યાના અંધારામાં પણ ચંદ્રની સોળ કળામાંની એક કળા પણ ખુલ્લી રહે છે, ને નમિરાજર્ષિએ તો બ્રાહ્મણને ખુલ્લું કહ્યું છે કે તારી બતાવેલી ઘોરાશ્રમ વગેરેની કરણી તે શ્રુતઆખ્યાત ધર્મના પાસે મિથ્યાત્વરૂપ અજ્ઞાન કરણી સોળમી કળાએ પણ આવે નહિ. માટે જે હું સંયમધર્મ અંગીકાર કરૂં છું તે શ્રેષ્ઠ છે.

પ્રશ્ન ૭૨—ઉત્તરાધ્યયનના ૧૦ મા અધ્યયનમા-દરેક ગાથાએ કહેલ છે કે-સમયં ગોયમ મા પમાયએ. તેનો શો અર્થ ?

ઉત્તર—આ કથા કેટલાક એવો અર્થ કરે છે કે-ભગવંત એ બોધ ગૌતમને ઉદ્દેશીને કહેલ છે. કેટલાક કહે છે કે-ગૌતમને કાંઇ એવો પ્રમાદ ન હોતો પણ ગૌતમ શબ્દે જીવને પ્રમાદ છોડવાને માટે એ શબ્દ કહ્યા છે. અને કેટલાક એમ પણ કહે છે કે-ગૌતમના આગેવાનપણે પરિષદાને એ બોધ કરેલ છે, પરંતુ તે પદમાંથી એવો અર્થ નીકળે છે કે-સમયં ગોયમ મા પમાયએ ' એટલે ભગવંત ભવ્ય જીવો પ્રત્યે એમ ઉપદેશ કરે છે કે—ગો૦ કહેતા ઇંદ્રિયોને, યમ૦ નામ નિયમમાં લાવવાને, સમયં૦ કહેતા સમય માત્રને, મા૦ નામ નહિ, પમાયએ૦ કહેતા પ્રમાદ કર. એટલે ઇંદ્રિયોને નિયમમાં લાવવામાં સમય માત્રનો પ્રમાદ કરીશ નહિ. એમ ભગવંતે જણાવ્યું.

પ્રશ્ન ૭૨—દશવૈકાલિક સૂત્રના અધ્યયન ૯ મે, ઉદ્દેશે ૩ જે ગાથા ૧૧ મીના પહેલા બે પદમા કહ્યું છે કે–गुणेहिंसाहु अगुणेहिंसाहु, गिन्हाहिंसाहु गुणमुन्चसाहु; અહિંયાં ગુણવતને સાધુ કહ્યા, અને અગુણીને પણ સાધુ કહ્યા. તેનું શુ કારણ ?

ઉત્તર—ટીકા, તથા ટબાવાળા તો એમ અર્થ કરી ગયા છે કે ગુણવંત તે સાધુ અને અગુણી એ અસાધુ ગુણને ગ્રહે તે સાધુ અને ગુણને મૂકે તે અસાધુ. આ પ્રમાણે અર્થ લખી ગયા છે પણ તેનો ખરો અર્થ શું છે તે તેઓને સમજાણો હોય એમ જણાતુ નથી, કારણકે અગુણીને અસાધુ, અને ગુણને મુકે તે અસાધુ એવો અર્થ મૂળ ગાથામાથી નીકળતો નથી. માટે તેનો અર્થ બીજોજ હોવો જોઇએ.

પ્રશ્ન ૭૩—ઉપરના બે પદનો ખરો અર્થ શુ છે? તે જણાવશો ?

ઉત્તર—હા, જી, સાભળો. જ્ઞાનાદિ ગુણે કરી સાધુ કહીએ, અગુણે કહેતાં કામના જે ગુણ શબ્દાદિક ( શબ્દ, રૂપ, રસ, ગધ ને સ્પર્શ ) તે સહિત તે અગુણી કહીએ, એટલે કામગુણ રહિત તે સાધુ, અને બીજા પદમા જ્ઞાનાદિક ગુણને ગ્રહે તે સાધુ, અને કામ ગુણને મુકે તે તથા તે થકી મુક્ત થાય તે સાધુ ઇત્યર્થ.

સૂત્રમા ઘણે ઠેકાણે શબ્દ ૧, રૂપ ૨, રસ ૩, ગધ ૪, ને સ્પર્શ ૫. એ પાચે કામના ગુણ કહ્યા છે

ભગવતીજી શતક ૭ મે, ગુણના ઉપજાવનાર સાધુને માંડળીયાના દોષ માહેલો દોષ કહ્યો છે.

તથા આચારાંગના પહેલા શ્રુતસ્કધમાં અધ્યયન બીજે કહ્યું છે કે– “ गुणे से आवट्टे, आवट्टे से गुणे. ” છતાં ગુણવાળાને સસારનું આવર્તન અને સંસારના આવર્તનવાળાનેજ ગુણ છે. માટે અહિયાં કામના ગુણ તે શબ્દાદિકજ લેવા.

પ્રશ્ન ૭૪—દશવૈકાલિકના ૯ મા અધ્યયનના ૪ થા ઉદ્દેશામા કહ્યું છે કે–અરિહંતના હેતુને અર્થે સાધુએ આચાર પાળવો. તો સાધુ જે આચાર પાળે તે તો પોતાના હેતુ માટે પાળે તેમા અરિહંતનો હેતુ શુ ?

ઉત્તર—અહિયા અરિહત શબ્દે તીર્થંકરાદિક લેવા નહીં. અરિ કેતાં કર્મરૂપ વેરી તેને હણવાના હેતુના અર્થે સાધુ મુનિરાજ આચાર પાળે અર્થાત્ કર્મરૂપ શત્રુને હણવા માટે આચાર પાળવો ઇત્યર્થ

છે. તેનો
પ્રશ્ન ૭૫—સૂત્રમા દરેક ઠેકાણે वंदइनमंस्सइ શબ્દ કહેલ
શો અર્થ ?

ઉત્તર—કેટલેક ઠેકાણે સૂત્રમાં બન્ને શબ્દ વંદણા નમસ્કાર શબ્દમાં વપરાય છે, અને બન્ને શબ્દ જુદા અર્થમાં પણ વપરાય છે. એટલે વંદણા કે'તાં ગુણગ્રામ બોલતાં નમસ્કાર કરવો, એટલે મુખે કરી ગુણગ્રામ બોલી પંચ અંગ નમાવીએ તેને વંદઇ નમંસઈ શબ્દ લાગુ થાય

પ્રશ્ન ૭૬—અમે તો વંદણા શબ્દે નમસ્કારજ માનીએ છીએ તેનું
કેમ ?

ઉત્તર—તે ઠીક છે, એમ પણ કોઇ ઠેકાણે અર્થ થાય છે ખરો. દશવૈકાલિક સૂત્રમાં પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશાની ૩૦ મી ગાથામાં जे न वंदे न से कुप्पे હે મુનિ ! તને કોઇ વંદણા નમસ્કાર ન કરે તો તુ તેના ઉપર કોપ કરીશ નહિ. અહિયા વંદણા શબ્દ બન્ને અર્થમા લાગુ થયો; પણ વંદણા શબ્દનો ખરો અર્થ ગુણગ્રામજ થાય જુઓ. તેજ દશવૈકાલિકના પાંચમા અધ્યયનના બીજા ઉદ્દેશાની ૨૯ મી ગાથાના ત્રીજા પદમા કહ્યું છે કે " वंदमाणं न जाइज्जा " એટલે વંદણા કરતો થકો હે મુનિ ! તુ જાચીશ નહિ. અહિંયાં એવો અર્થ ઘટે નહિ કે–હે મુનિ ! તું નમસ્કાર કરતો થકો જાચીશ નહિ. તો, વંદમાણું કે'તાં વંદણા કરતો થકો એટલે ગુણગ્રામ કરતો થકો ગૃહસ્થ પ્રત્યે હે મુનિ ! ન જાઇજ્જા કહેતા તું જાચીશ નહિ. ઇત્યર્થ. અહિયાં વંદણા શબ્દે ગુણગ્રામજ ઘટે. વદણા નમસ્કારનો અર્થ ઘટે નહિ.

પ્રશ્ન ૭૭—ભગવતીજી શતક ૧ લે, ઉદ્દેશે ૭ મે ગર્ભના અધિકારે
ગર્ભની કાયસ્થિતિ ઉત્કૃષ્ટી ૨૪ વર્ષની કહી તે શી રીતે ?

ઉત્તર—કેટલાક કહે છે કે–ગર્ભની ઉત્કૃષ્ટી સ્થિતિ ૧૨ વર્ષની કહી છે, તે જીવ ૧૨ વર્ષ પૂરાં કરી પછી ચવી જાય, ને તેજ જીવ પાછો તેજ ગર્ભમાં આવી ઉપજે ને પાછો ૧૨ વર્ષ રહે. એટલે ૨૪ વર્ષ તેજ કાયમાં ગભ પણે રહ્યો. આમ કોઇ કહે છે

વળી કોઇ એમ પણ કહે છે કે–તે ગર્ભની કાયમાં તેજ જીવ ૧૨ વર્ષ રહ્યો તે જીવ ચવી ગયો, ને તે કાયમાં બીજો જીવ આવી ઉપન્યો તે પણ ગર્ભપણે ૧૨ વર્ષ રહ્યો એટલે ૨૪ વર્ષની ગર્ભની ઉત્પત્તિ સ્થાનની કાયસ્થિતિ થઇ. આમ બન્ને અભિપ્રાયનો વિચાર કરતાં જેવું જોઈએ તેવું બંધ બેસતું નથી.

પ્રશ્ન ૭૮—આ વિષે ખરો અભિપ્રાય શો છે તે જણાવશો ?

ઉત્તર—સાંભળો, પ્રથમ કહ્યા પ્રમાણે જો, માતાપિતાના સબંધથી ઉત્પન્ન થયેલી ગર્ભ સબંધી કાયા તે ઉત્કૃષ્ટ ૧૨ વર્ષ રહે તે તો ઠીક પણ ફરીથી તે કાયમા ઉત્પન્ન કેમ થાય ? કેમકે માતાપિતાના સબંધ વિના બીજો દેહ બધાય નહિ, તો માનો કે માતાપિતાના સંબધવડે બીજો દેહ બધાવો જોઇએ, અને જ્યારે બીજો દેહ બધાય ત્યારે મૂળ દેહનો અહિ સબધ રહ્યો નહિ, તમજ મૂળ દેહમાં ગર્ભ બધાવાનો સ્વભાવ નથી. માટે તે સબંધ મળે નહિ

તેમજ બાર વર્ષની સ્થિતિનો એક જીવ ચવી ગયો અને બીજો જીવ આવી તેટલીજ સ્થિતિએ ઉત્પન્ન થાય તે પણ બધ બેસે નહીં. કારણ કે તે ગર્ભની કાય સ્થિતિ ગણાય નહીં.

માટે ત્રીજો અભિપ્રાય જણાવવામા આવે છે કે-જે ગર્ભની કાયસ્થિતિ ૨૪ વર્ષની કહી, તે તેજ સ્ત્રીના શરીર સબધી તેજ ગર્ભની કાયસ્થિતિ સમજવી નહિ. એક વખત જે સ્ત્રીના ઉદરમા ગર્ભ હતો તે ગર્ભ ઉત્કૃષ્ટી ૧૨ વર્ષની સ્થિતિ પૂરી કરી ત્યાથી ચવી બીજી સ્ત્રીના ઉદરમાં ગર્ભપણે ઉત્કૃષ્ટી સ્થિતિએ ઉત્પન્ન થાય તોપણ ૧૨ વર્ષ રહે એમ ઉપરાઉપર ગર્ભની ઉત્કૃષ્ટી સ્થિતિએ ઉત્પન્ન થાય તો બેજ વાર થાય, પણ ત્રીજીવાર થાય નહિ માટે ગર્ભની કાયસ્થિતિ ૨૪ વર્ષની જાણવી. દૃષ્ટાત—જેમકે પૃથ્વીની કાયસ્થિતિ ઉત્કૃષ્ટી અસખ્યાતા કાળની કહી છે, તે એક જીવ ધોળી પૃથ્વીપણે ઉપજ્યો ત્યાથી ચવી કાળી, નીલી, રાતી, પીળી પૃથ્વીમાં ઉત્પન્ન થઇ અસંખ્યાતો કાળ પૂરો કરે, તે પૃથ્વીના કાયસ્થિતિ કહેવાય. પણ અહિ ધોળીને વિષેજ અસખ્યાતો કાળ પૂરો કરે તેજ કાયસ્થિતિ કહેવાય એવો નિયમ નહિ. તેમજ ગર્ભની કાયસ્થિતિનું જાણવુ ઇત્યર્થ.

પ્રશ્ન ૭૯—ભદ્રપડિમા, મહાભદ્રપડિમા, સર્વતોભદ્રપડિમાનું સ્વરૂપ શું?

ઉત્તર—ભદ્રપ્રતિમા-પૂર્વ દિશિએ ચાર પહોર લગી કાયોત્સર્ગ કરવો. અથવા ઉપઘાત તપ કરવો તે પ્રતિજ્ઞા બે દિવસે પૂરી થાય પરિસહ ખમે.

મહાભદ્રપડિમા-પૂર્વની પરે એટલો વિશેષ એકેક દિશિ અહોરાત્રિ કાયોત્સર્ગ કરે. એમ ચાર અહોરાત્રિ લેવુ

સર્વતોભદ્ર પડિમા-દશદિશિ એકેક અહોરાત્રિ કાયોત્સર્ગ કરે એટલે દશ અહોરાત્રિનું માન.

| નામ | ઉપવાસ દિન. | કાયોત્સર્ગ માન | દિશામાન. |
|---|---|---|---|
| ભદ્રપડિમા | ૨ | ૪ પહોરનો કાયોત્સર્ગ | પૂર્વ પ ઉ. દ ચાર દિશા ફરે |
| મહાભદ્ર પડિમા | ૪ | અહોરાત્રિ-૧ દિવસનો કાયોત્સર્ગ | ચારે દિશા ફરે |
| સર્વતોભદ્રપડિમા | ૧૦ | અહોરાત્રિ કાયોત્સર્ગ. | દશ દિશાએ ફરે |

એ ત્રણે પડિમાએ કાયોત્સર્ગમાં પરિસહ ખમે ઉપસર્ગ થય તે સહન કરે.

ઠાણાંગજીમાં બે બે બોલ કહ્યા છે, તો ભદ્રાના સામે સુભદ્રા પ્રતિમા કહી છે. તે પણ ભદ્રની પેઠે છે. પણ દશ દિશિ કહી છે. જે માટે બીજો પ્રકાર શાસ્ત્રમાં દીસતો નથી. ( એમ અર્થકારે કહ્યું છે. )

પ્રશ્ન ૮૦—આધિ, વ્યાધિ ને ઉપાધિનો શો અર્થ ?

ઉત્તર—આધિ એટલે મને કરીને જે વેદવામાં આવે તે. એટલે માનસિક પીડા.

વ્યાધિ તે શરીરે વેદવામા આવે તે, શારીરિક પીડા. રોગ પ્રમુખ.

અને ઉપાધિ તે, બહારની પીડા જે વેદવામાં આવે તે. એટલે ધન પૈસો ઉપકરણાદિક મેળવવાની, ચિંતા તથા સ્વજનાદિકની ચિંતા વેદવામાં આવે તે.

પ્રશ્ન ૮૧—કોઇને સંથારાની વિધિ ન આવડતી હોય અને રાત્રિએ સુતી વખતે દિવસ ઉગતાં સુધીમાં--અગર ગમે ત્યારે સંથારો કરવો હોય તો સ્હેલાઇથી કેવી રીતે થઇ શકે ?

ઉત્તર—માત્ર એકજ ગાથા મુખે કરી હોય તોપણ બની શકે તે ગાથા-આહાર શરીરને ઉપધિ, પચ્ચખું પાપ અઢાર; મરણ હોય તો વોસિરે, જીવું તો આગાર. ૧. આટલું કહીને સંથારો માને તોપણ કરી શકે.

પ્રશ્ન ૮૨—કોઇને સંથારાની વિધિએ સંથારો કરવો હોય તો તે કેવી રીતે ને ક્યારે કરી શકે?

ઉત્તર—જેને સંથારો કરવો હોય તેને પ્રથમ તો પોતાના આયુષ્યની હદ જાણવી જોઇએ એટલે કાં તો અવધિજ્ઞાનથી, કાં તો જાતિસ્મરણ જ્ઞાનથી, કે કાં તો સૂત્રજ્ઞાનથી અથવા તો કોઇ દેવાદિકના કહેવાથી, અથવા તો કોઈ સ્વપ્નાદિકનો ભાસ થવાથી, અથવા તો કોઇ જ્ઞાનીઓના કહેવાથી, અથવા તપશ્ચર્યાદિકે શરીર ક્ષીણ પાડવાથી, અર્થાત્ શરીરની અંદરનું લોહી માંસ સૂકાવાથી શરીરની શક્તિ તદન ક્ષીણ થવાથી તથા કાળ જ્ઞાનથી* ઇત્યાદિક કારણો વડે પોતાના આયુષ્યનો અંત નજીક આવેલો જાણી પોતાના શરીર, આહાર, ઉપકરણાદિક ઉપરથી મૂર્છા ઉતારી આત્મબળ પ્રગટ કરી સથારો કરવા ધારે અર્થાત્ સથારો કરે તો સહીસલામતે પાર પહોંચાડી શકે.

પ્રશ્ન ૮૩—ઉપરના કહેલા બોલ વિના એટલે આયુષ્યની હદ જાણ્યા વિના કોઇ સથારો કરવા ધારે તો તેનુ કેમ થાય?

ઉત્તર—આ કાળમા આયુષ્ય જાણ્યા વિના કોઇ સથારો કરે તો તેને સિદાવાનો વખત આવે, પરતુ કોઇ હઠથી કે હિમતથી અથવા તો આત્મબળથી ચઉવિહારા ત્યાગના ૩૦ ઉપવાસ કરે અથવા તેવિયારા ૩૦ ઉપવાસ ઉપરાત ચઉવિહારા ઉપવાસ શરૂ કરી દે તો થોડા દિવસમાં સથારો પાર પાડી શકે એમ વિદ્વાનોના મુખથી સાભળ્યુ છે.

પ્રશ્ન ૮૪—સથારાને માટે કેટલાક અણસમજુ મનુષ્યો એમ બોલે છે કે સથારો કરવો તે એક જાતની આત્મહત્યા છે એટલે પરાણે પ્રાણ કાઢવાનો દાવો કરે છે તેનું કેમ?

ઉત્તર—સથારો કરવો તેને આત્મહત્યા માનવી એ એક જાતની અજ્ઞાનતા છે. કોઇ અજ્ઞાનતાથી કે કોઇ દ્વેષ ભાવથી એ પ્રમાણે બોલે તેને માટે કાઇ કહેવાનુ નથી, પણ શાસ્ત્ર કબુલ કરતુ નથી શાસ્ત્રમા એ વિષે ઘણી વ્યાખ્યા છે આપણે પણ વિચાર કરીશુ તો જણાઇ આવશે કે આત્મઘાત કરવાવાળા કેવી પ્રકૃતિના મનુષ્યો હોય છે? અને સથારા કરવા વાળા કેવી પ્રકૃતિવાળા હોય છે? તે સ્વરૂપ [illegible] જાણવુ જોઇએ. અન્યમતના શાસ્ત્રમા અણસણ કહેલ છે, અને જૈનશાસ્ત્રમા સથારો અને અણસણ એ બેય શબ્દથી બોલાવેલ છે વળી અન્યમતના જ્ઞાનીઓ

* કાળજ્ઞાન જાણવાને માટે જુઓ ભાગ [illegible] મો પ્રશ્ન [illegible]

તામલીતાપસ, પુરણતાપસ વગેરેના સંથારા મહિનાના તથા બબે મહિનાના જૈન સૂત્રોમાં ચાલેલ છે. તેઓની આત્મહત્યા કહી નથી. માટે ડાહ્યા મનુષ્યે પહેલું સમાધિમરણ અને આત્મહત્યાનું સ્વરૂપ જાણવું જોઇએ.

પ્રશ્ન ૮૫—આત્મહત્યા અને સંથારામાં શો તફાવત ?

ઉત્તર—તેમાં તો આકાશ પાતાળ જેટલો તફાવત છે. તે વિષે ભગવતીજીના બીજા શતકના પહેલા ઉદ્દેશામા એવું પ્રશ્ન છે કે–એવું કયું મરણ છે કે, જે મરણ મરવે કરી જીવ અનંતો સંસાર વધારે ? અને એવું કયું મરણ મરવે કરી જીવ અનંતો સંસાર ઘટાડે ? તેના ઉત્તરમા ભગવંત મહાવીરે જણાવ્યું છે કે–અજ્ઞાન એટલે કષાયના પ્રાબલ્ય વડે તથા ઇચ્છા વા વાસના સહિત મરે તે જીવ અનંતો સંસાર વધારે અને જ્ઞાન એટલે જ્ઞાનદૃષ્ટિ રાખી કષાયોને ત્યાગી વાસનાઓનો વિધ્વંસ કરી એકાંત અવ્યાબાધ સુખ મેળવવા સંથારો કરી મરે તે જીવ અનંતો સંસાર ઘટાડે એ પ્રમાણે કહેલ છે.

પ્રશ્ન ૮૬—અજ્ઞાનમરણ અને જ્ઞાનમરણ કોને કહેવામાં આવે છે ?

ઉત્તર—જે જીવ કષાયને વશે અથવા કોઈ પ્રકારની ઇચ્છાથી ભગવતીજીમા કહેલાં ૧૨ પ્રકારમાનાં મરણે કરી મરે તેને અજ્ઞાનમરણ કહેલ છે, અને બે પ્રકારના સમાધિ મરણે એટલે કષાય કે ઇચ્છા વિના મરે તે જ્ઞાનમરણ કહેલ છે. તેને સૂત્રમાં સમાધિમરણ પણ કહ્યુ છે

પ્રશ્ન ૮૭—અજ્ઞાનમરણ ૧૨ પ્રકારે કહ્યા તે કયા કયાં ?

ઉત્તર—ભગવતીજીમા ખંધકને અધિકારે ૧૨ પ્રકારનાં મરણ આ પ્રકારે કહ્યાં છે. (૧) ક્ષુધાતૃષાએ પીડયો અથવા સંયમથી પડયો વીલવિલાટ સહિત મરે. (૨) પાંચે ઇંદ્રિયના વશ પડયો થકો મરે. (૩) અંતઃકરણમાં શલ્ય રાખી ( માયા, નિયાણા અને મિથ્યાદર્શન સહિત ) મરે. (૪) મનુષ્યભવનું નિદાન કરી મરે. ( પર્વતથી પડી (ઝંપાપાત ખાઇ) મરે. (૬) વૃક્ષથી પડી મરે. (૭) પાણી માંહે બુડી મરે. (૮) અગ્નિ માહે બળી મરે. (૯) વિષ ખાઇ મરે. (૧૦) શસ્ત્રે કરી મરે. (૧૧) ગળે ફાસો ખાઇને મરે. (૧૨) પશુ પક્ષી પાસે ચુંટાવી તથા તેના કલેવરમા પેસી મુંઝાઇ મરે. એ બાર પ્રકારના મરણ તે બાળમરણ એટલે અજ્ઞાનમરણ કહ્યા છે.

પ્રશ્ન ૮૮—બે પ્રકારના જ્ઞાનમરણ કહ્યાં તે કેવી રીતના ?

ઉત્તર—(૧) પાદોપગમન સંથારો અને (૨) ભત્તપ્રત્યાખ્યાન સંથારો એટલે વૃક્ષની શાખાની પેઠે પડીને અથવા વૃક્ષના થડની પેઠે અડોલપણે

રહી સંથારાની અંદર હાથ પગાદિક ચલાવ્યા વિના આત્મસમાધિમાં મરે તે પાદોપગમન સથારો કહીએ, અને ચારે આહારનાં પ્રત્યાખ્યાન (ત્યાગ) કરી જગ્યાની મર્યાદા રાખી આત્મા સમાધિ ભાવે મરે તે ભક્તપ્રત્યાખ્યાન સથારો કહીએ. આ બન્ને મરણને શાસ્ત્રમાં પંડિત મરણ—જ્ઞાન મરણ કહેલ છે.

પ્રશ્ન ૮૯—ઉપર કહેલા ૧૨ પ્રકારના અજ્ઞાનમરણ અને બે પ્રકારનાં જ્ઞાન મરણ આત્માને શુ ફળ આપે છે?

ઉત્તર—અજ્ઞાન મરણે મરતો થકો જીવ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા સંબંધીના એટલે ચારગતિ ચોવીશ દંડક અને ચોરાશીલાખ જીવા-યોનિના અનંતા અનંતા ભવ વધારે અને આદિ અંત રહિત ચાર ગતિ રૂપ સંસારની અદર પરિભ્રમણ કરે.

અને જ્ઞાન (પંડિત) મરણે મરતો થકો જીવ અનંતા ભવના ફેરા તોડે અર્થાત્ ચારે ગતિરૂપ સસારને અતિક્રમે ખપાવે.

આનો પરમાર્થ એ છે કે બાર પ્રકારનાં અજ્ઞાન મરણે મરવા વાળાને આત્મહત્યાનો દોષ લાગે છે, અને પંડિતમરણે મરવાવાળાને આત્મહત્યાનો દોષ લાગતો નથી, કારણકે તે પોતાનુ મરણ નજીક આવ્યું જાણીને સમાધિ મરણે મરે છે આત્માને સમાધિભાવમા જોડી અનેક પ્રકારના પરિસહોને સમભાવે સહન કરી આ જગતના તમામ જીવો સાથે ગતભવના અને આ ભવના વૈરવિરોધની ક્ષમાપના માગી કેઇ પણ પ્રકારની ઇચ્છા કે વાસના રહિત માત્ર આત્મભાવનાએજ સમાધિભાવના ભાવતા પોતાના આયુષ્યની હદ પૂરી કરે છે, તેને આત્મહત્યાનો દોષ કહેવો તે અજ્ઞાનતાનું વાકય છે

જૈનશાસ્ત્રના ન્યાય પ્રમાણે સમાધિમરણે મરવાવાળા પોતાના મૃત્યુનો એક જાતનો મહોત્સવ માને છે એ વિષે પૂરતી માહિતગારી મેળવવી હોય તો વાચો સમાધિમરણ યા સમાધિવિચાર તથા મૃત્યુમહોત્સવ નામનાં પુસ્તકો

પ્રશ્ન ૯૦—આયુષ્યની હદ જાણ્યા વિના કોઇ સથારો કરે અને પછી ક્ષુધાવેદની આદિ પરિસહો ઉત્પન્ન થાય અને અસમાધિ મરણે મરવાની ધાસ્તી રહે તેનુ શુ કરવુ ?

ઉત્તર—જે સમાધિમરણે મરવાનો ખપી હોય તેને સમાધિમરણ થાય તેવી યોજના કરવી એમ આચારાંગ સૂત્ર તથા ભગવતીજી સૂત્રમાં

ફરમાવેલ પાઠપર સમદષ્ટિએ ગુરૂગમ્યથી ધારણા કરી સમાધિમરણે મરવા પ્રયત્ન કરવો.

પ્રશ્ન ૯૧—કેટલાક કહે છે કે–આ સૃષ્ટિ ઇશ્વરથી નિષ્પન્ન થયેલી છે એટલે જગત્કર્ત્તા ઇશ્વર છે. માટે જગત્‌ની આદિ છે કે કેમ ?

ઉત્તર—ભગવદ્ગીતામાં કહ્યુ છે કે—

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ अध्याय २ श्लोक १६.

અર્થ—જે મૂળેજ નથી તે કદી થવાનું નથી; અને જે છે તે કદી નાશ થવાનુ નથી. એ ‘છે’ અને ‘નથી’ નુ–એટલે કે સત્ અસત્ બન્નેનુ–ખરૂં રહસ્ય તત્ત્વદર્શીઓએજ જોયું છે.

આધુનિક વૈજ્ઞાનિક શાસ્ત્રીઓનો (સાયન્સવાળાનો) પણ એજ સિદ્ધાંત છે કે એક પણ પરમાણુ નવો ઉત્પન્ન થઇ શકે નહિ. તેમજ એક પણ પરમાણુનો મૂળમાથી નાશ થઇ શકેજ નહિ માત્ર તેનો સંયોગ વિયોગજ થાય, અને ગીતા પણ એમજ કહે છે.

ન્યાયદર્શન પણ ‘ नित्या परमाणु रुपा ’ વગેરે સૂત્રોથી એજ સિદ્ધ કરે છે, અને સાખ્યદર્શન તો ‘ इश्वरासिद्धे ’ એ સૂત્રથી જગત્કર્તાનો સદંતર અસ્વીકારજ કરે છે.

વળી પણ ગીતાજીમા કહ્યું છે કે—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ अध्याय ५ श्लोक १८.

અર્થ—લોકના કર્તાપણાને, કર્મોને કે કર્મ અને તેના ફળના સંયોગને ઇશ્વર રચતો નથી; પરંતુ સ્વભાવથી તે બધું પ્રવર્તી રહ્યું છે, તેમજ વળી ૧૩ મા અધ્યાયના ૨૦ મા શ્લોકમાં કહ્યું છે કે—

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकाराश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥

અર્થ:—પ્રકૃતિ તેમજ પુરૂષ બન્નેને તુ અનાદિ જાણ; અને સર્વ વિકારો અને ગુણોને તો તું પ્રકૃતિથીજ ઉદ્ભવેલા જાણ.

યોગવાસિષ્ટ પાને ૩૧૨ મે, ૩૧૩ મે, ચતુર્થસ્થિતિ પ્રકરણે જગત્ અનન્ત વર્ણન નામ તૃત્તીય સર્ગે કહ્યું છે કે–જગત્ આદિ અંતસે રહિત હૈ અનાદિ સિદ્ધબ્રહ્મ તત્ત્વહી પ્રકાશતા હૈ–ઈત્યાદિક ઘણી વાતો છે.

પ્રશ્ન ૯૨—આ જગત્‌નો કર્ત્તા ઇશ્વર છે. તેમજ ઇશ્વર જન્મ લે છે વગેરે સાભળીએ છીએ તેનું કેમ ?

ઉત્તર—ભાગવતપુરાણુના પહેલા સ્કધના ત્રીજા અધ્યાયમા લખેલું છે કે–આત્માનો કોઇ કર્ત્તા નથી, તે શાશ્વત છે અને વાસ્તવિક રીતે ઇશ્વર જન્મ લેતો નથી, તેમજ કાઇ કરતો નથી અનાદિ કાળથી આત્મા કર્મથી મળેલો છે ઇતર પ્રાણીઓના ઉદ્ધાર માટે કેવા એ માત્ર તેમના જન્મ અને કર્મનું વર્ણન કરેલુ છે. ઈતિ.

જગત્‌કર્ત્તા ઇશ્વર માને તેને પૂછવું કે ઇશ્વર તમે કોને કહો છો ? કારણકે વિષ્ણુપથી વિષ્ણુ ભગવાનને કર્ત્તા માને છે, ત્યારે શકરપથી કહે છે કે સૃષ્ટિના કર્ત્તા અમારા શકર શિવ રૂદ્ર છે, અને બ્રહ્મપથી માને છે કે સૃષ્ટિના કર્ત્તા અમારા બ્રહ્મા છે

ત્યારે મુસલમાન કહે છે કે અમારા ખુદા જગત્‌કર્ત્તા છે, ત્યારે ઇશુ પંથી કહે છે કે જગત્‌કર્ત્તા અમારો ઇશુ છે. એમ દરેક પથવાળા પોત-પોતાના દેવને કર્ત્તા માને છે, તો કયો દેવ કર્ત્તા સમજવો ? આ સવાલ ઉભો થાય છે.

પ્રશ્ન ૯૩—અહિંયા કોઇ એમ કહે કે એ બધાનો સમાવેશ એક ઈશ્વર કે ભગવાન શબ્દમાજ થઇ જાય છે તેનું કેમ?

ઉત્તર—તેને કહેવાનું કે એવા દયાળુ ઇશ્વરે ભેદ ભરેલા પથો જૂદા જૂદા શા માટે કરવા જોઇએ ? માટે એમ કહો કે–સર્વ પથના કર્ત્તા, એ પુરૂષો છે, એટલે પોતપોતાના પથના ચલાવવાવાળાને બહુ માન આપવાને માટે કર્ત્તા માન્યા છે.

જો આ જગત્‌નો કર્ત્તા ઇશ્વર અથવા કોઇપણ માનીએ તો તેમા અનેક સવાલો ઉભા થાય છે પ્રથમ તો એ કે–ઇશ્વર માયી છે કે અમાયી ? જો અમાયી હોય તો તેને જન્મ, મરણ, કૃતકર્મ વગેરે કાંઇ હોતુ નથી તે તો નિરજન નિરાકાર સચ્ચિદાનદ સ્વરૂપીજ હોય, તેનાથી કાંઇપણ બનવાનું હોયજ નહીં, અને જો માયી હોય તો તે સકર્મા દેહધારી હોવા જોઇએ જો તેને જગત્‌કર્ત્તા માનીએ તો (૧) સૃષ્ટિ રચ્યા પહેલા આ બ્રહ્માડમા શુ હતુ ? (૨) સૃષ્ટિ નહોતી તો પોતે ક્યા હતા ? (૩) આ બ્રહ્માડને કયાથી લાવ્યા ? (૪) બ્રહ્માડમા રહેલા પદાર્થો કયાથી લાવ્યા ? (૫) બ્રહ્માડ અને સૃષ્ટિ રચવાની શી જરૂર પડી ? (૬) જો આ જગત્‌કર્ત્તા ઇશ્વર છે તો ઈશ્વર દયાળુ છે કે કેમ ? (૭) જો ઈશ્વર દયાળુ છે તો

દુનિયામાં અધર્મી અને પાપી જીવોને શા માટે પેદા કર્યા? (૮) અધર્મી અને પાપી જીવોના કરેલા અધર્મ અને પાપનું ફળ પેદા કરનાર ઇશ્વરને ભોગવવું પડે કે કેમ? (૯) જગત્કર્ત્તા ઇશ્વર છે તો જગત્કર્ત્તા નહિ માનનારાને પેદા શા માટે કર્યા કે પોતાનાજ પગ ઉપર કુહાડો પોતેજ મારે? (૧૦) જો ઇશ્વર કર્ત્તા છે તો ઇશ્વરનો કર્ત્તા કોઇપણ હોવો જોઇએ. જેમ ઇમારતનો કર્ત્તા કડીયો સુતાર છે. તો તેનો ઉત્પન્નકર્ત્તા તેનો બાપ પણ છે. તો ઇશ્વરનો બાપ પણ હોવો જોઇએ મા બાપ વિના મનુષ્યની ઉત્પત્તિ નથી, અને ઇશ્વર જો મનુષ્ય રૂપે હોય તો તે પણ સૃષ્ટિમાં છે. પોતાની પ્રજાને સૃષ્ટિ રૂપે માની પોતે કર્ત્તારૂપ ઇશ્વર ઠરતો હોય અથવા કોઈ તેને પિતારૂપ ઇશ્વર માનતું હોય તો ભલે. અન્યથા તો કલ્પના રૂપ જણાય છે.

પ્રશ્ન ૯૪—ઇસુપંથી માને છે કે—આ સૃષ્ટિ ઇસુએ રચી છે, તેને માટે કાંઇ ખુલાસો છે?

ઉત્તર—સાંભળો. આત્મારામજી પીતામ્બરી કૃત તત્ત્વનિર્ણય પ્રાસાદ ચતુસ્ત્રિશ સ્તંભમા ફુટનોટમાં લખ્યું છે કે—ઇસાઇ લોક માનતે હૈ કિ ઇસ પૃથ્વી કે રચેકો, વા મનુષ્ય રચેકો છ સહસ્ર (૬૦૦૦) વર્ષ હુએ હૈ, સો મિથ્યા ઠહરતે હૈં (આ વાતને મિથ્યા ઠરાવવાને પોતે ચાલતા અધિકારમાં પ્રથમ લખ્યું છે કે) પંડિત મોક્ષમુલ્લરને અપને ભાષણમેં ઐસા સિદ્ધ કરા હૈ કિ + + + ઔર ઇસા (ઇસુખ્રીસ્તસે) પહિલે ૧૫૦૦૦ તથા ૨૦૦૦૦ વર્ષકે લગભગ સામાન્ય ભાષા કે બોલનેવાલે પ્રાચીન લોકો, પૃથિવીકે કિસિ ભાગમેં વસ્તે થે. તો વિચારો કે—છ હજાર વર્ષનું પ્રમાણ ક્યાં રહ્યું? સૃષ્ટિ રચનારનો ક્યાંઇ મેળ મળે તેમ નથી. જેમ જેના મગજમા આવે તેમ બોલ્યા કરે. પરંતુ સૃષ્ટિ અનાદિ માનવાવાળાનું વાક્ય ત્રણ કાળમા ફરે તેમ નથી. તે વાત સત્ય છે.

એમ ઇશ્વરકર્ત્તા માનવામા અનેક દોષો ઉત્પન્ન થાય છે, માટે યોગ-વાસિષ્ટ તથા ભાગવતના લખાણ ઉપરથી સિદ્ધ થાય છે કે—જગત્નો કર્તા કોઇ નથી. સૃષ્ટિ અનાદિ છે, આત્માનો કર્તા કોઇ નથી, તે શાશ્વત છે. ઇશ્વર જન્મ લેતો નથી, તેમજ કાંઇ કરતો નથી. અનાદિ કાળથી આત્મા કર્મથી મળેલો છે. વગેરે લખાણથી એમ નિશ્ચય થાય છે કે, એ સર્વ કર્મનીજ રચના છે.

પ્રશ્ન ૯૫—કેટલાક કહે છે કે દુનિયામા સુખ દુ:ખનો કર્ત્તા ઇશ્વર છે ને કેટલાક કહે છે કે કર્મ છે. આ બેમાં કર્ત્તા કોણ છે?

ઉત્તર—તે વાત ખરી છે. કેમકે ઇશ્વર કર્ત્તા માને છે, કેટલાક દૈવ કર્તા માને છે, કેટલાક વિધાતા કર્તા માને છે, અને કેટલાક કર્મ કર્તા પણ માને છે પરંતુ શાસ્ત્રનો ન્યાય જોતા પ્રાણીઓને સુખ દુઃખનો કર્તા કર્મજ છે. એટલે જૈનશાસ્ત્રના ન્યાયે પૂર્વભવે જીવે શુભાશુભ કરેલા કર્મના ફળ જે અહિયા ઉદયમા આવે તે ભોગવાય છે, એટલે જેવા કર્મ કરે તેવા ફળ ભોગવે, માટે કર્મ કર્તા છે, અને કર્મનો કર્ત્તા આત્મા છે. માટે જૈન સૂત્રમાં સુખ દુખનો કર્ત્તા આત્મા પણ કહ્યો છે શાખ ઉત્તરાધ્યયનના ૨૦ મા અધ્યયનની ગાથા–अप्पा कत्ता विकत्ता य, दुक्खाण य सुहाण य, આનો પરમાર્થ એ છે કે–કર્મને વશ પડેલો આત્મા શુભાશુભ કર્મ કરે છે માટે કષાયઆત્મા, જોગઆત્મા, અજ્ઞાનઆત્માવડે કર્મનો બધ થાય છે માટે કર્તા આત્મા કહો કે કર્મ કહો, એ જૈનશાસ્ત્રનો ન્યાય છે

પ્રશ્ન ૯૬—ઇશ્વર કર્તા માને છે તે વિષે ખરો ખુલાસો શો છે?

ઉત્તર—ખરો ખુલાસો સાભળવો હોય તો સાભળો, સત્યાર્થ ચદ્રોદયમા કહ્યુ છે કે–નામમાળા તથા "લોકતત્ત્વ નિર્ણયમા" કર્મના ૧૩ નામ કહ્યા છે. તે નીચેના શ્લોકથી જાણશો

श्लोक–विधिर्विधान नियति स्वभावः कालोग्रहइश्वर कर्म दैवम्, भाग्यानिकर्माणि, यमः कृतात, पर्याय नामानि पुराकृतस्य. १.

અર્થ—૧ વિધિઃ (વિધના), ૨ વિધાતા (વિધાન), ૩ નિયતિઃ (હોનહાર), ૪ સ્વભાવ, ૫ કાળ, ૬ ગ્રહ, ૭ ઇશ્વર, ૮ કર્મ, ૯ દૈવ, ૧૦ ભાગ્ય, ૧૧ પુણ્ય, ૧૨ યમ, ૧૩ કૃતાત. એ સર્વ પૂર્વકૃત કર્મના પર્યાયવાચક નામ છે

તથા મનુસ્મૃતિમા ૭ મા અધ્યયનમા પાને ૩૮૦ મે, કર્મના દશ નામ કહ્યા છે તે કહીએ છીએ. વિધિ ૧, દૈવ ૨, નિયતિ ૩, સ્વભાવ ૪, કાળ ૫, ઇશ્વર ૬, બ્રહ્મા ૭, કર્મ ૮, ભાગ્ય ૯, પુણ્ય ૧૦. આ સર્વ પૂર્વજન્મમા કરેલા કર્મના ફળના નામ છે એમ શ્રુતિમ કહ્યુ છે તથા સ્મૃતિમા પણ કહ્યુ છે કે —

दैव मात्मकृतं विद्यात्. कर्मयत्पौर्वदेहिकम् ,
समृत पुरुषकारस्तु. क्रियतेयदिहापरम्. ॥१॥

પૂર્વ જન્મના દેહે કરેલા કર્મને દૈવ કરીને કહે છે, અને આ જન્મના કરેલા કર્મને પુરૂષાર્થ કહે છે

દોહરો.

વિધિ ૧, વિધાતા ૨, હોનહાર ૩, સ્વભાવ ૪, કાળ ૫, યમ ૬, ગ્રહ ૭, ઈશ્વર ૮, બ્રહ્મા ૯, કર્મ ૧૦, દૈવ ૧૧, કૃતાન્ત ૧૨, ભાગ્ય ૧૩, પુણ્યસહ ૧૪.

પૂર્વકૃત એ કર્મનાં, પર્યાયવાચક નામ;
કર્તા માને તેહને, એ ભ્રમણાનો ઠામ.

પ્રશ્ન ૯૭—કેટલાક કહે છે કે પૃથ્વી ગોળ છે તો તે ગોળ લાડવાને આકારે છે કે સપાટ ગોળ છે ?

ઉત્તર--કોઈ મતવાળા લાડવાને આકારે ગોળ માને છે ખરા, પણ જૈન શાસ્ત્ર તથા અન્યશાસ્ત્ર પુરાણાદિકમાં સપાટ ગોળ માને છે. જૈનશાસ્ત્રમાં સપાટ પડયા ચક્રને આકારે ગોળ એક લાખ યોજનનો જંબુદ્વીપ છે. તેના ફરતો બે લાખ યોજનનો લવણ સમુદ્ર, તેના ફરતો ચાર લાખ યોજનનો ધાતકી ખંડ દ્વીપ છે, તેના ફરતો ૮ લાખ યોજનનો કાળોદધિ સમુદ્ર છે, તેના ફરતો ૧૬ લાખ યોજનનો પુષ્કરદ્વીપ છે એ પ્રમાણે ચારે દિશાએ જંબુદ્વીપની મધ્યભાગના મેરૂપર્વતથી સીધી લીટીએ સપાટ ચારે દિશાએ દોરી માંડતાં અસંખ્યાતા દ્વીપને અસંખ્યાતા સમુદ્ર આવે છેલ્લો સ્વયભૂરમણદ્વીપ ને સ્વયભૂરમણ સમુદ્ર આવે. એમ જૈનધર્મના જીવાભિગમ સૂત્રમા સવિસ્તારે અધિકાર છે, તેમજ અન્યમતનાં પુરાણાદિકમાં સાત દ્વીપ ને સાત સમુદ્ર અકેક મતવાળા કહે છે, ને અકેક મતવાળા પચાસ ક્રોડ પૃથ્વી કહે છે અને અકેક મતવાળા અનંત સૃષ્ટિમય પૃથ્વી માને છે પરંતુ જૈનશાસ્ત્ર તો અસંખ્યાતા દ્વીપ સમુદ્રને સપાટ ગોળજ માને છે.

પ્રશ્ન ૯૮—કેટલાક આ પૃથ્વીને દડાની પેઠે ગોળ તે પણ લંબગોળ અને ફરતી માને છે, એટલે પોતાની ધરી ઉપર ચોવીશ કલાકમાં ફરી વળતી ૧૨ માસમા સૂર્ય ફરતી ફરી વળે છે. વગેરે વાતો સાંભળીએ છીએ તેનું કેમ ?

ઉત્તર--એવી વાતો ઘણીએ સંભળાય છે. બધાનો ખુલાસો કરવા બેસીએ તો પાર પામીએ તેમ નથી. વળી ગ્રથ વધી જવાના ભયથી ટુંકામાં એટલુંજ કહેવાનું છે કે " પૃથ્વી સ્થિર પ્રકાશ ' પુસ્તક વાંચવાથી ઘણો ખરો ખુલાસો થઇ આવશે; પણ એમ તો જણાય છે કે દુનિયામા અનેક દ્રષ્ટિવાળાં મનુષ્યો અનેક દ્રષ્ટિના મતમતાતરો રહેલા હોવાને લઇને જે જેના મગજમાં આવે તેવી પ્રરૂપણાઓ પણ તદાકાળે (મહાવીર પરમાત્માના વખતે) કરતા હતા ખરા એમ સૂત્રથી સાબીત થાય છે.

પ્રશ્ન ૯૯—શું પૃથ્વી ફરે છે તેવી માન્યતાવાળા મહાવીરના વખતમાં હતા એવો કોઇ દાખલો છે?

ઉત્તર—એવા એક મતના નહી પણ અનેક મતના હતા, એમ આચારાંગજી સૂત્રના પહેલા શ્રુતસ્કંધના આઠમા અધ્યયનના પહેલે ઉદ્દેશે ભાષાંતરની કલમ (૩૯૬) માં લખ્યુ છે કે--

इहमेगेसिं + + + अदुवा वायाओ विप्पउंजति, तजहा अत्थिलोए, णात्थिलोए, धुवेलोए, अधुवेलोए, सादिएलोए, अणादिएलोए, सपज्जवसितेलोए, अपज्जवसिते लोए, કેટલાએકોને + + + (લોક વિષે એટલે પૃથ્વી વિષે પુરતું જ્ઞાન નહી હોવાથી કેટલાક વિભંગજ્ઞાનથી, કેટલાક અનુમાનજ્ઞાનથી, અને કેટલાક દૃષ્ટિજ્ઞાનથી) અથવા (કેટલાક પોતપોતાની મતિ કલ્પના પ્રમાણે) અનેક પ્રકારના નીચે મુજબ વાકયો બોલે છે:-એક કહે છે-"લોક છે" બીજા નાસ્તિક કહે છે કે "લોક નથી" એક કહે છે કે "લોક નિશ્ચળ છે" બીજા (ભૂગોળવાદી) કહે છે કે "લોક ચળ છે (એટલે પૃથ્વી ફરે છે)" એક કહે છે "લોક આદિ સહિત છે" (ઇશ્વર કર્તા માનનારા લોકની આદિ માને છે,) બીજા કહે છે કે ' લોક અનાદિ છે" એક કહે છે "લોકનો અંત છે" બીજા કહે છે "લોકનો અંત નથી" ઇત્યાદિ.

એ પ્રમાણે મતમતાંતરોનો અભિપ્રાય મહાવીર પરમાત્માએ જાણીને પ્રગટ કર્યો. અને પૃથ્વી સ્થિર છે. અસંખ્યાતા દ્વીપ સમુદ્ર આ પૃથ્વી પર રહેલા છે, નિત્ય છે, શાશ્વત છે. વગેરે અસંખ્યાતા ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર તારાઓ તેમા કેટલાક ચર (ફરે એવા) છે કેટલાક સ્થિર છે, નીચેના નરકાવાસાની પૃથ્વી ઉર્ધ્વલોકમા દેવલોકની પૃથ્વી વગેરે તમામ લોકનુ સ્વરૂપ મહાવીર દેવે કેવળ સ્વરૂપે જાણી, ભગવતીજી, જંબુદ્વીપ પન્નત્તિ, ચંદ્ર પન્નત્તિ, સૂર્ય પન્નતિ, જીવાભિગમજી, વગેરે સૂત્રોમા પ્રગટ કહી બતાવ્યું છે.

પ્રશ્ન ૧૦૦—સૂર્ય ફરે છે એવો જૈનસૂત્રમા અને સમજી શકીએ તેવો કોઈ દાખલો છે?

ઉત્તર—ઉપર કહેલા સૂત્રોમા સારી રીતે સમજાય તેવી રીતે ચંદ્ર, સૂર્યાદિ ફરે છે ગ્રહ, નક્ષત્ર સાથે કેવી રીતે જોગ જોડે છે? એકેક મુહૂર્તમા કેટલુ ચાલે છે? વગેરે તમામ હકીકત છે. હવે સૂર્ય ફરે છે તે વિષે ટુંકામાં જાણવાને માટે સૂયગડાગસૂત્રના છઠ્ઠા અધ્યયનમા ગાથા ૧૧ ની ના બીજા પદમા કહ્યુ છે કે जसुरिया अणुपरियट्टयन्ति, એટલે દશની ગાથામા જણાવેલા મુળેથી લાખ જોજન ઉચો અને દશ હજાર જોજન નહીં એવો મેરૂ

પર્વત તેના ફરતો જ્યોતિષ મંડળ સહિત સૂર્ય, પરિભ્રમણ કરે છે અર્થાત્ મેરૂ ફરતો ફરેછે.

પ્રશ્ન ૧૦૧—જે પ્રમાણે સિદ્ધાંતનો દાખલો આપી સૂર્ય ફરે છે એમ જણાવ્યું તે પ્રમાણે અન્યશાસ્ત્રોના કોઇ પ્રમાણિક દાખલા છે? હોય તો તે પણ જણાવશો?

ઉત્તર—સાંભળો "તત્ત્વનિર્ણયપ્રાસાદ"મા લખ્યું છે કે વેદોમેં ભી સૂર્ય ચલતા હૈ, ઐસે લિખા હૈ. તથાહિ પ્રથમ ઋગ્ વેદે-तरणि विंश्वदर्शतो ज्योतिष्कृद् सि सूर्य ॥ विश्वमाभा सिरोचनं ॥ इ ॥ ऋ० अ० १ अ० ४ व० ७॥

ભાષ્યકા ભાષાર્થ—હે સૂર્ય! તું તરણિ-તરિતા હૈ, અન્ય કોઇ ન જા સકે ઐસે બડે અધ્વ માર્ગમેં જાનેવાલા હૈ॥

"योजनानां सहस्रे द्वेद्वे शतेद्वे च योजने ॥ एकेन निमिषार्द्धेन क्रममाण नमोस्तुते" ॥१॥

ભાષાર્થ—દો સહસ્ર દો સો ઔર દો (૨૨૦૨) ઇતને યોજન સૂર્ય આંખ મીચકે ખોલે, તિસ કાલસેં આધે કાળમેં ચલતા હૈ.

તથા ઋ. ૨ અ. ૧ વ. ૫મે લિખા હૈ કિ—

"सूर्यो हि प्रतिदिनं एकोनषष्टयाधिक पंच सहस्र योजनानि मेरुं प्रादक्षिण्येन परिभ्राम्यतीत्यादि" ॥

ભાષાર્થ—સૂર્ય પ્રતિદિન ૫૦૫૯ યોજન મેરૂકો પ્રદક્ષિણા કરકે પરિભ્રમણ કરતા હૈ ઇત્યાદિ.

એખલ કે હિસ્સે તૌરેતમેં ભી લિખા હૈ, કિ યહ સુયા જબ લડાઇમેં લડતા થા, તબ સૂર્ય કિતનેક ઘંટે તક ચલનેમેં થંભ ગયા થા;

ઇત્યાદિ સર્વ ધર્મ પુસ્તકોંમેં પ્રાય: સૂર્યકા ચલનાહિ લિખા હૈ.

પ્રશ્ન ૧૦૨—પૃથ્વી સ્થિર છે એવો કોઇ અન્ય શાસ્ત્રોનો દાખલો છે?

ઉત્તર—સાભળો, ઋ અ. ૨, અ. ૫, વ. ૨ મેં લિખા હૈ. યથા.

"अचरंती अविचले द्वे एवैते द्यावा पृथिव्यो" ॥

અવિચળ, અચળ, અર્થાત્ સ્થિર દોહી હૈ સ્વર્ગ ૧ ઔર પૃથ્વિ ૨.

ઇત્યાદિ ઋચાઓસે સૂર્યકા ચલના, ઔર પૃથ્વીકા સ્થિર રહના

કથન કિયા હૈ ઐસેહી યજુર્વેદાદિ સંહિતા ઔર બ્રાહ્મણ ભાગોંમેં સૂર્યકે ચલનેકા કથન હૈ, એમ તત્ત્વનિર્ણયપ્રાસાદમા કહ્યું છે—

તથા યોગવાસિષ્ટ નિર્વાણ પ્રકરણ ૨૨૦ મે સર્ગે, પાને ૧૧૩૨ મે કહ્યું છે કે–સૂર્ય ચંદ્રમા નક્ષત્ર સહિત ચક્ર ફિરતા હૈ.

૧૭૯ મે સર્ગે પણ સૂર્ય, ચદ્ર અને તારાનું ચક્ર ફરતુ કહ્યુ છે.

પ્રશ્ન ૧૦૩—જૈન સૂત્રોમાં ગત કાળના મનુષ્ય તથા તિર્યંચાદિનાં શરીર તથા આયુષ્યની વાતો વર્તમાન સમયના પ્રમાણથી અતિશય પ્રમાણ વાળી સાંભળીને કેટલાંક મનુષ્યોને આશ્ચર્યકારક થઇ પડે છે અને કેટલાક તો હાંસીરૂપમાં ગણી તે વાતને તદન જુઠીજ ગણી કાઢે છે તેનુ કેમ ?

ઉત્તર—જે માણસને શાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, જે વર્તમાન સમયના વિચાર ઉપર આધાર માની બેઠા હોય અથવા તો જે નાસ્તિક વિચારના હોય, યા ગતકાળની વાતો માનતા ન હોય. તેવાઓને માટે તો કહેવાનુંજ શું ? શાસ્ત્રના માનવાવાળા બ્રહ્માની ઘડી કે બ્રહ્માના મસ્તકની વાતોનો ખ્યાલ કરે તો જૈન શાસ્ત્રની વાતો કાંઇ અતિશયોક્તિમા જાય તેમ નથી. તોપણ આ પ્રચલિત જમાનામા ગતકાળનો દર્શનિક પુરાવો મળી આવે તો પૂર્વલી વાતને ટેકારૂપે થઇ પડે, માટે આપણે તેની શોધખોળ કરવી જોઇએ.

પ્રશ્ન ૧૦૪—ઉપરના પ્રશ્નના ગતકાળનાં મનુષ્ય તિર્યંચાદિનાં શરીર તથા આયુષ્ય સંબંધીના જમાનાને અનુસરીને કોઇ દુનિયામા મનાતા વિદ્વાન્ કે પ્રોફેસર તરફથી થયેલા ખુલાસા સહિત આધાર છે ? હોય તો બતાવશો ?

ઉત્તર—સાભળો, તત્ત્વ નિર્ણય પ્રાસાદ પૃષ્ટ ૬૨૫ મે લખ્યું છે કે સન ૧૮૫૦ મા મારૂઆ નજીક ભૂમિમે ખોદતાં રાક્ષસી કદનાં મનુષ્યનાં હાડ ભૂમિમાથી નીકળ્યાં હતા. તેના જડબાનુ હાડકું આદમીના પગ જેટલું લાબુ હતુ. તેની માથાની ખોપરી પાકા ૨૪ શેર વડે સમાય તેવડી હતી. એકેક દાતનુ વજન રૂા ૨ ભારનું હતુ

પૃષ્ટ ૬૨૬ મે લખ્યું છે કે–કિન્ટો લોકસ નામના શક્સ ૧૫ ફુટ ૬ ઇચ ઉચા હતા, એના ખભાની પહોળાઇ ૧૦ ફુટની હતી.

સારલામેનના વખતમા ફ્રગીગસ નામના સખસ ૨૮ ફુટ ઉંચા હતા તે દાખલો "ગુજરાતી મિત્ર" ત્રીજાના પુસ્તકમાં તા ૧૮ સપ્ટેમ્બર સન ૧૮૯૨ ના અંકમાં લખેલુ છે ( તત્વ નિ પ્રા. )

"કોન્ફરન્સ પ્રકાશ." તા. ૧૮ ડિસેમ્બર સન્ ૧૯૧૫ પુસ્તક ૪ થું અંક ૧૨ મો, પૃષ્ટ ૧૩ મે "અદ્‌ભુત ઢાંચા" ના લેખમાં લખ્યું છે કે—

આફ્રિકાકે એક ડાક્ટરને એક મનુષ્યકા ઢાંચા નિકાલા હૈ; જિસકે લિયે અનુમાન યહ હોતા હૈ કિ વહ ડૂબકર મરા થા. ઔર ઉસ સમય આફ્રિકો ભૂમિ પાની કે તળે થી, ઇસ ઢાંચેમે હડીયાંકી લંબાઈ ચૌડાઇ વર્તમાન કાળકી હડીયોંસે બહુતહી અધિક હૈ. આશ્ચર્ય યહ હૈ કિ હડ્ડિયોકો કોઇ હાનિ નહિ પહુંચી હૈ, ઇસી તરહ અમેરિકાકી ભૂમિસેં ડાક્ટર બ્રાઉન સાહેબને એક છિપકલીકા ઢાંચા નિકાલા હૈ; જિસકી ચૌડાઈ ૪ ફુટ ઔર ઉંચાઈ ૨૦ ફુટ હૈ. ઉસકી ખોપરીકા વજન ૫૦ મણ હૈ, ૨૫૦ પ્રબળ જવાનોંને ઉસ ઢાંચેકો ઉઠાકર રેલપર ચઢાયા થા.

બહુત સે મનુષ્ય પહિલેકી બાબતમેં જો જૈનશાસ્ત્રોમેં લંબાઇ ચૌડાઇ કહી હૈ ઉસકો સત્ય માનતે હૈં સો અભી ઇન પુરૂષોંને પ્રત્યક્ષ બતલા દિયા હૈ, ઇસ લિયે ઉન ભોલે મનુષ્યોકો ચાહિયેં કિ જૈન શાસ્ત્રોપર વિશ્વાસ કરે, લેખક–લાલચંદ રાંકા.

પ્રશ્ન ૧૦૫—તિર્યંચ વિષે વિશેષ ખુલાસા હોય તો જણાવશો ?

ઉત્તર—સાંભળો. તત્ત્વનિર્ણય પ્રાસાદ પાને ૬૨૬ મે લખ્યું છે કે, "તા. ૧૨ નવેમ્બર સને ૧૮૯૩ મા મુંબઇના ગુજરાતી પત્રમા લખ્યું છે કે:—હુંગરીમા રાક્ષસી કદનું એક મેડક (દેડકું) નુ હાડપીંજર જડયું છે. એ મેડક "લેવીરીનથોડોન" ના નામથી ઓળખાય છે. પ્રાચીન વખતના શોધનારાઓને માલુમ પડયું છે કે એવી જાતનુ મેડક અતીતકાળમાં ઘણું જ હાડકાવાળુ જોવામા આવતું, પરંતુ આજ કાળમાં એવા મેડકનાં હાડકાં નથી. તે મેડકની ખોપરી એટલી તો મોટી હતી કે તેની બે આંખો વચ્ચે ૧૮ ઇંચનુ અંતર હતું અને તેની ખોપરીનું વજન ૩૧૨ રતલ હતું. એના સર્વે શરીરના હાડનું વજન ૧૮૬૦ રતલ અર્થાત્ એક ટન લગભગ હતુ"

પ્રોફેસર થીઓડોર કુક આપણા બનાવેલા ભુસ્તર વિદ્યાના ગ્રંથમાં લખે છે કે પૂર્વકાળમા ઉડતી (છપકલી–કીરલી) જાતનું પ્રાણી એવડું મોટું હતું કે તેની પાંખ ૨૭ ફુટ લાબી હતી.

મહાભારતના ૨૯ મા અધ્યાયમા લખ્યું છે કે, ૬ જોજન ઉંચા અથવા ૧૨ જોજન લાંબા હાથી હતા. તથા ત્રણ જોજન ઉંચા અથવા દશ જોજનના પરિઘ (ઘેરા) એવા કુર્મ (કચ્છુ–કાચબા) લખ્યા છે.

મહાભારતના ૧૯ મા અધ્યાયમાં લખ્યું છે કે રાહુનુ મસ્તક પર્વતના શિખર જેટલું મોટું હતુ

પ્રશ્ન ૧૦૬—પ્રાચીન સમયમા લાંબા આયુષ્ય વિષે અન્ય શાસ્ત્રમા કાંઇ જણાવે છે ખરૂં ?

ઉત્તર—હા, સાભળો. "તત્ત્વનિર્ણય પ્રાસાદ" માં લખ્યું છે કે, મનુસ્મૃતિની ટીકામા શ્રી રામચન્દ્રજીનું આયુષ્ય દશ સહસ્ત્ર (૧૦૦૦૦) વર્ષનું લખ્યું છે.

પૃષ્ટ ૬૨૭ માને વિષે લખે છે કે-મહાભારતના ૧૬ મા અધ્યાયમાં બ્રહ્માની દીકરી કશ્યપની સ્ત્રી કન્દ્રુકે અંડેકો પકનેકો કાળ (૫૦૦) વર્ષનો લખ્યો છે. અથવા વનિતાનો અડેકો પાકવાનો કાળ એક સહસ્ત્ર (૧૦૦૦) વર્ષનો લખ્યો છે

તૈરેત ગ્રથમા નુહ આદિ કેટલાક મનુષ્યોની ૯૦૦ અથવા ૮૦૦ વર્ષની આયુ લખી છે. (ઇતિ તત્ત્વનિર્ણય પ્રાસાદ)

પાડવના ઉત્તર ત્રીજે પ્રકરણે પાને ૪૪ મે કળીયુગ માહાત્મ્યમા કહ્યુ છે કે-ક્ષત્રીય દયાધર્મનો ત્યાગ કરશે, પાપની સ્થાપના કરશે, અને પાને ૫૧ મે કહ્યુ છે કે-કળીયુગમાં મનુષ્યનું આઉખું ૩૦ ત્રીશ વર્ષનું થશે, આઠ વર્ષની સ્ત્રી ગર્ભ ધરશે, અને જૈન શાસ્ત્રમાં પાચમા આરાના અતે મનુષ્યનું આઉખુ ૨૦ વીશ વર્ષનું અને શરીરની અવઘેણા (ઉંચાઇ) એક હાથની કહી છે.

ઉપરના તમામ પ્રશ્નનો પરમાર્થ એ છે કે-જેમ જેમ કાળ ગમન કરતો જાય છે તેમ તેમ મનુષ્યનુ આયુષ્ય અને શરીરની અવઘેણા અને શકિત-બળ ઓછુ થતું જાય છે. એમ દરેક શાસ્ત્રથી સાબીત થાય છે.

પ્રશ્ન ૧૦૭—કેટલાક લોકો ભરતક્ષેત્રને હિંદુસ્તાનના નામથી બોલાવે છે. યા ઓળખાવે છે. તે વાત સત્ય છે કે કેમ ?

ઉત્તર—જૈન સૂત્રેમા હિંદુસ્તાન શબ્દ છેજ નહિ, પણ ભરતક્ષેત્રનો અમુક ભાગ કે જ્યા હિંદુની વસ્તી વધારે હોવાથી યા હિંદુ રાજ્યનો પ્રદેશ વધારે હોવાથી અથવા તેની સરહદ પર સિંધુ નદી આવેલ હોવાથી ભરતક્ષેત્રના અમુક ભાગનું નામ હિંદુસ્તાન આપવામાં આવ્યુ હોય એમ જણાય છે.

પ્રશ્ન ૧૦૮—એ સબધી કોઇ શાસ્ત્રથી સાબીત થાય તેવો પુરાવો છે ?

ઉત્તર—તત્ત્વનિર્ણય પ્રાસાદ ચતુસ્ત્રિંશ સ્તભ ।। પાને ૬૩૦ મેં કહ્યું છે કે-કિતનેક કહેતે હૈ કિ, જૈન મતને જો ભરતાદિકી બનાઇ, ઔર

ચૌડાઈ કહી હૈ. સો બહુત હૈ. ઔર દેખનેમેં હિંદુસ્તાન થોડાસા હૈ. ઇસકા ક્યા સબબ હૈ ?

તેના ઉત્તરમાં એમ જણાવે છે કે—જૈન મતમેં હિંદુસ્તાનકા નામ કુછ ભરતખંડ નહી લિખા હૈ. કિંતુ આર્ય, અનાર્ય, સર્વ દેશ મિલાકે ૩૨૦૦૦ દેશ જિસમેં વસતે થે. ઉસકા નામ જૈનમતમેં ભરતખંડ લિખા હૈ, વે અનાર્ય, આર્ય દેશ. જૈનસે. હૈ. ઉનકે નામ શ્રી પ્રજ્ઞાપના ઉપાંગ સૂત્રસેં લિખતે હૈ. પ્રથમ અનાર્ય દેશકે નામ લિખતે હૈ.

શક ૧, યવન ૨, ચિલાત ૩. શબર ૪, બર્બ્બર ૫, કાય ૬, મુરૂંદ ૭, ઓડુ ૮, ભડગ ૯, તીણ્ણક ૧૦, પક્કણુ ૧૧, નીક ૧૨, કલક્ષ ૧૩, ગોડ ૧૪, સિહલ ૧૫, પારસ ૧૬, ગોધ ૧૭, અંધ્ર ૧૮, દમિલ ૧૯, ચિલ્લલ ૨૦, પુલિંદ ૨૧, હારોસ ૨૨, દોવ ૨૩, બોકકણુ, ૨૪, ગંધહાણુ ૨૫, બહલિ ૨૬, અર્જલ, ૨૭, રોમ ૨૮, પાસ ૨૯, બકુશ ૩૦, મલકા ૩૧, બંધકાય (ચૂંચુકા) ૩૨, સૂકલિ (ચૂલિક) ૩૩, કુંકણુ ૩૪, મેદ ૩૫, પલ્હવ ૩૬, ચાલવ ૩૭, મગ્ગર (મહુર) ૩૮, આભાસિક, ૩૯, કણુ (અણુક) ૪૦, વીરણુ (ચીન) ૪૧, લ્હાસીક ૪૨, ખસ ૪૩, ખાસિક ૪૪, નેદૂર ૪૫, મઢ ૪૬, ડોંવિલગ ૪૭, લકુસ ૪૮, ખકુસ ૪૯. કેકેય ૫૦, અરબ ૫૧, હૂણુક ૫૨, રોમક ૫૩, ભમરૂ ૫૪. ઇત્યાદિ.

ઔર, શક ૧, યવન ૨, શબર ૩, બર્બ્બર ૪, કાય ૫, મરૂંડ ૬, ઉડ્ડ ૭, ભડડ ૮, ભિતિક ૯, પાકણિક ૧૦, કુલાક્ષ ૧૧, ગૌડ ૧૨, સિંહલ ૧૩, પારસ ૧૪, કૌચ ૧૫, અંધ્ર ૧૬, દ્રવિડ ૧૭, ચિલ્વલ ૧૮, પુલિંદ્ર ૧૯, આરોપા ૨૦, ડોવા ૨૧, પોકાણા ૨૨, ગંધહારકા ૨૩, બહલીકા ૨૪, જલ્લા ૨૫, રોસા ૨૬, માષા ૨૭, બકુશા ૨૮, મલપા ૨૯, ચંચુકા ૩૦, ચૂલિકા ૩૧, કોંકણગા ૩૨, મેદા ૩૩, પલ્હવા ૩૪, માલવા ૩૫, મહુરા ૩૬, આભાષિકા ૩૭, અણુકા ૩૮, ચીના ૩૯, લાસિકા ૪૦, ખસા ૪૧, ખાસિકા ૪૨, નેહુરા ૪૩, મહારાષ્ટ્રા ૪૪, મુઢા ૪૫, મૌષ્ટિકા ૪૬, આરબ ૪૭, ડોબિલક ૪૮, કુહુણા ૪૯, કેકયા ૫૦, હૂણા ૫૧, રોમકા ૫૨, રૂરુઆ ૫૩, મરૂકા ૫૪. ઇત્યાદિ અનાર્ય દેશકે વાસી મનુષ્યોકે નામ: પ્રશ્નવ્યાકરણ સૂત્રમેં લિખે હૈ

મિલિંદ ૧૯, પુલિંદ ૨૦, ક્રૌચ ૨૧, ભ્રમર ૨૨, રૂંકા ૨૩, કૌચાક ૨૪, ચીન ૨૫, ચચૂક ૨૬, માલંગ ૨૭, દમિલ ૨૮, કુલક્ષય ૨૯, કેકય ૩૦, કિરાત ૩૧, હયમુખ ૩૨, ખરમુખ ૩૩, તુરગમુખ ૩૪, મેઢકમુખ ૩૫, હયકર્ણ ૩૬, ગજકર્ણ ૩૭. ઇત્યાદિ અનાર્ય દેશોંકે નામ, સૂત્રકૃતાગકી નિર્યુક્તિમેં કહે હૈ. ઇત્યાદિ એકતીશ સહસ્ત્ર નવસો સાઢે ચહુતર ૩૧૯૭૪॥ અનાર્યદેશ જીસમે વસતે હૈ ઔર સાડે પચવીશ આર્ય દેશ હૈ. ઉનકે નામ પ્રજ્ઞાપના સૂત્રમે લિખતે હૈ

•

રાજગૃહનગર–મગધજનપદ ૧, અંગદેશ–ચંપાનગરી ૨, બંગદેશ–તામ્રલિપ્તીનગરી ૩, કલિંગદેશ–કંચનપુરનગર ૪, કાશીદેશ–વાણારસીનગરી ૫, કોશલદેશ–સાકેતપુર, અપર નામ અયોધ્યાનગર ૬, કુરૂદેશ–ગજપુર–હસ્તિનાપુરનગર ૭, કુશાવર્તદેશ–સૌરિકપુરનગર ૮, પંચાલદેશ–કાંપિલપુરનગર ૯, જંગલદેશ–અહિછત્તાનગરી ૧૦ સૌરાષ્ટ્રદેશ–દ્વારામતી–દ્વારિકાનગરી ૧૧, વિદેહદેશ–મિથિલાનગરી ૧૨, વત્સદેશ–કૌસાંબીનગરી ૧૩, શાંડિલ્યદેશ–નંદીપુરનગર ૧૪, મલયદેશ–ભદ્દિલપુરનગર ૧૫, વચ્છદેશ–વૈરાટનગર ૧૬, વરણુદેશ–અચ્છાપુરીનગરી ૧૭, દશાર્ણદેશ–મૃતિકાવતીનગરી ૧૮, ચેદિદેશ–શૌક્તિકાવતીનગરી ૧૯, સિંધુદેશ–વીતભયનગર ૨૦, સૌવીરદેશ–મથુરાનગરી ૨૧, સૂરસેનદેશ–પાપાનગરી ૨૨, ભંગદેશ–માસપુરીવટ્ટાનગરી ૨૩, કુણાલાદેશ–શ્રાવસ્તીનગરી ૨૪, લાઢદેશ–કોટીવર્ષનગર ૨૫, શ્વેતંબિકાનગરી–કેકયદેશ ૨૫. યે સાડેપચવીશ આર્યદેશ હૈં.

કયોંકિ ઇનદેશોમેહિ જિન તીર્થંકર, ચક્રવર્ત્તી, બળદેવ, વાસુદેવાદિ, આર્ય શ્રેષ્ઠ પુરૂષોકા જન્મ હોતાહૈ. ઇસવાસ્તે ઇનકો અર્યદેશ કહેતે હૈ. યે સર્વ આર્ય દેશ વિંધ્યાચળ, ઔર હિમાલયકે બિચમે હૈ. હૈમઅમરાદિ કોશોંમેંભી ઐસેહી આર્ય દેશ કહા હૈ. એસે અનાર્ય આર્ય સર્વ દેશ મિલાકે ૩૨૦૦૦ જીસમેં વાસ કરતે હૈં તિસકો જૈનમતમે ભરતખંડ કહા હૈ નતુ હિંદુસ્તાન માત્રકો.

ઐસે પૂર્વોક્ત ભરતખંડકી ભૂમિપર બહુત જગોપર સમુદ્રકા પાણી ફિરનેસેં ખુલ્લી ભૂમિ થોડી રહગઇ હૈ યહ બાત જૈન ગ્રંથોસે, ઔર પરમતકે ગ્રંથોંસેં ભી સિદ્ધ હોતી હે. ઔર અનુમાનસે ભી કિતનેક બુદ્ધિમાન સિદ્ધ કરતે હૈ. જૈસે સન ૧૮૯૨ સપ્ટેંબર માસ તારીખ ૫ કો નવમી ઓરીએંટલ કાંગ્રેસ, જો લંડન શાહરમે હુઇ.

તિસમે પંડિત મોક્ષમુલ્લરને અપને ભાષણમેં એસા સિદ્ધ કરા હૈ કિ એસીયાસે લે કે અમેરિકા તાંઇ કિસી સમયમેં સમુદ્રકા પાની બીચમેં નહી થા; કિંતુ કેવળ એકહી ભૂમિકા સપાટ થી, પીછે સમુદ્રકે જલકે આ જાનેસેં બિચમે દેશોંકે ટાપુ બન ગયા હૈ આર ઇસા ( ઇસુખ્રીસ્તસેં ) પહિલે ૧૫૦૦૦ તથા ૨૦૦૦૦ વર્ષકે લગભગ સામાન્ય ભાષાકે બોલને વાલે પ્રાચીન લોક પૃથ્વીકે કિસી ભાગમે વસ્તે થે તેની ફુટનોટમાં લખ્યું છે કે-ઇસ કથનસેં જો ઇસાઇ લોક માનતે હે કિ ઇસ પૃથવીકે રચેકો, વા મનુષ્ય રચેકો છ સહસ્ત્ર ( ૬૦૦૦ ) વર્ષ હુએ હૈ. સો મિથ્યા ઠહરતા હૈ

તથા ડાકટર બુલ્હર સાહેબને અપને ભાષણમે જૈન લોગોકે સબંધમેં એક નિબંધ વાચકે સુનાયા થા કિ, જૈન લોગોંકી શિલ્પવિદ્યા કિતનેક દરજે (કિતનીક બાબતોંમે) બુદ્ધ લોગોંકી શિલ્પવિદ્યાકે સાથ મિલની આતી હૈ, તો ભી જૈન લોકોને, વે સર્વ બુદ્ધ લોકોકે પાસસેં નહી લી હૈ; કિંતુ વો વિદ્યા જૈન લોકોકે ઘરકી હી હૈ, એસા સબૂત કર દિયા થા. યહ સમાચાર, ગુજરાતી પત્રકે ૧૩ મેં પુસ્તકકે અકટોબર સન ૧૮૯૨ કે ૪૦ મે આર ૪૧ મેં અંકમેં હૈ. યહ યહાં પ્રસંગસે લિખા હૈ. ઇસ વાસ્તે ચીન, રૂસ, અમેરિકાદિ સર્વ ભરતખંડમેંહી જાનને.

પુર્વોક્ત સાઢેપચ્ચીશ આર્ય દેશોંકો, જૈન મતમેં આર્યક્ષેત્ર કહતે હૈ ( એ પ્રમાણે તત્ત્વનિર્ણય પ્રાસાદમાં લખ્યું છે. )

તેમજ “ અર્વાચીન જૈન ” ઇતિહાસમાં વાચવામાં આવ્યું છે કે-શ્રી મહાવીર દેવના વખતમાં ચાલીશ ક્રોડ ૪૦૦૦૦૦૦૦ જૈન હતા, અને અમેરિકામા જૈન ધર્મની પ્રવૃત્તિ હતી. ત્યાં પાર્શ્વનાથ ભગવાનનું શાસન પ્રવર્તતું હતું. એમ ઈતિહાસના લખાણથી જણાય છે, તો જો ત્યાંસુધી પાર્શ્વનાથ ભગવાનના સાધુઓનો વિહાર હોય તો હિંદુસ્તાન અને અમેરિકા વચ્ચે ( જળ વિના ) સપાટ જમીન હોવી જોઇએ, એમ ઉપરના મોક્ષમુલ્લરના ભાષણથી સિદ્ધ થાય છે.



## દોહરા.

વીર પ્રભુના વદનથી, વાણી જે વરસેલ ;
ગણધર દેવે તેહને, સૂત્ર રૂપે ગુથેલ ૧
ભવજળ તરવા ભવ્યને, અવલંબન રૂપ એહ ;
અનન્ય અનુપમ નાવ છે, એમા નહિ સંદેહ. ૨
સુધા સિંધુ સમ સૂત્રનું, પીયૂષ પાવા કાજ ;
ગુથી પ્રશ્નોત્તર તણી, મોહનમાળા આજ. ૩
આગમ રત્નાકર વિષે, છે છૂપા જે રત્ન ,
વ્યક્ત કરવા તે કર્યો, યથાશક્તિ મેં યત્ન. ૪
પ્રજ્ઞા, દર્શન, ચરણ, તપ, હરણ પાપ હરેક ;
સાધન ચારે સિદ્ધિના, વર્ણવ્યા ધરી વિવેક. ૫
અનેકાંત આગમ કહ્યા, એકંત વદે અણગાર;
દુજે અંગે વારીયો, એ નહિ તુજ વ્યવહાર. ૬
અનેકાંત આગમ કહ્યાં, નય નિક્ષેપ પ્રમાણ;
એકાંતવાદીને કહ્યો, મિથ્યાવાદ અયાણ. ૭
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ, ઉત્સર્ગ ને અપવાદ;
તે જાણ્યા વિણ જે વદે, એકાંત મિથ્યાવાદ. ૮
સમજી સરધી સત્યને, સત્પથ જો પકડાય ;
જિનપદ નિજપદ એક છે, એવો અનુભવ થાય. ૯
ચરણવિશુદ્ધિ સાધીને, તપથી તાવે તન ;
મ્હાલે મુક્તિ મહેલમાં, પાવે શાન્તિ અનંત. ૧૦
વાંચી વિચારી વ્હાલથી, સમજી સારાસાર ;
ગુણગ્રાહી થઇને કરો, દોષદ્રષ્ટિ પરિહાર ૧૧
શત અષ્ટોતર પ્રશ્નનો, ભાગ એકેક નિહાળ;
નવ ભાગે રચના કરી, મનહર મોહનમાળ. ૧૨
વિધવિધ ભેદે વર્ણવ્યા, પ્રશ્નોત્તર ધરી પ્યાર ;
સંશય છેદક છે બહુ, કરતા તત્ત્વવિચાર. ૧૩
સૂત્રાંતર્ગત ઉદ્ભવે, તર્ક વિતર્ક અનેક ;
અવલોકી આ ગ્રંથને, છેદો સંશય છેક. ૧૪
પિચુમંદામાં પેખિયું, ધર્મ તણું શુભ ધામ ;
બોધ સુણે બોધક તણો, મળીને તીર્થ તમામ. ૧૫

મુનિ મંડળમા મણિ સમા, અજરામર અણગાર,
દેવરાજજી શિષ્ય તસ, ઉત્તમ જસ આચાર. ૧૬
પ્રેમી તાસ પટોધરૂ, અવિચળ સ્વામી અનુપ,
હેમચંદ્રજી શિષ્ય તસ, સુંદર જાસ સ્વરૂપ. ૧૭
આધ્યાત્મિક ગુણ આગળા, પંડિતમાં પ્રખ્યાત,
ગુણીયલ ગુરૂ ગોપાલજી, સુરતરૂ સમ સાક્ષાત. ૧૮
પૂરણ તાસ પ્રતાપથી, રચી મુનિ મોહનલાલ,
ભવિ જન હૃદયે ધારવા, મનહર મોહનમાળ. ૧૯
પ્રશ્નોત્તર પરિમળ કમળ, ભ્રમર ભવિક દિલ ચ્હાય,
ગુણો ગોળી જો તજે, તો તે પણ લલચાય ૨૦
ધોલેરાના શ્રાવકે, અધિક ધરી મન ભાવ;
ઉપકારક જાણી કર્યો, ગ્રંથ તણો ફેલાવ. ૨૧
એગુણ્યંસસો એંશીનો, ફાલ્ગુન માસ રસાળ,
શુદ પ્રતિપદ ગુરૂ વાસરે, ગ્રંથ થયો તૈયાર. ૨૨
નૃપદુર્ગે સુખ શાન્તિમાં, કલ્પમાસ વીતેલ,
પૂર્ણાહૂતિ ગ્રથની, ત્યારે ત્યા કીધેલ. ૨૩
શ્રીવીરજિનની વાણીથી, ન્યૂનાધિક વિપરીત,
ભૂલથી ભાખ્યુ હોય તો, હો મિથ્યાદુષ્કૃત ૨૪
સાયર, જળ, શશિ સૂર્યના, વર્તે જબ લગ વાર,
ગુણિજન તબ લગ ગ્રથ આ, પૂર્ણ લહો પ્રચાર. ૨૫
પઠન, શ્રવણ, ચિંતન કરી, ગ્રહી વિવેકે સાર;
જીનાજ્ઞા આરાધશે, તે લેશે ભવ પાર. ૨૬

ઇતિ શ્રી પરમપૂજ્ય શ્રી ગોપાલજી સ્વામી. તત્ શિષ્ય મુનિ શ્રી મોહનલાલજી કૃત શ્રી “ પ્રશ્નોત્તર મોહનમાળા ” નવમો ભાગ સમાપ્તઃ ॥



# શુદ્ધિપત્ર.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | ગૈતમ ... | ... ગૈતમ |
| ૧૩ | ૨૪ | મોદક .... | ... મોક્ષ |
| ૨૮ | ૨૦ | અ તોકોડનો .. | ... અ તોકોડાકોડનો |
| ૬૮ | ૨૬ | જનમાર્ગાનુસારે | ... જૈનમાર્ગાનુસારે |
| ૮૫ | ૫ | ધયો .... | .. થયો |
| ૧૧૧ | ૧ | સધી . | ... સધી |
| ૧૧૧ | ૪ | ફહેવાય | .... કહેવાય |
| ૧૬૮ | ૪ | ડબાર્થ ... | . ટબાર્થ |
| ૧૭૫ | ૨૬ | હિતહિક્ષા .. | હિતશિક્ષા |
| ૧૮૯ | ૧૮ | પરથાર્થ .... | .... પરમાર્થ |
| ૨૦૬ | ૨૫ | મ્હેરગીરે બૂમમારી | .. મ્હેરગીરને બળતા લુગડાની ગંધ આવવાથી બૂમ મારી. |
| ૨૩૭ | ૨૨ | रयणउभाए ... | ... रयणप्पमाए |
| ૨૩૭ | ૨૨ | सव्वजीवाप्पववण | ... सव्वजीवाउववण |
| ૨૪૫ | ૨૯ | आउयभेरेति ... | . आउयभेदोत्ति |
| ૨૪૭ | ૨૩ | हवेज्ज, सोवक्क ॥ य | .. हवेज्ज सोवकमाय |
| ૨૫૬ | ૫ | नेय ... | ... भेय |
| ૨૬૧ | ૩૨ | ભય રાએવો નહિ | ... ભય રાખવો નહિ |
| ૨૮૦ | ૧૧ | પાડનો ... | ... પાઠનો |
| ૨૮૦ | ૧૨ | આવોવવાના છે | .... આલોવવાના છે |
| ૨૯૩ | ૩૦ | શસ્ત્રને . | . શાસ્ત્રને |
| ૨૯૪ | ૭ | પારહાસ ... | .... પરિહાસ |
| ૩૦૬ | ૧૯ | બશ્રેયકારી ... | .. અશ્રેયકારી |
| ૩૨૧ | ૨૮ | કુસમાનગતિ .. | ... કુસમાનગતિ |
| ૩૨૧ | ૨૯ | અકુસમાનગતિ | .... અકુસમાનગતિ |
| ૩૩૫ | ૧૪ | જુ । .... | ... જુદા |
| ૩૪૧ | ૨૯ | પ્રયાણુ ... | ... પ્રમાણુ |
| ૩૪૬ | ૨૨ | ઉડ । ... | . ઉડતા |

| | | | |
|---|---|---|---|
| ૩૪૬ | ૨૮ | ખધના .... | .... ખધનાથી |
| ૩૪૭ | ૨૫ | ન ॥ .... | ... નથી |
| ૩૪૮ | ૧ | સુવર્ણે ... | .... સવર્ણે |
| ૩૪૮ | ૨ | સુવર્ણુ | .... સવર્ણુ |
| ૩૫૧ | ૧૦ | ાલની ... | .... કાળની |
| ૩૫૭ | ૩–૪ | વર્ણ, રસ, સ્પર્શ, | .... વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, |
| ૩૬૦ | ૧૧ | સમર્થ હોતો .... | .... અસમર્થ હોતો |
| ૩૬૪ | ૨૬ | વઋનાભ ... | .... વજ્રનાલ |
| ૩૭૪ | ૧૧ | સેવાઓકે .... | .... સેનાઓકે |
| ૩૭૫ | ૧૯ | પ્રતિવોધનીયા .... | ... પ્રતિવોધનીયા |
| ૩૭૫ | ૨૪ | નિત્રદ્ધકઠ ... | .... નિળધકઠ |
| ૩૭૯ | ૩ | મજબત ... | ... મજબુત |
| ૩૮૫ | ૧૨ | અને છેલ્લા .. | ... અને પહેલા છેલ્લા |
| ૩૦૬ | ૩૧ | ૪–૪ ... | ... ૪૨૪ |
| ૪૦૧ | ૧૯ | ઘાતકી .... | ... ધાત્કી |
| ૪૦૩ | | કળશ ... | ... બીજો કળશ મુળ લખાણ પ્રમાણે બરાબર નથી. |
| ૪૦૬ | ૨૧ | નિઘાન ... | .... નિધાન |
| ૪૧૪ | ૨૩ | બોલે કેટલા ?... | .... બોલ કેટલા ? |
| ૪૧૭ | ૧૦ | દેવાધિક .... | .... દેવાદિક |
| ૪૧૭ | ૨૮ | દશમા ગુણ ઠાણાના | .... દશમા ઠાણાના |
| ૪૪૯ | ૨૧ | कलस ... | ... कलश |
| ૪૫૦ | ૩ | यथोत्यथेव .... | .... यथोत्पथेन |
| ૪૫૧ | ૫ | एकं अपिरारम्भ, | .... एकंअपिनिरारम्भं, |
| ૪૫૧ | ૫ | उपवानोसं ... | .... उपवासं |
| ૪૫૮ | ૩ | तपः... . | ... त्तपः |
| ૪૫૮ | ૨૩ | सप्त्या ... | .... तप्त्या |
| ૪૫૮ | ૨૪ | स्तेपांच ... | .... स्तेषाच |
| ૪૬૧ | ૧૧ | मुक्खाण ... | .... सुक्खाण |
| ૪૬૧ | ૨૦ | काडे ... | .... क्रोड |
| ૪૬૩ | ૨૬ | थद्ध .... | .... थद्धे |

| | | | |
|---|---|---|---|
| ૪૬૪ | ૨૮ | अजंज . ... | अज्झझ |
| ૪૬૭ | ૨૩ | લોપાય .... .... | બોલાય |
| ૪૬૯ | ૧૧ | જ્ઞાનતો ... ... | જ્ઞાનનો |
| ૪૭૧ | ૧ | દ નરૂપી ... .... | જ્ઞાનરૂપી |
| ૪૭૩ | ૧૪ | વૈકાલિક . .. | દશવૈકાલિક |
| ૪૭૪ | ૨૭ | ઉત્તર .... | આ શબ્દ ખોટો છે |
| ૪૭૭ | ૧૬ | સુકરે છે ... ... | સુકર છે |
| ૪૭૯ | ૮ | सेसारीसए .. | सेतारीसए |
| ૪૮૦ | ૫ | ડેકાણે ... .. | ઠેકાણે |
| ૪૮૦ | ૧૭ | छादनोभावने ... | छादनोद्भावने |
| ૪૮૩ | ૨૧ | सदालु ... .... | सदालुब्ध |
| ૪૮૪ | ૪ | મૂઠમૂઠ ... ... | ઝૂઠમૂઠ |
| ૪૮૭ | ૧૪ | कालेषु . ... | काकेषु |
| ૪૮૮ | ૨૦ | विपढते .... .... | विषदते |
| ૪૯૩ | ૩૧ | વચલા બાવીશ તિર્થંકરના સાધુ, ૨. | વચલા બાવીશ તીર્થંકરના સાધુ, તથા મહાવિદેહના સાધુ ૨. |
| ૫૦૨ | ૧૮ | માહે .... | માટે |
| ૫૦૩ | ૧૩ | वियट्ट मोइ .... ... | वियड्ड मोइ |
| ૫૦૯ | ૧૭ | શતક ૧૦ ને .... | શતક બીજે |
| ૫૧૨ | ૧૪ | सूचीकुसग्ग असंवरे ++.... | सूचीकुसग्ग संवरे ++ |
| ૫૧૩ | ૨૭ | પ્રતે ... .... | ભગવત પ્રત્યે |
| ૫૧૭ | ૧૪ | સહિત ... ... | રહિત |
| ૫૧૯ | ૨૬ | ઉપઘાત .... .... | ઉપધાન |
| ૫૨૪ | ૧૯ | नक्तृत्वं . .... | नकर्तृत्वं |
| ૫૨૪ | ૨૦ | श्लोक १८ .. ... | श्लोक १४ |
| ૫૩૨ | ૫ | આક્રિકી . ... | આક્રિકાકી |
| ૫૩૨ | ૨૬ | ઉડતો (છપકલી-કીરલી .... | ઉડતી ગીરોલી (છપકલી-કીરલી) |
| ૫૩૩ | ૧૪ | પાંડવના ઉત્તર .... | પાડવના ઉત્તર ચરિત્રમાં |
| ૫૩૫ | ૧૮ | કેકય દેશ ૨૫ .... | કેકય આધાદેશ ૨૫ાા |

તૈયાર છે ! તૈયાર છે !!

# શ્રી પ્રશ્નોત્તર મણિરત્નમાળા—ભાગ ૨ જો.



## આવૃત્તિ બીજી.



શાસ્ત્રવિશારદ મુનિશ્રી મણિલાલજી મહારાજના ઘણાં વર્ષોના પ્રબળ પુરૂષાર્થનું આ અનુપમ અને પરમ ઉપકારક પરિણામ છે આ અપૂર્વ ગ્રંથની યોજના કરી મહારાજશ્રીએ જૈન સમાજ ઉપર અવર્ણનીય ઉપકાર કર્યો છે. અને જૈન સાહિત્યમા અગત્યનો ઉમેરો કર્યો છે. આ ગ્રંથમાં જૈનના ત્રણે ફીરકાને માન્ય એવાં લગભગ તમામ જૈન સૂત્રો તેમજ પ્રાચીન ગ્રથોમાંથી ઉપયોગી અંશોનું સ્પષ્ટીકરણ અતિ ઉત્તમ પ્રકારે પ્રશ્નોત્તર રૂપે કરવામાં આવ્યું છે. સૂત્રના અનેક ગહન પ્રશ્નોનાં સમાધાન અત્યંત બુદ્ધિમત્તાપૂર્વક કરવામાં આવ્યા છે. શૈલી સરળ છે. ભાષા શુદ્ધ ગુજરાતી છે. વાંચનારને આનંદ સાથે ઉત્તમ જ્ઞાન મળે તેમ છે. સિદ્ધાતરત્નોના ખજાના ખોલવાની ૩૧૦ ચાવી આ ગ્રંથમા આપેલ છે.

આ રત્નમાળાનો પ્રથમ ભાગ તેમજ આ બીજા ભાગની પહેલી આવૃત્તિ બહાર પડતાંજ વિદ્વાનોમાં અત્યંત આદરણીય થઇ પડેલ છે. અને આ બીજી આવૃત્તિ પણ ટુંક સમયમાજ ખપી જવા સંભવ છે. ૨૦૦ પૃષ્ટના તથા મજબુત પુંઠાવાળા આ ગ્રંથની કિમ્મત માત્ર બાર આના, પોષ્ટેજ ૦—૨—૦.

ગ્રાહક મહાશયોએ વી. પી. થી મંગાવવું અથવા ચૌદ આનાની ટીકીટ બીડવી. "પ્રશ્નોત્તર મોહનમાળા" ની સાથે મંગાવનાર માટે પોષ્ટેજ માફ

મળવાનું ઠેકાણું—

ઝવેરચંદ જાદવજી કામદાર.

ઠે. ખુશાલચદ રામજી બાખડા જૈન બુકસેલર,

રાજકોટ.

